સાહિત્ય સંસદ તરફથી
તંત્રીમંડળ :
જ્યોતીન્દ્ર હ. દવે
ધનસુખલાલ કૃ. મહેતા
રમણ ન. વકીલ
શંકરપ્રસાદ છ. રાવળ
ભાનુશંકર બા. વ્યાસ
(૧૧૧, એસ્પ્લેનેડ રોડ,
મુંબઈ–૧)



# ગુજરાત

નવું પુસ્તક ૩ : અંક : ૧
સપ્ટેમ્બર : ૧૯૩૬

વ્યવસ્થાપક :
મગનલાલ પ્રેસવાળા,
એમ. એ.

ગુજરાત કાર્યાલય :
ધી ન્યુ એપોલો પ્રી. પ્રેસ
૧૨૮, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબાઈ

## અનુક્રમણી



વાર્ષિક લવાજમ: હિંદમાં રૂ. ૫
સંસદના સભ્યો માટે: રૂ. ૪
પરદેશમાં ૧૨ શીલીંગ

આ અંકની કિંમત આઠ આના

સરકારની સીધી દેખરેખ અને ઓડીટ નીચે ચાલતી હિંદની સૌથી પહેલી
કો–ઓપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટી

# બોમ્બે કો–ઓપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાયટી, લીમીટેડ

(હેડ ઓફીસ ૯, બેક હાઉસ લેન, કોટ, મુંબાઈ)

તમારો વિમો શા માટે આપશો? કારણ કે:—

(૧) સરકાર તરફથી એક આઈ. સી. એસ. અધિકારી ડાયરેકટર છે.
(૨) સરકારી ઓડીટરો હીસાબ તપાસે છે
(૩) શેર હોલ્ડરો ન હોવાથી બધો નફો વીમો ઉતરાવનારને જ વહેંચાય છે.
(૪) ઓછામાં ઓછા રૂ. ૧૫૦ સુધીનો વિમો સ્વીકારાય છે.
(૫) વાર્ષિક પ્રીમીયમ ભરનારને અઢી ટકા વળતર.
(૬) કો–ઓપરેટીવ સોસાયટી તરીકે ઇન્કમટેક્સ અને સ્ટેમ્પ ડયુટી માફ છે.

અમદાવાદ જીલ્લાના મુખ્ય શહેરોમાં ડીસ્ટ્રીક્ટ અને સ્પેશીઅલ એજન્ટો ઘણી ઉદાર શરતોથી નીમવાના છે.

વીગત માટે મળો યા લખોઃ
કોઠારી શાન્તીલાલ ચતુરભાઈ
ધોલેરા બંદર

ચીફ એજન્ટસ
અનુપમ બ્રધર્સ.
સરૈયા પોળ ધીંકવા ગેટ, અમદાવાદ.

ચુનીલાલ ડી. બરફીવાલા, મેનેજીંગ ડીરેકટર.

# ગુજરાત



:દર મહીનાની તા. ૧૫મીએ પ્રગટ થાય છે:

નવા વર્ષનું 'ગુજરાત' નવીન અને
વિવિધ આકર્ષણભર્યું થયું છે.

## ઑક્ટોબર અંકમાં શું જોશો?

શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા

## જય સોમનાથ

(ચાલુ વાર્તા)



ઉપરાંત જુદાજુદા કવિઓનાં કાવ્યો, દોહન, નવું સાહિત્ય,
તંત્રીસ્થાનેથી વગેરે વગેરે રસપ્રદ લેખમાળા


આદ્યતંત્રી :
શ્રી. કનૈયાલાલ મા. મુનશી

સાહિત્ય સંસદ તરફથી

તંત્રીમંડળ :
શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી. રમણ ન. વકીલ,
શ્રી. શંકરપ્રસાદ છ. રાવળ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ

વાર્ષિક લવાજમ :
હિન્દમાં : રૂ. ૫-૦-૦
પરદેશ : ૧૨ શીલીંગ

સંસદના સભ્યો માટે
લવાજમ : રૂ. ૪-૦-૦

કાર્યાલય:
ન્યુ એપોલો પ્રીં. વર્કસ,
૧૨૮, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબાઈ, ૧.

# સ્ત્રીના સૌભાગ્યની નીશાની

# હીરાની
સળી કી. રૂ. ૨૦ તથા વધારે
કુડાજોડી કી. રૂ. ૧૫૦ તથા વધારે

ચાલુ સસ્તા દામે હીરાની જણસો વસાવવાની આ તક છે

બહારગામના ઓર્ડરનો માલ વી. પી. થી મોકલવામાં આવશે. કોઇ પણ કારણસર માલ પસંદ નહિ પડે તો એક અઠવાડીઆ સુધીમાં પૂરાં નાણું આપી માલ પાછો રાખીશું.

સ્થાપના : ૧૮૯૫

## સુરજમલ લલ્લુભાઇની કું.

હીરાના વેપારી,

૩૫૯, કાલબાદેવી રોડ મુંબાઇ, ૨.

---

ટુંક સમયમાં બહાર પડશે

## ૧૯૩૬ "બ્રોડકાસ્ટ" રેકર્ડો.

નીચેની ત્રણ રેકર્ડ તમારા ડીલર પાસે જરૂર સાંભળો.
અનુપમ સંગીતની લ્હાણ મેળવશો.

બુધસીંગ તાન (હીંદી)

G. R. 3009 { રૂપ બીના સંસારમેં.
પ્રીતમ પ્રેમ શરાબ પીલાદે.

શીવરાણી ઘોષ (ગુજરાતી)

B 3001 { હે પ્રભુ મા કોઇની મરશો નહી.
હે પ્રભુ દયા કરો.

બ્રોડકાસ્ટ ડ્રામેટીક પાર્ટી (ગુજરાતી)

B 3004 { ગુણવંતી ઘરનાર–ફારસ (લેખક: નરભેરામ પાંઢી)
યુગ ચમકાર–ફારસ (લેખક નરભેરામ પાંઢી)

## ધી મ્યુઝીકલ પ્રોડક્ટ્સ લી૦

મુંબાઇ — કલકત્તા — મદ્રાસ — કોલમ્બો

# 'અહો! અહિં ધમાલ શી?'

: પૃથ્વી :

અહો! અહિં ધમાલ શી? અહિં - તુફાન શું આવડું?
અહિં ખડખડાટ ને ફડફડાટ શો આ બધો?
ફૂટેલ અહિં આમ કેમ બરણી પડી, કાચની
અસંખ્ય કરચો બની છણુંવણું થઈ ખાંડમાં,
ગણ્યું નવ ગણાય એવું દલ કીડિયોનું ચડ્યું.

રકાબી પડીને ફૂટી, કપ ગયાં બચી કૈં વળી,
તપેલી ઢળી દૂધની, સ્પિરિટની તૂટી બાટલી.

નથી જ ઘરમાં નુકશાન કરનાર કો બાળકાં,
નથી અહિં પડોશનાં ફરકતાં કદી છોકરાં,
નથી અહિં પ્રવેશ કોઈ દિન કોઈ માર્જારનો,
નહીં નહીં નહીં કદી અહિં ધમાલિયા મૂરખો,
નથી પુરુષ નાર કોઈ પણિયાણી આ મન્દિરે,
નિવાસ અહિં તો ભલા સુઘડ કો કુંવારાતણો.
બન્યું તદપિ કેમ આ? બસ, નકી હવે એ જ એ;
લપ્યાં નફ્ફટ ભાળિયે અકલહીન એ કબુતરાં—
પૂરાઈ ઘરમાં રહ્યાં, અહિં નકામ કામો કર્યાં.

" મિત્રાવરુણૌ "

# 'સિપાઈ બસ આજનો'

: પૃથ્વી :

અનેક ઝળવાદળો જગતઘૂમતાં ઘેરતાં,
અનેકશિખ અગ્નિના પ્રલયઘોર શાં નર્તનો!

ભયંકર તમિસ્રના છળભર્યા મહાખેલમાં
દિસે ક્ષિતિજ-સીમ ના, નજર ના પડે જ્યોતિ કો;
ભલે; ભય કશો નથી, તિમિર આ શમો ના શમો,
મળો વિજય ના મળો, ઉર ધરું ન એ આરતો;

પ્રચંડ ઘમસાણમાં અદમ એક સામર્થ્યથી
સદાય ઘૂમી જો શકું બની સિપાઈ બસ આજનો.

શમી છળબળાટ આ જગનિકુંજિકાના જશે,
અને ઝળહળાટ ઓર લસશે મહુ જ્યોતિનો
અવશ્ય; અધિકેર વિકાસ નવભાવિનો ઉલ્લસી
અનેક મનુબન્ધુના હૃદયને નવી પ્રેરણા
કરેન્ત, નવમાર્ગ જીવનમહીં નવાં સર્જનો......

.................................................

નહીં નહીં વિશેષ આ હૃદયને કશી વાંછના,
સદાય બસ ઘૂમતું તિમિરનો કરી સામનો.

સુંદરજી બેટાઈ

# સ્વપ્નખંડેર*

સૂની રે સૃષ્ટિકેરી છાંયડી, સૂનું આભ અનંત,
આભાભર્યા રે મ્હારા ઉરનો બૂઝ્યો દીપ જ્વલંત;
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

ઊગ્યાં ઉષાકેરાં ઝરણાં, ઊગી સૂરજમાળ,
એથી ઊગ્યા ઓ રે ઓસરે એના ઊર્મિજુવાળ;
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

ઘેરાં આષાઢનાં આભલાં, ઘેરાં સિન્ધુનાં ગાન,
એથી ઘેરાં રે ગોરંભતાં એનાં અંતર વિતાન;
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

મીઠી કવિતાની ક્યારીઓ, મીઠા સંતોના સંગ,
એથી મીઠા રે એના સાથમાં માણ્યા રમ્ય પ્રસંગ;
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

ચાંદો સુહાવવા ચાંચમાં ગગને ઘૂમતા ગરૂડ!
કોણે રે ચાપ ચડાવીયાં? વીંધ્યાં વજ્જરઉર!
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

ક્યાં રે તપે રે ભાનુચંદ્રમા? ક્યાં છે સચ્ચિદાનંદ?
તિમિરે ભરી રે કોટિકલ્પના, વ્યર્થ વિશ્વના છંદ;
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

વ્હાલાં ક્યાં રે મ્હારાં વેગળાં મેલી માયાના મ્હેલ,
આ રે ક્યાંકેરે કોડીયે હજી છલકાતાં તેલ;
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

દવમાં બળે રે દિલનો ડુંગરો, શીળી એકે ન ટૂંક,
આવો ને કાળના વાયરા! મારું એકાદી ફૂંક.
શાન્તિ વિના રે મ્હારે સહુ સૂનું.

રમણીક અરાલવાળા

---

* સાહસ પર વિદેશ પ્રવાસે નીકળેલા મ્હારા મિત્ર શ્રી. શાન્તિલાલ દવેના અવસાનનિમિત્તે.

ઉપરથી ઉતરી સામે ગયો, અને છટાથી નમસ્કાર કર્યા. " તમને મારો વિશ્વાસ નથી આવતો ? "

સખ્તાઇથી, શકમંદ આંખો વડે મુખી આ મીઠાબોલા મંત્રી તરફ જોઇ રહ્યો. વિમલ બીજા માણસોથી તેને જરા દૂર લઇ ગયો, અને ધીમે અવાજે તેને કહ્યું, " હું રાવલની પાસેથી જ આવું છું. તમે એને મળ્યા, બક્ષીસો આપી. અને રાવલ ભાગ આપવા નાકબુલ થયા, પણ જાતે નહીં લડવાનું વચન આપ્યું. ખરી વાત ? હવે ખાતરી થઈ ? હું ખોટું કહેતો હોઉં તો પૂછો આ ચોહાણ કુંવરને."

મુખીને કંઈ વિશ્વાસ પડયો. તેણે પુછ્યું, " શું કામ રાવલે તમને મોકલ્યા છે ?"

" રાવલને લાગ્યું કે વખત છે ને મારવાડના રણમલ્લ રાવલ તમારે કહ્યે ન પણ માને. એટલે અમને મોકલ્યા. રાવલના તરફથી અમે ખાતરી આપીશું કે એ લડવાના નથી."

" ખાતરી આપવાની જરૂર ? " મુખીએ વહેમાઇને પુછ્યું.

" એટલી જ કે અણહીલવાડ પાટણના રાજા ભીમે રાઠોડને યુદ્ધમાં સામેલ થવાનું કહેણ મોકલ્યું છે," વિમલે હીંમતથી પાસો નાંખ્યો.

" એમ ? " મુખીએ પુછ્યું.

" હા ચાલો, " કહી વિમલે સાથે આવવાની આતુરતા દેખાડી. " અમે રાઠોડને કહેવા આવીએ છીએ કે ભીમદેવનું કહેણ પાછું કાઢે ? "

" એમ ? " કહી થોડાબોલો મુખી સાંઢણી પર ચઢયો, ને બંને કાફલાઓ સાથે ચાલવા લાગ્યા.

મુખીને જરાય વિશ્વાસ પડયો હોય એમ નહોતું લાગતું. ઉંઘેટી દેખાતી આંખોમાંથી તે વિમલને જોયા કરતો. વાત તો એ કરતો નહોતો, અને વિમલના વાત કરવાના પ્રયત્નોને પણ તે ઉત્તેજન નહોતો આપતો.

કયાં સુધી સાંઢણીના ડાબલાઓ શીવાય કંઈ અવાજ ન સંભળાયો. સામંતે તો વચન આપ્યું હતું તે પ્રમાણે તે મૂંગો મૂંગો જ ચાલ્યા કરતો. વિમલ પણ મુખીની સાંઢણીની સાથે પોતાની સાંઢણી રાખી, તેને તીક્ષ્ણ દ્દષ્ટિએ જોયા કરતો હતો. બંને એકબીજાની ચોકી કરતા હતા. જેમ વખત જતો ગયો તેમ વિમલ અધીરો થતો ગયો.

મૂંગા મૂંગા તે આગળ ચાલ્યા, ઘડીઓ જવા માંડી, મોડી રાત પરોઢીયામાં ફેરવાવા લાગી, અને વિમલનું હૈયું અધીરાઇથી વધારે ધબકવા લાગ્યું.

પ્હો ફાટવા માંડયો ત્યારે વિમલની અકળામણનો પાર રહ્યો નહીં. છેલ્લી તક હાથમાંથી સરી જતી લાગી. એની સાંઢણી પર મુખી ઠંડા પવનમાં ઝોકાં ખાતો બેઠો હતો. તે હવે વધારે વાર ધીરજ ધરી શકયો નહી. તેણે પોતાની સાંઢણી મુખીની સાંઢણી પાસે લીધી, પાછળ ફરી પોતાના માણસોને આંખ મારી, અને તરત તલવાર કાઢી મુખી પર ઘા કર્યો.

વિમલના અચંબાનો પાર ન રહ્યો. મુખી ઝોકાં નહોતો ખાતો પણ ઉઘાડી આંખે તેના તરફ જોઇ રહ્યો હતો, અને તેની તરવારની અણી વિમલની છાતીને અડકી હતી. એ વૃદ્ધ ઘુવડ તૈયાર જ બેઠો હતો, એમ વિમલને લાગ્યું, અને તરવારની અણી તેના શરીરમાં પેસે તે પહેલાં સમયસૂચકતાથી તે સાંઢણી પરથી સરી ગયો. તેની પાછળ તરત જ મુખીએ પોતાની સાંઢણી પરથી ભુસકો માર્યો.

બન્ને પક્ષો એકબીજાને જોયા જ કરતા હતા, ને વિમલની તરવાર ચમકી કે તરત સાંઢણી પર બેઠેલા સૈનિકો પાસે આવતા દુશ્મનો પર તૂટી પડ્યા. થોડીક સમશેરો ચમકી, થોડાંક બાણો છૂટ્યાં, થોડીક સાંઢણીઓ ભડકીને નાઠી, થોડી ચીસ પડી. ચારે તરફ મારા કાપી ચાલી રહી.

મુખી વિમલની પાછળ, નાગી તરવારે, કૂદ્યો. એની લાંબી ભયંકર સમશેર ઉઠવા જતા વિમલ પર ઝનૂની; અને સામંતનું ખંજર વિજળીની માફક ચમક્યું, પડ્યું, અને મુખીની ગરદનમાં ભોંકાઈ ગયું. ઉગામેલો હાથ ઢીલો પડ્યો, તેમાં ધરેલી તરવાર દૂર પડી, અને મુખી ધરણી ઢળ્યો.

વિમલ ઉભો થયો, મુખીના ત્રણ માણસો એને વીંટાઈ વળ્યા, અને ભયંકર ગર્જના કરી સામંત ખડ્ગ ફેરવતો પોતાની સાંઢણી પરથી વચ્ચે પડ્યો. મુખીના પડેલા શરીરની આસપાસ તુમુલ યુદ્ધ થયું. બધા ત્યાં દોડી આવ્યા. મુખીના માણસો મુખીને બચાવવા, વિમલ ને સામંતનાં માણસો પોતાના માલીકની સહાયે. પળ, પાંચ પળ તણખા ઉડ્યા; ચાર પાંચ માણસો ઘવાયા ને પડ્યા. સુકુમાર દેખાતો વિમલ અદ્ભુત ચપળતાથી ઘા કરતો; અને લોહાણુ વીર, સિંહસમી ગર્જના કરતો, રણનાં ઝેણ વધારતો ચારે તરફ ઘુમતો. મુખીએ આંખ ઉઘાડી, અને વિમલને પાસે જ ઉભા રહી લડતો જોયો. તેની આંખે અંધારા આવ્યાં હતાં છતાં અદ્ભુત શક્તિ ભેગી કરી તેણે પાસે પડેલી તરવાર લીધી, અને ઓઠ ભીડી એક હાથ ટેકવી બેઠા થઈ, તેને ફેંકવા હાથ ઉગામ્યો.

સામંતની નજર પડી. ભયંકર ગર્જના કરી તે મુખી પર કૂદ્યો અને જોરથી તેના શરીરને વિંધી નાખ્યું. મુખીના મુખમાંથી લોહી નીકળ્યું અને તેણે પ્રાણ છોડ્યા.

સામંતની ગર્જનાથી બધાનું ધ્યાન મુખી તરફ ખેંચાયું. બધાએ તેને મરતાં જોયો, અને તેના માણસો હતાશ થઈ મુઠી વાળી નાઠા.

" શાબાશ, લોહાણુ, શાબાશ..." વિમલે એ વચન જીવ બચાવનારને કહ્યું.

સામંત એકાગ્ર નયને મુખીને જોઈ રહ્યો હતો. "સોમનાથના દ્રોહીઓ બધા આજ મોતે મરવાના" અને વિજેતાના અધિકારથી મુખીની કમરે ખોસેલું હીરાજડિત ખંજર તેણે લઈ પોતાની કેડમાં રાખ્યું.

"અને આબેરના રાવલનો સંદેશો હવે અહીંઆં જ રહેવાનો," હસીને વિમલે કહ્યું.

મુખીનાં નવ માણસ મર્યાં, અને ત્રણ પકડાઈ ગયાં. સામંત ને વિમલનાં સાત માણસ ઇજાથી મર્યાં, ચાર ઘાયલ થયાં, અને ચાર—બન્ને સાથે—અણિશુદ્ધ રહ્યાં. સામંતે હવે પોતાને ઘરે જવાની અધીરાઈ બતાવી.

" લોહાણુ," વીમલ મંત્રીએ કહ્યું, " તમે આજે જીવનદાન દીધું, હું તમારો દાસ છું. મારા પ્રાણનાં ખામણાં કરું તો પણ ઓછું છે."

" મંત્રી," હેતાળ સામંતે કહ્યું "તમે મારા દાસ નથી, પરમ મિત્ર છો. ઘોઘાગઢ ઘર જ સમજજો."

" અને ગુજરાત આવો તો મને ભૂલશો નહીં."

બન્ને ભેટ્યા, અને પોતપોતાને રસ્તે પડ્યા.

મુખીના પકડાએલા માણસોને સાંઢણી પર બાંધી વિમલે મારવાડનો રસ્તો લીધો;

અને જેમ જેમ તેમની પાસેથી એણે ગરજનની સેનાની બાતમી મેળવી તેમ તેમ એની ચિંતા વધતી ગઇ.

ગરજનની સેનામાં ત્રીસ હજાર ઘોડેસ્વારો, પચાશ હજાર તીરંબાજ પાળા અને ત્રણ ત્રણ હજાર હાથી હતા, ત્રીશ હજાર સાંઢણીઓ પર પાણી લીધું હતું, આ ઉપરાંત હજારો માણસો સેવામાં સાથે હતા. પ્રયાણે નીકળેલા કોઇ દેશ જેવી આ સેના હતી. તેના ડગથી ધરા ધ્રુજતી તેના દુંદુંભીનાદે વ્યોમ ફાટતું. વિમલ આ વર્ણન સાંભળી દિંગ થઇ ગયો; થોડીવારે એને કલ્પનાનો તુકકો ગણી તે હસી પડયો પણ તેના હૃદયમાં પેઠેલો ડર ઉંડો ને ઉંડો જતો ગયો.

## પ્રકરણ સાતમું

### ઘોઘારાણાની જશગાથા

### (૧)

સામંત છુટો પડયો ત્યારે તેનું હૈયું હરખાતું હતું. ગરજનના હમ્મીર જોડેના પહેલા દાવમાં તો તેણે છત મેળવી હતી. 'પહેલો ઘા તે રાણાનો' તે અભડયો.

તેની સાથે બે માણસો હતાં તેમાંથી એક જ થોડો ઘાયલ થએલો હતો. બીજા બધા ઘાયલ થએલા અને કેદ પકડાએલા તો તેણે વિમલ જોડે વદાય કર્યા હતા, કારણ કે એને તો બનતી ત્વરાએ ઘોઘાગઢ પહોંચવું હતુ.

ઘોરી રસ્તે વિસામા તો પુષ્કળ આવતા હતા એટલે આસાનીથી તેણે આગળ વધવા માંડયું.

ચોથે દિવસે એને થોડાં માણસો સામે આવતાં મળવા માંડયાં: કોઇક સાંઢણી પર, કેટલાક ઘોડા પર, કેટલાક પગે. તપાસ કરતાં માલમ પડયું કે આવતા મ્લેચ્છના વિજયની વાતોથી નાસીને તે મારવાડ તરફ ચાલ્યાં આવતાં હતાં. સામંતે તપાસ કરી. કોઇ કહે કે એ સપાદલક્ષ સુધી તે આવી પહોંચ્યો; કોઇ કહે બે દહાડાની મંજલ પર પડયો છે; કોઇ કહે કે એની પાસે ઉડતી સાંઢણીઓ છે; કોઇ કહે કે એને પ્રતાપે રણમાં નવી નદીઓ ફુટી નીકળી છે.

આવે છે–આવે છે–આવે છે એટલું જ તે જાણતાં અને એટલું જ તેમને નસાડી મુકવા પુરતું હતું.

બે દહાડા તે આગળ ચાલ્યો અને સામું આવતો સમૂહ વધવા લાગ્યો. ગામોનાં ગામો નાસી આવતાં લાગતાં હતાં–પુરુષો, સ્ત્રીઓ, છોકરાંઓ, ઘોડાઓ, ઢોરો ને બકરાંઓ સહીત, બન્યો એટલો સરસામાન લઇને. નાસી આવતા સમૂહના મગજમાં હિંમતનાં ઠેકાણાં નહોતાં. વાત ધીમે ધીમે વધવા માંડી. કોઇએ વિકરાલ એવા ગરજનના હમ્મીરની ત્રણ આંખો, આઠ હાથ, અને છ હાથ લાંબી તલવારની વાત કરી. કોઇએ તેની અગણીત સેનાનાં સર્વાંગ સંપૂર્ણ વર્ણનો આપ્યાં; કોઇએ ઉડતા હાથીઓ જોયા હતા, કોઇએ પંખાળા ઘોડાઓ ભાળ્યા હતા. કોઇએ કાળા, કાચા માણસ ખાતા, બબે મોઢાંના રાક્ષસો જોયા હતા. હમ્મીર આવતો ત્યાં વાદળ ઘેરાતું કોઇએ જોયું હતું. તે ખડ્ગ કાઢતો

[ અનુસંધાન પૃ. ૭૩ ]

# મારી બાળકીને

: રોળાવૃત્ત :

એ બહુ વ્હાલી મને, કેમકે વયે નહાની,
વ્હાલી વધારે વળી, વ્હાલી, કયમકે માતાની;
મને અંગની ગમે ખિલાવટ તારી મધુરી,
ગમે વળી બહુ તેમ મીઠી તારી મગરૂરી.

રહો ચાહી હું તને સૌમ્ય સદ્ગુણને લીધે
રહો ચાહી વધુ તને તેથી કુદરતને દીધે:
જે કહોંવી કાંઇ રહો છુ હું કારણથી
જણાવાતું વધુ સ્નેહ તેહથી એમ જ મનથી.

આમાશય લાગની જેટલી મુજને પ્યારી
ઓછી નહિ લાગની પત્વમૂ તેથી તારી;
કામ કેરી છે મને યદપિ પરવા નહિ થોડી,
કામ કાજ તદપિ ના શકું તુજને તરછોડી.

જ્યાં ય રોજી છે જવા ત્યાં ય દિલ મારૂં તલપે,
શકું છોડી નહિ જવા પરંતુ જ્યાં તું જલપે,
રાખી મુખ લાચાર તરફ એ મારા લોની,
હોય મને સુખ કેમ હોય તું જ્યારે રોની!

છે તારી અભિલાષ સેવવા કાજ ઉછરંગે,
તો સુખથી તું આવ, લઉં હું તને ઉમંગે;
રહે જેહથી માત તહારી મુજ પર રાજી,
અને મહેર વળી રહે જેથી કુદરતની તાજી!

મનીષ

રત્નો કંઇ વિમલ શાન્ત પ્રભા ભરેલ
ધેરી અમાપ કુહરો જલધિની ધારે,
પુષ્પો કંઇ વિજનમાં અણદીઠ ખીલ્યા,
માધુર્ય ન્હ વનમાંહિ વૃથા પ્રસારે.

ટૉમસ ગ્રે

# મા

: છપ્પા :

જગ કંટકવન ઘોર, તહીં નેહથી નમેલી
સુઘન શાંતિમય છાય ઢાળતી અમરતવેલી;
પુણ્યપુષ્પની પ્રફુલ્લતા પમરાવંત મા! તું,
સુધામાધુરીએ તવ ફૂલહૃદય ઉભરાતું.

મહાલક્ષ્મી સાક્ષાત તું, દીન દુખી દુનિયા પરે;
અમોઘ આશીષ તાહરું અંતર અમ પર ઝરમરે.

વિષવારિધિ મોઝાર સુધાસરિતા રહી રેલી;
દુઃખદાવાનળ પરે શીત શ્રાવણિયા હેલી;
જીવનરણના મરણપટે નંદન સુખકારી;
ઘોર નિશાઅંધારે ચંદ્રકલા તું ન્યારી;
અતલ ગર્તમાં પતિતની તુંહિ આશા ઉદ્ધારતી,
માયા તુંહિ મા! મુક્તિદા માયામય સંસારની.

પૂંજાલાલ

# અંધારી રજની

: અંજની ગીત :

મુરલી વાગી ક્ષણમાં જાગી,
ક્યાંથી પડી કોણે બોલાવી?
ના ના કરતી આગળ ચાલી,
અંધારી રજની.

ક્યાં છે મારગ? ક્યાં હું જાઉં?
સૂર સુણી જઈ ક્યાં અફળાઉં?
રોમરોમમાં વ્યાકુળ થાઉં!
અંધારી રજની.

પુંડરીક

# સૌદામિની

• પ્રહ્લાદ પાઠક

## દૃશ્ય ત્રીજું

[ગતાંકના પૃષ્ઠ ૫૩૪ થી ચાલુ]

સૌદામિની : [રડતાં રડતાં] હા.........અમે તો ખરાબ જ છીએ......' સારી હોય તેને જ શું કામ નથી બોલાવતા ?

સૌરભ : પ્રકાશ! મારા સમ...જો અત્યારે બોલે તો! એનું હૃદય એટલું પોચું છે! અને એ એટલી Sensitive છે કે... . તેમાંય આ છેલ્લા દિવસ તો એના રડવામાં જ ગયા છે. તેમાંય તમારે ત્યાંથી આવી તે દિવસે ત્યારથી તો એનો સ્વભાવ એટલો ચીડીયો થઈ ગયો છે કે વાત વાતમાં લડી પડે છે અને પછી રડવા બેસે છે. એ તો સોહનલાલ બીચારા સારા છે કે બધું સાંખી લે છે. બીજો કોઈ હોય તો . ...

સૌદામિની : શું બીજો કોઈ હોય તો ! સાંખે છે તે ઉપકાર કરતા હશે !

સૌરભ : સત્તર વાર ઉપકાર ! તું તે એમની બૈરી છે કે Boss ! આ તારા જેવી જોતો કે પ્રકાશ જેવો મળ્યો હોત તો શું કરત ! તારાથી કેમ વેઠાત ! ઉભાં ને ઉભા ચીરેતુ પડત :

સૌદામિની : તો તેમ કરત ! પણ..... પણ . સૌરભબેન !..... [તે સૌરભના ખોળામાં માથું મૂકી રડી પડે છે. સૌરભ તેને વાંસે હાથ ફેરવે છે. પગથીયાં ખખડે છે.]

સૌરભ : સુદુ, જો તો ! સોહનલાલ આવ્યા લાગે છે ! ચાલતો. મોં ધોઈ આવ જલદી, જલદી ! ચાલ, ચાલ ! ..... .

[સુદુ અંદર જાય છે. સોહનલાલ પ્રવેશે છે. તેમનું મુખ ગમગીન અને ઘરેલું લાગે છે. સૌરભને અને પ્રકાશને જોતાં જ તેમની આંખમાંથી પ્રયત્નપૂર્વક રહેલા ક્રોધાગ્નિના તણખા ખરે છે. પળવારમાં વાતાવરણ ગરમા-ગરમ બની ગયું હોય તેમ લાગે છે.]

સૌરભ : [બોલવાની હીંમત કરી] કેમ આજ કાંઈ તબીયત ઠીક નથી ?

[જવાબ નથી મળતો.]

સૌરભ : [અગ્નિમાં ઈંધન નાંખતી] કેમ આજે કાંઈ રૌદ્રસ્વરૂપ ધારણ કર્યો છે !

સોહનલાલ : [અગ્નિ પર પાણી છાંટતો] તમને જોઈને :

સૌરભ : એટલું બધું કાંઈ ! [સાળીપણું સાબીત કરતી] મુખ નહિ ગમતું હોય તો નહિ આવીએ !

સોહનલાલ : કોણે નોતર્યાં હતાં !

સૌરભ : તેની તમને શી ખબર ! આવી બેને છે ઘરમાં ! એકનું તમારું ઘર નથી ! ઘરવાળા ન જેવા હોય તો મોટા ! સુદુ ! આવ જોતો !

[ સૌ. ચાહનો પ્યાલો લઇ હૃદયભાવ છૂપાવતી કૃત્રિમ સ્મિત સહ પ્રવેશે છે. સૌરભ તેના હાથમાંથી પ્યાલો લઇ સોહનલાલને ધરે છે. સોહનલાલ પ્યાલો અધ્ધરથી જ ગુસ્સાના આવેશમાં ફેંકી દે છે–પડવા દે છે. કાચના ટૂકડા અવાજ સાથે આમતેમ ઉડે છે. લગભગ આખા ખંડમાં ચાહ ચાહ થઇ રહે છે. પ્રકાશ અને સૌરભનાં કપડાંને પણ છાંટા ઉડે છે. ]

**સૌરભ** : [ ઉસ્કેરાઇને ] નો'તી પીવી તો પ્યાલો લીધો શું કામ નાહક? પ્રકાશને આપત, હું પી જાત! કાંઈ વધારે નહોતી!

**સોહનલાલ:** પ્રકાશ માટે જ રાખ્યો હતો એમ કહે ને? આ તો હું આવ્યો એટલે મને ધર્યો! પીધા જ કરો ને પીવાય તેટલો!

**સૌરભ** : [ સરોષ ] એમ...! સુદુ! એક કપ લાવને બીજો!

**પ્રકાશ** : મારે માટે તસ્દી ન લેતાં! હું તો ધરાઇ ગયો છું પી પીને!

**સૌદામિની;** કોઈ આવ્યું હોય ત્યારે તો જરા શાંતિ રાખતાં શીખો!

**સોહનલાલ:** મેં નોતર્યો નથી!

**સૌદામિની:** [ સરોષ ] એટલે? તમારે ઘેર આવનારને આગમચથી નોતરાં દેવાય છે કેમ?

**સોહનલાલ:** તું નોતરતી હોય તો તું જાણે!

**સૌદામિની:** એટલે કોઇ ચાહીને આપણને મળવા આવે તો આપણે તિરસ્કાર ખમવા અને ચડેલાં મોઢા જોવા, એમજ ના? મને તો તમારી આ રીત નથી પસંદ ભાઇસા'બ!

**સોહનલાલ:** ન પસંદ હોય તો ન આવે! હું થોડો જ બોલાવવા જાઉં છું?

**પ્રકાશ** : હવેથી તેમ થશે!

**સોહનલાલ:** આજથી જ તેમ કર્યું હોત તો? એક કપ ન ભાંગત ને!

**પ્રકાશ** : તમારું અસલ સ્વરૂપ આજ પહેલાં નીરખવાની તક મળી નહોતી! નહિ તો આપને તસ્દી લેવી ન પડત!

**સોહનલાલ:** [ ડંકથી] તો હજુ ય કયાં બગડી ગયું છે?

**સૌરભ** : અરે સોહનલાલ......!

**સોહનલાલ:** મને બનેવી કહેવડાવવાનો શોખ નથી! મારા ઘરમાં કોઇનું ડહાપણ ન જોઇએ!

**સૌદામિની:** પણ કહે છે ય કોણ અને કરે છે ય કોણ તે 'મારું ઘર,' 'મારું ઘર,' કરી રહ્યા છો? કોઈ સામું ય નહિ જુએ આ સ્વભાવ પર તો! 'મારું ઘર' વાળા ન જોયા હોય તો વગડામાં જશો પછી નોતરશો તો ય નહિ આવે કોઇ!

**સોહનલાલ:** કોઈના આધારે મારું ઘર નથી ચાલતું!

**સૌદામિની:** બસ! હવે, બસ! મને મળવા આવ્યા છે, બોલો!

**સોહનલાલ:** મારા ઘરમાં અને મારી ગેરહાજરીમાં!

**સૌદામિની:** કેમ, કોઇ ખાઇ જશે તમારી સુદુને?

**સોહનલાલ:** મને પસંદ નથી કે મારી ગેરહાજરીમાં તને કોઇ પણ મળવા આવે! ખાસ કરીને પુરુષ તો નહિ જ!

**સોહનલાલ:** તે શીખવવા તને નથી આણી !

**સૌદામિની:** જરા વહેલું કહ્યું હોત તો આ લગ્નનું ફારસ ભજવાત ! હું કાંઇ તમારા પગ પલાળવા નહોતી આવી પરણવા ! તમે આંસુની નીકો વહાવી હતી !

**સૌરભ** : અરે સુદુ !...શું આમ...!

**સોહનલાલ:** [અસલ સ્વરૂપ ધારણ કરી, પત્નીના પતિ બનતા] કાંઈ નહિ ! છોને બોલતી ! એને કહેવાની છૂટ છે અને મને સાંભળવામાં રસ પડે છે. છોકરવાદ છે !

**સૌદામિની:** [ સત્યભામાને પંથે જતાં ] તેમાં જ આવું કહેવાનું ફાવે છે ને ! વાતવાતમાં મારી સુદુ આમ અને મારી સુદુ આમ!

**સોહનલાલ:** તે તું ક્યાં કોઇ બીજાની છે ! કહેવા પૂરતો તો હકક મને જ ને! બાકી ઘરમાં મારું કહ્યું થાય છે કે તારું ?

**સૌદામિની:** નહોતાં જાણતાં તેમણે જાણ્યું આજ કે ઘરમાં કોનું કહ્યું થાય છે !

**સોહનલાલ:** એ તો પારકી વાત! બાકી તારા કહેવાથી તો ઘર રંગાવ્યું ! તારા કહેવાથી તો સંબંધીઓને ય છોડી દૂર બંગલો બંધાવ્યો ! તેં માગ્યું તે હસતે મુખે ગજા ઉપરવટ અગવડો વેઠી રજુ કર્યું. અને એટલું ય ઓછું હોય તેમ હું સુદ્ધાં તારે બોલે એક હજુરીથી ય વધુ નરમાશથી શ્રીમતીની સેવામાં એક પગે ખડો રહું છું. કપડાં, ઘરેણાં, ફરનીચર બધું...

**સૌદામિની:** બસ! બસ! મારે નથી સાંભળવી તમારી આત્મશ્લાઘા. એ બધું કરતાં સંતોષના ઓડકાર ખાધાનો પરમાનંદ કોણે માણ્યો ! તમારું ઘર શોભે માટે તમે તેને રંગરોગાન કરી સમરાવ્યું. તેની અને તમારી નિર્જનતા મટે અને તે અને તમે સચવાઓ માટે તમે મને આણવાનો અને ફરનીચર વસાવવાનો ઉપકાર કર્યો. અને તમારી જ આંખ સંતોષાય એટલા પૂરતું તમે લખલુટ ખરચ કરી તમારી આણેલી ઢીંગલીને અંગાંગે ખીંટીઓ માફક કપડાંઘરેણાં ટીંગાવી શણગારી. મારું ટોઇલેટ, મારી સપ્તરંગી સાડીઓ, સારાં અવનવાં બ્લાઉઝ, મારી આકર્ષક રસસામગ્રીઓ અને વિલાસમંજૂષાઓ, બધું ય કોને માટે ? તમારી પુરુષભાવના, તમારો અહંભાવ, તમારી શ્રીમત્તાઇ, તમારી ગૃહસ્થાઇ અને અંતમાં તમારા મિત્રોમાં અને મિત્રપત્નીઓ આગળ મોટાઇ અને ઉદારતાનાં પ્રદર્શન સારું જ કે બીજું કાંઇ?

**સૌરભ** : અરે સુદુ ? શું......

**સૌદામિની:** રહેવા દો સૌરભબેન ! મારી જગાએ તમે હોત તો એમની જરૂર પૂજા કરત ! પણ મારાથી તે નહિ થાય ! મને મારા સ્વમાનના ભોગે મળતું અપ્સરાનું જીવન નથી પસંદ ! આટઆટલી લાગણી ! હા...હા...હા...હા...હા ! કહેવાઉં ત્યારે ઘરની અબાધિત સ્વામિની જ્યારે મારો એક મિત્ર નોતરતાં ય એમની રજા લેવી પડે. મારે એ સ્વામિનીત્વની સત્તાનો નિશો નથી જોઇતો ! અને ભૂલેચૂકે ય કોઈ આવી ચઢે અચાનક તે પણ માત્ર મારી પરાધીનતાના પ્રદર્શન પૂરતું જ ! ખાનગીમાં મને કહ્યું હતે કે પ્રકાશ ન આવે તો મને

કાંઈ વાંધો નહોતો. હું પણ તમારી જ ધીરતાથી આવનારને પાછા વાળત. એમની કૃતજ્ઞતા પર કાળી શાહી ઢોળી !

સોહનલાલ: પણ મેં તને ક્યારે ય કશું કહ્યું છે ! અને આજ આટલું ગરમ થવું પડ્યું તેમાં ય થોડો જ મારો દોષ છે ? સૌરભે મુખમાં આંગળી ઘાલી બોલાવ્યો ત્યારે મારે બે શબ્દ બોલવા પડ્યા ને ! અને પ્રકાશ આમ રોજ શાંતિ જાળવે ને આજ જ......

સૌદામિની: બસ હવે બસ ! તમારી ભલમનસાઈ મારાથી અજાણી નથી તે સાળી આગળ પ્રદર્શન કરવાનું બાકી હોય ! તમે કહો છો તમે મને કહ્યું છે જ ક્યારે એમ ના ! ત્યારે આ બધાનો અર્થ શો ! તમે ગુલામોની ખરીદીમાં અરબસ્તાન અને ઈરાનના માલેતુજારોને ય ટપી જઈ શકો છો એ બતાવવા આ રોફનું પ્રદર્શન કર્યું !

સોહનલાલ. તું તો માથું ખાય છે ! મેં તને કશું કહ્યું છે જ ક્યાં !

સૌદામિની : રસ્તામાં નથી પડ્યું મને કહેવાનું ! પરણ્યાં પહેલાં તમારી ઉદારતાએ કે તમારી... ...જવા દોને મારે શું ? નિશ્ચિંત કરેલી શરતો એટલી વારમાં અને આટલી સહેલાઈથી તમે ભૂલી જઈ શકો છો તે મેં આજે જ જાણ્યું ! અને સૌરભનું તો કાંઈ નહિ ! એ કાંઈ પારકું માણસ ન કહેવાય ! પણ પ્રકાશ ! એક પરાઈ વ્યક્તિ તેની સમક્ષ તેનું જ અપમાન કરી તમે કોનું અપમાન કર્યું ? ઓ પ્રભુ !...મારું કાળજું કપાઈ જાય છે તમારા શબ્દો સંભારું છું ત્યારે ! તમે કેટલા નિષ્ઠુર, સામાન્ય અને છીછરા બની શકો છો......કોનું અપમાન ! પ્રકાશનું ? કે મારું ! મારું જ ! એ તો હસશે ! પેટ ભરીને ! ધરાઈને ! તેની મિત્રમંડળી સમક્ષ, તેની વિદ્યાર્થીનીઓ સમક્ષ તમારા અછકલાપણાની અને મારી પરાધીનતાની હાંસી કરશે ! એ તો આ ઘરને ઉંબરે ય પગ નહિ મૂકે ફરીવાર ! અને મારી હાંસી એ કોની હાંસી ? તમારી જ કે કોઈ બીજાની !

સોહનલાલ: એ તો હજુ ય કહું છું કે મારી ગેરહાજરીમાં કોઈ ન આવે !

સૌદામિની! સૌરભબેન ! તમારા બનેવીની ઉદારતા નિરખવાનો આવો પ્રસંગ ક્યારે ય સાંપડત ? એમણે મારા પગ પખાળ્યા'તા તે પ્રસંગ અને આજનો પ્રસંગ ! કોઈ નાટકમાં ય આવો contrast નિરખવાની તક મળત ! અને જુઓને...આજ પહેલાં આપે ક્યારે ય મને ફરમાવ્યું હોય તેમ સાંભરે છે કે તમારી ગેરહાજરીમાં કોઈ પણ વ્યક્તિ તમારે ત્યાં ન આવે ?

[ સોહનલાલ ગમ ખાય છે ]

સોહનલાલ: હવે એટલી મારી ચુક ખરી ! પણ હવે ઢળ્યા દુધ પર......

સૌદામિની: અસ્વસ્થતા અને માનસિક અવ્યવસ્થિતતા માટે કોણ જવાબદાર !

સોહનલાલ: હવે તું બધ કરીશ આબકા ! ભૂલી ગયા ! થયું ?

સૌદામિની: બધ જ છે ને ! તમારા બોલાવ્યા સિવાય ક્યારે ય મેં હોઠ ઉઘાડ્યા હોય એમ સાંભરે છે ?

સોહનલાલ: પણ હવે એક નજીવી વાતનું.........!
સૌદામિની: હાસ્તો નજીવી વાતનું ! આપણું સ્વમાન તે આપણું સર્વસ્વ અને બીજાં તો તમારું સાંભળવા જ જન્મ્યાં હશે ! એમ જ ના !
સોહનલાલ: પણ હવે તું કહે તે કરું બસ! પ્રકાશને બોલાવી રૂબરૂ કે પત્રથી માફી માગું તો તને શાંતિ વળશે?
સૌદામિની; તેવું હું ક્યારે કહું છું?
સોહનલાલ: ત્યારે તું એને કાંઇ નિમિત્તે આમંત્રણ આપ ચહાપાનનું અને સહુ સારાં-વાનાં થશે!
સૌદામિની: કયે મોંએ આમંત્રણ આપવા જાઉં? અને જાઉં તોય એ આવશે એમ તમે કલ્પી ય શકો છો?
સૌરભ : કાંઇ નહિ મારે ઘેર તો આવશે ને! ત્યારે હું સમજાવી લઇશ! બસ? મારે ઘેર તો આવશો ને બન્ને?
સૌદામિની: એમને આવવું હોય તો એ સ્વતંત્ર છે! મારે માટે એ સ્વતંત્રતા નથી રહેવા દીધી એમણે! તેમાં ય પ્રકાશ આવે ત્યાં મારાથી પગે મૂકાય? એમ કરો હવે તો એક વસ્તુ બાકી છે! એક સોનાનું પાંજરું ઘડાવી તેમાં બધી સામગ્રીઓ ગોઠવી તમારી સુદુને મેના માફક પૂરી મુકો! એટલે કોઇ તમારી સુદુને મળશે ય નહિ અને તમારી સુદુ ક્યાંય ઉડી જશે ય નહિ! અને સોનાનું પાંજરું ઘડાવ્યા પૂરતી તમારી અહંભાવના સંતોષાશે ય ખરી! કેમ સૌરભબેન! એક કાંકરે બે પક્ષી મરશે!
સોહનલાલ: [ ગળગળા થઇ ] હવે તું આમ ટોણા મારવાનું બંધ કરીશ? આટઆટલું કરતાં ય, આટઆટલી અગવડો વેઠતાં ય તને એ બધું માત્ર મારી અહંભાવના સંતોષવા જ મેં કર્યું છે કે કરવું પડ્યું છે એમ લાગતું હોય તો વાંક મારો અને મારા તકદીરનો, તારો નહિ! અને તને એમ લાગતું હોય કે તારી સ્વતંત્રતા મેં છીનવી લીધી છે તો તું તારે બંગલે રહે અને હું અહીં જ રહીશ! માત્ર મારા સીવાય તને બધાંય સાધનો વિના સંકોચે એક શબ્દોચ્ચાર વિના પહોંચાડીશ! સીવાય કે મારું અસ્તિત્વ!
સૌદામિની: મને ત્રાગાં અને Scenes ભજવવા નથી ગમતા! મારે તો મારું દબાઇ ગએલું સ્વત્વ જોઇએ.
સોહનલાલ: મારું અસ્તિત્વ નાબૂદ કરે તે સાંપડતું હોય તો...
સૌરભ : અરે......અરે......સોહનલાલ!
સૌદામિની: [નરમ બની] એવું મેં કલ્પ્યું ય નથી. એમ હોત તો હું પત્ની ઉપાધિમાં જ ન પડત અને મારા સ્વતંત્ર ગરુડસમા આત્માને બંધને ન બાંધત!
સોહનલાલ: ત્યારે?
સૌદામિની: તો પછી એ જ કે મારે ત્યાં, મારી માતાની ગોદમાં અને પિતાના વત્સલ અંકમાં જે રીતે મ્હાલતી, નાચતી, કુદતી, હરિણબાળશી હું હતી તેની જ તમારા ઘરમાં તમારા આશ્રય નીચે રહું, એથી વધુ સ્વતંત્રતા મને ન

જોઈએ !

**સોહનલાલ:** [ રમતીયાળ બનતાં ] તો તું ગાંભીર્યનો અંચળો ઓઢી ફરે તેય મારો વાંક ? હું તો હજુય કહું છું કે તું કૉલેજમાં જા ! મને ક્યાં ના છે ? તું જ તું ના પાડે છે કેટકેટલીવાર રોકી છતાં ! બાકી મેં તો કેટલીય વાર કહ્યું હશે કે અહીં ઘરમાં ગોંધાઈ રહ્યા કરતાં કૉલેજ જોઈન કરે તો ય તારું મન સહેજ મોકળું થાય ! તારા આત્માને વિહારસ્થલ મળે ! અને સાંજે ટેનીસ કે બેડમીંટન રમી ઘેર આવે ત્યારે આખો દિવસ વૈતરું કરી મુંઝાઈ ગયેલા મારા આત્માને ય તારા દિવસભરના મીઠાં સંસ્મરણોની સરિતામાં તાઝગીભર્યું મટકું મારવાનું મળે !

[ સૌ.ના મુખ પર આનંદના કિરણો પ્રગટે છે. તેના પાતળા કપોલ પર પણ સોહનલાલની અચાનક ઉભરાઈ ગયેલી ઉદારતાએ નીપજાવેલી શરમના શેરડા પડે છે. સૌરભ પણ આનંદમા આવી જાય છે. ]

**સૌદામિની:** [ કટાક્ષભર સ્મિતથી ] પણ પછી તમારો દુશ્મન તો રોજ મળશે ! પછી તો હું ને પ્રકાશ રોજ મળવાનાં ! કૉલેજમાંથી છૂટયાં કે તમારી જ 'કાર'માં બેસી, મેઘદૂત કે વિક્રમોર્વશીયની રસમીમાંસા ચર્ચતાં હું અને પ્રકાશ આશ્રમની સડક પર કે કાંકરીઆને કાંઠે સ્વચ્છંદે વિહરશું ! અને અનાયાસે તમે કે તમારો કોઈ સાંકડી બુદ્ધિનો સહાધ્યાયી કે મિત્રપત્ની મળશે અને આંખમાં મરચાં લાગશે...અહા...હા ..કેવી મઝાહ પડશે, તમને ગુસ્સે થયેલા જોવાની !

**સોહનલાલ:** એ કહેવાની તારે જરૂર નહોતી ! અને પ્રકાશ તો તારા દામિનીતને ક્ષણિક પ્રકાશમાં વિહરવા ન દેતાં સતત પ્રકાશમય અને ઉજ્જ્વળ બનાવશે ! તે પુરતો મને વિશ્વાસ અને સંતોષ બન્ને છે.

**સૌરભ :** કેટલા સારા છો !...સદ્ !...

**સૌદામિની:** બસ હવે શિખામણનું બાળું પીરસવાની જરૂર નથી ! ગયાવો ! પ્રકાશ એટલા હીજરાતા હશે કે કદાચ રડતા ય હોય ! જાઓ ! જાઓ ! છાના રાખો નહિ તો મારે આવવું પડશે !

[ સૌરભ સમય મળતાં બહાર ઉતરી જાય છે. ]

**સૌદામિની:** [આનંદમાં આવી સોહનલાલના ખભે હાથ વીંટાળી ] એ હો . હ...હં...હ મને માફ નહિ કરો ? કોને . .. ...

[ સૌ. તેનું મુખ ઉંચકે છે. ]

**સોહનલાલ:** હું જ તો ને બાળક જેવી રહી ! અરે...અરે બસ છે શું આવું બધું ! અરે, અરે ! મને આકળી નાંખે એવું કરે છે તું તો ! ક્યાં સુધી આવી બેસી રહીશ !

**સૌદામિની:** તમે દરેલ, બારેખમ અને ગદ નહિ થાઓ ત્યાં સુધી !

**સોહનલાલ:** પણ હું રેલ નથી એટલે તો મારે બારેખમ પત્ની જોઈતી હતી. મને શી

ખબર કે તું બાળક જેવી જ હોઈશ ઓગણીસ વર્ષની થઈ તો ય! આ તો બે ય સરખાં એટલે......

**સૌદામિની:** [ ખોળામાંથી ઉઠી, મુખ પર કૃત્રિમ બારેખમપણાની રેખાઓ પ્રકટાવી ] આવી?

[ સોહનના હૃદયને એટલું વાર્ધક્ય કે અલ્પસાતતા નહોતાં વર્યાં કે નવીન પ્રણયીના ઉન્માદમાંથી મુક્તિ મેળવી શકે! સૌદામિનીના સમગ્ર અંગાંગને પોતાનામાં સમાવી દઈ તે સ્નેહના પારાવારસમું દીર્ઘ સાશ્લેષ ચુંબન લે છે.]

**સૌદામિની:** બાપ, મને આ ટેવ નથી પસંદ તમારી! મેં તો ધારેલું કે તમે ઠરેલ અને બારેખમ હશો!

[ પરદો પડે છે ] [ ચાલુ ]

## "ઠૂંઠું"

: પૃથ્વી :

કર્યો બરફનો અહા! કચરઘાણ મ્હેં એકદા
અને સરસ પૂતળું કરી કૂદ્યો જ આનંદમાં.
લઈ નયન પાસ એ હૃદય સ્પંદનો ઝીલતો
જરા નિરખતો ઉભો જીવનનાં પ્રતિબિંબનો.
ક્ષણેક થઈ જ્યાં હશે બરફપૂતળું ઓગળ્યું
અને જડ સળી રહી મૂજત હસ્તમાં એકલી.

વિલાસ, સુખ, પ્રેમ, પ્રાણ સહુની કરી એતમા,
પ્રભો! સૂજનકાળથી તપ તપી છૂટે માનવી
છતાંય નહિ એક શું સ્વપનમાંહિ એ બ્રહ્મનું
વિશુદ્ધ, રસ, પ્રાણવંત લઈ ના શકે પૂતળું?

પ્રકંપ ઉરનો થતો? બરફપૂતળાની સમી
ઘડીકમહીં ઓગળે જીવનની મહેચ્છા, અને
રહે મૂજત દેહનું નિરૂપ આ ઠૂંઠું એકલું
સ્મશાનમહીં અંતમાં સળગવા નિરાધારશું?

ભાસ્કર વ્હોરા

# પરપોટા

ધૂમકેતુ

કાંઇક ઉંચો, સશક્ત, તેજસ્વી, જરાક શ્યામ રંગનો ચાલાક, ચપળ, જરાક વાચાળ, એવો એ જુવાન—રાધાચરણ—જ્યારે પ્લેટફૉર્મ પરથી પોતાની 'સ્પીચ' પૂરી કરીને નીચે ઉતરી પોતાની જગ્યા પર જવા માટે નીકળ્યો ત્યારે અનેક આંખો એને આશ્ચર્યમુગ્ધ બનીને જોઇ રહીઃ ઘણાએ કહ્યું 'છે ને પણ! ગજબ સ્ફુર્તિ છે નાં!' કેટલાકે એને અભિનંદન આપ્યા. પરિષદ પૂરી થયે એક બે આગળ પડતી નવજુવાન તરુણીઓએ પણ 'તમારી બોલવામાં જાદુ ભર્યું છે; દલીલમાં લોહ.' એમ કરીને એને અભિનંદન આપ્યા.

ગરીબ માબાપના એકના એક આધારસ્તંભ જેવો રાધાચરણ અંગ્રેજી છ ધોરણ સુધી પહેલા નંબરમાં રહેતો. સાતમા ધોરણમાં આવતા શરુ થયેલા નવા હસ્તલિખિત માસિક 'સર્વસાર'માં એ અવારનવાર લેખો આપવા માંડ્યો. વળી કેટલાક હોંશ નિશાળીઆઓએ ગમ્મત માટે શરુ કરેલી 'વકનિયંત્રણ'માં એ સભાસદ થયો. અને એના સિવાય બીજા સભ્યો જ ઠેકઠેકે હોવાથી, બહુ થોડા વખતમાં પોતે જ પ્રમુખ થઈ રહ્યોઃ પછી તો પ્રમુખ ને સેક્રેટરી બન્ને બન્યો. અને છેવટની અવસ્થામાં 'વકનિયંત્રણ' અવ્યવસ્થિત બન્યું ત્યારે તો રાધાચરણ, પેલા માસિકની પેઠે 'સર્વસાર' હતો. પોતે જ પ્રમુખ, સેક્રેટરી, શ્રોતા, વક્તા ને મેમ્બર! પણ એ વસ્તુ એના જીવનમાં હવે વ્યસન જેવી થઇ રહી. એમ કહેવાય છે કે ચૌદ પંદર વર્ષનો છોકરો જે સ્વપ્નાં ઘડે છે—એ માત્ર સ્વપ્નાં નથી હોતાં પણ જીવનમાર્ગ પણ બની જાય છે. એ વસ્તુસ્થિતિ એમ હોય કે ન હોય પણ રાધાચરણ તો ત્યાર પછી લગભગ દરેક સભામાં અગ્રણીપદે શોભવા લાગ્યોઃ અને એમાંથી એ પોતે પણ ન સમજી શકે તેમ એના અંતરમાં એક મૂક વિચાર જન્મ્યોઃ પોતાની શક્તિ વિષે બીજાને આંજી નાખનારી પોતાની એ શક્તિમાં એને વિશ્વાસ બેઠો. અને પછી તો એવું બન્યું કે જે દિવસે આંજી નાખે એવું કાંઇક એના હાથે ન થાય તે દિવસે એને જીવનમાં કાંઇક અપૂર્ણ લાગ્યા કરે. એમાંનું એક સ્પષ્ટ પરિણામ એ આવ્યું કે એના વેશમાં—તેમ જ ભાષામાં—તેમ જ વ્યવહારમાં પરિવર્તન થયું. હવે એ ક્લાસમાં પહેલો રહેતા મધ્યનો અભ્યાસી રાધાચરણ મરી ગયોઃ એનું ધ્યાનભંગ થયું હતું. બુદ્ધિભેદ જન્મ્યો હતો. શ્રદ્ધાને બદલે શંકા પ્રબળ બની હતી. માર્ગદર્શન અસ્પષ્ટ હતું. છતાં એક વેગભરી ભ્રમણા હોય તેમ પોતે આંજી નાખનારી પોતાની શક્તિનો ઉપાસક બની એમાં જ રાચી રહ્યો. એટલે સુધી કે એ વસ્તુએ એના જીવનમાં લગભગ વ્યસન જેવું સ્થાન જમાવ્યું, જેની જરૂરિયાત વિષે પ્રશ્ન કરવાની ઇચ્છા પણ ન થાય એવું.

રાધાચરણ પહેલે વર્ષે નાપાસ થયો, બીજે વર્ષે પણ ઉડી ગયો, ત્રીજે વર્ષે પણ એમ જ. હવે એ પ્રપંચ છોડી—એનો લગભગ તિરસ્કાર કરી—એણે પોતાના જીવનને બીજી દિશા તરફ દોર્યું. નાના સરખા અઠવાડિકનો એ તંત્રી બન્યો.

એની શરૂઆતની ભક્તિ નિઃસીમ હતી. એ જ્યાં અન્યાય દેખાય ત્યાં જાતે પહોંચીને, ગમે તે રીતે સાચી હકીકત મેળવીને છાપતો. કેટલીક વખત એણે એ પ્રમાણે કરવા માટે મધરાતની જોખમ ભરેલી મુસાફરીઓ ઉઠાવેલી. પણ એ સઘળું કર્યા પછી છેવટનો એનો આંતરવિશ્વાસ તો આટલો જ હતો: 'રાધાચરણ ગજબ કરે છે! અદ્‌ભુત વ્યક્તિ છે. એની શક્તિ અજબ છે!' એ સાંભળવાનો. નિર્દોષ પરમાર્થી જીવનમાંથી એ યશનો વ્યસની બનતો હતો. એને એ ખબર ન હતી. ખબર પડવાનું કાંઇ કારણ પણ ન હતું. બહારના વ્યવહારને જોવા ટેવાયલી આંખ, અંદરના વ્યવહાર માટે એટલું જ અજાન ધરાવે છે જેટલું વ્યવહાર કલ્પના વિશે: અને કલ્પના વ્યવહાર વિશે. ઠેર ઠેર સંભળાતી એના યશની લોકવાણી એને આગળ ને આગળ ધકેલી રહી.

છેવટ તો એ લોકપ્રશંસાએ અને લોકોએ આપેલી પ્રતિષ્ઠાએ એ મહાન બન્યો. કોઈ પણ પ્રદર્શન–રાધાચરણને હાથે જ ઉઘડે. એનું એ વખતનું ભાષણ પણ વધુ લોકપ્રશંસા માટે હો—ઓછું લોકજીવન સમજવા માટે કે ઘડવા માટે. કેટલાક કવિઓ શબ્દોની મોહિનીમાં પડીને અર્થો ગુમાવે છે, તેમ રાધાચરણ પણ શબ્દોની મોહિનીમાં પડીને એવું સ્થાન પ્રાપ્ત કરી રહ્યો હતો કે જેનો કોઇ અર્થ ન હતો. એ આગળ વધતો જ ગયો.

હવે તો એની હાજરી વિનાની સભા અપૂર્ણ ગણાતી: એનો ટેકો ન હોય એવી હીલચાલ સંકુચિત. એના હાથે ન મુકેલી સંસ્થા લુલી થતી: એના પ્રોત્સાહન વિનાની સંસ્થાઓ નિષ્ફળ. લુઈ પંદરમો પોતાને 'સ્ટેટ' કહેતો તેમ રાધાચરણ જાહેરજીવન હતો: જાહેરજીવન, રાધાચરણ.

§ ૨

સ્વતંત્રતાની ભાવના હોવી અને સ્વતંત્રતાનું સર્જન કરવું એ બન્ને વસ્તુ એટલી જ ભિન્ન છે, જેટલી અનુભવ લેવો અને અનુભવનું સર્જન કરવું. હરિવદનને તમે સ્વતંત્રતાની ભાવનાનો જ્વલંત ઉપાસક કહી શકો, એટલે સુધી કે એ ભાવનાને અખંડિત રાખવા એ બીજાની દૃષ્ટિએ પોતાના વ્યવહારને જે મર્યાદા હોવી જોઈએ એ પોતે જ સ્વીકારી લેતો. એથી ઘણી વખત એની ગણના વેદિયાઢોરમાં થતી પણ એની સચ્ચાઈ વિષે બહુ થોડાને જ શંકા રહેતી.

હરિવદન પરણ્યો ન હતો પણ પરણ્યો હતો. એટલે કે એક અઢાર–ઓગણીસ વર્ષની નપરણેલી અને પરણેલી એવી કુમારિકા એની સાથે રહેતી. એમ સાથે રહેવા માટે, લગ્નના અનેક પ્રકારોમાંથી કોઈ પણ એક પ્રકારનો એમણે બન્નેએ સ્વેચ્છાથી આશ્રય લીધેલો ન હતો. એટલા માટે કે એવો આશ્રય લેવો એ પણ ખરી રીતે લગ્નના સુંદર કુસુમ ઉપરની બળજબરી 'ચીઠ' કહી શકાય. હરિવદનની દલીલ આમ હતી. જો પ્રેમ એ જ લગ્નનો મુખ્ય હેતુ હોય તો એ પ્રેમ ચિરસ્થાયી રહેવો જોઈએ. જે ચિરસ્થાયી નથી તે પ્રેમ નથી. એ મોહ છે. અને એ મોહ છે એમ સાબિત થયા પછી પણ તમે લગ્નના કોઈ પણ પ્રકારથી એને ચાલુ રાખો–અથવા કોઈ બીજા પ્રકારથી એનો અંત લાવો. આ બે જ સ્થિતિ શક્ય છે. પહેલી સ્થિતિ વ્યભિચાર માટે–ખૂન માટે–અથવા હજુ જેનાં છોકરાંની ઉત્પત્તિ માટે જવાબદાર છે: બીજી ગેરવ્યવસ્થા માટે ગાંડપણ માટે; અને જવાબદારી

અતૃપ્તિ માટે. અમુક સ્વાર્થ પ્રત્યે જ દોરાઈને થયેલાં લગ્ન એ તો બીજે જ વિચિત્ર પ્રકાર હોઈ એ આવી કોઈ કક્ષામાં આવી શકતાં નથી. એટલા માટે લગ્ન એવું હોવું જોઈએ કે જેમાં પ્રેમ સિવાય બીજું બંધન જ ન હોય. એ પ્રેમબંધન મોહબંધન હતું એમ સાબીત થાય ત્યારે જે અવ્યવસ્થા જન્મે એને માટે એ બન્ને જવાબદાર: એવી અનુભવભરેલી જવાબદારીઓ જ સ્ત્રીપુરુષને સાચો માર્ગ બતાવી શકે. એટલા માટે હરિવદન અને રાધા બન્ને સાથે રહેતાં પણ કોઈ રીતના લગ્નબંધનથી બંધાયા વિના: એમણે પોતાના મગજના આવતાં વિચાર, ભાવના અને લાગણી—એ ત્રિવેણીના સંગમ ઉપર જીવનનૌકા હંકારી હતી: એમાં અજબ હિમ્મત હતી—ડહાપણ હોય કે નહિ એ સવાલ જુદો છે. પણ અજબ હિમ્મત હતી એ ચોક્કસ. કારણ કે પોતાના યાંત્રિક જીવનના એકધારા વ્યવસાયથી થાકી ગયેલા લોકો પણ—બીજાની, ખાસ કરીને જે વાત પોતે હવે મેળવી શકવાના નથી એ તરફોના આવા ઇશ્કી વ્યવહારને વખોડી કાઢતા. કાયદાની દૃષ્ટિએ તેમ જ લોકદૃષ્ટિએ રાધા, હરિવદનની રખાત હતી. હરિવદનના દૃષ્ટિએ એ પ્રેમબંધન હતું. રાધા, અબળીન હરિણીની માફક આ પરિસ્થિતિને કોઈ પણ દૃષ્ટિથી જોવા માગતી ન હતી: એને ભવિષ્યની ચિંતા કરવાની ટેવ ન હતી: વર્તમાનમાં એ સુખી હતી. સુખી હતી કારણ કે બે જણાની રસોઈ કરવામાં ખાસ અડચણ ન પડતી. બન્ને હરીફરી શકતાં. ફૂટડાં મુખડાં રાખીને રખડતાં. હાથમાં રૂમાલ લટકાવીને ફરતાં. જીવનની જરદિવાલો ઓછી હતી. સમાજની સામે થવાની દરકાર ન લાગતી. સમાજ એની ગુપચુપ ટીકા કરે. એ છાનાં છાનાં હસે. બન્ને વચ્ચે પ્રેમ હતો. અને સ્વતંત્રતાનો મહાન ઉપાસક હરિવદન રાધાને એટલી જ સ્વતંત્રતાની ભાવના ગ્રહણ કરવા કહેતો, જેટલી પોતે ગ્રહણ કરતો. આકાશમાં ક્યાંય કાળી વાદળી ન હતી. જીવન સીધું—સ્પષ્ટ—આંત સુધી સ્વચ્છ દેખાતું હતું.

§ ૩

'ત્રણ વરસ ને ત્રણ માસ!' હરિવદન કોર્ટમાં જ ખડખડાટ મુક્ત કંઠે હસી પડ્યો, 'ઓગણચાલીસ મહીનામાં તો હું ઓગણચાલીસ વર્ષ જેટલું કામ કરીશ રાધા!'

રાધા કાંઈ બોલી નહિ. પણ એનું અંતર વ્યથાથી ચીરાઈ ગયું, 'અને મારું શું?'

'તારું!—તારી પાસે જીવન વીતાવવાની સઘળી સામગ્રી છે. તારી પાસે વિચાર છે, સ્વતંત્ર બુદ્ધિ છે. શક્તિ છે. જીવન નિભાવવાની સામગ્રી છે. એથી વધારે જીવન માગે શું—અને જોઈએ પણ શું!

સ્વતંત્રતાના સંગ્રામમાં પડેલો હરિવદન ત્રણ વર્ષ ત્રણ માસ માટે જેલમાં ગયો. પાછળ રાધા એકલી રહી. અમુક વખત સુધી તો એ પોતાના જીવનને ચોકસ થાક ઉતારવા—અત્યાર સુધી એની સામે થયેલી ટીકાઓના ડંખ ભૂલવા—એકાંત સેવી રહી. પણ પાછી મેળાવડાઓમાં સભામાં—ને સરઘસોમાં ઘુમવા માંડી. રાધારમણની અજબ જાદૂભરેલી શક્તિ વિશે એણે સાંભળ્યું હતું. એ એના તરફ ખેંચાઈ—આજ દિવસ સુધી એ કેવળ વિચારસૃષ્ટિમાં જ ફરી રહી હતી. રાધારમણ સાથેના પ્રસંગે પહેલી જ વખત એના જીવનમાં આ પ્રત્યક્ષરીતે આકર્ષણ ઉત્પન્ન કરાવ્યું. થોડી વખત એ બન્ને

હવે પોતપોતાના વિચારોની છુટથી આપ લે કરતાં થયાં. રાધાચરણની કીર્તિએ એને હવે તો નરકેસરી નેપોલિઅન જેવો નકલી વેષ પણ અપાવ્યો હતો. એ મંડળમાં આવી ઉભો રહેતો; વાંસા ઉપર પાછળ હાથ રાખીને બોલતો—જાણે 'હુંકાર'ના ધ્વનિથી આકાશ ગાજે તેમ. માનપત્રો એ સ્વીકારતો—જાણે ન સ્વીકારતો હોય તેમ. એની વાણી મોહક જાદુભરેલી હતીઃ ચાલમાં ત્વરા હતીઃ બુદ્ધિમાં ચમકારા હતાઃ આંજી નાંખવાની એની ઉપાસના ફળી હોય તેમ એ જે મળે તેને આંજી નાખતો.

રાધા પણ એના તરફ આકર્ષાઇ. એનું એક કારણ એ પણ હતું કે કેવળ વિચાર-સૃષ્ટિના આદમી બનેલા હરિવદને શરીરજીવનને લગભગ ભૂખે માર્યું હતું. એટલે હવે જ્યારે રાધાનું શરીરજીવન જાગ્યું ત્યારે એણે એને પોતાની કરી લીધી. તે ધીમે ધીમે રાધાચરણની મોહનીમાં પડતી ગઇ. ને રાધાચારણ એના આકર્ષણમાં—રાધાચરણને માટે તો એ આકર્ષણ જીવનની જરુરિયાત જેવું બની ગયું હતું. કારણ કે જેણે પોતાની જાતને રાત્રિદિવસ—મિત્રોથી કે વર્તમાનપત્રોથી વીંટાયેલી રાખી હતી તેને પોતાના જીવન વિષેની માહિતી પણ મિત્રો ને વર્તમાનપત્રોની ટીકા ને પ્રસંશામાં જ જોવાની ટેવ પડી ગઇ હતી. એ પોતાની નબળાઇ જાણતો હતો—છતાં એની પણ પ્રશંસા થતી જોઇ એને શંકા થતી કે કદાચ એ નબળાઇ નહિ હોય! કદાચ એ પોતાની નબળાઈ વિષે જે જાણે છે તે કલ્પના હોય—અને એના મિત્રો કલ્પના કરે છે તે સત્ય હોય! રાધા— અને રાધાચરણ— એ બન્ને પ્રેમમાં આગળ વધતાં ગયાં. જેને વિચાર સિવાય બીજું કાંઇ મળ્યું નહતું એને આ શરીરમોહમાં અજબ આકર્ષણ લાગ્યું. જેણે એકાંતમાં વિચારજીવન ગાળવાની કળા ગુમાવી હતી, તેને રાધાનો લાવણ્યઝરતો દેહ, દારુની જેમ ઉશ્કેરી રહ્યોઃ આકર્ષી રહ્યોઃ તેમાં ડૂબી જવા માટે ઇશારા કરી રહ્યોઃ એ બન્ને એકબીજાના મોહમાં હતા. અને બંનેએ એ બંધનને મુક્તાવસ્થા માની હતી.

§ ૪

શરીરના ધર્મોએ પોતાનું કામ કર્યું. ફરેલી પરિસ્થિતિએ તંત્ર ફેરવ્યું અને ધાર્યા કરતાં ઘણો વહેલો હરિવદન છુટો થઇ પોતાને ઘેર આવ્યો.

પણ એ રાધાનું માનસ જોઇ ચકિત થઇ ગયો. એણે મૂકેલી એક પણ કલ્પના ત્યાં ન હતી. અને એ આંતરિક જીવનને અનુરૂપ હોય તેમ કોટડી પણ ફરી ગઇ હતી. એમાં હવે સાદી નરી સ્વચ્છતાને બદલે ઠેર ઠેર ખંડિત નાયિકાનાં ચિત્રો હતાં. હરિવદન કાંઇક ખિન્ન—કાંઇક દીન પણ બની ગયો.

'રાધા! તારું આવું પરિવર્તન આટલી મુદતમાં થશે એવી મને કલ્પના પણ ન હતી,'

'મને પણ કલ્પના ન હતી. મને પણ લાગ્યું કે પ્રેમ—એ શબ્દનો ગમે તે અર્થ હોય—પણ શરીર વિના એ રહી શકે એવો નથી.'

'એટલે?'

'તમે જ નથી કહ્યું કે ખરી સ્વતંત્રતાવના બંધન સ્વીકારે પણ નહિ—અને બધન

આવે પણ નહિ. સ્વતંત્રતાને બંધન હોઈ શકે!'

હરિવદન ચૂપ જ રહ્યો.

'મને રાધાચરણનું આકર્ષણ થયું. હું એની બની—અને અત્યારે એની જ છું!'

'અને મારું—મારું જીવન લગભગ તેં વેડરી નાખ્યું તેનું કેમ?'

'જીવનની નવી શરૂઆત માટે હજી ઘણું મોડું નથી થયું એમ મને લાગે છે.'

એક પણ શબ્દ બોલ્યા વિના હરિવદન ચાલ્યો ગયો. રાધાએ જૂઠો મારી પણ કોઈએ જવાબ વાળ્યો નહિ.

ત્યાર પછી થોડા વખતે મધરાતે એ જ ઘરમાં રસિક સંવાદ જન્મ લેતો હતો.

રાધાચરણ કહી રહ્યો હતો. 'રાધા' જાહેરજીવન માટે વ્યક્તિઓએ બલિદાન આપ્યાના ઐતિહાસિક પ્રસંગો છે. આજે જાહેરજીવનને સ્વચ્છ રાખવા—આપણા બેમાંથી એકે ખસી જવું જોઈએ!'

રાધા આંસુ સારી રહી. 'હું હવે આવી અવસ્થામાં ક્યાં જાઉં—અને રાખે પણ કોણ?—તમને ક્યાં ખબર નથી? ત્રણ મહિના પછી એક નવો જીવ આપણા બન્નેના જીવનને પ્રગટ કરવા ઉભો રહેશે!'

'એટલે જ કહું છું. કાં તું ખસી જા; તારામાં હિંમત ન હોય તો હું. પણ મારા જીવનનો હજી પ્રજાને માટે ઉપયોગ છે!'

બહાર ઉભો હરિવદન આ સાંભળતો હતો ને મનમાં હસી રહ્યો. 'પ્રજાને માટે ઉપયોગ છે!'

'તારી હિંમત ન હોય તો હું તૈયાર છું!'

'પણ હું શું કરું?'

'તારા જેવી સ્ત્રીઓએ તો આવા સમયમાં બહાદુરીથી દૂર-દૂરના દેશાવરો ખેડ્યા છે, ને પાછું પોતાનું જીવન પણ ઘડ્યું છે!'

હરિવદન આ વાચાળતા નિહાળી ઉકળી રહ્યો. એટલામાં રાધાનો ધીમો અવાજ આવ્યો.

'મને હજી વિશ્રામ છે—હૃદય—હરિવદન. હજી પણ મને સંભાળી લે!'

'એમ! તો તો—તમારા બન્નેનો ત્યાગ—પ્રજાજીવનને ક્ષોભ ન થાય માટે કરેલો ત્યાગ—આલમમાં અદ્વિતીય બની રહેશે. તું હરિવદનને મળીશ?'

ધીમો જવાબ આવ્યો 'કાલે મળીશ.'

'હું તને આ સ્થિતિમાં ન મૂકું—ન મૂકી શકું, મને જે આઘાત લાગે છે તે શબ્દથી વર્ણવાય તેમ નથી. પણ જો આ વાત જાહેર થાય તો, મારા વચન ઉપર આધાર રાખનારા હજારો માણસોને જે આઘાત થાય તે વર્ણનાતીત હશે. વ્યક્તિએ સમષ્ટિ માટે ભોગ આપવો જ રહ્યો.'

હરિવદન આ શબ્દજાળ પછી ઉભો રહી શક્યો નહિ. તેણે બારણાને એક ધક્કો માર્યો.

'કોણ?'

'હું હરિવદન!'

રાધા ભયભીત બની રહી. રાધાચરણે નિઃશંકતાથી બારણું ઉઘાડ્યું. 'હમણાં તમારી જ વાત થઇ રહી હતી...'

'કે ?' હરિવદને કાંઇક કઠોરતાથી પૂછ્યું. વેદિયાની—ને વેદિયા જેવાની કઠોરતાને ઘોળીને પી જનારો રાધાચરણ શાંતિથી બોલ્યો.

કાં મારે અથવા તમારે બેમાંથી એક જણાએ. પ્રજાજીવનનો માર્ગ શુધ્ધ રાખવા માટે ત્યાગ આપવો પડશે!'

'ત્યાગ ?—તારા જેવું નકલી વિચારના પડઘા પાડનારું ત્યાગનો અર્થ સમજે પણ ખરું કે ?

'મી—સ્તર !—કોની સામે બોલો છો ?'

'પાપ સમજી શકાય; મોહ સમજી શકાય; અભિમાન સમજી શકાય; કીર્તિલાલસા સમજી શકાય; પણ તારા જેવાના અર્થહીન શબ્દાડંબના સમજી શકતી નથી.

'હરિવદન ! આ સઘળું જુનવાણી કવિતા જેવા જુથમાં તું હજી માને છે ?' વ્યક્તિમાં ને વ્યક્તિવિકાસમાં ?

'રાધાચરણ ! એ સઘળી વાત જ જવા દે. જો હું કહું તે તું સાંભળ. એમાંથી તેં લેશ પણ દલીલ માર્ગ શોધ્યો તો હું તને ઘડીના છઠ્ઠા ભાગમાં હતો ન હતો કરી મૂકીશ.'

રાધાચરણના ચહેરા પર એક કઠોર સ્મિત ફરક્યું: તેણે હરિવદનના ખભાપર હાથ ઠમકાર્યો: કેટલીક વખત મુરબ્બીઓ ઉધ્ધત જુવાનોને ડહાપણ આપવા ઠબકારે છે તેમ. પછી શાંતિથી કહ્યું: 'હરિવદન ! તમે બહુ ઉગ્ર છો. હું પણ તમારા જેવો જ ઉગ્ર હતો, પણ સમય.........'

'જો હું તને કહું. સમયે તને ડહાપણ આપ્યું છે, શાંતિ આપી છે. એમ તું હેવા માગે છે નાં ?—એ તારી ભૂલ છે. સમય ખરી રીતે તારા જેવાના જીવનમાં કાંઇ રી શકે તેમ ન હતો !'

'એટલે તું શું કહેવા માગે છે ?'

'સૂર્ય-ચંદ્ર-આકાશ-પર્વત-નદી-એ સઘળાં કુદરતી તત્ત્વોની પેઠે 'સમય' પણ નવજીવનમાં એક 'તત્ત્વ છે. એમ તમે ધગાલિયા સમજી શકો જ નહિ એમ હું કહેવા ગું છું. તું-તારા જેવા શું કરી શકે એ હું તને કહું. તમે લોકોને ઉશ્કેરી શકો: ઘડી ા નહિ. તમે લોકોને બુધ્ધિભેદ કરી શકો; બુધ્ધિ આપી શકો નહિ. લોકોને ઘડવાનું-ાને બુધ્ધિ આપવાનું કામ નરપુંગવોનું. જે પહેલાં પોતાને ઘડે-અને પછી લોકોને રા નીકળે. તમે સામયિક પરપોટા—આજે ફુલો; કાલે ફુટી જાઓ. નરપુંગવોની જમાત ો માટીમાંથી ઘડાય છે.'

રાધાચરણ કોમળ હસી રહ્યો. એ હાસ્યમાં કઠોરતા હતી: મશ્કરી હતી: તિરસ્કાર

'આ તારું હાસ્ય તું એમ માને છે કે મુરબ્બીવટનું છે પણ હું તને હમણાં કે મુરબ્બીવટની સઘળી દિશાઓ મેં છેદી નાખી છે. આ તારા

પતનનું કારણ આટલું જ છે. જીવનમાં એકાંત હોઈ શકે. એ કલા જ તેં ગુમાવી હતી. વેપારીઓ, દારૂડીઆઓ, ડૉક્ટરો, વેશ્યાઓ, ને જુગારીઓ–આ કોઈ દિવસ એકલાં નહિ રહેઃ એકલાં રહેશે તો કોઈ દુર્ગુણની ઉપાસના કરવા. પણ કવિઓ-ચિત્રકો સર્જકો ને ચિંતકો ને નરપુંગવો એકાંત જીવનમાંથી જીવનનું બળ ખેંચવા યત્ન કરે છે. પણ આ જમાનાની જેમ તું એકાંત જીવનની કળા ગુમાવી બેઠો છે માટે હું તને આ પ્રસંગ પરત્વે જે કહું છું તે સાંભળ. રાધાને હું રાખીશ.' રાધાચરણે ફટકારાનો એક દમ ખેંચ્યો.

'પણ ફટકારાનો દમ ના ખેંચતો. તને જાહેર જીવનમાં ક્યાંય પણ હું જોઈશ કે તરત જ આ સઘળી વાત પ્રગટ થશે, માટે તું જીવનમાં આરામ–કેવળ આરામ લે એ શરતે જ આ બને.'

રાધાચરણે ડોકું હલાવી સંમતિ આપી. હરિદત્ત એક તરફ ખસી ગયો. ધીમે પગલે રાધાચરણ બહાર ચાલ્યો ગયો. હરિદત્ત રાધા તરફ ફર્યો. 'આ સઘળામાંથી એક વાત ? તને સમજાણી પડી !'

રાધાની આંખમાં આભારનાં આંસુ હતાં; તેણે માત્ર ડોકું ધૂણાવ્યું.

'જનતાને ઘડી શકે છે કેવળ નરપુંગવો–નરસિંહો–નરોત્તમો, સૈનિકો પ્રજાને ઘડેઃ નરકી સૈનિકો વિનાશ કરે. પણ એ જવા દે–આપણે શી શી તૈયારી કરવી પડશે તે તું મને કહે.'

રાધાચરણ એક વખત ફરી દેખાયો. 'કોઈ મદદની જરૂર હોય તો મને સંભારજો. વળી મને એમ થયું કે તમને પૂછી જોઉં, કેટલાક 'સળગતા પ્રશ્નો'નો ઉકેલ કર્યા પછી હું આગમ લઉં તો ! એથી જનતામાં ચકચાર ન થાય. હરિદત્તે જવાબ વાળ્યોઃ

"તું પોતે જ 'સળગતો પ્રશ્ન' નથી કે બીજા પ્રશ્નોનો વિચાર કરે છે ? આપણી સરતને યાદ રાખવામાં જ તારે સઘળી શક્તિ વાપરવી પડશે–એટલે મદદ કરવા ? શક્તિ રહેશે જ નહિ.' ફરી કોટડીમાં શાંતિ પથરાઈ ગઈ. રાત્રિના બાર વાગ્યા. ફરી પહેરેગીરો ચેતવણીના– ને શિયાળ એની નકલના અવાજ કરી રહ્યાં હતાં; ફરી કોટડીમાં શાંતિ પથરાઈ ગઈ. દૂર-દૂરના ઘડિયાળમાં રાતના બારના ટકોરા પડ્યાઃ થોડીવાર પછી પહેરગીરોના ચેતવણીના અવાજનો પડઘો પડતો હોય તેમ શિયાળિયાં રાતને જગાડી રહ્યાં.

# કાચલી

: પૃથ્વી :

અહીં પવનમાં ય સંગીત ભર્યું હતું પ્રાણનું,
પ્રચંડ હુડમૂશળે જળતરી જતી ખેડતી–
અફાટ પટ અબ્ધિનો; દ્રિણતરંગપે નાચતી.

પણે ક્ષિતિજ વારિને ધરતી ઉંબરે ઠેલતું,
ધરા ચરણઠેસથી ક્ષિતિજને ભરી દે જલે;
ખમી ઉભયનાં બળો ધમણું જેમ હાંફે નિધિ!

મહ નિરઅરણ્યમં જીવનજાળબ્યાં સ્મિતશી
નીલ શઢથી ફુણુંફુણું થતી તરે નાવડીઃ
હું યે કંઈ કંઈ વિચાર કરું વિશ્વને ખેડવા
તણાં, ઘડીક એમ થતું કે, ચઢી લેખણે,
કથા, કવિતડે વરું સકલ કલ્પનાભોમને.

પરંતુ કયમ પ્હોંચવું અલખ ભોમમાં એકલું?
અને કદનઅબ્ધિમાં ટચુકડી–જરા જેટલી,
તરાવી કયમ હું શકું અધીર કાચલી કાવ્યની?

ઇંદુલાલ ગાંધી

# સ્વપ્નવાટિકાની "શકુન્તલા"

કુસુમાકર

કયા બાપ્યને યોગે ફોઈબાએ મારું નામ તે 'દુષ્યન્ત' પાડયું હશે કે! 'કન્દર્પ' 'મનોજ', 'મકરન્દ', એ શબ્દોમાંથી ફોઈબાને એકે ન ખપ્યું! પરન્તુ નિમ્નલિખિત હકીકતોનો નાયક મારી કલ્પાનુવિધાત્રીએ મને નિયોજ્યો હશે એટલે 'દુષ્યન્ત' સિવાય અન્ય અભિધાન મને પાલવે જ નહિ. જે વિચિત્ર ઘટનાની વસ્તુની ફૂલ-ગુંથણી હું રજુ કરું છું, તેને કૃપા કરી કપોલકલ્પિત માનતા નહિ. એ સત્ય છે; અક્ષરશઃ સત્ય છે. રેખાએ રેખાએ, એમાં વાસ્તવિકતાસભર વાસ્તવિકતા છે, ભલે પછી એનો ઉઠાવ કલ્પનાના અભિનવ રંગે ભભુક્યો હોય. નથી એમાં મારા ઉરની ઊર્મિલતા; નથી એમાં મારા ચંચલ ચિત્તની તરંગિતા. વાચનાર બન્ધુબ્હેનો, જેવાં સાચુકલાં તમે છો તેવી સાચુકલી આ જીવનઘટના છે. અગર જો તમે જ તમારી જાતને 'પરપોટા'-સમ બુદ્બુદરૂપ ગણી ઉવેખતા હો તો, આને 'સ્વપ્નિકા' કહી ઉડાડી મુકશો તો ફિકર નથી; બાકી, જેવાં સત્ય છે તમારાં રૂપરંગ, જેવાં સત્ય છે તમારાં અસ્થિચર્મ, જેવાં સત્ય છે તમારાં સ્પર્શસંવેદન એવી જ સત્ય છે મારી આખ્યાયિકા. તમારાં સ્મિત અને અશ્રુ, તમારાં ચિન્તન અને વિષાદ, તમારા યોગ અને ભોગ, તમારા ચિદ્વિલાસ ને અભિનવ ઉત્કમ્પને તમે કવિત્વ-ઘેલછા કહી ફુરરરફુ ન કરી મૂકતાં હો તો, આ આખ્યાયિકાની રેખાએ રેખાએ સત્ય-દર્શન તમને સાંપડશે.

શું બુદ્બુદ-પોચાં સ્વપ્ન કે પોચું જગત?! સાચો દેહ કે આત્મા? કદાચ, કલ્પના એ જ સત્ય-ભોમકા છે, ને કદાચ, તમારું જગત એ જ કાલ્પનિક હવાઇ ગોબારો છે.

છતાં રખે મને ખ્યાલી 'સ્વપ્ન-દ્રષ્ટા' માની લેતા. હું તો નગદ જગતનો નગદ રુધિર હાડચામનો મનુજ છું. રખે મને અનિલ-દુર્ગનો પ્રવાસી માની લેતા. હું તો તમ સહુ જેવો ડાહ્યોડમરો વ્યવસાયી જીવ છું. હાઇન ને હાર્ડીની હરોળમાં બેસવા મારા ચિત્તને ગલગલિયાં નથી; ખુશીથી રોકફેલર, ફોર્ડ, કે કાર્નેગી,—આ સઘન પૃથ્વીના કુબેરોને મારા દેવવિહોણા ગણી તેમને મંદિરે ફૂલ ચઢાવીશ. ત્યારે, કૃપા કરી, મને ખ્યાલી-ખ્વાબી જીવ ગણી ન કાઢતા; મારું ચિત્ત સાવ ઠેકાણે છે એવી પ્રતીતિ ઇતર તો શું આપું પણ, આ રૂપીઆ આના, પાઈના ઠિનઠિન નાદ, તમ સહુની માફક, મારા ચિત્તમાં જ આનન્દિતા પ્રેરે છે, ને એ નાદે તમ સહુના ચિત્તની માફક મારું ચિત્ત આનન્દ-કુદીએ ચઢે છે—આ આટલી જ. પ્રતીતિ બસ નથી? ભલા, કવિતાની રમ્ય પંક્તિઓ ઉકલવાના કરતાં સોનામ્હોરને રણકારે લહી પડવાનું તમને બહુ રુચે છે. ખોટો ન પાડતાં; મૂકો જોઉંએ છાતી પર હાથ?! આ હું યે તમ સરખો જ છું હો! તમે શિષ્ટ ને સંસ્કારી છો. મારા જેવાંસ્તો—એટલે 'આવ ભાઇ હરખા ને આપણે બે સરખા' ની ભાવના નથી દાખવતો. હવે ત્યારે, મારા જેવો નહિ-નહિ આપણા જેવો ડાહ્યોડમરો માણસ, આ અનુભવિકા રજુ કરે, તેની સત્યતા વિષે વિચારવાનું રહ્યું જ ક્યાં?

હું તો એક ગરીબ શ્રમજીવી છું. જ્યાં 'મ્હારી ઘેલછાનો ચેપ મોહમયીના એક

લક્ષ્મીનંદનને ય-લાગ્યો છે. સર કેસરીપ્રસાદ બદને ઓળખ્યા? કુબેરની અલકા એમને આંગણે છે, છતાં, એક નામ પર તે સારી અમરાપુરી યે ઓવારી નાંખે છે. એ કલાનો શહીદ છે. કવિકુલમણિ કાલિદાસે એના ચિત્તને કામણ કર્યું છે. એના વિશાળ આનન્દ ભુવનમાં એણે રસકુંજને તપોવનની યોજના કરી છે. "શકુન્તલા" એના એ ઉરની આરાધ્ય દેવી છે. માઇકેલ એન્જેલોની કીર્તિને ઝાંખપ આપે એવા ચિત્રકાર પાસે શકુન્તલાના જુદાજુદા Pose-અભિનવ બેઠક-મુદ્રાની Life Size જગતાંજ્યેષ્ઠ કદની છબીઓ એણે તૈયાર કરાવી છે. માલિનીતીરની એ તપસ્વિની, હસ્તિનાપુરની એ સામ્રાજ્ઞી, જગત રંગભૂમિની એ મહાદેવીની નિત્ય આરાધના એનાં આનન્દ-ભુવનમાં થાય છે. લક્ષ્મીની છોળો ઉરાડી એણે એ જ માલિનીતીર એ જ રસ-સ્રોતસ્વિની-અને એ જ ઋષિહર્મ્ય કણ્વાશ્રમ મોહમાયામાં જ ખડાં કર્યાં છે. આર્ય સંસ્કાર-ગંગાની ગંગોત્રીની એક અપ્રતિમ શોભાવાળું ફુમ્મર પુનઃ-(શકુન્તલાનું સ્તો) એણે ગોઠવ્યું છે. એ જ તપોવનમાં એના એ સહકારને એની એ વનચન્દ્રની. પુરાણ શકુન્તલા જે જે વૃક્ષોને જળસિંચન કરતી, તે તે વૃક્ષો તપોવનમાં પૂતળાંની ચાવીથી નિજદેવીને હાથે જ જળપાન પામતાં. વીસમી સદીની છેલ્લામાં છેલ્લી કલાપ્રસાદીરૂપ ફુમ્મર તપોવન સોહતું.

"શકુન્તલાની વનચન્દ્રની"-એ નામક મારી નવલિકાના આલેખનમાં વાસ્તવિકતાની છાંટ માટે હું તપોવને આજે ઉતરી પડેલ.

તપોવનનાં "હેમ-પુતળાં"ની રેખાએ રેખાનાં અમૃત પીતો હું કોઇ અગમ્ય, ખુદાઇ ખ્વાબની રસ-ભૂમિમાં અટવાઈ પડ્યો. ચિત્તમાં વસન્તની રસ-લક્ષ્મી હિલોળા ખાતી હતી. છતાં, બ્હારના જગતમા તો પાનખરની અભિનવ રંગપ્રભા (?!) સોહતી હતી. પ્રકૃતિ જાણે વિધવાસરખી હૈયાંફાટ અશ્રુ ઢાળતી હતી. પ્રકૃતિની રૂદિયામાં જ એક પ્રકારની અભિનવ આનન્દિતા જ ન્હોતી? આ મૃમૂર્ષામાં જિજીવિષાની આનન્દ-લહરી નર્તતી ન્હોતી? ત્યારે, આ તે વિષાદની થરથર હતી કે આનન્દનો અભિકમ્પ હતો? ફ્રેન્ચો કહે છે તેમ પેલી મધુરી "Melancolie de Cantomn"-શી ચિત્તવેધક પ્રસરી રહી હતી?! શ્રી કૃષ્ણની રસમૂર્તી વૃન્દાવનની કુંજગલીમાં એક કોર જાણે પેલી "વિજોગણ વાંસલડી" હુક્કો મૂકતી ન હોય એવું રૂદનઘેર્યું આરેપાસ વાતાવરણ હતું. ખડખડ થતાં પીળાં પાંદડાં સસૂ ફૂંકાતી પવનલહરીમાં અહિંતહિં જાણે આખડતાં હતાં. સન્ધ્યાકાલની ધૂસરધૂલિરંગ્યાં આકાશ તે એક પ્રકારની કાલિમા 'અસુંઅસું'-કરી રહી હતી. એકાન્તમાં જાણે મૃત્યુદેવી ડિંગકતી પડી હોય નહિ?! કબ્રસ્તાનની શાન્તિની 'મુંગવી' પ્હેરેલ સાન્ધ્યી શી પ્રકૃતિનું હૈયું શોકાન્વિત છતાં અજબ છટાએ સોહતું હતું. પ્રકૃતિની એ શોકાન્વિત મુખમુદ્રા મારે હાડે જાણે જડાઈ ગઇ?! પ્રકૃતિની નેત્રકિનારીમાં ઝુલતાં અશ્રુ જાણે મારે જ માટે હોય નહિ?! એ અશ્રુઓ લુછવા હાથ લંબાવું છું ત્યાં કોણ જાણે કયા ભાગ્યયોગે મારો હાથ પાછો પડે છે! છતાં આ મૂકસૌન્દર્યનું મારું હૈયું કામુક હતું. આ વિષાદમય સંવેદના મારા હૃદયને શા આનન્દઓલે ચડાવી રહી હતી?!

આજ એકલા અટુલા વિષાદમય પ્રકૃતિની ગોદમાં લોટવાનું મને મન થયુ હતું. દુર્વાસાના શાપે જાણે સમસ્ત સંસારની રસકુંજને ભયંકર તપોવન કરી મૂકી ન હોય?! હુંયે જડી સ્નેહમુદ્રા ભાગ્યના કયા ભોગે ખોવાઈ જવી હશે? પ્રકૃતિની વિષાદમય ગોદમાં

બાની પાંપણ ઝુકતા જતી મારી અરુણિ અધર પ્રકૃતિના પ્રાસુરને પામીને આવી કે શું ! પ્રકૃતિદેવીની કુંજોએ જાણે ગૂઢમાં ગૂઢ ગહનમાં ગહન કોઈ રહસ્ય રમી રહ્યું હતું !! એ મેળાના મેળ મને કહી દેવા શું પ્રકૃતિ તત્પર ઉપર થઈ રહી હતી ! હમણાં જ જાણે પડદો ખસશે—ઉપડી જશે ને જવનિકા ખસતાં પ્રકૃતિનું અન્તર રહસ્ય મને હસ્તામલકવત્ થઈ જશે ! 'આંખમીંચો ભેદ' હમણાં જ જાણે હું પામીશ. ભાવિના અગમ્ય કોયડાની ગુપ્ત હમણાં જ જાણે ઉકેલાશે !! ઘુંઘટકા પટ ખોલ તો પે રામ મિલેંગે '—પ્રકૃતિઘુંઘટના પટ ખોલું ખોલું '—શું કરી રહી હતી ! લયારસસમાધિમાં આમ ડૂબેલો સર કિશોરપ્રસાદના આનન્દભુવનની રસકુંજમાં એક બાંકડા ઉપર હું બેઠો હતો. મારો અન્તર આત્મા કોઈ અગમ્ય પાતાળમાં ઊંડો ઉતરી ગયો હતો. શું મને સ્વપ્નસમાધિ લાગી હતી ? કોણ જાણે !! ત્યાં આ કૌતુક શું થયું ? પગરવ સંભળાયો. મ્હેં કાન માંડ્યા. આ ભ્રમણા ન્હોતી જ ન્હોતી. સોળેક વર્ષની એક સુંદરી મારી તરફ આવતી હતી. કુતુહલપ્રિય મારું ચિત્ત એ દિશામાં ખેંચાતું હતું. આ શો ચિદ્વિલાસ ! સૌંદર્યનો આ તે સાગર ઉછળવા માંડ્યો કે શું ! કવિની રસકલ્પના ચિત્રોએ દીધું હતું તે જ તે આંખ આગળ નાચવા માંડ્યું કે શું ! ત્યારે શું શકુન્તલાના પુતળામાંથી જીવતીજાગતી "શકુન્તલા" ફુટી નીકળી હતી !

"સન્ધ્યાનાં ભભરાં અભ્રે ઝાંખી ચન્દ્રકલારતી,
આચ્છાદી વલ્કલોમાં તે રસની રૂપલતા હતી,

× × ×

ચાર હજાર વર્ષોનાં વ્હાણાં વાઈ પછી ગયાં,
લોલ તે રસનાં પૂર આજે એવાં વહી રહ્યાં.

× × ×

વિક્રમાદિત્યની જાણે કાલિદાસની કલગી ભાવ,
કવિતાની ઊર્મિ બેઠી ફરી જન્મી શકુન્તલા ?"

'—ના. દ. કવિ

"શકુન્તલા" આમ જીવતીજાગતી પુનઃ પૃથ્વી પર વિચરે તો મારી હા ! મારી—દુષ્યન્તની—હૈયાની પાંખડીએ પાંખડી થનગને નહિ ? રત્નજડિત કાચનો કટોરો ધરણીપર ધબ દઈને પડી જાય ને રત્નકણિકા હવામાં વેરાય તેમ હૈયાની સ્વપ્નકણિકા વાતાવરણમાં વેરાઈ રહી. જાણે એ ઇતિહાસ પુનરાવર્તન પામતો હતો. મારા હોઠમાંથી પેલી અમર પંક્તિ સરી પડી—

अनाघ्रात पुष्पं किसलयमलूनं कररुहैः
अनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघम
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥

મૃગલીઓમાંની મૃગાક્ષીને તાને મારું ચિત્ત ડોલી રહ્યું હતું.

( આશાવરી )

અહા ! એ અણસુંઘ્યું ફૂલડું,
અણવિન્ધ્યું મુક્તા રૂડું—અહા૦

કુંળી કુમળી મધુરવી કુમળ એ નખથીયે અણચૂંટી,
વિશ્વપરાગ અજબ સોહાગ યૌવનશ્રીએ અણલૂંટી,
દેહથી સૌરભ હા ! શું છૂટી ! અહા૦

માણેકડું મોંઘું, અણવિન્ધ્યું એ શું મુક્તાફળ રે,
અણચાખ્યું મધુબિન્દુ રસાસ્વાદ ગહન અકળ રે,
ચિતવાં, કાં તું વ્યર્થ જ ચળ રે ?

ફાટ બે-ફાટ થતું જોબનિયું, જીવનનું એ જળ રે,
અખંડ કો પુણ્યોનું લસતું, લાવણ્યે એ ફળ રે,
ભર આ લોચન અશ્રુ વિફળ રે ! અહા૦

સૌન્દર્યોનું સમાધિનુ મોંઘું શોણલું એ રૂપલડું,
પ્રસન્નમન કલ્યાણવિધાત્રી ! કોણને કાજે રૂપ ઘડ્યું ?
ઉરની પાંખડી વ્યર્થ અડ્યું ! અહા૦

અસાવરીનાં સ્વરાંદોલને મારી ચિત્તપાંખડીએ શું ડોલવા માંડી ? ! છતાં, ઘડીભર તો ભ્રમર જેવું મારું ચિત્ત જાણે ચંપકકલિકા હોય નહિ એમ ધારી ત્યાંથી ઉડું—ઉડી જાઉં—એમ ત્યાગી બની જતું હતું. એ રૂપસીના આનન્દવિહારમાં હું જાણે ખલેલ કરતો હઉં એવું આત્મભાન થતાં હું જાણે ઉઠ્યો, ચમ્પાથી નાસતો જાણે મધુકર ! એ સુન્દરી નજર બ્હાર જતાં કોઈક અગમ્ય વિષણ્ણતા મારું ચિત્ત અનુભવી રહ્યું હતું.

હું ત્યાંથી ઉઠ્યો. સન્ધ્યા પડી ગઇ હતી: આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું હતું. અચાનક મારડું થયું. એકએક ત્રૂટ્યું ત્રૂટ્યું એવી ત્રમત્રટ વરસાદની ઝડી પડવા લાગી. જોતજોતામાં આ વળી વરસાદ ક્યાંથી ? હજી યે વિચાર કરું તે પહેલાં તો જરાક દૂરથી પડકાર આવ્યો:—

અહો ! પુરજન ! ક્યાં જવું છે ? વાહન લાવું કે ? પેલી સુન્દરી આપની સાથી જ છે કે ? આપણી સાથે જ લેવાની છે ને ? ગાડીવાને ચાબુકની અણીવતી બતાવેલ દૃષ્ટિબિન્દુ તરફ નજર વળતાં શું ન્યાળું છું ? મારી શકુન્તલાના વલ્કલમાંથી ગંગાજમના ફુરતી હતી ! કશા સંકોચ વિના એ તો મારે પડખે ગોઠવાઇ ગઇ હતી. જરાક વધારે તીક્ષ્ણ નજર કરું છું તો પાંખાળા અશ્વો જોડ્યા સુવર્ણરથમાં આકાશમાં જેમ વિમાન ઉડે તેમ અમે અવનિ પર ધપ્યે જતાં હતાં. કામની પૂતળી મારી અડોઅડ બેઠી હતી. તેનાં "વલ્કલ"ની સાડી જોડે અનિલલહરી અડપલાં રમતી હતી. તંગવલ્કલમાંથી સુવર્ણ કળશો ડોકાઇ રહ્યા હતા. મારી દૃષ્ટિએ એ મધુમધુરી "સ્તન મોલા"—ની સાથે લહરિયાં લેતી હિન્ડોળા ખાતી હતી. વલ્કલગ્રન્થિ ઉન્માદિની લહરીએ જરા ઢીલી કરી કે શું ?

જીવનપથના ક્યા યાત્રીને ઇશ્વિરના આશીર્વાદ ઉતરતા મીઠા નથી લાગ્યા જે !

: દિંડીની ચાલ :

અમલ કમલવૃન્દઃ—સરવરો સુહાગ,
થોડે થોડે અંતરે હો રસ—પરાગ,
શાળી અમર તરુતણી હજો સુછાયા,
મંદ મલયલહરી પથે રહો વાયા.
રમ્ય પુષ્કરણી પદ્મધૂલિ વેરે,
અમરધામની શુચિ મંદ અનિલલ્હેરે !
શુભ્ર સુભગપથે પધો જીવનયાત્રી,
રસ-ક્ષેત્ર જીવન દાખવો વિધાત્રી.
હો અખંડ પૂર્વ પુણ્યને પરિપાક,
ધીરી શ્વસનલહરી ઊતરોજી થાક.
પ્રભુપ્રેમની પરાગ દિગ્—દિગન્તે,
હો પ્રસન્ન મન પ્રવાસી જીવનપથે,
બનો જીવન મીઠી પૂર્વજન્મ યાદ,
આશીર્વાદ ઈશના જીવનપ્રસાદ.
મધુ મોગરાનો મંડપ સ્મિતક્ષેત્ર,
ભરો જીવન તાત તેજ—ભરો નેત્ર.
શિવં સુન્દરં ચ દ્રવો સત્યં ગાત્ર,
હિરણ્યગર્ભ છલક છલક અમીપાત્ર.

એ ગીતને તાને અમારો સુવર્ણરથ ઉડ્યે જતો હતો. કાચની પૂતળી ન બોલે તે તો સહી; પણ એને ક્યાં ઉતરવું હતું તે પરત્વે તો તેણે મૌન તોડવું જ જોઇએ ના ? !

એકાએક ત્યાં વીજળીનો ઝબાકો થયો. સુવર્ણરથ—પાંખાળા અશ્વનો સુવર્ણરથ અટકી ગયો. જોઉં છું તો "The Venus Opera House" નજર સન્મુખ ખડું થાય છે. બીજી નજરે સુવર્ણરથ ઓગળી જઇ માત્ર સામાન્ય ભાડુતી 'બસ' નજરે પડે છે. જરાક આમ મીટ માંડવા જઉં છું તો કાચની પૂતળી ઓગળી જઇ જાણીતી Cinema Star Miss Shakuntala ટહુકી રહી છે. ત્યારે સામાન્ય ગાડી સુવર્ણરથ ક્યા ભાગ્યયોગે થઇ ગયો હશે ? મધુરાં અડકે તે બધું મધુર થાય. રૂપલાં અડકે તે બધું રૂપાળું જ થઇ જાય ને ? ક્યાં આ રેશમી સાડી, કમનીય કોર્સેટ, ને ક્યાં તે કલ્પનામાં રમતું વલ્કલ ? ક્યાં એ Upto-date જ્યોર્જેટ ને ક્યાં તે કુસુમવસન ! ખરે જ **किमिव मधुराणां मण्डनं नाकृतीम्** ! મધુર આકૃતિને જે અડકે તે તેનાં શૃંગારરૂપ થઇ જાય છે !

"Won't you Step in Mr. Dushyanta for a while ? present myself in the matine'e and coo a song or two—
રૂપાની ઘંટડી જેવો મીઠો સરોદ આવ્યો.

જ્યારે કપાળ પર અંગુલી મારાથી મૂકાઈ ગઈ ! હે ! ત્યારે કોલેજની સહાધ્યાયિની શું આ 'શકુન્તલા' !

> " Honour and shame from no condition rise,
> Act well thy part and there all the honour lies !"

શકુન્તલા–કોલેજીઅન શકુન્તલાની પ્રિય એ ઉક્તિ મને સાંભરી આવી.
હા ! હા ! શકુન્તલા ! એને નરકનું સ્વર્ગ કર્યું હતું. મેધાવિનીનિ પંકમાં પંકજ રૂપે ખીલ્યું હતું...એને જીવનભર અપરિણીતા જ રહેવું હતું.
તેની ઇન્દુકિરણથી અગ્રણી ક્યાંથી નાટ્યગૃહમાં પ્રવેશનાં મારાથી ભૂલાઈ જવાયું કેમ ન આવ્યું ?

**शाकुन्तला मूर्तिमती च सत्क्रिया ।**

મારા સ્વરનો વેપથુ ઓળખી એ થરથરાટની ઠંડે કલેજે મજાક કરતાં એણે તે નયનોનાં ટીખળ સાથે ટકોર મારી—

**तप्तेन तप्तमयसा घटनाय योग्यम् ।**

એ હેમપૂતળી–હેનાપૂતળીને ફાટયે મ્હોંએ " હેં " " હા " સિવાય મારાથી કશું જ કહી શકાયું નહિ. *

---

* સ્વપ્નશીલ અને રસાનુભૂતિના આ કથાનકમાં વાચક પુરીથી સન્ધ્યાના સમ્ભ્રમ જેવું ધૂમરેખાનું વાતાવરણ કરી મુકે. સમર્થ ફ્રેંચ કલાવિધાયકની પીછીની છેલ્લાં પાનાં સુધીની kick–"Peripetie" ને વાચકની અભિનવ કલ્પના માત્ર ધ્વનિરૂપ–Suggestive બહે રાખે. કોલેજીઅન શકુન્તલા–સીનેમા સ્ટાર શકુન્તલા, આ તો માત્ર અકલ્પ્ય કલ્પનાની સંતા–કૂકડીનો એક દાવ જ છે. એ જ્વનિકા ઊઠે પડે વા ન પડે ને વાચક કોઈ અગમ્ય Mysterious land of dreams માં ચિત્તરેખક હૃદયસ્પર્શી સચેતનની અમોળ સનસનાટી અને વેધક tre'mor, મધુમધુરો થરથરાટ ભોગવ્યાં કરે. કાલિદાસની રસગંગાની આ એકાદ અંજલિનો રસાસ્વાદ મગજનાં એક પ્રકારની પ્રચ્છન્ન આનંદલહરી અનિવાર્ય છે."શકુન્તલા" ક્યાં રસિકજનની કલ્પનાની જ્યોતિકા–પાંખની શીશી"—નથી ?—લેખક

# " રાત થઈ પૂરી "

: ગઝલ :

રજા ત્યારે હવે દિલબર ! અમારી રાત થઈ પૂરી,
મશાલો આવ બૂઝી, તેલ ખૂટયું, વાત થઈ પૂરી,
અમારી રાત થઈ પૂરી.

ભરાયો જામ રાત્રિનો ઉપર તરતા હતા તારા,
ગયા ડૂબી બધા, ડૂબ્યો વળી મ્હેતાબ આસમાને,
તમારો કંઠ થાકયો, ગાન થંભ્યું, વાત થઈ પૂરી.
અમારી રાત થઈ પૂરી.

અનેરી એક રાત્રિની અમે માની હતી મ્હેોબત;
સવારે તો જવાનું હા ! જુઓ વાગી રહી નોબત,
અમારી ઉપડી વણઝાર, હારો ઉંટની ચાલી,
અને છેલ્લી હવે પ્યાલી–

હવે છેલ્લી ચુમીને ભૂલવી આ બેહિસ્તની ઝાંખી,
તમારા પેરની હિના, ગુલાબી હોઠની લાલી;
ભૂલી જાવી બદનકેરી અહા ! અણુમોલ કસ્તુરી–
સમી ખુશ્બો, અને સુરખી તમારી આંખની ભૂરી.
અમારી રાત થઈ પૂરી.

જુઓ મસ્જીદમિનારે એ ઝલક આફ્તાબની આવી;
પુકારે બાંગ મુલ્લાં મસ્ત રાગે : વાત થઈ પૂરી,
અમારી રાત થઈ પૂરી.
અમે જઈશું ત્યહાં દિલબર ! નહિ સાકી, નહિ શરબત,
ન આ ઝુલ્ફો તણી ખુશ્બો, નહિ મ્હેફિલ, નહિ ખિજમત;
અમે મિસ્કીન મુસાફર–ગાનના શોખીન–નહિ ઈજ્જત.
અમારા રાહ જુદા ને છતાં આ દર્દ કાં થાતું ?
તમારા ગાનમાં ડૂબી જીગર મારૂં થયું ગાતું.
અને આ વાત થઈ પૂરી.

રજા ત્યારે હવે દિલબર ! અમારી રાત થઈ પૂરી.

નાથાલાલ દવે

# સ્વ. સૌ. સુશીલાબ્હેન: એક પ્રાર્થના

જયસુખલાલ મહેતા

હે દેવ! હે પ્રભુ! હે જગન્નિયન્તા! તારી પ્રાર્થના કરવા અત્યારે અમે ભેગાં મળેલાં છીએ. તારી પ્રાર્થનાને માટે દેવ! નથી મંદિરો જોઈતાં, નથી દેવળો જોઈતાં. આ આખું વિશ્વ એ જ તારૂં મંદિર છે. એ જ તારૂં દેવળ છે, દરેક મનુષ્યનું હૃદય એ જ તારું મંદિર છે. તારી પ્રાર્થના એ હૃદયમાં થઈ શકે છે. તારી પ્રાર્થના તે જ અપેક્ષાં સૃષ્ટિમાંના કોઈ સ્થળે થઈ શકે છે. દરેક હૃદયને શાંતિ જોઈએ છે. જગતનાં વાવાઝોડાંમાંથી અને ધરતીકંપોમાંથી શાંતિ જોઈએ છે અને જગતની સ્વાભાવિક ક્રમરૂપે ગણાએલ વેદનાઓમાંથી અને વ્યાધિઓમાંથી પણ શાંતિ જોઈએ છે. અત્યારે ભેગાં મળેલ બાઈબ્હેનોનાં એક વડીલ બ્હેનને તેં સંસારનાં સુખદુઃખમાંથી મુક્ત કરી શાંતિ અર્પેલ છે. તેની પાછળ રહેલ સગાંસંબંધીઓ અને મિત્રોને આ વિયોગ દુઃખકર લાગે છે, અને તારી પાસે શાન્તિ માગવા આવેલ છે. સૌ. સુશીલાબ્હેન અમારાંમાંનાં ઘણાંકનાં વડિલ જેવાં હતાં, ઘણાંકનાં બ્હેનજેવાં હતાં તેમનો સ્વર્ગવાસ થયો છે. તેમના આત્માના માટે શાંતિ પ્રાર્થીએ છીએ. તેમના જીવનના જોડીદાર મુરબ્બી શ્રી. નરસિંહરાવભાઈ જેઓએ એક પર્વતની માફક જીવનના દુઃખો ખમેલાં છે તેમના આ દુઃખમાં શાંતિને માટે પ્રાર્થના કરીએ છીએ, તેમનાં બે બાળકો જે એમનો દુઃખિઆનો વિસામો છે, તેમને માટે શાંતિ માગીએ છીએ. *

પ્રભુ! તેં પોતે કહ્યું હતું કે "I am the Peace", "હું શાન્તિ છું." બાહ્યસ્વરૂપે જોતાં જગત્‌માં અશાંતિ લાગે છે. સ્થળે સ્થળે વેરઝેર વ્યાપી રહેલાં છે. ઠેકઠેકાણે બળતરા અને મન્થન થઈ રહ્યાં છે. નહીં સંતોષાયેલી ઇચ્છાઓથી અશાંતિ પ્રસરી રહી છે. આ સ્થળાંની પાછળ પ્રભુ! તારી અનન્ત શાંતિ છે અને તારૂં શાશ્વત્ સત્ય છે. તેં કહ્યું છે કે "I am the Path", "હું પન્થ છું" તો પ્રભુ! તારી શાન્તિ મેળવવાને તું અમોને પન્થ બતાવ. અમારી પુરાતન પ્રાર્થના છે કે અંધકારમાંથી તેજમાં લઈ જા, અસત્યમાથી સત્યમાં લઈ જા, મૃત્યુમાંથી અમરતામાં લઈ જા.

શાંતિ: શાંતિ: શાંતિ:—

આ જગત્ માટે કોઈ સવાલ પૂછે કે એનું સૌથી મોટું લક્ષણ શું છે તો જવાબ સ્વાભાવિક રીતે મળે કે "દુઃખ". જગત્‌માં દુઃખ સિવાય બીજું ઘણું યે છે. બીજાં ઘણાં લક્ષણોનાં દૃષ્ટાન્તો પ આપાય, જેવાં કે સુખ, સ્નેહ, સૃષ્ટિસૌન્દર્ય, શુભ્રતા વગેરે. પણ સૌથી મોટું લક્ષણ દુઃખ!

આ દુઃખનો પ્રશ્ન ઉકેલવાને મનુષ્યજાતિ હજારો વર્ષોથી ફિલસુફી તરફ વળેલ

* રા. રા. મુ. નરસિંહરાવભાઈનાં પત્ની સૌ૦ સુશીલા મંગળવાર ને તા. ૭ મી જુલાઈ ૧૯૩૬ ને રોજ દેવલોક પામ્યાં. તેમના મૃત્યુ પછી બારમે દિવસે પ્રાર્થના કરવામાં આવી હતી અને તે પ્રાર્થનાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. આ પ્રાર્થના અહીં આપવામાં આવી છે.

છે, ધર્મમાં પડેલી છે, વિજ્ઞાનશાસ્ત્રી શોધે છે. વિજ્ઞાનશાસ્ત્રીની મદદથી મનુષ્યજાતિનું શારીરિક દુઃખ કાંઇક અંશે ઓછું થએલું છે. ક્લોરોફોર્મની શોધ થયા પહેલાં ઓપરેશનો તેના વગર કરવાં પડતાં. નવીનવી શોધોથી કેટલાં દુઃખ ઓછાં થયાં હશે. પણ દુઃખ પોતે તો કદાચ ઘટવાને બદલે વધ્યું હશે. મનુષ્યની આકાંક્ષાઓ વધી છે. એટલે નિરાશાઓ વધવાની જ. રોગો પણ નાબુદ થયા નથી. પણ સુધરેલા જમાનાને અનુસાર નવાં નામ સાથે નવા રોગો આવે છે. મૃત્યુ ગયું નથી એટલે સ્નેહીઓ અને વ્હાલાંનો વિરહ પણ સાલે છે.

લોઢામાંથી સોનું બનાવવાનો કિમિયો શોધવાને હજારો વર્ષો થયાં પ્રયાસ થાય છે પણ સફળતા મળી નથી, તેમ દુઃખનો કિમિયો શોધવાને સતત પ્રયાસ ચાલુ હોવા છતાં ફત્તેહ મળી નથી. દુઃખને સદંતર દૂર કરવાનો ઇલાજ નથી, પણ દુઃખની વેદના ઓછી કરવાનો, ભુલી જવાનો ઉપાય છે. દુઃખ આપણા ઉપર આસન કરે એ દૂર કરવાનો કિમિયો છે. કવિ શ્રી. લલિતજીએ પોતાના એક પદમાં એમ જ ગાયું છે કે એવો એક કિમિયો કોઈ બતાવો. તે ઉપાય અને કિમિયો તે પ્રભુમાં શ્રદ્ધા છે. શ્રીકૃષ્ણે પોતે આવાહન કરેલું છે કે **"सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज। अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥**

પ્રભુ ખ્રિસ્તે પણ આવાહન કરેલું છે. "Come unto me all ye that are weary and heavy laden and I'll give you rest."

"તમે જે થાકેલા હો અને દુઃખથી દબાયેલા હો તેઓ મારી પાસે આવો અને હું તમોને વિશ્રામ આપીશ."

આવી રીતે જ્યારે તોફાન, વેદના, દુઃખથી ઘેરાઇ ગયેલાં હોઇએ ત્યારે એક જ આધાર છે અને તે પ્રભુમાં શ્રદ્ધા છે. દુઃખને તાબે થવાને બદલે દુઃખને આપણા પોતાના અધીન રાખીએ તો આપણા આત્માને દુષ્કર થવાને બદલે કદાચ સુખરૂપ પણ થાય. શારીરિક તબિયત ખરાબ હોય, આસપાસની દુનિયા આપણી સ્હામે હોય. સાધુ પોલને આ સઘળો અનુભવ થયો હતો. જગત તેની સામે થયું હતું, તેને દુઃખ દીધું હતું અને કેદમાં પણ નાંખ્યો હતો. પણ પ્રભુ ખ્રિસ્તમાં તેને છુટાપણાની ચાવી હતી.

પાણીનો ધોધ ભયંકર છે અને હજારો માઇલનાં ખેતરો, ઘરો અને વાડીઓનો તે નાશ કરી શકે. તે જ પ્રમાણે વીજળી અને આગ પણ ભયંકર છે. પણ આ બધી શક્તિઓને જો કાબુમાં રાખી કામ લેવામાં આવે તો તેમની ભયંકરતા ચાલી જાય છે અને જનતાના સુખને માટે તે જ શક્તિઓ પાસેથી સેવા લઇ શકાય છે.

ચીનમાં એક વૃદ્ધ સ્ત્રી હતી, અતિશય કદરૂપી, કેડથી વળી ગયેલી અને શારીરિક દુઃખે પીડાતી. તેણે આ મુશ્કેલીઓ છતાં કેળવણી લીધી અને દુઃખ ઉપર જય મેળવી વર્ષો સુધી બાળકોને કેળવણી આપી તેમની સેવા કરી.

તે જ દેશમાં એક ભયંકર બળવો ફાટી નીકળ્યો હતો. એક મિશનરી, તેનાં પત્ની અને ત્રણ છોકરાંનાં ખુન કરવામાં આવ્યાં. તેમનાં બીજાં ચાર છોકરાં તે વખતે બીજા દેશમાં હતાં. આવો દુઃખદ પ્રસંગ બન્યા પછી સ્વાભાવિક રીતે તેઓ પાછાં ચીનમાં ન આવે. પણ તેઓ આવ્યાં અને જીવન પર્યંત ચીનની સેવા કરી પોતા ઉપર જે દુઃખ પડયું હતું તેનો ઉપયોગ કર્યો.

ઉપર જણાવેલા બળવા વખતે બે બ્હેનો જે મિશનરીઓનું કામ કરતી હતી તેમને મારી નાંખવામાં આવી. તેમની મા બીજા દેશમાં હતી પણ તે તરત જ ચીન ગઈ અને પોતાની કુમળી વયની પુત્રીઓનાં ખૂન થયાં હતાં ત્યાં ઓળખીતા લોકોની સેવા કરી અને તેણે પોતાની દિકરીઓની જગ્યા લઈ ચીનની જીવન પર્યંત સેવા કરી.

કેમાવા એ જાણીતો જાપાનીઝ સાધુ છે. તે લગભગ અંધ થયો હતો અને મહિનાઓ સુધી આંખોની વેદનાથી દુઃખી હતો. તેના નીચેના બોલો યાદ રાખવા લાયક છેઃ–

" Health is gone. Sight is gone but as I lie forsaken in this dark room God still gives light. At the centre of things there is a Heart, on yonder side of darkness there is light."

"તબિયત સાવ થઈ ગઈ છે. આંખો ગઈ છે. પણ જ્યારે આ અંધારા ઓરડામાં તજાયલો અને ભુલાયલો હું પડી રહ્યો હોઉં છું ત્યારે પણ પ્રભુ તેજ આપે છે. વિશ્વના હૃદયમાં પ્રભુ છે. જીવનની પેલી પાર તેજ છે."

જગતમાં પ્રભુનું મોટું અર્થશાસ્ત્ર છે. લડાઈના વખતમાં બધા દેશોમાં ભુખમરાનો ભય હતો અને જર્મની જેવા દેશમાં તો ભુખમરો બહુ હતો. તે વખતે દેશમાં કોઈ પણ ચીજ નકામી ન જાય તેને માટે સખ્ત પગલાં લેવામાં આવતાં. બટાકાનાં છાલાં વગેરે કોઈથી ફેંકી ન દઈ ન શકાય અને તે દરરોજ દરેક ઘરથી ઉઘરાવી લેવામાં આવતાં. તે જ પ્રમાણે આ જગતમાં કોઈ પણ ચીજ ફેંકી દેવામાં આવતી નથી અને દુઃખના પણ પ્રભુએ ઉપયોગો શોધી કાઢ્યા છેઃ–

"Religion throws nothing away including frustration, pain, and suffering."

"ધર્મ કોઈ ચીજ ફેંકી દેતો નથી. દુઃખ, વેદના અને હતાશતા એ બધાને સેવાકાર્યમાં જોડે છે."

"પ્રભુ પોતાની જાદુગરીથી આપણા સૂર્યાસ્તોને સૂર્યોદયમાં ફેરવી નાંખે છે. સાધુ પોલને ભયંકર શારીરિક દર્દ હતું પણ પ્રભુને દરદ આપવાને બદલે તેનો તે ઉપકાર માનતો.

આવાં દુઃખો ને દર્દોથી આપણે પીડિત હોઈએ, સગાંવ્હાલાંનો વિયોગ એક પછી એક થતો હોય, અસહ્ય વેદના ભોગવતા હોઈએ ત્યારે આ વિશ્વરચના સામે બળવો કરવાની લાલચ થાય છે. એક કવિ લખે છે.—

"We meet to part; yet asks my Sprite.
Part we to meet! Ah is it so!
Man's Fancy-made Conscience knows,
Who made Conscience nought can know."

જ્યારે આપણે આપણા પોતાના ઉપર જ દૃષ્ટિ નાંખ્યા કરીએ છીએ ત્યારે વિશ્વમાં આપણું દુઃખ એ સૌથી અગત્યની વસ્તુ છે એમ માનવા પ્રેરાઈએ છીએ.

દુઃખ એ વિશ્વનો ક્રમ છે, જગતમાં અસંખ્ય દુઃખી ભાઈબ્હેનો છે એ સઘળું આપણાં દુઃખમાં ભુલી જવાય છે.

આધુનિક જમાનામાં જે જુદીજુદી સગવડો આપણે ભોગવીએ છીએ તેનાથી આત્મિક બળ ને શ્રદ્ધા નબળાં પડવાનો ભય રહે છે. દુઃખ એ શરીર અને આત્માની કસોટી છે એ ભુલી જઈ એ નિરર્થક છે એમ વિતંડાવાદ આવી જાય છે.

પ્રભુ ખ્રિસ્તને એમની મોટામાં મોટી કસોટી આવી ત્યારે પહેલાં કહ્યું કે "પ્રભુ આ બધું શા માટે?" પણ પછી પોતે જ જવાબ આપ્યો: "તારી મરજી હો તેમ થાઓ."

કુવામાં આવતાં નિર્મળ ઝરણાં ઘણીવાર અટકી જાય છે અને કુવાનાં પાણી ખરાબ થઇ જાય છે; કારણકે જ્યાંથી પાણી આવે છે ત્યાં કચરો ભરાઇ જાય છે. આપણા આત્મા ની અંદર આવતાં પ્રભુનાં ઝરણાં આવી રીતે બેદરકારી અને અશ્રદ્ધાનો કચરો ભરાઇને ન અટકી જાય તેની સંભાળ રાતદિન લેવી ઘટે છે.

મુ. નરસિંહરાવભાઇ ઉપર એક પછી એક આફત આવી પડેલી છે અને એમનાં સ્નેહીજનો ચાલી ગયાં છે. પણ એમની સહનશીલતા અને પ્રભુમાં શ્રદ્ધા અડગ છે. એમની માંદગીના બિછાના આગળ આપણે જઇએ ત્યારે આપણે દિલગીર થઇએ અને ગળગળા થઇએ, પણ એઓ તો એમની શાંતિ અને હસમુખો મ્હેરો કાયમ જ રાખે અને આપણી સાથે બધા વિષયો ઉપર વાત કરે. જ્યારે એમને જોઉં છું ત્યારે લાલ સમુદ્રમાં ખડકરૂપી બેટ છે તેની ઉપરની દીવાદાંડી તથા તે બેટ યાદ આવે છે. દરિયાના તોફાનમાં અસલ બેટ વહાણવટીઓને તેમની મુસાફરીમાં પ્રકાશ આપે છે.

આ પ્રાર્થના પૂરી કર્યા અગાઉ પ્રભુ ખ્રિસ્તના બે બોલ અત્રે ટાંકીશ:—

"Peace I leave with you, my peace give I unto you; not as the world giveth, give I unto you. Let not your heart be trampled, neither let it be afraid. These I have spoken unto you, that in me ye might have peace, In the world ye shall have tribulation; but be of good cheer; I have overcome the world." *

* તમારે માટે હું શાંતિ મૂકું છું, મારી શાંતિ હું તમને આપું છું; દુનિયા આપે છે તેમ નહીં, (પણ) હું તે તમને આપું છું. તમારા હૃદયને કચરાવા દેશો નહીં, તે તેને બ્હીવા દેશો નહીં. મેં આ શબ્દો તમને કહ્યા છે તે એટલા માટે કે મારામાંથી તમને શાંતિ મળે. દુનિયામાં તમને દુઃખ પડશે પણ પરમ આનંદમાં રહેજો; મેં તો જગત છત્યું છે.

અલાભઃ—(અ) અયોગ્યને અદકું માન (બ) દંભ (ક) મિથ્યા ગૌરવ (ડ) અનાચાર (ઇ) નુકશાન (ફ) અત્યાચારી સંઘબળ (ગ) કૃતઘ્નતા (હ) અને વિવેકભ્રષ્ટપણું.

તો પણ તેત્ર્નેવટ સર્વ સ્થાને સાર્વભૌમ સત્તા ભોગવે છે.

તેત્ર્નેદ્રય તેત્ર્નેવટનો વધ કરવા તત્પર બને છે—બલકે સફળ પણ થાય છે, પણ એ ઉપાસક વ્યક્તિ પુનઃ તેત્ર્નેવટ ધારણા કરતાં નવે જન્મે પણ ચિરંજીવી રહે છે.

---

# સિન્ધુ અને વાદળી

: મનહર :

નાચે છે સતત નિધિ તાંડવનૃત્યલહરે,
પદાઘાત કરતલ ધ્વનિ ઉઠે ઘોર;
શ્વસિત મુખેથી સિનફેન ઉભરાય જો આ
ઊર્ધ્વ ગતિ પામવાને આવું કરે જોર.

તેડે તેને આભએડી રજનીમાં ચંદાગણી,
પ્રસારીને સૌમ્ય નિજ જ્યોત્સ્નાકેરી ધાર;
ખેંચી રાખે ધરા નીચે દેહ વિશાલ નિધિનો,
ઘેરાનાદે ઘોર મણ હૈયાકેરા ગાય.

ઝીણી એક વાદળી તે સાંભળી કરૂણ ગાન,
છુપીછુપી આવી ઉર નિધિના લપાય;
ક્ષારત્રિદુનિધિતણા ઉરનાં સ્વર્ડૈયામર્દી
ઉપાડીને ગગનપ્રદેશમાં લણાય.

વાયુના વિશુદ્ધ સ્નાને, કોકિલામધુરગાને,
શશિરવિરંગપાને, પોઈ જલ ઝેર,
દસવાદળી વિકેરે સિન્ધુઉર ઝીણાં ફુલ
મંદમંદ બજાવંતી ચીતારીના સૂર.

મૂકતો ન નિધિ માઝા ગરજે ઘોર યુગો છતાં
ઝેર કર્યું, અમી વર્ષે વાદળી નિત્ય તે ગલું.

નાગરદાસ ત્રિવેદી

"આ તો મુઆ, હસનો અને કરસન વાઘરીઓ," બેઉની આંખો રોજ એને જોઇ મટમટી ઉઠતી. "અહિંઆં ક્યાંથી ?"

એણે ગતિ વધારી. પેલા બેઉની ગતિ પણ વધી.

"અલી રૂડકી," હુસનો બોલ્યો. પેલાઓએ એને પકડી પાડી હતી. "આમ દોડે છે ક્યાં ? જરા ઊભી થઇ વાત તો કર્યો."

"જા, જા, તારે રસ્તે હાલ્યો જા. મારે કાંઇ વાત નથી કરવી" પણ પેલા બે મૂકે તેમ નહોતા.

"તારે નથી કરવી પણ અમારે કરવી છે ના" કહી એનો હાથ પકડ્યો. "ફાટી-મુઆ" કહી પેલીએ હાથ તરછોડી નાંખ્યો.

"હવે બે પાંચ રૂપિઆ લેજે. ઇજા કે બીજું કાંઇ ? બોલ શું જોશે ?"

"હવે જાન, મોટા આપનારાઓ ન જોયા હોય તો. મુઆ, જાઉં કે બૂમો પાડું ?"

"લે ત્યારે બોલાવજે તારે બોલાવવો હોય તેને, અહિં કોણ તારો બાપ આવવાનો છે ?"

અને બન્ને જણા એને પકડી ખેતરમાં ખેંચી ગયા. પેલીએ અનેક બૂમો પાડી પરંતુ સાંભળનાર નહોતું. વાઘની તરાપ નીચે આવેલા શિકારનો તડફડાટ વધુ નહિં હોય.

ત્યાર પછી કેટલાંએ દિવસો સુધી રૂડકી માંદી રહી. હસન અને કરસન ઉપર કેસ ચાલ્યો. પરંતુ આપણા જગતમાં પુરાવાના અભાવે સત્ય સત્ય મરી જાય છે. અને બન્ને જણા એમ જ છૂટી ગયા. વાણિયાએ વાણિયાગત સમજાવી અને માંબાપે ટંગડી નમાવી. બન્ને જણા અદૃશ્ય થઇ ગયા. રૂડકીનો પતિ લોહીની ટશરો ફુટતી લાલ આંખો લઇ ફરતો પરંતુ ખુન્નસ, લાલ આંખો રાખવાથી નથી સંતોષાતું ! અન્યાય, અપમાન કે બેઇજ્જતિ એ જલદી નથી ભૂલાતાં. એ ડંખનો અનુભવ વર્ષો વીત્યા પછી પણ નથી સમતો.

દિવસો પછી રૂડકી ફરીથી સાજી થઇ. ફરી ગાલે લાલી આવી ગઇ. શરીર પાછું ખીલતું ગયું. પરંતુ પેલું અટલ હાસ્ય ન આવ્યું. એની મરડાતી લાંબી ડોકમાં ખુમારી નહોતી રહી. એની આંખોમાં પહેલાં જેમ યૌવનનાં લહેરીઆં નહોતાં આવતાં. એને એ શરમ લાગતી. પરંતુ એ શરમ કોની રાખે ? શરમ મનુષ્યની હોય. શરમ પુરુષની હોય. આ મનુષ્યો પશુ હતા. પુરુષો પુરુષત્વ વગરના હતા. આવાની શરમ ! છટ્ !

બધું થોડે પડ્યું હશે ગણી હસનો અને કરસન ફરી ગામમાં આવ્યા હતા. થોડાંક દિવસ શરમ અને બીક રહી પરંતુ પછી તો ફરી એમની છાતી બહાર નિકળી. હસનમીયા પહેલાં જેમ ફરીથી આંખો સહેજ ઝીણી કરી મૂછે વળ દેતા. કરસન વાઘરીયો ફરીથી લહેરમાં આવી ગયો. એ બન્ને ગમે તેમ માનતા હો, પરંતુ રૂડકીનો વર અને સસરો હજુ ભૂલ્યા નહોતા. એ ભૂલી શકાય તેમ નહોતું. એમના હૃદયમાં તો વેર બંધાઇ ગયું હતું. ઉપરથી બન્ને શાંત અને સ્વસ્થ દેખાતા. અંદર ભયંકર હિંસાનો અગ્નિ હતો. અને એક દિવસ એમણે લાગ સાધ્યો. મોડી સાંજ પડતી ગઇ હતી. આકાશમાં ઉંડે ઓસરી ગયાં હતાં. પ્રકૃતિ શાંત અને એકાંત હતી. બ્યાપારીઓ સાંજ પડી રાખવા ખેતરમાંથી પાછા ફરતા હતા ત્યાં દિશામાંથી બે વ્યક્તિઓ આવતી દેખાઇ. પાસે

આવતાં જ મુખથી બોલાઇ ગયું, "બાપા આ તો હમનો અને કરસન."

"શું કહ્યું!" ત્યાં તો પેલા બે લગોલગ થઇ ગયા.

"કેમ શેઠીઆઓ, ક્યાં ચાલ્યા?" બાપદિકરો બન્નેને વચ્ચે રાખી આજુબાજુ ઊભા રહી ગયા. મીઠંભાઇ અને ચાલુબહેનના હોશકોશ ઊડી ગયા.

"આટલા મોડા વળી પાછા ક્યાંક મોજ કરવા જતા લાગો છો," અને બે કુહાડીનાં પાનાં એ અંધકારમાં ચમકી ઊઠયાં. બન્નેની ચીસાચીસો શાંતિ ચીરી બહાર નિકળી ગઇ. બે શબ ધડ દઇને નીચે પડયાં. બીજે દિવસે તેમના શરીર પીંખાઇ ગએલી હાલતમાં મળી આવ્યાં. ખુનીઓની તપાસ ચાલી અને આ બે પકડાયા. કેસ ચાલ્યો. ખુનીઓ નામકકર ગયા. એમના મનથી એ ખુન નહોતું. બાળકીની લાજ લુંટનારાઓને, પેટમાં રહેલ બાળકના ખુનીઓને જો પુરાવાના અભાવે છોડી મૂકવામાં આવે તો પછી એવાઓને સજા કરવામાં કશું ખોટું નહોતું. અને પૂરતી જુબાનીના અભાવે બેઉને સાત સાત વર્ષ સખત મજુરી સાથેની જેલની સજા થઇ. અપીલ નોંધાવી પણ રદ ગઇ. એમના હાથો પર ખણખણાટ કરતી બેડીઓ જડાઇ ગઇ. ન્યાય તે ન્યાય!...

પછી તો રૂકમીના સુખનો સૂર્ય અસ્ત પામ્યો. ઘણી વખત માથે હાથ દઇ એ બેસી રહેતી. એકલી એકલી રડતી. પરંતુ કોઇ જોનાર નહોતું. ઘર પણ એ જ ચલાવતી. એ મજુરીએ જતી. આખા દિવસના સતત શ્રમ પછી પણ મહામુશ્કેલીએ પેટ પૂરતું મળતું. તેમાં ય કેટલા અપમાન દુઃખ જેવા પ્રસંગો આવે. કેટલીએ ગાળો સાંભળવી પડે. અનેક મશ્કરીઓ સહન કરવી પડે. નિર્લજ્જ તોફાનો ચલાવી લેવાં પડે. સૌની લોલુપ દ્રષ્ટિ તળે ઉભા રહી કામ કરવું પડે. આ બધું સહન કર્યે પણ સુખ તો નહોતું પરંતુ ખાવાનેય સાંસા પડે તેવા દિવસો મનુષ્ય ક્યાં સુધી સહન કર્યે જાય! પછી તો જગાએ લાગણી વિના શરીરને સોંપવું એ શીખી, અને કદાચ એમ જ જીવન પૂરૂ થઇ ગયું હોત જો એક દિવસ નાની જેવી પોટલી લઇ એણે મુંબઇની ટિકિટ કપાવી ન હોત તો...

એ મુંબઇ આવી રાણી નામની એક જમાનાની ખાધેલી બાઇ સાથે એની દેખરેખ નીચે એણે શરૂઆત કરી. પહેલાં પહેલાં એ જરા શરમાતી.

"અરે હો, સ્વરૂપરાણી આમ શરમાતાં ક્યાં સુધી ફરશો? શરમાય તો એમને ઘેર પણ હોય. અહિઆ જેઓ આવે છે એમની જ મરજી મનોવૃત્તિ સંતોષવા. એમને જરા નખરાંઇ જોઇએ. થોડાં નાચનખરાં જોઇએ. નુસખા જોઇએ. આમ ન ચાલે." રાણી હસીને કહેતી, 'સ્વરૂપરાણી પણ હસી પડતી. રૂકમીમાંથી એનું નામ સ્વરૂપરાણી બની ગયું હતું. આમ પછી તો એનામાં નફફટાઇ આવતી ગઇ. જે પૈસા આપે તે તરત જ 'સ્વામીનાથ' કે 'મહારાજ' બની જતું. લાગણી, પ્રેમ, મૃદુતા, આર્દ્રતા એવું કશું એના જીવનમાં રહ્યું નહોતું. ક્યાંથી રહે! એને માટે કોણ જીવ બાળનાર હતું! જે સાચે જ એને ચાહી શકત એ તો આવતા પહેલાં જ નાશ પામ્યું. ચાહના હતા તે ન્યાયનો ભોગ થયા. ચોતરફથી તીરસ્કારતી, સંપૂર્ણ અપમાનતી, મનુષ્ય તરીકે નહિ પરંતુ પુરુષોના નવરા પડતાં કામ અને પાશવવૃત્તિ સંતોષવાના સાધન તરીકે જ ગણાતી. એ હૃદય ક્યાંથી લાવે! અને હોય તો પણ કોને બતાવે! એની કોને પડી હતી! એટલે તો રૈઢ બની આમ ઝેર થઇ.

પહેલાં તો એ સાચે જ સુંદર હતી. શરૂઆત હતી ત્યરે તો મોંઘા ગણાતા લત્તામાં એ રહેતી. એને ઓરડે મોટામોટા આરસાઓ લટકતા, રંગરંગના ગાલીચાઓ પથરાતા. એક મોટો છત્રપલંગ હતો. ઉપર મશરૂની તળાઇઓની બીછાવટ થતી. અંદર સોસો રૂપીયાની બાટલીઓમાંથી ઢોળી નાંખેલા અત્તરની સુવાસ મસમસતી. મગજ ઘુમરાઇને તર થઇ જતું. એના મુખ ઉપર રેશમી રૂમાલ ફરક્યા કરતો. ઘુઘરીવાળી બંગડીઓ ધીમી ધીમી ઝમક્યા કરતી. એ મોજીલી ગણાતી અને સહુ એને 'રાણી' કહી સંબોધતા. ત્યારે એનું શરીર ભરેલું હતું. ગોળ ઉપસેલા ગાલો હતા. સુંદર ચમકતી ચામડી હતી. ભારે નિતંબ અને સ્હેજ આગળ નમી પડતું શરીર. ભલભલા ઝૂકી જતા. એ બારીએ બેસતી. બારી વચ્ચે લટકાવેલા ચકચકાટ કરતા પીતળના પાંજરામાં પોપટ કંઇ કંઇ બોલતો અને એ હસ્યા કરતી. હજી એ નવી નવી હતી અને અનેક શેઠીઆઓના દલાલો લટક સલામ ભરતા. એનો ભાવ બહુ ભારી ગણાતો પરંતુ મળતી મોજ આગળ પૈસા 'કુછ બીસાતમાં નહિ' ગણનારા અનેક હતા. પૈસા પાણી જેમ આવી મળતા પરંતુ આવતા એથી બમણા વેગે ક્યાંય વહી જતા. આ નવા જગતથી એ સાવ અજાણ હતી. અને આટલી આવક છતાં યે બીજા દિવસની મુંઝવણ તો ઉભી જ રહેતી.

થોડાક મહિનાઓ ગયા અને એના રૂપ ઉપર ઝાંખ આવી. મોંઘો લત્તો છોડી એ સાધારણ જગ્યા રાખી બેઠી. સાંજ પડતી અને એ શણગાર સજતી. બે પૈસાના લાવેલ કોપરેલમાંથી થોડુંક માથે ઘાલતી. પટીઆં લઇ વાળ ઓળતી. મોઢે હલકા પાવડરના થેપડા કરતી. સ્હેજ ખાડા પડી ગયેલા ગાલોમાં પાનના ડુચા ભરતી. ઝબઝબાટ દીવાઓ સળગતા અને એનું ઝાંખું પડી ગયેલું સૌંદર્ય ઝગી ઉઠતું. પોતાનું કૃત્રિમ સૌંદર્ય વેચવા આમ એ હાથ ટેકવી બારીએ ઝુકી રહેતી. રાત સ્હેજ વધતી અને અનેક ઉલ્લુઓની આવન-જાવન શરૂ થતી. દિવસના ઉજ્જડ જેવો રસ્તો રોજ રાતે ખદબદી ઉઠતો. જુવાન કે વૃદ્ધ, રૂપવાન કે કુરૂપ, સૌને માટે એનું એ જ નિર્લજ્જ હાસ્ય હતું. એ જ મારકણી લાગતી વિકરાળ આંખો હતી. પરંતુ વિકળ બનેલા પરવશ આત્માઓ માટે એ સરૂં કંઇ હતું. એ ઓળખતી માત્ર એક જ વસ્તુ. એ જોતી માત્ર એક જ ચીજ. પુરૂષોની જાગ્રત પિશાચવૃત્તિ અને ખણખણાટ કરતા કલદાર. પ્રભુને ઘેર જેમ રંકરાયનો ફેર નથી તેમ એને ત્યાં યે સૌ સરખાં હતાં.

વેશ્યાઓનું યૌવન તુષારબિંદુ જેવું છે. સહેજ ચમકે ને પછી માટીમાં સરી જાય. એમનો, ઝગર જીવનમાર્ગ સૌથી અજાણ્યો છે. એમનાં ઝમ્મર દુઃખો સામે સૌએ આંખ મીંચી છે. અને એના જોબનનું જોશ સમી ગયું. એના યૌવનનો ફાલ ઉતરી ગયો. એના દુઃખની પરંપરા શરૂ થઇ. અને એ દહાડી...આજ તો એ એક અંધારી કોટડીમાં પુરાણી છે. એક જ હારમાં આવી અનેક કોટડીઓ છે. દરેક કોટડીને જાળી છે. દરેક જાળીમાંથી એક અથવા તો એકથી વધુ માથાં ડોકીયાં કરે છે. દરેક માથું રોજના અનેક ગ્રાહકોને 'આઓજી' કહી સત્કારે છે. હવે તો એ અધઃપતનને છેલ્લે તળીએ હતી. એનામાં મનુષ્યત્વ રહ્યું નહોતું. મનુષ્યતાની ઝાંખી જેવું કંઇક એના પોપટને જોતાં અનુભવાતું. રાત્રે એને એ પિંજરામાં પૂરતી અને દિવસે ખાલી જેવા લાગતા રસ્તા ઉપર એનું પૈશાચિક હાસ્ય હસતી, એને પોતાની સ્કંધ ઉપર બેસાડી ફરતી. પોતાના પ્રિય શુકરાજ તરફ ક્યારેક એ તાકીને

જોઈ રહેતી. સ્નેહનું એક કિરણ ક્યાંકથી આવી એની આંખોમાં સહેજ ચમકતું ને ચાલી જતું. પોપટ પણ હોંશિયાર હતો. રાણીનો કોઈ પણ ઘરાક આવે કે 'આઓજી' કહી સત્કારતો. ક્યારેક 'સ્વામીનાથ' 'વ્હાલાજી' પણ બોલતો. અને મૂડમાં હોય તો અશ્લીલ ગાળો બોલતાં એ શરમાતો નહિ.

રૂપકી 'રાણી'માંથી ઉતરતી ઉતરતી ખાલી વેશ્યા બની રહી છે, એની કમાણી ઉપર જીવતો એનો દલાલ પણ નાસી ગયો છે. રાત પડી ગઈ છે. પાઉડરના લેપડા કરી એ જાળીએ બેઠી છે. શરીરમાંથી જીવન ઓસરી ગયું છે. રસ ઊડી ગયો છે. એક જાતની તીવ્ર ઘૃણા અને તિરસ્કારે એનું સ્થાન લીધું છે. એક ખૂણામાં મેલના થેપડા ભરેલો ઘાસલેટનો ડબ્બો સળગી રહ્યો છે. ચોતરફ પાપીહૃદય જેવા પડછાયાઓ ઝૂમે છે. પહેલા જેવો હવે વીજળીના દીવાઓથી ઝાકઝમાળ થતો એનો આવાસ નથી. આ તો છે અંધારો ઘોર એના અંતર જેવો, એના જીવન જેવો. અને માથે હાથ મૂકી એ બેઠી છે. શરીર અને આત્મા, બન્ને સાવ નીચોવાઈ ગયાં છે. એ જીવે છે પરંતુ કુચા જેવી, ચીમળાયેલી. કપાળે કરચલીઓ પડી ગઈ છે. એનું મુડદા જેવું શરીર ગ્રાહકને જોઈ પાછું જીવતું થાય છે. એની ભમરો વીજળીની ગતિથી હલાવી એ ઘરાકને બોલાવી રહી છે. એક ઘરાક પાસે આવે છે.

તે જોઈ તેણે સ્મિત આણવા પ્રયાસ કર્યો. પરંતુ પેલો તેના નિસત્ત્વ અને નિસ્તેજ દેહને તુચ્છકારી આગળ ચાલી ગયો. એને બેચાર ગાળો ભાંડી એ મોટેથી હસી પડી. પાંજરામાં પૂરાયેલો પોપટ પાંખો ફફડાવી ચીચીયારી પાડી ઉઠ્યો.

અને આવું તો ઘણીએ વાર થતું. પરંતુ હમણાં હમણાં એ જરા જુદી લાગતી હતી. એની આંખો કંઈક બીજું જ જોતી. થોડાક દિવસો પહેલાં પોતાના જેવી જ એક પતિતાને એણે મરતી જોઈ હતી. કેટલી ભયંકર એ અસહ્ય યાતના! ત્યારથી એ કંપી ઉઠી. હજી એ કંપ શમ્યો નહોતો. ત્યારથી એને પોતાની જીવનજ્યોત ફરં ફરં થતી લાગી. રાત પડવાને હજી સમય હતો છતાં યે પોતાના દેહને જરા ટીપટાપ કરવા એ ઉભી થવા ગઈ. પરંતુ ન ઉઠાયું. ગાત્રોમાં અસહ્ય વેદના થતી હતી. આંખો આગળ બધું ગોળ ગોળ ફરતું હતું. ગળું સુકાતું હતું. પાણી માટે એણે બુમ પાડી પરંતુ આપે તેવું કોઈ નહોતું. એ પડી રહી. આંખોમાં ઝાંખપ દેખાતું હતું.

“ આ તમારું જગત! આ તમારી નીતિ!” એ હસે છે. “ ફક્ત આ મુંબઈ શહેરમાં જ અમે........હજાર જણીઓ તો સર્ટીફીકેટ લઈ બેઠી છીએ. એ સીવાયની કેટલી યે બીજી તો જુદી. તમારા ઘરમાં જ તમે કેટલો વ્યભિચાર, કેટલો અનાચાર કરતા હશો એનો હીસાબ તો નીકળે એમ નથી.” ફરીથી એ હસે છે. એ હાસ્ય કરતાં હૃદયના ઉંડે ખૂણાઓથી આવતા રૂદન જેવું વધારે લાગે છે. “ બાયલાઓ! નામર્દો! જેને પાપ ગણો છો તે કરો છો. કરીને સંતાડવા પ્રયત્ન કરો છો! અને તમારી સ્ત્રીઓ! તમને પુરુષોને માફ કરે છે કેમ! પરંતુ એમને કહેજો કે એ તમારી ઉદારતા (!) એ અમારી આ દશા કરી છે. ઓ પ્રભુ! ભલે હું સાતમા નરકમાં જાઉં, અસહ્ય યાતનાઓ ભોગવું પરંતુ આ જગત તો આખું રોગીષ્ટ થઈ સડી જાય, ખુબ રીબાય એવું કરજે. આ

બધા બદમાશો છે. અમે શરીર વેચ્યાં છે, એમણે આત્મા. અમને આ પાપના નરકકુંડમાં ધકેલનાર, અમારાં રૂધિરમાંસને સડવનાર, અમારા આત્માને અધોગતિએ પહોંચાડનાર આ સૌ છે. અમારાં પાપ ખુલ્લાં પડયાં છે એમના ઢંકાયેલાં છે. દાંભિકો ! નામર્દો ! બાયલાઓ !" એ ફરીથી એક ભયંકર અટ્ટહાસ્ય કરે છે.

"આ જગત ? આ નીતિ ?" એ જુસ્સામાં ઉભી થઇ ગઇ. ફુટેલી માટલીમાંથી પાણી પીધું. બહાર જોયું તો રાત પડી ગઇ હતી, એ એમ ને એમ જાળીએ જઇ બેઠી. પરંતુ રોજ જેમ આજ એનું ધ્યાન ઘરાકો તરફ બહુ નહોતુ. ત્યાં કોઇએ જાળી ઠોકી. અને ટેવ મુજબ એણે કહ્યું.

"બે રૂપીઆ પડશે."

"ભલે બે રૂપીઆ લેજે પણ આ જાળી તો ખોલ."

જાળી ખોલી એ વચ્ચે ઉભી રહી. પહેલા પૈસા લઇ પેલાને અંદર લીધો."

"રૂડી." પોતાનું નામ બોલાતું સાંભળી એ ચમકી.

એનું સ્ત્રીત્વ ફક્ત પોતાનું નામ સાંભળતાં જાગી ઉઠયું. જુગજુગ પહેલાંનો સાદ જાણે આજે એણે સાંભળ્યો. ફાટે ડોળે એ આવનારને જોઇ રહી. પોતાના સસરાને ઓળખ્યો.

"રૂડી, ચાલ તને લેવા આવ્યો છું."

"મને ! કયાં ?"

"હા, તને અને આપણે ગામ, મારો દીકરો મરણપથારીએ તારૂં નામ દેતો ઝળખાં મારે છે,"

એ માથે હાથ દઇ બેસી ગઇ. જાળીએ બેસી બે રૂપીઆ માગવા કરતાં આ વધું વિકટ લાગ્યું,

"ઓ પ્રભુ ! પણ હવે મારાથી કેમ અવાય ? આ કરતાં તો મરી ગઇ હોત તો સારૂં હતું. પરંતુ તમે છુટયા કયારે ?"

"રૂડી, હમણાં તો તું ચાલ. એ બધી વાત પછી. તું તારે જરા યે સંકોચ ન રાખતી. ઇ તો બધું એની મેળે સુધરી જશે. એ બધું જાણે છે પણ તારા વગર એનાથી જીવાય તેમ નથી, આમાં કંઇ તારો વાંક થોડો જ છે ?

"એની તબીયત કેમ છે ? તમે અહિંઆં આવ્યા શી રીતે ?"

"રાઘો પોતાનાં પાપ ભોગવતી ત્યાં જ છે અને બધી વાત એણે જ કરી. ચાલ તૈયાર થઇ જા. આ ટાંણે જ અહિંથી નીકળી જવું છે."

"પરંતુ લોક શું કહેશે? તમારાથી ઉચે મોંડે ફરાશે નહિ હોં ?"

"જે થવાનું હશે તે થશે. પહેલાં તું અહિંથી તો ચાલ."

"અને લુગડાને છેડે આંસુ લુછતી એ સસરાને પગે પડી.

થોડી વાર પછી ફરીથી એ ઓરડીની જાળી ખખડી પરંતુ કોઇ જવાબ આપનારે નહોતું. ઓરડા વચ્ચે ફુટેલી માટલીના ટુકડા પડયા હતા અને પાણીની ધાર જાળીના ખાંચામાંથી ધીમેધીમે વહી જતી હતી.

# બેકારીની મીમાંસા

કુંઅરશી સંપટ

—ભૂમિકા—

યુરોપ અને અમેરિકા આજે સાડાચાર કરોડ બેકારો હોવાની ગણતરી જાહેર થઇ છે: ત્યાં યંત્રવાદનો યુગ છે. છેલ્લા એકસો વરસો થયાં ઉદ્યોગવાદ પોતાના ભાઇ યંત્રવાદ સાથે એ દેશોમાં થાણાં નાંખી પડ્યો છે. એક જ યંત્ર સો માણસો જેટલું કામ કરી શકે છે. જડયંત્રોએ ચેતનવંતા મનુષ્યોને બેકાર બનાવ્યાં છે. અનેક જાતની ઉપયોગી અને બીન-ઉપયોગી વસ્તુઓ યંત્રોની મદદથી એક સામટી મોટી સંખ્યામાં બનાવી પોતાના તાબાના પરાધીન દેશોને વેચી પોતાના અર્થાંગ જીવનને ટકાવી રાખવું એ મહારાજ્યોની લુટારૂ નીતિ છે. મોટી જકાતની દિવાલો પરરાજ્યોના માલ સામે ઉભી કરી, ચલણ અને હુંડિયામણનાં દાવપેચ ખેલી, સો ટકા મોટો નફો ભેગો કરી, અમર્યાદસંખ્યામાં માલની પેદાશ કરી પોતાના રાજ્યની તીજોરી, બેંકો અને વેપારને જંગી મદદ આપી મહારાજ્યોએ જગતના ભિન્નભિન્ન અલગ વિભાગો પાડી નાંખ્યા છે. સહુ પોતપોતાના વિભાગોમાં શેતરંજના દાવપેચ રમે છે.

આવી સ્વાર્થી નીતિથી વાણિજ્યનું પ્રમાણ ઘટીને માત્ર ૩૫ ટકા જ રહ્યું છે. લોકોમાં ખુબ બેકારી પ્રવર્તી છે તેને નિવારવાને સામુદાયિક પ્રયત્નો કર્યા બાદ સહુ દેશો વ્યક્તિગત પ્રયત્નો કરે છે. અમેરિકા સહુથી ધનવાન દેશ છે અને ૧૯૨૯માં ત્યાંની બાર કરોડ પ્રજામાંથી દરેકની સરેરાશ વાર્ષિક પેદાશ ૨૫૦૦ ડોલર હતી. ત્યાં દરેક ત્રણ માણસે એક માણસ પાસે મોટર અને રેડીઓ હોવાની ગણતરી હતી. તે દેશમાં દોઢ કરોડ બેકારો સરકારી ગણતરી મુજબ થયા છે. એ બેકારોને નિભાવવા ત્યાંની સરકારે દશ અબજ ડોલર વાપરી જંગી યોજનાઓ કરી છે. ઉદ્યોગો અને ખેતીમાં કામ કરવાના દર અઠવાડિયામાં, માત્ર ચાલીસ કલાક ઠરાવી લાખો વધારાનાં મજુરોને કામ આપવામાં આવ્યું છે. નવાં મકાનો, નવી બિલ્ડીંગો, નવા રસ્તાઓ, વિદ્યુતનાં કારખાનાં, બાગબગીચાઓ, ઉજ્જડ અને ખારી જમીનને સુધારવાના મોટે પાયે અખતરા, નબળા ઉદ્યોગોને સોંઘી સરકારી મદદો, ડોલરના સિક્કાના ભાવમાં અકુદરતી ઘટાડો, ઉદ્યોગમાં ઝાઝા માણસોને પુરા પગારે થોડું કામ કરવાના અખતરાઓ, જંગી લશ્કરી ખાતાની તૈયારીઓથી અમેરિકાની સરકાર બેકારી નિવારણનાં પ્રયત્નો કરે છે.

ઇંગ્લંડ હિંદ વગેરે પરાધીન દેશોને ચુસી ખુબ ધનવાન થયા હતા. છતાં યંત્રયુગ અને અવિશ્વાસથી ત્યાં પણ ભારે બેકારી ફેલાઇ છે. સને ૧૯૩૩માં ત્રીસ લાખ બેકારોને ત્યાંની સરકાર અઠવાડિક ભથ્થાં આપી નીભાવતી હતી. ત્યાર પછી વીશ લાખ નવાં ઘરો, હજારો માઇલોના નવા રસ્તા, એરોપ્લેન બનાવવાનાં જંગી કારખાનાં, લશ્કરી સામાન બનાવવાની ફેકટરીઓ, જકાતથી પોતાના ઉદ્યોગોનું રક્ષણ એ ઉપાયોથી દશ લાખ

મનુષ્યોની બેકારી ટાળી શકાઇ છે. હવે અઢાર લાખ બેકારો રાજ્ય તરફથી વિમાની યોજનાનો લાભ લઇ ત્યાં ભણે છે. રાજા પોતાની પેદાશનો મોટો ભાગ લશ્કરી ખર્ચે અને બેકારો નીભાવવા પાછળ વાપરે છે. લડાઇના કુલ ખર્ચા જેટલી મોટી રકમ બ્રિટન પાંચ વરસમાં બેકારો પાછળ વાપરી ચૂક્યું છે.

જર્મનીમાં પણ ત્રીસ લાખ ઉપર બેકારો છે. હેર હીટલર મસ્ત હાથીની પેઠે કોઇની પણ દરકાર કર્યા વગર મોટી લશ્કરી તૈયારીઓ કરી યુવકોને કામ આપી રહ્યા છે. ફ્રાંસમાં પણ તેમ જ છે. ત્યાંની નવી સમાજવાદી સરકાર દેશના ઉદ્યોગોને સરકારી માલેકીના બનાવી બેકારીનો તોડ કાઢવા ઇચ્છે છે. ઇટલીએ પોતાની પ્રજાની બેકારી મટાડવા માટે યુવકોનું સૈન્ય ઉભું કરી એબીસીનીઆ છુટ્યું. એ મોટા દેશનાં સાધનો વિકાસાવી એને બેકારી દૂર કરવી છે, યુરોપના લગભગ બધા દેશોમાં ભારે બેકારી છે. દરેક દેશની સરકાર પોતાના પ્રદેશો આડી મોટી જકાતી વાડો ઉભી કરી, ઉદ્યોગો વધારીને બેકારીનું નિવારણ કરી રહી છે. પ્રજા ઉપર તે માટે ભારી કરો અને જકાતો નંખાઇ છે. આ સર્વેનું ભવિષ્યનું પરિણામ ભયંકર છે.

માત્ર જગતમાં એક જ દેશ બેકારીથી મુક્ત છે. સત્તર કરોડની પ્રજા ધરાવતું રશિયન સામ્રાજ્ય પોતાનાં દરેક સ્ત્રીપુરુષને કામ, પગાર, સ્વચ્છ ઘરો, સીનેમા, નાટક, કેળવણીનાં સાધનો, જ્ઞાનનાં સાધનો, સંસ્કૃતિ વધારવાનાં સાધનો, આરોગ્યનાં સાધનો, સ્ત્રીઓની સંપૂર્ણ સ્વતંત્રતા અને દરેક અધિકારમાં છૂટથી પ્રવેશ બાળકોના ઉછેર અને શિક્ષણ એ સર્વે સામુદાયિક રીતે પુરાં પાડી શક્યું છે. ત્યાં ભીખ નથી, દાન લેનાર નથી, ગરીબ નથી, ધનવાન નથી, ભૂખ્યા નથી, દરેકને ભોજન, વસ્ત્રો, ઘરો, શિક્ષણ, અને આરોગ્ય મેળવવાનાં સાધનો સમ ભાગે મળી રહે છે.

હિન્દનો સવાલ તદ્દન જુદો છે. એ દેશ પરાધીન છે બહુ ગરીબ છે, રોગી અને અજ્ઞાન છે. એની પાંત્રીસ કરોડની (હમણાં ચાલીસ કરોડની) પ્રજા પરતંત્ર, દુખી અને દીન છે. એની પ્રજાની વ્યક્તિ દીઠ સરાસરી વાર્ષિક આવક માત્ર પચાસ રૂપિયા જેટલી જ છે એની પ્રજાની મોટી સંખ્યાને બે ટંક ખાવાનું પણ મળતું નથી. ગરીબાઇ પોતાના ચારે હાથ એ પ્રજા ઉપર ફેલાવી રહી છે. એ દેશની પ્રજામાં માત્ર આઠ ટકા લખી વાંચી જાણે છે. સ્ત્રીઓમાં તો ત્રણ ટકા માત્ર અક્ષરજ્ઞાનવાળાં છે. કોલેરા, ઇન્ફલ્યુએન્ઝા, પ્લેગ, મેલેરીઆ, ક્ષયરોગ વગેરે અનેક ભયંકર રોગો દર વરસે લાખો મનુષ્યોનું બલિદાન લે છે. જે દેશમાં બાળવિવાહને ધાર્મિક રૂઢિ તરીકે સ્વીકારે છે, જે પ્રદેશમાં એક વરસની ઉમરની લાખો બાળવિધવાઓ આંસુઓ ખેરે છે, જે દેશમાં દર વરસે બે લાખ સુવાવડીઓનાં પ્રસવ વખતે મરણો થાય છે, જે દેશની પ્રજાની સરેરાસ આયુષ્યદોરી માત્ર પચીસ વરસની છે, (જગતની બીજી પ્રજાઓથી માત્ર અર્ધી), જે દેશમાં હજારે અઢીસોથી ચારસો જેટલું મોટું બાળમરણપ્રમાણ આવે છે, (બીજા દેશોમાં ૮૦ થી ૧૨૫), જે દેશની પ્રજાને પોતાના દેશમાં પણ તાબેદારીથી રહેવું પડે છે, જે દેશની પ્રજાને પરદેશોમાં આવતાં અટકાવવાના અનેક પ્રબંધો ગોઠવાયા છે, તે આપણા હિંદમાં બેકારીનો દાડ ભારે મોટા પ્રમાણમાં ભયંકર ભોગો લઇ રહ્યો છે.

# અનુભવ

દુનીઆના ડાહ્યાઓનો અનુભવ એ જ સૂચવે છે કે યૌવનકાળનો ધનસંચય એ વૃદ્ધાવસ્થાની સાચી સહાય છે.

હૈયાતીના વીમાદ્વારા કરેલ બચત ઘડપણમાં સુખ પ્રાપ્તિનું સાધન બને છે.

હૈયાતીનો વીમો એ—"હિંદુસ્થાન"ની એક વિશિષ્ટતા જ છે.

વિશિષ્ટ

## બોનસ

હૈયાતીના વીમા ઉપર દર હજારે દર વરસે રૂ. ૨૩



## હિન્દુસ્થાન

કો--ઓપરેટીવ

ઈન્શુરન્સ સોસાઈટી લી०

હોર્નબી રોડ, મુંબઈ.

હિંદુસ્થાનની અગ્રગણ્ય ઇન્સ્યોરન્સ સંસ્થા

આપણા દેશમાં રાજામહારાજાઓ, જમીનદારો, ધર્મગુરુઓ, વેપારીઓ અને અમલદારો સુખી અને સાધનવાળો વર્ગ ગણાય છે. તેમાં રાજામહારાજાઓની ફનાગીરી, ઉડાઉપણું, વિલાસ અને વિલાયતની યાત્રાઓમાં ઘટાડો નથી. એટલે એ નાના વર્ગમાં બેકારી જેવી રાક્ષસી સ્પર્શ કરી શકતી નથી. બીજો વર્ગ જમીનદારોનો છે. એ વર્ગની મુખ્ય આવક જમીનદારી જ છે. હમણાં છેલ્લાં પાંચ વરસો થયાં જમીનની પેદાશ અનાજ, કપાસ, શણ વગેરેની કિંમત આઠથી દશ આના જેટલી ઘટી ગઈ છે. એટલે ખેડુતોથી જમીનદારીના કરો ચૂકવી શકાતા નથી. નાના જમીનદારો સરકારી મહેસુલી ભરણું ભરી શકતા નથી. આથી એમની મીલકતો એ લીલામમાં વેચના થયા છે. એટલે નાના જમીનદારોની હાલત સારી નથી. બાકી મોટા જમીનદારો મોજશોખ ભોગવે છે ખરા. એમના મહેલો કે મોટરોની બાબતમાં વિઘ્ન પડયાં નથી.

ધર્મગુરુઓનો વર્ગ અમનચમન ઉડાવે છે. જમાનાના મોજે પુરુષોમાં શ્રદ્ધાનો અંશ ઓછો થયો છે પરંતુ ધર્મગુરુના વૈભવને ટકાવનાર સ્ત્રીવર્ગમાં હજી જાગૃતિ આવી નથી. એટલે એ વર્ગ અંધશ્રદ્ધાની ગાદી ઉપર બેસી યથેચ્છા મોજ ભોગવે છે.

વેપારીઓમાં બે વર્ગ છે. એક ઉદ્યોગવાદી અને બીજો વેપારી. તેમાં ઉદ્યોગોમાં કેટલાકની હાલત સારી છે અને કેટલાકની કફોડી છે. જે ઉદ્યોગોને સરકારે રક્ષણજકાતથી ટેકો આપ્યો છે તેમની હાલત સારી છે. ખાંડની પરદેશથી થતી આયાત ઉપર દર હંડ્રેડે રૂ. ૯) જકાત નંખાઇ છે, તેને લીધે ખાંડનાં દોઢસો કારખાનાં ચાલુ થઇ તેમાં પચીસ કરોડની મુડી રોકાઇ છે. પચીસ હજાર મજુરો અને પચીસ હજાર ખેડુતોને આથી કામ મળ્યું છે. તેવી જ રીતે લોઢા તથા પોલાદના ઉદ્યોગને રક્ષણ મળવાથી, મેસર્સ તાતાનું ત્રીસ કરોડનું જમશેદપુરનું લોઢાનું કારખાનું પગભર થયું છે. દીવાસળીને રક્ષણ મળવાથી એ ઉદ્યોગ ઠીક ચાલે છે, પરંતુ મોટાં કારખાનાંઓમાં સ્વીડીશ કંપનીનું હિત છે, એથી એ કારખાનાં પરદેશી સ્વાર્થવાળાં ગણાય છે.

બીજી તરફ મોટો કાપડનો ઉદ્યોગ, જે ઉપર મુંબઇની જાહોજલાલી નભે છે, તે ઉદ્યોગ કફોડી હાલતમાં છે. કાપડની મીલોવાળા નફો કરતા નથી. અધુરામાં પૂરું સરકારે લેંકેશાયરને ખાસ લાભ આપવા માંડયા છે. હમણાં પણ પાંચ ટકા જકાત ઘટાડી આપી છે. આ ઉદ્યોગ સ્થિર પાયા ઉપર નથી. શણની મીલોમાં કુસંપ થવાથી કામના કલાકો વધાર્યા છે. એટલે હેસીઅન અને કોથળાના ભાવો બહુ ઘટી ગયા છે. એટલે યુરોપીઅનોની પ્રાધાન્યતાવાળો એ ઉદ્યોગ પણ મંદી ભોગવે છે. કોલસાની મોટી ખાણો પણ ભારે મંદીમાં સડે છે. નફો કરતી નથી. ચોખાની મીલોનો ઉદ્યોગ પણ મંદી ભોગવે છે. એ રીતે ઉદ્યોગોમાં સરવાળે બહુ લાભ નથી.

વેપારી વર્ગ પણ ગરીબ થતો જાય છે. છેલ્લાં ચાર વરસો થયાં નાદારીમાં મોટા પ્રમાણમાં જાય છે. હિંદનો વેપાર એક રૂપિયામાંથી માત્ર પાંચ જ આની રહ્યો છે. સહુ ચીજોના ભાવો બેસી ગયા છે. જગતના બીજા પરદેશો હવે માલ ઓછો લે છે. બ્રિટીશ સરકારે ઓટાવા કરારથી હિંદનો બીજા દેશો સાથે વેપારી સંબંધ મોળો બનાવી દીધો છે. વેપારમાં વેપારીઓને નફો રહ્યો નથી. ઇન્કમટેક્સ ઑફીસમાંના આંકડાઓથી

જણાય છે કે વેપારીઓનો મોટો ભાગ નફો કરતા નથી. આથી કુદરતી રીતે પોતાનું કામકાજ સંકેલે છે. મહેતાજીઓ અને માણસોને રજા આપે છે. ઘણા થાકેલા વેપારીઓ સટ્ટાનો આશ્રય લે છે ત્યાં અગ્નિમાં પતંગીઆ પેઠે નાશ પામે છે.

મોટા અમલદારો ખરેખર સુખી છે. એમના પગારમાં કાપ નથી, એમના માનમરતબા પૂરા છે. પેન્શનની સગવડો પણ સારી છે. એ વર્ગ આખા હિંદમાં સૌથી સુખી ગણાય. નાનો અમલદાર વર્ગ ઓછી પેદાશને લીધે તેટલો સુખી નથી, પરંતુ જ્યાં સુધી તેમની નોકરી ચાલુ છે ત્યાં સુધી તેઓને તકલીફ નથી. એ વર્ગમાં લાંચરૂશ્વતની પેદાશ પણ રહે છે.

હવે આવ્યો મધ્યમ વર્ગ. સારા આબરૂદાર કુટુમ્બના માણસોને સાંસારિક રીત-રીવાજોની રૂઢીઓમાં ખર્ચ કરવો પડે છે. છોકરાંની કેળવણી પાછળ ખર્ચવું પડે છે. એઓનો મોટો ભાગ દુકાનદારો અને નોકરીઆતોનો બનેલો છે. દુકાનદારીમાં આ મંદીના બારે અવસરમાં સખ્ત હરિફાઇ છે, એટલે તેમાંથી ગુજરાન જેટલું પેદા કરતાં પણ મુશ્કેલી નડે છે. નોકરીઆત વર્ગના પગારો ખુબ ઘટ્યા છે, મહેતાજીઓની પાસેથી પૂરું કામ લઇ તેમને ટુંકા પગારો આપવાની વાત અમલમાં ઘણા પ્રમાણમાં આવી ગઇ છે. અંગ્રેજ ઓફીસોએ મંદીને લીધે પોતાના કલાર્ક વર્ગને મોટા પ્રમાણમાં રજા આપી છે. દેશી વેપારીઓએ પણ ઓછા વેપારને લીધે મોટી સખ્યાને ઘર બેસતા કર્યા છે. રેલ્વેઓએ ખર્ચ ઘટાડવા ખાતર ઓછા પગારવાળાઓને નોકરી વગરના કર્યા છે. સરકારી ઓફીસોમાં કરકસરને નામે એ મધ્યમ વર્ગના ઉપર કુહાડાનો આઘાત કરે છે. ચારે તરફથી એ વર્ગ પીડાય છે. મંદીની ખરી અસર આ વર્ગ ઉપર થઇ છે.

કારીગરવર્ગ જેનામાં હુન્નર છે તે સુખી છે. તેમને એટલે સુથાર, મીસ્ત્રી, લુહાર અને કંસારા વગેરે વર્ગને પૂરતું કામ મળી રહ્યું છે. હમણાં વ્યાજના ભાવો ઘટી ગયા છે. એટલે ધનવાનો નવા ઘરો, શહેરોમાં અને મોટા ગામોમાં બંધાવી ભાડામાંથી વ્યાજ પેદા કરવા ધારે છે. આથી મજુર અને કારીગર વર્ગને પુષ્કળ કામ મળી રહ્યું છે. દરેક ચીજ સસ્તી હોવાથી આ વર્ગ દુઃખી નથી. તે સિવાય જેમણે ઉદ્યોગો શીખી કોઇ મંજુર કરેલી સંસ્થાની ડીગ્રી મેળવી લીધી હોય છે તેમને પણ કામ મળે છે.

હિંદમાં સૌથી દુઃખી વર્ગ ખેડુતોનો છે. હિંદમાં ખેતી એ મુખ્ય ધંધો છે. લગભગ ૭૨ ટકા પ્રજા ખેતી અને આનુષંગિક ધંધાઓ ઉપર જીવે છે. સરકારને મહેસુલ અને જમીનદારોને જમીનનું ભાડું ભરે છે. કરોડો ખેડુતોને એક ટંક ખાવાનું માંડ મળે છે. એ વર્ગમાં અજ્ઞાન નર્યું જ રહે છે. સાહુકારોના ભારે કરજથી દબાયેલા છે. એમનું કરજ એક હજાર કરોડ રૂપિયાનું ગણાય છે. પેઢીની પેઢી કરજદાર રહે છે. સાહુકારો રાયતોના કરજમાંથી વંશપરંપરા ગણોતો આવે છે એને જમીન હોતી નથી. જે પેદા થાય છે તેનો ઘણો ભાગ કરજવાળા લઇ જાય છે. આખા જગતમાં હિંદના ખેડુતો જેવો દીન, નિર્ધન, ગરીબ, અજ્ઞાન વર્ગ મળવો મુશ્કેલ છે. આ મંદીના સમયમાં તો તેમની હાલત ગજબ ભયાનક થઇ પડી છે.

હિંદનો કેટલોક વર્ગ સારા અને માઠા સમયમાં બેકાર જ રહે છે. હિંદના ૫૨ લાખ સાધુ-બાવાઓ અને લાખો ભાગ્યહીન ભાઇઓ હિંદ ઉપર બોજારૂપે રહ્યા છે.

એઓ કાંઇ પેદાશ કરતા નથી. પરંતુ ઉલટું દર વરસે કરોડો રૂપિયાનું ખાંઇ નુકશાન કરે છે. આળસમાં સમય ગુમાવે છે. સમાજ ઉપર બોજારૂપ છે.

છેલ્લાં પાંચ વરસો થયાં મંદીનું સામ્રાજ્ય દિનપ્રતિદિન વધતું જ જાય છે. પ્રજા ગરીબીમાં દબાતી જાય છે. એને ક્યાં યે જવાની પેરવી નથી. સૌ દેશો એ એની પ્રજા સામે પ્રતિબંધો નાંખ્યા છે. પરદેશો ખાતે પચીસેક લાખ હિંદીઓ વસે છે. એમની હાલત પણ બગડતી જાય છે. તેમની સામે અનેક પ્રતિબંધો ઉભા કરવામાં આવ્યા છે તેમનો વેપાર ધંધો મોળો કરાવાયો છે. ત્યાં નવા જનાર માટે અવકાશ નથી. જુના પણ માંડમાંડ પૂરું કરે છે. નવા આવનારાઓ સામે અંકુશો મૂકાયા છે. હિંદને આથી ભેવડું નુકશાન થયું છે. જે રસકસ એ દેશોમાંથી આપણા વસાહતો લાવતા હતા, તે આવતો બંધ થયો છે. અને હિંદની વધારાની પ્રજાને માટે ત્યાં હવે સ્થાન નથી.

આપણા દેશમાં સરકારને લશ્કર તથા ઉંચા પગારના નોકરોને મોટા પગારો આપવા નાણાં જોઇયે છે. તે માટે ભારે કરો આપવા પડે છે. દરેક સુધરેલી સરકાર બેકારીના નિવારણ માટે મોટાં ગંજાવર ખર્ચો કરી પ્રજાને કામ આપે છે. આપણા હિંદમાં તેવું કાંઈ થયું નથી. હિંદની સરકાર કે પ્રાંતિક સરકારો તરફથી બેકારીની નિવૃત્તિ માટે કાંઈ કરવામાં આવ્યું નથી. મધ્યમવર્ગની સારી આબરૂદાર અનેક વ્યક્તિઓનાં ધાડાંને ધાડાં બેકાર પડ્યાં છે. મોટા પગારદારોને શાક વેચતા જોયા છે. ઘણા યે ઓફીસરો દાગીના વેચી જેમ તેમ યોગક્ષેમ નભાવે છે. વેપારીઓને ત્યાં એક નોકરીની જગ્યા હોય તો મહેતાજીઓની તુટાતુટ થઇ પડે છે. એક કલાર્કની નોકરી માટે એક સરકારી ખાતાને ત્રણસો અરજીઓ મળી હતી. ચારે તરફ બેકારીનો વાયુ પ્રસરેલો છે.

હિંદીઓમાં સંયુક્ત કુટુંબની પ્રણાલિકા જુના વખતથી ચાલી આવે છે. આથી બેકાર, માંદા, સાજા અને દુઃખીઓને પોષણ મળી રહે છે. સુધરેલા બંધુઓ આ પદ્ધતિને બહુ જ વખોડતા હતા. પરંતુ આ મંદી અને બેકારીના સમયમાં એ પદ્ધતિ આશીષ દેનાર નીવડી છે. આપણી સરકાર માબાપ તો કાંઇ કરે જ નહીં એમ એ દિશામાં ધ્યાન બંધ કરી બેઠી છે. તો જો આપણામાં આ પરસ્પર સહાયની સંયુક્ત કુટુંબની વ્યવસ્થા ન હોત તો પરિણામ ઘણું ખરાબ આવત. કુટુંબસ્નેહથી આપણા ઘણા બેકાર બંધુઓ સંયુક્ત કુટુંબની સંસ્થામાં આજે પોષાય છે.

આપણે ઉદ્યોગોમાં પછાત છીએ. દોઢસો વરસોના બ્રિટિશ સંબંધ છતાં આપણે નાનીનાની વસ્તુઓમાં પણ પરદેશીના આધારે રહીએ છીએ. ખીલા, રકાબી, ટાંકણી, સોય જેવી સાધારણ વસ્તુઓ પણ પરદેશોથી મંગાવવી પડે છે. યંત્રકામ તો બધું પરદેશથી જ આવે છે. તે સિવાય કાચની વસ્તુઓ, દવાઓ, ચામડાની વસ્તુઓ, દારૂ, બૂટ, સાબુ, સ્ટેશનરી, યંત્રકામ, પુસ્તકો, કાગળ એવી એવી અનેક વસ્તુઓ પરદેશોથી આપણે મંગાવીએ છીએ. કપડાંની બાબતમાં પણ આપણે સ્વાવલંબી નથી. આપણું શિક્ષણ તે માટે જવાબદાર છે. યુનીવર્સીટીની પરીક્ષાઓ પાસ કરી બેકારોની સંખ્યામાં વધારો કરવાથી શો ફાયદો ! આપણે ઔદ્યોગિક શિક્ષણ તરફ વળવું જોઇએ. રશિઆ પંદર વરસમાં દરેક વસ્તુ મોટાં યંત્રોથી નાના ખીલા સુધી પોતાને ત્યાં જ બનાવી સ્વાવલંબી બન્યું. જાપાને છેલ્લા દશ

## જરા સરખી ખાંસી







અને
ભર જુવાન
ઉમરમાં સ્ત્રીઓને
ઘરડી, અશક્ત ડોસીઓ
જેવી કરી મૂકે છે!
તંદુરસ્તી અને યુવાનીનો
અકાળે નાશ થતો અટકાવવા
માટે જગતપ્રસિદ્ધ, સર્વથી સલામત અને હાનિરહિત
દવા સીરોલીન "રોશ"
પીઓ



# SIROLIN
## 'ROCHE'

અને તમારાં બાળકોને પણ એ આપો
પીવામાં બહુજ સ્વાદિષ્ટ છે.

POST BOX 99. BOMBAY

વરસમાં ઉદ્યોગવાદથી આખા જગતને પોતાની બનાવટોથી ભરી નાંખ્યું. ચતુરાઇ, બનાવવાની કળા અને બુદ્ધિમાં આપણે ત્યાં કમતી નથી.

આપણે આપણાં બાળકોને બાર વરસની ઉંમર થાય ત્યારથી જ કાંઇક ઉદ્યોગહુન્નર શીખવવાં જોઇએ. હાલના શિક્ષણનો બોજો હળવો કરી ફુરસદના સમયમાં સુથાર, મિસ્ત્રી, વણકર, કાંતનાર, કંસારા, દરજી એવા ધંધાનું પ્રાથમિક શિક્ષણ મળે તેની ગોઠવણ કરવી જોઇએ. યંત્રો સંબંધી શરૂઆતની શિક્ષા મળવાની સગવડ થાય તો ઘણી જ સારી તક મળે. સાહિત્ય અને બીજાં શિક્ષણોને ગૌણ સ્વરૂપ આપી ઉદ્યોગોના આપણા બાળકોનાં લોહીમાં સંસ્કારો દાખલ કરવાની જરૂર છે. આપણો દેશ પરાવલંબી છે. તેને સ્વાવલંબી બનાવવો હોય તો દરેક વ્યક્તિએ શ્રમજીવી થઇ કંઈ હુન્નર શીખવો જોઇએ. છેવટે કંઇ નહી તો પોતાનાં ખેતરના કપાસમાંથી કપડાં વણતાં શીખવાનો દરેક વ્યક્તિને માટે આશીર્વાદરૂપ હુન્નર છે. હમણાં જેમ બુદ્ધિવાદી માટે માન છે તેવું જ શ્રમજીવી માટે થવું જોઇએ.

આપણા દેશમાં ધનવાનો પાસે ધન છે. પરંતુ ભૂતકાળના કડવા અનુભવથી એ ધન ઉદ્યોગોમાં રોકાવા બહાર આવતો નથી. મોટરો, એન્જીનો, રેડીઓ, વિદ્યુતયંત્રો વહાણવટું, નાની સ્ટીમરો એ સર્વ અત્રે બનાવવાનાં કારખાનાં ઉભાં થઈ શકે તેમ છે, પરંતુ કાંઇક આદર્શની ખામી, કાંઇક માર્ગદર્શકોનો અભાવ, કાંઇક સરકારી ઉત્તેજનની ઉણપ વગેરે કારણોને લીધે મુડી બહાર આવતાં ડરે છે. હમણાં સસ્તા વ્યાજના ભાવોથી સરકારી કાગળીઆં અને ઘરો બનાવવામાં ધનવાનોનું ધન રોકાય છે, પરંતુ એ ધન ઉદ્યોગોમાં રોકાય તો બેકારોને મોટું કામ જરૂર મળે. તેમ ધનવાનોની મુડીનું સારૂં વ્યાજ પણ મળે. આપણે ત્યાં હજી વ્યક્તિગત કાર્યની પ્રણાલિકા છે. જે કાર્ય સમૂહ અને સંઘશક્તિથી બને છે તે માટે આપણે પછાત છીએ.

ખેતીમાં સુધારા કરવાથી બેવડી પેદાશ મળી શકે છે. આપણા હિંદમાં ચોખા, ઘઉં, ખાંડ, કપાસ વગેરેની એકર દીઠ પેદાશ થાય છે, તે કરતાં ત્રણઘણી વધુ પેદાશ પરદેશોની જમીન આપે છે. પરંતુ શાસ્ત્રીય ઉપાયોથી જ એ પરિણામ લાવી શકાય છે. યોગ્ય ખાતર, યોગ્ય પ્રમાણમાં પાણી, યોગ્ય પ્રમાણમાં વાવણી એ બધું શાસ્ત્રીય રીતે થવું જોઇએ. બીજ પણ જમીનને અનુકૂળ વાવવાં જોઇએ. જો યુવકો શાસ્ત્રીય રીતે જ્ઞાન સંપાદન કરી સામુદાયિક ખેતી કરે તો જરૂર જમીન માતા રસ આપે. હિંદમાં યુરોપીયન લોકો યંત્રોથી પંજાબ પ્રાંત વગેરેમાં જે મોટી ખેતી કરે છે તેમાંથી સારો લાભ ઉઠાવે છે.

મધ્યમ વર્ગના માબાપોના પુત્રો વિશ્વવિદ્યાલયની મેટ્રીકની વાર્ષિક પરીક્ષાઓ પાસ કરે છે. દર વરસે આવા પાસ થએલ અને નપાસ થએલ યુવકોની એક લાખની સંખ્યાનું શું કરવું એ વિમાસણ હિંદી પ્રજાને ભોગવવી રહી. તે સિવાય યુનીવર્સીટીઓ બાર હજાર ગ્રેજ્યુએટો પણ દર વર્ષે સર્જે છે. આ ટંકશાળોમાંથી બહાર પડતા સિક્કાઓ સીકારાતા નથી. પોતાના ટુંકા પગારોમાંથી માંડ માંડ બચાવી માબાપો પોતાના બાળકોને ભણાવે છે. પરંતુ એમાંના થોડાને જ યોગ્ય ધંધા મળી રહે છે. બાકી નોકરીની શોધમાં બેકારોની ફોજની ફોજ આથડે છે. સ્કૂલ અને કોલેજોમાં દીવાનાં તેલ બાળી ગોખેલી વિદ્યાવાળા એ

વિદ્યાર્થીઓને બેકારીએ નિરાશ કરી દીધા છે. એઓ સ્કૂલ અને કૉલેજોમાં રહી અર્ધા અંગ્રેજ જેવા બની જાય છે. કોટ, પાટલુન, નેકટાઈ ચલાવે છે, પરંતુ ધંધાદારીઓ તરીકે તેમને કેળવણી મળી હોતી નથી. કસરત, રમતગમત અને સ્નાયુ કસવાની ટેવવાળા અંગ્રેજ સ્નાતકો જેવું તેમનું મીઠું, કસાયેલું બળવાન શરીર હોતું નથી.

આ વિશ્વવિદ્યાલયના માન ( Honour ) સાથે પાસ થયેલા સ્નાતકો નોકરી માટે રખડે છે. તેઓમાંથી ઘણા રેલ્વેના પોર્ટર, પોલીસમેનો, જંગલખાતાના સિપાઈઓ અને સાદા કારકૂનો તરીકે નોકરીએ લાગ્યા છે. એક જુવાન સ્નાતક જે ઑક્સફર્ડના ઉચ્ચાર-વાળું અંગ્રેજી બોલી શકે છે તે એક મોટા રેલ્વે સ્ટેશન ઉપર ગુડ્ઝપોલીસનું કામ કરે છે. સરકારી ઑફિસોમાં પહેલાં મેટ્રીકના વિદ્યાર્થીઓને દાખલ કરતા પરંતુ અરજી કરનારાઓની વિપુલતાથી હવે નિયમો કડક કરી ગ્રેજ્યુએટોને શરૂઆતમાં દાખલ કરવાની પ્રથા પડી છે.

સંયુક્ત પ્રાંતની સરકારે બેકારોની બેરોજગારી ટાળવા એક કમિટી નીમી હતી તેના અધ્યક્ષ સર તેજબહાદુર સપ્રુ હતા. એમણે છેક ત્રણ માસ ઉપર એ બાબતમાં એક રિપોર્ટ કરેલ છે. હવે એ રિપોર્ટ સંબંધી ચર્ચા કરવા વાઈસરૉયે તેમને સીમલે બોલાવ્યા હતા. એમણે સરકારી નોકરીમાં કારકૂનો વધારે પડતું કામ કરવાનું જણાવી કામનો બોજો ઓછો કરવા વધારે કારકૂનો રાખવાની ભલામણ કરી જણાય છે. હિંદની પ્રજાના માત્ર આઠ ટકા અક્ષરજ્ઞાન ધરાવે છે. તેથી આખી પ્રજાને ભણાવવા માટે લાખો શિક્ષકો જોઈએ. માટે શિક્ષણનો બહોળો પ્રચાર કરી લાખો શિક્ષકોને કામ આપવાની કમિટીની ભલામણ છે. આવાં કામ માટે નાણાંનો પ્રબંધ કરવા તેની ભલામણ છે. સર તેજબહાદુર જણાવે છે કે હિંદમાં ભણેલાઓને કામ મળતું નથી તેથી હિંદ ભણેલા ભીખારીઓની પ્રજા બનશે.

સરકારના ખેતીખાતા તરફથી અનેક સ્નાતકો ખેતીની કૉલેજોમાંથી ભણી બહાર પડે છે. તેમાંના થોડાને સરકારી ખેતીવાડીખાતાઓમાં નોકરી મળે છે. પરંતુ જમીનદારો અને રાજાઓ ખેતી તરફ એટલા બેદરકાર હોય છે કે તેઓ આવા સ્નાતકોની સેવાનો ઉપયોગ કરતા નથી. ડૉક્ટરો અને વકીલોમાં અંદર તો બેરોજગારી ખૂબ છે. નવા પાસ થનાર પોતાના નામનાં પાટીઆ સામે જોઈ સમય પસાર કરે છે. ઘણા લોકો જુની ઘરેડ ઉપર દોડયા જાય છે. નવીન ઉદ્યોગો અને હુન્નરો જમાવવા જેટલી સંપત્તિ અને સાહસનો અભાવ દેખાડે છે.

હિંદમાં ઘણીવાની પેઠે સર્વ કાચા પદાર્થો મળે છે. જો સરકાર પ્રજાની સાથે સહકાર કરે તો હિંદ સ્વાશ્રયી જરૂર બની શકે. લાકડું, લોઢું, કપાસ, ધાતુઓ, જવાહીરો, સોનું, રૂપું, કાચ, સીમેન્ટ એ બધાંના પદાર્થો મોટા પ્રમાણમાં હિંદની ભૂમિ આપી શકે છે. માત્ર સરકાર ઉત્તેજન આપી જકાતોથી રક્ષણ આપી કારખાનાંઓ તૈયાર કરવાને પ્રેરણા આપે તો બધું થઈ શકે તેમ છે. આપણે જગતમાં ચારે તરફ યંત્રવાદથી ઘેરાયલા છીએ. એટલે હાથથી બનાવેલી વસ્તુઓ કદી પણ યંત્રયુગના આધુનિક ઉત્પત્તિ સાથે ટકી શકે નહિ. યંત્રની વચ્ચે એક રેંટું રહી શકે તેમ નથી. એટલે યંત્રવાદ જ હમણાં સર્વોપરિ છે. છે. હિંદને ઉદ્યોગો સિવાય બેકારી ટાળવાનો ઉપાય નથી.

આપણા દેશમાં ખાંડ, કોલસા, ખેતીવાડી, એંજીનીયરીંગ, વિજ્ઞાનવિદ્યા વગેરે શીખવાની થોડી સંસ્થાઓ છે, પરંતુ શિક્ષણ બીજા નંબરનું ગણાય છે. સરકારી નોકરીમાં

એ સંસ્થાઓમાંથી પાસ થનારને દ્વિતીય શ્રેણીની ઓછા પગારની જગાઓ મળે છે. ઊંચી ડીગ્રીઓ લંડનમાં જ મળી શકે છે, આપણી ભલી હિંદી સરકારે એવી વ્યવસ્થાઓ રાખી છે કે અંગ્રેજી પરીક્ષાઓ પસાર કરનારને જ ઊચ્ચ અધિકારોવાળી નોકરી મળે. હવે વિલાયત જનાર વિદ્યાર્થી પાસે ઓછામાં ઓછી દશ હજારની જોગવાઇ જોઇએ છે. આવડી મોટી રકમ બહુ થોડાં માબાપો કાજલ કાઢી શકે છે.

વિલાયતમાં પણ બેરીસ્ટર ડોક્ટર થવું સહેલું છે. પરંતુ ત્યાંની હુન્નરઉદ્યોગની શાળાઓમાં તરત જગ્યા મળતી નથી. પ્રથમ પસંદગી ત્યાં અંગ્રેજ યુવકોને મળે છે. તેમની સંખ્યા જ મોટી છે. એટલે હિંદી યુવકોને લાગવગે દાખલ કરાવી શકાય છે. તે સિવાય સાંચાકામ અને કારખાનાનો ખરો અનુભવ મેળવવા કારખાનાઓમાં દાખલ થવાને માટે હિંદી યુવકોને દિવસે તારા જોવા પડે છે. હમણાં જ હાઇ કમીશ્નરનો સને ૧૯૩૪–૩૫નો વિલાયતના હિંદી વિદ્યાર્થીઓનો રિપોર્ટ બહાર પડ્યો છે. તેમાં સને ૧૮૯૭માં ૧૬૦ વિદ્યાર્થીઓ વિલાયતમા હતા. હમણાં ૧૩૦૦ છે તેમાં ૭૫ કન્યા વિદ્યાર્થીનીઓ છે. તેમાંથી ૩૭૨ વૈદકશિક્ષણ, ૩૨૪ વિદ્યાર્થીઓ કાયદો અને શિક્ષણ. ૨૫૭ વિદ્યાર્થીઓ ઇજનેરી વિદ્યા. ૧૧૦ વિદ્યાર્થીઓ અર્થશાસ્ત્ર અને વિજ્ઞાનના, ૪૯ વિદ્યાર્થીઓ ખેતીના અને ૮૭ વિદ્યાર્થીઓ પરચુરણ વિષયો શીખતા હતા.

ઇંગ્લંડમાં યુવકોને માટે ભારે સંભાળ રાખવાની જરૂર છે. ત્યાં લપસવાનાં અનેક સાધનો ઉપસ્થિત છે. ત્યાંનું જીવન ખર્ચાળ છે. યુવકોને ફસાવનાર અનેક ટોળીઓ રહે છે. તે સિવાય ઘણા મોજીલા યુવકો અમનચમન કરવા જાય છે. અભ્યાસમાં લક્ષ આપતા નથી. ત્રણ વરસ રહી પિતાના પૈસાનું પાણી કરી અર્ધા સાહેબ થઇ ત્યાંથી અનેક કુટેવો શીખી પાછા આવે છે. કેટલાક યુવકોમાં બુદ્ધિબળ સારું હોતું નથી એટલે તેઓ પણ પછાત પડે છે. મતલબ, બુદ્ધિમાન યુવકોને વિલાયત મોકલવાથી દેશનું કલ્યાણ છે. બાકી ઘણા કમનસીબ દાખલાઓમાં એમના માબાપોને રોવાનું જ રહ્યું છે.

સને ૧૮૭૯–૮૨માં ડેન્માર્કના ખેડુતોને અનાજનો ભાવ ઉપજ્યો નહિ. એ ત્રણ વરસોમાં તેમને ભારે નુકશાન ભોગવવું પડ્યું. તરત જ આખા દેશના ખેડુતોએ ભેગા મળી અનાજની ખેતી મુકી દીધી. પ્રાણી ઉછેરનું કાર્ય હાથમાં લીધું. એ પરિવર્તનથી દેશને આર્થિક ફાયદો થયો. તેમણે સહકારી મંડળો સ્થાપી દૂધ, માખણ વગેરેની મોટે પાયે સ્થાપના કરી. ડેન્માર્ક જેવું સરસ પશુપાલન અને ગોરસ જગતભરમાં દુર્લભ છે. એવું સરસ સહકારી બંધારણ પણ અજોડ છે. આપણે ત્યાં એવી વ્યવસ્થાની અગત્ય છે.

આવતા લેખમાં યુવકોને માટે હિંદમાં અને ઇંગ્લંડમાં ઔદ્યોગિક શિક્ષણની સંસ્થાઓ, અભ્યાસક્રમ, ફી, નિયમો એ સંબંધી વિવેચન કરીશું.

---

કિસાન માસિક
વાર્ષિક લવાજમ રૂ.
મુંબઇ ૪

# દરેક ગુજરાતી ગૃહમાં હોવું જોઈએ

# "GUJARAT and its LITERATURE"

# (ગુજરાત અને તેનું સાહિત્ય)

લેખક: શ્રી કનૈયાલાલ મા. મુનશી

"શ્રી. મુનશીએ કરેલું ગુજરાતી સાહિત્યનું સમાલોચન મારે માટે મોહક વાચન થઈ પડ્યું છે. × × ×"

—મહાત્મા ગાંધીજી

"ગુજરાત અને તેનું સાહિત્ય" પ્રકાશ અને ચેતનથી ભરેલા અને કર્તાના વ્યક્તિત્વનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતો ઉત્તમ ગ્રંથ છે. શ્રીયુત મુનશીનો ગુજરાત ઉપરનો ઉત્કટ પ્રેમ, અને જે વસ્તુને તેઓ સ્પર્શે તેને સજીવન બનાવતી તેમની કલ્પના બન્ને સ્પષ્ટ સ્વરૂપમાં આ ગ્રંથમાં છે. કર્તાને ઓળખનાર–મારા જેવા માટે નહીં પણ–બીજા ઘણાને આશ્ચર્ય પમાડે એવી બાબત એ છે કે આટલો અથાગ પરિશ્રમ તેમણે લીધો છે, અને તે પણ જેલની દીવાલો પાછળ અને અસ્વસ્થ શારીરિક પ્રકૃતિના સમયમાં.

પરંતુ આ ગ્રંથનું આદ્ય લક્ષણ તો એ છે કે ગુજરાતના સાહિત્યનો અભ્યાસ ગુજરાતના ઇતિહાસ તેમ જ હિન્દના ઇતિહાસ ઉપર સંલગ્ન દૃષ્ટિ રાખીને કરવામાં આવ્યો છે. આ કાર્ય કર્તાએ વિસ્તારથી અને ગુણપૂર્વક કર્યું છે. × × ×

—આચાર્ય શ્રી. આનન્દશંકર ધ્રુવ

પ્રો. વાઈસ ચાન્સેલર, બનારસ હિન્દુ વિદ્યાપીઠ

"આ ગ્રંથ સાહિત્યઇતિહાસના માત્ર પ્રારંભિક ગ્રંથ જેવો નથી. એનું ક્ષેત્ર વિશાળ છે. અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતી, એ બધી ભાષાઓના સાહિત્યનું વિવેચન કરવા માટે જે તલસ્પર્શી વિદ્વત્તાની જરૂર છે તેની ખાતરી કર્તામાં છે; કારણ કે તેમણે જીવનનો ઘણો સમય સેવામાં ગાળ્યો છે. પોતે એક ઉત્તમ સાહિત્યકાર છે. × × ×

શ્રી. મુનશીના ગ્રંથનો અપૂર્વ ગુણ એ છે કે એમણે યુરોપના સમર્થ સાહિત્યકારોનો અને તેમની કલા-મીમાંસાનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને તેથી જ તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારોનું ખરું મૂલ્યાંકન કરી શકયા છે. એમના દર્શનના સત્યાસત્યની હું ક્યાં પરીક્ષા કરી શકું એમ છું ત્યાં તે મને રુચિકર અને સર્વાંશપૂર્ણ જણાયું છે. અને સાહિત્યસમૃદ્ધિનું દર્શન કરાવતાં પ્રામાણિકતા અને સત્યપ્રેમથી તેની અપૂર્ણતાઓ પણ ન સંતાડવામાં કર્તાએ જે વૃત્તિ દર્શાવી છે, તે માટે ગુજરાત કર્તાનું ઋણી જ ગણાશે.

—ડા. એ. બેરીડેલ કીથ, ડી. સી. એલ.,

યુનીવર્સીટી ઓફ એડીનબરો

# પ્રકીર્ણ

ક. મા. મુનશી

શ્રી જ્યોત્સ્ના બહેન,

તમારા પ્રશ્નોના જવાબો તો હું મારી કૃતિઓમાં આપ્યો જ ગયો છું. એ સિવાય મારી પાસે બીજો જવાબ નથી. સારાંશ આ પ્રમાણે આપી શકું:—

૧ આ જાતના સાહિત્યને અટકાવવા માટે આપ શી સૂચનાઓ કરો છો?

૧ સાહિત્યનું ક્ષેત્ર જીવનક્ષેત્ર જેવું જ અમર્યાદિત ને વૈવિધ્યપૂર્ણ છે. એમાં તો શાણી જેવી સ્ત્રીને તેમ જ ઢીંગલી કે ઘુવડને પણ સ્થાન મળી શકે. દ્રૌપદી ને સીતા પણ સરસ રીતે ચીતરાય. મંથરા અને કુબ્જા પણ કૃતિને શોભાવે. સાહિત્યના આ સ્વાતંત્ર્યને કોઈ પણ બહાને ઘટાડવાથી મનુષ્યજાતિને ફાયદો કે શોભા નથી.

૨ પુરુષની જેમ સ્ત્રીને પણ સ્વતંત્ર વ્યક્તિ તરીકે વિકાસ સાધવાની પૂરેપૂરી તક હોવી જોઈએ. સ્ત્રીને મિલ્કત તરીકે ગણવાનો કાળ હવે જતો જાય છે, પણ સ્વભાવજન્ય બની બેઠેલી એ વૃત્તિ મૂળમાંથી જતી નથી અને કોઈ ને કોઈ રૂપે ડોકિયાં કર્યા કરે છે, ને એનું પ્રતિબિંબ હાલના સાહિત્યમાં પડે છે ને સ્ત્રીવર્ગ પર એની બહુ માઠી અસર થાય છે. આ વિષે આપનું દૃષ્ટિબિન્દુ જણાવશો?

૨ (અ) સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર સમાજના નાનકડા વિભાગમાં જ થયો છે. એટલે જ્યાં સુધી સમાજમાં મોટે ભાગે એ ભાવના સ્વીકારાય નહીં ત્યાં સુધી સાહિત્યમાં સ્ત્રીઓને હંમેશાં ગૌરવભરી ચીતરવી એવો બંદોબસ્ત કરવો એ અવાસ્તવિક છે.

(આ) સ્ત્રીઓ કેળવાશે એટલે એમનું વ્યક્તિત્વ વધશે; પછી તેનો સ્વીકાર થશે; ને ત્યારે એવી સ્ત્રીઓ સાહિત્યમાં સ્થાન પામશે: ખરું જોતાં તો વ્યવહારુ જીવનમાં ન જડે એવી જ્વલંત ને બંડખોર સ્ત્રીઓ ચીતરવાની પ્રણાલિકા ગુજરાતી સાહિત્યમાં પેસી ગઈ છે. આ અવાસ્તવિકતા માટે કંઈક અંશે હું જોખમદાર નથી એમ હું નથી કહેવા માંગતો. સમાજમાં જેવી સ્ત્રી હોય તેવી ચીતરવાથી સ્ત્રીવર્ગ પર માઠી અસર થવાનો જરાય સંભવ હું જોતો નથી.

૩ સાહિત્યમાં રજુ થયેલા આદર્શો જીવનના ઘડતરમાં ઘણો મોટો ભાગ ભજવે છે એ સર્વમાન્ય હકીકત છે. આજે રજુ થતા આદર્શો નમાલા અને માયકાંગલા છે. દા. ત. સ્ત્રી અશક્ત, પરાધીન, પરાવલંબી હોવી જ જોઈએ;

૩ (અ) આદર્શો વાસ્તવિક જીવન જોડે સંબદ્ધ હોય તો જ જીવન ઘડે. સ્ત્રીઓ જ્યાં અશક્ત, પરાધીન, પરાવલંબી છે ત્યાં સાહિત્યકાર એનાથી છેક અસંબદ્ધ આદર્શો ચીતરે તો એ કર્તવ્યભ્રષ્ટ થાય.

દેશે નવદેહે અને નવા આત્માએ અવતાર લે છે. માત્ર ગુજરાત નહીં, માત્ર મહાગુજરાત નહીં, સમસ્ત ભારત અને તેનાં સાહિત્યકલાઓ, અરે, એટલે જ અટકીને નહીં જ, સમસ્ત જગતનાં સાહિત્યકલા અને વિચારમંથનોનાં મંથન અમારું મંડળ સદાસર્વથા કર્યા જ કરે છે. જગતના સાહિત્યસ્વામીઓની અમે પૂજા કરી તેમને નમીએ છીએ ને પૂજાવીએ છીએ.

અમારા મંડળે આપણા ગુજરાતની, મહાગુજરાતની, હિંદની ને ખંડખંડાન્તરોની વિશિષ્ટ માનવવિભૂતિઓને પણ અનેકવાર આમંત્રી છે ને તેઓએ કૃપા કરી અમારાં આમંત્રણોને માન આપી અમારા મંડળને તેમનાં દર્શન, પૂજન, અર્ચન, વ્યાખ્યાન, વાર્તાલાપ, ચર્ચા, પ્રશ્નાવલિ વગેરેના અલભ્ય લાભ આપ્યા છે. આવીઆવી વિભૂતિઓ પૈકી કેટલીક અમારે ત્યાં પધારી તે વખતના વિગતવાર લાક્ષણિક અહેવાલો અમારા મંડળના દફતરોમાં સુવ્યવસ્થિત સંગ્રહિત રાખેલા છે. આ લેખમાળામાં આગળ જતા આવા પ્રસંગોની ઉત્પાદક વિભૂતિઓના પરિચય હું આપવાનો છું તેથી અહીં વિસ્તાર કરવાનું પ્રયોજન મેં નથી જોયું. ઘણાક જગત્સાક્ષરોની જયંતિઓ પણ અમે પૂરા ઔચિત્યથી ઉજવી છે,

અમારી સંસ્થાનાં નામસ્થળ અને સામાન્ય પ્રવૃત્તિઓની આછી રૂપરેખા આપ્યા પછી તેનું બંધારણ કે તેના કાયદાકાનૂનોનો પણ કંઈક પરિચય પામવાની આ લેખના વાચકોને સહજ ઇચ્છા ઉદ્ભવશે. પણ આ બાબતની સ્પષ્ટતા પહેલેથી જ હું નમ્રતાપૂર્વક એટલી જ કરીશ કે સ્વતંત્ર વ્યક્તિત્વવાદ કે સ્વતંત્ર સમાજવાદના આ યુગનાં પ્રધાન ચિહ્નો તરફ ધ્યાન આપીને અમારા મંડળે તેનું બંધારણ ઘડવાનું આજ સુધી દુરસ્ત ધાર્યું નથી ને તેના કાયદાકાનૂનોને સ્થાયી સ્વરૂપ નથી આપ્યું. તેનાં બંધારણ અને નિયમાવલિઓના મંડળે વખતોવખત ખરડા કર્યા છે અને વ્યક્તિઓ અને વખતના આવવાજવા સાથે તેમાં જોઈતાં કાપકૂપ અને સુધારાવધારા પણ આજ સુધી કર્યા કર્યા છે અને હજી પણ એમ જ કરવાની એ ઇચ્છા રાખે છે. કાયદા કે બંધારણો કોનાં અસલ રહ્યાં છે કે અમારાં રહે? જાણીએ છીએ કે એ તો 'રમતી છે છાંઈ.'

અમારા સભ્યો બહુધા વ્યક્તિસ્વાતંત્ર્યના પરમ ઉપાસકો હતા—છે. એમને બંધારણની ઇન્દ્રજાળ કે નિયમોની અટપટી કેડિયો ગમતી નહોતી, હજી પણ નથી ગમતી. આથી સર ફિરોજશાહ મહેતા, સર ચમનલાલ સેતલવાડ, સર ગોકળદાસ પારેખ જેવા મહાગુજરાતી ઍડવોકેટોના કે ન્યાયમૂર્તિઓ નાનાભાઈ હરિદાસ, સર લલ્લુભાઈ શાહ, દિવાનબહાદુર અંબાલાલ દેસાઈ, કે દિવાનબહાદુર કૃષ્ણલાલ ઝવેરી વગેરેના યુગથી માંડી આધુનિક યુગના સરદાર વલ્લભભાઈ પટેલ, શ્રીયુત ભૂલાભાઈ દેસાઈ, શ્રીયુત કનૈયાલાલ મુનશી વગેરે ઍડવોકેટો કે ન્યાયમૂર્તિઓ શ્રીયુત હરસિદ્ધભાઈ દીવેટિયા કે શ્રી. કણિયા જેવા મહાશયોને અમારા મંડળે તેના બંધારણ કે નિયમો ઘડી આપવા માટે નમ્રતાપૂર્વક વીનવ્યા નથી. તેઓની સહાયતાતો જૂદેજૂદે રૂપે અમને મળી છે જ એ તો ખાસ નોંધવું જોઈએ. અમારા મંડળનું બંધારણ આધુનિક વિવિધ પ્રચંડ વિચારપ્રવાહોનાં તોફાની વમળો વચ્ચે કંઈક આછી રૂપરેખાઓ રૂપે ઘડાતું ગયું છે. તે તૈયાર થશે ત્યારે જગત જાણ્યા વગર નહીં જ રહે.

પણ વ્યવસ્થાપક સમિતિ અને કાર્યવાહક સમિતિ વગર 'મંડળ' નામને સાર્થ કોઈ સંસ્થા કંઈ કાર્ય કરી શકે? આથી આ બે સમિતિઓની પસંદગી, વરણી કે ગોઠવણ અમે વર્ષોવર્ષ કરતા આવ્યા છીએ. અમારા ધ્યેયને કોઈ પ્રકારની ક્ષતિ ન થાય તે ખાસ

ધ્યાનમાં રાખીને અમે આ સમિતિઓ ઘડતા આવ્યા છીએ. સંસ્થાને પ્રમુખ તો જોઈએ જ. પણ એક જ વ્યક્તિ એ મહાપદને શોભાવે તો દેશકાળની ઝડપને વેગે સંસ્થા પ્રગતિ ન જ કરી શકે તેથી પ્રતિવર્ષ અમારા મંડળના નવા પ્રમુખમહોદયની અમે સ્વયંવર જેવી પ્રથાથી પસંદગી કરતા આવ્યા છીએ. એ મહાપદ ઉપરથી અમારા સભ્યોનું ઉત્તરોત્તર વિકસતું વ્યક્તિત્વ જોઈ પ્રમુખમહાશયો પોતાની જ મેળે ઉદારભાવે બીજા નવીનો માટે માર્ગ મોકળો કરવા રાજી થયા છે. અમે પ્રમુખવિહોણા કદી જ રહ્યા નથી. ઉપપ્રમુખ તરીકે–ઉપપ્રમુખો તરીકે કાર્ય-વ્યવહારમાં પણ કેટલાક સભ્યોને રોકવાની જરૂર રહે છે. સર્વ પ્રવૃત્તિઓના આધારરૂપ અર્થની મદદ આપનારાને આવા પદ માટે અમારા મંડળે યોગ્ય ગણ્યા છે. પછી ભાગીદાર અર્થના જેટલું જ કોઈ રીતે કામની સેવાકાર્ય આપનાર પણ વર્ષોવર્ષ દશથી માંડી પંદર સુધી અમારા મંડળને મળ્યા છે ને અમે તેમને તાળીઓના ગંભીર ધ્વનિઓથી અમારા વાર્ષિક સમેલનોમાં વધાવ્યા છે. આ પદને માટે અત્યાર સુધીમાં અમારી પ્રવૃત્તિઓમાં ઊંડો રસ લેનારા છતાં કાળદેવે વૃદ્ધાવસ્થા સમર્પી અશક્ત કરેલા એવા મંત્રીઓ પણ પાંચપચીસની સંખ્યામાં અમને સાંપડ્યા છે. એમનું ખાસ ખાસ મહાકાર્ય જુવાન મંત્રીઓ પાસે તૈયાર કરાવેલા અહેવાલોનું છટાપૂર્વક જાહેર વાચન હોય એ અમારા મંડળની વાર્ષિક સામાન્ય સભાઓનું ખાસ આકર્ષણ રહ્યું છે. અમારું મંડળ, અમારા અતિથિઓ, અમારાં


સર્વોત્તમ મીરા નોવા ટૂથ બ્રશ




દાંતને દરેક ખુણામાંથી સાફ કરે છે. એના વાળ ઉત્તમ જાતના હોવાથી મજબુત અને સફાઈબંધ રહે છે. આપનું બ્રશ 'મીરા' જ હોવું જોઈએ.

મી રા



મી રા

મીરા ડેન્ટલ ક્રીમ

તમારા અમૂલ્ય દાંતના રક્ષણ માટે વાપરો.
સઘળે ઠેકાણે મળે છે. આજે જ ખરીદો.

હીલ ઈલીયોટ ઍન્ડ કું. લી.

ફ્લેનક હાઉસ, ગ્રેહામ રોડ, મુંબઈ.

મિત્રમંડળો, અમારા સહાયકો અને સભાસદોએ અમારી સંસ્થાના આ વૃદ્ધ આત્માઓના રસિક અહેવાલવાચનને તાલીઓના ગડગડાટ, હર્ષ ને ઉમળકાથી વધાવતા રહ્યા છે એ અમારો વર્ષોવર્ષનો લ્હાવો છતાં છેલ્લી ઢબનો નવીન ને આકર્ષક ક્રમ હોય છે. સભાસંચાલનના મહાકાર્યમાં આ મંત્રીશ્વરો કેવા પ્રકારના હોય છે એનો તાદૃશ અનુભવ શ્રીયુત મુનશીજીએ પેલા પાટણના મુત્સદ્દી મંત્રીશ્વર મુંજાલ મહેતાનું પાત્ર જ્યારે આપણી નવલકથાઓના પટ ઉપર આલેખી બતાવ્યું ત્યારે જ અમને એની સરખામણી કરવા જેટલું પણ સૂઝી આવ્યું. છતાં ત્યાગને તેમ સમર્પણ ઉચ્ચતા સાથે અંગોપાંગ છણીએ તો કહેવું જ જોઈએ કે અમારા આ મંડળના મંત્રીઓ હંમેશાં પ્રેરક અને પ્રકાશવન્ત પાત્રો થઈ ગયા છે. એમનાં સંસ્મરણો અમારા મંડળની ઐતિહાસિક નોંધોમાં સોનેરી અક્ષરોની અમરતામાં ગૂંથાયાં છે. પ્રભુ કરશે તો એ વિભૂતિઓનાં રેખાચિત્રો પણ કોઈકોઈ વખત જરૂર આપવા મારો વિચાર છે જ.

પણ અમારા મંડળની ચાર જ દીવાલોની અંદરની વ્યક્તિઓ જ માત્ર આ લેખમાળાના આલેખનની મારી ઇચ્છા નથી. અમારી સંસ્થાનો ઇતિહાસ લગભગ એ જમાના જેટલો જૂનો છે. સાઠસાઠ વર્ષોનાં વહાણાં વાયાં છે અને ગુજરાતી સાહિત્ય કલાની કેટકેટલી પ્રગતિ થઈ છે એ સર્વે આપણાં સાહિત્ય અને કલાના ઇતિહાસનાં પ્રેરક પ્રકરણો છે. ગુજરાતના ક્યા સપૂતને પોતાની માતૃભૂમિની આવી સાહિત્યકલા કે કલાધામના મનોહર અવલોકન માટે પ્રીતિ ન જાગે ?



# ચર્ચાપત્ર

## ૧

## વ્યાકરણચર્ચા

(૧) "તેં જ આ કાગળ ફાડ્યો છે. (બીજાએ નહિ.)"
"તેં આ જ કાગળ ફાડ્યો છે. (બીજો નહિ.)"
"તેં આ કાગળ જ ફાડ્યો છે. (બીજું કાંઇ—ચોપડી વગેરે ફાડ્યું નથી.)"
"તેં આ કાગળ ફાડ્યો છે જ. (એમાં શક નથી.)"

| | |
|---|---|
| (૨) "તેં એ આ કાગળ ફાડ્યો છે.<br>"તેં પણ આ કાગળ ફાડ્યો છે. | બીજાએ ફાડ્યો છે તેમ—" |
| "તેં આ એ કાગળ ફાડ્યો છે.<br>"તેં આ પણ કાગળ ફાડ્યો છે. | બીજો કાગળ ફાડ્યો છે તેમ." |
| "તેં આ કાગળે ફાડ્યો છે.<br>"તેં આ કાગળ પણ ફાડ્યો છે. | ચોપડી કે બીજું કાંઇ ફાડ્યું છે તેમ—" |
| "તેં આ કાગળ ફાડ્યો એ છે.<br>"તેં આ કાગળ ફાડ્યો પણ છે. | સાંધીવાળો કર્યો છે તેની સાથે ફાડ્યો પણ છે." |

(૩) "તેં તો આ કાગળ નથી ફાડ્યો ને?
(બીજાએ ફાડ્યો હોય તેની વાત તે જાણે.)"
"તેં આ તો કાગળ નથી ફાડ્યો ને! (બીજો ફાડ્યો હશે તો ફીકર નહિ.)"
"તેં આ કાગળ તો નથી ફાડ્યો ને? (બીજું ફાડ્યું હશે તો ખેર.)"
"તેં આ કાગળ ફાડ્યો તો નથી ને! (કાપ્યા પડ્યા, તો હશે.)"

× × ×

"'જ', 'એ', 'પણ', 'તો'—આ શબ્દો વાક્યમાં જુદાજુદા શબ્દો સાથે વપરાય છે તો તેમના અર્થમાં ફેરફાર કરે છે."

"'જ', 'એ', 'પણ', ને 'તો' એ ગમે તે પદની સાથે—નામ, સર્વનામ, કે ક્રિયાપદની સાથે,—વપરાય છે, તો પણ તેમનો સંબંધ ક્રિયાપદ સાથે પણ છે.

"તેં જ આ કાગળ ફાડ્યો—આ કાગળ ફાડવાની બાબતમાં તું એકલો છે, ફાડનાર તું છે, બીજો નથી."

"તેં આ જ કાગળ ફાડ્યો. તેં ફાડવાની ક્રિયા કરી તે આ કાગળને લાગુ પડી છે, બીજાને નહિ."

× × ×

"બીજાં ક્રિયાવિશેષણ અવ્યય કરતાં એ અવ્યયોમાં એટલું વિશેષ છે કે ક્રિયાનો

વિશેષણ છે તે ઉપરાંત ગમે તે પદની સાથે આખી વાકયની ક્રિયાનો તે જ પદ સાથે સંબંધ છે અને બીજાં પદ સાથે સંબંધ નથી એમ બતાવે છે."

[ગુજરાતી ભાષાનું મધ્ય વ્યાકરણ ૧૪૮-૧૫૧ રા. બ. ક. પ્રા. ત્રિવેદી]

"જ", "એ", "પણ", અને "તો" રા. બ. કમળાશંકર ત્રિવેદીના વ્યાકરણાનુસાર ક્રિયાવિશેષણ તરીકે ઓળખાય છે. આ શબ્દોને ક્રિયાવિશેષણ અવ્યય શા માટે ગણવા તેને માટેની તેમની દલીલો ઉપર અવતરણ તરીકે મૂકી છે. હવે આપણે આ ચારે શબ્દોનો વ્યાકરણની દૃષ્ટિએ સ્વતંત્ર વિચાર કરીએ.

આપણે એક વાકય લઇએ:

"તેં જ આ કાગળ ફાડયો છે. (બીજાએ નહિ.)"

અહીં આપણે જોઇ શકીએ છીએ કે 'જ' 'તેં' જોડે સંબંદ્ધ છે. અને 'તેં' આગળ "જ" વાપરી બોલનાર પોતાની "તેં" એ કાગળ ફાડયો છે તે વિષેની ખાતરી બતાવવા પ્રયત્ન કરે છે.

"હવે આ "જ" ને ક્રિયાવિશેષણ તરીકે ઓળખવા રા. બ. કમળાશંકર શું કહે છે તે જોઇએ:

"આ કાગળ ફાડવાની બાબતમાં તું એકલો છે ફાડનાર તું છે, બીજો નથી."

આ રીતે "જ" એટલે "એકલો", "બીજો નહિ" એવો અર્થ કરી ક્રિયાવિશેષણ છે એમ બતાવવા પ્રયત્ન કરે છે. પણ આમ અર્થ કરવા જતાં "જ" શબ્દ મૂકવાથી "તેં" ઉપર જે અવધારણ-ભાર આવે છે તે ઊડી જાય છે એ સ્પષ્ટ છે. તે ઉપરાંત "જ" નો અર્થ કરી બીજા વાકયમાં એના પર્યાય શબ્દનો જે પદચ્છેદ થતો હોય તે જ પદચ્છેદ "જ" નો કરવો એ વ્યાકરણદૃષ્ટિએ દોષ છે. અહીં "જ" "તેં" જોડે જ જાય છે. અને "તેં" ને બીજી વ્યક્તિઓથી છૂટો પાડયો છે. આ રીતે "જ" ને લીધે "તેં" ને વિશિષ્ટતા મળી છે અને નહિ કે "ફાડયો છે" ને.

"જ્યારે ફાડયો છે" જોડે "જ" જાય છે ત્યારે ફાડવાની ક્રિયા વિષે જે કાંઇ સંદેહ હોય તે કાઢી નાંખવાનો ઉદ્દેશ બોલનારનો હોય છે. જ્યારે ઉપલા વાકયમાં તો વ્યક્તિ વિષે સંદેહ કાઢી નાંખવાનો ઉદ્દેશ રહે છે.

બીજાં બે વાકય લઇએ:

"તેં આ કાગળ ફાડયો છે." અને "તેં આ કાગળે ફાડયો છે."

પહેલામાં બોલનાર કહે છે કે "બીજા" કાગળ ઉપરાંત "આ" કાગળ ફાડયો છે જ્યારે બીજામાં આ "ચોપડી" કે એવું કાંઇક ફાડયું છે તે ઉપરાંત આ "કાગળ" ફાડયો છે. આ રીતે અર્થફેર પડે છે તે રા. બ. ત્રિવેદી કબૂલ કરે છે, પણ એનો સંબંધ ક્રિયાપદ જોડે છે એમ બતાવવા માગે છે. જ્યારે આ અર્થ તપાસતાં તો આ શબ્દોનો સંબંધ જે પદ સાથે વપરાયા હોય તેની સાથે લાગે છે. જો આ શબ્દોનો સંબંધ ક્રિયાપદ જોડે હોય તો જ તેને આપણે ક્રિયાવિશેષણ અવ્યય કહી શકીએ.

"જ્યારે રા. બ. ત્રિવેદી કહે છે કે "બીજા ક્રિયાવિશેષણ અવ્યય કરતાં એ અવ્યયોમાં એટલું વિશેષ છે કે એ ક્રિયાના વિશેષણ છે તે ઉપરાંત ગમે તે પદની સાથે આખી વાકયની ક્રિયાનો તે જ પદ સાથે સંબંધ છે અને બીજાં પદ સાથે સંબંધ નથી

એમ બતાવે છે."

આ શબ્દોને ક્રિયાવિશેષણ અવ્યય ગણી લીધા પછી ઉપર દર્શાવેલી મુશ્કેલી ઊભી થતાં આ નિવેદન કરવું પડ્યું હોય એમ લાગે છે.

હવે આ નિવેદનને જ તપાસીએ: ...આ અવ્યયો...ગમે તે પદની સાથે આવી વાક્યની ક્રિયાનો તે જ પદ સાથે સંબંધ છે અને બીજા પદ સાથે સંબંધ નથી એમ બતાવે છે."

"એટલે કે "તેં આ કાગળ જ ફાડ્યો છે." તેમાં "કાગળ"ને જ ફક્ત "ફાડ્યો છે" જોડે સંબંધ છે–"તેં"ને નહિ. અને "તેં જ આ કાગળ ફાડ્યો છે" તેમાં "તેં"ને જ "ફાડ્યો છે" જોડે સંબંધ છે–કાગળનો નહિ. જ્યારે "તેં આ કાગળ ફાડ્યો છે" એમાં "તેં"ને તેમ જ "કાગળ"ને બેઉને "ફાડ્યો છે" જોડે સંબંધ રહે છે. તો શું પહેલા વાક્યમાં "તેં" એ ફાડવાની ક્રિયા કરી તે છતાં "ફાડ્યો છે" જોડે સંબંધ નહિ? અને તેમ નહિ તો પછી કર્તા, પણ કેમ કહેવાય? તેવી જ રીતે બીજા વાક્યમાં કર્મ "કાગળ" વિષે. આ રીતે આ નિવેદનમાં કાંઈ તથ્ય લાગતું નથી.

હવે આને ક્રિયાવિશેષણ અવ્યય ન કહેતાં એમ કહેતાં એક જગ્યાએ અટકવું પડે અને તે જ્યારે તેઓ ક્રિયાપદ જોડે સંબંધ રાખતાં હોય ત્યારે ત્યાં આગળ આ શબ્દો ક્રિયામાં વિશેષતા લાવી ચોક્કસપણું અથવા સંદેહપણું બતાવે છે. પણ આને વિષે અંતમાં વિચાર કરીશું.

જો આને ક્રિયાવિશેષણ ન ગણીએ તો પછી ગણવાં શું? નામ જોડે જાય ત્યારે એ નામયોગી અવ્યય હોઈ શકે? ના. તેમ ગણી શકાય એમ છે જ નહિ. નામયોગી અવ્યય તો ફક્ત વિભક્તિના પ્રત્યયોની ગરજ સારે છે. આ શબ્દો તેમ કરતા નથી.

ત્યારે નામ જોડે જતા હોય ત્યારે વિશેષણ તરીકે ગણાય? અહીં સ્હેજ અટકવું પડશે.

વિશેષણ વિશેષ્યના ગુણમાં, સ્થિતિમાં, કે સંખ્યામાં વિશિષ્ટતા લાવી બીજી વસ્તુથી તેને જુદું પાડે છે. આ "જ," વગેરે જે પદ સાથે વપરાયા હોય તેના ગુણમાં, સ્થિતિમાં, કે સંખ્યામાં વિશિષ્ટતા લાવતા નથી. તે જેની જોડે વપરાય છે તેના ઉપર અવધારણ આવે છે. આમાં "જ", "એ", "પણ" એ નિશ્ચયવાચક શબ્દો છે જ્યારે "તો" સંશયવાચક પ્રશ્નાર્થ છે. આમ હોવા છતાં તેમાં મળગત રહેલો અવધારણનો ધ્વનિ જતો રહેતો નથી.

આ રીતે જોતાં આ શબ્દો વિશેષણ પણ નથી.

એટલે આ શબ્દો કોઈ પ્રકારના અવ્યય હોવા જોઈએ જ.

[અહીં એક પ્રશ્નનું નિરાકરણ કરી લેવું એ યોગ્ય છે. ગુજરાતીમાં અધિકારી વિશેષણ અને અવ્યયોને ઓળખવાં કેમ? આપણે તો ટેવાઈ ગયા હોવાને લીધે ખાસ અઘરું લાગતું નથી. પણ આગ શબ્દો આવતાં સ્હેજ મુશ્કેલી થાય છે. હું નીચેની કસોટીએ ચઢાવી વિશેષણને અવ્યયથી છૂટા પાડી શકું. વિશેષણની મેં ઉપર એક સામાન્ય વ્યાખ્યા આપી, છે, જે શબ્દો એ કસોટીએ ચઢતાં વિશેષણ લાગે તે વિશેષણ; બાકીના અવ્યય કહી શકાય. વિશેષણ વિષે પણ હજુ થોડા પ્રશ્નો છે તે ભવિષ્યમાં.]

હવે જ્યારે આ શબ્દોને અવ્યય ગણીએ છીએ ત્યારે એનો પ્રકાર કયો? ક્રિયાવિ-

વિશેષણ નહિ. (ઉપર અપવાદ બતાવ્યા તે બાજુએ રાખતાં); નામયોગી અવ્યય નહિ. ઉભયાન્વયી અવ્યય નહિ, કેવળપ્રયોગી અવ્યય નહિ.

ત્યારે એક નવો વર્ગ ઉભો કરવો એ જરૂરી છે. જ્યારે આ શબ્દો કોઇ વિભાગમાં ન આવી શકે તો પછી ગમે તે વિભાગમાં પરભાષાના વ્યાકરણાનુસારે શા માટે મૂકવા? ઉપર કહ્યું તે પ્રમાણે આ શબ્દો અવધારણવાચક છે. અને તેથી તેમને અવધારણવાચક અવ્યય કહી શકાય. એના વધુ પેટાભાગ પાડવા હોય તો તે પણ ઉપર બતાવ્યા છે. પણ એ પેટાભાગની જરૂર મને જણાતી નથી.

હવે એક પડતી મૂકેલી વાત ઉંચકીએ. જ્યાં આ શબ્દો ક્રિયાપદના વિશેષણ જેવા હોય છે ત્યાં ક્રિયાવિશેષણ અવ્યયને બદલે અવધારણવાચક અવ્યય શા માટે ન ગણાય?

ક્રિયાપદના વિશેષણ તરીકે પણ તેમનું કાર્ય તો અવધારણનું રહે છે. અને તેથી ક્રિયાવિશેષણ અવ્યય કહેવાને બદલે ખરે જ અવધારણવાચક અવ્યય કહેવામાં વધારે સારું પડે (અને છે) એમ મને લાગે છે.

**નોંધ ૧**

રા. બ. ક. પ્રા. ત્રિવેદી આ શબ્દો વિષે લખે છે કે અંગ્રેજી ભાષાના વ્યાકરણમાં 'જ', 'એ', 'પણ', અને 'તો' એને ક્રિયાવિશેષણ અવ્યય જ ગણ્યા છે." પણ અહીં તેમની ભૂલ થએલી છે તે નીચેના વાક્યો પરથી જણાશે.

Only he Promised to read the first chapter of that book.

(તેણે જ તે પુસ્તકનું પહેલું પ્રકરણ વાંચવાનું વચન આપ્યું.) આ વાક્યમાં 'only'ને અંગ્રેજીમાં વિશેષણ ગણ્યું છે.

જ્યાં આગળ તેને ક્રિયાવિશેષણ (adverb) ગણ્યું છે ત્યાં તેના વિશેષ્ય તરીકે ક્રિયાપદ નથી ગણ્યું; પણ તે જે શબ્દ અથવા શબ્દસમૂહનું વિશેષણ હોય તેનો વિશેષ્ય તરીકે નિર્દેશ કર્યો છે, (આનું કારણ એ જ છે કે અંગ્રેજીમાં ક્રિયાવિશેષણની વ્યાખ્યા ગુજરાતીમાં જે વ્યાખ્યા છે તેના કરતા જુદી છે) આ નીચેના ઉદાહરણ ઉપરથી સમજાશે.

He Promised to read only the first chapter of that book.

(તેણે તે પુસ્તકનું પહેલું જ પ્રકરણ વાંચવાનું વચન આપ્યું.) અહીં 'only'ને ક્રિયાવિશેષણ ગણ્યું છે અને તેનું વિશેષ્ય 'promised' નથી પણ 'the first,' છે.

અને જ્યાં આગળ 'only' ક્રિયાપદ જોડે હોય ત્યાં આગળ તેના વિશેષ્ય તરીકે ક્રિયાપદને ગણ્યું છે.

**નોંધ ૨**

અંગ્રેજીમાં 'too' (એ પણ)ને ક્રિયાપદ જોડે સંબંધ હોય ત્યારે ક્રિયાવિશેષણ ગણ્યું છે. અને તેમ ન હોય ત્યારે 'conjunction co-ordinate' ગણ્યું છે.

(English Grammar Series J. C. Nesfield
Book IV, Chapter on Syntax)

**નોંધ ૩**

આ 'જ', 'એ', 'પણ', અને 'તો',ને શબ્દની સાથે લખવા કે જુદા? જ્યારે

આ શબ્દો પદચ્છેદમાં સ્વતંત્ર ગણીએ છીએ ત્યારે લખવામાં તેમને સ્વાભાવિક રીતે જ જુદા લખવા જોઈએ. જો તે શબ્દની સાથે લખીએ તો તેનું પદચ્છેદ શબ્દના કટકા કરીને કરતા હોઈએ એવું લાગે. અને વળી આખા શબ્દના ભાગ પાડી પદચ્છેદ ન થાય તેમ બે શબ્દને જ્યારે તેનું પદચ્છેદ જુદું કરવાનું હોય ત્યારે સાથે લખી ન શકાય.

અહીં એક પ્રશ્ન મૂંઝવશે. 'તે આ કાગળે ફાડેલ છે:' અહીં 'એ' તો 'કાગળ'ના 'અ' જોડે એકો થઈ જાય છે. ત્યાં શું 'કાગળ એ' આમ જુદું લખવું? ના. આ 'એ' અને એ ગુજરાતીમાં જે થોડા સંધિના નિયમો હજુ પ્રવર્તે છે તેને અનુસરી ભળી ગયા છે. અને સંધિ થએલા શબ્દોનું પદચ્છેદ તેમને છૂટા પાડી કરી શકાય.

બિપિન ઝીનાઈ

## ગુલો

: ૧૯૪૧ :

અહીં ઉપવને-વને જગદ્-પ્રેમ-પત્રો ધરી,
ગુલો ચખ ઉઘાડીને, ગગનમીટ માંડી રહે;
અને મનુજની કુડી અહમ સ્વાર્થની ભોમમાં
સમર્પણ મહાનનું અમર ગાન રેલી રહે.

મોહિનીચન્દ્ર

---

## કલા

: ૧૯૪૦ :

કલા જીવનની અપૂર્ણ, પણ મૃત્યુ-પિંછી ફરે,
અપૂર્ણ માનીને, જગે શરદિનિયા થઈ પાંગરે.

મોહિનીચન્દ્ર

૨

# આગેકદમ

## : એક પ્રાચ્યતત્ત્વ પ્રકાશન મંદિરની સ્થાપના :

એ પણ એક જમાનો હતો કે જ્યારે આપણને ગુજરાતી સાહિત્યમાં શી શી ત્રુટિઓ છે તેનો કશો સ્પષ્ટ ખ્યાલ જ ન હતો: ત્યાર પછી એ પણ જમાનો આવી ગયો કે જેમાં અન્યાન્ય પ્રાંતો, ઇલાકાઓ અને દેશોની સાહિત્યવિષયક વિવિધ પ્રવૃત્તિઓનું અભીષ્ટ અવલોકન કરવાનો આપણને સુયોગ સાંપડયો. એથી ઉદ્‌ભવેલા પરામર્શ અને પરિશીલનનું એ પ્રકૃષ્ટ પરિણામ આવ્યું કે આપણું ગુજરાતી સાહિત્ય કેવું છે અને કેટલું છે તેનું આપણને બરાબર ભાન થયું, તેમ જ એના વિકાસ માટે શું શું કરવું જોઇએ તે પણ આપણને વાસ્તવિકપણે સમજાયું. ત્યાર બાદ આપણે ગુજરાતી સાહિત્યની ત્રુટિઓ દૂર કરવાના અને એને સમૃદ્ધ અને સાંગોપાંગ બનાવવાના મનોરથો સેવના માંડયા. અને થોડેઘણે અંશે એ દિશામાં પ્રયાણ કરવા પગ પણ ઉપાડયો, પરંતુ એ વાતને આજે કેટલાંએ વર્ષોનાં વહાણાં વાયાં છે, છતાં આપણે તો જાણે 'ધેણુની માફક દામી ડગલાં ભરતા હોઇએ' એવો આપણા ઉપર આક્ષેપ મૂકાતાંય આપણે તેનો બચાવ ન કરી શકીએ એવી સ્થિતિમાં રહ્યા છીએ. બહુધા મનોરથોને પેટમાં ને પેટમાં રાખીને આપણે ફરીએ છીએ; એથી આપણી ગતિ મંદ પડી ગઇ છે એટલું જ નહિ પણ બિચારા મનોરથો પણ ગુંગળાવા લાગ્યા છે. આજે ઇતર સાહિત્યના ક્ષેત્રમાં કૂદકે અને ભૂસકે દિનપ્રતિદિન પ્રગતિ થઇ રહી છે, ત્યારે આપણે તો પ્રાય: હજી જ્યાંના ત્યાં જ ઊભા છીએ. જાગ્યા પછી પણ જેમ કેટલાકને પથારીમાં આળોટવાની ટેવ પડેલી હોય છે તેમ આપણી મનોદશા નિષ્ક્રિય પડી રહેલી છે. આપણી સુસ્તીને ઉડાવનારી અને આપણને પ્રગતિશીલ બનાવનારી હાકલ થયા વિના આપણે આગે કદમનું સૂત્ર સ્વીકારી ઝડપભેર કૂચ (Quick March) કરીએ એમ જણાતું નથી. આવી પરિસ્થિતિમાં તો ઉપર્યુક્ત હાકલની ગરજ સારનાર એક માર્ગ મને જણાય છે અને તે એ છે કે આપણે સ્વલ્પ પણ વિલંબને વશ થયા વિના **પ્રાચ્ય તત્ત્વ પ્રકાશન મંદિર** સ્થાપવું જોઇએ અને એને સમુચિતરૂપે ચલાવવું જોઇએ,

આવા મંદિરની આવશ્યકતા વિષે બે મત નથી, છતાં એ નવાઈ જેવું છે કે હજી એ મંદિરનાં આપણને દર્શન થતાં નથી. આથી એ પ્રશ્નાવલિ ઉદ્‌ભવે છે કે શું આનું કારણ એ હશે કે આપણને સેવાભાવી, સહૃદય અને સુશિક્ષિત કાર્યકર્તાઓ મળે તેમ નથી એથી આપણે હજી બેસી રહ્યા છીએ? શું **પ્રાચ્ય તત્ત્વ પ્રકાશન મંદિરની** સ્થાપના થાય તે પૂર્વે જે પીઠિકા-ભૂમિકા તૈયાર કરવી ઘટે તેમાં હજી કંઇ કચાસ છે? શું આપણે આ મંદિરના નિભાવ માટે જોઇતા પૈસા મેળવી શકીએ તેમ નથી? વાંધો શો છે? મને તો આપણી તંદ્રા સિવાય કશો જ વાંધો જણાતો નથી. એથી હું એ કહેવા તૈયાર થયો છું કે જે કાર્ય આપણે ક્યારનું યે કરવું જોઇતું હતું તે આપણે હજી સુધી કર્યું નથી એટલે હવે એના પ્રાયશ્ચિત્તરૂપે આપણે કમ્મર કસીને 'આગે કદમ' એ સૂત્રનો અમલ કર્યે જ છૂટકો છે.

પ્રસ્તાવિત પ્રકાશન મંદિર સ્થપાતાં આપણે એક વિશાળ અને વિશિષ્ટ પુસ્તકાલય સહેલાઈથી ઊભું કરી મૂકીશું, અને એદ્વારા દેશદેશનાં સાહિત્યનાં દર્શન કરી શકીશું તેમ જ અનેકવિધ સાહિત્યિક સામગ્રીનો સ્વાદ લઈ શકીશું. આપણી નિષ્ક્રિય મનોદશાને સક્રિય અને સતેજ રાખી શકીશું. ઈતર દેશો સાહિત્યક્ષેત્રમાં કેમ અને કેવી પ્રગતિ કરી રહ્યા છે તેનાથી આપણે સારી રીતે પરિચિત રહી શકીશું. આપણા સાહિત્યક્ષેત્રમાંના જુદાજુદા વિભાગો અન્યાન્ય વિદ્યાવ્યાસંગીઓદ્વારા ખેડાઈને તેમાંથી જે સુંદર ફાલ આપણને છૂટોછવાયો મળ્યો છે તેને આપણે એકત્રિત અને વ્યવસ્થિત કરી શકીશું.

જોડણીના નિયમોની ચર્ચા કરીને બેસી રહેવાની પરિસ્થિતિમાંથી તેને એકધારી અને પ્રાયઃ સર્વમાન્ય બનાવી તેનો સામાન્ય જનતા પાસે પણ સ્વીકાર કરાવવારૂપ 'આગેકદમ' ભરી શકશું.

પાઠ્ય પુસ્તકો પરત્વે અત્યારે જે અરાજકતા જોવાય છે અને જે આપણને ખૂંચે છે તે આપણે દૂર કરી શકીશું. અને અયોગ્ય પાઠ્યપુસ્તકોના બદલામાં કિશોરો અને કુમારીને તેમ જ યુવકો અને યુવતિઓને માટે સરળ, સચોટ, સોંઘાં અને સન્માનદર્શક પાઠ્ય પુસ્તકો તૈયાર કરી શકીશું.

દરેક વિષયને લગતો પારિભાષિક કોશ સત્વર રચી શકીશું.

આપણા રીતરીવાજો અને આપણી રહેણીકરણીનાં મૂળ સુધીની વેધક દૃષ્ટિ આપણે કેળવી શકીશુ અને તેમ છતાં એનો સિલસિલાબંધ ઇતિહાસ આલેખી શકીશું. આનું એક શુભ પરિણામ એ આવશે કે આપણી આસપાસ વીંટળાયેલાં અર્થવિહીન અંધશ્રદ્ધાના અને વહેમનાં ઝાળાંઝાંખરાંને આપણે જડમૂળથી ખંખેરી નાખી શકીશું.

વિશેષમાં ગુજરાતની ભિન્ન ભિન્ન સંસ્કૃતિનો સાચો ઇતિહાસ તૈયાર થતાં એના સમન્વય માટેનું માનસ તૈયું કરી હિંદુમુસલમાનના સન્નતરપદ ઝઘડાઓને નામશેષ બનાવવાનું પુણ્ય પણ હાંસલ કરી શકીશું.

આપણા હુન્નરો અને ઉદ્યોગોના તેમ જ ધાર્મિક અને મનોમુગ્ધ કળાઓના અને સ્થાપત્યના પ્રકાશનને સમુચિત ન્યાય આપી શકીશુ.

તામ્રપટો, શિલાલેખો, સિક્કાઓ વગેરે ઐતિહાસિક સામગ્રી એકઠી કરી તેના ઉપરથી તારવી શકાતી તમામ વિગતો યોગ્ય રૂપમાં બહાર મૂકી શકીશુ.

આપણે આપણી લેખનકળાનો પૂરતો વિકાસ સાધી શકીશું.

પ્રાચીન અને પ્રામાણિક હસ્તલિખિત પ્રતિઓને સારી રીતે સાચવી રાખવાનો અને યોગ્ય અભ્યાસીઓના કામમાં તે આવી શકે તેવો પ્રબંધ કરી શકશું, અને એદ્વારા એક ઉત્તમ જ્ઞાનભંડારની ખોટ પૂરી કરી શકીશુ.

આપણા સાહિત્યનાં સમીક્ષાત્મક સંસ્કરણો માટે પૂરતો પ્રયત્ન કરી શકીશું તેમ જ વળી આપણે આપણી માહિતીના મુદ્રણાલયદ્વારા વૈજ્ઞાનિક પદ્ધતિએ એ પ્રસિદ્ધિમાં મૂકી શકીશું.

આપણા પ્રાચીન અને અર્વાચીન સાહિત્યમાં સારાં તત્ત્વોની સાથે જે અનિષ્ટ અને ઉચ્છેદનીય તત્ત્વ પણ જાગી ગયાં છે તેનું વિવેકપુરઃસર પૃથક્કરણ કરી શકીશું તેમ જ વખત જતાં, વિવેચનાત્મક સાહિત્યમાં જે અત્યારે અણઘડપણા જ પ્રવર્તો અને તેનાં ફળ

આપણે જોઇએ છીએ તેને બદલે એ વિવેચનાત્મક વાટિકાને ફાલેલી અને ફૂલેલી અવલોકવાનો આપણે સુપ્રસંગ પ્રાપ્ત કરી શકીશું.

એમ. એ. માં ગુજરાતી લેનારા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને બાપણો આપવા ઉપરાંત પુરાતત્ત્વના સંશોધન માટે લાયકાત ધરાવનારા વિદ્વાનો તૈયાર કરી શકીશું.

પ્રતિવર્ષ નહિ, પરંતુ પ્રતિમાસ એક સાપ્તાહિક સુધીની વિશિષ્ટ વ્યાખ્યાનમાળા આપણે યોજી શકીશું.

આવું આવું તો આપણે ઘણું યે કરી શકીશું. વિશેષ શું કહેવું ? સાહિત્યસંશોધક અને સંવર્ધક પ્રવૃત્તિઓ ચાલુ રખાતાં જોતજોતામાં આપણે પૃથગ્જનભોગ્ય અને વિદ્વદ્‌ભોગ્ય ગ્રંથોરૂપ મહાલયના શિખર ઉપર એક વિશ્વકોશ-જ્ઞાનચક્ર ( encyclopaedia ) રૂપ કળશ પણ ચડાવી શકીશું અને વખત જતાં આપણા સાહિત્યને અન્ય સાહિત્યની હરોળમાં નીડરપણે ઊભા રહેવાની સુયોગ્યતા પ્રાપ્ત કરાવીશું એટલું જ નહિ પણ જેમ એક વેળા રાજદ્વારી ક્ષેત્રમાં ભાગ લેવા માટે ગુજરાત મોખરે રહ્યું તેમ સમસ્ત દેશવિદેશના સાહિત્યમાં ગુજરાતી સાહિત્યને અગ્રસ્થાન અપાવી શકીશું. તેમ થતાં અન્યને ગણ એની પ્રતીતિ થાય તે માટે **પ્રાચ્યતત્ત્વ પ્રકાશન મંદિર** ઉપર એક વિજયપતાકા ફરકાવવાનો આનંદજનક અવસર પ્રાપ્ત કરી શકશું. પરંતુ આ બધું ક્યારે ? **પ્રાચ્ય તત્ત્વ પ્રકાશન મંદિર** સ્થપાય અને તે સુવ્યવસ્થિતપણે કાર્ય કરવા માંડે ત્યાં સુધી આપણે આપણી ફરજો બજાવવાનું ન ચૂકીએ ત્યારે. તો પછી ચાલો, આપણે એ દિશામાં મંગળ પ્રયાણ કરવાના ગણેશ આજથી જ માંડીએ તો કેમ ?

હીરાલાલ રસિકદાસ કાપડિયા

# બિન્દુઓ

'ઊગે છે વાવેલું જરૂર, દીધું પાછું પણ મળે'
હશે સાચું એમાં નથી લગીર શંકા પણ મને
થયો છે હંમેશાં અનુભવ કટુ પુસ્તક વિશે
જતું જે નાવે તે ફરી કદી ય આ મેજ ઉપરે.

ચમનલાલ ગાંધી

[ જય સોમનાથ! અનુસંધાન પૃષ્ઠ ૮ ]

ત્યારે આકાશમાંથી વિજળી ખરતી કોઈએ જોઈ હતી.

સાચમતે ચોક્કસ બાતમી કાઢવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ અગત્યની હકીકત કોઈ જાણતું હોય એમ લાગ્યું નહીં. પણ સુરત્રાણ સપાદલક્ષ સુધી આવ્યો હતો એમ લાગ્યું. એનો અર્થ એ કે એણે ઘોઘાગઢ વટાવ્યું કે પછી બાજુ પર રહેવા દીધું. એના હૃદયમાં ભયનો સંચાર થવા લાગ્યો. ચારે તરફથી આવતા સમૂહના હૈયામાં રહેલો ડર એનામાં પણ પેસવા માંડ્યો હતો.

જેમ આ ભય હૃદયમાં પેઠો તેમ તે જોશભેર આગળ વધવા લાગ્યો. ભમ્મરીયા આગળ એના પિતા એની વાટ જોતા હશે; ગંગ સર્વજ્ઞની આજ્ઞા પ્રમાણે એને સોમનાથ ભગવાનનો આદેશ ઘોઘારાણાને કહેવાનો હતો. પણ શું થશે, શું થઈ રહ્યું હશે, તે તેને કંઈ સમજાયું નહીં.

આઠ દહાડા સુધી એને નાસતા લોકો મળ્યા કર્યાં. નવમે દહાડે લોકો ઓછા થઈ ગયા.

અગીઆરમે દહાડે ચારે તરફ નિર્જનતા પ્રસરી રહી. ગામો ઉજ્જડ પડેલાં દેખાયાં; રસ્તાઓ પર વટેમાર્ગુ દેખાતા પણ ઓછા થયા. આ પ્રદેશમાં ભય મૂર્તિમાન વિહરતો લાગ્યો. સાજનનું હૈયું કાંપવા લાગ્યું, પણ તેણે ઘોડ પીંગાને આગળ વધવા માંડ્યું. સામું યમ આવતો હતો તો હરકત નહીં—એ પોતે ચોહાણ હતો।

બે દહાડા તે આગળ વધ્યો. ચારે તરફ સમશાનાકાર હતું; સ્મશાન એટલું નિર્જન લાગે એવું એકાન્ત હતું.

પંદરમે દહાડે તેનો ઘાયલ થએલો સૈનિક એકાએક સખત માંદો થઈ ગયો. અને એને આગળ લઈ જવો અશક્ય હોવાથી પોતાનો બીજો સૈનિક તેની સારવારમાં મૂકી સાજન એકલો આગળ વધ્યો. તેના માણસોએ તેને રોકવા બહુ સમજાવ્યો, પણ તે એકનો બે ન થયો. જેમજેમ ન સમજાય એવો ભડાભય તેને ઘુમાવતો રહ્યો તેમતેમ ઝડપથી જવાને તેનો તલસાટ વધ્યો.

આ અનિશ્ચિતતાની ભયંકર મનોદશા કરતાં તો ભયના મોંમાં ઝંપલાવવું તેને ઠીક લાગ્યું.

અને હવે ભમ્મરીયા દૂર નહોતું—બે દહાડામાં આવશે. તેના પિતા તો ત્યાં વાટ જોતા જ હશે. ત્યાંથી ઘોઘાગઢનો પલ્લો વટાવતા વાર કેટલી!

૨

કોનો માણસ એને પકડી પાડશે એવી કંઈ આશાએ એક દહાડો તે ધીમે ધીમે આગળ વધ્યો. કેટલી વાર તેને સાંઢણીનાં ડાબલાંનાં પડઘા સંભળાયા, કેટલી ય વાર તેણે પાછા ફરી ક્ષિતિજ તપાસી, પણ એના માણસનું નામ કે નિશાન એને ન દેખાયું.

ભયંકર સ્થિતિ હતી. જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી નિર્જનતા પ્રસરતી. ઊકળતી રેતી. કોઈક ઉંટનો નાદ, કોઈ વિસામાની નિર્જન ઝુંપડી, કોઈ વીરડામાં દર્શાવતી એકલી દેરી સિવાય બીજી વસ્તુ ધ્યાન ખેંચતી નહીં. આ પીલી રસ્તો હતો. એ આવ્યો ત્યારે કેટલાક કાફલા ત્યાંથી જતા, બંને તરફ ગામડાંના કૂતરાઓના ભસવાનો અવાજ સંભળાતો;

વિસામા પર સ્વારીઓનાં ટોળાં ગપ્પાં મારતાં બેઠાં રહેતાં. અત્યારે જન કે જાનવરનું ત્યાં નામ કે નિશાન નહોતું. આ એકાંત એને ગુંગળાવી રહ્યું. એનું હૈયું જોરથી ધબકયા કરતું. કોઇ ન મળે તો એનું મગજ શું કરશે કે કેમ તેનો પણ ડર લાગ્યો.

ભયંકર શમશમાકાર ચારે તરફ વીંટાઇ વળ્યો. જાણે દિશાઓ, પાસે ને પાસે આવતી, તેને ગળે ટુંપો દેતી હોય એવો પલવાર ભાસ થયો.

એ બાળક હતો. આવી એકલતા એણે કદી અનુભવી નહોતી. એને જોરથી ઘાંટો પાડવાનું મન થયું. એક વખત તેણે હોકારો કર્યો–જેમ તેમ ડરતાં. અને તેનો પ્રતિશબ્દ તેને કાને પાછો અથડાયો. તેણે કાંપતે હૈયે ચારે તરફ જોયું, અને સોમનાથ ભગવાનને સ્મરી તેણે સાંઢણી આગળ ચલાવી. એ આગળ દોડતો નહોતો, હૃદયમાં વસેલી ભીતિથી દૂર ભાગતો હતો.

એક મોટો વિસામો આવ્યો, ત્યાં એણે કોઇને મળવાની આશા રાખી. ભમ્મરીયા હવે દૂર નહોતું એટલે વખત છે ને એના પિતા પણ ત્યાં આવી લાગ્યા હોય. પણ તે આવ્યા હશે? આવ્યા હોય ને જલદીથી ઘોઘાબાપા પાસે ચાલી ગયા હોય તો? તો એ જરૂર હારે, ને એના બાપ છતે. ત્યાં એનાં સગાંસંબંધી બધાં એની વાટ જોતાં બેઠાં હશે, અને એ બધાં એની આ ભયંકર મુસાફરીની કથા સાંભળી ગર્વ ધરશે.

લોકો બધા ગરજનના મ્લેચ્છથી ડરીને નાસતા હતા, પણ એ હતો કયાં? લોકો તો મૂર્ખ હતા. ઘોઘાબાપાને વટાવી એ આવે જ કયાંથી? ભલે એ રાવણ પોતે હોય. અને ઘોઘાગઢ વટાવ્યું હોય તો તેનું કંઇ નામનિશાન તો હોય.

આવા સંકલ્પવિકલ્પ કરતાં તેણે વિસામાના એક ઝુંપડાને ઓથે બપોરે ગાળી. તેણે નાનપણમાં વાતો સાંભળી હતી જેમાં કોઇ રાક્ષસના કોપથી નિર્જન બનેલાં નગરો આવતાં. આ વિસામો પણ તેવો જ હતો. કુવામાં પાણી હતું પણ સ્થિર; કોશ હતો પણ સુકો, અણવાપરેલ; મંદિરમાં માતા હતાં, પણ થોડા દહાડાનાં અપૂજ. ત્રણ ઝુંપડાં હતાં, અનામત, આખીશુદ્ધ, પણ નિર્જન.

એકમાં ચુલા પર મુકેલું પડયું હતું; પણ ચુલામાં કંઇ દિવસનાં હોલવાએલાં લાકડાં હતાં, દેગમાં સુકાઇ ગએલી ખીચડી કીડીઓની હાર લઇ જતી. કોઈ દૈવકોપથી માણસનો સંચાર એકદમ અદૃષ્ટ થઇ ગયો હતો.

થોડીવારે તેની બીક જવા લાગી અને તે પોતાની કાયરતા પર ક્રોધે ભરાયો. એ પોતે ચોહાણ–ઘોઘાબાપાનો પ્રપૌત્ર–સોમનાથનો આજ્ઞાવાહક–આમ પોચકાં મુકે, હિંમત હારે! એણે ઓઠ કરડી ક્ષોભ શમાવ્યો ને ઉભા થઇ નીકળવાની તૈયારી કરી.

એને તો ઘોઘાગઢ જ પહોંચવાનું–ભલે વચ્ચે હઝાર ગરજનના મ્લેચ્છ ઉભા હોય તોય. એ સાંઢણી પલાણી ત્યાંથી થોડેક આગળ ચાલ્યો ત્યારે તેને દૂરથી રેત ઉડતી આવતી જોઇ. જરૂર કોઈ માણસો આવતા હતા. કેટલે દહાડે એને મનુષ્ય જોવા મળશે. ભલે વેરી પણ માણસ તો ખરો. મારશે તો કંઈ નહીં, સામું હોકારો તો કરશે. એનું લોહી પડેશે તો કોઇનું એ વહેતડાવશે તો ખરો. નિર્જનતા અમાનુષી હતી; યુદ્ધ ગમે તેવું પણ તેમાં મનુષ્યનો સંસર્ગ તો ખરો.



મારે ફરવા નથી આવવું. મારૂં માથું દુખે છે. તેમાં શું?




સારીડોનની એકજ ચમત્કારીક ટીકડી ગમે તેવો માથાનો દુખાવો સાત મીનીટમાં દૂર કરે છે. એટલી ઝડપથી અને જોરદાર અસર કરનારી છતાં તદન નુકશાનરહીત એ દવા છે.

# Saridon

સ્વિત્ઝરલેંડમાં બનાવેલી.

વિનામૂલ્યે

સાથેના કુપનમાં તમારૂં નામ અને સરનામું ચોડવા અથવા લખી, પોસ્ટ ઓફીસ બોક્સ નં. ૧૯૯, મુંબઈ, એ સરનામે મોકલી આપો એટલે તમને સારીડોન નું નમુનાનું પાકીટ મફત મોકલી આપવામાં આવશે.

અહીંથી કાપો

પોસ્ટ ઓફીસ બોક્સ નં. ૧૯૯, મુંબઈ.
મહેરબાન સાહેબ, નીચેના સરનામે મને પણ સારીડોનનું એક નમુનાનું પાકીટ કાંઈ પણ કીમત અથવા ટપાલ ખર્ચ વગર મોકલી આપશો.

નામ ______________________

સરનામું ______________________

એણે ધનુષ્યબાણ તપાસ્યાં, કેડે તરવાર ઢીલી કરી, કમરે ખંજર કાઢી જોયું, ને પાછું મૂક્યું.

આકાશપટમાં એ સાંઢણી ચિત્રિત થઈ, અને સામંતનો હર્ષ ન માયો. એ માણસો ઝપાટાબંધ એના તરફ આવતા હતા. તરસે તરફડતો પાણી તરફ દોડે તેમ તે પણ આ માનવીઓ તરફ ઝડપથી દોડ્યો. એનો ભય જતો રહ્યો. તેણે હોકારો કર્યો; પેલા માણસોએ પ્રતિશબ્દ કર્યો. મનુષ્યનો અવાજ સાંભળી સામંતનો હર્ષ ન માયો અને હૈયામાં પાછી હામ આવી. પોતાની ક્ષણિક દુર્બલતા પર હસતો તે આગળ વધ્યો.

( ચાલુ )


## શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવલનાં પુસ્તકો

ભક્તકવિશ્રી દયારામનું જીવનચરિત

માંડણકૃત ઉખાણા અથવા પ્રબોધબત્રીસી અને શ્રીધર રાવણમંદોદરીસંવાદ (જુની ગુજરાતી)

નરપતિકૃત પંચદંડની વાર્તા (જુની ગુજરાતી)

મધુસૂદનકૃત હંસાવતીવિક્રમચરિત્રવિવાહ (જુની ગુજરાતી)

કમિકપાઠ્ય પુસ્તક ૧–૨ (અંગ્રેજી ચોથા, પાંચમા ધોરણ માટે)

ગદ્યસમુચ્ચય ભા. ૧ (અંગ્રેજી પાંચમા છઠ્ઠા ધોરણ માટે)

ગુજરાતનો નાથ: અવલોકન અને ટીકા: (નવલત્રિવેણી નામક વિસ્તૃત વિવેચનલેખ સાથે)

ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ ભાગ ૧ અને સાહિત્યપ્રકાશિની (૧૯૩૬ ની મેટ્રિકની ગુજરાતીની પરીક્ષા માટે અપૂર્વ સહમિત્ર)

**સર્વ જાણીતા બુકસેલરો પાસેથી મળશે.**

## શ્રીમતી સરોજિની નાયડુ શું કહે છે ?:—

"મહાત્માજીના ઉપવાસ વખતે વાપરવામાં આવેલ 'આસર' યુ-ડી કોલનની બનાવટ પ્રશંસનીય છે તેમજ તેની સુવાસ સુમધુર અને તાજગી આપનારી છે.

ધી આસર કેમીકલ વર્કસ, મુંબઇ ૯. પાર્ણકુટિ, પૂના, તા. ૨૨ જુન ૧૯૩૩

વ્હાલા સાહેબ, મહાત્માજીના ઉપવાસ દરમ્યાન મોકલવામાં આવેલી આપની માયાળુ અને આનંદદાયક ભેટોની પહોંચ જણાવી ન મોકલી શકવા બદલ દીલગીર છું. આકર્ષક શીશામાં ભરેલા 'યુ-ડી કોલન' (કોલન વૉટર)ની બનાવટ મને પ્રશંસનીય માલુમ પડી છે અને આવા મધુર તાજગીભર્યા અને સુવાસિત ટોઈલેટ વૉટરની બનાવટ માટે મારાં અભિનંદન પાઠવું છું. આપના સાહસને સંપૂર્ણ સફળતા મળો:

આપની વિશ્વાસુ, સરોજિની નાયડુ

# ભાલણ

ગજેન્દ્રશંકર પંડ્યા

## પ્રકરણ ૪ થું

## ભાલણ : ભાષાંતરકાર

[ અનુસંધાન જુલાઈ અંક પૃ. ૪૩૪ ]

કવિ તરીકે ભાલણ આદિ કવિઓમાં જેમ નરસિંહની સાથે અગ્રસ્થાન મેળવે છે તેમ ભાષાંતરકાર તરીકે પણ અગ્રસ્થાન મેળવે છે. સપ્તશતીના ભાષાંતરથી ભાલણની ખ્યાતિ ઘણી ફેલાઈ છે. લોકોપયોગી ધર્મકાર્ય કર્યું એટલું જ નહિ પણ મૂળનો ભાવ યુક્તિપૂર્વક સરળતાથી સુંદર ભાષામાં પ્રાકૃતજનો સમજી શકે તેવી રીતે આપ્યો છે: [11]

જે દેવી સર્વ ભૂતને વિષે વિષ્ણુમાયા કહેવાય
તે દેવીને નમો નમો આઈ! નમો, નમો મહામાય!
જે દેવી સર્વ ભૂતને વિષે ચેતનરૂપ બોલાય,
તે દેવીને નમો, નમો, આઈ! નમો, નમો. મહામાય.

યુદ્ધના વર્ણનનું ભાષાન્તર પણ એવું જ સરસ છે પણ કેટલુંક મૂળનું કાઢી નાખી ફેરવ્યું છે.—

રક્તબીજ માર્યો સાંભળી કોપે ચડ્યા બે શૂર,
યુદ્ધ કરવા શુંભ વેગે આવ્યો સેના લઈને ક્રૂર.

પછીના શ્લોક જુદી રીતે લીધા છે. પણ ચાર શ્લોક મૂકી દીધા છે—

કાલિકા! જોજે રે કરું નાશ તે દાનવ નાશ,
અંબા! અરધા પલમાં માર કીધા જાતિ ત્રાસ.
અધર ડસીને આયુધ લઈને સૈન્યનો નહિ પાર,
બાણ તાણી તદા વૃષ્ટિ કરે જલધરે ઘનધાર.

પ્રથમનું તત્ત્વાખ્યાન ભાલણની વિશિષ્ટ ભાષાંતરશક્તિનો ખ્યાલ આપે છે. તેવડું કઠિન સંસ્કૃત ભાલણે કોમળ ભાષામાં ઉતાર્યું છે. તેની કઠિન વાક્યરચના ટુકડાઓ પાડી ગુજરાતી વાક્યોમાં મૂકી છે અને ભાવ વિશેષ સરળ કર્યો છે. દમયંતીનું મુખવર્ણન

---

[11] या देवी सर्वभूतेषु विष्णुमायेति शब्दिता। नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः।
या देवी सर्वभूतेषु चेतनेत्यभिधीयते। ,, ,,

तथा,

चकार कोपमतुलं रक्तबीजे निपातिते। शुम्भासुरो निशुम्भश्च हतेष्वन्येषु चाहवे॥

हन्यमानं महासैन्यं विलोक्यामर्षमुद्वहन्। अभ्यधावन्निशुम्भोऽथ मुख्यया सुरसेनया॥

કરતાં કલ્પનાઓ યોજી છે.[૧૨] એમાં કેટલોક ભાગ મૂળનો કાઢી પણ નાખ્યો છે.

વિધાતાએ વદન રચ્યું તવારાં સાર ઇન્દુનું હરીઉં,
તર લીધો તે ખાણું થઇ છે મુખ મનોહર કરીઉં.
મુષ્ટિ ઉદર મધ્યે વિધિ દઈ આંગળીનું એધાણું.
ત્રિવલિ પ્રગટ થઇ તે પ્રમદા પ્રત્યક્ષ એહ પ્રમાણું.
કબરી પીછભાર મયૂરનો વદતાં ગ્યાં વિધાતા પાસ,
અર્ધચંદ્ર દઇ શિખી કાઢયો પૂજી પુષ્પ પ્રકાશ.

કડવું–૫.

કાદમ્બરીનું કેટલેક સ્થળે ભાષાંતર અને કેટલેક સ્થળે ભાવાવતરણ કરીને ભાલણે અદ્‌ભુત કાર્ય કર્યું છે. લાંબા સમાસોના ટુકડા પાડી તેને સરળતાપૂર્વક ગુર્જર ભાષામાં યોજ્યા છે. સામાન્ય વાચકોને કંટાળો આપે એવાં લાંબાં વર્ણનો ટુંકાવી એમાંની અસરકારક કલ્પનાઓ ભાલણે ભાષામાં અવતારી છે અને તેમ કરતાં પોતે પણ પ્રેરાઇને કેટલીકવાર નવી કલ્પનાઓ યોજી છે અથવા મૂળની વિશેષ સ્ફુટ કરી છેઃ–૧૨ અ.

કન્યાનૂં અંતઃપુર દીઠૂં જાણી શોભિ રુચિરૂં,
(નાના રત્નપ્રકર બહુ હીરા ગૃહશાલાઈ ખચિરૂં.)
જાણી ત્રણ્ય લોકની નારી સંખ્યા કરવા કામ
ઉત્તમ ટાલીનિ મહેલી છિ આંણી એકિ ઠામિ।
અથવા પુરૂષ રહિત એ કીધી સૃષ્ટિ નવી શું વેધા।
અથવા દ્વીપ અંગનાનુ છિ। ભાતિ ન દીસિ દૈધા.
અથવા અનેકિ કલ્પનું કીધુ એખટુ સ્ત્રીભંડાર।
(અથવા ગૌરી ઇ કીધા પુરૂષ સર્વે તે નારિ।)
જાણી સહસ્ર શશિમંડલિ રચના કીધી એહ।

ઇત્યાદિ. —[ ચાલુ ]

૧૨ हृतसारमिवेन्दुमण्डलं दमयन्ती वदनाय वेधसा।
कृतमध्यबिलं विलोक्यते,(धृतगंभीर खनीखनीलिमम॥ नैषध २/२५
उदरं नतमध्यपृष्ठतास्फुटदङ्गुष्ठपदेन मुष्टिना॥
चतुरङ्गुलमध्यनिर्गतत्रिवलिभ्राजि कृतं दमस्वसुः॥ नैषध २/३४
अस्याः कचानां शिखिनश्च किं नु विधिं कलापौ विमतेरगाताम्।
तनायमेभिः किमपूजि पुष्पैरभर्त्सि दत्वा स किमर्धचन्द्रम्॥ ७/२२
१२ अ (असंख्येयनारीशतसहस्र संबाधम,) स्त्रीमयमपरमिव जीवलोकमु दृयत्तां ग्रहीतुमेकत्र त्रैलोक्यस्त्रीणमिव संहृतम्, (अपरमिव सर्गान्तरम्), अङ्गनाद्वीपमिवापूर्वमुत्पन्नम, पंचममिवनारीयुगावतारम, अपरमिव पुरुषद्वेषिप्रजापतिनिर्माणम, अनेक कल्पकल्पनार्थमुत्पाद्यस्थापितमिवाङ्गनाकोशम,(अतिविस्तारिणायुवतिजनलावण्यप्रभापूरेण प्लावितदिगन्तरेण सिञ्चतामृतरसविसरेण दीर्घसमार्द्रीकुर्वते च भुवान्तरालम् ...)

# નવું સાહિત્ય

## અવલોકન

**ચતુરંગ અને બે બહેનો :** રવીન્દ્રનાથ ઠાકુર : અનુવાદક : નગીનદાસ પારેખ : પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય: કિ. રૂ. ૧–૪–૦

પરભાષાના શિષ્ટ ગ્રંથોનાં ભાષાન્તર કે અનુવાદ આપણી ભાષામાં ઉતારવાં હોય તો તે કાર્ય બહુ જ યોગ્ય વ્યક્તિને હાથે જ થવું જોઈએ અને બનતા સુધી એક લેખકની પાસે જ એક ગ્રંથકર્તાનાં પુસ્તકોના ભાષાન્તર થવા જોઈએ એવી ઇચ્છા અમે વારંવાર પ્રકટ કરી ચુક્યા છીએ. રવીન્દ્રનાથ જેવા જગમશહૂર લેખકના પુસ્તકો ગુજરાતીમાં અનેક વ્યક્તિઓએ ઉતાર્યાં છે અને હજી ઉતારાયે જાય છે એટલે હવે એ બાબતમાં ઉપલો નિયમ સચવાય તેમ નથી. છતાં અહિં એટલું વિના સંકોચે કહી શકાય કે શ્રી. નગીનદાસ પારેખ આ કાર્ય જ માટે સર્વથા યોગ્ય સાબીત થઈ ચુક્યા છે તેમની આવા રવીન્દ્રનાથની સુંદર કૃતિઓને ગુજરાતીમાં ઉતારવા સમર્થ અને યોગ્ય છે. બાકી તો રવીન્દ્રનાથની કૃતિઓના ગુણાનુવાદ ગાવા એ નિરર્થક છે. સંસ્કારી ગુજરાતીઓએ, મૂળ બંગાળીમાં નહિ વાંચી શકાય તો આવા શિષ્ટ ભાષાન્તરોદ્વારા રવીન્દ્રનાથની કૃતિઓ વાંચવી જ જોઈએ. અને એથી જ આવા પુસ્તકો હમેશા આવકારદાયક છે. રૂપરંગ સુઘડ છે અને એ લક્ષમાં લેતાં કિંમત બહુ નથી. "મ."

**મલકાતો સમાજ**—પ્રથમ ગુચ્છ : લેખક : રામ : પ્રકાશક : મનહર કાર્યાલય, ટાવર રોડ, સુરત : કિં : રૂ. ૧–૮–૦ : પૃષ્ઠસંખ્યા : ૨૫૬.

આ પુસ્તકમાં ૧૯ નાનીમોટી વાતો છે જેમાં બેત્રણ સંવાદો છે. આ ઓગણીસ કૃતિઓમાં કેટલીક અંગ્રેજી ઉપરથી લેવામાં આવેલી છે એમ એ કૃતિઓ વાંચ્યાથી અને લેડી વિદ્યાબહેન નીલકંઠે લખેલ 'બે બોલ' ઉપરથી જણાય છે. છતાં કઈ કઈ કૃતિ એ પ્રમાણે અંગ્રેજી ઉપરથી લેવામાં આવી છે એ સ્પષ્ટ જણાવ્યું નથી એ ઠીક નથી.

લેડી નીલકંઠે લખેલ 'બે બોલમાં' નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે :—

"સામાન્ય શિક્ષણ પામેલાં સ્ત્રીપુરુષો ઉત્સાહથી વાંચી અને સમજી શકે તેવી શૈલીમાં આ વાતો લખાઇ છે...એ સર્વ સરખી કોટિની નથી ને હોઈ પણ શકે નહિ."

ઉપલાં વાક્યો આ પુસ્તકમાં આવેલ કૃતિઓના સંબંધમાં યોગ્ય છે એમ જણાય છે. આ વાતો સાપ્તાહિકોમાં આવેલી છે એટલે એ સાપ્તાહિકોના વાચકોને રુચે તેવી અને તેથી જ સ્પષ્ટ હાસ્યરસના છાંટણાંથી છંટાયેલ છે. બાકી 'આ જમાનાની ખાસ સાહિત્ય સૃષ્ટિ' તરીકે ગણી શકાતી નવલિકાઓની સપાટી ઉપર આવી શકે એવી નવલિકા આ સંગ્રહમાં એકે જણાતી નથી. સાધારણ રીતે શિષ્ટતા જળવાઇ છે પણ 'અમારો નોકર' એ નામની વાત—અંગ્રેજી ઉપરથી લેવાઇ હોય એમ લાગે છે—માં છેક ઉતરતો જે સંવાદ લખવામાં આવ્યો છે તેને કોઈ પણ પ્રકારે શિષ્ટ સાહિત્ય નહિ ગણી શકાય.

લેખક વિધાન અને વસ્તુને માટે કાંઇક વધુ શ્રમ લે અને સાપ્તાહિકોને બદલે માસિકોને માટે લખતાં પ્રેરાય તો આથી વધુ સારી કૃતિઓ રચી શકે. 'મ.'

**આક્રંદ–પ્રથમ ખંડ:**—લેખક : જમિયત કૃ. પંડ્યા : પ્રકાશક: અંબાલાલ હરિલાલ પંડિત, ખંભાત : કિં. રૂ. ૦–૧૨–૦: પૃષ્ઠ ૧૪૮.

આ પુસ્તકમાં ચાર વાર્તાઓ છે; અને તે બધી ય વેશ્યાઓ રાત્રિરાણીઓ વિશેની છે. એ નવલકથાના વર્ગમાં મુકાય તેમ નથી તેમ જ નવલિકાઓના વર્ગમાં પણ આવી શકે તેમ નથી. આથી જ એમને વાર્તા તરીકે ઓળખાવી છે. વેશ્યાઓની સ્થિતિ, તેમના જીવન ઉપર પ્રકાશ પાડવાનો અને તેમ કરીને પરાપૂર્વથી ચાલતી આવેલી આ ભયંકર છતાં અત્યાર સુધી અનિવાર્ય ગણાતી સંસ્થાનો નાશ કરવાનો ઉદ્દેશ લેખક તેમ જ પ્રકાશકનો હોય તેમ જણાય છે. પુસ્તકના પ્રવેશકમાં લખવામાં આવ્યું છે :

"આ કોઇ વ્યક્તિગત આક્રંદ નથી, પરંતુ પાશવી યંત્રણાઓ સહીસહીને, જીવનનાં મધુરાં અમૃત ગૂમાવી ચુકેલી નિજ જીવિતેપણાઓ નિષ્પ્રાપ્ય થતાં સમસ્ત જીવન હારી ગયેલી હજારો રાત્રિરાણીઓની રૂદનકથા છે."

આ ઉપરાંત વેશ્યાઓના જીવનમાં આવી પડતાં વિવિધ પ્રકારનાં દુઃખોરૂપી પ્રશ્નોનો સચોટ ઉલ્લેખ કરવા લેખકે પ્રયત્ન કર્યો છે એમ પ્રકાશકનું કહેવું છે.

આ ચાર વાર્તાઓમાં એ રીતનો પ્રયત્ન સફળ થયો એમ અમે કહી શકતા નથી. ઉચ્ચ વિધાન વગરની, કલાવિહોણી કૃતિઓથી સમાજમાં ધારેલી અસર થાય એ માનવું ભૂલભરેલું છે. રશિયાની વેશ્યાઓના જીવનનો હૂબહૂ ચિતાર આપતી છતાં સાહિત્ય અને કલાવિધાનની દૃષ્ટિએ બહુ ઊંચી પ્રતિની નવલકથા 'યામા–ધ પીટ' જેવી નવલકથાઓ અને નવલિકાઓ સમાજમાં હૃદયપલટો કરી શકે એવો સંભવ છે પણ એથી એવા વિષયને ચર્ચતી દરેક સામાન્ય કૃતિ પણ એ કાર્ય કરી શકે એ કેવલ અશક્ય છે.

સામાન્ય પ્રકારની વાર્તાઓ વાંચનારા સમાજમાં આ વાર્તાઓ રૂચિકર થાય એમ જણાય છે.

પુસ્તકનાં રૂપરંગ અને વાપરવામાં આવેલ કાગળો જોતાં બાર આનાની કિંમત ઘણી કહેવાય.

"મ."




વેપારીભાવ માટે લખોઃ— હંસ દીવાન કું. મુંબાઇ નં. ૮

કાગાવા:—લેખક: ચુનીલાલ બારોટ; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ, કાચું પૂઠું, પૃ. ૬૮; મૂલ્ય રૂ. ૦-૩-૦

પૂર્વજીવનના વેશ્યાપુત્ર અને ઉત્તર જીવનના જાપાનના પરદુઃખભંજક મહાત્મા કાગાવાનું આ ટૂંકું જીવનરેખાચિત્ર છે. અસલ પુસ્તક અંગ્રેજીમાં વિલિયમ એક્સલિંગે રચ્યું હતું. તેનો ગુજરાતી અવતાર પોતાની માતૃભાષા ગુજરાતીમાં ઊતારી શ્રી. ચુનીલાલ બારોટે આપણી અમૂલ્ય સેવા કરી છે. આપણા દેશમાં રાષ્ટ્રજીવનના વિકાસ માટે તાજનાં પ્રજાજનોની સેવા માટે અનેક ઊઘાડાં ક્ષેત્રો છે. રોટલા માટે સરેઆમ બારે માસ અને ચારિત્ર્ય ચિન્તાથી ભૂખ્યા રહેતા અભાગીઓ આપણા દેશમાં વધી પડ્યા છે. એ વર્ગની સુધારણા માટે સરકારી કાગાવા જેવા સેવકોના આપણા દેશમાં અવતાર થાય એ ઇચ્છવા જેવું છે. મુખ્ય જીવનવિધાનોમાં ઊછરેલા આપણા સમાજસેવકો આ વર્ગનાં દુઃખ, પાપ કે અધોગતિથી બહુ ભાગે અજ્ઞાન હોય છે. આવી સ્થિતિમાં આવા જ વર્ગમાંથી સેવાભાવી પતિતોને ખેંચી લાવી તેમને લોકસેવાનું શિક્ષણ આપી, પ્રજાસેવક તરીકે દેશમાં વિહરતા કરવા એ આપણી લોકસેવારત સંસ્થાઓનો ધર્મ છે. તેમને આવાં પુસ્તક પ્રાણવાન બનાવશે. મહાત્માજીની માફક દેશમાં નું દરેક ક્ષેત્ર સર કરનાર આ જાપાની મહાત્મા આપણા નવીન લોકસેવકોને અને સામાન્ય વાચકોને ઘણું ઘણું વિચારવાનું આપશે.

શાં.

ઍન્ડ્રોકલીસ.—લેખક. જહાંગીર દેસાઈ: ગુજરાતી ભાષામાં થોડાક સારા અનુવાદ

- : હાસ્યરસના જાણીતા લેખક : —
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતારચિત
હાસ્યરસિક ચોવીસ વાર્તાઓ
આકર્ષક ચિત્રો સાથે—સુંદર કવરમાં
સાસુજી
નિર્દોષ આનંદ આપતું ભેટ આપવા લાયક પુસ્તક
મૂલ્ય : રૂ. ૧-૮-૦ : પોસ્ટેજ : ૦-૩-૩
( રજીસ્ટ્રેશન-વી. પી. ખર્ચ જુદું : ૦-૩-૦ )
" ધનસુખલાલની મર્મીલી કલમ ગુજરાતને જાણીતી છે. કેટલીક નાની વાર્તાઓમાં ખપે તેમ જ કેટલાંક વિનોદાત્મક શબ્દચિત્રો લેખાઈ શકાય, એવાં ચોવીસ હળવાં ફૂલ જેવાં અને ટૂંકાં લખાણોનો આ સંગ્રહ એમની લેખિનીમાં રહેલી અલપટુતાને દીપાવે છે."
—'જન્મભૂમિ'
મળવાનાં ઠેકાણાં | "ગુણસુંદરી કાર્યાલય" ૧૧૪, ગીરગામ રોડ, મુંબાઈ, ૪
અને જાણીતા બુકસેલરો પાસેથી

અને બહુ ભાગે અતિસર્જનના દોષવાળા અનેક કાવ્યસંગ્રહો હમણાંહમણાંના બહાર પડયા જાય છે. પણ તેમાં કવિત્વની ચમત્કૃતિવાળાં તો અમુક કાવ્યો જ ગણાવી શકાય તેમ છે. કવિતાનો પ્રદેશ વિસ્તૃત બન્યો છે ખરો પણ તે સાથે તેમાં ગુણવત્તા કે કલાનો આદર્શ જોઈએ તેવો જ્વલંત રહ્યો નથી. ગુજરાતના કવિતાપ્રદેશમાં અનેક ઝરણાં કલરવ કરી રહ્યાં છે. પણ તેમાંથી જોઈતી નિર્મળતા, મધુરતા અને મનોહરતા નીતરતી નથી. એને કદિ વિદેશી ફુલો ઊગે છે. પણ સૌરભ વિનાના અનુવાદો, સૂચિત લેખો અને વિદેશનાં કાવ્યોની છાયા પાડતાં અનેક નાનાંમોટાં કાવ્યો, ચેતનાવિહીન રમકડાં જેવાં લાગે છે. ગુજરાતનું સમગ્રજીવન, કલાકારને હાથે ઘડાય નહિ ત્યાં સુધી એમાં સાચી ભાવનાનું પ્રતિબિંબ પડવાનું નથી. એ માટે માનવસ્વભાવનું ઊંડું નિરીક્ષણ, દેશની સંસ્કૃતિનાં થરોનો ઉચ્ચ અભ્યાસ, નૂતન બળોનાં મૂલ્યાંકનની દૃષ્ટિ સાથે સતત તપશ્ચર્યાની જરૂર છે. હાલના પ્રવૃત્તિમય જીવનમાં ભાગ્યે જ તે કોઈ આપે છે. તેથી કાવ્યોની સંખ્યાના પ્રમાણમાં, હૃદયમાં સોંસરાં ઊતરે તેવી શબ્દશક્તિવાળાં કાવ્યો ઘણાં ઓછાં જન્મે છે. ભાવની ઘનતા જણાતી નથી. વિચાર પર જેટલું આક્રમણ થાય છે તેટલું હૃદયના પ્રદેશ પર નથી થતું. અને તેટલે અંશે ઊર્મિનો વેગ નિર્બળ જણાય છે. રચનાની શિથિલતા અને કલ્પનાનાં લાલિત્ય અને વેગ વિનાના ફફડાટ નાના પક્ષીઓનાં કરુણ આક્રન્દ જેવાં છે. પણ જે સમયે દેશમાં જડતા વ્યાપી હોય તે સમયે, ગર્જના અને પ્રતાપી બળોના પદસંચાર વિના, દેશના આત્મામાં ચેતન વ્યાપે તેમ નથી. આનો અર્થ પ્રસાદકાવ્યોની બિનજરૂરિઆત છે એમ નથી. પણ જુની ઘસાઈ ગયેલી સરણિ પર શબ્દોના લીસોટા તાણ્યે, નૂતન કાવ્યો ચેતન આણી શકે તેમ નથી. નવીન કવિતાને કંઈક વેગ આપનાર ગાંધીયુગ કહી શકાય. જ્યારેત્યારે ઘણા ભાવનાશીલ યુવાનોએ સ્વાતંત્ર્યગાન ગાયાં છે. પણ પારસી લેખકોમાં મલબારી કે ખબરદાર સિવાય ભાગ્યે જ બીજા કોઈ કવિનું નામ નજરે ચઢે છે. તેવી પરિસ્થિતિમાં કાંઈક અંશે પારસીઓ પરનો ક્રૂર આક્ષેપ શ્રી. જહાંગીર માણેકજી દેસાઈએ 'ચમકારા'નો સંગ્રહ બહાર પાડી દૂર કર્યો છે.

ખબરદારના ઘણા સારા અંશો એમના કાવ્યસંગ્રહમાં ઊતરેલા જોઈ શકાય છે. ભાષાની દૃષ્ટિએ ઠીકઠીક પ્રમાણમાં શબ્દસમૃદ્ધિ એમની પાસે છે. સંસ્કૃત શબ્દો છૂટથી વપરાયેલા દેખાય છે. અને તે સાથે કર્તાએ આપણી સંસ્કૃતિના જગમાન્ય મધુર અને ઉન્નત ભાવો કાવ્યોદ્વારા એમની શક્તિ અનુસાર વ્યક્ત કર્યા છે તે પણ આનંદ આપે એમ છે. છતાં એમાં અનેક વિષયોનો મેળો જામ્યો છે. પારસી કોમની જાહોજલાલીનાં કાવ્યો, રાષ્ટ્રગીતો, હિન્દુ મુસ્લીમ ઐક્ય અને અસ્પૃશ્યતાનિવારણ પરનાં કાવ્યો, ગાંધીજીની પ્રશસ્તિઓ, રસસ્થાનને માટે ફૂલદામ બાળકોનો નિર્દોષ નેમ જ મુક્તિની તમન્ના રજુ કરનાર ઘણાં કાવ્યો પ્રાસંગિક છે, કથન-પ્રધાન છે. દેશની મનોદશા પર સારી અસર કરે તેમ છે છતાં એમાં જુસ્સાને લીધે વિકૃત રચના થઈ જવાનો ઘણો ભય રહેલો છે.

જગત જેવા બાગમાં, મનોમન્થન, અને વિશ્વના અન્તરનાં રહસ્યો કાંઈક અંશે કલ્પના અને ઉપમા વડે બતાવવાના પ્રયત્નો, ચિન્તનાત્મક છે; છતાં એ તો સ્પષ્ટ છે કે હિન્દુતત્ત્વજ્ઞાનનું વર્તુલ સામાં રાખીને જ લેખકે પોતાનાં રૂપકો લીધાં છે. ઘણાંખરાં ગીતો મનોભાવ રજુ કરી શકે છે. પણ જુના કવિઓની શૈલીથી બહુ દૂર તેઓ જઈ

શકે તેમ નથી એવી એમની ભર્ત્સનાઓ જોઇ શકાય એમ છે.

એ પછીનો વિભાગ હાસ્યરસપ્રધાન કાવ્યોનો છે. 'ફાટેલો લાકડવાળો,' 'ઝાડુ,' 'ભાંગેલા પતાસાને' જેવાં રમુજી કાવ્યો એ ઘડી આનન્દ આપે એમ છે. કોઇને કુતૂહલ ઉપજાવે તેવાં છે. એ સિવાય, 'ગંગા માહાત્મ્ય' 'સપ્તર્ષિ નક્ષત્ર,' 'આબુ પ્રશસ્તિ,'–ઊંડું વાચન અને અભ્યાસ સૂચવે છે, 'ઊનાળી ઉષા,' 'વસન્તના વાયરા' સુન્દર વર્ણન આપનાર કાવ્યો છે.

'સનમસ્તવન', 'ફિરમન'માં ગઝલની મસ્તી છે. શ્રી. જહાંગીર દેસાઇ ઉપર ન્હાનાલાલ, લલિત, કલાપી, ખબરદાર, નરસિંહરાવ વગેરે જૂના કવિઓના જુદાંજુદાં કાવ્યોની ખાસ અસર દેખાય છે. ખબરદારનું અનુકરણ ઘણે ઠેકાણે સ્પષ્ટ છે. 'મરવું તો ગુજરાતે' એનું દ્યોતક છે. સ્મર્તિઆળ દેસાઇની ગઝલો પણ લખાઇ છે. વળી કોઇ કવિસુલભ હિન્દુ કળિયુગનો ઘોર પ્રતાપ જોઇ ઘડીભર આંસુ પાડતો રોય તેવાં પણ કાવ્યો છે. આ તરફનો કવિનો પ્રેમ મગરૂરી અને આર્યનીતિ તરફ પક્ષપાત બતાવનારો છે એની 'કૃષ્ણના ચાર સ્વરૂપો' સાક્ષી પૂરે છે. 'કૃષ્ણ' કાવ્યાવલીમાંથી જે વૈષ્ણવ ભક્તિનો પ્રવાહ વહે છે તેમ તે અહીં પણ કેટલેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે. પણ એ ભક્તિનો પ્રબળ આવેગ નથી. પણ શીખેલા અને ઉછીના લીધેલા કેળવેલા વિચારો જ માત્ર છે. 'Appreciation' છે. કૃષ્ણ તરફનું સન્માન છે. એવાં ગીતો નાનપણથી આપણે ગાતા આવ્યા છીએ એટલે એમાં ઊણપ લાગે એમ છે. પણ એક પારસીકવિ એ કૃષ્ણના સ્વરૂપનું નિરૂપણ કરે તેમાં વધુ આકરી કસોટીની જરૂર નથી. વળી કૃષ્ણના કાવ્યોથી નવું ગુજરાત કંટાળ્યું પણ લાગે છે. એક જ વિષય ઉપર ભાવના આવેગ વિના ઘણા કવિઓ કાવ્ય કરે ત્યારે તેમાં કાવ્યના

સચિત્ર

**વાર્તા સંગ્રહ**

સંપાદક:

રમણલાલ નન્દલાલ વકીલ, એમ. એ.

પુષ્પા રમણલાલ વકીલ, બી. એ.

જેમાં ધૂમકેતુ, રામનારાયણ પાઠક, કનૈયાલાલ મુનશી, સ્નેહરશ્મિ, ઉમાશંકર, રમણલાલ દેસાઇ જેવા પ્રસિદ્ધ અને સિદ્ધહસ્ત લેખકોની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

**પ્રો. ભાનુશંકર વ્યાસની પ્રસ્તાવના સહિત**

પૃષ્ઠ સંખ્યા ૧૪૦ ] [ મૂલ્ય બાર આના

સોલ એજન્ટ્સ–**કરસનદાસ એન્ડ સન્સ** નાણાવટ, સુરત

- સર્વ જાતિના બુકસેલરો વેચે છે.

સનાતન અંશો જણાતા નથી પણ કવિની ચતુરાઈ જ માત્ર જણાય છે. તેવો ભય પણ જૂના વિષયો પર કાવ્ય કરવામાં રહેલો છે.

'સાહેબાની સાહેબી', 'આંસુની ખાણ,' 'જાદુઈ ફાનસ,' 'ઊંબી મશાલ' વગેરે સાધારણ કલ્પનાને સારો મોડ આપી ગૂઢ વિષયો સમજાવવા પ્રયત્ન કરે છે. રૂપકકાવ્યો લખવા માટે શ્રી. જહાંગીર દેસાઈને અભિનન્દન ઘટે છે. ગુજરાતમાં જે નવચેતન ઊભરાયું છે તે કાવ્યોમાં ઝીલી પ્રેરણા આપવાના પ્રયત્ન માટે આ ઊગતા પારસીકવિને સહર્ષ આપણે સત્કારીશું.

ભાષાનાં છંદો, ઢાળો, વૃત્તો વગેરેનો બને તેટલી કાળજીથી એમણે ઉપયોગ કર્યો છે. એમાં કર્કશતા કે બસુરાપણું કે અનૌચિત્ય ઘણાને હજી લાગે એમ છે છતાં ક્ષમ્ય છે. પ્રાસની જમાવટમાં ફારસી શબ્દો કે ઘરગથ્થુ શબ્દો અર્થવિહીનતા કે રસક્ષતિ ઉપજાવે એમ છે. ને કૃત્રિમતા જો ઘણાં કાવ્યો લખવાનો મોહ કર્યા છોડે, કે ક્ષણિક આવેશમાં ઘણું કરી નાખવાનો શોખ ઓછો થાય તો દૂર કરવી સાધ્ય છે. બાકી, શરૂઆતમાં જો પુરતી કાળજીથી કાવ્યો લખવાનો અભ્યાસ પાડ્યો ન હોત તો એ દોષ સારામાં સારા કાવ્યોને દૂષિત કરે છે અને કુકવિતનું સ્મારક ઊભું કરે છે. આથી સરસ કાવ્યસંગ્રહ શ્રી. જહાંગીર મ. દેસાઈ ગુજરાતને ચરણે હવે ધરશે એવી આપણે આશા રાખીશું.

જ.

## સાભાર સ્વીકાર

**અપંગની પ્રતિભા:** (હેલન કેલરકૃત આત્મકથા)—અનુવાદક: મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી માર્ગ, અમદાવાદ; મૂલ્ય: બાર આના.

હેલન કેલર એ એક અમેરિકન સન્નારી છે. તે બાલ્યકાળથી જ અંધ, બહેરાં અને મૂંગાં છે. હેલન પોતાની આ અપંગ પરિસ્થિતિ ઉપર પ્રભુત્વ મેળવી ઉચ્ચ શિક્ષણ લઈ સુશિક્ષિત થયાં એટલું જ નહી પણ તે અમેરિકાનાં એક સુપ્રખ્યાત લેખિકા બન્યાં. એમની લખેલી આ અંગ્રેજી આત્મકથાનો શ્રીયુત મગનભાઈ દેસાઈએ સરસ અનુવાદ કર્યો છે. અનુવાદમાં સારા ગુણો છે. કોઈ પણ વાચક આખા યે પુસ્તકને રસભેર પૂરું વાંચી જવા લલચાશે.

પુસ્તકના પ્રસ્તાવિકમાં અનુવાદકે 'The Story of My Life' નામનું અસલ પુસ્તક તેમને કેમ પ્રાપ્ત થયું ને તેના તરફ તે કેવી રીતે આકર્ષાયા ને પૂજ્યભાવે વર્ણવ્યું છે. આ 'જીવનકથા' ને વળી 'નેત્રહીન બગિની' એ નામક પંડિત સુખલાલજી સંઘવીના ઉપરાંત 'નેત્ર વિનાની નેત્રી' એ નામક કાકાશ્રી કાલેલકરના પુરાલેખોની વિશેષતા ભરી છે. ચોક્ક વિશેષતા લેખિકાનું એકનું એક કાવ્ય 'The Chant of Darkness' નો ગુજરાતી અનુવાદ ભાઈ ઉમાશંકર જોષીએ ઉમેરી આપ્યો છે. 'નવજીવન પ્રકાશન મંદિર'ના પ્રત્યેક પુસ્તકની માફક આ સુંદર પુસ્તક પણ આપણી જીવનકથાઓના સાહિત્યમાં એક મહત્વનો ઉમેરો કરે છે.

**જીવનવિકાસ:** (કેળવણીનાં અંગોની ચર્ચા) લેખક: દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પ્રકાશક: ઉપર પ્રમાણે, મૂલ્ય અઢી રૂપિઆ.

કાકાસાહેબના જીવનસેવના ચિંતન વિશે ગાંધીજીની કેળવણીના અંગેઅંગની તલસ્પર્શી ચર્ચા કરતું આ મોટું પુસ્તક છે. એનું અવલોકન આવતા અંક માટે મુલતવી.

ક્રાન્તિનાં મંડાણ:—લેખક અને પ્રકાશક: માણેકલાલ પ્રાણજીવનદાસ શાહ; ઓરિએન્ટલ પેપર વર્ક્સ, ૧૫૧-૬૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨; મૂલ્ય રૂપીઓ દોઢ.

નકો નગીનાઓ યાને જુની આંખે નવા ચશ્માં:—લેખક: ઓખિયા જોષી; પ્રકાશક: કે. રંગલાલની કંપની, પેડી ગેટ, રાજકોટ; મૂલ્ય. રૂપીઆ અઢી.

મહેન્દ્રકુમાર:—લેખક અને પ્રકાશક: વૈદ્યશાસ્ત્રી મનરૂપગિરિ જીવનગિરિજી, વૈદ્ય-મની?, (અરબ), શ્રી સયાજી હીરક મહોત્સવ ગ્રંથમાળા; ગેડી ગેટ રોડ, વડોદરા; મૂલ્ય: રૂપીઆ ત્રણ; ગ્રાહકોને માટે રૂ. ૧-૧૨-૦

સંગીત પાઠમાળા:—લેખક અને પ્રકાશક: પુરુષોત્તમ ત્રિકમદાસ; મુંબાઈ; મૂલ્ય આઠ આના.

---


# ગુજરાતી સાહિત્ય પરિષદ

નિ. પરિષદ મંડળ સમિતિ, નર્મદ શતાબ્દી સ્મારક સમિતિ તથા પરીઆર સ્મારક સમિતિ તરફથી વખતોવખત પ્રગટ થયેલાં પુસ્તકો પરિષદ પાસે સીલકમાં છે. તે પરિષદના સભ્યોને વિના મૂલ્યે આપવાનો ઠરાવ થયેલો છે.

આ પુસ્તકો મુંબાઈમાં શ્રી. ફોર્બસ ગુજરાતી સભા મંદિરમાં (વિઠ્ઠલભાઈ પટેલ રોડ, કોંગ્રેસ હાઉસ નજીક), તથા અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં (ભદ્ર પાસે) રાખવામાં આવ્યાં છે. તો જેમને જ્યાં અનુકૂળ પડે તે સ્થળે માણસ મોકલીને પુસ્તકો મંગાવી લેવા વિનંતિ છે.

જે સભ્યને આ પુસ્તકો ટપાલ મારફત મંગાવી લેવાનું વધારે અનુકૂળ હોય, તો પરિષદ કાર્યાલયમાં તે પ્રમાણે લખી જણાવવાથી ટપાલ ખર્ચનું વી. પી. કરીને પુસ્તકો તેમને મોકલવાની ગોઠવણ કરવામાં આવશે.

૯૦, એસ્પ્લેનેડ રોડ, કોટ,
મુંબાઈ, તા. ૨૪-૮-૩૬

મંત્રીઓ


---


LIMDA
સૌંદર્યનો સહાયક
ચામડીનો સંરક્ષક
લીમડા
ન્હાવાનો સાબુ
બનાવનાર:
વેજીટેબલ સોપ વર્ક્સ
કલીકટ. મુંબઈ
મદ્રાસ

# દોહન

### રાષ્ટ્રના સાહિત્યનો વિકાસ

હિંદ રાષ્ટ્ર છે. વિરાટ પુરુષ થતું જાય છે. એકતાન થવાનો એને નાદ લાગ્યો છે. એક ભાષા, એક લિપિ, એક સાહિત્ય—પૂર્વે ન હતાં તેવાં સરજાવવાના એને કોડ જાગ્યા છે. આ વસ્તુસ્થિતિ દરેક પ્રાન્તીય સાહિત્ય આગળ વિકાસનું અદ્ભુત દર્શન ઉભું કરે છે. જે પૂર્વે સાહિત્યકોની સેનાઓ ન કરી શકી તે આજે અર્વાચીન સાહિત્યકારોએ કરવાનું છે. પોતાના પ્રાણ રેડી એવું સાહિત્યનું સર્જન કરવાનું છે કે જેથી એક થવા તલસતા હિન્દના પ્રાણનો એમાં પડઘો સંભળાય. એકતાનો નવો યુગ ઉઘડે છે. ભેદો ભૂલી એ એકતા આપણે સાહિત્યમાં મૂર્તિમાન કરીએ, એમાં નવી સરસતાનાં દર્શન કરીએ એ જ એમનું કર્તવ્ય. એ કર્તવ્ય કરતાં આપણે સર્વ ધર્મો છોડીને સાહિત્યના આદ્ય સર્જનહારને શરણે સંભારે જવું જોઇએ છે. જેમના વડે આજે ભારતનાં સાહિત્ય ને સંસ્કાર એક છે—જેમનું આપણા સાહિત્યશિરોમણિઓ અનિમિષ દૃષ્ટિએ ધ્યાન કરતા—ને જેમને "અચતુર્વદનો બ્રહ્મા", "દ્વિબાહુરપરો હરિઃ" અને 'અભાલલોચનઃ શંભુઃ" માનતા—તેમને જ, આજે પણ, व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे । नमो वै ब्रह्मनिधये वासिष्ठाय नमोनमः ॥

—કનૈયાલાલ મુનશી : સાહિત્યસંસદના પ્રમુખપદેથી : ૧૯૩૬

### કેળવણી અને સાહિત્ય

આ ગગનવિહાર કોક દિવસે મનુષ્યસમાજમાં સિદ્ધ થવાનો જ છે એ વિશ્વાસે મેં કેળવણીનો વિચાર કર્યો છે. આ વિશ્વાસ પ્રત્યે સદ્ભાવ હશે તો જ આ ચોપડીની વાતો ધ્યાનમાં આવશે અને ગળે ઊતરશે. ભવિષ્યકાળનું તંત્ર લોકશાહી, સમાજશાહી કે મજૂરશાહી નહીં પણ કેળવણીશાહી થશે. ભવિષ્યનો ધર્મ પણ કેળવણીનો ધર્મ થશે એ દૃઢ શ્રદ્ધાથી જ વિચાર કરતો આવ્યો છું. અધ્યાપક માટે એના વિદ્યાર્થીઓ એ જ એની ઉપાસનાની મૂર્તિ અથવા દેવ છે. એમની સેવા એ જ એની પૂજા છે. એમનો વિકાસ એ જ એનો પ્રસાદ છે. એમનું અધઃપતન એ જ એનું નરક છે અને એમની ચારિત્ર્યની દૃઢતા એ જ એનું સ્વર્ગ છે. આ આદર્શ સાહિત્ય મારફતે કેવળ નહીં, સહવાસ મારફતે જ એ ખીલવી શકાય.

—કાકાસાહેબ કાલેલકર : જીવનવિકાસ : યોગીઓની પરંપરા

### લગ્નભાવના

પતિ અને પત્ની વચ્ચે, તેમના સ્થૂલ જીવનના વ્યવહારોને અંગે તેમ જ આંતરિક અને માનસિક જીવનને અંગે, એકબીજાને સમજીને વર્તવાની વૃત્તિ અને એકરાગ રહે એ માટેના સૌથી સારા ઉપાય તરીકે એક પત્નીવ્રતનો સિદ્ધાંત સ્થાપે છે, તેની સાથે જ નહાનીનહાની ભાવનાઓ અને દિલસંબંધોમાં, ટેવો અને વાસનાઓમાં માણસોની સ્થિતિ લક્ષમાં રાખીને, લગ્નના ઇતર પ્રકારોની છૂટ પણ આપે છે. લગ્નજીવન સુખી તો

# તંત્રીસ્થાનેથી

## એક વરસ પછી

આ અંકથી 'ગુજરાત' બીજા વર્ષમાં પ્રવેશ કરે છે. એક વરસમાં અમે કેટલું પ્રાપ્ત કર્યું, કેટલી પ્રગતિ કરી, કેટલી લેખવિવિધતા રજૂ કરી તે માટે અમારી પાસે ગયા વરસની બધી પ્રવૃત્તિ મોજૂદ છે, આ 'ગુજરાત' નવી સાહિત્યસંસદનું મુખપત્ર છે એ બાબત અમારા લક્ષમાં આવે છે. કારણ કે જૂની સાહિત્યસંસદને આશ્રયે લેખકોનું જે મંડળ એકત્ર થયું હતું તે આજે વ્યસ્ત થઇ ગએલું છે. કોઇએ નિવૃત્તિ લીધી છે તો કોઇ વૃદ્ધ થઇ ગયાં છે. છતાં ગુજરાતમાં નવા લેખકો પણ પ્રકાશમાં આવતા જાય છે અને જૂના તેમ જ નવા એમ અનેક લેખકોનો સહકાર મેળવવા ગત વર્ષમાં અમે ભાગ્યશાળી થયા છીએ. આ સર્વ બન્ધુઓ અને બ્હેનો ભવિષ્યમાં પણ તેમનો સહકાર ચાલુ રાખશે તો 'ગુજરાત'ની પ્રગતિમાં તેઓ અમને ઘણાં મદદરૂપ થઈ પડશે. અને અમને તો શ્રદ્ધા છે કે જે સહકાર અને મિત્રભાવ તે સર્વેએ અમારા તરફ બતાવ્યો છે તે સતત ચાલુ રહેશે.

માસિકો અને એવાં સામયિકોના સંચાલનમાં અનેક મુશ્કેલીઓ હોય છે એ ઘણાઓને વિદિત હશે. તેમાં પણ પોતાની મેળવેલી નિવૃત્તિનો સમય માત્ર એના સંચાલનમાં રોકી, કોઇ પત્રને સર્વાંગસંપૂર્ણ બનાવવું એ અતિ દુર્ઘટ કાર્ય છે. છતાં ધીમેધીમે અમે પ્રગતિમાન બનતા જઇએ એમાં જ અમારો સંતોષ છે.

સાહિત્યસંસદના આજે પાંચસોથી છસો સભ્યો છે. તેમાંથી મ્હોટો ભાગ તો મુંબઇમાં જ વસે છે. તેઓ બધા ધારે તો એક કે બીજી રીતે આજે 'ગુજરાત'ને સમૃદ્ધ બનાવી શકે. અમે ઇચ્છીએ છીએ કે સાહિત્યસંસદના સભ્યોમાં 'ગુજરાત' માટે જેવું જોઇએ તેવું મમત્વ દૃઢ થાય અને તેઓ સઘળા 'ગુજરાત'ને પોતાનું કરવા તત્પર થાય.

એક વરસ દરમિયાન અમે જેજે ગુજરાતી પ્રજા સમક્ષ ધર્યું છે તેમાં ક્યાંક્યાં વિશેષતાં માટે અવકાશ છે એ અમારા લક્ષ બહાર નથી. અમારી મર્યાદાઓ શીશી છે તે પણ અમારા લક્ષ બહાર નથી. છતાં એ મર્યાદાઓમાં રહીને પણ અમે એક ધોરણ જાળવવા પ્રયત્ન કર્યો છે અને અમારું ધોરણ 'ગુજરાત'ના વાચકોને માન્ય થયું છે તેટલા પ્રમાણમાં અમને સંતોષ છે.

આ પ્રમાણે અમે અત્યારે બીજા વર્ષમાં પ્રવેશ કરીએ છીએ. સર્વ લેખકબધુઓ તથા બ્હેનો જેમણે અમને ગત વર્ષમાં સહકાર આપ્યો છે તેઓ સર્વે પોતાનાં લેખો, વાર્તાઓ ઇત્યાદિ મોકલી એ સહકાર ચાલુ રાખશે એવી અમને આશા છે. આ આશા અને શ્રદ્ધાથી અમે બીજા વર્ષમાં પગ માંડીએ છીએ.

## ભારતનો મિત્ર

ડૉ. જે. ટી. સન્ડરલૅન્ડનું પાકટ વયન પર અવસાન થયું છે. ભારતના એક અમેરિકન મિત્ર તરીકે સદ્ગતની ખ્યાતિ હિંદવાસીઓથી અજાણી નથી. છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન આપણા બહુશ્રુત પ્રવાસીઓએ અમેરિકામાં હિંદ માટે પ્રેમ અને માન ઉત્પન્ન કર્યાં છે, અને તેમાં પણ કેટલાક અમેરિકનો તો હિંદના રાજકીય અને સંસ્કૃતિવિષયક

પ્રશ્નોમાં મમતપૂર્વક ભાગ લે છે. આવા સજ્જનોમાં ડૉ. સન્ડરલૅન્ડનું સ્થાન ઘણું જ મહત્ત્વનું હતું.

બાબુ રામાનન્દ ચેટરજીના 'મૉડર્ન રિવ્યુ'ના વાચકોથી તેમનું નામ અને સાહિત્ય અવશ્ય વિશેષ પરિચિત હશે. પરંતુ 'India in bondage'—પરાધીન હિન્દ—એમના એ પુસ્તકે એમને વિશેષ વ્યાપક પ્રસિદ્ધિમાં આણ્યા. તે ઉપરાંત હિન્દવાસીઓ અને અમેરિકન લોકો વચ્ચે ભ્રાતૃભાવ બંધાય એ ઉદ્દેશથી પણ એમણે એક પુસ્તક લખ્યું છે. એકાદ હિન્દવાસીના જેટલી જ તમન્ના હિંદની મુક્તિ માટે એમનામાં હતી. એમ પણ કહી શકાય કે હિન્દની મુક્તિમાં જ વિશ્વશાંતિની ચાવી રહેલી છે એ સત્ય એમને સમજાયું હતું. પરદેશોના આપણા પ્રચારકાર્યમાં આવા સજ્જનો આપણને બહુ જ મદદરૂપ થઈ પડે છે અને એવાઓની સેવાઓનો લાભ અલભ્ય થઈ જાય એ એક આપણને મોટી ખોટ જ છે. અમેરિકામાં હિંદ સંબંધી જે કાંઈ પ્રવૃત્તિઓ છે તેમાં તેઓ રસપૂર્વક ભાગ લેતા અને વૃદ્ધાવસ્થામાં પણ પોતાની સેવાનો લાભ આપતા. આવા આપણા એક મિત્રના અવસાન માટે હિંદમાં ઘણે સ્થળે જાહેર રીતે શોક દર્શાવવામાં આવ્યો છે. અમે પણ એ લાગણીમાં સૂર પૂરીએ છીએ અને સદ્‌ગતના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

## જગતનું ક્રીડાંગણ

જર્મનીમાં જગતના બધા દેશો માટે ચાલુ વર્ષમાં જે હરિફાઈ થઈ તેમાં હિન્દે પણ પોતાની શક્તિ બતાવવા પ્રયાસ કર્યો છે. આપણા વ્યાયામમંડળોના પ્રયાસદ્વારા આપણી દેશી છતાં શરીરને સંપૂર્ણ કસનારી રમતો પશ્ચિમમાં લોકપ્રિય થશે કે નહિ એ તો કોણ જાણે! પણ જગતના બીજા દેશોને એ રમતો પ્રત્યક્ષ તો અવશ્ય થઈ છે. બીજી ઘણી-ખરી રમતોમાં બીજી પ્રજાઓ સાથે ઊભા રહેતાં આપણને હજી સમય લાગે પણ હૉકીની રમતમાં જે ભાગ હિંદના પ્રતિનિધિઓએ બજાવ્યું છે તે બેશક આપણું ગૌરવ વધારનાર છે. એ રમતમાં હિંદ લાગલાગટ ત્રીજીવાર સર્વોત્કૃષ્ટ—જગતના બધા દેશોથી ઉત્તમ—જાહેર થયું છે. જાપાન, ફ્રાન્સ અને જર્મનીને પણ જીતવાની અદ્ભુત શક્તિ હિંદમાં આ રમત પૂરતી તો છે જ એ જગતને પ્રત્યક્ષ થયું છે. આ જ શક્તિ અને તત્ત્વનો વિકાસ જીવનના અન્ય ક્ષેત્રોમાં પણ સાધવાનો સમય અને અવકાશ હિંદને મળે તો તેવાં ક્ષેત્રોમાં પણ આપણે જગતના કોઈ પણ દેશથી પાછળ ન પડીએ એ સ્પષ્ટ સત્ય છે.

તા. ૪: દેશભક્ત દાદાભાઇ નવરોજજીની જન્મતિથિ હિંદમાં સ્થળેસ્થળે ઊજવાઇ.

તા. ૫: સાહિત્ય પરિષદ વ્યાખ્યાનમાળા અંગે શ્રી રામપ્રસાદ બક્ષીનું 'શિક્ષણપદ્ધતિ' એ વિષય ઉપર મુંબાઈ સેંટ ઝેવિયર ગુજરાતી ઇન્સ્ટીટયુટમાં વ્યાખ્યાન.

તા. ૭: 'શેઠ લાલભાઈ દલપતભાઈ કૉલેજ' ની અમદાવાદમાં સ્થાપના કરવા માટે શેઠ શ્રી. કસ્તુરભાઈ લાલભાઇ અને ભાઇઓએ રૂપીઆ બે લાખ અમદાવાદ એજ્યુકેશન સોસાઇટીને આપ્યા.

તા. ૧૨: સાહિત્ય પરિષદ વ્યાખ્યાનમાળા અંગે: '૧૮૫૨ થી ૧૯૦૪ સુધીની ગુજરાતી કવિતા' એ વિષય ઉપર અધ્યાપક જ્યોતીન્દ્ર દવેનું સેંટ ઝેવિયર ગુજરાતી ઇન્સ્ટીટયુટમાં વ્યાખ્યાન.

તા. ૧૩: 'રાષ્ટ્રીય જીવનમાં ફિલ્મનું સ્થાન' એ વિષય ઉપર શ્રીમતી સરોજિની નાયડુનું સેન્ટ્રલ સિનેમા, મુંબાઇમાં વ્યાખ્યાન.

તા. ૧૫: ગુજરાતના દુકાળપીડિતોને રાહત આપવા માટે સરદાર વલ્લભભાઈ પટેલે કરેલી માગણી પ્રમાણે પોણો લાખ રૂપીઆ મળી ગયા.

(તંત્રીસ્થાનેથી: અનુસંધાન પૃ. ૯૦)

**અણઉકેલ્યા કોયડા:** વઝીરઅલીની આંગળી ખરાબ હતી છતાં એને ત્રણે ટેસ્ટમાં જાઇ અને બાનરજી જેવા ખેલાડીઓને નહિ લેતાં શા માટે લેવામાં આવ્યો? જાઇ જેવા ખેલાડીઓને કેટલીકવાર પહેલાં તો કેટલીકવાર ત્રીજે નંબરે, તો કેટલીકવાર સાતમે નંબરે મોકલવામાં કપતાનની કેવા પ્રકારની ચતુરાઇ હતી? ત્રીજી ટેસ્ટમાં સી. એસ. નાયડુને નહિ લેવામાં કયું મુત્સદીપણું હતું? ટીમના બંધારણમાં ખેલાડીઓનો અનુક્રમ એ મુખ્ય ભાગ ભજવે છે જ્યારે આ ટીમમાં વીઝીના નિરંકુશ તરંગોને આધારે જ એ અનુક્રમ શા માટે ગોઠવાતો હતો? આવાઆવા અનેક કોયડાઓ અણઉકેલ્યા જ રહેશે?

**નિરાશામાં આશા:** નિરાશાજનક પ્રસંગોની પરંપરામાં પણ આપણને અમુક આશાનાં કિરણો જણાય છે એ આનંદજનક બીના છે. વિજય મર્ચંટ અને મુસ્તાકઅલીની પહેલી જોડી, હિંડલેકરની સુનંદી વીકેટ કીપીંગ, અમરનાથની ક્રિકેટના મુખમાંથી પણ અભિનંદનના ઉદ્‌ગારો કઢાવે તેવી બેટીંગ અને ઓલરાઉંડ રમત; અમરસિંહ અને નિસારનું બોલરો તરીકેનું દ્વંદ્વ અને બાનરજીનું આઠમા નવમા ખેલાડી તરીકેનું ફોર્મ આ સર્વ વર્તમાનમાં પરિણામ બદલવા અશક્તિમાન નીવડ્યાં હતાં, ભવિષ્યની હિંદી ટીમનાં બંધારણ માટે જ્વલંત અંગો છે. જોઇએ તેવો મુત્સદી, હોંશિયાર, મળતાવડો કપતાન અને આખા હિંદમાંથી વગવંસીલાથી નહિ પણ માત્ર કાબેલીયતને ઉપરથી જ ચુંટાયેલ તેર-ચૌદ ખેલાડીઓની ટીમથી હિંદી ક્રીકેટનો ફ્લેગ જરૂર ઊડતો રાખશે એવી આપણે ખાતરી રાખી શકીએ.

# ગુજરાત



નવું પુસ્તક : ૩    અંક : ૨

ઑક્ટોબર : ૧૯૩૬



## સત્યનું સ્વરૂપ

(૩)

વસ્તુ દેખાય છે તેનાથી એનું સત્યસ્વરૂપ જુદું છે એમ બધા શોધનારને લાગે, અને તેથી જ એ શોધવાના પ્રયત્નો કરે છે. ઘણી વખત એમ પણ ખાતરી થાય છે કે દેખાય છે તે જ સત્ય સ્વરૂપ છે. તે વખતે શોધ સફલ થઈ એમ લાગે છે.

પણ પાંચ વર્ષ પર વસ્તુનું જે સત્ય સ્વરૂપ મને લાગતું હતું તે આજે નથી લાગતું. ક્રોધાવેશમાં જે કંઈ દેખાય છે, તે શાંત થતાં નથી દેખાતું. કલ્પનાનો વિલાસ અનુભવતાં જે સ્વરૂપ સત્ય દેખાય છે, તે વાસ્તવિક દુનિયાના પરિચયમાં નથી જણાતું. આમ સત્યનું સ્વરૂપ જોનારની મનોદશા ફરે તેમ ફરતું જાય છે. મનોદશા તેની તે રહે તો પણ જે સંબંધમાં વસ્તુ દેખાય છે તે પ્રમાણે તેના સ્વરૂપમાં ફેરફાર થાય છે. કોઈમાં એક મિત્ર લાગે તે રાજકીય બાબતમાં દુશ્મન લાગે. કલ્પનામાં જે સરસ દેખાય તે લેખમાં કે ધંધામાં ન પણ લાગે.

એટલે, વસ્તુનું જે સ્વરૂપ હું જોઉં છું તેનો આધાર મારી મનોદશા પર, ને જોએલી વસ્તુ કયા સંબંધમાં હું જોઉં છું તેના પર રહે છે. આમ સ્વરૂપ relative—પરાવલંબી—લાગે છે.

ક્રોધમાં જોએલી વસ્તુ આપણે શાંત થયા પછી આપણે ફરીથી જોઈએ છીએ. અજ્ઞાનમાં જોએલી વસ્તુ, જ્ઞાન મેળવી આપણે ફરી તપાસીએ છીએ. સ્વાર્થદૃષ્ટિએ જોએલી વસ્તુઓ વારંવાર નિઃસ્વાર્થપણે વિચારીએ છીએ. આથી જ તે ઝીણી જોવાની મહેનતમાં સત્ય ભાસે છે, કારણ કે સત્યનું સ્વરૂપ એમાંથી ઘણાં અવલંબનોમાંથી છૂટું પાડ્યું છે.

બીજી વસ્તુઓ પર અવલંબિત વસ્તુનું સ્વરૂપ ધીમેધીમે નીરાળું બનાવી જોવું એનું જ નામ સત્ય શોધવું. મનોદશા અને પરિસ્થિતિ બિના રંગ દૂર કરી જોવાનો પ્રયત્ન કરવો તેનું નામ સત્ય શોધવું.

કનૈયાલાલ મુનશી

## નિઃશ્વાસ

મારે રેતીના રણુ રગદોળવાજી રે
　　રોળીરોળીને ઉર નિત્ય બાળવાજી હો,
મારે સાગરને પાળ પગ બોળવાજી રે
　　બોળી બોળીને દિનરાત ગાળવાજી હો,

મારે વાયુની લ્હેર ઢંઢોળવીજી રે
　　એથી હૈયાની આગ સંકોરવીજી હો,
મારે વાદળોની વ્યોમહાર ખોળવીજી રે
　　ખોળીખોળીને દુઃખરેખ દોરવીજી હો.

મારે છાયા પડછાયા નિહાળવાજી રે
　　ન્યાળી હૈયે નિસાસા ઘોળવાજી રે
મારે એકલડા પંથ હવે ભાળવાજી રે
　　ભાળીભાળીને ભૂતકાળ ભૂલવાજી હો.

ચન્દ્રવદન મહેતા

---

## કૃપણુ

: હરિણી :

કરુણુ ધન જે લક્ષ્મી આપે અનર્ગળ વારિની,
ગિરિ કૃપણુ સૌ એને લોભે શિલાખંડકોતણી
વજ્રસરખી સંદૂકોમાં સુરક્ષિત રાખવા
પ્રયત્ન કરતા : રે ! તો યે ના કદી પણુ ફાવતા.
ગહન પથ કૈં શોધી કાઢી વહી જળને અરે
ગમન કરી લક્ષ્મી ત્યાંથી : પહાડ બળ્યા કરે !

પૂજાલાલ

# જય સોમનાથ!

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ની
પુરઃસંધાનરૂપ ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

[ ગત અંકનાં પૃષ્ઠ ૫૪૮થી ચાલુ ]

[ પ્રબોધિની એકાદશીને દિવસે સોમનાથના શિવાલયમાં અધિષ્ઠાત્રી ગંગાના હાથ નીચે ઝાંઝરો ચારસો નર્તકીનાં નૃત્ય. ગંગાની પુત્રી ચૌલાનો નૃત્યનો પ્રથમ દિન હોવાથી તે નૃત્યમાં તદાકાર થઈ જાય છે. સોમનાથ સિવાય બધા માટે બેપરવાહ છે. ગુર્જરનરેશ ભીમદેવના આગમનની ખબર.

આરતિને વખતે ગંગસર્વજ્ઞ ભીમદેવની સાથે મંદિરમાં પ્રવેશ કરે છે. ગંગાના કીર્તન પછી ચૌલાનું નૃત્ય શરૂ થાય છે. તે પોતાનો આત્મા નૃત્યમાં રેડે છે અને ધરણી પર ઢળે છે, તેવામાં દામોદર મહેતાના આવવાના ખબર મળે છે. તે ગર્જનાધિપના આક્રમણની ખબર આપે છે. ભીમદેવ રણની તૈયારી કરવા જાય છે. ચૌલાની પાછળ એક કપાલી પડે છે. ભીમદેવ તેને બચાવે છે. બનેનું મીલન. ભીમદેવનું હૃદય ચૌલા તરફ દોડે છે અને પગ પાટણ તરફ જાય છે. પનિહારીઓ કંઠ યોગેશ્વરના મુડદાથી ચમકે છે. બધાં ગભરાય છે. શિવરાશિ ગંગ સર્વજ્ઞને કહેવડાવી તેડાવે છે. તે શાંતિ ફેલાવે છે. ચૌલા ભીમના પ્રેમનાં સ્વપ્નાં જુએ છે. કંઈક મરતુક ખબરથી ભક્તિ થાય છે. કપાલીના મુડદાથી હાહાકાર ફેલાય છે. સર્વજ્ઞ ઘોઘારાણાને સંદેશા મોકલે છે. સજ્જનની સાંઢણીઓ વિમળ રણપ્રવાસ, યવનોનો ભેટો. બીજે રસ્તેથી સામંત આવે છે. સામંતનો વિમળ સાથે ભેટો. વાક્પતિરાજ સાથે મળવું. તેની મદદ આપવાની ના. સામંત ઉશ્કેરાઈ જાય છે. પણ વિમળમંત્રી ઠારે પાડે છે. અને રાત્રે 'સાંઢણી' વિદાય થઈ મુખીની પાછળ પડે છે પણ તેને આહીરની હદ કુદાવવા દે છે. ગંભીરપણે મુખીનું મરણ. વિમળ મારવાડ તરફ. સામંત ઘોઘાગઢ તરફ. અહીંથી આગળ વાંચો ]

## પ્રકરણ સાતમું (ચાલુ)

### ૩

આ બે આવનાર શસ્ત્રસજ્જિત રજપૂત યોદ્ધાઓ હતા. એક આધેડ વયનો હતો, બીજો જુવાન હતો. મોટાએ મુખંડ અવાજે પોકાર કર્યો, "કોણ છે!" સામંતે જોયું કે નાનાએ પોતાનું તીર પણ ચઢાવી તૈયાર રાખ્યું હતું.

સામંતે સામી ગર્જના કરી 'જય સોમનાથ' અને પોતાની 'તલવાર કાઢી એક હાથમાં રાખી.

"ક્યાં જાય છે?" મોટાએ ફરીથી પુછ્યું.

"ઘોઘાગઢ," સામંતે જવાબ દીધો.

એટલામાં એમની સાંઢણીઓ પાસે પાસે આવી લાગી.

"ક્યાંથી આવ્યો?"

"ઝાલોરથી. કેમ છે શું?" આ પ્રશ્નપરંપરાથી કંટાળી સામંતે કહ્યું.

પેલા આવનારાઓએ સામંતની પાઘડીનો પેચ ઓળખ્યો. "ચોહાણ, રસ્તે મ્લેચ્છની સેના ક્યાંય ભાળી?"

સામંત ચમક્યો. "ના, ભાઈ, પણ તમે છો કોણ?"

"અમે પોટ્ટણીટલીથી આવીએ છીએ," મોટા યોદ્ધાએ કહ્યું, "તમને એની સેના મળી જ નહીં? અજબ જેવું છે. ક્યાં ગઇ?"

"હું શું જાણું? રસ્તે ઉજ્જડ ગામ ને નિર્જન વિસામાઓ મળ્યા છે."

"પણ મ્લેચ્છ ગયો ક્યાં?" મોટા યોદ્ધાએ નાનાને પુછ્યું.

"તમને મ્લેચ્છ ક્યાં મળ્યો?" સામંતે પુછ્યું.

"અમને!" મોટા યોદ્ધાએ ક્રૂરતાથી હાસ્ય કર્યું. "ક્યાં નથી મળ્યો?"

"મુલતાનથી નીકળી ચુક્યો?"

પેલા બે રસવિહોણું, કર્કશ હાસ્ય હસી રહ્યા. સામંતને તે ન સમજાયું. મોટો યોદ્ધો પાસે આવી સામંતની સામું મમતાથી જોઈ રહ્યો.

"ભાઈ," તેણે ભાવથી, દયાભીને અવાજે કહ્યું, "શું કામ ઘોઘાગઢ જાય છે?"

"શું કામ?" ગર્વથી સામંત હસ્યો; "એ તો મારું ઘર છે. હું તો ઘોઘાબાપાનો પ્રપૌત્ર છું. ત્યાં ન જાઉં તો ક્યાં જાઉં?"

પેલા બે યોદ્ધાઓએ ન સમજાય એવી નજર એક બીજા પર નાંખી, અને મોટો યોધ્ધો પોતાની સાંઢણી સામંતની સાંઢણી પાસે લઇ આવ્યો ને તેના પર હેતથી હાથ મુક્યો.

"ચોહાણ, ક્યારના ઘોઘાગઢથી નીકળ્યા છો?"

"હું? અરે, મને તો ત્રણ મહીના થવા આવશે."

"બાપુ," મોટા યોદ્ધાએ ભીની આંખે સામંત સામું જોઈ કહ્યું, "ત્રણ મહીનામાં તો ત્રણ જુગ વહી ગયા. બાપુ, તમે અમારી જોડે ચાલો."

"કેમ? શું થયું?" યોદ્ધાના અવાજમાં સામંતને અણકથ્યો ડર લાગ્યો "તમે કોણ છો?"

"બાપુ, ન જાણ્યામાં નવ ગુણ. તારો રસ્તો છોડ ને પાછો જા. અને નહીં તો ચાલ અમારી જોડે. ચોહાણ, ત્રણ મહીનામાં તો ધરતી રસાતાલ ગઇ છે."

"પણ થયું શું?"

"શું થાય? અમારું તેજ હણાયું," મોટા યોદ્ધાની આંખમાં આંસુ આવ્યાં. "ચોહાણ વીર બાલદેવ મરાયા: સાથે પચાસ હજાર અમીર લક્ષણાઓએ પ્રાણ આપ્યા. સપાદલક્ષ પડીને પાધર થયું."

"ને મ્લેચ્છ ?"

"મ્લેચ્છનો વિજય થયો, રજપૂતોમાં ભંગાણ પડ્યું. ને કુંવર સારંગદે ને રાવ લખ્ખણબાપુ ઘોરબીટલીમાં બેઠા છે."

"પણ મ્લેચ્છ ક્યાં ગયો ?"

"ઘોરબીટલી ભાંગવાની છાતી ન ચાલી તે રણમાં ભાગ્યો છે. ક્યાં ગયો તે જડતો નથી."

"અને તમે એને શોધવા નીકળ્યા છો ?" સામંતે કહ્યું.

"હા. એની સેના ગભરાઇ છે. એનો પત્તો લાગે તો રજપૂતોનો હાથ બતાવીએ."

"તો, રાજ, આ રસ્તે મ્લેચ્છ નથી. હું ઝાલોરથી સીધો ચાલ્યો આવું છું."

"હાથમાંથી છટકી ગયો લાગે છે," મોટા યોદ્ધાએ નાનાને કહ્યું ને તેણે સામંતને કહ્યું, "બાપુ. તમે ચાલો અમારી સાથે. સારંગદે બાપા તમને હેતથી વધાવશે."

"ના, મારે તો ઘોઘાબાપા પાસે જલદી જવું છે."

"બાપ, રહેવા દો. હમણાં અમારી સાથે ચાલો," નાના યોદ્ધાએ ફરી વાર સામંતને વીનવ્યો.

"તે કેમ બને ? મને તો સીધા ઘોઘાગઢ જવાની આજ્ઞા છે. હું આ ચાલ્યો, રાત પહેલાં તો હું બમ્મરીયા પહોંચી જઇશ."

"અરે ન બને, બાપ, ન બને !"

"મારે જવું જ જોઇએ."

"કોની આજ્ઞા છે ?" નાના યોદ્ધાએ પૂછ્યું.

"કોની ? રાજ, ભગવાન્ સોમનાથની."

"શી ? શી ?" મોટા યોદ્ધાએ સામંતની સાંઢણી રોકવાનો પ્રયત્ન કર્યો.

સામંતને શંકા ગઇ. આ રજપૂતો એને રોકવા શા સારૂ મથતા હતા ? કે દગાબાજી તો નહોતી ? આ મ્લેચ્છના દાસો તો નહોતા ?

"એ આજ્ઞા તો ઘોઘાબાપા માટે છે—બીજાને માટે નથી," કહી સામંતે હોકારો કરી સાંઢણી હાંકી મુકી. એના દેહમાં એકદમ ઉત્સાહ આવ્યો હતો. હવે ઘોઘાગઢ હાથવહેંતમાં હતું ને તે પાણીપાણી કરે !

મોટા યોદ્ધાની આંખોમાં આંસુ ઉભરાયા. તેણે નીસાસો નાંખી નાના યોદ્ધાની સામે જોયું. તેની આંખમાં પણ આંસુ હતા. ક્યાં સુધી મુંગે મોઢે બન્ને જણે ઉત્સાહભર જતા સામંત તરફ જોયા કર્યું.

બમ્મરીયા દેખાયું ત્યાં સુધી સામંતને રસ્તે કોઇ મળ્યું નહીં, એટલે બધી હકીકત ભેગી કરી વિચાર કરવાનો તેને પુષ્કળ વખત મળ્યો. મુલતાન તો મ્લેચ્છના હાથમાં હતું; સપાદલક્ષ પડીને પાધર થયું; યોદ્ધાઓનો શિરતાજ વીર બાપ્પદેવ મરાયો; મ્લેચ્છ ઘોરબીટલી છોડી રણને કોઇ માર્ગે આગળ ચાલ્યો; ને રસ્તે ગામોમાં નાસરડું પડ્યું.

તો ઘોઘાગઢનું શું થયું ? એ તો મુલતાનથી સપાદલક્ષ આવતાં આડે રસ્તે આવે. મ્લેચ્છે તેને પણ ભોં ભેગું કર્યું ? કે તેને મુકી તે સીધો જ સપાદલક્ષ આવ્યો ? ઘોઘાબાપાનું શું થયું ? ને એના પિતાનું શું થયું ? સામંતની છાતીમાં જાણે ઘા થતા હોય એવું દુઃખ થવા લાગ્યું. પણ તેણે દૃષ્ટિ ક્ષિતિજ પર ઠેરવી હતી, અને તેની જીભે સોમનાથનું રટણ ચાલુ રાખ્યું હતું. જીવતાજાગત મહાદેવજીની આજ્ઞા ઉથાપતાં એને ને એના કુલને શું થવાનું હતું ?

એના ઉત્સાહ મંદ થયો, નિરાશા વધવા લાગી. દૂરમાં ભમ્મરીયાનો ગઢ દેખાયો ત્યારે તેને ફરીથી કંઈક ઉત્સાહ આવ્યો; આવ્યો પણ પલવાર જ; ભમ્મરીયાના ગઢ પરથી ઉડતાં ગીધોનો સમૂહ જતો જોયો, અને મંદોત્સાહ તે ઉંડી હાય પોકારી રહ્યો.

રેતીના રણમાં—વિશાળ એકાંતમાં—છસો હાથ ઉંચા ટેકરા પર ભમ્મરીયો ગઢ ભયંકર શાંતિમાં ઉભો હતો. ગીધોનો સમૂહ જે પલવાર પર એને સચેતન બનાવી રહ્યો હતો તે ચાલી ગયો હતો. અને જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી નિશ્ચેતનતા પ્રસરી રહી હતી.

ભમ્મરીયા ઘોઘાગઢનું થાણું હતું. ત્યાં ગઢવી રહેતો, થોડાક પાળા રહેતા, થોડાક રબારીઓ રહેતા. ત્યાં ઘોઘાબાપાનો એક નાનો મહેલ હતો, અને મહાદેવજીનું એક મંદિર હતું. જતા આવતા કાફલા ત્યાં થાક ખાવા ઉભા રહેતા અને ઘોઘાબાપાના આતિથ્યનો સત્કાર પામતા. જતા આવતા વટેમાર્ગુઓ, સંઘો, અને સાંઢણીઓને પ્રિય એવું એ વિશ્રામસ્થાન હંમેશા લોકોની અવરજવરથી ભર્યું રહેતું. અત્યારે એ ખુલ્લે દરવાજે ખોખા મુખ જેવો ભયંકર લાગતો હતો. દરવાજા આગળ નહોતો કોઈ વટેમાર્ગુ ને નહોતી એક સાંઢણી. સામંતની છાતી અટકી પડી. તેણે અશ્રુઆંખે ઉંચું જોયું. ભમ્મરીઆ મહાદેવની ધજા જ્યાં સદાય ઉડતી ત્યાં અત્યારે કંઈ નહોતું. ઘોઘાબાપાના ગર્વનું એ ચિન્હ અદૃષ્ટ થયું હતું. સામંતની આંખે અંધારાં આવ્યાં; તેણે આંખો લુંછી ફરી જોયું: સૌભાગ્ય ચિન્હ વિનાની સ્ત્રી સમાન ભમ્મરીયો ધ્વજ વિના રંડાએલો ઉભો હતો. તેને ધ્રુસકું આવ્યું ને તેણે સાંઢણી દોડાવી.

ખરી વાત હતી. આખા નિશ્ચેષ્ટ ચિત્રપટ પર એની સાંઢણી જ માત્ર જીવનનું ચિન્હ હતું. દરવાજે હતો તેવો જ રહ્યો—કાલની ગુફા સરખો બીહામણો. ગઢના કાંગરા હતા તેવા જ રહ્યા—કોઈના પગરવ વિનાના. સાંઢણી ઝપાટાબંધ ગઢ ચઢી, પણ તેના શ્વાસોશ્વાસ શિવાય બીજો અવાજ નહોતો.

તે દરવાજા પાસે આવ્યો. એક દરવાજો કોઈએ તોડી નાંખ્યો હતો તે દરવાજામાંથી અંદર ગયો તો તેની કોટડીઓ સુની પડી હતી. એક ચામાચીડીયું ફડફડ કરતું આવ્યું, તેની આસપાસ ફર્યું, ને ઉડી ગયું. ભયંકર !

અને ગયો વિસામો જેવો હતો તેવો જ આ ગઢ હતો; કોઈ ભયંકર રાક્ષસને કોપે ચેતનહીણો. બધું હતું તેમનું તેમ હતું, પ્રાણીના સ્પર્શની સંજિવિની વિનાનું; સૂનું

પણ સાજ હોય તેમ, સંગીત કરનારીની આંગળી વિનાનું. સાંભળતાંને આ નિર્જનતા ભયંકર લાગી. તે સાંઢણી પરથી ઊતરી તેને દોરવા લાગ્યો.

ગર્ગરીનું ઘર ખુલ્લું પડ્યું હતું. એ બારણામાં જઈ ઊભો, ને ગભરાયો. અંધકારમાં સામે એક ભયંકર અવાજ થતો હતો. એક મોટો ઉંદર ધોળે દહાડે, નિરાંતે કંઈ કરડતો હતો. નીડર ઉંદર થોડીવાર તેની સામે જોઈ રહ્યો, ને પછી પાછો દરમાં ભરાઈ ગયો. ગૂંગળાતો તે ત્યાંથી આગળ આવ્યો; મરણને ભૂલ પાડવાના પણ તેને હોશકોશ ન રહ્યા.

ગભરાટમાં તે અવારનવાર પાછળ જોતો. જાણે વિનાશક મહાસ તેની પાછળ આવતો હોય તેમ. થોડી થોડીવારે તેના કે તેની સાંઢણીના પગરવથી તે થરથર ધ્રૂજતો, અને આગળ ચાલવાને અશક્ત, ઊભો રહી જતો. તેના હૃદયના ધબકારા, હથોડાના ઘા સમા, તેના મગજમાં ભયંકર પડઘા પાડતા.

એક વખત ઝાડના પાંદડાં હાલ્યાં ને તે થથરી ઊઠ્યો. ભ્રમમાં તેનાથી બોલી પડાઈ ગયું, "કોણ છે?" જાણે તે ફરતો ઘેરમાં દટાઈ ગયો હોય તેમ આસપાસના શૂન્ય મકાનોમાંથી પ્રતિશબ્દ આવ્યો, "કોણ છે?"

એને હૈયે ચીસ ફરી ગઈ. "ગર્ગરી—ગર્ગરી—ગર્ગરી!" પ્રતિશબ્દે 'ગર્ગરી' શબ્દના ઉચ્ચારને જાણે ભૂત ભરી દીધાં. તેને બાપ સાંભર્યો,—અહિયાં તે વાટ જોવાના હતા. અહિયાં તેની ગોદમાં લપાવાની તેણે આશા રાખી હતી. "બાપા! બાપા! બાપા!" તેણે ગળે ફાટે બૂમ મારી. ફરીથી પ્રતિશબ્દે ક્રૂર વિડંબના કરી, "બાપા,! બાપા! બાપા!" અવાજ શૂન્યતામાં લય પામ્યો, ને તે સાંઢણીની નાથ છોડી નાઠો—મંદિર તરફ. એના દાંત કકડતા હતા ને રુંવેરુંવાં કાંપતી હતી. એકલો, એકલો, એકલો—આ શમશાનમાં એ એકલો—તે દોડ્યો, જાણે પ્રેતસેના પડી હોય તેમ, શ્વાસ લેવાને પણ અશક્ત. ભમ્મરીયા મહાદેવનું મંદિર સામે હજુ હતું ને તેણે જોયું—ન જોયું. ધ્વજદંડ ભાંગેલો ઊભો હતો—કળશ કોઈએ તોડ્યો હતો—કાળા આરસના સુંદર નન્દીના બે ટુકડા પડ્યા હતા. આખી સૃષ્ટિ વિપ્લવકારી તાંડવ કરતી તેને દેખાઈ. એની આંખો ફાટી, ભયવ્યાકુળ, અમાનુષી થઈ, ગઈ. એનો શ્વાસ રુંધાવા લાગ્યો, એના લમણાં ફાટવા લાગ્યાં. તે મંદિરમાં પેઠો ને પોકારી રહ્યો, 'શંભો! શંભો! શંભો!' મંદિરના ઘુમ્મટમાંથી વિકરાળ પ્રતિશબ્દ થયો 'શંભો, શંભો, શંભો.'

તે મહાદેવજી પાસે ગયો. તેની અંધારાની આંખે કંઈ દેખાયું નહીં—ને તેણે પ્રણિપાત કર્યાં. તેના ઇષ્ટદેવ—તેના પિતા—તેના નામને તે શરણે ગયો. ફુરકો ભરતો માથું પથ્થરની જમીન પર નાંખી તે થોડી વાર પડી રહ્યો.

જરી તે ઊઠ્યો. આટલા અંધકારથી તેની આંખો ટેવાઈ ગઈ હતી એટલે તેને ચારે તરફ કંઈ સૂઝ્યું. ને જાણે જ્વાળામુખી નજરે પડ્યું હોય તેમ ભયંકર ચીસ પાડી પાછો હઠ્યો ને બે હાથ આંખે દઈ દીધા.

ત્યાં કુવરેલના ભમ્મરીયા મહાદેવનાં બાણના બે ટુકડા છૂટા છૂટા પડ્યા હતા...અને ગાંડા માણસની માફક ફાટી આંખે તેણે ચીસો પાડવા માંડી.—એક-બે-ત્રણ ને બેભાન

થતો જતો હતો. પાછા હઠી તે ભીંત પર ટેકો દેવા ગયો, ને સર્યો;–પડ્યો;–દેવાલય ચકકર ચકકર ફરતું લાગ્યું;—અને બાણુની પાછળ તેણે એક વૃદ્ધને હાથમાં દિવો લઇ ઉભેલો જોયો...ડોસાને તે ઓળખતો. કયાં ને કઇ અવસ્થામાં તેને ઓળખતો તે યાદ ન આવ્યું.

એક ચામાચીડીયું આવ્યું, તેને અથડાયું...તેણે ગગનભેદી ચીસ નાંખી. અને તેની ચારે તરફ અંધકાર ફરી વળ્યો.

૪

સામંતના મગજ આગળ એક સુંદર, નાનકડીશી સ્ત્રી રમી રહી. તે એની સામુ જોઇ હસતી હતી; એક સુકોમળ હાથ વડે તેને કપાળે ભસ્મ લગાડતી તે દેખાઈ–જાણે તે તેને કોકિલકંઠે કહેતી હોય "વીરા વહેલા વળજો." પણ એનું માથું ધબકતું હતું–પહેલાં જેવું નહીં, કંઇક ઓછું. એક હાથ તેને કંઇ પાતો હતો. તેનો જ? હા. તે શાતાદાયી હાથ વિના એની ધીકતી રગોમાં કોણ શાન્તિ રેડે. એણે હાથ પકડયો–હા, તે જ હાથ. તેણે જોરથી હાથ પકડયો. આ ભવે–ભવેભવે–એ હાથ કદી નહીં છોડે. બીજો હાથ તેને કપાળે ફર્યો, કેવી મૃદુતાથી. તેણે આંખો ઉઘાડવા પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફલ ગયો. તેને તેનું મોં ફરીવાર જોવું હતું–સુકુમાર, સુરેખ, તેજસ્વી. પણ અજબ જેવું હતું કે જ્યારે એ જોવા મથતો ત્યારે તેને બદલે એક દાઢીવાળું વૃદ્ધ મોં દેખાતું. આ તેનું મુખ નહોતું, કોઇ વૃદ્ધ ને પરિચિત પુરુષનું હતું તેણે પેલું સુકુમાર મુખ ફરી જોવા પ્રયત્ન કર્યો પણ તેની આંખ આગળ એક વૃદ્ધ ને સુકકા માણસનું મોં દેખાયા કર્યું. નાની આંખો સ્નેહભીની તેને જોઇ રહી હતી. તેમાં અણપાડેલું અશ્રુ હતું.

તેણે પ્રયત્ન કરી આંખ ઉઘાડી, ને મોઢું ઓળખ્યું. નાનપણથી એણે એને જોયું હતું, એ મુખથી એ ગાયત્રી શીખ્યો હતો, એ હાથે તેને કલમ પકડતા શીખવ્યું. કોનું? કોનું? તેને યાદ આવ્યું—એ રાજગુરૂ નન્દિદત્તનું.

"રાજગુરૂ," તે બોલ્યો ને બેઠો થવા ગયો, પણ તેની કમ્મર ધ્રૂજતી હતી એટલે એકદમ ન થઇ શકયો. નન્દિદત્તે તેને મદદ કરી ને તે ભયવ્યાકુલ ચારે તરફ જોઈ રહ્યો.

આ જ ભમ્મરીયો ગઢ જેમાં એ આવ્યો હતો–આ શિવમંદિર જ્યાં બાણના કકડા પડેલા તેણે જોયા હતા. વૃદ્ધ રાજગુરૂ તેની સામે જોયા કરતા હતા. એ શિવાય બધું તેવું જ નિશ્ચેતન હતું.

"વત્સ, ધીમો પડ. બહુ માથે પડી છે. અત્યારથી ગભરાશે તે કેમ ચાલશે?"

"રાજગુરૂ, કહો આ શું છે? આ ગઢ આમ કેમ? આ મંદિર આમ કેમ? ને દેવ કેમ તુટયા પડયા છે? ને ઘોઘા બાપા–" તેને ગળે ડુમો આવ્યો ને તે વધારે ન બોલી શકયો.

"બેટા, શાન્તિ રાખ્યા વિના છુટકો નથી. સૃષ્ટિ પર પ્રલયકાલ ફરી વળ્યો છે."

—[ ચાલુ ]

# કુકડાને

: માલભારિણી :

૧

ઉડવા નહિ ઇચ્છતા હવામાં,
  કથ છે કોણ મને તું, પંખધારી !
વસન રે મનુષ્યના લતામાં,
  ઉપજીવી તણી વૃત્તિ અંગીકારી !

૨

તનની અતિ રૂડશ સુન્દરતા
  નિરખીને રહ જાય લાગી એવા,
નહિ કોણ કહે તને અહાના,
  કરી સંપાદન તાહરી મુલેરા ?

૩

ઉદતા રવિ ભીગના પહેલાં,
  મિત્ર આહ્વાનથી અલ્પનિંદ ભાગી!
શી વિધે, જગને વિધે વગેલા,
  સ્થિતિને સૌખ્ય અરણ્યકોની જાણી?

૪

નગરે વસનારના પહોરથી,
  સહુને સૂચનાર ઓ સ્વકર્મ,
શિરપે કલગી મુકુટ ધોરથી,
  વિસર્યા છે નહિ તેં ગૃહસ્થધર્મ.

૫

ધરી ગર્જનને લચી ઘમંડે
  ભરનારા પદ યોગ્ય ગૌરવેથી,
કસ્તા નહિ દૃષ્ટિ ક્યાં ય પડે
  નિરખતા ક્ષિતિપાલ શા મોહથી !

૬

તન સોહતું તાહરું સદા ય
  સુમ જેવું, સુરસૌખ્યાલિકાના,
કરમાઈ જતા તણી કથા ય
  રહી છે જાણવી જેહને જરી ના.

૭

કર્ણેન્દ્રિયને મિશ્રગાયનાદે
  સમજાતું નહિ તો ય સૌખ્ય લાગે
નિગડી શું રહ્યો નિગૂઢ નાદે
  અમને એવું સદા ય એક રાગે !

૮

સુણી વેદવિદોની આર્યવાણી
  ઉર જેવું થતું પ્રાકૃત પ્રજાને,
થતું તેવું સુણી છતાં અજાણી
  અમને, કાંખતી તાહરી ગિરા !

ધનીશ

# સૌદામિની

પ્રહ્લાદ પાઠક

[ અનુસંધાન ગતાંકના પૃષ્ઠ ૧૮ થી ]

## ચતુર્થ અંક

**સ્થળ :** કૉલેજનું વ્યાખ્યાનગૃહ
**સમય :** સાંજના સાડા સાત

[ કૉલેજના વાર્ષિક સ્નેહસંમેલનનો અંતિમ દિવસ હોઈ રમતગમતની ફાઈનલ્સ અને ત્યારબાદ નાટ્યપ્રયોગો, સંગીત, ગરબા વગેરે કાર્યક્રમ ગોઠવ્યો છે. જમણી બાજુએ દૂર અપ સ્ટેજ પર દેખાતા છાત્રાલય પર, સાયન્સ કૉલેજ પર અને બોટનીક બગીચાની વેલીએ વેલીએ અને વૃક્ષેવૃક્ષે ગોઠવેલ વીજળીક બત્તીઓનો પ્રકાશ રેલાઈ રહ્યો છે.

રમતગમતો પૂરી થયેલ હોઈ વિદ્યાર્થિઓ મેમાનો અને પ્રોફેસરોનાં ઝુમખાં ઝુમખાના મેદાન પરથી વ્યાખ્યાનખંડ તરફ આવતાં નજરે પડે છે. લગભગ પાંચસોથી સાતસો સુધી અને આવા પ્રસંગે હજાર સુધીની સંખ્યા સમાવી શકે એવું વિશાળઉદર વ્યાખ્યાનગૃહ આસોપાલવનાં તેમ જ ફૂલ અને વીજળીક બત્તીઓનાં તોરણોથી શણગારવામાં આવ્યું છે. ખુલ્લા વિશાળ પ્રવેશદ્વારમાંથી સામેની બાજુએ આવેલ રંગમાં ફેરવી નાખેલ વ્યાખ્યાન પીઠ દેખાય છે. પીઠની સહુથી આગળ વીજળીક ધુપછાંવ પ્રકાશમાં ઝોલાં ખાતો સુંદર મુખમલનો ઝાંખો મોરુન (કાથીઆ) રંગનો પરદો દેખાય છે.

વ્યાખ્યાનખંડના પ્રવેશદ્વારની બન્ને બાજુએ બે, વળાંકોમાં ઉપર જતી મજબુત ચકચકિત કઠેરાવાળી સીડીઓ છે જ્યાંથી પ્રવેશદ્વારની ઉપર આવેલી ગેલેરી પર જવાય છે. પોતપોતાના પ્રવેશપત્રની-કક્ષા પ્રમાણે પ્રેક્ષકો નિર્ણિત માર્ગે પ્રવેશે છે. મોટરોનાં હોર્નો, રહેવાણીઓની ગઝલ કવાલીઓ, કદીક કોઈ રાગદારી વિદ્યાર્થિની મીઠી તાન અને બાંકડા પર નિશ્ચિંત થઈ બેઠેલા વિદ્યાર્થિઓનો અધીરાઈનું પ્રદર્શન કરવા તાલબદ્ધતાથી પડતા અને ઘસાતા બુટના અવાજની કર્કશતા, અંદરથી આવતા વૃંદસંગીતના ગમકની માર્દવતા ઓછી કરવા સફળ પ્રયત્ન કરી રહ્યાં છે.

લગભગ બધા દાખલ થઈ ગયા હોય છે અને ઘંટડીના અવાજ સાથે અંદર શાંતિ પ્રસરે છે. રંગ પરનો પરદો બીજી ઘંટડીના અવાજ સાથે બે બાજુએ ખસી જઈ રંગ પર બેઠેલા સંગીતવૃંદને પ્રેક્ષકો સમક્ષ રજુ કરે છે. ખુલ્લા પ્રવેશદ્વારની વિશાળતામાંથી આખું રંગ દેખાય છે. સૌદામિનીના હાથમાં મેન્ડોલીન છે જ્યારે અન્ય વિદ્યાર્થિનીઓના હાથમાં સતાર, દિલરુબા, વીણા, બીન, વાયોલીન, ફ્લુટ વગેરે અન્ય વાજીંત્રો છે. વૃંદસંગીતના મુખ્ય નિયામક પાસે હારમોનીયમ છે અને જમણી બાજુએ બેઠેલ કૉલેજનો એક યુવક તબલાં પર આંગળીઓ ફેરવી રહ્યો છે. કોઈની ગત શરૂ થાય છે અને પ્રેક્ષકોમાં શાન્તિ પ્રસરે છે. લગભગ દસ મીનીટ ગત ચાલે છે અને તાળીઓના ગડગડાટ વચ્ચે બન્ને બાજુથી ઉતરી આવતી જવનિકાના બે ખંડો ભેગા થાય છે. ફરી તાળીઓ પડે છે અને ફરી પરદો ઉપડે છે અને વિદ્યાર્થિનીવૃંદ પોતપોતાના વાજીંત્રો સાથે વંદન કરતું નજરે પડે છે અને પરદો પડે છે. સાથે જ

ફૂલોના મીઠા સ્વર રેલાવતું વૃંદસંગીત શરૂ થાય છે. દરેક મીનાર બાદ પરદો ઉપડે છે અને રાસ માટે ગોઠવાયેલ વિદ્યાર્થિનીવૃંદ નજરે પડે છે. સૌદામિની રાસ ગવરાવે છે અને અન્ય વિદ્યાર્થિનીઓ ઝીલે છે ]

(રાસ)

હાં...રે સોહે શરદ કેરી પૂર્ણિમા...રે,
હાંરે ખીલી શી યામિની સનાથ
હો સખી! વ્યોમે ખીલી મૃદુ ચન્દ્રિકા...રે,
હાંરે નીરે શાં રૌપ્યશું સુહાય
હો સખી! સોહે શરદ કેરી પૂર્ણિમારે...રે.
હાંરે સોહે શું વ્યોમ કેવા તેજથી...રે,
હાંરે ટમકે શાં તારલા—અનૂપ
હો સખી! વ્યોમે વિલસે આછી વાદળીરે,
હાંરે ચળકે ગગન કેરો પ્રાણ
હો સખી! સોહે શરદ કેરી પૂર્ણિમા...રે.
હાંરે ઇન્દુ સુધારસ રેલતો ..રે,
હાંરે ભીંજે વસુન્ધરા અનન્ત
હો સખી! હૈયાં ભીંજે મૃદુ સ્નેહથી...રે,
હાંરે પમરે શો પ્રેમનો પરાગ
હો સખી! સોહે શરદ કેરી પૂર્ણિમા . રે.
હાં...રે રાચે રમતી રૂડી ચન્દ્રિકા.. રે,
હાંરે ગાજે શાં વિમલે આકાશ
હો સખી! ગાજે પ્રકાંડ પ્રેમ બોલથી રે,
હાં ..રે ગુંજે શા હૈયે એ બોલ
હો સખી! સોહે શરદ કેરી પૂર્ણિમા ..રે.

[ રાસની છેલ્લી પંક્તિઓ ગવાતી હોય છે ને પ્રકાશ ખુરશીમાંથી ઉઠ્યો બહુ રંગ નાટકના દ્વાર આગળથી નીકળી વ્યાખ્યાનખંડની બહારની જમણી બાજુએથી પ્રવેશદ્વાર આગળ આવે છે. તે આમતેમ લટાર મારે છે અને કંઈક બબડે છે. રાસ પૂરો થાય છે અને સૌદામિની વિંગમાંથી હોલના પાછલા બારણેથી નીકળી જમણી બાજુએથી પ્રવેશદ્વાર આગળ આવે છે.]

સૌદામિની: કેમ રાસ ન ગમ્યો?

પ્રકાશ : Good Evening!

સૌદામિની: Good Evening! પણ રાસ ન ગમ્યો?

[પ્રકાશ મૂંગો બની રહે છે.]

સૌદામિની: નથી બોલતું ? [પ્રકાશ કાંઇ બોલતો નથી અને નીચું જોઇ ઉભો રહે છે.]
રીસામણાં શરૂ થયાં !
[પ્રકાશની છેક નજીક જઇ તેના ખભા પકડી ખૂબ હલાવી નાખી] પાછાં છોકરીવેડા કરવા માંડયા !
પ્રકાશ : જેમ કહો તેમ !
સૌદામિની: એટલે ? શા વિચારમાં પડી ગયા છો ?
પ્રકાશ : તમને નહિ સમજાય !
સૌદામિની: એમ, એટલું બધું ! [પલ વિચાર કરી] નથી સમજાતું તેમાં તો તમને પૂછવું પડે છે અને તમને ખાંડ સસ્તી જડે છે.
પ્રકાશ : મને એકલો ન રહેવા દો દામિની !
સૌદામિની: કેમ કોઇ મહાન વિશ્વયુદ્ધ જાગવાનું છે ?
પ્રકાશ : જાગ્યું છે.
સૌદામિની: અને પ્રોફેસર પ્રકાશને લે. કર્નલ તરીકે જવાનું હશે ! કઇ લાઇન્સ મળી છે ? cavaliers કે lancers ?
પ્રકાશ : એથી જરા આગળ !
સૌદામિની: કર્નલ સાહેબ ?
પ્રકાશ : તમે ધીરાં છો, હજુ આગળ !
સૌદામિની: તમારા જેટલી તો નહિ જ !
પ્રકાશ : તમે મને ક્યારે સમજશો ?
સૌદામિની : [ આવીને ] તમે મને ક્યારે સમજશો ?
પ્રકાશ : તમે કોલેજમાં દાખલ થયાં ત્યારથી સમજ્યો છું.
સૌદામિની : જરા મોડા સમજ્યાં એમ નથી લાગતું ?
પ્રકાશ : તેથી શું ?
સૌદામિની : ખાસડાં ન ખાવાં પડત !
પ્રકાશ : ભૂલ્યા ત્યાંથી ફરી ગણાશે.
સૌદામિની : અને મોડું થયું હશે તો ?
પ્રકાશ : It is never too late to mend !
સૌદામિની : એમ ? ગાડી ચીલે ચઢી ખરી !
પ્રકાશ : અનુભવથી જ માણસ ઘડાય છે.
સૌદામિની : અરે વાહ અનુભવવૃદ્ધ ! શાકુન્તલ ભણ્યા પણ શકુન્તલાને ન સમજ્યા !
પ્રકાશ : જરાક જ ફેરવવાનું ! મૃચ્છકટીક ભણ્યો પણ વસન્તસેનાને ન સમજ્યો.
સૌદામિની : એટલે ?
પ્રકાશ : ન સમજાયું હોય તો ઉંડા ઉતરવાની જરૂર નથી.
સૌદામિની : તો પ્રોફેસર શું કરવા થયા છો ?
પ્રકાશ : કોલેજ પૈસા આપે છે એટલે !
સૌદામિની : એટલે મારે કોલેજના પીરીયડ દરમીયાન પૂછવું રહ્યું એમ જ ના ?

[વ્યાખ્યાનખંડમાં કોઈ વિદ્યાર્થિનીનું કંઠસંગીત શરૂ થાય છે.]

પ્રકાશ : એ ય નહિ!

સૌદામિની : મૃચ્છકટીકની Sex psychology શીખવવા મને નથી રોકવામાં આવ્યો.

સૌદામિની : અર્થ કરાવવા! પહેલી ચોપડીના વિદ્યાર્થીઓનો માસ્તર ભણાવે છે એમ!

પ્રકાશ : એ ય નહિ.

સૌદામિની : ત્યારે!

પ્રકાશ : અર્થ ય સમજાવવા જેવા હોય ત્યાં જ; બાકી બધું જાતે જ સમજી લેવાનું.

સૌદામિની : કારણ?

પ્રકાશ : તમારાં સામાજિક બંધનો Sex બાબતની ખોટી Prudery! ખોટું વેવલાપણું!

સૌદામિની : તો પછી શાકુન્તલ કે મૃચ્છકટીક જેવાં નાટકો પાઠ્યપુસ્તક તરીકે મંજુર જ શું કામ કરવામાં આવે છે?

પ્રકાશ : સેનેટના સભ્યોમાંનો કોઈક તો રસિક હશે ને!

સૌદામિની : તો પછી અમુક ભાગ અભ્યાસમાંથી expurgate કરવો જોઈએ જેથી તમારા જેવા sentimental moralists એવું બધું વાંચન ભણાવવાના અવિવેકમાંથી ઉગરી જાય!

પ્રકાશ : તમે સેનેટમાં હોત તો કદાચ એમ બનત.

સૌદામિની : કદાચ એથી ઉલટું જ થાત!

પ્રકાશ : શું?

સૌદામિની : તમારા જેવા છોકરી-પ્રોફેસરોનાં અને વિદ્યાર્થીઓનાં અનુભવ અને તટસ્થતા કેળવવા નિષિદ્ધ ભાગ ખાસ ભણાવવો જોઈએ એવો ઠરાવ થાત!

પ્રકાશ : કારણ?

સૌદામિની : સત્ય બાબત આંખ આડા કાન કરવાની જરૂર!

પ્રકાશ : બધાં તમારા જેટલાં તૈયાર નથી હોતાં.

સૌદામિની : જેટલાં તૈયાર હોય તેમનું શું?

પ્રકાશ : જાતે ભણી લે અથવા ખાનગીમાં શીખી લે વાંધો ન હોય તો!

સૌદામિની : તેમાં તો તમને અત્યારે પૂછ્યું! અને તમે આમ ભાગો છો.
[પ્રકાશ મૂંઝાય છે. સૌ. નું મુખ હસું હસું થઈ રહે છે અને પ્રકાશની ચીડ વધી હોય તેમ તેનું મુખ મલકે છે.]

પ્રકાશ : [વિચાર કરી] ખાનગી ભણાવવું યુનિવર્સિટીના કાયદાની વિરુદ્ધ છે.

સૌદામિની : હું ક્યાં તમને પ્રોફેસર તરીકે પૂછી રહી છું! તમે વાત વાતમાં પ્રોફેસર જેવા ગંભીર બની જાઓ છો.

પ્રકાશ : કારણ કે તમે કોલેજનાં વિદ્યાર્થીની છો એ વાત પગેપગ મારા મગજમાં દીવાની જ્યોત માફક ઝગઝગતી રહે છે.

સૌદામિની : તો હું વિદ્યાર્થિની મટી જાઉં!
[ગીત બંધ થતાં રંગ ઉપર પરદો પડે છે.]

**પ્રકાશ** : તોય શું !

**સૌદામિની:** પછી તો શીખવશો જ ને ?

**પ્રકાશ** : બગીચામાં ?

[પ્રેક્ષકોમાં ઘોંઘાટ ઘણો થવાથી હવે પછીનો વાર્તાલાપ મોટેથી થાય છે.]

**સૌદામિની:** ના, મારે ઘેર ! નહિ તો તમારા સોહનભાઇને ત્યાં !

**પ્રકાશ** : હજુ એ સમય રહ્યો હોય એમ તમને લાગે છે ?

**સૌદામિની:** તે તો તમે જાણો !

**પ્રકાશ** : મેં તો જાણી લીધું છે.

**સૌદામિની:** શું ?

**પ્રકાશ** : તમે કયાં હાજર નહોતાં તે દિવસે !

**સૌદામિની:** તમે આટલા બધા sentimental હશો તેની ખબર નહિ !

**પ્રકાશ** : અને મી. સોહનલાલ પણ આટલા વિવેકી હશે તે ય તે દિવસે જ જાણ્યું !

[તે 'વિવેકી' શબ્દ ભાર દઇને બોલે છે.]

**સૌદામિની:** અને તમે ય છોકરી જેવા હશો તે ય તે દિવસે જ જાણ્યું !

**પ્રકાશ** : સોહનલાલની મર્દાઇ મારામાં ન પણ હોય !

**સૌદામિની:** નથી જ !

**પ્રકાશ** : તેમાં જ તમે મરદને મૂકી છોકરીના પ્યારમાં પડયાં છો !

**સૌદામિની:** [સકટાક્ષ] a sort of Lesbian love.

**પ્રકાશ** : Lesbian love ? હા...હા...હા...હા...હા...! Lesbian love કરવો હોય તો કૉલેજમાં છોકરીઓ કયાં નથી. તેમાં ય તમારા જેવાં મર્દાનગીભર્યાં વિદુષીને ચાહનાર તો ઘણી ય ફુટી નીકળશે ! અને......સૌરભને ચાહો તો ય શું ખોટું !

**સૌદામિની:** તમે સૌરભને ન ચાહતા હોત તો કદાચ હું ચાહત !

**પ્રકાશ** : એ તો તમારી જ કલ્પના છે !

**સૌદામિની:** સ્વીકારવાની હિંમત જોઇએ છે.

**પ્રકાશ** : છોકરીમાં હિંમત કયાંથી હોય !

**સૌદામિની:** ખોટું લાગ્યું ?

**પ્રકાશ** : તમને ખરું લાગ્યું તે જ કહું છું.

**સૌદામિની:** ત્યારે તમે તે દિવસના ઘેર કેમ નથી આવતા ? બીચારા તમારી માફી માગી ગયા તો ય.........

**પ્રકાશ** : [વચમાં જ] મારી ખાતર માફી માગી ગયા હોત તો ચોક્કસ આવત !

**સૌદામિની:** ત્યારે ?

**પ્રકાશ** : તમને ખુશ કરવા ખાતર અને તમને મનાવવા ખાતર !

**સૌદામિની:** શા ઉપરથી કહો છો ?

**પ્રકાશ** : નહિ તો એ મારે ત્યાં આવત જ નહિ; અને તે ય માફી માગવા ખાતર !

# ભારેલો અગ્નિ

ભારેલા અગ્નિશી છૂપી,
યજ્ઞવહ્ની ધીકતી ચીનગારી;
ઝળકી ઝળકી માતા! હૈયે,
જ્વાલા પ્રગટાવે :
શૃંખલા કેમ ન એ તૂટે?
મા! હજી યે બંધન ના તૂટે.

રક્તવાહિની થડ થડ થડકે,
લક્ષકોટિ હૈયાં મા! ધબકે;
પ્રાણસમર્પણ કરવા માટે,
માનવ કૈં તલસે :
શૃંખલા તોય ન એ તૂટે,
મા! ત્હારાં બંધન ના તૂટે.

મા! તવ જંજિરના ઝણકારે,
ચિર વાંછિત મુક્તિના સૂરે;
રક્ષિત અગ્નિતણા ઝળકારે,
નિદ્રિત જન જાગે :
શૃંખલા તોય ન એ તૂટે,
મા! ત્હારાં બંધન ના તૂટે.

મા! તવ ચરણે સંતો ઝૂકે,
સિંહસમા શૂરપુત્રો ઝૂકે;
જ્ઞાનવીર પંડિતો ઝૂકે,
ઝૂકે સર્વ સમાજ :
શૃંખલા તોય ન એ તૂટે,
મા! ત્હારાં બંધન ના તૂટે.

મા! મુક્તિની પાવકજ્વાલા,
રત્ન અમોલું ઝડપી ત્હારાં;
કંચનવર્ણી સ્વચ્છ સ્વરૂપે,
જગને આકર્ષે :
શૃંખલા તોય ન એ તૂટે,
મા! ત્હારાં બંધન ના તૂટે.

મા! એ યજ્ઞમહીં બલિ થાવા,
જોગણીનું મા! ખપ્પર ભરવા;

જીવનધન ન્યોછાવર કરવા,
સંઘ-શક્તિ ઉલટે :
શૃંખલા તો ય ન એ તૂટે,
મા! ત્હારાં બંધન ના તૂટે.
વા—વંટોળે રખ્યા ઉડશે,
ભારેલો અગ્નિ એ ખુલશે;
માનવસાગર ઉછળી ઉછળી,
એ યજ્ઞે પડશે :
શૃંખલા તડ તડ એ તૂટશે,
મા ! ત્યારે બંધન એ તૂટશે.

જયોત્સ્ના શુક્લ

## રૂપવિમુખતા

: પૃથ્વી :

નિદાઘ-બસ !– ચૂપચાપ નહિ કોઈની દૃષ્ટિમાં:
મહા પ્રવૃત્તિલીન આ નગરમાર્ગનાં વાહનો
તણા ખડખડાટ ને નયન આંજતાં તેજથી,
અસંખ્ય જનનાં બજાર ભરતાં મહાપૂરથી,
સુદૂર : અતિ શાંત કો' ગટરમાં – પરૂમૂત્રમાં.
સુદૂર, હદ પાર, જ્યાં ફરકતો નહીં જીવ કો',
નહીં કદિ ય જ્યાં હસે શુચિ પ્રસન્નતા વિશ્વનાં,
ઢળે ન કિરણો અહીં ઢળત જેમ સંધ્યા તણાં,
લખે ન કદિ લીલુડાં મૃદુલ કુંપળો વૃક્ષનાં,
વિલાસ નહિ વાયુના જગત-હર્ષ-સંગીતના
સ્વરો લઈ પધારતા, પદરવો નહીં આણીના.
પરંતુ મળનો પ્રવાહ કંઇ રંગવેણો જરી
શરીર ફરતો, અસહ્ય બળતો, અજાણી વિધે
અનંતન વહ્યા કરે રુધિર ગભીર માથા પરે
અનાહત સુણ્યા કરે શ્રવણપ્રાણ એનો ધ્વનિ
દમેદમ રૂંધાય આ હૃદય તીવ્ર એ ગંધથી
અને અણુઅણુ પ્રચંડતમ વેદનાથી મરે !
અસહ્ય થઈ છે મને જગતની હવે ચારુતા.

સ્વપ્નસ્થ

# ગુજરાતી સાહિત્ય

[૧] (ઈ. સ. ૧૨૯૭ થી ૧૬૦૦)

ભાનુશંકર બા. વ્યાસ

આપણે પ્રસ્તુત અવલોકન ૧૨૯૭ થી શરૂ કરવાનું છે. ૧૨૯૭ ની સાલ શા માટે શરૂઆત તરીકે નક્કી કરવામાં આવી તે પ્રશ્નનું નિરાકરણ કરતા પહેલાં ૧૨૯૭ પૂર્વેની ભૂમિકા ઉપર જરા દૃષ્ટિપાત કરી લઈએ. એ ભૂમિકા ઉપર દૃષ્ટિ કરતાં સિદ્ધરાજ વગેરેનો ઉજ્જ્વલ સમય આપણી નજર આગળ આવે છે. હેમચન્દ્રે શરૂ કરેલી અને તેના પછી વિપુલ બનેલી સાહિત્યપ્રવૃત્તિ આપણા નિરીક્ષણમાં આવે છે. તે વખતનું અને તે પછીનું જૈન ધર્મનું પ્રાબલ્ય અને તેને લીધે જે ક્ષેમ જૈન સાહિત્યસર્જકોએ પ્રાપ્ત કર્યો હતો તે પણ ઇતિહાસનાં પૃષ્ઠો ઉપર સ્પષ્ટ છે.

કુમારપાળ પછી પણ વાઘેલાઓએ ગુજરાતની સમૃદ્ધિને ટકાવી રાખવા પ્રયત્ન કર્યો. સાથે સાથે વસ્તુપાળ તેજપાળ જેવા મંત્રીઓએ પણ ગુજરાતમાં સાહિત્ય અને કલાને ઉજ્જ્વલ સ્વરૂપમાં લભ્ય બની શકે તે બધું કર્યું. પણ એ સમયની સાહિત્યપ્રવૃત્તિમાં સોમેશ્વરાદિ કવિઓએ જે સર્જન કર્યું છે અને વાઙ્મયના વિશાળ પ્રદેશમાં જે કાંઈ વૃદ્ધિ કરવામાં આવી છે તે બધામાં સંસ્કૃત સાહિત્ય કરતાં કાંઈ નવા પ્રકારની વિશેષતા જોવામાં આવતી નથી. કાળીદાસ વગેરે સંસ્કૃત કવિઓના મહાકાવ્યોએ તે પ્રાચીન સાહિત્ય ઉપર કેટલી બધી અસર કરી છે તે આ સમય અને તે પછીના સમયમાં પણ સ્પષ્ટ જણાઈ આવે છે. વસ્તુતઃ આપણું આખ્યાનકાવ્ય સુભગ અને સુશ્લિષ્ટ સ્વરૂપ પામ્યું ત્યાં સુધી આપણાં દીર્ઘકાવ્યોમાં સંસ્કૃત મહાકાવ્યનું સ્વરૂપ આપણને બીજ રૂપે રહેલું માલુમ પડશે. વચ્ચે evolutionમાં રાસાઓને પણ કાવ્યસ્વરૂપ તરીકે આપણે ગણવા પડશે. એટલે રાસાના સ્વરૂપદ્વારા મહાકાવ્ય આખ્યાન સ્વરૂપમાં ગુજરાતીમાં અવતાર પામ્યું છે એમ કહી શકાય. આ પ્રમાણે કીર્તિકૌમુદી અને વસન્તવિલાસ વગેરે કાવ્યોમાં પાટણની પ્રાચીન સમૃદ્ધિના અવશેષોને જાળવી રાખવાના પ્રયત્ન છે. અને દ્રૌપદીસ્વયંવર નાટક, બાલભારત કાવ્ય, પાર્થપરાક્રમ વગેરેમાં મહાભારતના વસ્તુનું દોહન છે. પણ એકંદરે સમીક્ષા કરતાં શ્રી. મુનશીએ જે કહ્યું છે કે [૨] They had no ideas to convey,

[૧] સાહિત્ય પરિષદ તરફથી વ્યાખ્યાનમાળાની યોજના કરવામાં આવી છે. તે વ્યાખ્યાનમાળાનું આ પહેલું વ્યાખ્યાન અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. બીજાં વ્યાખ્યાનો પણ આ પછી 'ગુજરાત'માં પ્રસિદ્ધ થશે.

[૨] Gujarat and Its Literature, page 73

no social life to depict, "no deeper interpretation to offer" તે બહુશઃ ખરું લાગે છે.

જો કે આનો અર્થ એમ નહિં કે એ બધા સાહિત્યકારો પાસે સર્જન માટે કાંઇ વસ્તુ જ હતું નહિં, છતાં એમણે સર્જન ચાલુ રાખ્યું. આમ કહેવામાં તો સ્પષ્ટ વદતોવ્યાઘાત છે. પણ સાહિત્યને ઉજ્જ્વલતા અર્પનાર જે તત્ત્વ–પ્રતિભા–તેનો એ બધા સર્જનોમાં જણાઇ આવે એટલો અભાવ છે, એટલે ભાવિને માર્ગનો નિર્દેશ કરનારું થઇ પડે કે ભૂતકાળની સમૃદ્ધિને ચિરંજીવ બનાવે એવું તો કાંઇ ક્યાંથી જ મળે? છતાં એ મર્યાદાઓ વચ્ચે પણ એ સમયમાં સર્જન થયું એ ચોક્કસ.

છતાં આ પરિસ્થિતિમાંથી સામાન્ય વિકાસક્રમમાં કઇ પરિસ્થિતિ જન્મી હોત તે જાણવાને આપણે માટે અવકાશ રહ્યો નથી. કારણ કે આ વસ્તુસ્થિતિના વિકાસમાં અણધાર્યો એવો ભંગ પડ્યો કે સામાન્ય ક્રમ ટકી જ શકે નહિં. નહિંતર પ્રજાનાં જીવનમાં રહેલાં તત્ત્વો વિકાસ પામતાં જાય તેમ તેમ સાહિત્યમાં ઘણીવાર અજબ સમૃદ્ધિ પ્રવેશ પામે છે. અથવા જીવનનાં તત્ત્વો સ્થિર બની જાય તો સાહિત્યનાં જળ પણ થંભીને ગંદાં બને. પણ અહિં તો જુદું જ બન્યું.

૧૨૯૭ માં અણહિલવાડ પાટણ મુસલમાનોએ સર કર્યું, એ આ વિકાસક્રમને અટકાવનારો મહાપ્રસંગ. આ ઉપરથી પ્રસ્તુત અવલોકન ૧૨૯૭ થી કેમ શરૂ થાય છે એ પણ સ્પષ્ટ થશે. મુસલમાનોનું આક્રમણ, મુસલમાનોનો વિજય કેવા પ્રકારે પ્રસરે છે એ તો ઇતિહાસમાં અનેક સ્થળે નોંધાયેલું છે અને ગુજરાતમાં પણ તે જ પ્રમાણે બન્યું. સુબાઓ અને અમીરોના સ્વતંત્ર થવાના પ્રયાસો, લૂંટ વગેરેનો અન્ત છેક ૧૪૧૧ માં અમદાવાદ ગુજરાતનું પાટનગર બને છે ત્યારે આવે છે. પરિસ્થિતિના આ પરિવર્તનનું એક સ્પષ્ટ પરિણામ એ આવે છે કે હિન્દુ રાજાઓ તરફથી એટલે રાજ્ય તરફથી હિન્દુ સાહિત્યકારોને અને જૈન સાહિત્યકારોને પણ જે સહાયતા મળતી તેનો અન્ત આવ્યો. છતાં જૈન યતિઓએ એમની જે સંઘની અને ગચ્છની યોજનાઓ કરેલી હતી તે–એમનું તપોમય જીવન–એમને કેવળ રાજ્યાશ્રિત એટલે પરાધીન બનાવી દેતી નહિં. પછી આશ્રય ભલે રાજ્યનો કે રાજાઓનો હોય પણ સાહિત્યનું સર્જન મુકવાનું છે તો પ્રજા પાસે અને પ્રજામાં એ સાહિત્યનો સત્કાર કરવાની શક્તિ હોય તો જ સાહિત્યકારના સર્જનને વેગ મળે એ સ્પષ્ટ છે. અને સાહિત્યકારો પણ સમજે છે કે આપણે આપણું સર્જન પ્રજા પાસે રજુ કરીએ છીએ–એ સર્જનદ્વારા આપણે પ્રજાનો સંપર્ક સાધીએ છીએ–અને તો એમના માર્ગદર્શક થવા પ્રયાસ કરીએ છીએ. આ રીતે સાહિત્યકારો અને સમાજ વચ્ચે સંબન્ધ બંધાયો. અને પછી તો મુસલમાન બાદશાહો અને સુબાઓ પાસે પણ સાહિત્યકારોનાં સન્માન થવાના પ્રસંગો બન્યા છે.

આ મુસ્લીમ આક્રમણ પછીના સાહિત્યનું અવલોકન કરતાં સ્વ. ભાઇ રણજિતરામનું એક વાક્ય આપણા સ્મરણમાં આવે છે. "અલ્લાઉદ્દીન ખીલજીના સરદારોએ ગુજરાતના

હિન્દુ રાજ્યને પાયમાલ કર્યું ત્યાર પછી ચાલેલી અંધાધુંધીમાં નાસભાગ કરતા બ્રાહ્મણોએ શારદાસેવન તજી દીધું, પણ મંદિરો, પ્રતિમા આદિની અશાતના થવા છતાં જૈન સાધુઓ પોતાના અભ્યાસમાં આસક્ત રહ્યા અને શારદા દેવીને અપૂજ ન થવા દીધી." અને વસ્તુતઃ એ સમયમાં જૈન મુનિઓની સાહિત્યસેવા જ આપણું લક્ષ ખેંચે છે. તેમાં પણ મેરુતુંગ રચિત પ્રબન્ધચિન્તામણિ, સોમતિલકસૂરિકૃત કુમારપાળ પ્રબન્ધ, અજિતપ્રભસૂરિકૃત શાન્તિનાથ ચરિત, સર્વાનન્દસૂરિરચિત જગડુચરિત વગેરે ગ્રન્થો ઇતિહાસને બને તેટલા ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિથી લખાયા છે.

તે પછી પણ ચતુર્વિંશતિપ્રબન્ધ, કુમારપાળચરિત, હમ્મીર મહાકાવ્ય, નેમીનાથ ફાગ, ગાનપચ્ચીસી ચોપાઈ, મુગ્ધાવબોધ ઔક્તિક વગેરે ગ્રન્થો રચાયા છે. તેમાં પણ ૧૪. સ.ની ચૌદમી સદીના અન્તભાગમાં રચાયેલું આ મુગ્ધાવબોધ ઔક્તિક અપભ્રંશમાંથી ગુજરાતીમાં ભાષાનું જે સંક્રમણ થયું તેના અવલોકનમાં આપણને ખાસ મદદરૂપ થઈ પડે તેવું છે.

જૈન યતિઓની આ બધી પ્રવૃત્તિનું મુખ્ય લક્ષ્ય લોકોને સન્માર્ગદર્શન કરાવવું એ હતું એ આપણે અનેક કૃતિઓ ઉપરથી જોઈ શકીએ તેવું છે. અને એ ઉદ્દેશથી એમણે કરેલી સાહિત્ય પ્રવૃત્તિમાં કથાનો અંશ મુખ્યતઃ સ્વીકારવામાં આવતો. એટલે એ બધા સાહિત્યસર્જનમાં પ્રબન્ધ અને રાસ કે ગાથા એ બે સાહિત્યસ્વરૂપો આપણું ખાસ લક્ષ ખેંચે છે. અને પ્રબન્ધનું સર્જન તો આપણને પદ્મનાભ અને મુનિ લાવણ્યસમય (વિમલ પ્રબન્ધના કર્તા) સુધી મળી આવે છે. પ્રબન્ધમાં ઐતિહાસિક વસ્તુ સ્વીકારીને કાવ્ય રચના કરવામાં આવતી. પ્રબન્ધચિન્તામણિ અને ચતુર્વિંશતિપ્રબન્ધ આવાં ઐતિહાસિક કાવ્યો તરીકે આપણી પાસે મોજુદ છે. છતાં પ્રબન્ધ એ એક જાતની કાવ્યરચના હતી ઇતિહાસ નહિ. એટલે એમાં કલ્પનાને પણ અવકાશ રહેતો અને ઐતિહાસિક પ્રસંગો જોડે કાલ્પનિક પ્રસંગોની વણાટ પણ આચિત્યની પોતાની દૃષ્ટિ પ્રમાણે કર્તા ગૂંથી લેતો. વળી એ સમયની આપણી શિથિલ સંશોધનદૃષ્ટિ, ઐતિહાસિક પ્રમાણો મેળવવાની મુશ્કેલી, પોતાના આશ્રયદાતાનું દીવું ન પડવા દેવાની વિવેકવૃત્તિ વગેરે કારણોને લીધે પણ આ પ્રબન્ધોમાં અનેક અસત્ય અને અશ્રદ્ધેય વિગતો પ્રવેશ પામી ગઈ છે. આજે આપણી પાસે તામ્રપત્રો, શિલાલેખો અને અન્ય પ્રમાણો મોજુદ છે એટલે આ બાબતની સહેજ ખાતરી થાય છે. પરંતુ ચરિત્રકથન એ આ પ્રબન્ધોમાં મુખ્ય હેતુ રાખવામાં આવતો એટલે પ્રબન્ધચિન્તામણિ કે ચતુર્વિંશતિપ્રબન્ધમાં અનેક વ્યક્તિઓનાં ચરિત્ર આલેખવા કર્તાએ પ્રયાસ કર્યો છે. તે પછીના કાન્હડદે અને વિમલ પ્રબન્ધમાં કાવ્યસ્વરૂપ જરા વધારે સુબદ્ધ બનેલું આપણને જણાય છે. કારણ કે મહાપુરુષનું ચરિત્ર આલેખતાં એના જીવનના પ્રસંગો સ્વાભાવિક રીતે જ પ્રવેશ પામે અને એ બધાની ગુંથણી કરવા પ્રબન્ધકાર યથામતિ પ્રયત્ન કરે. એની જોડે ૧૪. સ.ના પંદરમા શતકના જે પાંચ કાવ્યો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રસિદ્ધ કર્યાં છે તેમાં છપાયેલું કાવ્ય રણમલ્લ છંદ પણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. એ રણમલ્લ છંદ સંશોધિત સ્વરૂપમાં છપાય તો અભ્યાસીઓને અનુકૂળ થાય

એટલે માત્ર ઉલ્લેખ કરવાની અત્રે જરૂર છે. એની ભાષા, પદલાલિત્ય, છંદો, અસ્પષ્ટતા બધાંનું કાંઇક નિરાકરણ તે વગર કેમ થઈ શકે! એક શ્લોક દૃષ્ટાંત રૂપે અહિં રજુ કરવાની જરૂર છે. ભાષા અને સાહિત્યના જિજ્ઞાસુઓએ એ કાવ્યનો અભ્યાસ કરવાની પણ ખાસ જરૂર છે.

મુહુ ઉચ્છલિ મૂછ મુહુચ્છવિ કચ્છ વિ લૂમઈ ભૂંછ સમુચ્છલિયા.
ઉલ્લાલવિ ખગ્ગ કરગ્ગિ નિરગ્ગલ ગણુઈ તિણુઈ દલ અગ્ગલઆ.
પ્રલય લસકરી લોહિ છળચ્છણ છરૂટ કરઈ છત્તીસ છલિ.
રણુમલ્લ રણુઙ્ગણિ રાઉત વિલસઈ રવિતલિ ખિત્રિય રોસખલિ.

આ પ્રબન્ધોની સાથે જે આપણું લક્ષ ખેંચે છે તે બીજું કાવ્યસ્વરૂપ રાસ કે રાસો. સંસ્કૃતમાં **रासः** અને **रासकः** બંને શબ્દોના અર્થ આ પ્રમાણે છે. **रास** એટલે વૃન્દાવનમાં થયેલું ગોપી અને કૃષ્ણનું નૃત્ય અને **रासक** એટલે એક પ્રકારનું નાટક જેનાં લક્ષણો સાહિત્ય દર્પણકાર વિશ્વનાથે [1] બતાવ્યાં છે. પરન્તુ આ બે સ્વરૂપમાંથી એક જોડે પણ આ કથાગર્ભ રાસ કે રાસાનો સબન્ધ હોય એમ માનવું આપણને ઉચિત લાગતું નથી.

શ્રી. મુનશીએ [2] Gujarat and its liteatureમાં તાલરાસ અને લકુટારાસ વિશેનો ઉલ્લેખ કરીને અન્તે કહ્યું છે કે But the word રાસ changed its meaning about the end of the eleventh Centruy: it came to be used for a long Composition giving a sustained narrative in rhymed verse, partly in old અપભ્રંશ metres like દુહા and partly in દેશી melodies. પણ આ વચનમાં ઉપલબ્ધ રાસાઓના સ્વરૂપ ઉપરથી બાંધેલા અનુમાન ઉપરાંત કાંઇ વિશેષ નથી.

માણિક્ય પ્રસ્તારિકા પ્રતિબદ્ધ રાસનો ઉલ્લેખ કરતાં શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઇએ કહ્યું છે કે "આ પરથી જણાય છે કે ગુજરાતમાં જેમ કાવ્યને રાસ કહે છે તેવી રીતે અપભ્રંશ તથા પ્રાકૃત ભાષામાં રાસો કહેતા" **સન્નેહુઇ રઇયં** એમ સદેશ રાસકમાં કવિના પોતાના વચન ઉપરથી એમણે આ અનુમાન તારવ્યું હોય એવો સંભવ છે કારણ કે અહિં **રાસય**નો પ્રયોગ એવી રીતે થયો છે કે તેનો અર્થ સામાન્ય કાવ્ય પણ થઇ શકે [3]

---

૧ સ્વ. રણછોડભાઈ ઉદયરામે ઉપરૂપકના આ પ્રકારના એમણે સંપાદન કરેલા નાટ્યપ્રકાશમાં નીચે મુજબ લક્ષણો આપ્યાં છે. "એમાં પાંચ પાત્ર યોજવાં. અને મુખ તથા નિર્વહણ સંધિ આણવા. ભાષા વિભાષા બહુ આણવી. ભારતી અને કૈશિકીવૃત્તિ આણવી. રચના એક અંકની કરવી. તેમાં સૂત્રધાર આણવો નહિં.........નાયક મૂર્ખ અને નાયિકા ખ્યાત હોય એવી રચના આણવી. વગેરે."

૨ Page 88.

૩ જૈન ગુર્જર કવિઓ ભાગ ૧ લો

પ્રાચીન કાવ્યમાળામાં શીલવતીના રાસનું સંપાદન કરતાં સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ સંક્ષેપમાં આટલું જ કહ્યું છે, "રાસાનો સામાન્ય અર્થ કહાણી થાય છે. તે ઉપરથી આવા કથાના ગ્રંથોને રાસો કહેવાનો પરિચય પડ્યો હશે." આ ઉપરાંત રા. વલ્લભદાસ ત્રિભુવનદાસ ગાંધીએ પણ આ વિષય પરત્વે થોડા વિચારો જાહેર કર્યા છે. "કવિતામાં સમાયેલા અનેક મહાપુરુષોનાં ચરિત્રોના કથારૂપ ગ્રન્થોને મુખ્યત્વે રાસ એવું નામ આપવામાં આવે છે. + + + કાવ્યનો આત્મા રસ છે, જેથી રસિક કાવ્યને રાસ એ નામ યોગ્ય રીતે અપાયેલ છે."[1] આ લેખકે ઉપલબ્ધ રાસાઓમાંથી તરી આવતાં કેટલાંક લક્ષણોનો ઉલ્લેખ પણ કર્યો છે. પરંતુ કાવ્યના સ્વરૂપ અને રાસો શબ્દના અર્થ પરત્વે એ બધું અહીં નિરુપયોગી છે.

શ્રી. આનન્દકાવ્યમહોદધિ મૌ. ૭ના સંશોધક અને સંગ્રહકર્તા શ્રી. જીવણચંદ સાકરચંદ ઝવેરીએ પણ આ પ્રશ્નનો વિચાર કર્યો છે. "રાસનો સામાન્ય અર્થ ધ્વનિ કરવો, લલકારવું, રાસક્રીડા અને કથા થાય છે. આ ઉપરથી પદ્યકાવ્યકથાઓને રાસ, રાસો, કે રાસું કહેવાનો પ્રચાર[2] પડ્યો હોય અગર લોકોમાં સંસ્કૃત જ્ઞાનની ખામી થઈ અને ગુજરાત તેમજ અન્ય પ્રદેશોમાં પ્રચલિત ભાષા તે તે પ્રદેશોમાં ઓળખાતી થઈ ત્યારે ગુજરાતી ગદ્યગ્રન્થો અને સ્તોત્રના બાળાવબોધો તથા ટબાઓની અંદર રસની ખામી રહે તેથી શ્રોતાઓને રસોત્પન્ન કરી નીતિને રસની જોડે આનન્દ આપનારા, તથા મહજ્જનોની ખ્યાતિ કાયમ રાખનારા પદ્યપ્રબંધ ગુજરાતી ગ્રન્થોને રાસ તરીકે કહ્યા હોય એમ અવબોધાય છે.

છન્દગ્રન્થોમાં રાસક છન્દ હોવાથી ને તેની બહુલતા હોવાથી તથા ભાષાઓના સમુદાય ગાયનને રાસક નામ આપવામાં આવતું હોવાથી પણ રાસા નામ આપવાનો સંભવ છે."

આ પ્રમાણે રાસ કે રાસો શબ્દનો અર્થ શોધવાના પ્રયત્ન થયા છે. ઉપલા અવતરણમાં જણાવેલા અર્થ રાસ શબ્દના હોય તો તો રાસ કે રાસા નામની સાર્થકતા વિશે ચર્ચાને પણ અવકાશ નથી, પરન્તુ રાસ એટલે કથા એવો અર્થ તો ઉપલબ્ધ નથી. એટલે જ આ બધી ચર્ચાઓમાં ગમે તેમ અર્થ બેસાડવાનો પ્રયત્ન થયો છે. रस् ધાતુનો અર્થ સંસ્કૃતમાં to sing ગાવું એવો થાય છે અને તે ઉપરથી रस्यतेऽसौ रासः એમ કરીને આખ્યાનની પેઠે ગાવાનું કાવ્ય તે રાસો—કે રાસ એમ અર્થ સંભવે અને આપણે જે મંડળાકાર (ગરબા)ને આજે રાસ કહીએ છીએ તે અર્થનો યોગ પણ રાસ શબ્દમાં સંભવે. તદુપરાન્ત કથાના વસ્તુ પરત્વે ઉપરૂપક રાસકનો સંબન્ધ પણ આ શબ્દ જોડે હોય અને રાસ અને રાસક બને શબ્દોના અંશનું ગ્રહણ કરીને આ શબ્દ ઘડાયો હોય એ વધારે સંભવિત છે. આ પ્રમાણે ચોક્કસ નિર્ણયના અભાવે આ જાતનું અનુમાન બાંધવું એ વધારે અર્થસૂચક મને તો લાગે છે.

આ રાસાઓમાં અમુક કથા મુખ્યત્વે હોય છે. પરંતુ જૈન રાસા લેખકોએ ધર્મનો

---

૧ સાતમી સાહિત્ય પરિષદનો અહેવાલ.

૨ પ્રચારો નરનતિમાં પ્રયોગ મૂળમાં જ છે.

ઉપદેશ આપવાનું સાધન પોતાના રાસાઓને બનાવ્યા છે. હિન્દુ પુરાણોમાંથી વસ્તુ લીધું હોય તે છતાં ઉપદેશ આપવા ખાતર એવા રાસાઓમાં જૈન ધર્મોનાં તત્ત્વોને વણી લેવાનો પ્રયત્ન આપણને અનેક સ્થળે મળી આવશે.

વળી આવા રાસાઓમાં આડકથાઓ ઉમેરવાનો મોહ પણ કર્તાઓ હમેશ રાખતા. કારણ કે તેમનું લક્ષ્ય એક સુશ્લિષ્ટ કાવ્ય આપવા કરતાં કથા કે કથાના અંશોનાં ઉપયોગ કરીને લોકસમૂહને સન્માર્ગે દોરવો એ મુખ્યતઃ હતું.

"કવિ કહે આડકથામાંહિં કથા, શ્રોતા રખે કહો કો વૃથા!" કારણ કે ઉત્તરાધ્યયન જૈન આગમમાં પણ આડકથા છે! આ બંને કારણોને લીધે રાસાઓની રચનામાં શિથિલતા ઘણે અંશે પ્રવેશ પામેલી આપણને જણાય છે. બાકી વર્ણન ઇત્યાદિમાં આ રાસાઓ આપણાં આખ્યાનકાવ્યો જોડે સરખાવી શકાય તેવાં છે; પાત્રો અને પ્રસંગોના આલેખનના સફળ પ્રયાસ પણ આપણને અનેક સ્થળે ઉપલબ્ધ થાય છે. માત્ર કથાનું સમગ્ર વસ્તુ જ શિથિલ સ્વરૂપમાં રહેલું હોય છે, તેની સમગ્રતા ખંડિત થયેલી જણાય છે.

આ પ્રમાણે ઇ. સ. ૧૪૧૧ થી ૧૫૭૩ સુધી ગુજરાતમાં અહમદશાહ પછી, મહમૂદ બેગડો, બહાદુરશાહ વગેરે થઈ ગયા અને ગુજરાતનું વ્યક્તિત્વ બંધાતું ગયું તે દરમ્યાન બન્યું. ૧૫૭૩ માં અકબરે ગુજરાતને પોતાના સામ્રાજ્યનો અંશ બનાવ્યું. તે સાથે જ કાવ્યના આખ્યાનસ્વરૂપની વિચારણાનો સમય આવી પહોંચે છે. હિન્દુ પુરાણોના વસ્તુનો ઉપયોગ જૈન લેખકોએ પણ કર્યો છે એટલે પ્રજાના માનસમાં એ પુરાણો તરફ આદરનું વલણ હતું એ સ્પષ્ટ થાય છે. તેમાં ભાગવત અને મહાભારત એ પુરાણોએ હિન્દના ઘણા ભાગોમાં પ્રજાજનના માનસને કેટલાક કાળ સુધી આકર્ષી રાખ્યું છે. આ પ્રકારનું સ્વરૂપ રાસાઓમાંથી જ વ્યુત્પન્ન થયું હોય એ સ્વાભાવિક છે. પણ મહાભારતમાં પણ આખ્યાન અને ઉપાખ્યાનો રૂપે કથાઓ સંકલિત છે એટલે મહાભારતની અને અન્ય પુરાણોની આ કાવ્ય સ્વરૂપ ઉપર સીધી અસર હોય એમ માનવાને પણ સબળ કારણ છે. વળી જૈન સાહિત્યકારો જેમ રાસાને વળગી રહ્યા તેમ હિંદુ સાહિત્યકારોએ આ સ્વરૂપનો વિકાસ સાધ્યો છે. આપણે ત્યાં પછી તો પ્રેમાનન્દ અને છેક દયારામ સુધી આખ્યાનોની રચના ચાલી આવેલી છે. આખ્યાનોમાં રાસાઓ કરતાં સુબદ્ધતા કથાની અવશ્ય વધારે સારી રીતે નિયોજેલી હોય છે. અને Unity સમગ્રતા પણ આપણું લક્ષ ખેંચે છે. આ સ્વરૂપનો વિચાર કરતાં ભાલણનું નામ આપણા લક્ષમાં તરત આવે છે. કાદમ્બરી, નલાખ્યાન. મૃગી-આખ્યાન. જાલંધર આખ્યાન, દુર્વાસા આખ્યાન, ધ્રુવાખ્યાન વગેરે તેના ગ્રન્થોમાં આપણાં આખ્યાનોની શરુઆત આપણે જોઈએ છીએ. વળી પૌરાણિક વસ્તુનો ઉપયોગ પણ આ બધા આખ્યાનોમાં આપણને પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે, તે સાથે જ કર્મણ મંત્રીનું સીતાહરણ, ભીમકવિની હરિલીલા અને પ્રબોધપ્રકાશ, લાવણ્યસમય ગણિનો– વિમલ-પ્રબન્ધ વગેરે ગ્રન્થો પણ આપણને મળે છે.

આ પ્રમાણે ભાલણ, ભીમ વગેરે આપણાં આખ્યાનકાવ્યોના આદિ સર્જકો છે. બેશક પ્રેમાનન્દને હાથે આખ્યાન જે સુસ્થિર સ્વરૂપ પામે છે તે પહેલાં એના પુરોગામી કવિઓ આવી જાય છે તેની ગણના કરવાની પણ જરૂર છે. ખાસ કરીને નાકર, વિશ્વનાથ જાની, ધીવર વગેરે કવિઓ ઉપરાંત સોળમી સદીના અન્ત પહેલાં થયેલા બીજા સામાન્ય કવિઓએ પણ આપણા કાવ્યપ્રવાહને ચાલુ તો રાખ્યો છે. પરંતુ નાકરમાંથી પ્રેમાનન્દે વસ્તુના ઘણા અંશો લીધા છે એ આજે બંનેના કાવ્યોના વાચન પરથી જણાઈ આવે તેવું છે. પ્રેમાનન્દ જેટલી ઉત્કૃષ્ટ કલાદષ્ટિ નાકરની નહિ એ ચોકકસ, છતાં ભાલણ અને પ્રેમાનન્દ વચ્ચેના અંકોડા તરીકે નાકરનું સ્થાન મહત્વનું છે. વિશ્વનાથ જાનીનો પ્રયાસ પણ આપણે લક્ષ બહાર ન રાખી શકીએ તેટલા મહત્વનો અવશ્ય છે પ્રેમાનન્દ જેવા કવિને માટે ભૂમિકા તૈયાર કરનાર અને આખ્યાન કાવ્યની પ્રગતિમાં સફળ પ્રયાસ કરનાર આ કવિઓની અવગણના તો ન જ થઈ શકે. પણ તેમનું સ્થાન પ્રેમાનન્દ પછી વસ્તુતઃ આવે.

આ આખ્યાન કાવ્યોમાં કથાત્મકતા રાસાઓ કરતાં વિશેષ પ્રમાણમાં છે એ ચોકકસ. વસ્તુના કથનમાં વિકાસ, રસિકતાનું દર્શન, વિવિધ રસોનો સમન્વય વગેરે બધાં આખ્યાનોમાં આપણી દષ્ટિએ પડે છે, તે ઉપરાંત વર્ણનો-પ્રકૃતિનાં અને જીવનપ્રસંગોનાં પણ આખ્યાનોમાં મળી આવે છે. ઘણુંખરું કવિ એવું વસ્તુ પસંદ કરતો કે અનેક રસનું ઉત્પાદન કરવાનો અવકાશ એને મળે. અને પ્રસંગોમાં જેટલે અંશે કવિ ન્હાની ન્હાની વિગતો જણાવવામાં સંયમ રાખે તેટલે અંશે વધારે પ્રમાણમાં સુગઢતા એ ઉતારી શકતો. આખ્યાનો આપણા પ્રાચીન સાહિત્યનું એક મહત્વનું અંગ છે એ તો સામાન્ય સત્ય જ છે.

આખ્યાન સાથે જ કલ્પિત કથાઓનો નિર્દેશ આવશ્યક છે. જૈન મુનિઓએ 'કથા'ઓ લખેલી છે. તે પ્રવાહ ચાલુ રહીને આપણે શામળ ભટની વાર્તાઓ સુધી પહોંચીએ છીએ. વસ્તુના ગ્રન્થનમાં ક્રમેક્રમે વિકાસ થઈ સ્વરૂપની સુસ્થિરતા આ સ્વરૂપમાં પણ ઓછાવત્તા પ્રમાણમાં આપણને મળેલી જણાય છે. વિદ્યાવિલાસિની, સિંહાસન બત્રીસી, વૈતાલ પચ્ચીશી, માધવ કામકુંડલાપ્રબન્ધ, મારૂઢોલા ચોપાઈ, નભાનની વિક્રમચરિત વગેરે ગ્રન્થો આ દિશાના પ્રયાસ તરીકે આપણને મળી આવે છે. આ દિશામાં જૈન અને જૈનેતર બંને સાહિત્યકારોએ પ્રયાસ કર્યો છે.

વાર્તાઓમાં વાચન કે કથનની ગણના આપણે લક્ષ બહાર રહેવી ન જોઈએ. આખ્યાનોમાં પણ એ પ્રથાને લઈને ગુણદોષ બંને ઉતરી આવ્યા છે એ વાત પણ ખરી. એટલે લખાયા પછી સમગ્ર વાર્તા કે આખ્યાનનું કલાસ્વરૂપ કેવું છે એની વિચારણા બહુધા કવિના લક્ષની બહાર રહેતી. બેશક શરૂઆતમાં સમગ્ર વસ્તુની આયોજના એને કરવી પડતી, પણ વાચન કે કથનને રસપ્રદ બનાવવા નવાં નવાં તત્ત્વો ઉમેરતાં પ્રસંગો આવે ત્યાં તેનો સમાવેશ કરવા તેને તૈયાર રહેવું પડતું. એ બધાંય તત્ત્વોનો સમાવેશ

લિખિત સ્વરૂપમાં થતો હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે છતાં વસ્તુની સમગ્રતા ખંડિત થતી હોય એવા પ્રસંગો આપણી નજરે અવશ્ય પડે છે.

આ બધા ઉપરાંત એક વિશેષ પ્રવાહનું દર્શન આ સમયમાં આવશ્યક છે તે ભક્તિનો પ્રવાહ. બુદ્ધધર્મનું જે પ્રાબલ્ય સમસ્ત હિંદમાં હતું અને તેને જતાં જતાં પણ જે સમય લાગ્યો તે હિન્દુ ધર્મનું ક્રમશઃ પુનઃ સ્થાપન બતાવે છે. અને તેમાં ભાગવતાદિ પુરાણો અને પછીથી આવતા ગીતગોવિન્દ જેવા ગ્રન્થોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. વળી રામાનન્દ અને તેના જુદી જુદી જાતિના શિષ્યો એ બધા દ્વારા, કબીર અને તુલસીદાસ તથા ચંડીદાસ જેવા સન્તોદ્વારા ભક્તિના પ્રચારને વેગ મળતો રહ્યો. સાથે સાથે નિમ્બાર્કે શરુ કરેલી રાધાકૃષ્ણની ભક્તિનો સંપ્રદાય પણ લોકવ્યાપક અને લોકપ્રિય બનતો જાય છે.

નરસિંહમાં આ ભક્તિ સ્વયંભૂ પ્રગટી કે કોઇ ઇતર ભક્ત–ચૈતન્ય જેવાની પ્રેરણાથી એ પ્રશ્નનો રહીયો સંબન્ધ નરસિંહનાં જીવન અને કવન જોડે છે એટલે એની વિશેષ ચર્ચા અહિં અસ્થાને છે. આપણી હિન્દુ પ્રજા ઉપર પુરાણોએ કેટલી અસર કરી હતી, આપણા ધાર્મિક જીવન જોડે પુરાણો કેટલાં ઓતપ્રોત થઇ ગયાં હતાં એ આપણે ભૂલવાની જરૂર નથી એટલે કૃષ્ણભક્તિના આપણે ત્યાં વ્યાપેલા પ્રવાહનાં મૂળ શોધતાં ભાગવત અને ગીતગોવિન્દ જેવા ગ્રન્થોની ઉપેક્ષા ન જ થઇ શકે.

આપણે ત્યાં આ પ્રવાહને ઝીલનાર મુખ્ય બે વ્યક્તિઓ તે નરસિંહ મહેતો અને મીરાંબાઇ. આ બંનેમાં ભક્તજનની આસક્તિ આપણને પ્રત્યક્ષ થાય છે. પણ તે સાથે મુખ્ય બાબત તો એ બને છે કે ભક્તિમાં રહેલું લાગણીનું તત્ત્વ પ્રબળ હોવાથી ન્હાના સરસ ગીતો–પદો–આપણને મળે છે. પ્રાચીન કવિઓ જે ઇમારતો ચણતા તેને બદલે આ ભક્ત કવિઓ માત્ર સુંદર રેખાઓ જ આપીને આપણાં ચિત્તને આકર્ષે છે. ભક્તિની લાગણી વ્યાપક બનવાથી આવાં પદો સુશ્લિષ્ટ સ્વરૂપમાં આપણને મળે છે. અને સંસારની અસારતાનો કે એવો બીજો ઉપદેશ આપવાનો પ્રસંગ હોય ત્યારે પણ આ ભક્તજનોની આંતરિક લાગણી વ્યક્ત થયા વિના રહેતી નથી. આ બંને ભક્ત કવિઓનાં જીવન પ્રસંગો ઇત્યાદિ વિશે વિસ્તૃત વિવેચન અહિં અસ્થાને છે. એક નવા પ્રવાહને વ્યક્ત કરનાર તરીકે જ તેમનું સ્થાન અત્રે વિચારવાનું છે. વળી ભક્તિની સાથે હિન્દુ તત્ત્વજ્ઞાનના કેટલાક સામાન્ય અંશો પણ આ બંનેનાં પદોમાં વણાયેલા અનેક સ્થળે આપણી નજરે પડે છે.

આ પદોમાં નરસિંહનાં પ્રભાતિયાં, મીરાંનાં ભજનો અને ભક્તિનાં કે જ્ઞાનનાં બીજાં કાવ્યોનો સમાવેશ થાય છે. એ આપણાં પ્રાચીન ઊર્મિગીતો છે. જો કે લાંબા કાવ્યોમાં વણાયેલાં ઊર્મિગીતો પણ આપણાં આખ્યાન વગેરે કાવ્યોમાં મળી આવશે પણ ટૂંકાં સ્વતંત્ર ઊર્મિગીતો તો આ ભક્તકવિઓએ જ ગુજરાતને આપ્યાં એ વાત ચોક્કસ છે.

આ સમય દરમ્યાન જૈન સાહિત્યકારોની પ્રવૃત્તિ પણ ચાલુ જ હતી; અકબરે ગુજરાતને પોતાના સામ્રાજ્યમાં ભેળવ્યું તેથી માળવા, મારવાડ વગેરે ગુજરાતથી ભિન્ન બન્યાં અને ગુજરાત ધીમેધીમે સાહિત્યદૃષ્ટિએ સમૃદ્ધ બનતું જતું હતુ.

આ સમય દરમ્યાન આપણને રસ પડે એવી એક બીજી બાબત પણ છે. અપભ્રંશ પછી ગુજરાતીનું અવતરણ ક્યારે થયું અને વિકાસક્રમમાં ગુજરાતીનાં ક્યાં ક્યાં સ્વરૂપો થયાં, કઈ કઈ વિશિષ્ટતાઓ હતી, તેમ જ પ્રાચીન અને મધ્યકાલીન ગુજરાતીનું કેવું સ્વરૂપ હતું તે જોવાનો પણ આપણને અવકાશ મળે છે.

૧૨૯૭ અને તેની આસપાસના ગ્રન્થો જેનાં અપભ્રંશમાં વિદ્યમાન એવા સંયુક્ત વ્યંજનોનાં चिड्डु, गड्डर जेवां રૂપો આપણને મળી આવે છે. આ ઉપરાંત मणइ, करइ જેવાં રૂપોમાં अ इ અને गयउ જેવાં રૂપોમાં अ ને उ વિશ્લિષ્ટ સ્વરૂપમાં હોય એ પણ અપભ્રંશનું જ લક્ષણ છે. પણ મુગ્ધાવબોધ ઔક્તિક (ઈ. સ. ૧૩૯૪)ના સમયમાં આપણે આવીએ છીએ એટલે સંયુક્ત વ્યંજનનો લોપ અને પૂર્વ સ્વર દીર્ઘ થયેલો જણાય છે. એટલે માર્કંડેય પ્રાકૃત સર્વસ્વમાં જેને ગૌર્જર અપભ્રંશ કહે છે એ જ આપણી ગુજરાતીનું પ્રાચીન સ્વરૂપ છે અને આ સ્વરૂપ પામતાં પહેલાં વચગાળાના વર્ષોમાં જે સ્વરૂપ રહ્યું જેમાં સંયુક્ત વ્યંજનોનું અસ્તિત્વ હતું અને ન હતું એ અન્તિમ અપભ્રંશ.

વળી હેમચન્દ્રે સંબન્ધિભૂતના આદેશ તરીકે આપેલો तण શબ્દ પણ ધીમે ધીમે ષષ્ઠીના પ્રત્યયનું સ્વરૂપ ધારણ કરતો જાય છે. તેમ જ વર્તમાન કાળના કાળવાચક પ્રત્યય તરીકે 'છે' પણ આપણું ધ્યાન ખેંચે છે. વળી अइ અને अउ સંયુક્ત થઈને ए ને ओ, કર્મણિ રૂપોમાં इयइને બદલે આય વગેરે ફેરફારો આપણને ધીમે ધીમે વર્તમાન ગુજરાતી ભાષાના સ્વરૂપની સમીપ લાવી મૂકે છે. એ ઉપરાંત ગુજરાતીના વિભક્તિના પ્રત્યયોમાં પણ પરિવર્તન થતું રહ્યું છે. આ બધી વિગતો એક સ્વતંત્ર ચર્ચાનો જ વિષય છે. વળી અમુક ગ્રન્થ અમુક સાલમાં રચાયો હોય તે છતાં તેની પ્રત તે પછીની આપણને અમુક સાલની જ મળતી હોય તો તેમાં કર્તાના સમયની ભાષા કેટલે અંશે રહી છે તથા પ્રત લખનારના સમયની ભાષા કેટલે અંશે પ્રવેશ પામી છે તેનો નિર્ણય કરવો પણ ઘણી વાર મુશ્કેલ થઈ પડે છે. છતાં આ સમય દરમ્યાન પ્રાચીનમાં થઈને મધ્યકાલીન ગુજરાતીમાં આપણે આવી પહોંચીએ છીએ અને અર્વાચીન ગુજરાતીની બહુ સમીપમાં આવીએ છીએ એટલું આ સમયના અનેક ગ્રન્થોના અવલોકનથી આપણે અવશ્ય કહી શકીએ એટલે ભાષાવિકાસના યુગ તરીકે પણ આ સમયનું મહત્ત્વ ઓછું નથી.

## Books for Reference


૧ Gujarati Language and Literature Vol. II by N. B. Divatia
૨ Gujarat and its Literature by K. M. Munshi
૩ Milestones and Further Milestones in Gujarati Literature by K. M. Jhaveri
૪ પ્રાચીન ગુર્જર કાવ્ય by K. H. Dhruva
૫ શ્રી આનંદ કાવ્યમહોદધિ ૩-૬
૬ જૈન ગુર્જર કવિઓ પ્રથમ ભાગ } મોહનલાલ દલીચંદ દેસાઈ
૭ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ }
૮ કાન્હડદે પ્રબન્ધ આમુખ-પ્રસ્તાવના [illegible]

# માનવતાને પંથે

વૈકુંઠ શાહ

રાત ઠંડી હતી અને પ્રભાત થયું ત્યારે પણ હું ઠંડીથી થથરતો હતો. મેં આંખ ઉઘાડી જોયું તો મારી કાચની બારીની બહાર બરફનાં નાનાં ફોરાં લાગેલાં હતાં. ઓઢણ કાઢવાનું મને મન થતું ન હતું.

મારી વૃદ્ધ ભલી ચાકરડી મારી પાસે આવી.

"ભાઇ, નાસ્તો લાવું ને ! સાડા આઠ વાગ્યા."

મેં ચમકીને ઘડિયાળ તરફ જોયું.

"લાવ," મેં કહ્યું, "જલદી લાવ."

થોડી વારે જેન એક લાકડાની રકાબીમાં કોરી, નાસ્તો અને વર્તમાનપત્ર વગેરે લાવી ત્યારે હું પથારીમાં જ હતો.

હું ઊઠયો અને મોં ધોતો હતો ત્યારે મારો પાડોશી સહાધ્યાયી અને મિત્ર હરબર્ટ પૂરાં કપડાંમાં સજ્જ થઇ બારણામાં ઉભો હતો.

"હલો કાર્લ !" બોલતો હરબર્ટ બારણું દઇ અંદર આવ્યો, અને વજનદાર ઓવર કોટ કાઢતાં ઉમેર્યું, "તું બહાર ન નીકળ્યો એટલે હું તો સમજ્યો કે આર્કડયુક સાથે તારું પણ ખુન થયું !" તે ખડખડાટ હસી પડયો.

"શું ?" મેં વિસ્મય થઈ પૂછ્યું 'કોનું ખૂન થયું ?"

"ખબર નથી ?" હરબર્ટ જરા ગંભીર બન્યો, "સારાયવોમાં ઓસ્ટ્રીઆના ગાદી-વારસ ફ્રાન્સીસ અને તેની પત્નીનું ખૂન થયું !"

"અરર !" હું વિચારમાં પડયો. આ ખબરથી મારા અંતરમાં ભારે દુઃખ થયું, માથે ભમતા ભયની કુદરતી આગાહી થઇ.

"કેમ વિચારમાં પડયો ? કાર્લ"

"હરબર્ટ" મેં ધીમેથી કહ્યું, "યુરપનું શું થવા બેઠું છે તે સમજાતું નથી."

"એવું શા પરથી લાગ્યું ?"

" છેલ્લાં દશ વર્ષથી યુરપનાં રાજ્યો શસ્ત્રસમૃદ્ધિમાં સરસાસરસી કરે છે."

" તેથી ?"

" અને જ્યાં શસ્ત્રો વધે ત્યારે તેનો ઉપયોગ પણ થવો જ જોઈએ ને ?"

હરબર્ટને કંઈ સમજાયું નહિ.

" હરબર્ટ, ફેરી લે, ઠંડી પડે છે."

હરબર્ટે અને મેં ભેગે મોઢે જ કોફીનાં કપ ઉપાડયાં.

" કાર્લ, તું આર્ક ડ્યુકનાં ખૂન સાથે યુરપની અશાંતિને કેવી રીતે જોડી શકે છે તે મને સમજાતું નથી."

" કારણ સાવ સહેલું છે," મેં કપ ટેબલ પર મૂકતાં કહ્યું, " વિગ્રહ કરવાને યુરપ કારણ શોધી રહ્યું છે. આ ખૂનથી ઓસ્ટ્રીયા અને સર્બીઆ વચ્ચે વિગ્રહ જામવાનો."

" એ સંભવ ખરો."

" અને એ બે રાજ્યો સાથે રશીયા, તુર્કસ્તાન, ફ્રાન્સ, જર્મની વગેરેનો સંબંધ એવો ગૂંચવાડાભર્યો છે કે મોટોનહેરો લડાઈનો દાવાનળ આખા યુરોપને બાળી નાંખશે."

" પ્રભુ એ આફતમાંથી બચાવે."

હું ઊંડા વિચારમાં તલ્લીન થયો.

" કાર્લ, આજે કોઈક નવો વિચાર માંડી વાળ્યો છે ?"

" નારે......ના" મેં ખુરશી હડસેલતાં કહ્યું, " હું એ વિચાર કરતો હતો કે મનુષ્યમાં દિનપ્રતિદિને પશુતા વધતી જાય છે."

*

મારી આગાહી સત્ય નીવડી.

૨૮ મી જુલાઈએ ઓસ્ટ્રીયાએ સર્બીયા સામે લડાઈ જાહેર કરી. રશીયાનું લશ્કર જર્મન સરહદ પર ભેગું થયું હતુ એટલે જર્મનીએ ૩૧ મી જુલાઈએ રશીયા સામે જંગમાં ઝુકાવ્યું.

બીજે જ દિવસે જર્મનીએ ફ્રાન્સ સામે લડાઈ જાહેર કરી.

પ્રસંગો એટલી ગતિથી બનતા હતા કે વિચાર કરવાનું મને ન સૂઝયું.

બે દિવસ પછી હરબર્ટ અને હું સાથે બેસી કોફી પીતાપીતા વર્તમાનપત્ર ઉથલાવતા હતા. સવાર આહ્લાદજનક હતી. સૂર્યનો પ્રકાશ ઘણે દિવસે આટલો આકરો દેખાયો હતો. વાતાવરણ જોઈ આનંદ થતો હતો પણ આગ અંતરમાં અદૃષ્ટ ભાગો વાગ્યાં જ જતાં હતાં.

" હરબર્ટ, યુરપ વિનાશને માર્ગે જઈ રહ્યું છે."

" એ હાથે માગેલું નિકંદન..."

વાક્ય પૂરું થાય તે પહેલાં ટપાલી બે મોટાં પરબીડિયા નાંખી ગયો. સરકારી કાગળ જોઇ અમે વિચારમાં પડયા.

અધીરાઇથી મેં તે ફોડયું.

"દેશમાં ચાલતા અસાધારણ સંયોગોને લીધે 'કોન્સક્રીપ્શન' અથવા ફરજિયાત લડાયક કેળવણીનો કાયદો પુખ્ત વયના દરેક સશક્ત વિદ્યાર્થી ઉપર લાગુ પાડવા સરકાર તરફથી નક્કી કરવામાં આવ્યું છે. પિતૃભૂમિનાં સંરક્ષણ માટે આ મોકાના સમયે આ કાગળ મળ્યા પછી એક અઠવાડિયાના સમયમાં લશ્કરી છાવણીમાં હાજર રહેવા તમને હુકમ કરવામાં આવે છે."

આ હુકમ અણધાર્યો ન હતો પણ હરબર્ટ તો બેબાકળો બની ગયો.

"કાર્લ, આ તો ગજબ કહેવાય."

"ગજબ શો એમાં? પશુતામાં આપણો ભાગ ખરો ને!" મેં કટાક્ષથી કહ્યું.

હરબર્ટ અને હું બેઉ તે જ દિવસે અમારા કુટુંબની વિદાય લેવા ઉપડી ગયા.

હું ઘેર પહોંચ્યો ત્યારે મારી વૃદ્ધ માતા અને વિધવા બહેન બારણામાં ઊભાં હતાં.

"કાર્લ" મારી માતાએ હાથ લાંબા કર્યા.

"માતા!" મારી વૃદ્ધ માતાના ખભા પર માથું મૂકતાં મેં કહ્યું.

મારી અને માતાની આંખ ભીની થઇ.

"બેટા, પૂર્વજોનું પુણ્ય ઓછું થયું."

"મા, દિલગીર ના થા: ક્રાઇસ્ટને યાદ કર."

"મારા કાર્લથી ગોળી કેમ ઝીલાશે?" માતાને એક ઊંડુ ડુસકું આવ્યું. મારું હૃદય પણ રડવાની અણી પર હતું પણ મેં હિંમત રાખી.

"માતા, સૌ સારું થશે." ખભે હાથ મૂકી હું માતાને અંદર દોરવી ગયો.

એક અઠવાડિયું મેં મારા સ્નેહીજનો સાથે ગાળ્યું. મારી માતા અને વિધવા બહેન એટલાં એટલાં કોમળ હૃદયનાં હતાં કે મારી સાથે આંસુ સિવાય તે લોકોએ વાત કરી નથી.

આખરે મુદત પૂરી થઇ અને હું બર્લીન જવા નીકળ્યો.

હૃદયને ખૂબ કઠણ કરી મેં કૃત્રિમ હાસ્ય ચાલુ રાખ્યું.

"મા, લડાઇ એક વર્ષમાં ખલાસ થશે અને હું ક્ષેમકુશળ પાછો આવીશ. રડે છે શું?" મેં માતાના કરચલીવાળા ગાલ પર એક ધીમી ટપલી મારી, પણ મારા હાથ ધ્રુજતા હતા.

"કાગળ..." મને છાતી સાથે ચાંપતાં માતાએ કહ્યું.

મારી હિંમત છેલ્લી ઘડીએ ખૂટી ગઇ. મેં વગર બોલ્યે તેમની વિદાય લીધી.

હું બર્લીન પહોંચ્યો ત્યારે હરબર્ટ તરત જ આવેલો હતો.

મારી જુની અને વિશ્વાસુ જેનને કોફી બનાવવા કહ્યું.

"ભાઇ, તમારે જવું જ પડશે?" તેણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

"હાસ્તો."

"ન જવું હોય તો પણ?"

"એ તો કાયદો છે."

"પણ આપણે કોઇ સાથે શા માટે લડાઇ કરવી જોઇએ? દેશનું રક્ષણ કરી બેસી રહીએ તો ન ચાલે? જેનના ચમત્કૃ મનમાં વિચાર સ્ફુર્યો.

"જેન, ભલી જેન, રાજકારણ તું ધારે છે એટલું સહેલું નથી.

જેનની આંખ ભીની થઇ. આંખ લુછતી તે ચાલી ગઇ.

"હરબર્ટ, જર્મનીના પ્રચંડ અને બુદ્ધિશાળી પુરુષો કરતાં અભણ જેન વધારે સંસ્કારી છે"

અમે એ કોફી પી તૈયાર થયા.

નોંધાવવાના મથક પર જતાં એક કલાકની વાર હતી.

કાર્લ આ જીવન, આ ઓરડી અને આ શહેરને હવે નમસ્કાર કરવા પડવાના."

"હા, વિના મરજીએ ખુની થવાના!"

"કાર્લ, મારી માતાને તો મૂર્છા આવી અને મારી હૃદયેશ્વરીનું તો લોહી ઊડી ગયું."

"હરબર્ટ, એ વિચાર કર્યે શો ફાયદો?"

હરબર્ટે મૌન સેવ્યું.ફક્ત જરૂરપૂરતી ચીજો સાથે લઇ અમે મથક તરફ ગયા.

*

મથક પર પહોંચ્યા ત્યારે યુવાનોનુ ટોળુ ભેગુ થયું હતુ. કેટલાક આનંદથી હસતા હતા અને કલ્લોલ કરતા હતા. કેટલાક ગમગીનીમાં ડુબી ગયા હતા અને ભાગ્યે જ એક અક્ષર બોલતા હતા.

હરબર્ટ અને હું બીજી કક્ષામાં હતા. ટોળું જોઇ અમે ઘેરે દૂર ઉભા હતા ત્યારે મારી પીઠે કોઇ પોલાદી હાથ પડયો.

"આમ ઉદાસ કેમ, મરતાં બીક લાગે છે!"

એ સંબોધનાર એક પ્રચંડ શરીરનો, રુવાબી અને આનંદી સ્વભાવનો યુવાન હતો.

"મરતાં નહિ પણ મારતાં બીક લાગે છે."

રેંકો પેટ પકડી હસ્યો અને આગળ ગયો. હું જોઈ શકયો કે તે એવી રીતે ઘણા યે યુવાનોને કહેતો હતો.

એક અસભ્ય સૈનિકે આવી અમને એક હારમાં ગોઠવ્યા એક પછી એક યુવાન દરવાજામાં દાખલ થયો. છેવટે અમારી આગળ ચાર યુવાનો જ રહી ગયા. મારૂં હૃદય ધડકતું હતુ. હરબર્ટ મારી પાછળ હતો તે તો બોલતો જ ન હતો. એક યુવાન મારી આગળથી ઓછો થતો અને મારૂં હૈયું વધારે ને વધારે ધડકતું હતું.

છેવટે હું અંદર ગયો.

નામ નોંધનાર અફસર મજબૂત બાંધાનો અને સહેજ કાળી ચામડીનો હતો. તેનુ નાક લાંબુ હતું જેના થોડા ભાગને તેની મોટી મૂછ ઢાંકી દેતી હતી. થોડી થોડી વારે તેને મોં મચકોડવાની ટેવ હતી.

તેણે મારું નામ, વય, ઠેકાણું, કેળવણી વગેરે પૂછ્યું. ડૉક્ટરી તપાસ માટે મને જોડેના ઓરડામાં મોકલ્યો. નજીવી ડૉક્ટરી તપાસ થઇ અને પછી મને સૈનિક બનવા માટે લાયક ઠરાવવામાં આવ્યો. એક ઊંચા સોટા જેવા સૈનિકે મને સ્ટોર રૂમનો રસ્તો બતાવ્યો.

સ્ટોર રૂમમાં મોટું ટોળું ઝામ્યું હતું. સૈનિકો સારાં કપડાં મેળવવાને એક અંદા સૈનિકની ખુશામત કરતા હતા. મારે ભાગે જે લશ્કરી સાજ અને વાસણ આવ્યાં તે સરખામણીમાં ઠીક હતાં એટલે મારે પેલા નીચ સૈનિકની ખુશામત કરવી ન પડી.

એક મોટા ચોગાનમાં હું મારી કામળ પાથરી પડયો. થોડી વારે હરબર્ટ અંદર આવ્યો. તેના શરીરમાં શકિત ન હતી. તેનું મુખ મ્લાન હતું.

"શું થયું ?" મેં ઉત્સુકતાથી પૂછ્યું.

"લડાઇનો અનુભવ," હરબર્ટે નીચું જોઇને જ જવાબ આપ્યો, "મારો સારો કામળો એક જાડો ખુંચવી ગયો."

"હરબર્ટ, તારી શિષ્ટતા અહીં જવા દેજે," મેં જરા હાસ્ય સાથે તેને સલાહ આપી, "અહીં તો જેવા સાથે તેવા."

"કાર્લ, તું સાચું કહે છે."

જ્યારે છેલ્લો ભાવિ સૈનિક અંદર આવ્યો ત્યારે ઘોર અંધારું પ્રવર્તી રહ્યું હતું. અમલદારો અને સૈનિકો અધીરા બન્યા હતા. જ્યારે અમને સામાન ઉંચકવા હુકમ થયો ત્યારે અમે છૂટકારાનો દમ ખેંચ્યો.

*

તે જ રાત્રે અમને કોલસાની લોરીમાં બર્લીનથી દશ માઇલ દૂર આવેલી એક લશ્કરી છાવણીમાં લઇ જવામા આવ્યા.

આખા દેશમાં જ્યાં જ્યાં શકય હતું ત્યાં ત્યાં સૈનિકોનો પડાવ નાંખવામાં આવ્યો હતો તે છતાં ય સ્થળસંકોચ તો લાગતો જ હતો. અમારા નવા જથ્થાનો સમાવેશ કરવાનું મુશ્કેલ હતું એટલે છેવટે એક જર્જરિત થયેલા કારખાનામાં અમારો પડાવ નાંખ્યો. કારખાનું એ પતરાંનો એક તબેલો જ હતો. છાપરા પરનાં થોડાંએક પતરાં ત્રણ દિવસ પર થઇ ગયલા વાવાઝોડાથી ખરી ગયાં હતાં એટલે વરસાદનું પાણી બરાબર અંદર પડતું હતું. એક ખૂણામાં કારખાનાનાં જૂનાં યંત્રોના જર્જરિત ભાગો પડેલા હતા. એક સળંગ ઓરડામાં જ અમારો સમાવેશ કરવાનો હતો. હવા અને ઉજાસની આવજા માટે બે નામ પર બે બારણાં સિવાય બીજું સાધન ન હતું.

"કાલે, આ તો દોઝખ છે."

"દોઝખ આટલું ખરાબ હશે કે નહિ તે હું જાણતો નથી."

"અહીં ક્યાં સુધી રહેવાનું હશે!" હરબર્ટ ચિંતાતુર બન્યો.

"કહે છે કે આપણે પાકા સૈનિક થઈએ ત્યાં સુધીની તાલીમ અહીં જ લેવાની છે."

"હે પ્રભુ!"

બીજે દિવસે સવારથી જ અમારી ક્વાયત શરૂ થઈ. દરરોજ અમારા અમલદારને સૈનિકો જલદી કેળવવા હુકમ મળતા હતા. મારું શરીર મૂળથી જ કસરતી હતું અને રમતગમતમાં મેં મુખ્ય ભાગ લીધો હતો એટલે ક્વાયત શીખી જતાં મને સમય ન લાગ્યો. હરબર્ટનું શરીર જરા સ્થૂળ હતું એટલે સૈનિકની ચપળતા તેને સુલભ ન હતી.

હરબર્ટ અને હું છાવણીના જીવનથી હવે ટેવાઈ જવા લાગ્યા. 'સૂપ' મેળવવાની ભાગમારી અને સારો કામળો મેળવવાની ચોરી એ નિત્યક્રમ જેવાં થઈ ગયાં. અમને એથી હવે નવાઈ લાગી નહિ. કોઈકવાર અમે પણ એ તકરારમાં ભળતા.

નવું સૈન્ય ઊભું કરવા ફીલ્ડ માર્શલ તરફથી ખૂબ તકેદારી થતી હતી એટલે અમને દરરોજ છ કલાક ક્વાયત કરવાની ફરજ પડતી.

અમારો અફસર બહુ દમામ કરતો પણ તે જે રીતે હુકમો કરતો તે પરથી મને લાગતું હતું કે તે શું બોલે છે તેની પોતાને જ સમજ પડતી નથી. તે શરીરે સહેજ જાડો અને સામાન્ય રીતે બટકો હતો. તેની એક આંખ જરા ઝીણી હતી એટલે કસાયેલા સૈનિકો તેને "ચી-ફી"ના ઉપનામથી સંબોધતા.

એક બે બીજા સૈનિકો સાથે અમારી ઠીક મિત્રાચારી થઈ. બીજે દિવસે સાંજે અમને સૌને ફરવા જવાની છૂટી મળી. બીજા મિત્રો સાથે અમે ગામમાં ફરવા નીકળ્યા. અમારા ગયા અઠવાડિયાના પગારના થોડા માર્ક અમને મળ્યા હતા. અમે તે દિવસે ખૂબ અમનચમન ઉડાવી અને કદી ન સ્પર્શેલ દારૂ પણ પીધો.

છાવણીનું જીવન હવે યંત્રવત્ બની ગયું. સનમ, સુરા અને સંગ્રામ એ જ જીવનનો આધાર હતો. શિસ્તતા સાથે નીતિ પણ લોપ થઈ.

અમે અમારી તાલીમ સમાપ્ત કરી. બંદૂક કેમ પકડવી, ગોળા કેમ ફેંકવા, શત્રુઓથી કેમ અદૃશ્ય કૂચ કરવી વગેરે વસ્તુઓ અમારા અમલદારે અમને બરાબર શીખવી.

ત્રણ દિવસ રહીને હીન્ડનબર્ગ અમારું સૈન્ય જોવા આવવાના હતા. અમારા ભલા, જાડા અને વામન અમલદારે શિસ્તપાલન માટે છેવટની શીખામણ આપી.

વૉન હીન્ડનબર્ગે અમારી ટુકડી તપાસી પ્રથમ અને પ્રભાવશાળી ચહેરે એક

સંધ્યાકાળ આનંદદાયક હતો. હું અને હરબર્ટ એક નીચી ટેકરી પર બેઠાબેઠા ધૂમ્રપાન કરી ધુમાડાના ગોટેગોટ ઉડાડતા હતા એવામાં યુદ્ધક્ષેત્રનો ઘંટ સંભળાયો. હું વોક્ષના સમાચાર મેળવવા ઉત્સુકત હતો એટલે અમે છાવણી તરફ ગયા.

વોક્ષ ન આવ્યો એટલે મને ચિંતા થઇ. એની ટુકડીનો બીજો એક સૈનિક મને કંઇ ખબર આપી ન શકયો. છેવટે અફસરની રજા લઇ હું હૅાસ્પીટલમાં ગયો.

બહારના પાટિયા પર વાંચતાં વોક્ષનો નંબર મળી આવ્યો. હું તે ઓરડામાં ધસી ગયો.

ગયો ત્યારે વોક્ષ જિંદગીનાં છેલ્લાં ડચકિયાં ખાતો હતો. તેણે મને ઇશારતથી બોલાવ્યો.

"પેલો કાગળ..." વોક્ષ ધીમેથી બબડયો અને ડોકું ઓશીકા પર નાંખી દીધું. તેનું પ્રાણપંખી ઊડી ગયું. નર્સે વોક્ષના મ્હોં પર ચાદર ઓઢાડી દીધી.

મારા અંતરને સખત આઘાત થયો. વોક્ષે ટૂંક સમયમાં મારા પર અસાધારણ આકર્ષણ કર્યું હતું. વોક્ષનું મૃત્યુ થયું છે ને તે મને ફરી નહિ મળે એમ મારા અંતરમાં લાગતું જ ન હતું. વોક્ષના મધુર અવાજના ભણકાર મને સર્વ દિશામાંથી સંભળાતા હતા.

રાત મેં ફીલસુફની માફક કાઢી. આવા હિંસક વિગ્રહની ઉપયોગિતા વિષે મારા મનમાં અવિરત વિચારો આવ્યા, આવા વિગ્રહમાં ખૂની બનીને દેશધર્મને પુષ્ટિ આપી શકાય કે તેથી અલગ રહેવાથી તે માટે મને પ્રશ્ન થયો.

મારી ચિંતાગ્રસ્ત સ્થિતિ હરબર્ટ સમજી ન શકયો.

બીજે દિવસે સવારે ઉઠીને વહેલું કામ મેં વોક્ષનો કાગળ મોકલવાનું કર્યું. થરથરતી કલમે મેં એક વાકય ઉમેરી વોક્ષના વીરત્વભર્યા અવસાનના સમાચાર જણાવ્યા.

"કાર્લ, શા વિચારમાં પડી ગયો ?" હરબર્ટે મને પૂછ્યું.

"હરબર્ટ, મને એમ લાગે છે કે આપણે અહીં આવી પાપ કરીએ છીએ."

"પાપ ?"

"જેમની સામે તું અને હું ગોળી છોડવા તૈયાર થયા છીએ તેમને તેં કદી યે જોયાં છે ?"

"ના..."

"એ બધાં આપણાં દુશ્મન છે ?"

"આપણાં નહિ પણ આપણા દેશનાં."

"ના, તેમ પણ નથી. સામે ઉભેલા સૈનિકોમાંથી ઘણાખરાને જગતના કયા ખૂણામાં જર્મની છે, અને લડાઇ શા માટે છે તેનો વિચાર સરખો યે નથી."

"કાર્લ, જ્યાં બે દેશ વચ્ચે વિગ્રહ થાય ત્યારે અંગત મંતવ્યને સ્થાન ન હોય," હરબર્ટે મને ફીલસુફી સમજાવી.

"સાચી વાત, સાચી વાત," હું ખુશીથી હસ્યો, "અંગત મંતવ્યને દબાવવું, ફરજિયાત સૈનિક બનાવવા અને તોપને ગોળે ધરવા એ જ વિગ્રહનો જાદુ...સાચી વાત."

"બધાં એમ મનધાર્યું કરે તો દેશનું સંરક્ષણ કરવાને સો સૈનિક પણ નહિ મળે."

"હરબર્ટ, આ કંઈ દેશના સંરક્ષણનો પ્રશ્ન નથી. આ તો નવા પ્રદેશ સર કરવાનો પ્રશ્ન છે."

હરબર્ટ ચૂપ રહ્યો.

"બીજા દેશ હાથ કરવાની મહત્ત્વાકાંક્ષા અયોગ્ય નથી? અને આજે આપણે શું કરી રહ્યા છીએ! જો ફક્ત સંરક્ષણનો જ સવાલ હોત તો જર્મનીને પોતાની પિતૃભૂમિ કહેવડાવતા પ્રત્યેક પુરુષને હું સૈનિક બનવાનું કહું એટલું જ નહિ પણ સ્ત્રીઓને પણ મોકલું પણ નવા પ્રદેશ સર કરવાનું પગલું અનીતિમાન છે અને અસંસ્કારી છે.

"નવા દેશો સર કર્યા વિના મહાન સામ્રાજ્યની સ્થાપના થતી નથી."

"હરબર્ટ, તું ધીમે ધીમે મુખ્ય મુદ્દા પર આવતો જાય છે." પાસે પડેલી તાપણીમાં એક લાકડાનો કકડો મેં નાંખ્યો. હરબર્ટે હલકી જાતની અને મુદ્દઆવણીમાં દુર્ગંધ સીગારેટ સળગાવી. "એક દેશે બીજા દેશના રાજતંત્ર પર સત્તા ચલાવવી એમાં નીતિ છે એમ તું માને છે?"

"ત્યારે તો અસલનાં મહાન સામ્રાજ્યોના ચક્રવર્તી મહારાજાઓ અનીતિમાન હતા, ખરું ને!"

"બેશક! હું તો એવા દૃઢ મતનો છું કે એક દેશને બીજા દેશ પર રાજ્યતંત્ર ચલાવવાનો હક નથી."

મેં હરબર્ટની સામે જોયું પણ તે નીચું જોઈ વિચાર કરતો હતો.

"જો સૌ દેશો બીજા પ્રદેશ સર કરવાની અનીતિમય મહાકાંક્ષા ન સેવે તો આવા વિગ્રહો સંભવે ખરા!"

"પણ દેશની સરહદનું સંરક્ષણ!"

"તે માટે સૈન્ય જાળવી શકાય પરન્તુ જો આપણું યુરપ હું કહું છું તે અમૂલ્ય આદર્શ સમજે તો સરક્ષણ માટે પણ સૈન્ય નિભાવવાની જરૂર નથી."

"કાશ, એ બધાં તો આકાશકુસુમ છે"

"હરબર્ટ, હું બે દિવસથી વિચાર કરું છું એ આકાશકુસુમને ગમે તેમ કરી ચૂંટવાં જ જોઈએ. હું જરા થોભ્યો." વોલ્ટનો જ દાખલો લે. એણે ફ્રાન્સ જોયું નથી. ફ્રાન્સના એકપણ સૈનિકને ઓળખતો નથી. એવા નિર્દોષ બાળકને ઠાર કરનારે પાપ કર્યું ન કહેવાય!"

"તું શું કરી શકે?" હરબર્ટે અસમર્થતા જાહેર કરી.

"બે દિવસથી એ જ પ્રશ્નનો વિચાર કરી રહ્યો છું. અત્યાર સુધી તો અંધારામાં જ ઘુમું છું પરન્તુ આત્મમંથન પછી સર્વજ્ઞ પ્રભુ જરૂર આશાનું કિરણ બતાવશે..." મેં ઉઠતાં ઉઠતાં કહ્યું, હરબર્ટ પણ ઉઠ્યો.

*

હું ભયંકર વમળમાં પડ્યો હતો. અસાધારણ વિચારમગ્ન સ્થિતિમાં મેં ત્રણ પૂરા દિવસ કાઢ્યા. કવાયતના વખત સિવાયનો બધો સમય હું મારી માનીતી અને અટૂલી ટેકરી પર વીતાવતો.

એક સમાચારે મારા વિચારોને ગતિ આપી. અમને કહેવામાં આવ્યું કે બીજે દિવસે વરદૂનના કિલ્લા પર જંગી ધસારો કરવાનો છે અને અમારી ટુકડીએ હુમલામાં ભાગ લેવાનો છે.

મારે વિચારશક્તિ તીક્ષ્ણ કર્યા વિના છૂટકો ન હતો. અનંત કોયડાના દોરને કાપવાનો જ હતો. મેં ભગીરથ પ્રયત્ન કરી વમળમાંથી બહાર નીકળવાનો પ્રયાસ કર્યો. સમય ટૂંકો હતો. યુદ્ધક્ષેત્ર પર જવાના કલાકો આંગળીને વેઢે ગણાતા હતા. પ્રાતઃકાળે છના ટકોરા થાય તે પહેલાં જો હું કંઇ નિશ્ચય પર ન આવું તો અજાણ અને નિર્દોષ ફ્રેન્ચ બંધુઓનાં ખૂન માટે મારે કૂચ કરવાની નથી.

એ રાતે મારા આત્મમંથનનું છેલ્લુ પગથિયું ચઢ્યો. અંધારી રાતે, એકલા બેઠાંબેઠાં મેં અનંત કોયડાની છેલ્લી ગાંઠ છોડવા માંડી.

રાત્રે ત્રણ વાગે અંતિમ નિશ્ચય પર આવી ગયો. ત્રણથી ચાર વાર એ નિશ્ચયને સુવર્ણ કસોટીએ ચઢાવ્યો. સુવર્ણની માફક મારો નિશ્ચય પણ કસોટીનાં સર્વ પગથિયાંમાંથી સહેલાઇથી પસાર થઇ ગયો.

મારે કબૂલ કરવું જોઇએ કે મારા નિશ્ચયથી હું હરબર્ટે જણાવેલા 'આકાશકુસુમ'ને પહોંચી ન શક્યો પરન્તુ એ માનવતાના મોંઘેરા પુષ્પની સમીપ પહોંચી તેની સૌરભ મેળવવાનો આત્મસંતોષ તો મને મળ્યો જ.

*

સવારે છ વાગે ટુકડીને બહાર નીકળવા હુકમ થઇ ગયો. સજ્જ થયા વિના હું તો મારા બિછાના પર બેસી રહ્યો. સૌ સૈનિકો હું શુક્રના ગ્રહમાંથી કૂદી પડેલું એકાદ વિચિત્ર પ્રાણી હોઉં એમ મારી સામે જોઇ રહ્યા.

"કાર્લ, આ શું કરી રહ્યો છે?"

"કર્મભૂમિમાં પ્રવેશ કરું છું"

હરબર્ટ હેબતાઇ ગયો.

"હાર્વે, ન કર, એવું ન કર મારે ખાતર, પ્રભુ ખાતર એવું ન કર."

"હરબર્ટ, તું અને હું એક કર્મચારીઓ છીએ. પરન્તુ તારી અને મારી કર્મભૂમિ જુદી છે"

એટલામાં અમારો અફસર આવ્યો. તેને જોતાં જ હરબર્ટ મારી તરફ એક દયાભરી નજર નાંખી ચાલી ગયો.

"કેમ, શો વિચાર છે?"

"મારે લડાઇમાં જવું નથી, મને કેદ કરો"

અફસર નવો હતો. મારા કહેવાનો અર્થ તે સમજી ન શક્યો. પણ બીજા એક સૈનિકનો મારા પર પહેરો મૂકી તે ઉપરી અધિકારની સલાહ લેવા ગયો. ઉપરી અધિકારી જાતે આવ્યો અને મને પરહેજ કર્યો.

*

સવારે સાત વાગે મને 'કોર્ટ માર્શલ' કરવામાં આવ્યો.

ઊંચા આસને બેસનાર અમલદાર વૃદ્ધ હતો. તેના માથા કપાળે અને ગાલે અસંખ્ય કરચલીઓ પડી હતી. તેની આંખ ભૂરી હતી અને ખાડામાં ઉતરી ગઇ હતી છતાં યે તેમાં ચમકાર હતો. સાતના ટકોરા થયા. સર્વત્ર શાંતિ પ્રસરી.

અમારી ટુકડીના અફસરે હું કેવી રીતે બેસી રહ્યો અને તૈયાર ન થયો તેની કથા કહી. વચ્ચેવચ્ચે મને કાંઇક પ્રશ્ન પૂછવામાં આવતો અને હું તે માટે શાંતિથી હકારમાં જવાબ આપી કબૂલ કરી દેતો.

છેવટે મારા પર તહોમત મૂકાયું. અફસરે ફરિયાદ કરી કે: કાયદેસર રચાયેલા લશ્કરના સૈનિક તરીકે ફરજ બજાવવા હું નિષ્ફળ નીવડ્યો છું અને અફસરના હુકમની અવગણના કરી છે અને તેથી Desertion નો ગુનોહ કર્યો છે.

"તમારે બચાવમાં કંઇ કહેવું છે?"

"મારે કંઇ બચાવ કરવો નથી," મેં શીર નમાવી નમ્રતાથી કહ્યું, "અને જો આ નિવેદન કહેવા દેશો તો આભાર."

"ઠીક."

આગલી રાત્રે બે કલાક બેસી મેં નિવેદન તૈયાર કર્યું હતું તે મેં ખીસ્સામાંથી બહાર કાઢ્યું.

"મારા ઉપર લશ્કરમાંથી નાસી જવાનો આરોપ મુકવામાં આવ્યો. શબ્દોની ગુંચવણ કર્યા વિના હું કબૂલ કરી લઉં છું કે એ કહેવાતો ગુનોહ મેં કર્યો છે. પરન્તુ કયા વિચારે આ ગુનોહ કરવા તત્પર થયો છું તે તમને સૌ મહાશયોને જણાવવા રજા લઉં છું.

લશ્કરમાં જોડાયો તે પહેલાં હું ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજકારણનો અભ્યાસક હતો. મારો એ દૃઢ મત છે કે એક દેશને બીજા દેશ પર રાજ્યસત્તા ચલાવવાનો હકક નથી. પ્રત્યેક પ્રજા જો પોતાની હદ અંદર જ સત્તા જમાવી તેને આબાદ કરવા પ્રયત્ન કરત તો વિશ્વના ઇતિહાસનું એકેએક પાનું ફેરવાઇ જાત. પરન્તુ મનુષ્ય એ મહત્ત્વાકાંક્ષી પ્રાણી છે. અને જગતના અધઃપતનનાં મૂળ આ મહત્વાકાંક્ષામાં છે. એ આકાંક્ષાને લીધે જ આપણે માનવી મટી પશુ બનીએ છીએ.

આજસુધીના જગતનાં ઇતિહાસનાં પાનાં અસંખ્ય વિગ્રહમાં શહીદ થયલાં માનવીઓનાં લોહીથી લખાયાં છે. આટલાં સેંકડો વર્ષોની પશુતા પછી હવે જગત માનવતાને પંથે જાય એ જ ઇષ્ટ છે.

હાલના વિશ્વવિગ્રહ પણ વર્ષોની મહત્ત્વાકાંક્ષાની તરસ છીપાવવા માટે ચાલી રહ્યું છે એ સ્પષ્ટ છે. વરદૂનનો કિલ્લો સર કરવાના આપણા પ્રયત્નો માટે કંઇ કારણ નથી. કંઇક કડક શબ્દોમાં કહું તો આ વ્યવસ્થિત લૂંટ છે. એ લૂંટમાં નથી માનવતા કે નથી નીતિ. નથી સંસ્કાર કે નથી શિષ્ટતા. સાંજ પડે છે અને આપણી ભૂમિના હજારો સૈનિકોને દફનાતા જોઇએ ત્યારે માનવી કહેવાતી કોઇ પણ વ્યક્તિને દયા આવે. કેટલાં યે દિવસોના અવિરત ચિંતન પછી હું એ નિશ્ચય પર આવ્યો કે આવી સ્વાર્થી લૂંટમાં ભાગ લેવો એ અનીતિ છે એટલું જ નહિ પણ માનવતા સામે એ એક ભયંકર ગુનોહ છે.

જ્યાં બે દેશના મહારથીઓ સામસામે આંખો ટગટગાવે અને યુદ્ધનાં રણશીંગાં વગાડે ત્યારે મારી તતૂડી કોઇ સાંભળે એમ ન હતું. તે છતાં યે મારે મારા અંતરની આજ્ઞાનું પાલન કરવાનું જ હતું એટલે મેં આ માર્ગ સ્વીકાર્યો.

મારા આ નિશ્ચયમાં સ્હેજ પણ કાયરતા નથી. તમારામાંથી કોઇ પણ દાવો કરી શકે એટલું માન પિતૃભૂમિ માટે જ ધરાવવાનો હું પણ દાવો કરું છું. જો ફક્ત જર્મનીના રક્ષણ માટે જ સૈનિકો જોઇએ તો હું તે માટે સૌથી પહેલો તૈયાર છું. તે માટે હું હંમેશ તૈયાર જ રહીશ. પિતૃભૂમિનું સંરક્ષણ કરવા તોપના મુખ પર બંધાઈ મરવા પણ હું તૈયાર છું. પરન્તુ નવા મુલક હસ્તગત કરવાને હું મારા રકતનું એક બિન્દુ આપવા તૈયાર નથી કે સામે ઉભેલા ફ્રેન્ચ ભાઇઓનું એક બિન્દુ રકત લેવા મારી પાસે શકિત નથી. જર્મનીના સંરક્ષણ માટે હું લડીશ, ઝૂઝીશ અને મરીશ પણ વરદૂનનો કિલ્લો સર કરવાને નહિ.

તમે મારા પર આરોપ ઘડ્યો છે તે પરિણામે મને સજા કરવા તમે સ્વતંત્ર છો. મારે માટે બે માર્ગ ખુલ્લા હતા. એક માર્ગ, વરદૂનના કિલ્લા પર હુમલો કરી પશુતાનું પ્રદર્શન કરાવવાનો, બીજો માર્ગ લડાઇમાં ન જઈ તમારી સમક્ષ હાજર થવાનો. જો કે તમારી દૃષ્ટિએ મેં આ માર્ગ સ્વીકારવામાં ભૂલ કરી છે અને ધર્મભ્રષ્ટ છતાં હું વિશ્વાસથી કહી શકું છું કે મારા માર્ગમાં નીતિ છે, શકિત અને આત્મબળ છે. જે સમયે જગત પશુતા ભૂલશે અને માનવતાના પંથે પગલાં ભરશે તે વખતે જગતની પ્રગતિના દૃષ્ટિપટ પર ઉત્કર્ષ અને ભ્રાતૃભાવનાં દર્શન થશે."*

* સૂચિત.

# ભાલણ

ગજેન્દ્રશંકર પંડ્યા

[ અનુસંધાન ગતાંકના પૃ. ૭૮ ]

ભાષાંતરકાર રત્નેશ્વર અને મૂળ સંસ્કૃતને આધારે વાર્તાઓ લખનાર શામળ ભટ વગેરેમાં ભાલણ ઉચું સ્થાન ભોગવે છે. પ્રાકૃત અને મૂળ સંસ્કૃત કથાને આધારે જેવું શામળભટે નવું સાહિત્ય ગુર્જરભાષામાં આપ્યું છે તેવું ભાલણનું નથી. પણ ભાષાંતર પ્રથા દાખલ કરી રત્નેશ્વર જેવાનું તે તરફ ધ્યાન ખેંચ્યું. ભીમ (વિષ્ણુદાસ) કંઈક આ જ પ્રથાને આધારે બોપદેવની હરિલીલા પરથી હરિલીલાની સોળ કળા ચાર પાઈમાં લખવા પ્રેરાયો. આમ થવાથી સંસ્કૃત ભાષાના ઘણા તત્સમ શબ્દો ગુજરાતીમાં અવતરવા લાગ્યા અને વાક્ય રચનાઓ પણ નવી યોજાવા માંડી અને ગુજરાત ગુજરાતી સાહિત્ય અને ભાષાની સમૃદ્ધિ માટે ભાલણનું સર્વથા ઋણી રહ્યું.

કવિ–ભક્ત

ભાલણ ભક્તકવિ નથી. નરસિંહના કાવ્યોમાં જેમ ભક્તિનું તત્ત્વ પ્રાધાન્યપદ ભોગવે છે તેવું ભાલણમાં નથી. એણે કવિબુદ્ધિ રાખી હતી અને કવિ તરીકે કાર્ય કરવાનો જ તેનો પ્રયાસ હતો. એટલે હરસવાદ, મૃગી આખ્યાન વગેરે કાવ્યો લખ્યાં અને આડકતરી રીતે ધર્મનો પ્રચાર પુરાણાદિ કથાનો સંબંધ લોકોમાં તાજો કરતો હોય તેમ વધારી દીધો. એટલે આમ કરવામાં ભાલણે એકી વખતે બે કાર્ય સાધ્યાં. "ભાલણજન", "ભાલણપ્રભુ રઘુનાથ" એવા શબ્દપ્રયોગો પરથી તે ભક્તકવિ હતો એમ માની ન શકાય. તેમ જ રામબાલચરિત્ર, કૃષ્ણલીલા વગેરેમાં આછો આછો દેખાતો ભક્તિભાવ ધ્યાનમાં રાખીને પણ નરસિંહ કે મીરાંના જેવું ભક્તિતત્ત્વનું પ્રાધાન્ય ભાલણમાં ગણીને તેને ભક્તકવિનું પદ આપી શકાય નહિ. કેમકે તેને વિભાગો કરતાં કવનાર્થે લખાયલા વિભાગોનું પૂર વિશેષ પ્રમાણમાં છે. વળી ભાષાંતર અને અનુવાદ પણ કાવ્યમાં કરેલો હોવાથી જેમાં ભક્તિપ્રધાન નથી એવાં કાવ્ય લખવા પ્રતિ ભાલણનું સહજ વલણ છે એવું સ્પષ્ટ થાય છે.

નરસિંહનો સાક્ષાત્કાર ભાલણને નથી. દયારામની પ્રેમલક્ષણાભક્તિ ભાલણને નથી. ભાલણ તો ભક્તિભાવનાનો પ્રચારક હતો. છતાં દૃષ્ટિ પુરાણીઓની પેઠે પેટાર્થે ન હતી. તેમ નરસિંહની કેવળ ભક્તિદૃષ્ટિ અને ઉન્માદ પણ ન હતાં. સાહિત્યનિકાય અને આત્મસંતોષ મેળવ્યો અને તેમાં પોતાનો દેવો પ્રતિ ભક્તિભાવ નાખ્યો. "આદ્ય વિશ્વેશ્વરી"માં દેખાતી મહિમાનાની ઉપાસના ભાલણના અંતરની નથી. એ તો સપ્તશતી લખનાર મૂળ લેખકની

છે અને ભાલણે તે કેવળ લોકમાં ભકિતભાવ પ્રેરવા ભાષામાં અવતારી છે. એની ઉપાસના ઇષ્ટિરૂપપ્રાપ્તિના હેતુથી રંગાયલી કોઇ ઉપાસકની નથી. પરન્તુ આત્મરંજન, કવન અને સાહિત્યવિલાસને અર્થે છે.

## પ્રકરણ ૫ મું

### ગુર્જર ભાષાના વિકાસમાં ભાલણનું સ્થાન

સમકાલીન અને ઇતર કાવ્યોની ભાષા

ભાલણનો કવનકાળ સંવત ૧૫૦૦ કે ૧૫૦૫ થી તે ૧૫૫૦ સુધીનો ગણીએ તો પંદરમા શતકના કવિઓએ જે ભાષા વાપરી છે તે અને સોળમા શતકના પૂર્વજોના કવિઓએ જે ભાષા વાપરી છે તે સાથે ભાલણની ભાષા સરખાવી જોતાં ભાલણે જે પ્રગતિ ભાષામાં કરી હોય તેને આધારે ભાલણનો ગુર્જર ભાષાનો વિકાસ આંકવો જોઇએ. હર સંવાદ, મૃગીઆખ્યાન, દશમસ્કંધ વગેરે ભાલણનાં કાવ્યોની ભાષા સમયાનુસાર બદલાતાં આધુનિક સ્વરૂપને પામી છે છતાં કાદમ્બરી, નળાખ્યાન વગેરેની ભાષામાં ઘણું પ્રાચીનત્વ જળવાઇ રહ્યું. અપર કાવ્યોમાં પણ અત્રતત્ર દૃષ્ટિ કરતાં પ્રાચીન ભાષાના રડયાખડયા અવશેષો દૃષ્ટિગોચર થાય છે. પરન્તુ કાદમ્બરી, નળાખ્યાન વગેરેની ભાષા પણ કાન્હડદે પ્રબંધ જેવાં સમકાલીન કાવ્યની ભાષા કરતાં કંઇક ભિન્ન દેખાય છે. એનું કારણ એટલું આપી શકાય કે આ કાન્હડદે પ્રબંધ ઝાલોરમાં લખાયો હતો જ્યાં ભાષાનું રૂપ જેટલી ઉતાવળથી પાટણમાં બદલાતું હતું એટલી ઉતાવળથી બદલાતું ન હતું. આ કથનમાં સંવત્ ૧૫૪૧ માં વિષ્ણુદાસ ભીમે હરિલીલા ષોડશ કલા લખી અને તેની પ્રત સંવત્ ૧૫૭૫ માં ઉતારાયલી રા. હીરાલાલ પારેખ પાસે છે તેની ભાષા સાથે સરખામણી કરતાં સત્ય જણાશે. દેશ પરદેશના અલગ વ્યવહારને અંગે અમુક સ્થળે ભાષા બદલાતી અને અમુક સ્થળે તે જુનું સ્વરૂપ રાખી રહેતી હતી એ કથનના સમર્થનમાં સંવત્ ૧૫૬૮ માં રચાયલા વિમલ પ્રબંધની અને સંવત્ ૧૫૪૧ ની હરીલીલાની ભાષા જોવી.[13] હવે ભાલણ અને ભીમ પાટણના કવિ છે અને લાવણ્યસમયે પણ પાટણની સમીપ આવેલા માલસમુદ્ર નામના ગામમાં વિમલપ્રબંધ લખ્યો છે. કાન્હડદે પ્રબંધ સંવત્ ૧૫૧૨ માં લખાયો તેનાથી ભાલણની કાદમ્બરીની ભાષા પછીની ગણવા જઇએ અને ભાલણનો કાળ નાકરની સમીપ મૂકીએ તો પછી વિમલપ્રબંધ સંવત્ ૧૫૬૮ માં લખાયો તેનાથી પદ્મનાભની ભાષા ભિન્ન સ્વરૂપમાં ઝાઝી દેખાતી નથી તેનું શું? સંવત્ ૧૫૪૧ માં હરિલીલા લખાઈ તેની ભાષા પણ ભાલણની કાદમ્બરીની ભાષા જેવી છે તેનું કારણ શું? એક જ આપી શકાય કે આ કવિઓનાં કાવ્યો કાલાંતરે સમયાનુસાર લોકસમૂહમાં ફેલાતાં ભાષાનું પરિવર્તન પામ્યાં તેમાં હરિલીલા, કાદમ્બરી વગેરે કઠિન ગ્રંથો અતિલોકપ્રચલિત ન હોવાથી ભાષાનું પ્રાચીનત્વ વિશેષ પ્રમાણમાં જાળવી શકયાં. સ્વ. મણિલાલ વ્યાસે વિમલપ્રબંધની પ્રસ્તાવનામાં આપેલાં સંવત્ ૧૫૮૩, ૧૫૯૯ નાં ખત જોતાં અને ભાલણની ભાષા જોતાં એ ખતોની

---

૧૩ એ વિષે વિવેચન હવે પછીના વિભાગમાં

દેખાય છે,[16] અપભ્રંશમાં સંસ્કૃતની છાયા સવિશેષ દેખાય છે અને वन्दे, वन्दामि જેવા ખરાખોટા પ્રયોગો અને અનુકરણની રીતિએ અન્યત્ર દેખાતા એવા જ लहन्ति,

---

૧૬. એ જ અંકમાં.

કવિરાજ ચક્કવહિં વંદે સિરિ[5]ઇન્દભૂઈમુણિનાહમ્ ।
જસ્સ[1] જસે તેલમ્મિ વ વાણી સવ્વત્થચ્છ વિચ્છરઇ ॥
વંદામિ ભદ્દબાહું જેણ ય અઇ[2]રસિયગહુકહા[3]કલિયર્ ।
રઇયં સવ્વાલક્ખં ચરિયં વસુદેવરાયસ્સ ॥
વંદે સિરિહરિભદ્દં સૂરિં વિઉસય[4]ણનિગ્ગપયાવમ્ ।
જેણ ય કહાપબન્ધો સમરાઇચ્ચો[6] વિણિમ્મિઉ ॥

શાન્તિનાથચરિત

એક્કહિ[7] અક્ખિહિં રાવણુ[8] અન્નહિં ભદ્દવઉ ।
માહુઉ મહિઅલસત્થરિ ગણ્ડત્થલે સરઉ ॥
અંડિગહિ ગિમ્હુ[9] સુહચ્છતલવણિ મગ્ગસિરુ ।
તહે[10] મુદ્ધહે મુહુપંકઇ આવાસિઉ સિસિરુ ॥
હિઅડા ફુટ્ટિ તડત્તિ કરિ કાલક્ખેવેં કાઇં । [11]
દેક્ખઉં હય વિહિ કહિં ઠવઇ પઇં [12]વિણુ દુક્ખસયાઇં ॥

હેમચંદ્ર અપભ્રંશ

જાં અમ્બરપુડતલિ તરણિ રમઈ તાં કમધજકન્ધ ન ધગડ નમઈ,
વરિ વડવાનલ તણુ ઝાલ શમઈ પુણ મેચ્છ ન આપૂં ચાસ કિમઈ–૩૦
પુણ રણરસજાણુ જરદ્દ જડી ગુણુ સીંગણિ ખગ્ગી ખન્તિ ચડી
છત્તીસ કુલહ બલકરિસુ ઘણું પય મગ્ગિસુ રા હમ્મીર તણું;–૩૧
દલહારણુ દફ્ફરખાન જયી મિઇં ભગ્ગઉ અગ્ગઈ ખગ્ગરયિ,
હિવ પટ્ટણ પદ્ધરિ ધરિસુપયં નઈ વિનડિસુ સત્તરિ સહસ સયં;–૩૨

वंदे, वंदामि અને દ્વિતીયાનાં अम् અન્તવાળાં રૂપો શાંતિચરિતમાં છે તે ઉપેક્ષી જોઇએ તો હેમચંદ્ર આચાર્યે અપભ્રંશના અને પ્રાકૃતના નિયમો આપ્યા છે તે પ્રમાણે ફેરફારવાળાં એમાં રૂપો દેખાય છે. ૧. ङस सु–हो–स्सवः, ૨ कगचजतदपयवां प्रायोलुक्, ૩. खघथधभाम्, ૪. अवर्णोयश्रुति, ૫ र्ह–श्रीह्री-कृत्स्न–क्रियादि-ष्टाहित्, ६ त्योऽचैत्ये, स्योत् ७. ङे.हिं, ८. स्यमोरस्योत् ९. पक्ष्म–श्म–ष्म–स्म ह्मां म्हः, १० ङसः ङस्यो हे ११ किमः काइं कवणौ वा, १२. टा–ङ्यमा पइं मइं વગેરે નિયમો ટાંકી શકાય. જ્યારે પ્રાચીન જુની ગુજરાતીમાં આ નિયમો ધીમે

ઝેર સરખી ખાંસી







અને
ભર જુવાન
ઉમરમાં સ્ત્રીઓને
ઘરડી, અશક્ત રોગીઓ
જેવી કરી મૂકે છે!
તંદુરસ્તી અને જુવાનીનો
અકાળે નાશ થતો અટકાવવા
માટે જગતપ્રસિદ્ધ, સર્વથી સલામત અને હાનિરહિત
દવા સીરોલીન "રોશ"
પીઓ



SIROLIN
'ROCHE'

અને તમારાં બાળકોને પણ એ આપો
પીવામાં બહુજ સ્વાદિષ્ટ છે.

POST-BOX 199 BOMBAY

## દરેક ગુજરાતી ગૃહમાં હોવું જોઈએ

# "GUJARAT and its LITERATURE"

# (ગુજરાત અને તેનું સાહિત્ય)

લેખક: શ્રી કનૈયાલાલ મા. મુનશી

"શ્રી. મુનશીએ કરેલું ગુજરાતી સાહિત્યનું સમગ્રાવલોકન મારે માટે મોહક વાચન થઇ પડયું છે. × × ×"

—મહાત્મા ગાંધીજી

"ગુજરાત અને તેનું સાહિત્ય" પ્રકાશ અને ચેતનથી ભરેલો અને કર્તાના વ્યક્તિત્વનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતો ઉત્તમ ગ્રંથ છે. શ્રીયુત મુનશીનો ગુજરાત ઉપરનો ઉત્કટ પ્રેમ, અને જે વસ્તુને તેઓ સ્પર્શે તેને સજીવન બનાવતી તેમની કલ્પના બન્ને સ્પષ્ટ સ્વરૂપમાં આ ગ્રંથમાં છે. કર્તાને ઓળખનાર–મારા જેવા માટે નહીં પણ–બીજાં ઘણાંને આશ્ચર્ય પમાડે એવી બાબત એ છે કે આટલો અથાગ પરિશ્રમ તેમણે લીધો છે, અને તે પણ જેલની દીવાલો પાછળ અને અસ્વસ્થ શારીરિક પ્રકૃતિના સમયમાં.

પરંતુ આ ગ્રંથનું આદ્ય લક્ષણ તો એ છે કે ગુજરાતના સાહિત્યનો અભ્યાસ ગુજરાતના ઇતિહાસ તેમ જ હિન્દના ઇતિહાસ ઉપર સંલગ્ન દૃષ્ટિ રાખીને કરવામાં આવ્યો છે. આ કાર્ય કર્તાએ વિસ્તારથી અને ગુણપૂર્વક કર્યું છે. × × ×

—આચાર્ય શ્રી. આનન્દશંકર ધ્રુવ

પ્રો. વાઇસ ચાન્સેલર, બનારસ હિન્દુ વિદ્યાપીઠ

"આ ગ્રંથ સાહિત્યઇતિહાસના માત્ર પ્રારંભિક ગ્રંથ જેવો નથી. એનું ક્ષેત્ર વિશાળ છે. અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતી, એ બધી ભાષાઓના સાહિત્યનું વિવેચન કરવા માટે જે તલસ્પર્શી વિદ્વત્તાની જરૂર છે તેની પાત્રતા કર્તામાં છે; કારણ કે તેમણે જીવનનો ઘણો સમય સેવામાં ગાળ્યો છે. પોતે એક ઉત્તમ સાહિત્યકાર છે. × × ×

શ્રી. મુનશીના ગ્રંથના અપૂર્વ ગુણ એ છે કે, એમણે યુરોપના સમર્થ સાહિત્યકારોનો અને તેમની કલા–મીમાંસાનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને તેથી જ તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારોનું ખરું મૂલ્યાંકન કરી શક્યા છે. એમના દર્શનના સત્યાસત્યની હું જ્યાં પરીક્ષા કરી શકું એમ છું ત્યાં તે મને રૂચિકર અને સર્વાંશપૂર્ણ જણાયું છે. અને સાહિત્યસમૃદ્ધિનું દર્શન કરાવતાં પ્રામાણિકતા અને સત્યપ્રેમથી તેની અપૂર્ણતાઓ પણ ન સંતાડવામાં કર્તાએ જે વૃત્તિ દર્શાવી છે, તે માટે ગુજરાત કર્તાનું બહુ જ ઋણી છે.

—ડા. એ. બેરીડેલ કીથ, ડી. સી. એલ.,

યુનીવર્સીટી ઓફ એડીનબરો

गृहन्ति, गणान्ति, घेप्पन्ति, फोडन्ति વગેરે બહુવચનનાં રૂપો તથા નાન્યતર પ્રથમા બહુવચનનાં रयणाइं, खलाइं, फलाइं, वयणाइं; તૃ૦ બહુવચનનાં गुणेंहि, छक्केहि વગેરેનો જૂની ગુજરાતીમાં લોપ થતો જાય છે, તેમ જૂની ગુજરાતીમાં દેખાતાં ઇમ ને બદલે एम्वइ; ઇહાંઇ ને બદલે हिम्बहडा, ઇહડું ને બદલે हिम्बडउं; મેહેલી ને બદલે मेल्लेविणु; દેખીનઇ ને બદલે देक्खिवि; પછુ ને બદલે पच्चु વગેરે દેખા દે છે.

પંદરમા શતકનાં બે ચાર કાવ્યો–રણમલ્લ છંદ,[17] ભાગવત દશમસ્કંધ અને સપ્તશતી, શ્રીધર વ્યાસનાં રચેલાં તથા જયશેખર સૂરિનો પ્રબોધચિન્તામણિ, તથા મધુસૂદન વ્યાસનું હંસાવિક્રમચરિત્ર જૂની ગુજરાતીમાં મળે છે. નરસિંહની કાવ્યમાળાની પૂર્વેનાં કાવ્યો તથા પદો પણ આ શતકમા મૂકી શકાય. પરન્તુ તેની ભાષા ઘણી ઘસાઈ ગઈ ને આધુનિક રૂપમાં આવી ગઈ છે.

રણમલ્લછંદમાંથી પંદરમા શતકની ભાષાનો નમૂનો લઈ જોઈએ:—

'હલ બોલાર' હકારવિ બુક્કાઈ ભુજબલિ સબલ ગુહિ દલ પક્કાઈ,
ગમુ ખાન ખુદ નગતલિ અડ્ડિઅ શક્કલ દહુદિસિ દિક્ક ઠકુરિઅ. ૨૬

મલિકમન્ન મલ્લિઝરા નિશિ કિદ્ધઉ તવ હૈજબ પુરમાણ સ દિદ્ધઉ,
ઇંદરગહિ અસ્સાઈ ચડિ ચલ્લિઉ જઈ રણમલ્લ પાસિ ઈમ બુલ્લિઉ–૨૭

સિરિ ફુરમાણુ ધરવિ સુરતાણિ ધર દ્દઅ હાલાભાલ દીવાણી,
અગર ગરાસ દચ્ચ રાવિ છોડિઅ કરિ ગાઢરી પાન કર જોડીઅ. ૨૮

ના અમિ અગ્ગિ ભાડું ઉબ્બારિઅ બુક્કાઈ હુડિ હૈજબ હક્કારિઅ,
ગુજ્ઝ સિરકમલ મેચ્છાયણ લગ્ગઈ ગયણઙ્ગણિ ભાણુ ન ઉગ્ગઈ. ૨૯.

---

ધીમે પ્રાબલ્ય ખોય છે. ઘ. हस–हसु–ह વગેરે પ્રત્યયો ધીમે ધીમે જાય છે. हु રહે છે. तण, सणूं દાખલ થાય છે. सिंहे જેવા રૂપો રહે છે. પ્રથમા દ્વિતીયાના પ્રત્યયો ઉડી જાય છે. रयमोर स्योलू જેવો નિયમ પ્રચલિત દેખાય છે. ભૂતકૃદંતમાં પણ તે લાગુ પડે છે અને એનું ભૂતકૃદંત આગળ જતાં ક્રિયાપદનું રૂપ ધારણ કરે છે. અપભ્રંશના કારકપ્રત્યયો ઘણા લુપ્ત થતા જાય છે. તૃ. માં हइं રહે છે. हिं એક વચનમાં પણ વપરાય છે. चिहु, જેવા નવા પ્રત્યયો ઘુસે છે. खड्गनुं खग्ग, माननुं माण એવા નિયમાનુસાર રૂપો પ્રવર્તમાન દેખાય છે. એટલે કે અપભ્રંશની અસર નષ્ટ થઈ નવું જ સ્વરૂપ આ ભાષામાં પૂરું દેખાતું નથી પરંતુ એ નવું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું છે એવું સ્પષ્ટ દેખાય છે.

૧૭. પ્રાચીન ગુર્જરકાવ્ય પૃ. ૬. રા. બ. કેશવલાલ ધ્રુવની પ્રસ્તાવના.

# તંત્રીસ્થાનેથી

## ગુજરાતીઓ અને સંગીત

ગુજરાતીઓમાં એક પ્રકારની 'ઇનિરીરીઓરીટી કોમ્પ્લેક્સ' આવી ગયેલ છે. સાહિત્યના ક્ષેત્રમાં આપણામાં અનેક પ્રકારની વિશિષ્ટતા છે છતાં રવીન્દ્રનાથ, શરદ્‌બાબુ, પ્રેમચંદજી વગેરેના નામોથી આપણે છળતા રહીએ છીએ. સંગીતમાં પણ આપણે અબ્દુલ કરીમ, ફૈયાઝ, અલ્લાદિયા ખાન વગેરેના વ્યક્તિપ્રભાવમાં આપણા પોતાના સંગીતકારોને જોઇ જ શકતા નથી. પ્રો. જગદીશચંદ્ર બોઝની કીર્તિગાથા ગાતાં આપણને પ્રો. ટી. કે. ગજ્જરનું નામ સ્મરણમાં આવતું જ નથી પરપ્રાંતના ક્રિકેટરોની જ્વલંત રમત જોઇને રાચતાં આપણે એ રમતના કલાકારોત્તમ રણજીતસિંહજી અને અન્ય મશહૂર ખેલાડીઓને ભૂલી જઇએ છીએ. આવી ખેદજનક વસ્તુસ્થિતિમાં જે કોઇ પણ ગુજરાતી અમુક ક્ષેત્રમાં આપણને સ્વમાન ઉત્પન્ન કરાવે તો તે પ્રયાસ જરૂર ઉત્તેજનલાયક તેમ જ આવકારદાયક ગણીને આપણે વધાવી લેવાનો જ રહ્યો.

*

ગુજરાતીઓના જીવનમાં સંગીતનો વિકાસ પૂરો સધાય એ ઉચ્ચાશયથી જાણીતા સંગીતકાર પંડિત ઓમકારે ગયે વર્ષે ગુજરાત સંગીત મહામંડળની સ્થાપના કરી. જુદા જુદા મૂળ રાગોના સ્વરૂપનું શાસ્ત્રીય પૃથક્કરણ કરતાં બેએક ભાષણો પણ અત્યાર સુધીમાં પંડિતજીએ આપી દીધાં છે. હવે એમને સંગીત પાઠશાળા કાઢવાનો વિચાર છે અને તે વિચારને અમલમાં મૂકવાનું શક્ય થાય તે માટે તેમણે એક કોન્સર્ટ તા. ૨૬-૯-૩૬ ને દિવસે સર કાવસજી જહાંગીર હોલમાં કર્યો હતો. પ્રેક્ષકોએ બહુ સારી સંખ્યામાં હાજર રહી પંડિતજીને એમના આ મહત્ત્વના કાર્યમાં સક્રિય સહાય આપી હતી તે ખરેખર આનંદજનક બીના છે.

*

કાર્યક્રમમાં પંડિતજીએ પટદીપકી, મારવા, અડાણા અને ભૈરવી આ ચાર રાગમાં ચાર ચીજ રજુ કરી હતી. તે રજુ કરવામાં એમણે શાસ્ત્રીય સંગીત ઉપરનું પોતાનું પ્રભુત્વ સુંદર રીતે બતાવ્યું હતું. તે ઉપરાંત તેમની શિષ્યા શ્રીમતી પીરોજબાઈ દસ્તુરે બિહાગ અને તીલંગ ઠુમરીની બે ચીજ અને શિષ્ય શ્રી. શિવકુમાર શુકલે મુલતાનીની બે ચીજો અને તબલાતરંગ પ્રેક્ષકવર્ગને અર્પ્યાં હતાં. શ્રી. ધૂંડીરાજ પલુસ્કરે વાયોલીન ઉપર ભીમપલાસી અને ખમાજની તરજો સંભળાવી તે વાયર ઉપરનો પોતાનો અદ્‌ભુત કાબૂ બતાવ્યો હતો.

*

આ કાર્યક્રમ જેને પંડિતજીએ 'રાગસભા' એ નામ યોગ્ય રીતે આપ્યું હતું તે કાર્યક્રમમાં એક ગરબો પણ રાખવામાં આવ્યો હતો. આ ગરબામાં જુદાજુદા રાગોનું સુંદર અને કલામય મિશ્રણ હતું. એ સંગીત પંડીતજીએ પોતે યોજ્યું હતું. ગરબામાં શ્રી. લીલાવતી દરૂ અને શ્રી. પ્રતિમા ધ્રુવ ઉપરાંત બીજી આઠ યુવતીઓએ ભાગ લીધો હતો. ગરબાના ક્ષેત્રમાં શ્રી. લીલાવતી દરૂ અને શ્રી. પ્રતિમા ધ્રુવ એ બે નામો એટલાં પ્રસિદ્ધ છે કે એમની કલાનાં વખાણ કરવાની જરૂર જ રહેતી નથી. ગરબાકલાનાં ચાર આવશ્યક અંગો-તાલ, સુર, અભિનય અને ગતિમાંથી તાલ અને સુરના પ્રયોજક પંડિત ઓમકાર હતા જ્યારે બાકી રહેલાં અભિનય અને ગતિના સંયોજનનું કાર્ય શ્રી. લીલાવતી દરૂએ સફળતાપૂર્વક સાધ્યું હતું. વાદ્યસમૂહમાં હારમોનીયમની હાજરી, રંગભૂમિનું પ્રમાણ જોતાં ગરબા ગાનાર યુવતીઓની ઓછી સંખ્યા અને અપૂર્ણ પ્રકાશયોજના એટલું આ ગરબાની ઉણપ તરીકે ગણાવી શકાય, પણ એટલું બાદ કરતાં આ ગરબો ગરબાનૃત્યના માર્ગમાં બે કદમ આગળ વધે છે એ નિ:સંદેહ છે. ગરબાનૃત્યમાં અત્યાર સુધીમાં કેટલી પ્રગતિ સાધી શકાય છે, હજી કેવે માર્ગે વધુ પ્રગતિ સાધી શકાય અને આ ક્ષેત્રમાં શ્રી. લીલાવતી દરૂ અને અન્ય કલારસિક યુવતીઓએ એ પ્રગતિ અને વિકાસાર્થે અત્યાર સુધીમાં કેટલું મહત્ત્વનું કાર્ય કર્યું છે વગેરે પ્રશ્નો એક વિસ્તૃત લેખ માગી લે છે એટલે અમે આ ગરબામાં ભાગ લેનાર દશે યુવતીઓને અભિનંદન આપી વિરમીએ છીએ.

*

કોઈપણ કાર્ય દ્રવ્યની સહાય વિના થવું અશક્ય છે. સંગીતની પાઠશાળા વ્યવસ્થિત રીતે ચલાવવી એ નાનુંસૂનું કાર્ય નથી તેમ જ એવી પાઠશાળાની મુંબઈમાં જરૂર તો છે જ એવું સ્વીકારી લઈએ તો ગુજરાતીઓ આર્થિક સહાયમાં ન્યૂનતા નહિ બતાવે એવું ઇચ્છીએ છીએ. પંડિત ઓમકાર અને તેમના ગુજરાત સંગીત મહામંડળને અમે એમના આ શુભ કાર્યમાં સંપૂર્ણ ફત્તેહ ઇચ્છીએ છીએ.

## ગાંધીજયંતી

મહાત્મા ગાંધીજીની જયંતી દેશભરમાં આજે કેટલાંક વરસ થયાં ઉજવાય છે. આ પ્રસંગે ગાંધીજીનો તો પ્રજાને એક જ સંદેશ હોય છે કે ખાદી અને રેંટિયામાં શ્રદ્ધા રાખો. આ દેશમાં આજે લોકોનું વલણ કેવું છે તે તો ખાદીભંડારો અને ખાદીની ફેરી કરનારાઓ પાસેથી જાણી શકીએ. પરંતુ એક વાત ચોક્કસ છે કે ગાંધીજીની શ્રદ્ધા એ બાબતમાં અખૂટ છે. આજે બાહ્ય દૃષ્ટિએ આપણને ગમે તે લાગે છતાં સિદ્ધાન્ત પરત્વે ગાંધીજીની આ માન્યતાને ખોટી ઠરાવે એવું કશું પણ જણાતું નથી.

વળી કોંગ્રેસનું સ્વરૂપ ગમે તેવું રહે, છતાં ગાંધીજી તરફનું વ્યક્તિગત માન આજે જનતામાં એટલું જ દૃઢ અને સંપૂર્ણ છે. તેમની સત્યપ્રિયતા અને ચારિત્ર્યબળથી આજે પોતાની કેટલીય માન્યતાઓનો સાક્ષાત્કાર કરવા એ પ્રયત્ન કરી રહ્યા છે. એમણે હિંદને

શું આપ્યું છે એ તો વર્તમાન ઇતિહાસનાં પૃષ્ઠોમાં લખાશે. રાજ્યનીતિની રમતોમાં એમને નિષ્ફળ માનનારા પણ એમની પ્રામાણિકતા અને એમનું વસ્તુદર્શન સંકોચ વગર સ્વીકારે છે એ જ એમનો વિજય છે.

હિન્દના જુદાજુદા ભાગોમાં એમની જયંતી સંબન્ધે અનેક વકતાઓએ શુભેચ્છાઓ દર્શાવી છે. એમના જીવનનો મર્મ સમઝાવવા ડૉ. ટાગોર જેવા અનેક સમર્થ જનોએ પ્રયત્ન કર્યો છે. અનેકને એ માર્ગદર્શક બન્યું હશે. એમના વ્યકિતત્વ વિશે વિશેષ લખવું અનાવશ્યક છે. અમે પણ આ જયન્તીપ્રસંગે વ્યકત થયેલા ઉદ્‌ગારોમાં અમારો સૂર પુરીએ છીએ.

## હરિલાલ—અબ્દુલ્લા ગાંધી

એક ધર્મમાંથી એકાદ વ્યકિત અંગત કારણો કે બીજાં ગમે તે કારણોને લઇને બીજા ધર્મમાં ચાલી જાય એ આ યુગમાં બહુ મહત્ત્વની બાબત નથી, ન લેખાવી જોઇએ, છતાં ગાંધીજીના મ્હોટા પુત્ર હરિલાલનું ધર્મપરિવર્તન ચર્ચાસ્પદ બન્યું છે ખરું. મુખ્યતઃ શ્રી. હરિલાલે પોતે પોતાના આ પરિવર્તનને બહુ મહત્ત્વ આપવાનો પ્રયાસ કર્યો છે. એમને પોતાને સંપૂર્ણ અભ્યાસ પછી ઇસ્લામ હિન્દુ ધર્મ કરતાં ઉત્તમ લાગ્યો હોય અને તેમણે પરિવર્તન સ્વીકાર્યું હોય તો પણ ભલે. પરંતુ આજે બુદ્ધિવિકાસના યુગમાં પરિવર્તનનું મહત્ત્વ ઓછું થતું જાય છે એ સમઝવાની ખાસ જરૂર છે. પરિવર્તનની બાહ્ય ક્રિયાઓ કર્યા વગર પણ આજે એક વ્યકિત બીજા ધર્મની માન્યતાઓ અને સિદ્ધાન્તોને પોતાનાં બનાવી શકે છે, પોતાના જીવનમાં પણ ઊતારી શકે છે.

થોડા સમય પહેલાં શ્રીમતી કસ્તુરબા ગાંધીએ એમના એ પુત્રને જાહેર પત્ર લખ્યો હતો. તેમાં માતાની કોમળ લાગણીઓ વ્યકત થતી હતી. તેનો એ ભાઇએ જે જવાબ આપ્યો છે તે આપણી ખાતરી કરાવે છે કે આવા પ્રસંગોમાં આપણે લાગણીવશ થવું નિરર્થક છે. એ ભાઇનું વ્યકિતગત જીવન ગમે તે પ્રકારનું હોય કે હશે, એ આ એક પરિવર્તનથી સંતોષ માને કે પરિવર્તનોની પરમ્પરામાં પડે તે તરફ ઉદાસીનતા સેવવી એ જ ઉત્તમ છે. અને ધર્મનું બાહ્ય વળગણ ધીમે ધીમે શિથિલ થતું જાય છે એટલે આવાં પરિવર્તનો–બાહ્ય આચારો પ્રમાણે થતાં પરિવર્તનો–જગતમાંથી ઓછાં થઇ જશે એ ચોકકસ. આજે તો આપણે કોઇ પણ છાપ વગરના સાર્વજનિક માનવધર્મ તરફ મીટ માંડીને વિચાર કરવાનો છે ત્યાં આવાં પરિવર્તનોની શી ગણના કરવી ?

---

કિસાન પાક્ષિક વાર્ષિક લવાજમ રૂા.૨
જૈનવાડી અને ભજનાવલિનાં પુસ્તકો (હિંદી, ગુજરાતી અને મરાઠી)
આર. રોયકંપની ૪૦૮-૧૦ જૈનવાડી મેન રોડ. મુંબઇ. ૪

## ભાતખંડેનુ અવસાન

તમામ હિંદુસ્તાન ફરી પંડિત ભાતખંડેએ સ્વરનાં શિલ્પ એકઠાં કર્યાં. ઊંડાણ કંઠોમાંથી વીણીવીણીને એમણે રાગરાગણીઓને કાગળ પર મૂકી દીધાં. હિંદુસ્તાની સંગીતના મરી જતા છોડને એમણે નવાં પાણી પાયાં. અને એમણે જે સંગીતસાહિત્ય રચ્યું એમાં આપણા ઉસ્તાદોની કલા મપાઈ ગઈ. અને આપણે સૌ અપ્રસિદ્ધ રાગો સમજતા થયા. આમ પહેલી જ વાર ભાતખંડેએ વ્યવસ્થિત રીતે આપણા રાગો અને આપણી ચીજોની સ્વરલિપિ તૈયાર કરી. એમણે પ્રસિદ્ધ કરેલ ભાગોમાં જે લક્ષણગીતો આપવામાં આવ્યાં છે. એ ઊંચા આસ્થાથી પરથી, ધ્રુપદ અને ખ્યાલની ચીજો પરથી બાંધવામાં આવ્યાં છે, સદારંગ, હદરંગ—એ મહાન ગાયકો થઇ ગયા એની ચીજોનાં નોટેશન પણ ભાતખંડેએ પુસ્તકોમાં ઊતારેલ છે. આવુ મહાન કાર્ય એમણે મુંગે મ્હોંએ કરેલ છે. મોટા માણસોનો જન્મો ગાલ્યા વિના, કોઇ સંસ્થા કે પરિષદની છાયા ઓઢ્યા સિવાય આ પંડિતે હિંદને એવો ફાળો આપ્યો છે કે એની કીમત એમના મૃત્યુ પછી સૌ કોઇને સમજાય છે. ભાતખંડે ન હોત તો હિંદુસ્તાની સંગીત કબરમાં જ સુતું હોત. દીકરાથી પણ રાગો છુપાવવા અને એનામાં સાવધાન ન હોય તો એ રાગો સાથે જ કબરમાં દટાઈ જતું એ વલણ ત્યારે ઉસ્તાદોનું હતું. એ જમાનામાં આટલી રાગોની બંદીશ મેળવવી એ કાંઇ જેવી તેવી વાત નહોતી. ભાતખંડે એ કામ સાધી શક્યા કારણ કે એમના દિલમાં ચોવીસે કલાક સંગીતનો ખાસ શોખ હતો—અને આ આનંદ માત્ર પોતાનો જ ન રહે, બીજાઓ પણ આ અનુભવ મેળવી શકે એ આશયથી એમણે આ આનંદ એમનાં પાનાં મારફત વહેતો મૂક્યો. પંડિત ભાતખંડેએ આ ઝરણું પ્રજા તરફ વાળ્યાં એથી કેટલાક ઉસ્તાદો ખીજાઇ ગયા. પંડિતે તો બધા "ભેદ" લોકોને કહી દીધા. વર્ષોથી જે "ભેદ" અકબંધ રહેલા હતા એને ઉકેલવાની શક્તિ આપનાર સામે જમાનો ઊઠ્યો પણ ભાતખંડેને એ આફતો વેણુ વાગવાનાં અમૃત જેવાં દીસે દેખાયા. આ સંબંધમાં ભાતખંડેએ અનેક મુશ્કેલીઓ સહન કરી છે, ઉસ્તાદોની ગાળો સાંભળી છે પણ એકવાર પણ એમણે આ માણસો સામે આંગળી ચીંધી નથી. એમણે તો ઉસ્તાદોની તારીફ જ કરી છે.

એમના મૃત્યુથી હિંદુસ્તાની સંગીતે એક જબરું આગેવાન ગુમાવ્યો છે. એમની હરોળમાં આવી શકે એવા પંડિત આજે શોધ્યા જડે એમ નથી.

જ્યોતેરશ્રી લોજમાં જે શોકસભા મળી હતી ત્યાંથી પણ એવો જ ધ્વનિ ઊઠ્યો હતો કે હિંદે એક મહાન સંગીતજ્ઞાની ગુમાવ્યો છે.

ભાતખંડે એમની પાછળ કલાનો વારસો મુકતા જાય છે. એ જાળવી રાખવો એ કામ આપણું છે.

## શ્રી પ્રેમચંદજીનું દુઃખદ અવસાન

હિન્દી નવલકથાકારોમાં અદ્વિતીય શ્રી. પ્રેમચંદજીની ગયા દીર્ઘ સમયની માંદગી અને એમના શોકજનક અવસાનમાં તા. ૮મી ઓકટોબરને રોજ પરિણમી છે. હિન્દી સાહિત્યકારોએ એમના અવસાનથી એક સમર્થ લેખક ગુમાવ્યો છે. 'એમની નવલકથાઓ

માત્ર હિન્દી સમાજમાં જ નહીં પણ એનાં ભાષાન્તરોદ્વારા હિન્દના બીજા પ્રાન્તોમાં યે સુપ્રસિદ્ધ થઇ ગઈ છે. એઓ સફલ નવલિકાકાર પણ હતા. સંસારસુધારણા અને દેશભક્તિ એ એમના પ્રિય આદર્શ હતા. 'સરસ્વતી' માસિકના તેઓ તંત્રી હતા. હમણાં જ એક વર્ષમાં જ બંધ પડેલા 'હંસ' માસિકના એ સહતંત્રી હતા. ગરીબાઇને વર્યા હતા. એમના અમર આત્માને અમે ચિરંતન શાન્તિ ઇચ્છીએ છીએ.

## એક મહાન ગુજરાતીનું અવસાન

બુધવાર તા. ૧૪ મી એ સર લલ્લુભાઇ શામળદાસનું અવસાન થયું છે. મરહૂમની ઉમર ૭૩ વર્ષની હતી અને જૂની પેઢીના પ્રતિષ્ઠિત ગુજરાતીઓમાં એમની ગણના થતી. વર્તમાન ગુજરાતમાં એમણે પોતાની પ્રવૃત્તિઓને, બૅંકિંગ, વીમાની પ્રવૃત્તિ અને સહકાર પ્રવૃત્તિમાં મર્યાદિત કરી હતી. ગમે તે પ્રવૃત્તિમાં પણ ગુજરાત અને ગુજરાતીઓનું હિત એમને મન હમેશાં પ્રધાન હતું.

સહકારની પ્રવૃત્તિમાં એમનું કાર્ય વિશેષ ઉજ્જવળ છે અને લૅંડ મોર્ટગેજ બૅંકના ઉદ્ઘાટનપ્રસંગે જે પ્રશંસા સદ્ગતની મુંબાઇના ગવર્નરે કરી હતી તેમને તેઓ સંપૂર્ણ પાત્ર હતા. કુટુમ્બસંબન્ધોમાં અન્ય રીતે તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારો સાથે સંકળાએલા હતા એટલે સાહિત્યના ક્ષેત્રથી તેઓ તદ્દન અલિપ્ત રહી શકે તેમ હતું જ નહિ.

ગૃહસ્થને ગૌરવ આપે એવો ઉમદા સ્વભાવ, લોકનું હિત થાય તેવી પ્રવૃત્તિ હાથ ધરવાની એમની જુવાન જેવી ધગશ વગેરે ગુણોને લઇને એમનું સ્વજનમંડળ ઘણું મ્હોટું બન્યું હતું. એમના પુત્રો આજે જુદાજુદા સ્થાનમાં પ્રતિષ્ઠિત છે એટલે એમની ઉજ્જવલ કારકીર્દીને તેઓ વિશેષ યશસ્વી બનાવશે એમ અમે આશા રાખીએ છીએ. પરમાત્મા સદ્ગતના આત્માને શાશ્વત શાન્તિ અર્પે એમ અમે પ્રાર્થીએ છીએ.

---




સૌંદર્યનો સહાયક
ચામડીનો સંરક્ષક
લીમડા
ન્હાવાનો સાબુ
સઘળે ઠેકાણે મળે છે
બનાવનાર:
વેજીટેબલ સોપ વર્કસ
કલીકટ, મુંબઇ
મદ્રાસ

કવિતામાં કવિએ વાપરેલો 'બાળક ટોળી' શબ્દ વધારે સારો છે. 'બાળક ટોળાં મળ્યાં જોવાને' એમ કર્યું હોય તો ખોટું નથી.

'જો' કવિતા ટાગોરના શિશુગીતના પડઘા જેવી લાગે છે. જો કે આનો ભાવ જુદો છે.

મીઠી જો હું હોત ઓરડી,
ઓરથકી લાદેલી
દોલત નવ રાખત સંતાડી
કાંટાથી ઢાંકેલી.

આ ચાર લીટી વાંચતાં મારા એક મિત્રકવિની આથી ઊલટી કલ્પના યાદ આવી. એક બાળા કહે છે, "મારી યૌવનની સુગંધ અને સૌંદર્યરસ શિયળના કાંટાવતી હું સુરક્ષિત રાખીશ. લોભી પોપટને એ લૂંટવા નહિં દઉં." આવા પરસ્પર વિરોધી ભાવો પાસે પાસે આવે છે ત્યારે બન્ને બગડી જાય છે, પણ કલ્પનાનું વ્હેણુ કોણ રોકી શકે?

બુદ્ધભગવાનના ભાઈએ તીર મારી એક પક્ષી નીચે પાડ્યું. બુદ્ધભગવાને તીર ખેંચી કાઢી પાણી પાઈ એને જીવાડ્યું. ભાઈ કહે, "મારા બાણથી એ નીચે પડ્યું છે, શીકારના નિયમ પ્રમાણે એ મારું છે." બુદ્ધભગવાન કહે, "પણ મેં પાયેલા પાણીથી એ જીવ્યું છે. પ્રેમના નિયમ પ્રમાણે એ મારું છે."

મેં રમતાં પકડ્યો મોર,
મારી બેને પંપાળ્યો;
મેં ફ્રોકટ કીધો શોર,
મારી બેને નરતાવ્યો.

આ લીટીઓ ભાઈ બ્હેનના સ્વભાવની દ્યોતક છે. આજનો જમાનો બુદ્ધભગવાનના જમાના જેટલો કંઠોરે રહ્યો નથી ને કોમળે રહ્યો નથી.

ચતુરભાઈની હોડીમાં તો ગુજરાતના વહાણવટાનો ઇતિહાસ ભરેલો છે.

"ખળખળ જળમાં કરતી ચાલી
ઊડું ઊડું કરતી ચાલી,"
"અને મહેલ તણા ચણનારા તેડો
ઝૂંપડીના ઝૂડનારા તેડો."

આ લીટીઓમાં એક આખો જમાનો સમાયેલો છે.

'મને કહોને પરમેશ્વર કેવા હશે' વાળી કવિતામાંનું વાતાવરણ આપણા દેશમાં સનાતન કાળથી ફેલાયલું છે. ભમરાવાળી કવિતા તો એક નાનકડા સંસ્કૃત શ્લોકમાંથી દોરી કાઢી છે.

'મારે જાવું' વાળી કવિતાની કાવ્યકલ્પનાઓ બાળકો ઝીલે તો બારે થયું કહેવાય. 'તેજે તરવરવા જાવું,' 'મોરીકરાં ઘેન નેનમાં ભરવાને જાવું' જેવા ખ્યાલો નાનપણથી બાળકો સેવે તો જરૂર કાવ્યઘેલાં બની જાય.

બેદરકારી તરફનું આપણને દુઃખદ ભાન કરાવે છે. હમણાં હમણાંનું બહુ જ પ્રગટ થતું જાતીય સંબંધોનું અધમ કોટિનું સાહિત્ય પ્રજામાં ચોફેર ફેલાવા માંડયું છે તેના તરફ સમાજનો સંસ્કારી વર્ગ હજી જોઇએ તેવી અસરકારક રીતે થઈ શકયો નથી-શકતો નથી. આથી જ્યાંત્યાં તરવરતાં આવાં સામયિકો અને પુસ્તકોદ્વારા પ્રજાના આ દોષમાંથી વિક્રેતાઓ પૈસા ધડી લે છે અને પ્રજાજીવનને વધુ અધમ કરવાનું પાપ લે છે.

જૂના નિષ્કામ વૃત્તિના વાત્સાયનસૂત્રકારની કૃતિથી માંડી આજ સુધીના પૂર્વપશ્ચિમના સંશોધનની દૃષ્ટિથી ચાળી કાઢેલી વિચારસંપત્તિ આપણી પ્રજા આગળ અધિકારીઓએ આ જ્ઞાનપ્રદેશમાં મૂકવા જેવી છે. જીવનભર એ પ્રશ્નો તરફ શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક ચોકસાઇથી સ્નેહશ્રમ કરનારા પશ્ચિમના વૈજ્ઞાનિકોની કૃતિઓ પણ એમાં પોતાનો અનુભવ આપવા સંખ્યાબંધ તૈયાર છે. ગુજરાત અને ગુજરાતીઓના પ્રત્યેક જ્ઞાનપ્રદેશમાં આવી વૈજ્ઞાનિક દૃષ્ટિથી લખાયલાં પુસ્તકો જ વંચાતાં જોવા અમે ઉત્સુક છીએ. અને એ કાર્ય જ્યારે આપણા વધારે અધિકારી, વધારે સંસ્કારી, વધારે જવાબદાર સાહિત્યકારો હાથ ધરશે ત્યારે જ અમે વધારે સંતુષ્ટ થઇશું.

આવી પરિસ્થિતિમાં આ વિષયના શિષ્ટ ગ્રંથોનાં શિષ્ટ ભાષાંતરની ગુજરાતને ખાસ અપેક્ષા છે. વિદ્વાન 'અભિનવ કામશાસ્ત્ર'કારની કૃતિ ઉપરાંત છૂટાછવાયા પ્રયત્નો એ દિશામાં થયા પણ છે છતાં હજી તેવા વધારે પ્રયત્નોની જરૂર ઊભી જ રહે છે.

આ સ્થિતિમાં શ્રી. કેશવલાલ શાહે આરંભનો છતાં ઠીક પ્રયત્ન કર્યો છે. શ્રી. હરભાઇએ એમની આ નવીન કૃતિ આગળ જોઇતી લાલ બત્તી યે ધરી છે. પણ બાહ્ય શાહનાં આ મન્તવ્યોને હજી વધુ વિચારપરિપાક મળેલો જોવાની અમે આશા રાખી હતી. એમના વિચારો ચોમાસાના પૂર જેવા ડહોળાં પાણી ધરાવે છે. એ વર્ષોનાં તપથી નીતરાં થયાં હોત એમ અમે ઇચ્છા રાખી હતી. લેખક તરીકે એ નવા છે. પૃષ્ઠે પૃષ્ઠે ભાષાદોષના પુરાવા સાંપડે છે. છતાં ભાવિના કોઇ ઉગ્ર તપસ્વી માટે આવું કાર્ય રહેવા દઈઆ વિમાનોના ઊતાવળીયા યુગમાં એમણે આવા પુસ્તકના જનક થવાની ધગશ બતાવી છે તે માટે અમે એમની પ્રત્યે સમભાવ દર્શાવીશું. પ્રકાશકે પણ, અમે ઇચ્છીએ છીએ કે આવું નાજુક પુસ્તક પ્રસિદ્ધ કરવાના પુરૂષાર્થ પહેલાં એને વધુ શિષ્ટ, વધુ સંપૂર્ણ, વધુ શુદ્ધ અને વધુ વૈજ્ઞાનિક કરવા સુધી થોભવું જોઇતું હતું.

શં.

નિઃશ્વાસ-લેખકઃ 'બકુલેશ'; પ્રકાશકઃ નવી દુનિયા

"મડીવાદી" સમાજ પર નિઃશ્વાસ નાંખતી નવ નવલિકાઓનો આ સંગ્રહ છે એ વાંચ્યા પછી અમે પણ દ્વિધા નિશ્વાસ નાંખેલ છે-એક તો સમાજની અસમાનતાઓને પરિણામે ઊપજતી ક્રૂરતા અને અમાનુષતા માટે, અને બીજું, શ્રી. રવિશંકર મહેતાની 'પીઠાણું' વાંચતાં ઊપજતી આશા પુસ્તક વાંચ્યા પછી ધૂળમાં મળે છે એટલા માટે. નવીન દૃષ્ટિથી પ્રેરાયેલ સાહિત્ય-સર્જનના પ્રયાસો અત્યારે ખાસ આવકાર-પાત્ર છે; પરન્તુ એ પ્રકારના સાહિત્યમાં પણ કલા-વિહીન કૃતિઓની કિંમત જૂનવાણી ટાલલાંથી જરા પણ ઊંચી નથી. શ્રી. બકુલેશનું કલા-વિધાન અમને શિથિલ અને અપક્વ જણાયું છે. લગભગ

# અનુભવ

દુનીયાડાહ્યાઓનો અનુભવ એ જ સૂચવે છે કે યૌવનકાળનો ધનસંચય એ વૃદ્ધાવસ્થાની સાચી સહાય છે.

હૈયાતીના વિમાદ્વારા કરેલ બચત ઘડપણમાં સુખ પ્રાપ્તિનું સાધન બને છે.

હૈયાતીનો વિમો એ — "હિંદુસ્થાન"ની એક વિશિષ્ટતા જ છે.

વિશિષ્ટ

## બોનસ

હૈયાતીના વિમા ઉપર દર હજારે દર વરસે રૂ. ૨૩



## હિન્દુસ્થાન

કો—ઓપરેટીવ ઈન્શ્યુરન્સ સોસાઈટી લી.

હોર્નબી રોડ, મુંબઇ.

હિંદુસ્થાનની અગ્રગણ્ય હિન્દીઓની વિમાસંસ્થા

દરેક વાતમાં એમ જણાય છે કે માત્ર મૂડીવાદની ક્રૂરતા બતાવવાના હેતુથી લેખકે ગમે ત્યાંથી–પર સાહિત્યમાંથી અથવા અન્ય લેખકો પાસેથી–પ્રેરણા લઈ આ વાતો લખી છે. એને લઇને સ્વયંભૂમિસર્જનની છાપ ક્યાંય જણાતી નથી. શ્રમજીવીઓના સાહિત્ય માટે સમાજવાદની ફિલસુફીનો બૌદ્ધિક ગ્રાહ માત્ર બસ નથીઃ એના પ્રચાર માટે અન્ય સાધનો, નિબંધ, ચર્ચા વ. મોજુદ છે; પરન્તુ કલાદ્વારા અનો પ્રચાર કરવો હોય તો એની પાછળ કલાસંવેદન હોવું જોઇએ. આ વાતોમાં ખાસ કરીને 'સ્વાનુભવ'નું તત્ત્વ, જે વાસ્તવિક વસ્તુ-નિરૂપણ માટે અનિવાર્ય છે એ ઘણું ઓછું છે. એ ઉપરાન્ત ભાષાના ચમકાટ–જો મસ્ત 'મિજાઝ'નો આભાસ કરાવે છે. એ પણ અમને Imitative લાગ્યા છે. ઘણી વાર લેખક વાસ્તવિક નિરૂપણ કરતાં 'રંગદર્શી' વર્ણનોમાં સરી જાય છે, અને એક પ્રકારના False Ramanticismના ભોગ બને છે. આ વાતો ઉતાવળમાં અને હોંફતાં લખાઈ હોય એમ લાગે છેઃ એટલે ક્યાંક જ્યાં કેવળ દયા અને સહાનુભૂતિની લાગણી ઉત્પન્ન થવી જોઇએ ત્યાં હાસ્ય કે જુગુપ્સા ઊપજે છે. દાખલા તરીકે, "ભૂખ" વાતમાં "ઘેવર ઘેવર" પર જ પાત્રની નજર અને છભ–ચોંટી રહ્યાં છે ત્યાં લેખકની–અને આખર વાચકની પણ–દૃષ્ટિ 'ઘેવર' પર જ લીન બની રહે છે. બધી વાતોમાં એક યોજના સામાન્ય છે જે આર્થિક અસમાનતા અત્યારના સમાજમાં એક વર્ગને અસહાય અને દુઃખી બનાવે છે. એને એ વિરોધી સ્થિતિઓના Contrastથી બતાવવામાં આવે છે પરન્તુ આ વિષયના ચિત્રણમાં જે proportion હોવું જોઇએ એ સચવાતું નથી.

આપણે ત્યાં apprentice-shipનો થોડો પણ સમય વીતાવવા લેખકો તૈયાર નથીઃ જે કંઈ લખાય એ તુરત મશીનની છભે ચ્હડી જાય છેઃ અને કદાચ, એમાંથી અમર જન્મવાને બદલે, એથી કચડાઈ ત્યાં જ નાશ પામે છે.

શ્રી. બકુલેશની વાતો પર અમે નિઃશ્વાસ નાંખ્યો છે એ બીજી વાર વધારે ધ્યાન લઇ પરિપક્વ સામગ્રી આપવા એ તત્પર બને એમ અમે ઇચ્છીએ છીએ એટલા માટે. શ્રી. રવિશંકર મહેતાની 'પીછાણ'માં ચર્ચાયેલ દૃષ્ટિબિંદુ સૌ કોઇ વિચારે એમ અમે ઇચ્છીએ છીએ.

NEPTUNE
SAVING CLOCK
મફત આપવામાં આવે છે.
રૂ. ૫૪ આખી જીંદગીપર
રૂ. ૪૫ હયાતીપર.

મહાન ધાર્મિક કથાઓમાંથી હાસ્ય ઉપજાવવાનો સૌથી પહેલો મહાન પ્રયત્ન કરવાનું માન દુનીયાની સર્વ ભાષાઓમાં ગુજરાતી ભાષાને ફાળે છે.

## “રવિવાર” અઠવાડીકમાં

આ ચાલુ વાર્તા આશરે દોઢ વર્ષ સુધી ચાલી હતી અને તેને વાંચક જનતા રસપુર્વક વાંચતી હતી એ વાર્તાની પહેલી આવૃત્તિ બે ભાગમાં થોડી જ સંખ્યામાં પ્રગટ થઈ હતી અને તે હવે મળતી પણ નથી. એટલા માટે અમે બીજી આવૃત્તિ ખાસ સ્વરૂપમાં “રવિવાર” ના ગ્રાહકોના ખાસ લાભો રાખીને પ્રગટ કરવાનો પ્રબંધ કર્યો છે ‘રવિવાર’ ના ગ્રાહકો અને વાંચકો નીચેનું લખાણ જરૂર વાંચે.

ધાર્મિક કથાઓમાંથી હાસ્ય સાહિત્ય ગુજરાતી ભાષામાં ઉપજાવવા માટે સૌથી પહેલો અને અપૂર્વ પ્રયત્ન મી. જદુરાય ડી. ખંધડીયાએ કર્યો છે.

**સંખ્યાબંધ ચિત્રો**
**સુશોભિત જેકેટ**

**૪૫૦ પાનાં**
**ઉંચા એંટીક કાગળ**

ગુજરાતના હાસ્યરસિક સાહિત્યમાં સૌથી પહેલી લખાયેલી
સળંગ નવલકથા

# સવણિક રામાયણ

આ પુસ્તકની બીજી આવૃત્તિ તા. ૧-૧-૧૯૩૭ને રોજ બહાર પડશે. અને તે પહેલાં જ ઓર્ડરો અગાઉથી નાણાં સાથે 'સૂચના'માં જણાવેલી શરતોએ મળશે તેને જ ખાસ સસ્તી કીમતે અપાશે. પુસ્તક પ્રગટ થયા પછી તેને રૂ. ૩॥ ની કીંમતે જ વેચવુ એવો અમારો નિશ્ચય છે માટે દરેક વાંચકને વિનંતિ છે કે પોતાના ઓર્ડર વખતસર નાણાં મોકલીને નોંધાવી દેવા.

ઓર્ડર નોંધવાનું ઠેકાણું
‘રવિવાર’
ઓફીસ
લેમિંગ્ટન રોડ (વેસ્ટ એન્ડ સીનેમા કંપાઉંડ)
મુંબઈ ૪.

### “રવિવાર”ના ગ્રાહકોને

આ અતિ રમુજી હાસ્યરસિક નવલકથાની એક નકલ વસાવી લેવા માટે નીચેની હકીકત નોંધી રાખો.

૧) રવિવારના ગ્રાહકો માટે દરેક નકલની કીંમત અગાઉથી રૂ. ૧ પોસ્ટેજ જુદું.
૨) બીજા વાંચકો માટે કીંમત અગાઉથી રૂ. ૧॥ પોસ્ટેજ જુદું.
૩) પુસ્તક પ્રગટ થયા પછી તેની છુટક કીંમત રૂ. ૩ પોસ્ટેજ જુદું.
૪) એજન્ટોએ પોતાના ગ્રાહકોનાં નામ સાથે નાણાં અગાઉથી મોકલી નકલો રીઝર્વ કરાવી લેવી.
૫) બુકસેલરો તરફથી અગાઉથી ઓર્ડરો નોંધવામાં આવશે નહિ.

### સૂચના

૧) ગ્રાહકોએ તેમજ એજન્ટોએ ગ્રાહક નંબર લખવા.
૨) અન્ય વાંચકોએ આ પાનું કાપીને તે સાથે ઓર્ડર મોકલવો.
૩) પુસ્તક પ્રગટ થયા પછી જેને પોસ્ટેજ બચાવવું હોય તેણે મુંબઈની અમારી ઓફીસમાંથી પુસ્તક મંગાવી લેવું. જેને ટપાલમાં મંગાવવું હોય તેણે રૂ. ૧।= અથવા ૧॥=નાં મનીઓર્ડર કરવા.
૪) બહારગામના ગ્રાહકોએ દરેક નકલ દીઠ ૪ શીલીંગના પોસ્ટલ ઓર્ડર મોકલવા.

હીરક વડોદરા—કર્તા અને પ્રકાશક: ચિમનલાલ મગનલાલ ડૉક્ટર. મામાપોળ, વડોદરા મૂલ્ય, રૂ. ૧-૧૨-૦. સમસ્ત ગુજરાતની પ્રજાને અતિ ઉપયોગી નીવડે એવા આ સાદા છતાં ગંભીર પુસ્તકના લેખકને અમારાં હાર્દિક અભિનંદન છે. શ્રી. ડૉક્ટર વર્ષોથી ગુજરાતી પ્રજાના જીવનવિકાસમાં ઊંડો રસ લે છે અને પોતાના નરેશને રચનાત્મક રાજ્યકાળના સ્મરણમાં સર સયાજીરાવ જેવા ગુર્જરનરેશના હીરક મહોત્સવના પ્રસંગનો લાભ લઈ એમણે બહુ શ્રમ સેવીને આ પુસ્તક તૈયાર કર્યું છે. વડોદરાની પ્રજાનું અને ગુજરાતની અન્ય પ્રજાનું જીવન પોતાના વિકાસસ્થાન અને આદર્શ સંબંધમાં ઓતપ્રોત સંકળાયલું ગાઢ નિકટવર્તી છે. એકનો વિકાસ ઉત્કર્ષ બીજાને પૂરતો પ્રેરક અને લાભકારક છે. આવી પ્રજાના જીવનખીલાવનું પ્રત્યેક તત્ત્વ જુદું પાડી એને દૃષ્ટાંત દલીલ અને આંકડાથી અંકિત કરી એમણે ગુજરાતની પ્રજાની એક સંગીન સેવા કરી છે. એમની આ પ્રજાવિધાયક પ્રવૃત્તિનો અમે સારો પ્રચાર ઇચ્છીએ છીએ. શ.

સ્વીકાર

મનન અને મંથન—લેખક અને પ્રકાશક: રતનલાલ વિ. ખાંડવાળા, વાડીફળીઆ, ખાંડવાળાની શેરી, સુરત; મૂલ્ય: બાર આના.

[ બાકીનાં અવલોકનો અને સ્વીકાર સ્થળ સંકોચને લીધે મુલતવી. —તંત્રીઓ.]

સર્વોત્તમ સીરા નોવા ટૂથ બ્રશ




દાંતને દરેક ખુણામાંથી સાફ કરે છે. એના વાળ ઉત્તમ જાતના હોવાથી મજબુત અને સફાઇબંધ રહે છે. આપનું બ્રશ 'સીરા' જ હોવું જોઈએ.

સી રા



સી રા

સીરા ડેન્ટલ ક્રીમ

તમારા અમૂલ્ય દાંતના રક્ષણ માટે વાપરો.
સઘળે ઠેકાણે મળે છે. આજે જ ખરીદો.

હીલ હેલીઓટ ઍન્ડ કું. લી.

સ્ટ્રેન્ડ હાઉસ, હ્યુગ્સ રોડ, મુંબઈ.

એસેમ્બ્લીની બેઠકમાં હાજરી આપવા હિન્દના પ્રતિનિધિ તરીકે શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાય જશે એમ જાહેર થયું. આચાર્ય શ્રી. આનન્દશંકર ધ્રુવનું 'ગીતા' વિષે અમદાવાના પ્રેમાભાઇ સભાગૃહમાં પ્રવચન. મુંબાઇ યુનિવર્સિટિના બોર્ડ ઓફ સ્ટડીઝ માટે યુનિવર્સિટિની ફેકલ્ટી ઓફ આર્ટ પ્રો. ભાનુશંકર બી. વ્યાસ અને પ્રો. અતિસુખશંકર ત્રિવેદીને કો-ઓપ્ટ કર્યા. રાજકોટના યુવકસંઘે પ્રગતિશીલ લેખકોનું સંમેલન ભરવા નિર્ણય કર્યો.

તા. ૨૧ : વીસ વર્ષ સ્વદેશભૂમિથી નિષ્કાસન પામેલ શૈલેન્દ્રનાથ ઘોષને સ્વદેશમાં દાખલ થવાની પરવાનગીના સમાચાર પ્રગટ થયા. ઓસ્ટ્રિયાના વ્હાઇસ ચાન્સેલરે ઢંઢેરો પીટાવ્યો કે એક લાખ પ્રજાજનોએ ફરજિયાત લશ્કરી તાલીમ લેવી.

તા. ૨૨ : મુંબાઇ વેપારી ચેમ્બરની શતાબ્દી ઊજવાઇ. સ્ત્રીએ ઘર જ સાચવવું જોઇએ એવો જર્મનીનો નિર્ણય પ્રસિદ્ધ થયો.

તા. ૨૬ : શ્રી. ભાનુશંકર વ્યાસને પ્રમુખપદે મુંબાઇના પ્રગતિવાદી લેખકમંડળની સભામાં 'સાહિત્ય પરિષદ' વિષે ચર્ચા થઇ.

તા. ૨૭ : અમદાવાદ પ્રેમાભાઇ સભાગૃહમાં આચાર્ય આનંદશંકર ધ્રુવનું 'ગીતા' ઉપર પ્રવચન. મુંબાઇ હીરાબાગમાં કવિ દયારામની ૧૫૯ મી સંવત્સરી ઊજવાઈ.

તા. ૨૮ : સર ફિરોઝ શેઠનાએ ધારાસભામાં સામ્યવાદના વિચારોના પ્રચાર સામે પડકાર કર્યો. હિન્દમાં 'પેલેસ્ટાઇન દિન' ઊજવાયો.

તા. ૨૯ : કરાડી (સુરત) ગુજરાતની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનું સંમેલન મળ્યું.

તા. ૩૦ : ઝરીઆના ગુજરાતી અને બંગાળીના અભ્યાસકે રવિબાબુ કૃત 'જોગાજોગ'ના શ્રી. ચાવડાએ કરેલા બીનપરવાનગીવાળા અનુવાદ સંબંધમાં 'જન્મભૂમિ'એ સત્ય પ્રગટ કર્યું.

## ઑક્ટોબર

તા. ૨ : મહાત્માજીની ૬૮ મી જયન્તી નિમિત્તે દેશભરમાં ગાંધી સપ્તાહ ઊજવવાનો આરંભ થયો. ગુજરાત વિદ્યાપીઠનું ગ્રંથાલય અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી પ્રજાના ઉપયોગાર્થે ખુલ્લું મુકાયું. ગાંધી સપ્તાહનિમિત્તે જ્યોતિસંઘ અમદાવાદ, તરફથી સ્ત્રીગૃહઉદ્યોગ પ્રદર્શન કોન્ગ્રેસ હાઉસમાં આચાર્ય કૃપલાનીજીને હાથે ખુલ્લું મુકાયું.

તા. ૩ : ગુજરાતી સાહિત્ય પરિષદ વ્યાખ્યાનમાળા નિમિત્તે શ્રી. રામપ્રસાદ બક્ષીનું 'પ્રાચીન હિન્દમાં મનોવિકાસ' એ વિષે ભાષણ. ગાંધીજીના જીવન વિષે રવીબાબુએ શાંતિનિકેતનમાં પ્રેરક પ્રવચન કર્યું. 'દુનીયાની અંધાધુંધીમાંથી ગાંધીવાદ જન્મ્યો છે' એ ઉદ્દેશનું શ્રી. કનૈયાલાલ મુનશીનું મુંબાઇ ઝીણા-સભાગૃહમાં વ્યાખ્યાન.

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## વાર્ષિક સામાન્ય સભાનો અહેવાલ

સાહિત્ય પરિષદની વાર્ષિક સામાન્ય સભા તા. ૨૬ મી સપ્ટેંબર ૧૯૩૬ ને શનિવારે સાંજે ચાર વાગે શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિરમાં મળી હતી. પરિષદના પ્રમુખ દિ. બ. શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની ગેરહાજરીમાં ઉપપ્રમુખ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ સભાનું પ્રમુખસ્થાન લીધું હતું. સભામાં નીચેના અન્ય સભ્યો હાજર હતા:—

| | | | |
|---|---|---|---|
| શ્રી. | મનહરરામ મહેતા | શ્રીમતી | લીલાવતી મુનશી |
| ,, | ગોકુળદાસ રાયચુરા | ,, | નંદુગૌરી ઠાકર |
| ,, | મણિલાલ નાણાવટી | શ્રી. | ભદ્રજી ધ્રુવ |
| ,, | દુર્ગાશંકર શાસ્ત્રી | ,, | ભાનુશંકર વ્યાસ |
| ,, | અંબાલાલ જાની | ,, | મનહરનાથ પારેખ |
| ,, | અંબાલાલ પરીખ | ,, | મનુભાઈ ઠાકર |
| ,, | ગોકુળભાઈ ભટ્ટ | ,, | યશવંત પંડ્યા |
| ,, | બિહારીલાલ શાસ્ત્રી | ,, | પરેશ શુક્લ |
| ,, | ભગવાનલાલ ભટ્ટ | ,, | શંકરપ્રસાદ રાવળ |

શરૂઆતમાં, મંત્રી શ્રી. મનહરરામ મહેતાએ ગઈ સભાની મીનીટ્સ વાંચી સંભળાવી હતી. તે પછી સભામાં નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા:—

૧. પરિષદનો તા. ૩૧–૩–૩૬ સુધીનો તપાસાઈને રજુ કરવામાં આવેલો વાર્ષિક હીસાબ મંજુર કરવામાં આવે છે.

૨. આવતા પરિષદ સમેલનમાં રજુ કરવાનો પરિષદ પ્રગતિનો તા. ૨૬–૯–૩૬ સુધીનો મંત્રીઓએ રજુ કરેલો અહેવાલ શ્રી. કનૈયાલાલ મુનશીએ સૂચવેલા સુધારાવધારા સાથે મંજુર કરવામાં આવે છે.

૩. મેસર્સ. જયંતીલાલ કે. ઠક્કરની કં. ને આવતા વર્ષ માટે અવૈતનિક ઓડીટર તરીકે નીમવામાં આવે છે.

પ્રમુખશ્રીનો ઉપકાર માની સભાનું વિસર્જન થયું હતું.

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## પરિષદ પ્રવૃત્તિનો તા૦ ૨૬–૯–૩૬ સુધીનો અહેવાલ

લાઠીમાં તા૦ ૧–૧–૩૪ ને રોજ પરિષદ સંમેલનની વિષય-વિચારીણી સભા આગળ તા૦ ૨૪–૧૨–૩૩ સુધીની પરિષદ પ્રવૃત્તિનો અહેવાલ રજુ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી તા૦ ૨૬–૯–૩૬ સુધીનો અહેવાલ નીચે પ્રમાણે છેઃ–

લાઠી સંમેલને નીચે જણાવેલા ત્રણ મહત્ત્વના વિષયોના સંબંધમાં ઠરાવો પસાર કર્યા હતાઃ–

૧. ઐતિહાસિક અવશેષો
૨. ગુજરાતનું સાંસ્કારિક ઐક્ય
૩. કલાપી સ્મારક

ઉપર્યુક્ત પહેલા ઠરાવના સંબંધમાં મધ્યસ્થ સભાએ ડૉ. હરિપ્રસાદ દેસાઇના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમી હતી અને તેના મંત્રી તરીકે કાર્ય કરવા શ્રી. પ્રતાપરાય મહેતા અને શ્રી. મુનિકુમાર ભટ્ટની નીમણુંક કરવામાં આવી હતી. આ સમિતિએ પોતાનું કાર્ય પુરું કર્યું છે અને થોડા વખતમાં એનો અહેવાલ આપણા હાથમાં આવશે એવી આશા રાખી હતી પણ તે હજી સુધી પૂર્ણ નથી થઈ.

બીજા ઠરાવના સંબંધમાં નિવેદન કરવાનું કે એનો સંપૂર્ણ અમલ કરવાને વાસ્તે કેટલીએક મહત્ત્વની વિગતો ગુજરાત વિશેષના સીમાડા પર આવેલા ભાગોમાંથી તેમ જ પરદેશમાંથી મેળવવાની આવશ્યકતા હોવાથી એ સંબંધી અધિકારીઓએ એક પત્રક ઘડી કાઢ્યું છે. ગુજરાતીઓમાં સાહિત્યવિષયક સંસર્ગ વધારવા મધ્યસ્થ સભાએ એક વ્યાપક યોજના ઘડી કાઢી છે. એ યોજનાની રૂએ (અ) ગુજરાતી સાહિત્ય–પ્રાચીન અને અર્વાચીન, (આ) ગુજરાતનો ઇતિહાસ અને સમાજ, અને (ઇ) જગતનું સાહિત્ય–એ ત્રણ વિષયોનો શિક્ષણક્રમ યોજી તેને લગતા વિષયોના વિદ્વાનો પાસે ગુજરાતમાં જુદે જુદે સ્થળે વ્યાખ્યાનો અપાવવાની, અને વ્યાખ્યાતાઓને પુરસ્કાર આપી તે વ્યાખ્યાનો છપાવી પ્રસિદ્ધ કરવાની ગોઠવણ કરવામાં આવી છે, અને તેનો અમલ કરવાનો આરંભ થઇ ચુકયો છે. એ યોજનાથી પરિષદનું કાર્યક્ષેત્ર વિસ્તૃત થતાં તેનો ઉદ્દેશ સફળ થવાની અમે આશા રાખીએ છીએ.

ત્રીજા ઠરાવના સંબંધમાં જણાવવાનું કે લાઠીના ઠાકોર સાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજી તથા સર પ્રભાશંકર પટ્ટણીની સહાયથી કાઠીયાવાડના પાંચ રજવાડાઓ તરફથી કુલ રૂ. ૪,૪૦૦ (ભાવનગર ૨,૫૦૦, મોરબી ૧,૦૦૦, રાજકોટ ૫૦૦, પાલીતાણા ૨૦૦ અને વાંકાનેર ૨૦૦) ભરાયા છે જેમાંથી રૂ. ૩,૪૦૦ વસુલ થયા છે. અને અત્રેની સાહિત્ય સંસદના આશ્રય તળે એના પ્રમુખ શ્રીયુત મુનશીજીના પ્રયાસથી "નરસૈંયો–ભક્ત હરિનો" એ નામક એક નાટયરાસક ભજવાયો હતો અને તેની આવકમાંથી રૂ. ૧,૦૦૦ એક હજાર આ સ્મારક ખાતે મળ્યા છે.

આ ઉપરાંત પરિષદ તરફથી નીચે પ્રમાણે પ્રવૃત્તિ કરવામાં આવી છે:—

હિંદની લિપિ એક કરવા માટે કાર્ય કરતી લિપિ સમેલન સાથે સહકાર કરવા નીચેની સમિતિ નીમવામાં આવી છે:–

દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી
શ્રી. નરસિંહરાવ દીવેટીઆ
„ કનૈયાલાલ મુનશી
„ કાકાસાહેબ કાલેલકર
„ કિશોરલાલ મશરૂવાળા

અખિલ ભારતના સાહિત્યકારો વચ્ચે સંસર્ગ વધારવાની બાબતમાં હિંદી સમેલનને જરૂર પડે સહકાર આપવા સમિતિ નીમવાની પ્રમુખને સત્તા આપવામાં આવી છે.

અખિલ ભારતની પ્રાન્તીય ભાષાઓના સાહિત્યને હિંદીમાં પ્રગટ કરવાને પ્રસિદ્ધ થતા 'હંસ' માસિકની 'સંપાદક સમિતિ' પર દિ. બ. ઝવેરી તથા આચાર્ય આનંદશંકર ધ્રુવને નીમવામાં આવ્યા હતા.

સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીઆરના સ્મારક માટે એકઠાં કરેલાં નાણાંની વ્યવસ્થા માટે શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રયાસથી અને એમના સહકારીઓ શ્રી. વિશ્વનાથ વૈદ્ય અને શ્રી. સન્મુખલાલ પંડ્યાની સમ્મતિથી અમુક શરતોએ પરિષદને સોંપવામાં આવ્યાં છે.

નર્મદ સ્મારકને લગતાં પુસ્તકો ઉપરાંત અમર ભરોસા સમિતિએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાંથી જેની પુરતી નકલો હોય તે તેમ જ સ્વ. પઢીઆર સ્મારકાર્થે જે પુસ્તક પ્રસિદ્ધ થયું છે તે દરેકની એકેક નકલ પરિષદના સર્વ સભ્યોને વિના મૂલ્યે આપવાની અધિકારીઓને સત્તા આપવામાં આવી છે અને તેનો અમલ કરવામાં આવ્યો છે.

સાહિત્ય પરિષદોના અત્યાર સુધીના નિબંધસંગ્રહોમાંથી પ્રસિદ્ધ કરવા લાયક નિબંધો પસંદ કરી પરિષદે પ્રગટ કરવા એક વિગતવાર યોજના તૈયાર કરવાનું મંત્રીઓને સોંપવામાં આવ્યું છે.

આસરનું બ્રાહ્મી તેલ

સ્વચ્છ, સુંદર અને સુવાસિત મગજની શક્તિ વધારનાર તેલ

મગજ ભારી તેમજ માથાનો ધોરો, તાલ, હીટસ્ટ્રોક, આંખની બળતરા અને સોજો આંખમાંથી વારંવાર પાણી પડવું, વગેરે દૂર થાય છે. અને આંખનું તેજ વધે છે તેમ જ મગજને ઠંડક આપે છે. વાળને માટે તેમજ શરીરે ચોળી ન્હાવા માટે બન્ને રીતે વાપરી શકાય છે. એમાં સુગંધિત દ્રવ્યો છે, સર્વ વાપરીને સંતોષ પામે છે.

ધી આસર કેમીકલ વર્ક્સ, ૩૩૭, કાલા બજાર, મુંબાઇ ૨.

પુસ્તક પ્રકાશનને લગતી પ્રવૃત્તિ પાછી હાથ ધરવામાં આવી છે. તેને અંગે ક્રમિક પાઠ્યપુસ્તક ૩ જું તૈયાર થઈ ગયું છે, અને તે પ્રસિદ્ધ કરવાનું કાર્ય અલ્પ સમયમાં હાથ ધરવામાં આવશે.

નડીયાદમાં પરિષદની ૯મી તથા ૧૦મી બેઠક થઇ હતી, તેનો અહેવાલ પ્રસિદ્ધ કરવાનું કાર્ય ત્યાંના એક મંત્રી શ્રીયુત જયંતિલાલે અમારામાંના એક મંત્રી શ્રીયુત હીરાલાલ પારેખને સોંપતાં તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

લાઠી પરિષદ સંમેલનનો અહેવાલ પણ પ્રસિદ્ધ થઇ ગયો છે.

આ સંસ્થામાં હાલ સર્વ પ્રકારના મળી ૧૧૭ સભાસદો છે.

આપણી તા૦ ૩૧ મી માર્ચ ૧૯૩૬ સુધીની નાણાં સંબંધી સ્થિતિ નીચે પ્રમાણે છેઃ—

સ્વ. કાંટાવાળા ટ્રસ્ટ ફંડોમાં મૂળ રકમ તથા વ્યાજના મળી કુલ રૂ. ૧૪,૬૪૪–૩–૩ જમા છે. અને તેમાંથી રૂ. ૧૩,૮૬૨–૦–૯ સરકારી જામીનગીરીઓમાં રોકેલા છે. તેમ જ નર્મદ સ્મારક ફંડમાં રૂ. ૧૦,૫૬૧–૫–૯ જમા છે તેમાંથી રૂ. ૯,૭૩૨–૧૦–૩ રોકેલા છે. સ્વ. રણછોડદાસ મોદી સ્મારક ફંડમાં રૂ. ૨૦,૨૭૭–૭–૧૧ છે તેમાંથી રૂ. ૧૯,૧૬૩–૧૦–૯ રોકેલા છે. અને સ્વ. પઢીયાર સ્મારક ફંડના રૂ. ૫,૨૨૭–૧–૦ માંથી રૂ. ૫,૨૦૪–૧–૮ રોકેલા છે. તે ઉપરાંત કલાપી સ્મારક ફંડ ખાતાના રૂ. ૪,૩૨૧–૦–૦ જમા છે તેમાંથી રૂ. ૪,૦૦૦ બેન્ક ઓફ ઇન્ડીઆમાં ફીક્સડ ડીપોઝીટમાં રાખેલા છે. હીસાબ ઓડીટ થયા પછી નર્મદ સ્મારક ફંડની સીલકમાંથી રૂ. ૫૦૦ ના ૬ ટકાના બોમ્બે મ્યુનીસીપલ બોન્ડ તથા રણછોડદાસ ફંડની સીલકમાંથી રૂ. ૧,૦૦૦ ના ૪ ટકાના મુંબાઇ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બોન્ડ લીધાં છે. બાકી રહેલી રકમો સેવીંગ્સ બેન્કમાં જમા રાખેલી છે.

પરિષદના પોતાના સામાન્ય ભંડોળ ખાતે રૂા. ૨,૦૦૦ ના બોમ્બે કો. ઓપરેટીવ બેન્કના ડીબેન્ચર ભંડોળ સમિતિ તરફથી મળ્યાં હતાં તે ઉપરાંત લવાજમો, પુસ્તકોની રોયલ્ટી, ડીબેન્ચર તથા ચાલુ ખાતાનાં વ્યાજ વગેરેની અત્યાર સુધીની પરચુરણ આવકમાંથી રૂ. ૧૯૫૧–૮–૭, ૬ ટકાના કરાંચી પોર્ટ ટ્રસ્ટ બોન્ડમાં રોકેલા છે. બાકી રહેલી સીલક રૂ. ૫૮૬–૬–૨ સેવીંગ્સ બેન્કમાં જમા છે.

ઇ. સ. ૧૯૩૪–૩૫ માં ૧૨મું સાહિત્ય પરિષદ સંમેલન ભરાવવું જોઇતું હતું, પણ તે સંમેલનના નિયુક્ત થયેલા પ્રમુખ મહાત્મા ગાંધીજીની અનુકૂલતા અનુસાર તે ૧૯૩૬ માં ભરાયું છે. બંધારણમાં થએલી આ ક્ષતિ, આશા રાખવામાં આવે છે કે, દરગુજર કરવામાં આવશે અને ૧૩મું સંમેલન ઇ. સ. ૧૯૩૭ નું વર્ષ પુરું થાય તે પહેલાં ભરાશે.

# ડૉ. રવિશંકર ગણેશજી અંજારીઆકૃત પુસ્તકો

**૧૯૩૭ના માર્ચ આખર સુધીમાં ખરીદનારને નીચેની ખાસ ઘટાડેલી કિંમતે આપવામાં આવશે.**

| | મૂળ કિંમત | ઘટાડેલી કિંમત | | મૂળ કિંમત | ઘટાડેલી કિંમત |
|---|---|---|---|---|---|
| ૧ વગર દાકતરનો વૈદ | ૨-૦-૦ | ૦-૧-૦ | *૬ હિંદના હિતનો [illegible] | ૧-૦-૦ | |
| ૨ પ્રભાત પ્રાર્થનામાળા | ૨-૦-૦ | ૦-૧૧-૦ | ૭ હઠયોગ | ૧-૮-૦ | ૦-૭-૦ |
| ૩ વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી | ૧-૮-૦ | ૦-૮-૦ | *૮ શતશ્લોકી | ૦-[illegible]-૦ | |
| ૪ વહુને શિખામણ | ૧-૦-૦ | ૦-૫-૦ | *૯ આરોગ્ય દોહાવલી | ૦-૧-૦ | |
| *૫ આદર્શ જીવન | ૧-૦-૦ | | કુલ કિંમત રૂ. | ૯-૧૪-૦ | |

*આ પુસ્તકો છૂટક મળી શકશે નહિ આખા સેટમાં જ અપાશે. પોસ્ટેજ ખર્ચ અલગ.

નવ પુસ્તકોના આખા સેટની મૂળ કિંમત રૂ. ૯-૧૪-૦ થાય છે તે રૂ. ૩-૪-૦ મળશે.

ઉપરના પુસ્તકો મુંબઈ તેમજ અમદાવાદમાં નીચે જણાવેલા ઠેકાણેથી મળી શકશે. પરંતુ મુંબઈમાં ઘટાડેલી કિંમત ઉપર રૂપીએ ૦-૨-૬ અને અમદાવાદમાં રૂપીએ ૦-૧-૬ ખર્ચ જેટલું વધુ લેવાશે.

**મુંબાઈમાં:—આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨**

**અમદાવાદમાં:—ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ—અમદાવાદ**

---

દરેક સાર્વજનિક પુસ્તકાલયમાં અને દરેક સંસ્કારી ગૃહમાં ખાસ રાખવા જેવાં રુચિર, બોધક, ઉપકારક અને મનુષ્ય જીવનને માર્ગદર્શક થાય તેવા શિષ્ટ વાચન માટે પસંદગી પામેલાં ઉત્તમ કોટિના પુસ્તકો:—

| | મૂળ કિંમત | લેવાની કિંમત | | મૂળ કિંમત | લેવાની કિંમત |
|---|---|---|---|---|---|
| શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર | ૩-૦-૦ | ૧-૮-૦ | ૭ અપંગની પ્રતિભા (હેલન કેલરની આત્મકથા) | ૦-૧૨-૦ | ૦-૧૨-૦ |
| ૨ વીર ગારફિલ્ડ | ૧-૮-૬ | ૧-૦-૦ | ૮ જગતના મીનારા | ૦-૮-૦ | ૦-૭-૦ |
| ૩ બેન્જામીન ફ્રેન્કલીન | ૨-૦-૦ | ૧-૦-૦ | ૯ આપણા જીવનની કેટલીક ખામીઓ | ૧-૮-૯ | ૧-૪-૦ |
| ૪ બુકર ટિ. વૉશિંગ્ટન | ૧-૧૨-૦ | ૧-૦-૦ | ૧૦ ગાંધીજીની આત્મકથા ભાગ ૧-૨ | ૧-૦-૦ | ૧-૦-૦ |
| ૫ ફોરમ પુસ્તક ૧-૨ | ૧-૧૩-૦ | ૧-૦-૦ | | | |
| ૬ થોમસ આલ્વા એડીસન | ૨-૦-૦ | ૧-૦-૦ | | | |

પોસ્ટેજ તથા રવાનગી ખર્ચ જુદું.

**લખો:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**
**રાવપુરા—વડોદરા.**

સાહિત્ય સંસદ તરફથી
તંત્રીમંડળ :
જ્યોતીન્દ્ર હ. દવે
ધનસુખલાલ કૃ. મહેતા
રમણ ન. ઢીલ
શંકરપ્રસાદ છ: રાવલ
ભાનુશંકર બા. વ્યાસ
(૧૧૧, એસ્પ્લેનેડ રોડ,
મુંબઇ-૧)

# ગુજરાત



નવું પુસ્તક ૩: અંક: ૩
નવેમ્બર : ૧૯૩૬

## પરિષદ વિશેષ અંક : અનુક્રમણી

# સ્ત્રીના સૌભાગ્યની નીશાની

**હીરા**ના સળી કી. રૂ. ૨૦ તથા વધારે
ફુડાજોડી કી. રૂ. ૧૫૦ તથા વધારે

ચાલુ સસ્તા દામે હીરાની જણસો વસાવવાની આ તક છે

બહારગામના ઓર્ડરનો માલ વી. પી.થી મોકલવામાં આવશે.
કોઇ પણ કારણસર માલ પસંદ નહિ પડે તો એક અઠવાડીઆ
સુધીમાં પૂરાં નાણાં આપી માલ પાછો રાખીશું.

સ્થાપના : ૧૮૯૫

## સુરજમલ લલ્લુભાઇની કું.

હીરાના વેપારી,
૩૫૯, કાલબાદેવી રોડ મુંબાઇ, ૨.

---




## ખાસ દીવાળી માટે "બ્રોડકાસ્ટે" નીચેની રેકર્ડો બહાર પડી છે:

તમારે તેના સિવાય ચાલશે જ નહિ

માસ્ટર વસંત-અમૃત.

Gr. ૩૦૨૫ { કરકી ફીરાઈ માલા—જોગીયા મીશ્ર.
જન્મ મેં આ જાના કે બાદ—પહાડી ગારા.

બ્રોડકાસ્ટ ડ્રામેટીક પાર્ટી.

B ૩૦૦૪ { યુગ ચમકાર — ફારસ.
ગુણવંતો ઘરનાર — ફારસ.

બ્રોડકાસ્ટ ગરબા પાર્ટી.

B ૩૦૨૧ { માથે મટુકી લઇને — ગરબો.
સખી ગોકુલમાં — ગરબો.

## ધી મ્યુઝીકલ પ્રોડક્ટ્સ લી૦

મુંબાઇ — કલકત્તા — મદ્રાસ — કોલમ્બો

# ગુજરાત



નવું પુસ્તક: ૩—નવેમ્બર : ૧૯૩૬ :—અંક : ૩

પરિષદ વિશેષ અંક

## જય! જય! ગરવી ગુજરાત!

જય! જય! ગરવી ગુજરાત!
જય! જય! ગરવી ગુજરાત,
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળ ઝળળ કસુંબી પ્રેમશૌર્યે અંકિત,
તું ભણવભણવ નિજ સંતતી સહુને પ્રેમભક્તિની રીત.
ઊંચી તુજ સુંદર જાત,
જય! જય! ગરવી ગુજરાત! .......૧

ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા કુંતેશ્વરમહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ
છે સહાયમાં સાક્ષાત
જય! જય! ગરવી ગુજરાત!.......૨

નદી તાપીનર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટનાં જુદ્ધરમણ ને રત્નાગરસાગર;
પર્વત ઉપરથી વીરપૂર્વજો દે આશીષ જયકર;
સંપે સોહે સહુ જાત,
જય! જય! ગરવી ગુજરાત!.......૩

તે અણહીલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ,
તે રંગથકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત!
શુભ શકુન દીસે મધ્યાન શોભશે, વીતી ગઈ છે રાત;
જન ઘૂમે નર્મદા સાથ
જય! જય! ગરવી ગુજરાત!.........૪

# ગુ ર્જ ર ગિ રા

પૃથ્વી નન્દન હિંદ: બાહુબન્ધ ગુજરાત: જો!
ગુર્જરિયે અરવિન્દ, જો! મુમ્બાઈની મોહિની!

ઉત્તર આર્યાવર્ત નર્મદાનીરે ઝૂલતો–
સીતારામ જ સ્વસ્થ અનસૂયાશ્રમમાં થયાં!

પરાક્રમ ને પ્રતાપ ભૂમિભાવ ભજવે અભય–
દ્વારિકેશને લાભ જય મહાભારતે ઝીલ્યો!

એકલવીર વનરાજ ગિરિનરસિંહાદ્રિશિરે–
જગને જીવન રાજ સુર નરસિંહ સજાવતો!

કચ્છ કાઠિયાવાડ ગુર્જરસુરાષ્ટ્ર ગર્જતો!
પાટણ અણહિલવાડ સર્જે જયરૂપ ચાવડો!

જીવતરને સત્‌-જંગ ગજે દિલજબરી પ્રજા:
અસત્‌ના અષ્ટરંગ ફૂંક ફરે ત્યાં ઉડી જતા!

અનુભવે આત્મભોગ: ઉત્‌–યોગે ઉપયોગ દે:
ગુણગર્જનિયા લોક ગળકાવે ગુર્જરગિરા!

ઉરના અબોલ કોલ સુહૃતપુવારે ફૂટતા–
જીવનના જયબોલ લલકારે ગુર્જરગિરા!

વિરહાક ઉત્કંઠ જગવે હિમ્મતબહાદુરી–
ગાંધીજી સત્સંત પડકારે ગુર્જરગિરા!

લલિત

# પરિષદ્‌પ્રવૃત્તિ: ઈ. સ. ૧૯૦૫થી ૧૯૩૬

[ જ્યારથી ગુજરાતી સાહિત્ય પરિષદ સ્થપાઈ ત્યારથી આજ સુધીની તેની પ્રવૃત્તિઓનું અહીં તેના અહેવાલોમાંથી દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. તંત્રીઓ ]

૧

### પહેલી સાહિત્ય પરિષદ

ઈ. સ. ૧૯૦૫ના એપ્રિલમાં પહેલી સાહિત્ય પરિષદ ભરવાનું નક્કી થયું, અને એ વર્ષમાં જૂનની આખરમાં અને જુલાઈની શરુઆતમાં શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીને પ્રમુખપદે પરિષદ અમદાવાદમાં ભરાઈ.

સાહિત્ય સભાએ પરિષદમાં ચર્ચવાના ૮ વિષયોની યાદી છપાવી ગુજરાતના વિદ્વાનો ઉપર મોકલી હતી

સ્વાગતસમિતિના પ્રમુખ શ્રી. રમણભાઈ મહીપતરામ નીલકંઠ હતા.

પ્રમુખના ભાષણ ઉપરાંત જે ઉપયોગી નિબન્ધો રજુ થયા હતા તેમાં મુખ્યત: શ્રી કેશવલાલ ધ્રુવનો 'વાગ્વ્યાપાર'નો નિબન્ધ, શ્રી કાન્તનો "આપણું અર્વાચીન કાવ્યસાહિત્ય" નો નિબન્ધ, શ્રી નરસિંહરાવ ભોળાનાથનો 'જોડણી' નો નિબન્ધ તથા લોકગીત, લોકકથા અને જોડણી વિષેના અન્ય નિબન્ધો ગણાવી શકાય. વિજ્ઞાનની પરિભાષાની ચર્ચા પણ આ પરિષદમાં શરુ થઈ હતી.

શ્રી બળવન્તરાય ઠાકોર તરફથી પરદેશની શિષ્ટ ભાષાઓનો અભ્યાસ અને તે ભાષાઓના ગ્રન્થોનાં ભાષાન્તર માટે સૂચન થયું હતું.

આ પરિષદનો અહેવાલ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ ઈ. સ. ૧૯૦૭ માં છપાવી પ્રસિદ્ધ કર્યો છે, અને એ પરિષદના મંત્રી શ્રી. રણજિતરામ વાવાભાઈ મહેતા હતા.

૨

### બીજી સાહિત્ય પરિષદ

બીજી સાહિત્ય પરિષદ ઈ. સ. ૧૯૦૭ના સપ્ટેમ્બરમાં મુંબાઈમાં શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદે મળી હતી.

અનેક સંસ્થાઓના પ્રતિનિધિઓએ આ પરિષદમાં હાજરી આપી હતી. સ્વાગત મંડળના પ્રમુખ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી હતા.

સ્વર્ગ. ગોવર્ધનરામ ત્રિપાઠીનું સ્મરણ કાયમ રાખવા માટે ઠરાવ કરવામાં આવ્યો હતો.

જોડણી અને લિપિ નિરાકરણ લાવવા બે સમિતિઓ નીમવામાં આવી હતી.

મુંબાઇના પારસી લેખકમંડળે પરિષદના પ્રતિનિધિઓનો નિમંત્રણ આપી સત્કાર કર્યો હતો.

પ્રમુખના વિદ્વત્તાપૂર્ણ ભાષણ ઉપરાન્ત રજૂ થયેલા નિબંધોમાં મુખ્યતઃ શ્રી અંબાલાલ જાનીનો 'અખો અને તેની કવિતા' વિષેનો, શ્રી કેશવલાલ ધ્રુવનો 'પદ્યરચનાના પ્રકાર' વિષેનો, શ્રી રમણભાઇ નીલકંઠનો 'અલંકારશાસ્ત્ર' વિષેનો, શ્રી નરસિંહરાવ દીવેટિયાનો 'અભિનયકલા' વિષેનો, આચાર્ય વલ્લભજી હરિદત્તનો 'ભાષાવતાર' વિષેનો વગેરે ગણનાપાત્ર છે. આ ઉપરાન્ત જૈન સાહિત્ય તેમ જ પ્રાચીન સાહિત્ય, વિજ્ઞાન અને ઇતર કળાઓ વિષે નિબન્ધો રજૂ થયા હતા.

આ પરિષદનો અહેવાલ તે પરિષદની સ્વાગત સમિતિએ મુંબાઇથી ઇ. સ. ૧૯૦૭માં પ્રસિદ્ધ કર્યો છે.

નિબંધોનું પ્રમાણ વધી જવાથી ચર્ચાને અવકાશ મળી શક્યો ન હતો.

પૂનામાં મળેલી મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદમાં પરિષદના પ્રતિનિધિઓ મોકલવાનો ઠરાવ થયો હતો.

૩

**ત્રીજી સાહિત્ય પરિષદ**

ત્રીજી સાહિત્ય પરિષદ ઇ. સ. ૧૯૦૯ માં રાજકોટમાં શ્રી અંબાલાલ સાકરલાલ દેસાઇને પ્રમુખપદે મળી હતી.

સ્વાગત સમિતિના પ્રમુખ ગોંડલનાં સ્વર્ગ. મહારાણી શ્રી નંદકુવરબા હતાં.

આ સાહિત્ય પરિષદને અંગે એક પ્રદર્શન ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું અને તેને માટે એક સમિતિ નીમવામાં આવી હતી.

આ પરિષદને સહકાર આપવા અને તેની સફળતા ઇચ્છવા કોબે (જાપાન) અને લંડનમાં વસતા ગુજરાતીઓની તે તે સ્થળે સભા મળી હતી.

પરિષદનો ઉદ્‌ઘાટનવિધિ એ વખતના ગવર્નરના એજન્ટ મિ. હિલે કરી હતી.

નવી ગુજરાતી વાચનમાળામાં કેટલાક સુધારાઓનું સૂચન સરકારને કરવામાં આવ્યું હતું.

જોડણીની યોજના તૈયાર કરવા સમિતિ નીમવામાં આવી હતી.

યુનિવર્સિટીને અભ્યાસક્રમની બાકી રહેલી કક્ષાઓમાં ગુજરાતીને સ્થાન આપવાની ભલામણ કરવામાં આવી હતી. વ્યાખ્યાનમાળાની વ્યવસ્થા કરવા બધારણનો ખરડો

આ પરિષદ એપ્રિલ ૧૯૧૨ માં મળી હતી અને તેનો અહેવાલ વ્યવસ્થાપક મંડળે ઇ. સ. ૧૯૧૩ માં પ્રસિદ્ધ કર્યો છે. પરિષદના અને સ્વાગત મંડળના પ્રમુખનાં ભાષણો ઉપરાંત બીજા કેટલાક નિબન્ધો પણ બાળબોધ લિપિમાં છાપવામાં આવ્યા છે.

૫

પાંચમી સાહિત્ય પરિષદ

પાંચમી સાહિત્ય પરિષદ ઇ. સ. ૧૯૧૫ના મે માસમાં સુરતમાં શ્રી નરસિંહરાવ ભોળાનાથના પ્રમુખપદે મળી હતી. સ્વાગતમંડળના પ્રમુખ શ્રી મધુવચરામ હોરા હતા.

આ પરિષદને અગે પ્રદર્શન પણ ભરવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો અને તેની વ્યવસ્થા કરવા એક સમિતિ નીમવામાં આવી હતી.

વિદ્યાવિનોદ નાટક કંપનીના મેનેજર રા. પ્યારેલાલે પરિષદના લાભાર્થે પોતાની કંપનીનું 'માલતીમાધવ' નામનું નાટક ભજવવાનું કબુલ્યું હતું.

ગુજરાતની જુદીજુદી કોમની અને ધંધાની બોલીઓના શબ્દોને એકત્ર કરવાનુ કામ મંત્રીઓને સોંપવામાં આવ્યું હતું.

હાઇસ્કૂલ અને કૉલેજની કેળવણીમાં ગુજરાતીને વિશેષ મહત્ત્વનું સ્થાન મળે તે માટે પ્રબન્ધ કરવા એક સમિતિ નીમવામાં આવી હતી.

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન વગેરે વિષયોની પરિભાષા હિન્દની અન્ય ભાષાઓમાંથી પ્રસિદ્ધ કરવા પ્રકાશક સંસ્થાઓને ભલામણ કરવામાં આવી હતી.

હિન્દી ભાષાના પ્રચારને અને દેવનાગરી લિપિને ઉત્તેજન આપના ઠરાવો પસાર થયા હતા.

થોડા વિશેષ ફેરફારો કરીને ચોથી પરિષદે માન્ય રાખેલું બંધારણ સ્વીકારવામાં આવ્યું હતું અને તેનો સમાવેશ અહેવાલના ગ્રન્થમાં કરવામાં આવ્યો છે.

પ્રદર્શનમાં ચિત્રો, કોતરકામના નમૂનાઓ, સચિત્ર હસ્તલિખિત ગ્રન્થો, વસ્ત્રો, ધર્મ પંથોનું સાહિત્ય, શિલાલેખોની નકલો, તામ્રપત્રો વગેરે વસ્તુઓ રજુ કરવામાં આવી હતી.

પરિષદ અને પ્રદર્શનને લગતાં ઇનામ ચાંદ વગેરે વહેંચવા જાહેર સભા ભરવામાં આવી હતી.

પ્રમુખના વિદ્વત્તાપૂર્ણ અને સંગીન ભાષણ ઉપરાંત રજુ થયેલા નિબન્ધોમાં મુખ્યતઃ ડૉ. એલ. પી. ટેસિટોરીનો 'Old Gujarati and Old Western Rajasthani' નો અંગ્રેજીમાં રજુ થયેલ નિબન્ધ, રા. ચીમનલાલ દલાલનો 'પાટણના ભંડારોના અને પ્રાચીન ગુજરાતી સાહિત્ય' વિશેનો નિબન્ધ, શ્રી નૃસિંહદાસ વિભાકરનો 'કલાનો આદર્શ' એ

નિબન્ધ વગેરે ગણનાપાત્ર છે. તે ઉપરાંત વૈદક સાહિત્ય, જૈન સાહિત્ય, ગુજરાતનું સ્થાપત્ય વગેરે વિશે પણ સારા નિબન્ધો રજૂ થયા હતા, જે બધાનો પરિષદના અહેવાલમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

આ પરિષદનો અહેવાલ તેના મંત્રીએ ઈ. સ. ૧૯૧૯માં છપાવીને પ્રસિદ્ધ કર્યો છે.

૬

### છઠ્ઠી સાહિત્ય પરિષદ

છઠ્ઠી સાહિત્ય પરિષદ ઈ. સ. ૧૯૨૦ ના એપ્રિલમાં અમદાવાદમાં રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખપદે મળી હતી. સ્વાગતમંડળના પ્રમુખ શ્રી આનન્દશંકર બા. ધ્રુવ હતા

આ પરિષદમાં રવીન્દ્રનાથ ટાગોર પરિષદ મહેમાન હતા અને એમને પરિષદ તરફથી માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું જેનો તેમણે આપેલો જવાબ પરિષદના અહેવાલમાં નિબદ્ધ છે.

કૉલેજના અભ્યાસમાં ભાવનગર, જૂનાગઢ વગેરે સ્થળોની કૉલેજોમાં ગુજરાતીના અધ્યાપકની નીમણૂકની ભલામણ કરતા ઠરાવો પસાર થયા હતા.

પરિષદવ્યાખ્યાનમાળાને અંગે બાકીનાં વ્યાખ્યાનો પણ અમદાવાદમાં જ થયાં હતાં. ગુજરાતી કૉલેજ, બાળસાહિત્ય વગેરે વિશે ઠરાવો થયા હતા.

પરિષદને અંગે ભરાયેલા પ્રદર્શનનું ઉદ્ઘાટન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ કર્યું હતું—જેમાં અહીંના અને પરદેશના પ્રાચીન અને અર્વાચીન વિવિધ કળાસ્વરૂપોની ચર્ચા કરી હતી. પ્રદર્શનમાં સાહિત્ય, કેળવણી, ચિત્રકળા, ભરતગૂંથણ, ઇતિહાસ અને સાહિત્યના પ્રાચીન અવશેષો ઉપરાંત અન્યકળાઓના નમૂનાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

રા. બ. રમણભાઈ નીલકંઠ, પ્રો. બળવંતરાય ઠાકોર, પ્રો. સાંકળચંદ શાહ વગેરેએ અનુક્રમે સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે ભાષણો કર્યાં હતાં.

આ ભાષણો ઉપરાંત રજૂ થયેલા નિબન્ધોમાં મુખ્યત: શ્રી કેશવલાલ ધ્રુવનો 'નરસૈંયો' વિશેનો, રા. બ. રમણભાઈનો 'ગુજરાતી અને મારવાડી ભાષાનું સગપણ' વિશેનો, શ્રી કિશોરલાલ મશરૂવાળાનો 'સ્વામીનારાયણ સંપ્રદાય' વિશેનો, શ્રી વિજયરાય વૈદ્યનો 'વિજ્ઞાન અને કળા' વિશેનો વગેરેની ગણના કરી શકાય. આ ઉપરાંત ઇતિહાસ અને સાહિત્યના વિભાગોમાં અન્ય વિષયોના નિબન્ધો પણ રજૂ થયાં હતા. મહાત્મા ગાંધીજી પણ આ પ્રસંગે હાજર હતા અને તેમણે 'જનસમાજની દૃષ્ટિએ સાહિત્યનો વિચાર' દર્શાવતું ટૂંકું ભાષણ કર્યું હતું. આ બધું એ પરિષદના અહેવાલમાં સમાવેશ પામ્યું છે.

આ પરિષદનો અહેવાલ ઈ. સ. ૧૯૨૩ માં એ પરિષદના મંત્રીઓ તરફથી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

## સાતમી સાહિત્ય પરિષદ

સાતમી સાહિત્ય પરિષદ ઇ. સ. ૧૯૨૪ના એપ્રિલ માસમાં ભાવનગરમાં રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના પ્રમુખપદે મળી હતી. સત્કાર મંડળના પ્રમુખ સર પ્રભાશંકર પ ણી હતા.

આ પરિષદમાં જેલમાંથી છૂટતા ગાંધીજીનો સત્કાર કરતો, ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની સ્થાપના કરતો, તથા વ્યાખ્યાનમાળાનું સૂચન કરતો વગેરે ઠરાવો પસાર થયા હતા.

કૉલેજના પહેલા તથા બીજા વર્ષમાં પણ ગુજરાતીનો અભ્યાસ દાખલ થાય તે માટે પ્રયાસ કરવા પરિષદ મંડળને ભલામણ કરવામાં આવી હતી.

ગુજરાતમાં પ્રસિદ્ધ થયેલાં તમામ પુસ્તકોનો સંગ્રહ પરિષદ જેવી સંસ્થામાં અવશ્ય હોવો જોઇએ એટલે બધા લેખકોને તેમના પ્રકાશનોની એકએક પ્રત પરિષદને ભેટ મોકલી આપવાની વિનંતિ કરતો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

વિજ્ઞાનના સાહિત્યને વિશેષ ઉત્તેજન મળે તેની વ્યવસ્થા પણ કરવામાં આવી હતી. પરિષદનું મુખ્ય કાર્યાલય અમદાવાદમાં નક્કી થયું હતું.

આ ઉપરાંત જુદાજુદા વિભાગોનાં વ્યાખ્યાનો થયાં હતાં તથા તેતે વિભાગોમાં અમુકઅમુક ઠરાવો પણ કરવામાં આવ્યા હતા

રજુ થયેલા નિબન્ધોમાં પ્રો. ઠાકોરનો 'કવિતાશિક્ષણ'નો શ્રી મુનશીનો 'સાહિત્યનો વિકાસક્રમ'નો, રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો 'સરસ્વતીચન્દ્રની સમાલોચના'નો, શ્રી રાણીનાનો 'ભવાઇ' વિશેનો વગેરે સાહિત્યવિભાગમાં રજુ થયેલા ઉત્તમ નિબન્ધોમાંના કેટલાક છે.

ઇતિહાસવિભાગમાં શ્રી કેશવલાલ હ. ધ્રુવ, દી. બા. ઝવેરી, રામલાલ મોદી, રા. ડીસકળકર વગેરેએ ગુજરાતના ઇતિહાસને ઉપયોગી થાય તેવાં સંશોધનો રજુ કર્યાં હતાં.

વિજ્ઞાનવિભાગમાં શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી પોપટલાલ શાહ, વિજયલાલ ધ્રુવ વગેરેએ પણ નિબંધો રજુ કર્યા હતા.

જૈનવિભાગમાં પંડિત લાલન, પંડિત સુખલાલજી, મોહનલાલ દેસાઈ, મુનિ શ્રી ન્યાયવિજયજી વગેરેએ પોતાના અભ્યાસના ફળરૂપ નિબંધો રજુ કર્યા હતા. પ્રેમાનન્દનાં નાટકોની વિશેષ ચર્ચા પણ આ પરિષદના એક બે નિબન્ધમાં જણાય છે.

આ પરિષદનો અહેવાલ ઇ. સ. ૧૯૨૬ માં ભાવનગરના સત્કારમંડળ તરફથી પ્રસિદ્ધ થયો છે.

[અનુસંધાન પૃ. ૨૪૦]

# બારમા સાહિત્ય પરિષદ સંમેલનના સત્કારમંડળના પ્રમુખપદેથી

સર ગિરિજાપ્રસાદ ચિનુભાઈ

× × ×

જૂનીપુરાણી પોથીઓ ઊકેલવામાં રસ લેનાર એક મિત્રને આ પ્રશ્ન પૂછતાં તેમણે તો કહ્યું કે ગુજરાતના ગૌરવસમા હેમચંદ્ર પાટણનું વર્ણન કરતાં એ નગરને જે કે 'શ્રીથી સદા આલિંગિત' જુએ છે, પણ શ્રીમાન્ નગર હેમચંદ્રને સરસ્વતીના મંદિર સમું પણ ભાસે છે, એ નગરને 'વાઙ્મય સમ' કહ્યું છે, અને એવું વાઙ્મયમય કે જેમાં 'નિરક્ષર પણ સભામાં પંડિતજનનો તાલ થઈ જાય' એ નગરના 'વાણી અને તેજથી એમના લોકો આગળ બૃહસ્પતિ અને સૂર્ય પણ ઝાંખા પડી જાય.' 'એ નગરની નારીઓનું કલાજ્ઞાન જિનેશ્વરને પણ શરમાવે એવું. આપણે અત્યારે જેમ ગુજરાતીમાં 'ઘર' શબ્દથી અનેક વાર પત્નીનો નિર્દેશ કરીએ છીએ તે અર્થમાં પ્રયોગ કરી પાટણના 'ઘરો'નું વર્ણન કરતાં આચાર્ય કહે છે કે "એનાં શ્રીમદ્ ગૃહોનું કોણ વર્ણન ન કરે? આનંદ એમનાથી; શ્રી પણ એમની જ, ઉત્સવ પણ એમને લઈને, અને ધર્મ પણ એમનામાં જ." આમાંથી આપ સાહિત્યકારોને સહજ એવી અતિશયોક્તિ બાદ કરીએ તો પણ અણહિલપુર પાટણ શ્રી અને સરસ્વતી બન્નેનું ધામ ન હોત તો, તેનાં નરનારી સંસ્કારી ન હોત તો, કવિને આવી અતિશયોક્તિ કરવાનું પણ ન સૂઝત.

પાટણ પછી અમદાવાદ. અમદાવાદે હિંદુ-ઇસ્લામ સંસ્કૃતિઓનો સંયોગ સાધવા પ્રયત્ન કર્યો. તેનું મૂર્તિમંત દૃષ્ટાંત અમદાવાદમાં હજી ટકી રહેલું પ્રાચીન સ્થાપત્ય. સંગીત અને ચિત્રને પણ અમદાવાદના બાદશાહોએ, અમીરોએ અને ધનિકોએ પોષ્યું. વડું જમાન જે રાગની માટે જાણીતી છે, તેનો પ્રણેતા શાહ જી અમદાવાદનો હતો એમ ઇતિહાસકારો કહે છે, અને શાહીબાગમાં આવેલી ચીની પોરસી ઇમારત આ શાહજહાંની છે એમ ભોમિયાઓ ઓળખાવે છે. અમદાવાદના ઇતિહાસકાર શ્રી. રત્નમણિરાવે કુશળ શાહ નામના શાયરે કરેલું અમદાવાદનું વર્ણન અને એક જૈન રાસામાં થયેલું વર્ણન પોતાના ગ્રંથમાં આપ્યું છે તે આપ સર્વેએ વાંચ્યું હશે જ. તેમાં એક કડીમાં 'જ્યાં દાની દરિદ્રીને દાન આપે છે, જ્યાં કલાવંત કલાનો અભ્યાસ કરે છે, જ્યાં પુણ્યવંત પ્રભાતે પવિત્રે છે એવું નગર તે શ્રી અમદાવાદ' કહ્યું છે.

× × ×

આ કહેવાય છે અધિવેશન બારમું. પણ મારે હાથે અધિવેશનનું બારમું તો નહિ થઇ જાય ને ? મારે ભાષીમેં અપશુકન સૂચવનારો શબ્દ આવી પડયો છે પણ હું નસીબદાર છું. હું જ્યાં જાઉં છું ત્યાં અનેક પ્રકારની આશા બંધાય છે; નોખા સ્વરૂપની આશા બંધાય છે, પણ નોખું સ્વરૂપ થાય તો બારમું જ થાય ના ? છાપાંની કાપલીઓ મારી ઉપર આવેલી છે. બંધારણમાં સુધારો કરવા વિશેના બાર મુદ્દાઓ મને મોકલવામાં આવ્યા છે. એ હું વાંચી ગયો છું, પણ બંધારણનો અભ્યાસ કર્યા વિના આવ્યો છું. એટલે કોઇ કાયદાશાસ્ત્રી કોયડા શિખવશે તો મારે મૂંઝાવું પડશે.

.. આપણું સામાજિક,

આપણી પાસે આજના કાર્યક્રમમાં દશ વસ્તુઓહાઇએ પણ એ મતભેદો ગુજરાતી આ બધી વસ્તુઓ સાડાપાંચ પહેલાં ઊકેલવી જરૂરની આવશ્યક્તા વિષે મતભેદ ન જ હોય.

..દ પણ છે કે જેઓ આ કામ માટે યોગ્ય ગણાય.

આવલી પ્રસ્તાવના કર્યા ..આ વિષે સદ્ગત ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીનો સમર્થ પ્રયત્ન માનું છું, સ્વામી લાત મ.. તે અંગ્રેજીમાં-ગેઝેટીયર રૂપે છે. પણ હાલ મુનિશ્રી જિનવિજયજી કરી અને તમારે મ.. ..ણુરાવ જેવા વિદ્વાનો ગુજરાતમાં વિરાજે છે કે જેઓ આ ખોટ સેવક ચૂંટયો છે. કરોડમાં ..

પણ જે પણ સૌથી મહત્ત્વની બાબત મને ગુજરાતી ભાષાની શક્તિના વિકાસની લાગે છે. વિકાસ કરવાનો સબળ ઉપાય ગુજરાતીને સર્વ પ્રકારના શિક્ષણ માટે સાધન તરીકે વાપરવાનો છે. આચાર્ય આનંદશંકરભાઇએ માગેલી ગુજરાતી કૉલેજ તો અસ્તિત્વમાં ન આવી, પણ એ મનોરથને જરા જુદી રીતે રૂપ મળ્યું,-અને સમર્થ રૂપ મળ્યું. આ રૂપ તે ગુજરાત વિદ્યાપીઠ. આ સંસ્થા સાથે સંકળાએલા રાજકીય દૃષ્ટિબિન્દુની ચર્ચા અહીં અસ્થાને છે; પણ દરેક તટસ્થ ગુજરાતી કહી શકશે કે આ સંસ્થાએ પોતાની પાંચ-સાત વર્ષની કારકીર્દિમાં ગુજરાતી વાઙ્મય અને સાહિત્ય માટે જે કર્યું છે તે હજી સુધી ગુજરાતની કોઇ એક સંસ્થાએ નથી કર્યું. એ સંસ્થાએ ઉચ્ચ વિષયોને ગુજરાતીદ્વારા શીખવવાનો સફળ પ્રયોગ કર્યો, વિદ્વાન અધ્યાપકો તયાર કર્યા, પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા જેવા તેમ જ આંકડાશાસ્ત્ર અને વેપારી ભૂગોળજેવા શાસ્ત્રીય ગ્રંથો તયાર કરાવ્યા; અને એવા સ્નાતકો ઉત્પન્ન કર્યા કે જેમનો ફાળો નૂતન ગુજરાતી સાહિત્યમાં ધ્યાન ખેંચે એવો ગણાય છે. એ જ ગુજરાત વિદ્યાપીઠે પુરાતત્ત્વ-મંદિર જેવી સંસ્થા સ્થાપી, હિન્દુસ્તાન અને ગુજરાતની સંસ્કૃતિનાં અધ્યયન, અધ્યાપન અને સંશોધન માટે અનુપમ સાધન ઉત્પન્ન કરી આપ્યું.

પણ આ વાક્યોમાં મારે ભૂતકાળનો પ્રયોગ કરવો પડે છે. ગુજરાતી ભાષાને જો શક્તિસંપન્ન વાહન બનાવવું હશે, તો આવી સંસ્થાઓ ઉત્પન્ન કરવાની જરૂર ગુજરાત માટે છે. ગુજરાત વિદ્યાપીઠની આ ધોરણ ઉપર ફરી રચના થાય અથવા જેમાં ગુજરાતી ભાષા સર્વ પ્રકારના શિક્ષણનું વાહન હોય એવી નવી ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ અત્યંત આવશ્યક છે.*

---

* આ વ્યાખ્યાનને અમે ટૂંકાવીને આપ્યું છે —તંત્રીઓ

હોય, નિરર્થક હોય, લોકહિત સાધનાર હોય એવાને જ રાખવા જોઈએ ના? એમાં લોકશાસનના સિદ્ધાંત પ્રમાણે માથાં ગણીને ન ચાલે. ભલે ! દાખલો લઈએ. ધારો કે આપણે હાઈકોર્ટ બનાવી. શું એ હાઈકોર્ટનું બંધારણ 'ડેમોક્રેટિક' કરવું ? રામરાજ્યમાં પણ હાઈકોર્ટ તો હશે. પણ શુદ્ધતમ 'ડેમોક્રસી'ની અંદર પણ એવી સંસ્થાઓ હશે કે જેમાં 'ડેમોક્રસી'ના હિતમાં જ, 'ડેમોક્રસી'ના નિયમોથી નહીં પણ બીજા નિયમોએ, કામ ચલાવવું પડશે. મને તો ખબર જ છે કે ક્યાં ડેમોક્રસી ચાલે ને ક્યાં ન ચાલે. એટલે જ કહું છું કે સાહિત્ય પરિષદમાં 'ડેમોક્રસી'ના બખા નહિ હોય. [ બધાંથી સાંભળી શકાય માટે ખુરશી ઉપર બેઠા તે વખતે ઘણો વિનોદ કરાવ્યો. પછી કહ્યું: મારે તમને વિનોદ કરતાંકરતાં ગંભીર વાતો સંભળાવવી છે. પણ ગંભીર વાતો કહીને તમને શું હું રડાવું ? એવું ગાંભીર્ય મારામાં નથી. એટલું ગાંભીર્ય તો ફાંસીએ ચડું ત્યારે પણ મારામાં ન આવે. એટલે હું દબાવું તોપણ તમારે હળવા થઈને સાંભળવું. ]

હું 'ડેમોક્રેટ' છું છતાં કહું છું કે આવી પરિષદ ડેમોક્રસીને ધોરણે ન જ ચાલી શકે. તેમાં 'ડેમોક્રસી'નું તત્ત્વ હશે, પણ નિયમો નહિ હોય. સાવ નિરક્ષર ગામનાં આગેવો, સ્ત્રીઓ અને પુરુષો 'ડેમોક્રસી' સમજતાં થઈ ગયાં હશે તે વખતે હું તો મરી ગયો હઈશ. પણ જીવતા હોય તે યાદ રાખે કે આવી સંસ્થામાં 'ડેમોક્રસી'નું ધોરણ ન ચાલે. ચલાવવામાં આવે તો એ 'ડેમોક્રસી' નહિ પણ 'મોબોક્રસી' થાય. એટલે મને જેમણે લખ્યું છે કે તમે 'ડેમોક્રસી' ચહાતા હો તો આટલા ફેરફાર કરાવવા જોઈએ તેમને મારે વિનયપૂર્વક આ કહેવું જોઈએ. પણ એનો અર્થ એ નથી કે આ બંધારણ મુનશીનો ઇજારો છે. એ બંધારણ મેં વાંચ્યું છે. મારી તો ખ્યાતિ છે કે હું બંધારણ ઝપાટાબંધ ઘડી શકું છું. હું પોતે જ કાયદાશાસ્ત્રી છું ? એટલે મારી ભાષા ગામડી હોય, પણ એ ભાષા કાયદાશાસ્ત્રી પણ સમજી શકે અને લોકો પણ સમજી શકે એવી બનાવી શકું છું. મારી બુદ્ધિ હજી બાકી નથી આપી ચૂક્યો એટલે કહું છું કે આ બંધારણમાં મુનશીએ કશો ઇજારો નથી લીધો.

### બંધારણમાં ફેરફાર કરવા વિષે

બીજી વાત. આજ લગી કોઈ એવો જન્મ્યો નથી જે એવું બંધારણ બનાવી શકે જેમાંથી મોટર, ચાર ઘોડાની ગાડી કે મારા જેવાની બેલગાડી ન ચાલી જઈ શકે. ગમે તેવા બંધારણમાં ન્યૂનતા તો તો રહેવાની જ. પૂર્ણતા, સર્વજ્ઞતા અને સર્વશક્તિમાનપણું એ તો ઈશ્વરનો ઇજારો છે. અને ઈશ્વર પણ જબરદસ્ત ડેમોક્રેટ જ છે ને ! એ કેટલું સહન કરે છે ! આપણે તેની પ્રજા કેટકેટલાં ધતિંગ કરીએ છીએ ! એને પૂછીએ છીએ કે ઈશ્વર બતાવો. એ સર્વત્ર, આપણી આંખમાં, અરે આપણા દરેક મવાળામાં પણ પડ્યો છે; ત્યાં પૂછીએ છીએ. પણ ઈશ્વરને જોવાની શક્તિ ઈશ્વરે કોઈને નથી આપી. એની ઇચ્છા હોય તો જ અને તે જ એને જોઈ શકે. એને ચોરો કે આંખનાકકાન નથી, પણ એને જોવાની શક્તિ જેને એ આપે છે તેની આગળ એ પ્રગટ થાય છે. પણ એ શક્તિ એણે એની પાસે જ રાખી છે.

મુનશી તો ઠીક. એ તો આપણાંમાંના એક, અને આપણે તો ગુલામોની કોટિમાં છીએ. પણ રશિયા, ઇટલી કે બીજે કયાંય પણ શું એવું બંધારણ છે જેમાં કોઇ ફેરફાર કરાવવા ઇચ્છે તો ન કરાવી શકે? હા, બંદૂકને નાળે નજાનાં બંધારણ એવાં હોય અસો. પણ બંધારણમાં ફેરફાર જ કરવા જેવું ન હોય એવું બંધારણ તો કોણ રચી શકે?

આ પરિષદના બંધારણમાં જેને ફેરફાર કરાવવા હોય તેમને મારી એક સૂચના છે. સારા ફેરફારો આ બે દિવસમાં નહિ થઇ શકે, ગમે તેવી અનિચ્છાએ આવેલો પણ હું પ્રમુખ છું. પ્રમુખના અધિકારો હું જાણું છું, અને પ્રમુખની જવાબદારીઓ તો હું બરાબર સમજી ગયેલો છું. પણ ખરા પ્રમુખ તો કોણ છે, ઇ (આનંદશંકરભાઇ તરફ જોઇને) આ ઉપપ્રમુખ છે તે ખરા; હું તો મોરો. એમણે મને કાગળ લખેલો કે તમે પ્રમુખ છો પણ હું તમને બચાવી લેવાનો છું. એટલે બધું કામ એ આટોપશે. બંધારણ બે દિવસમાં નહિ ફેરવાય. આનંદશંકરભાઇ ઉપર પણ એનો ભાર તો નંખાય. અધિવેશનનું બારમું ન થાય—અને જ્યાં સુધી હું પ્રમુખ છું ત્યાંસુધી નહિ થાય—એટલા માટે મને સૂઝશે અને જેટલી કળા વાપરી શકાશે તેટલી વાપરીને બંધારણમાં ફેરફાર કરવાનું હું સૂચવી શકીશ; જો કે ફેરફાર કરાવી જ શકીશ એમ નથી. હું જે બતાવીશ તે બંધારણની રૂએ બતાવીશ. કોઇ પણ દિવસે કોઇ પણ માણસને હું પ્રપંચી વાત ન કરું. સીધી વાતો સીધી રીતે સમજાવવાની મારી શક્તિ રહેલી છે. સાવ સીધી રીતે, સોએ સો ટકા સીધી રીતે ફેરફાર કરાવી શકાશે તે હું બતાવીશ.

વિદ્યાપીઠ

હવે મારું ભાષણ. હું સાક્ષરોને શું કહું? સર ચીનુભાઇએ મારે માટે કહી જ દીધું છે કે હું નથી સાક્ષર કે નથી સાહિત્યકાર. પણ હું વિદ્યાપીઠનો કુલપતિ છું, જોડણી કોશનો તૈયાર કરાવનારો છું. એ વિદ્યાપીઠ વિષે સર ચીનુભાઇએ ભૂતકાળનો પ્રયોગ કર્યો. હું સર ચીનુભાઇને કહેવાની રજા લઇશ કે એ વિદ્યાપીઠ છે અને રહેવાની જ છે. એ બે દિવસ મારેની નથી. સ્વરાજનો મંત્ર જાણતા થઇશું ત્યાંસુધી વિદ્યાપીઠ રહેવાની છે. જેમ જંગમ આશ્રમ છે તેમ જંગમ વિદ્યાપીઠ પણ બને. કોઇએ અઢી લાખ રૂપિયા આપ્યા એટલે મકાન થયું, પણ એ ન હોત તો વિદ્યાપીઠ ન ચાલત? જ્યારે દ્રવ્ય નહોતું ત્યારે પણ વિદ્યાપીઠ તો હતી જ. તે ભૂતમાં થઇ, વર્તમાનમાં ચાલે છે, અને ભવિષ્યમાં ચાલવાની છે. વિદ્યાપીઠનાં રૂપાન્તર થયાં છે અને થયા કરશે, વિદ્યાપીઠમાં ગિદવાણી નથી, કિરપાલાની નથી, કાકા નથી. એમાં ગામડી માણસો છે. પણ શું સાક્ષરો જ વિદ્યાપીઠ ચલાવે? માણસ ભલે ગામડી હોય. એ ગામડી હૃદયવાળા જોઇએ, નાગરી ન જોઇએ. કાઠિયાવાડમાં એવા પડેલા છે જેમને વાલીડા કહે છે. તે જે વેશ ભજવવો હોય તે ભજવે એવા નહિ પણ એનું હૃદય ખરેખર ગામડી છે એવા વિદ્યાપીઠ ચલાવી શકશે. અમદાવાદનાં ઢીંગલાઢીંગલી માટે વિદ્યાપીઠ થોડી જ છે? ભલેને ભાઇ અંબાલાલની દીકરી ત્યાં આવી ગઇ. પણ વિદ્યાપીઠ એવી ડીપો નથી જ્યાં ઢીંગલાઢીંગલી આવે, તેને સુશોભિત બનાવીએ અને પાછાં હતાં તેવાં તેમનાં માબાપને 'ડીલીવરી' કરીએ—સોંપી દઇએ. વિદ્યાપીઠ તો

આ મઢી સ્ત્રીપુરુષોને ઘડવા સારૂ રચાયેલી છે. એમને ઘડતાં નથી આવડતું પણ તેઓ પ્રયત્ન કરે જ છે. તેવાને માટે ગીતાજીના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે એમનું અકલ્યાણ નહિ થાય. ભગવાનની એ પ્રતિજ્ઞા છે અને સાચી ભાવનાવાળાને વિષે એ સફળ થશે. વિદ્યાપીઠે ભૂતકાળમાં જે ફાળો આપ્યો છે તેથી એને પૈસા આપનારને પૂરૂ વળતર મળી ગયું છે. પણ સર ચીનુભાઇ, હું કહેવા ઇચ્છું છું કે વિદ્યાપીઠે જેમ પૈસા આપનારને પૂરા દામ આપ્યા છે તેમ ભવિષ્યમાં પણ આપશે અને આપ તે જોજો.

# સાહિત્યનાં તત્ત્વો—ચલ અને અચલ[1]

કનૈયાલાલ મા. મુનશી

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આ સંમેલનના સાહિત્યવિભાગનું પ્રમુખસ્થાન આપી તમે મને આજે ઋણી કરો છો, અને એ ઋણ સાહિત્યનું સાર દર્શન તમારી આગળ રજુ કરી પૂરું કરવાનો પ્રયત્ન હું કરીશ. મેં આગળ એવો પ્રયત્ન કર્યો હતો. આજે, વર્ષો પછી, વધેલા અનુભવ ને મનનને પરિણામે, એવો પ્રયત્ન ફરી આદરું છું.

સાહિત્યના મૌલિક સ્વરૂપના અભ્યાસ અને અવલોકન વિના આપણી વિચારદૃષ્ટિ નિર્મલ બનતી નથી. એ વિના સાહિત્યની પ્રણાલિકાઓ તેનો પ્રાણ રૂંધી નાંખે છે, અને આપણી રસિકતાના આદર્શોની અભિવૃદ્ધિ રોકાઈ જાય છે. ખાસ કરીને આ સ્થૂલતાપ્રધાન યુગમાં આ પ્રયાસોની અગત્ય વર્ણી શકાતી નથી.

આજે જીવનનાં આપણાં મૂલ્યોનું અજબ જેવું પરિવર્તન થઈ રહ્યું છે. માત્ર હાથપગના ઉપયોગ વડે રચાતી જીવનસામગ્રી સત્ય અને ઉત્કૃષ્ટ મનાવા લાગી છે. આ માન્યતા પ્રમાણે શરીરશ્રમથી તૈયાર થતી તોપો, મોટરો અને કાપડના તાકાઓમાં માનવજાતિની મહત્તા; એ હાથપગના ઉપયોગને ઉગારતા એવા શબ્દપ્રયોગો, અને એ શબ્દપ્રયોગોથી સર્જાતો કલ્પનાવિલાસ નકામાં ને ખોટા. ઈંટમરોડા જોડનાર એન્જિનેર સમાજનો સ્તંભ; ઊર્મિ ને આશાનો સરજનહાર કવિ નિરુપયોગી કીડું. વિજ્ઞાન ને સંપત્તિસુખનાં જે માત્ર સાધન, છે એ પૂજનીય; જેમાં સનાતન આનંદ સમાયો છે તે સદંતર વિડંબનાની વસ્તુ, અને સાહિત્ય ક્યાં તો પ્રચારનું સાધન કે ફુરસદનું રમકડું. કવિએ વર્ણવેલી વંધ્ય સ્થિતિ પ્રસરી રહી છે:

અને છતાં શબ્દની મોરલીએ સકલ જગત નાચે છે કારણ કે સાહિત્યે સરજાવેલી સૃષ્ટિ કલ્પનાપ્રધાન છે પણ કાલ્પનિક નથી, જુઠી નથી. એ સૃષ્ટિએ આપણી વૃત્તિઓ વિકસાવી છે, આપણી ભાવનાઓ ઘડી છે, ને આપણા સંસ્કારોને રંગ ને રૂપ આપ્યાં છે. આપણી ઉર્મિઓ, આશાઓ ને આદર્શો, આપણાં સુખ ને દુઃખ, આપણાં વર્તમાન ને ભાવિ ખરું જોતાં આપણી એ કલ્પનાની સૃષ્ટિમાં સમાયાં છે. એનાં દુઃખે હૃદય રડે છે, એનાં સુખ જગતનાં દુઃખ વીસરાવે છે. એ સૃષ્ટિ સત્ય છે—બલ્કે સત્ય છે તેનાથી ય વધારે.

તેથી જ શબ્દનું વાચન આજે જીવનની મુખ્ય જરૂરીઆત બન્યું છે. જગત બધું નર્મદાના ધોધને વેગે છપાએલા શબ્દને સરજતનું જાય છે—છાપાં વડે, સામયિકો વડે, પુસ્તકો દ્વારા; અને સ-અક્ષરતા—literacy—આજે જીવનનાં રહસ્યો ખોલવાની કુંચી થઈ પડી છે. જેમ બટન દાબે યંત્રો મોટી મોટી વસ્તુઓ બનાવે છે તેમ એ શબ્દો વાંચી વાંચી મારા વિચારો ને ઉર્મિઓ, પ્રેરણા અને કલ્પનાવિહાર મારી પોતાની અંગન ને નિકટ પણ બધાથી જુદી સૃષ્ટિ સરજી મને તેમાં ફરી જન્મ આપે છે. સાહિત્યના ભાવ મારા આત્માના ભાવો, મારો સ્વ-ભાવ બને છે. કોણ કહેશે સાહિત્યજીવન ખરું જીવન નથી?

પણ આ શબ્દધોધનો ઘણોખરો ભાગ સરસ્વતી નદી સમો હોય છે; જે યુગ-પ્રદેશમાં એ સર્જાય છે તેના કોઇ એક ભાગને પલાળી તે વિસ્મૃતિના રણમાં સુકાઈ જાય છે. કેટલોક ભાગ ગંગા સમો હોય છે. તે ભૂત, વર્તમાન ને ભાવિ ત્રણે પ્રદેશમાં વહે છે. તે પૂર્વજોને પાવન કરી ગયો, આજે આપણને પવિત્ર કરે છે, અને આપણા અનુજોને પણ મોક્ષ દેશે. ઘણુખરું સાહિત્ય તેના સમકાલીનોની સામાન્ય રસિકતા પોષે છે, કેટલુંક દરેક કાલ અને દેશની રસિકતાને રીઝવે છે. એક સામાન્ય સાહિત્ય, બીજું શિષ્ટ સાહિત્ય.

સાહિત્યકૃતિ સામાન્ય છે કે શિષ્ટ તેનો આધાર તેમાં રહેલાં તત્ત્વો ઉપર છે. કેટલાંક તત્ત્વો ચલ હોય છે ને કેટલાંક અચલ. જેમ આબ ને હવા, હાડ ને ચામ વિના મનુષ્યદેહ શક્ય નથી તેમ ચંચલ તત્ત્વો વિના સાહિત્યની કૃતિ શક્ય નથી. પણ અચલ તત્ત્વો કૃતિનો પ્રાણ છે. તેના વિના કૃતિ સાહિત્ય નથી, માત્ર કથન છે. એ અચલ તત્ત્વો કૃતિને અમર બનાવે છે, જ્યારે ચંચલ તત્ત્વો તો માત્ર કૃતિની મર્યાદા નક્કી કરે છે.

## ૨

આ ચલ ને અચલ તત્ત્વો ક્યાં? ચલ તત્ત્વોમાં કેવો ને કેમ ફેરફાર થાય છે? અચલ તત્ત્વોમાં ફેરફાર થાય છે? અને થાય છે તો શી રીતે?

સાહિત્યકૃતિનાં ચલ તત્ત્વો તેના સ્થલકાલના કેટલાંક અંગોમાંથી ઉદ્‌ભવે છે. એ અંગોમાં એ સ્થલકાલની સામાજિક પરિસ્થિતિ, તેની સાહિત્યની કદર કરવાની રીત, તેમાં પ્રચલિત સાહિત્યનાં પ્રેરક બલો, કથનનાં વાહનો અને તેને મળેલા આદિ પરંપરાના વારસાનો સમાવેશ થાય છે.

સમાજવ્યવસ્થા, નૈતિક અને ધાર્મિક ધોરણો અને આર્થિક રચના એ ત્રણની સામાજિક પરિસ્થિતિ બને છે. આ પરિસ્થિતિ તેમાં વિચરતા જનસમૂહના વિચારો, ઊર્મિઓ ને આદર્શોમાં જે રંગો પુરે છે તેનું પ્રતિબિંબ સાહિત્ય ને કલાની દરેક કૃતિમાં પડે છે. કોઇ પણ સાહિત્યકાર તે રંગો ફગાવી શકતો નથી

સામાજિક વ્યવસ્થા દરેક કૃતિના દેહઘડતરમાં ઘણી સામગ્રી પુરી પાડે છે. કાલિદાસનાં કાવ્યો ને નાટકોમાં ચાતુર્વર્ણ્યની પરંપરાગતતાથી, સદ્ભાવશીલ વ્યવસ્થા આખું વાતાવરણ સર્જે છે. પુરાણપ્રેરિત સમાજની ઘટના પ્રેમાનંદની કૃતિઓને તંતુઓ પુરા પાડે છે. આજે ભિન્ન વર્ણનાં નાયકનાયિકાનાં લગ્નો વડે ઘણા સાહિત્યકારોનું વસ્તુ સુશોભિત થાય છે.

પારે સ્પેન્સરની રસિકતા 'Endless gains'–અખૂટ ધનલાભથી–પોષાય છે. અને માર્લો પુછે છેઃ–

What more may heaven do for earthly man,
Than thus to pour out plenty in their laps?

જ્યારે ઈંગ્લાંડમાં યંત્રયુગ શરુ થયો ત્યારે જેન ઓસ્ટીને સ્વસ્થ, સુખી ને ધનાઢ્ય મધ્યમ વર્ગની સૃષ્ટિ જ સાહિત્યમાં અમર કરી. ને માર્ક્સવાદની મદિરામાં ચકચૂર લાયોનલ બ્રીટન આજે લખે છેઃ

> નફો કરવો એજ એનું (મુડીવાદીનું) જીવન. એ એની ઝોળી ને એ એની કબર; એ બે વચ્ચે એ જીવન વિતાવે છેઃ નફા માટે. એજ એનું જીવન, એને બીજું કશું નથી. એને બીજું શું હોય? એ તમારી તરફ વિચિત્રતાથી જુએ છે. એ તમારી જોડે પિતાની માફક વર્તે છે. પણ તેમાં પણ ધમકી છે. ભૂલતા નહીં, એ તમારો માલીક છે. એનો ઇશ્વર કોણ છે તે પણ ભુલતા નહીં. એ વાત્સલ્યથી બોલે છે ખરો; પણ એ તો શીકારીનો સાદ છે. એમાં કૈંક વાઘનો કૈંક વરૂનો ધ્વનિ છે ને–એમાં ઘુરકાટ છે. એ તમારો માલીક છે એ ભૂલતા નહીં–શરીર અને લોહીનો, શરીરનો ને આત્માનો...[1]

૩

એક સ્થળકાળમાં સાહિત્યની જે રીતે કદર થાય છે તેથી પણ સાહિત્યકૃતિનાં ઘણાં તત્ત્વો બંધાય છે. અપરિગ્રહ સેવવાનો ગમે તેટલો નિશ્ચય કરે તો પણ દરેક સાહિત્યકના મન આગળ જાણ્યે અજાણ્યે એક પ્રશ્ન આવીને ઉભો રહે છેઃ આ મારી કૃતિનું મૂલ કેવી રીતે થશે? અને એનો જવાબ એની કૃતિના અંતરમાં ઘણી વસ્તુઓ આણે છે. જનમેજય રાજાના સત્રમાં ભારત ગાના પૌરાણિક સૂતને મળેલા આતિથ્યને લીધે ધર્મ, અર્જુન ને ભીમના ચારિત્ર્યમાં શા શા ફેરફાર થયા હશે? કવિઓનાં પેટ જ્યારે રાજાઓથી ભરાતાં ત્યારે ભોજેના યશોગાન કરવા એમની સરસ્વતી તત્પર રહેતી. સ્પેન્સરે 'Fairy Queen'નું ચિત્ર એલીઝાબેથ રાણી પરથી લીધું એ સાહિત્યનો દરેક અભ્યાસી જાણે છે. જૈન સાધુને વેપારીઓના કુટુંબ પાસે ગોચરી જવાનું ન હોત તો નગરશેઠોનાં પરાક્રમ જેવી તેની

[1] Profit is his life. There's cradle, and there's grave; he lives in between: for profit. It's his life. He has nothing else. What else has he got? He looks at you queerly. He talks to you like a father. Bad bawl over......But—there's a threat in it. Don't forget he owns you! Don't forget his God. He speaks fatherly to you, language of game. But there is something of tiger and wolf, something of threat of dark— there is a snarl. He owns you. Don't forget that. Body and Blood! Blood! Body and Soul—"*Hunger and Love.*"

કલા ખીલે છે તેવી ખીલત? ને માગરીયા ભટો ધનેશ્વરીઓના મહીમા પર આખ્યાન ન રચે તો લખણી કરી એમને પાલખી પર ફેરવે કોણ?

આજની વાર્તાઓમાં સ્ત્રીઓનો ગર્વ ન પોષાય તો નવરી ભણેલી સ્ત્રીઓ વાર્તા શાની વાંચે, અને ન વાંચે તો નીતિસુધારકનું થાય શું? મજુરવર્ગ જ્યાં પુસ્તકો વાંચે ત્યાં ભુખે મરતો સાહિત્યક તો મુડીવાદના વિધ્વંસના જ મહાકાવ્યો લખે. કેટલાય સાહિત્યકાર ખાદીખચડી ગાંધી ટોપી, કેસરીયા સાડી, પીકેટીંગ ને આશીર્વાદ પોતાની કૃતિઓમાં લઇ આવે છે, માત્ર એવી જ જાણીઅજાણી આશાએ કે તે વહેલી ખપી જાય. અને કેટલુ ય અધમ સાહિત્ય આજે જાણીતા માણસોની બદનક્ષી ઉપર જીવે છે, કારણ કે એ રીતે જ લેખકોને આજીવિકા આપનાર કેટલાંક સાપ્તાહિકોના માલીકોનુ પેટ ભરાય છે.

તેજ પ્રમાણે સમયનાં પ્રેરક બળો સાહિત્યને ઘડે છે, પ્રેરે છે કે પોષે છે. ભક્તિયુગ આવ્યો ને હિંદના પ્રાન્તેપ્રાન્તમાં કવિઓ ભક્તિરસભીના થઇ ગયા. એલીઝાબેથના વખતથી અંગ્રેજોને પોતાની ઇશ્વરદત્ત મહત્તામાં વિશ્વાસ બેઠો, અને એ વિશ્વાસે જે પ્રેરકબળ પેદા કર્યું તેથી થોકબંધ સાહિત્ય રચાતુ ચાલ્યું આવ્યુ છે. યુયુત્સુ જર્મનીમા પ્રવર્તતી પ્રેરણા પર નીટ્શેએ આખો Supermanનો સિદ્ધાન્ત રચ્યો. દાનઝીઓ, જેને આજે ઇટાલી ઝન્ટે

સનાતન તત્ત્વોને ગુંગળાવે છે એટલું જ નહીં પણ રસિકતા ને સંવાદિતાને ઉખેડી નાંખતાં લાગે છે. આ બલ પ્રગતિપ્રેમ જેવું લાગે છે ખરૂં પણ એમાં પ્રગતિનાં લક્ષણ નથી. પ્રગતિ કોઈ વધારે સુંદર ને સંવાદી સ્થિતિ તરફ વહે છે. પણ જે મોહ આજે પ્રસરી રહ્યો છે તે તો માત્ર ગતિનો-દિશા વિનાની, સંકલ્પ વિનાની બાવરા ભૂતની નિરર્થક પ્રવૃત્તિનો.



"બસ-હવે-કૈં-કરવું-જોઇએ" એ એની યુદ્ધ-ઘોષણા. રાજા, પ્રજા, ધનાઢ્ય, ગામડવી, પુરુષો, સ્ત્રીઓ, બાળકો બધા જ મંડ્યા રહે છેઃ "બસ હવે કૈં કરવું જોઇએ." શું, તેની કોઇને પરવા નથી; શા માટે, તે કોઇ પુછતું નથી; કેવી રીતે તેનો કોઇને વિચાર નથી; 'બસ-હવે-કૈં-કરવું જોઇએ" એટલી જ વાત, એટલી જ વૃત્તિ, ને એટલો જ આદર્શ. ધીમેથી, ખંતથી, ઈંટ ઈંટ સંવાદી ઘડતર કરવાની કોઇને ફુરસદ નથી. "બસ-હવે-કૈં-કરવું જોઇએ"—આ બલથી પ્રેરાઇ આપણે રંગભૂમિનો વિનાશ કરી સીનેમાના પડછાયા પાછળ પડ્યા છીએ; સુમધુર કોકિલ કંઠની મોહિની ભુલી રેડીઓના નિશ્ચેતન યાંત્રિક ધ્વનિમાં લીન બનીએ છીએ. અને સાહિત્ય સરસતાના મીનારા રચવાને બદલે જાહેરખબરના ધામધુમીયા અને વ્યાપારી લખાણની માફક ચંચલ ચમકારો કરવામાં કૃતકૃત્યતા માનીએ છીએ. "ઉઠો, ભાઇઓ, કમર કસો"માં કાવ્યમયતા આવી જાય છે. વસ્તુને અંતે નાયક "બસ-કૈં-કરી-નાખવાનો" સંકલ્પ કરી નાંખે એટલે લોકોને રસ પડે છે. અને સાહિત્ય ચંચલ તત્ત્વોની મોહિનીમાં એનો આત્મા, એનાં અચલ તત્ત્વો, ખુએ છે.

> સાધનસંપત્તિ જેમ વધે છે તેમ પ્રસારના સાધનો વધે છે, અને પરિણામે બોલેલા ને છાપેલા શબ્દોની નિરર્થકતા વધતી જાય છે અને સત્યનિષ્ઠા ઘટતી જાય છે. આજે ભાવના ઉદ્ભવી એટલે તેનું આજે જ પરિણામ આવવું જોઇએ-એ આપણી જરૂરીઆત થઇ પડી છે; ખરું જોતાં તો મોટી ભાવનાઓ ધીમે ધીમે જ પ્રસરી વળે છે. જેમ આપણા શહેરો પર ધુમાડો ને પેટ્રોલની વરાળો ઝઝુમે છે, તેમ આખા જગત પર ઠાલી શબ્દોનો ધુમ્મસ લટકે છે? [1]

---

1 With the growing worthlessness of the spoken or printed word consequent upon its ever greater distribution which the progress of civilization has made possible, the indifference to truth increases in direct proportion. The ideas of the day demand immediate results, whereas the great ideas have always penetrated very slowly. Like smoke and petrol fumes over the cities, there hangs over the world a haze of empty words.

Professor Huizinga, *In The Shade of Tomorrow.*

(quoted from John O'London's Weekly)

૪

સાહિત્યનો પરિચય શ્રોતા કે વાચકને કઈ રીતે કરાવવામાં આવે છે,–કથનનું વાહન શું છે,–તે ઉપર પણ સાહિત્યનું સ્વરૂપ અવલંબે છે. જ્યાં સુધી છાપવાની કલા નહોતી જડી ત્યાં સુધી સાહિત્ય મોટે ભાગે શ્રાવ્ય હતું. વંચાય એવું નહોતું, અને તેથી યાદ રાખવે સહેલી ને બોલવે અસરકારક એવી કવિતા રૂપે જ ઘણુંખરું સાહિત્ય સર્જાયું. સદીઓ સુધી વેદો અસ્ખલિત રહ્યા કારણ કે તે છંદોબદ્ધ હતા અને કંઠસ્થ રહી શકયા. આપણાં આખ્યાનો લોકપ્રિય હતાં કારણ કે સહેલાઈથી ગવાતાં ને યાદ રખાતાં. ગાવું અને સાંભળવું એ આખ્યાનોનું વાહન, અને એને લીધે એમાં ઘણાં તત્ત્વો આવ્યાં કે જે આ વાચનયુગમાં અસહ્ય લાગે છે. એમાંનાં લાંબાં વર્ણનો આજે નીરસ લાગે છે,—અલબત તે ગાગરીઆ ભટની કલાને શોભાવતાં હશે. આજે—

નૃપ હિમકરતનયા રૂપ બનીયાં રસીલી રંગ રૂડાં
નર અવના દેવાંગના, માનની મનહરણાં–

વાણી કંઈક ધ્યાન નથી ખેંચતી પ્રેમાનંદની વાણી જ્યારે ગાગર પર તાલ દેતી હશે ત્યારે એની મોહિની કંઈ ઓર હશે.

સાહિત્ય હવે વંચાય છે, એનો પરિચય કરવા કંઠ ને કાનની જરૂર પડતી નથી. મહીના સુધી રોજ ત્રણ કલાક ભટ પાસે મહાભારત સાંભળ્યા કરતા પથારીમાં પડ્યાં પડ્યાં ભારત વાંચવું રુચિકર લાગે છે.

અનુપ્રાસ ને સંગીત ગૌણ બન્યાં છે, નિરર્થક થઈ ગયાં છે. સ્ત્રીકેળવણી પર સબેરી નવલરામની ગરબી વાંચવા કરતાં ને બીજો નિબંધ વાંચવો ઠીક પડે છે. પરિણામે પદ્યયુગ જાય, ગદ્યયુગ બેઠો છે. તેથી શ્રી. બળવંતરાય ઠાકોરે યુગનો અવાજ ઉઠાવ્યો છે. ઊર્મિગીતમાં ઊર્મિ હોય પછી ગેયતા શા માટે? આજે કયાં કાવ્ય ગાઈ સાંભળવું છે! પણ હવે રેડિયોનું વાહન આવ્યું છે, ને ગાગરીઆ ભટની કલા પાછી હાથ કરવી પડે તો નવાઈ નહીં.

સાહિત્ય વંચાતું થતાં શબ્દસંશોધન ને વ્યાકરણનાં બંધનો સખત થયાં. જ્યારે કૃતિ ગવાતી ત્યારે ચિત્ત ચાલતું. જો ગાનારમાં શક્તિ થોડી હોય તો તે ઉણપ કોઈ જોતા પણ નહોતા પામતા. આજે તો કૃતિ વંચાય; શબ્દનો ઉપયોગ, વ્યાકરણની શુદ્ધિ અને ભાષાશૈલીની ખૂબીઓ ફરી ફરી વંચાય, તપાસાય, ને પરખાય છે, એટલે શુદ્ધિ ને વ્યવસ્થાના આદર્શો વધી ગયા છે.

ગ્રીકોમાં લોકભોગ્ય નાટકો હતાં, એટલે વ્યક્તિત્વનિરૂપણ અને વસ્તુવિકાસ નાટ્ય-પદ્ધતિએ, વાતચીત દ્વારા સધાતાં. બોલવું, જોવું, સાંભળવું—એ ત્રણનું એકીકરણ જ એનું વાહન બનતું. અને તેથી જીવન વાર્તાલાપ દ્વારા દર્શાવેલી ક્રિયાથી સરસતા દર્શાવવાના પ્રયત્નો થતા. આપણે ત્યાં સંસ્કૃતમાં સામાન્ય જનતા માટે નહીં પણ વિદ્વન્મંડળો માટે નાટકો થતાં. અને તે મંડળો છંદરચના ને અલંકારસમૃદ્ધિથી રાચતાં હોવાથી વાર્તાલાપ વિકસાવવાનો

પ્રયત્ન જ ન થયો. નાટકો પણ શ્રાવ્ય થયાં, દૃશ્ય નહીં. ને ઇ. સ. ૧૨૯૭ પછી ગુજરાતમાં રંગભૂમિ નામની જ હતી–હતી જ નહીં, એટલે અંગ્રેજી સાહિત્યનો સંસર્ગ થયો નહીં ત્યાં સુધી નાટ્યપદ્ધતિએ વ્યક્તિત્વ કે વસ્તુ દોરવાની કલા અસાધ્ય જ રહી.

હવે તો ટૉકીઓ આવી છે. તેમાં નાટ્યપદ્ધતિથી વ્યક્તિત્વ દોરવાની જરૂર નથી; વ્યક્તિત્વ દોરવા જુદા જુદા પ્રસંગો ટુંકમાં આપી શકાય. બોલવા અને સાંભળવા કરતાં આ વાહનમાં જોવાનું તત્ત્વ વધારે ઉપયોગમાં આવે છે. ઘણે ભાગે દૃશ્ય, થોડે ભાગે શ્રાવ્ય એવા પ્રસંગોની ગુંથણીથી સીનેરીઓનું–ચિત્રકથાનું–વાહન ઉભું થયું છે અને તે આજે નાટક ને વાર્તા બન્ને પર આક્રમણ કરી રહ્યું છે.

સાહિત્યનું ઘણું મોટું ચંચલ તત્ત્વ તો દરેક સાહિત્યકારને મળતો સાહિત્યનો વારસો છે. લેખક માત્રને ભાષા ને સાહિત્યની સમૃદ્ધિ તો પુરોગામીઓ પાસેથી મળી હોય છે. તેનો જ એ ઉપયોગ કરી શકે; બહુ થાય તો તેમાં નજીવો સુધારો વધારો કરી શકે; એજ એની માટી જેમાંથી એને નવાં પુતળાં ઘડવાં રહ્યાં.

તેજ પ્રમાણે સાહિત્યનાં સ્વરૂપો પણ જે એના સ્થલકાલને સુલભ હોય તેનો જ એ ઉપયોગ કરી શકે. સામાન્ય રીતે આજે જગતના સાહિત્યમાં સ્વીકારાએલાં બધાં સ્વરૂપો, થોડે વધતે અંશે કલાકાર ધારે તો ઉપયોગમાં લાવી શકે, જેમ આખા જગતમાં પહેરાતાં બધા પ્રકારનાં કપડાં હું ધારું તો પહેરી શકું તેમ. પણ એ બધા કપડાં વ્યવહારમાં પહેરાતાં નથી, અને બધાં સ્વરૂપો આજે વપરાતાં નથી. કાદમ્બરી કે આખ્યાન દ્વારા આજે કોઇ સાહિત્ય રચવા જાય તો મશ્કરીને પાત્ર થઈ પડે.

કોઇ સ્વરૂપ આજની પ્રજાને રુચતું નથી. હું જોઈ શક્યો છું કે Ibsenian નાટકનું સ્વરૂપ ગુજરાતીઓને ગળે ઉતરતું નથી, કારણકે વાર્તાલાપમાંથી વ્યક્તિત્વ ને વસ્તુ પારખી જવાની શક્તિ હજી પુરેપુરી પ્રેક્ષકવર્ગમાં ખીલી નથી. સંગીત, લાંબાં ભાષણો ને 'સ્વગત' વિના એમને ચેન પડતું નથી.

તેમજ આજે વર્ણનાત્મક નાટ્યપદ્ધતિની નવલકથા ગુજરાતી સાહિત્યકારો રચવા લાગ્યા છે. પણ અંતર્વિકાસ દર્શાવતી નવલકથાનું સ્વરૂપ લેખકોને સાધ્ય નથી ને વાચકોને સ્વીકાર્ય નથી.

સાહિત્યના વારસાનો મોટો ભાગ સાહિત્યની પ્રણાલિકાઓ ઘડાઇને તૈયાર હોય છે. જુની ગુજરાતીમાં ઉપદેશાત્મક કે ધાર્મિક પ્રણાલિકાઓનાં બીબાંમાંજ સાહિત્ય ઘડાતું અર્વાચીન ગુજરાતીમાં ક્યાં સુધી ઉપદેશાત્મક પ્રણાલિકાની બહાર જવું અશક્ય મનાતું આજે પણ થોડીથોડી વારે ડહાપણ ડાહ્યાં વાક્યો આવે તો વાચકને સાહિત્યકૃતિ ગમે છે, જગતની નીતિમત્તામાં વિશ્વાસ ફરી બેસે છે, અને વાંચ્યું સાર્થક થયું એવો અસ્પષ્ટ ખ્યાલ આવે છે.

ચંચલ તત્ત્વો સાહિત્યનો દેહ ઘડે છે જ્યારે એનાં અચલ તત્ત્વો એનો પ્રાણ છે. તેના વિના કૃતિ સાહિત્ય નથી, માત્ર કથન છે. અચલ તત્ત્વો અને ચલ તત્ત્વો વચ્ચેનો

ભેદ એટલે શુદ્ધ સાહિત્ય વચ્ચેનો ભેદ ન જાણવાથી કેટલાય આશાસ્પદ સાહિત્યકારોએ પોતાની શક્તિ વેડફી નાંખી છે, કેટલાંય વિવેચનોએ માયાજાલ પ્રસારી છે, ને કેટલુંય લખાણ સાહિત્ય તરીકે સ્વીકારાયું છે. જે આ ભેદ સમજ્યા નથી તે સાહિત્યનું ખરું સ્વરૂપ સમજવાને અસમર્થ છે.

૫

જે કથન સ્વયંભોગ્ય હોય તે જ શુદ્ધ સાહિત્ય કહેવાય. કથનના આનંદ માટે જ જે કથન રચાયું અને કથનની સફળતા સાધવા જે કથન લખાય તે શુદ્ધ સાહિત્ય, પણ જે જ્ઞાન, ઉપદેશ કે પ્રચાર માટે લખાય તે શુદ્ધ સાહિત્ય ક્યારે કહેવાય કે એ મુદ્દા અળગા કરી આપણે માત્ર કથન તરીકે જ એમાંથી આનંદ લઈ શકીએ ત્યારે.

'ચક્રવાક મિથુન' સ્વયંભોગ્ય છે કારણ કે આપવીતી સ્વાનુભવનો આનંદ લેવા સિવાય એમાં બીજો મુદ્દો નથી. પણ 'સિદ્ધાંતસાર' બે દૃષ્ટિથી જોવાય. એક દૃષ્ટિએ એનો મુદ્દો કથન દ્વારા આનંદ આપવાનો નથી, પણ કર્તાના સિદ્ધાંતો પ્રતિપાદન કરવાનો છે; અને તેથી આ દૃષ્ટિએ જોતાં કૃતિ શુદ્ધ સાહિત્ય નથી. એ મુદ્દો વીસરી કર્તાના સ્વાનુભવકથનમાં જ આપણે રસ લઈ શકીએ તેટલે અંશે એ સ્વયંભોગ્ય, શુદ્ધ સાહિત્ય છે. ચલ તત્ત્વો વિસરી અચલ તત્ત્વોને માટે જ જેમાં રસ પડે તે શુદ્ધ સાહિત્યની કૃતિ, બીજી નહીં.

પણ જે કૃતિમાં ચલ તત્ત્વો વધારે હોય તેને પોતાના જમાનાના યુગની કીર્તિ મળે છે, અને પેઢી બદલાતાં એનાં તેજ ઝંખવાય છે. ઘણીવાર લોકપ્રિયતા વડે આપણે સાહિત્યકૃતિ કળીએ છીએ. પણ મીસીસ મેરે નામની એક સ્ત્રી ઇંગ્લાંડમાં એના સમયમાં સાહિત્યની સામ્રાજ્ઞી હતી; આજે અંગ્રેજી સાહિત્યના અભ્યાસીઓ પણ તેનું નામ જાણતા નથી. 'એડીનબરો રીવ્યુ' આદિ અંગ્રેજી સુવિખ્યાત ત્રૈમાસિકોમાં જે સાહિત્યસ્વામીઓ કહેવાઈ ગયા તેમાંના કેટલાયની કૃતિઓ સામે અભ્યાસીઓ આજે જોતા પણ નથી. આપણે ત્યાં પણ પત્રકારો કહે છે તે પ્રમાણે દર વરસે શતકની કૃતિઓ નીકળે જાય છે. પણ પાંચ વર્ષ પછી તેમાંની કેટલી વંચાય છે!

આ વસ્તુસ્થિતિનું કારણ શોધવું અઘરું નથી. ચલ તત્ત્વો બુદ્ધિપ્રધાન છે, અને જગતના ઇતિહાસમાં બુદ્ધિ જેવી પાંગળી બીજી કોઈ નથી. અને જે કૃતિ બુદ્ધિ પર આધારેલી સામગ્રી પર રચાઈ હોય, જેમાં લેખકની ભાવનાના રંગો ચમકતા ન હોય તે કદિ ચિરંજીવ ન થાય. સ્વભાવની રંગસમૃદ્ધિ વિના કૃતિ રચાતી હોત તો દરેક અરજી લખનાર સાહિત્યકાર બની જાત. આ વાત સોક્રેટિસે સૈકાઓ પૂર્વે કહી હતી:

> મને તો ક્યારનું સમજાયું છે કે કવિઓ ડાહ્યા છે માટે કાવ્ય રચે છે એમ નથી. ખરું એમના તો એમનો સ્વભાવ કે પ્રતિભા એવાં હોય છે કે તે અપૂર્વ ઉત્સાહ અનુભવી શકે છે. એ પયગંબરો અને દેવર્ષિઓ જેવા છે, જેને શું કહે છે તે સમજ્યા વગર સરસ વચનો કહી શકે છે.

૬

સ્વાનુભવ વિના સાહિત્યમાં પ્રાણ નથી એ વાત જુની છે, છતાં લેખકે લેખકે નવી છે. એ વાતને વીસરી જનાર કદી સજીવ સાહિત્ય લખી શકતો નથી. આપણા કેટલાક સારા કહેવાતા લેખકોએ કરેલું વાલકેશ્વરના બંગલાનું, ધનાઢ્ય જીવનનું કે અર્વાચીન સ્ત્રીનું વર્ણન હું વાંચું છું ત્યારે મારે તો આંખો ગોળવી પડે છે. શ્રી. મેઘાણી કે શ્રી. રાયચુરાની માફક જે સૌરાષ્ટ્રમાં ફર્યા નથી, ગરાશીઆ જોડે બેઠા નથી અને ચારણોના અંતરમાં પ્રવેશ્યા નથી તે પણ કાઠીયાવાડના ગામડાઓની પરિભાષાનો ઉપયોગ કરી લોકવાર્તા કે લોકગીત લખવા જાય છે ત્યારે હસવું આવ્યા વિના રહેતું નથી.

તેજ પ્રમાણે હમણાં હમણાં ગ્રામ્યજીવન ચીતરવાની લેખકોને મોહિની લાગી છે. તેઓ ગામડાઓમાં અમરાવતીનું સૌંદર્ય ને સંતોષ ભાળે છે, ગામડીઅણો પર હાસ્યાસ્પદ સંસ્કારીતાનું આરોપણ કરે છે, અને સંસ્કાર અને સાધનસંપત્તિમાં જ સુલભ એવા ભાવો ઝુંપડાંઓ વચ્ચે ખડકી દે છે.

આ વિષયમાં કેટલીક વસ્તુઓ સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. જ્યારે આપણે લોકસાહિત્ય શબ્દ વાપરીએ છીએ ત્યારે એના અર્થનો આપણે વિચાર કરતા નથી. લોકસાહિત્યનો પહેલો અર્થ અસંસ્કારી અને બીનકેળવાએલી જાતિઓનું કંઠસ્થ સાહિત્ય. એમાં એ જાતિઓના વિચાર, ભાવ અને કલ્પના વણાએલાં હોય છે. સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ એ ત્રણે અણમોલાં છે; લોકોનું હૃદય સમજવા માટે પણ એ અત્યંત અગત્યનાં છે. મનુષ્યનાં હૃદય ને કલ્પનાના કેટલાક રંગો એની પરિભાષા વડે સારી રીતે વ્યક્ત કરી શકાય છે. પણ સાહિત્યની દૃષ્ટિએ ત્રણે મનુષ્યની પ્રારમ્ભિક દશાનાં છે એ ભુલવું જોઇતું નથી.

પણ જ્યારે સાહિત્ય ક્ષેત્ર પર Romanticism—આનંદલક્ષી સર્જકતા—નો પવન વાય છે ત્યારે સાહિત્યકારો અણખેડ્યાં ક્ષેત્રો ને અણશોધ્યા વિષયો વીશે સાહિત્ય લખવા પ્રેરાય છે. અને ત્યારે તે લોકસાહિત્ય સંશોધવા બેસે છે. તે માની લે છે કે ગામડાંના માણસોમાં ભાવભીના બનવાની અને કલ્પનાવિલાસ અનુભવવાની શક્તિ શહેરના સંસ્કારી માણસો કરતાં વધારે છે. ખરું જોતાં પરિણામ એ આવે છે કે શહેરનો કેળવાએલો સંસ્કારી સાહિત્યકાર પોતાની રસવૃત્તિ ને કલ્પનાવિલાસના રંગો વડે સમૃદ્ધ એવો પોતાનો અનુભવ લોકસાહિત્યની સામગ્રી વડે ગાય છે.

આ ગાનમાં જો માત્ર જુની સામગ્રીનાં ખોખાં જ હોય તો કૃતિ નિશ્ચેતન બને છે; જો પોતાના સંસ્કાર અને સ્વાનુભવે એ ખોખાંને સાહિત્યક સજીવ કરી શકે તો એ નવું સાહિત્ય રચે છે. આ સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ લોકસાહિત્ય નથી, તેનો નવો સંસ્કારી અવતાર છે. એમાં કલ્પનાચિત્રો અસલી લોકસાહિત્યનાં હોય છે, કે તેનાં જેવાં જ હોય છે. સંસ્કારી માણસો ઉપર તેની અસર લોકસાહિત્ય જેવી થાય છે. આ સાહિત્યને આપણે ભ્રમથી લોકસાહિત્ય કહીએ છીએ. ખરું જોતાં તો સંસ્કારી માણસના સ્વાનુભવ પર રચાએલું એ શુદ્ધ સાહિત્ય છે. જર્મનીની પુનર્ઘટના વખતે એક આખો સાહિત્ય સંપ્રદાય એવો હતો કે

જેણે જુની જર્મન લોકકથા ને ગીતોને સંઘરી, તેમાં અર્વાચીન પ્રાણ મુકી નવું ને સુંદર અર્વાચીન સાહિત્ય સર્જ્યું. અને તે દ્વારા આખું લોકસાહિત્ય ઘડ્યું એટલું જ નહીં પણ જર્મન લોકોની કલ્પનાસમૃદ્ધિ નવી કરી.

હવે ગ્રામ્યજીવન જીવવાની મોહિની અને તેની સાહિત્યસર્જન પર જે અસર થાય છે તેનું પૃથક્કરણ કરીએ.

પહેલાં તો ગ્રામસેવાનું આકર્ષણ વધ્યું છે. આનું કેંક કારણ રાજકીય છે, કેંક સામાજિક છે, કેંક ગાંધીજી જેવા મહાત્માની પ્રેરણા છે. ગ્રામોદ્ધાર વિના હિંદનું ભાવિ ઉજ્જ્વળ નથી જ થવાનું એ પ્રતીતિ વધતી જાય છે એ નિર્વિવાદ છે. અને તેથી લોકોને ગામડાઓ વીશે સાહિત્ય વાંચવું ગમે છે, અને લોકપ્રિયતા ને મૂલ્યના તત્ત્વને વશ થઈ સાહિત્યકાર એ વિષય વધારે પ્રમાણમાં સેવતા જાય છે

પણ જેના નવા ક્ષેત્રોની શોધમાં Romanticism-આનંદલક્ષી સર્જકતા ગ્રામજીવન શોધી કાઢે છે. જેમ રૂસોએ અસંસ્કારી દશામાં જ મનુષ્યો સમાન છે એ સિદ્ધાંત પર સામાજિક કરાર-Social Contract નો સિદ્ધાંત રચ્યો તેમ તેનો સાહિત્યિક અનુયાયી Romantist ગ્રામ્યજીવનની અપૂર્વ કાવ્યમયતા પર સાહિત્યનો પાયો રચે છે. રબારી કે ગોવાળના ભાવો પર સૂક્ષ્મતાનું એ આરોપણ કરે છે; તેમની વાણીમાં અદ્ભૂત સચોટતા માની લે છે, તેમનાં જીવન સંસ્કારી જનતાને વધારે પોષે એવાં છે એવી કલ્પના કરે છે, અને પોતાનો સ્વાનુભવ તેમને અવલંબીને વ્યક્ત કરવા માંડે છે.

આ સાહિત્ય પદ્ધતિઓ સૈકાઓ થયાં પ્રચલિત છે, અને સંસ્કારી શહેરીઓએજ એ શોધી કાઢી છે. શહેરનાં દૂષણોમાંથી કલ્પનાને દૂર રાખવા એક મહાપ્રયત્ન કરી તેઓ ગ્રામ્યજીવન પર પોતાના સુંદર ભાવોનું આરોપણ કરે છે, અને ગ્રામ્યજીવનનાં પાત્રો, વસ્તુ ને કલ્પનાચિત્રો દ્વારા પોતાના સ્વાનુભવને વ્યક્ત કરે છે. આ પદ્ધતિ પ્રમાણે કાવ્યો રચનાર જુનામાં જુનો તો મારી જાણમાં ગ્રીક કવિ થીઓક્રાઇટસ (૨૭૦ ઇ. સ.) છે. અર્વાચીન અંગ્રેજી સાહિત્યમાં વર્ડ્સ્વર્થ પણ આ કાવ્ય પદ્ધતિની ઉત્કૃષ્ટ કૃતિઓ રચી ગયો છે. સ્વાનુભવને આ રીતે વ્યક્ત કરવાથી સરસ શુદ્ધ સાહિત્ય પ્રગટે છે. પણ વર્ડ્સ્વર્થની માન્યતા હતી કે મનુષ્ય હૃદયના મૌલિક ભાવો ગ્રામ્યજીવનના ક્ષેત્રમાં વધારે પરિપાક પામે છે એ તો તેજ વખતે કૉલરિજે અસ્વાભાવિક પુરવાર કરી હતી. ગ્રામ્યજીવન પર રચેલું સાહિત્ય પણ સાહિત્યકના સંસ્કાર ને સ્વાનુભવનો પ્રાણ હોય તોજ સાહિત્ય બને છે. તે સાહિત્ય ગ્રામવાસીઓનું છે તેથી આકર્ષક નથી પણ સાહિત્યકના સ્વાનુભવ ને સંસ્કારિતાને લીધે જ આકર્ષક કે અમર બને છે, અને જેને ગ્રામ્ય સાહિત્ય સર્જવું હોય તેણે શહેર છોડી ગામોમાં જ સ્વાનુભવ લેવો જોઈએ.

૭

બીજું તત્ત્વ આલેખેલા સ્વાનુભવને આબેહૂબ રીતે વ્યક્ત કરવાની શક્તિ છે. સ્વાનુભવ શબ્દો દ્વારા થતો નથી કે શબ્દોથી વ્યક્ત કરી શકાય. લેખક કલ્પના દ્વારા અનુભવ કરે છે,

અને માત્ર શબ્દો વડે એને બીજાના મનમાં એવું ચિત્ર ઉભું કરવાનું રહ્યું. શબ્દો પીંછી નથી કે ચિત્ર ચીતરી શકે; વાંચનારની કલ્પના તો શબ્દોની સૂચકતાથી જ ઉત્તેજવાની રહી; એટલે શબ્દો સામાન્ય અર્થમાં વપરાય તો તે શુદ્ધ સાહિત્ય માટે નિરૂપયોગી ઠરે છે. શબ્દોનો અર્થ એક વસ્તુ છે; એણે સૂચવેલો અર્થ તે તદ્દન નીરાળી વસ્તુ છે. સાહિત્યકારનું ક્ષેત્ર શબ્દોનો અર્થ કહેવાનું નથી, પણ શબ્દો વડે સામાન્ય અર્થથી જુદાં એવા પ્રભાવશાલી ને સૂચક વિશિષ્ટ અર્થ સામાને પહોંચાડવાનું છે. અને તેવો વિશિષ્ટ અર્થ શબ્દના સંસ્કારથી કે શબ્દસમૂહના માધુર્યથી સૂચવાય છે.

આ કારણથી શુદ્ધ સાહિત્યમાં કહેવાનો અર્થ ગૌણ હોય છે, પણ કેવી રીતે તેને કહીએ છીએ એ વસ્તુ પ્રધાન બને છે. શું કહ્યું તેના કરતાં કેવી રીતે કહ્યું એ વધારે અગત્યનું બને છે, કારણ કે તેના પર ચિત્ર સૂચવવાનો આધાર છે. એક અર્થના સો શબ્દમાં એક જ શબ્દ આબેહુબ ચિત્ર દોરી શકે છે–બીજો નહીં, કારણ કે એની જ સૂચકતા તે પ્રસંગે કામ આવે એમ છે. સાહિત્યકો 'દેશ' શબ્દથી ન સંતોષાતાં 'સ્વદેશ,' 'સ્વભૂમિ,' 'મૈયા,' 'માતૃભૂમિ,' 'જનની,' 'પુણ્યભૂમિ,' 'ભારત,' 'હિન્દુસ્તાન,' 'આર્યાવર્ત' એવા અનેક શબ્દો વાપરે છે કારણ કે આ દરેક શબ્દનું સૂચન જુદું છે, અને પ્રસંગવશાત્ આમાંનો એક જ શબ્દ ખરા અર્થનો સૂચક થઈ પડે છે. 'એક જ્વાલા જળે તુજ નયનનમાં' એ શબ્દસંચયના માધુર્યમાં જે સૂચકતા છે તે 'તારી આંખમાં બળતું બળે છે' એમાં તો નથી જ એ તો તરત સમજાય એવું છે. માધુર્ય દ્વારા સૂચકતા લાવવાના પ્રયત્નો આપણા સાહિત્યમાં ઘણા ઓછા થયા છે તેને જ લીધે આપણી શૈલીમાં સૂચકતા ઓછી છે. શબ્દની સૂચકતા ને માધુર્ય શુદ્ધ સાહિત્યનાં અચલ તત્ત્વો છે.

જ્યારે સાહિત્યક સૂચક શબ્દો વડે વાચકની કલ્પના ઉત્તેજે છે ત્યારે તેને પણ સ્વાનુભવ જેવું થાય છે અને શબ્દો સૂચક હોય તો એ કાલ્પનિક સ્વાનુભવ એવો સરસ લાગે છે કે વાચક તેને ફરીફરી લેવા લલચાય છે, અને દરેક વખતે એને તૃપ્તિવિહોણો આનંદ મળ્યા જ કરે છે. જે શબ્દચિત્ર આવો આનંદ આપી શકે છે તેનું લક્ષણ સરસતા–ભાવનાત્મક અપૂર્વતા–છે.

યોગસૂત્ર કહે છે કે એક અપૂર્વ ધ્યેય પર નિરંતર ને ચિરકાલ ધ્યાન કરવાથી મનુષ્ય તે ધ્યેયમય થઇ જાય છે, અને એ અપૂર્વ કલ્પનાચિત્ર પોતાનામાં મૂર્તિમાન કરે છે. આ ક્રિયાનું મૂળ એક માનસશાસ્ત્રના નિયમ પર છે: એક ચિત્રને જ જો આપણી કલ્પના સમૃદ્ધ કર્યે જાય તો, એ ચિત્રના સંસ્કાર હોય તેવા આપણા થાય.

સાહિત્યની ભાવનાત્મક અપૂર્વતા પણ આજ નિયમ પર અવલંબે છે. સાહિત્યક એક કલ્પનાચિત્રને પોતાના સ્વાનુભવથી સમૃદ્ધ કર્યે જાય તો તે સૂચક શબ્દોમાં તેનું નિર્માણ કરી શકે છે; અને એ શબ્દચિત્ર પર વાચક ધ્યાન કરે તો તે એની કલ્પનામાં એવું મૂર્તિમાન થાય છે કે તેથી તેને અસલ જેવો જ સ્વાનુભવ થાય.

પણ સાહિત્યકનો અસલ સ્વાનુભવ ક્ષણિક હોય છે: ફરીફરી થાય તો તે અકારો લાગે છે. માત્ર સાહિત્યકારની કલ્પના તેને અલગ ધારણ કરી એવો–પરમ–અપૂર્વ બનાવે છે કે તેને ફરીફરી કલ્પવો તેને ગમે છે. અને તેથી જ્યારે શબ્દચિત્ર પરથી વાચક કલ્પના દ્વારા સ્વાનુભવ ફરી ફરી કરે છે ત્યારે અસલ સ્વાનુભવની માફક તે અકારો નથી થતો, પણ સાહિત્યકારે કલ્પેલા સ્વાનુભવની માફક સદાય આનંદજનક બને છે. એટલે વાસ્તવિક સ્વાનુભવમાં નથી હોતુ એવુ એક તત્ત્વ સાહિત્યકારની કલ્પના ઉમેરે છે, અને તેથી એને ફરી ફરી કર્યે પણ તૃપ્તિ નથી થતી. આ લક્ષણ તે સરસતા, ભાવનાત્મક અપૂર્વતા. એ દિવ્ય મીણુગારી શિષ્ટ સાહિત્યનો આત્મા છે. અને તેને અનંત કાલ સુધી આકર્ષક બનાવી મુકે છે.

જેમ યોગી ધ્યેયને કલ્પના વડે ધારણ કરી તેના પર ચિત્તવૃત્તિ એકાગ્ર કરી પોતાનામાં મૂર્તિમાન કરે છે, પોતે અપૂર્વ બને છે, અને પરમ આનંદ પામે છે તેમ સાહિત્યકાર એક ક્ષણિક સ્વાનુભવના કલ્પનાચિત્ર પર એકાગ્રતાથી ધ્યાન કરી, તેને શબ્દોમાં મૂર્તિમાન કરતા જતાં, તેને અપૂર્વતા–પરમ આનંદદાયિત્વ–અર્પે છે આ તત્ત્વ શું છે એનુ પૃથક્કરણ પણ અઘરું છે, છતાં મારી રીતે હુ કરવા માગું છુ.

પોતાના દેવની મહત્તામાં મુગ્ધ કવિને એક સામાન્ય અનુભવ થાય છે: પોતાની અલ્પતાનું એને ભાન થાય છે. એમાંથી દેવને શરણે જવાની એને એક ઊર્મિ ઉદ્ભવે છે.

આ અનુભવ કવિની આખી જીંદગીના અનુભવો, વૃત્તિઓ અને સંસ્કારોની સમગ્ર એકતામાં એક નાનકડો મણકો છે. સામાન્ય માણસને આ થાય તો એ વિસરાઈ જાય. પણ કવિ કલ્પનાવિલાસી હોઈ સહેલાઈથી એ એકતામાંથી તેને છૂટો કરે છે અને કલ્પના વડે ધારણ કરે છે–જેમ યોગી ચિત્તને દેશબંધ કરી ધારણા કરે તેમ.

એ અનુભવ છૂટો પાડ્યો ત્યારે અસંબદ્ધ થઈ ગયો હતો: જીવનની સમગ્રતાના આધાર વિના એના છેડાઓ છૂટા ઊડતા હતા. કવિની કલ્પના એના છેડાઓ એક કાલ્પનિક એકતામાં ગુંથી દે છે. કવિની કલ્પનાસમૃદ્ધિ હોય તેટલી એની સુંદર ગુંથણી થાય છે.

એ કલ્પના આરસી નથી કે તેમા અનુભવનું માત્ર પ્રતિબિમ્બ પડે. એ તો સરોવર છે: એના જલની નિર્મળી લીલાશમાં સૂર્યનું બિમ્બ–કૃષ્ણની મહત્તા દાખવતું–કોઈ સૂર્ય સમાન ઝગમગે છે. સામે વ્યોમમાં વિહરતી સુવર્ણરંગી વાદળીઓ અવાસ્તવિક રમણીયતા પ્રાપ્ત કરે છે, અને કાંપતા જલમાં ઝુલતા પારણાની માફક સર્વ બિંબને હીંચોળે છે. આ સરવરમાં વાસ્તવિક ચિત્રનુ પ્રતિબિંબ નથી, ચિત્રરૂપ એમાં સહસ્ત્રધા સૌંદર્ય છે. પણ વાસ્તવિક અનુભવમાં વાદળીની રમણીયતા ને સૂર્યાસ્તની ભભક જાય છે ત્યારે જલમાં પડેલું ચિત્ર બદલાય છે ને ઝંખવાય છે. કવિનું કલ્પનાચિત્ર વાસ્તવિક અનુભવની સામગ્રીને અભાવે પણ હતું તેનાથી મોહક બને છે; તેમાં ખુટતી રેખા રેખા દે છે, અને વિસંવાદી રંગો સંવાદ પામે છે.

કવિની કલ્પનામાં પોતાની અલ્પતાનો અનુભવ જીવનની સુગ્રથિત બાંધણીમાંથી છુટો પડી અપૂર્વ રીતે આ ચિત્રની નવી બાંધણીમાં બંધાઇ જાય છે. સૂર્યબિંબ શ્રીકૃષ્ણ બની જાય છે. વાદળીઓ પારણું બને છે. ઝુલતા શ્રી કૃષ્ણ આનંદક્રિડા કરતા દેખાય છે; ક્રિડંતા પ્રભુ ખાતરી દે છે હું જ છું, હું જ છું. અને આ ભવ્યતા આગળ પોતાની અલ્પતાનું તીવ્ર ભાન થતાં, ઇશ્વરને સર્વસ્વ સમર્પણ કરવાનો કવિનો તલસાટ આ દેવચરણમાં મરવાની ઇચ્છારૂપે વ્યક્ત થાય છે. કલ્પનાચિત્રનું કં પણ અંગ એવું નથી રહ્યું કે જે અનુભવની સમગ્રતાને કોઇ રીતે પોષતું ન હોય. આ સમગ્રતા કવિની સમૃદ્ધ કલ્પનાના રંગે રંગાય છે, એટલે ચિત્ર અદ્‌ભુતરંગી થાય છે. એ સત્ય છે, ઉપયોગી છે, નીતિપોષક છે એની પરવા કર્યા વગર કવિનો અનુભવ આમ સાર્થક બને છે, માત્ર અનુભવ તરીકે. કવિ આ કલ્પનાચિત્રને મનમાં ધારણ કરે છેઃ ચિત્ર નિરાળું તરી આવે છે. કલ્પનાચિત્રનું શબ્દચિત્ર બને છેઃ

નીરખને ગગનમાં કોણ ઘુમી રહ્યો,
તેજ હું તેજ હું શબ્દ બોલે;
જળહળે જ્યોત ઉદ્યોત રવિ કોટમાં,
હેમની કોર જ્યાં નીસરે તોળે;
સચ્ચીદાનંદ આનંદક્રીડા કરે,
સોનાના પારણામાંહી ઝુલે;
શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી,
અનંત ઓચ્છવમાં પંથ ભુલી;
શ્યામના ચરણમાં ઇચ્છું મરણ રે,
અહિયા કોઈ નથી કૃષ્ણ તોલે.

શબ્દો કં કં અર્થ સૂચવે છે. શબ્દમાધુર્ય પ્રભાતીયાના ઢાળમાં ભભકપરંપરાનું સૂચન કરે છે. પહેલી લીટીમાં 'જળહળે જ્યોત રવિ કોટ ઉદ્યોતમાં' એ ટુંકનું ધ્વનિમાધુર્ય એક પછી એક ઉગતા સૂર્યોની ભવ્યતા કલ્પના આગળ ઉભી કરે છે; કરોડ સૂર્યો પ્રતાપની પરિસીમા સૂચવે છે; બોલવાની ક્રિયા આનંદક્રિડાનો ઉલ્લાસ દર્શાવે છે; 'ઘુમવું' શબ્દથી પ્રભાવ ને સ્વતંત્રતા બન્નેનો નિર્દેશ થાય છે; અને 'સોનાના પારણામાંહી ઝુલે"ના શબ્દસંચયથી સૂર્યપરંપરાનું ભવ્ય દશ્ય ઝુલવા માંડે છે;—જાણે દાર્જિલીંગના સૂર્યોદયનું અવિસ્મરણીય દર્શન દીંચવા લાગ્યું હોય એમ. 'ચરણમાં મરણ'નો અનુપ્રાસ મરવાના તલસાટની તીવ્રતા દેખાડે છે. ચાર પંક્તિમાં દેવની મહત્તા ને વૈભવ ભભકભર ભવ્યતામાં મળી જઇ એક અપૂર્વ કલ્પનાચિત્ર ઉભું કરે છે;—અને 'ઇચ્છું છું મરણ' ઉચ્ચારતાં શબ્દોની સચોટતા આપણી કલ્પનામાં જે ચિત્ર ઉભું કરે છે તેથી કવિએ ન ધારેલો એવો દીનતા ને ઇશ્વરપ્રણિધાનનો અનુભવ આપણને થાય છે. આ અનુભવમાં કવિના અસલ અનુભવમાં ન હશે એવી એકતા ને સમગ્રતા છે.

આની આગળ તત્ત્વજ્ઞાનીનું 'सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।' નિરસ ને નિર્જીવ લાગે છે. કવિનો આ અનુભવ અપૂર્વ છે—સંપૂર્ણ છે; પણ જેવો છેઃ

એમાં આદિ, મધ્ય ને અંત ત્રણે સમાયાં છે; એમાં સુયોજ્ય કારણમાંથી અનિવાર્ય કાર્ય પરિણમે છે. જીવનની સળંગ અનુભવપરંપરામાં પણ અપૂર્વતા નથી હોતી તેવી આમાં છે. અને જેમ વાચકના સંસ્કાર અને કલ્પના વધે છે તેમ એ અપૂર્વતા વધતી જતી દેખાય છે.

આ જાતનો અપૂર્વ અનુભવ જે તત્ત્વથી સર્જન થાય છે તે સાહિત્યની શિષ્ટતાનું પરમ લક્ષણ. આ તત્ત્વને સરમના કહીએ કે ભાવનાત્મક અપૂર્વતા કહીએ, પણ એજ તત્ત્વ જગતના સ્વયંભોગ્ય શિષ્ટ સાહિત્યનો પ્રાણ છે. સૅફોનાં હૃદયવેધક ઊર્મિગીતોના અવશેષોમાં, યુરીપીડીસના નાટકોમાં, કાલિદાસના શાકુંતલ ને મેઘદૂતમાં, ભાગવતકારના ગોપીગીતમાં, ડૅન્ટીની ડીવાઇન કૉમેડી ને શેક્સપીઅરના ઑથેલોમાં, તુલસીદાસના રામચરિતમાનસના કેટલાક મણકાઓમાં, ગોએથેના ફાઉસ્ટમાં ને શેલીના એપીપ્સાઇકીડીઓનમાં—આજ પરમ તત્ત્વ નીતરે છે.

સાહિત્યનું આ તત્ત્વ અભ્યાસે મેળવાય એવું નથી, એ તો વ્યક્તિઓની વિશિષ્ટતા છે. શુદ્ધ સાહિત્ય સામુદાયિક પેદાશનું પરિણામ નથી, એ સાહિત્યની પેદાશ ને કટ્ટર પ્રચારકો અને સર્વસત્તાધિકારીઓના ફરમાનોથી અસ્પૃષ્ટ છે. એ તો કોઈ સુભગ સાહિત્યસ્વામીની કલ્લોલતી કલ્પનાશક્તિની લહાણ છે. એ કલ્પનાશક્તિના સ્વયંભૂ સર્જનાત્મક તલસાટમાં એ લહાણનું મૂળ છે. સાહિત્યસ્વામી સર્જે છે, સર્જનના અદમ્ય ઉલ્લાસમાં. સર્જન એ જ સર્જનનો હેતુ ને નિયમ બને છે. તે લૉરેન્સના શબ્દોમાં ઉચ્ચારે છે

હું છું તે હું જ,
મારો આત્મા અંધકારગ્રસ્ત વન છે.
મારું ચિત્ત-જેટલું હું જાણું છું તેટલું-આ વનમાં એક નાનકડું ખુલ્લું સ્થાન છે;
દેવો-અપરિચિત દેવો-વનમાંથી હું જાણું એટલા આ ચિત્તના ખુલ્લા સ્થાનમાં આવે છે ને પાછા ચાલ્યા જાય છે;
એમને આવવા દેવા ને જવા દેવાની મારામાં હિંમત હોવી જોઈએ;
હું મનુષ્યજાતિને મારા પર કોઈ જાતનું આવરણ નહીં મૂકવા દઉં, પણ મારા ચિત્તના આવતા દેવો, બીજા સ્ત્રીપુરુષોના ચિત્તમાં આવતા દેવોને હું સદાય સત્કારીશ ને તેને શરણે જઈશ. [1]

---

1. That I am I.

That my soul is a dark forest

That my known self will never be more than a little clearing in the forest.

That gods, strange gods, come forth from the forest into the clearing of my known self, and then go back.

That I must have the courage to let them come and go. —

સાહિત્યની સરસતા આ કલ્પનાવિલાસી કવિના 'દેવોનું' તેજ છે. અને 'દેવો'ના તેજનાં દર્શન કવિએ કરાવ્યાં હોય તેને સત્કારવાની શક્તિ એક પ્રકારની દ છે; અને તે સાહિત્યસ્વામીઓને ચરણે દીનતાથી બેસે જ આવે છે. એની કદર વિ રસિક જ કરી શકે; સામાન્યો કદર ન કરી શકે તેથી શિષ્ટતાની મહત્તા ઘટતી નથી.

આ તત્ત્વ એક દેશ કે એક યુગની મીલ્કત નથી; જ્યાં માનવહૃદય ધબકે ત્યાં આ તત્ત્વ સર્જવાની અને અનુભવવાની શક્તિ છે. દેશભેદ, ધર્મભેદ, રંગદ્વેશ વિચ્છિન્ન, દારુણ વિનાશકતાના મદમાં રાક્ષસી બનેલા આજના યુગમાં જો કોઇ એક ત માનવમાનવમાં એકતાની પ્રતીતિ કરાવી રહ્યું હોય તો સરસતાનું સર્જન ને અનુભવ સાહિત્યની સૃષ્ટિમાં રંગ, દેશ કે ધર્મના ખડો નથી; અને નથી એમાં જુલ્મ જહાંગીર ગર્વ કે શૃંખલાબદ્ધોની પરાધીનતા. સાહિત્યમાં દેખાતી માનવહૃદયની એકતા, વસુ કુટુંબ કરી દેતી, આપણી આંખ આગળ તરે છે, અને આ તેજોબિંદુના દોર્યા આપણે ભયંકર જમાનામાં બાચકીઆં મારીએ છીએ—એવી જ આશાએ કે આ અપૂર્વતાની સેવામાં માનવજાતિનાં હૃદયો એક છે તે કોઇ દિવસ સામાજિક, રાજકીય ને સાંસ્કારિક સિદ્ધ કરશે.

ગુજરાતી સાહિત્યમાં આ સરસતાનો સત્કાર ને સર્જન વધે એ મારી વ જપમાલ છે; અને એ શુભેચ્છા સિવાય બીજું આપવાની મારી તાકાત નથી. અને શુભેચ્છા કોઇ કાળે મૂર્તિમાન થશે ત્યારે એવા સાહિત્યસ્વામીઓ ગુજરાતીમાં પાકશે બાર વહેતા દુઃખી ને પરાધીનોને પોતાનાં ચક્ષુ દ્વારા જગતની નવવસંતનાં દર્શન કરાવશે

---

That I will never let mankind put anything over me, but that I will try always to recognise and submit to the gods in me and the gods in other men and women.

—'*Studies in Classical American Literature.*

# બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન

હીરાલાલ પારેખ

ગુજરાતી સાહિત્ય પરિષદનું બારમું અધિવેશન, ઑક્ટોબરની ૩૧મી તથા નવેમ્બરની તા. ૧ અને ૨જી સન ૧૯૩૬ના દિવસોમાં, અમદાવાદમાં, જમાનાના એક મહાન ક્રાન્તિકારી પુરુષના પ્રમુખપદ હેઠળ ભરાનાર છે. મહાત્માજીના નેતૃત્વ નીચે સાહિત્ય પરિષદના પ્રગતિ-શિખરો સર કરે એ ઘટના અભિનવ છે. જીવનના કયા ક્ષેત્રમાં મહાત્મા ગાંધીજીએ નવીન ચેતન રેડ્યું નથી? તો પછી સાહિત્ય પરિષદનું સુકાન, કૈંક તાણે સ્વીકાર્યાં પછી પરિષદ અને બંધારણના નિયમ પ્રમાણે સમ્મેલનની બીજી બેઠક થતા સુધી તેઓ જ સાહિત્ય પરિષદના પ્રમુખ રહે છે એ લક્ષમાં લેતાં પરિષદના કાર્યને વિશેષ જોમ અને વેગ મળશે એવી અમને ખાતરી છે.

ઘડવાના કાંઈકાંઈ મનોરથો ઘડતો હતો. તેના ફળદ્રૂપ ભેજામાંથી ગુજરાતી સાહિત્ય પરિષદની કલ્પના જન્મ પામી અને તેને અમલમાં આણી એટલું જ નહિ પણ જીવનભર એણે પોતાની પ્રાણવહાલી સંસ્થાને પોષી અને મોટી કરી હતી.

એ નવયુવક તે રણછોડભાઈ ઉદયરામ ...

એ નવયુવક તે રણજીતરામ વાવાભાઇ મ્હેતા, જે નવા સ્થાતા ગુજરાતના એક પ્રેરક બળ થઇ પડયા હતા અને એક તેજસ્વી અને આદર્શ સંચાલક તરીકે તેમને આજે પણ નવીન ગુજરાત મમતાપૂર્વક સંભારે છે.

પહેલી ગુજરાત સાહિત્ય પરિષદ સન ૧૯૦૫માં સરસ્વતીચંદ્રના નામાંકિત લેખક અને પ્રખર વિદ્વાન સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપદે મળી હતી. અને તે પ્રથમ પ્રયાસ હોવા છતાં, બહારગામના પ્રતિનિધિઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી અને તેનું કામકાજ સાંગોપાંગ ફત્તેહમંદ નિવડયું હતું એમ આજે પણ વિના સંકોચે કહી શકાય. એ નવી પ્રવૃત્તિ ઉત્તરોત્તર ગતિ અને શક્તિ મેળવતી ગઇ અને દેશની એક વ્યવસ્થ અને પ્રાણવંત સાહિત્યસંસ્થા તરીકે તેની પ્રતિષ્ઠા સ્થપાઇ હતી.

સન ૧૯૦૭માં મુંબાઇમાં યુનિવર્સિટી હૉલમાં જેમને પ્રથમ પરિષદના પ્રમુખે ગુજરાતના એક છુપા પણ અમૂલ્ય રત્ન તરીકે ઓળખાવ્યા હતા તે દિ. બ. કેશવલાલ ધ્રુવના પ્રમુખપદે બીજી સાહિત્ય પરિષદ મળી હતી અને સમસ્ત ગુજરાતી જનતાનું તે પ્રતિ ધ્યાન ખેંચાયું હતું; અને તેને વરેલી સફળતાથી પ્રેરાઇને ત્રીજી સાહિત્ય પરિષદ કાઠિયાવાડમાં ભરવાનો નિર્ણય થયો હતો અને તે માટે રાજકોટ સ્થળ પસંદ થઇ, તેની વ્યવસ્થાની જવાબદારી પ્રો. બલવંતરાયે ઉપાડી લીધી હતી. પરિષદ મળતાં પૂર્વે તે વિષે ઠેકેર વ્યાખ્યાનો આપી બહુ સારૂં પ્રચારકાર્ય તેમણે કર્યું હતું, અને તેમણે વિચાર્યું હતું કે પરિષદ્પ્રવૃત્તિ સતત અને વ્યવસ્થિત રીતે થયા કરે તે સારૂ એક સ્થાયી મંડળની જરૂર છે. તે લક્ષમાં લઇને એમણે રાજકોટની બેઠકમાં બંધારણ કમિટીની યોજના રજુ કરી, તેને પરિષદની બેઠકમાં મંજુર કરાવી હતી.

રકમમાંથી સેંકડો પુસ્તકો ગુજરાતી અને મરાઠીમાં પ્રસિદ્ધ થયાં છે, અને હવે પછી થશે તેનો યશ એક રીતે ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદને ઘટે છે.

શ્રીયુત નરસિંહરાવ દીવેટિયાના પ્રમુખપણા હેઠળ પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ સુરતમાં સન ૧૯૧૫ માં ભરાઈ હતી. બાદ રણછોડલાલ તે સારું એક માસ અગાઉ જઈ સુરતમાં રહ્યા હતા અને શ્રીયુત મનહરરામ મહેતાનો સહકાર મેળવી સુરતની પરિષદને એક કદમ આગે ધપાવી હતી. સાહિત્ય પરિષદમાં વિભાગી રચના ત્યાંથી શરૂ થઈ હતી.

દરમિયાન બંધારણ કમિટી તેનું કામકાજ ધોરણસર કરે જતી હતી, પણ પરિષદ સાથેનો તેનો સંબંધ ઓછો થઈ ગયો હતો, અને છઠ્ઠી પરિષદ ક્યાં ભરવી એ પરિષદના સંચાલકો માટે એક કઠિન પ્રશ્ન થઈ પડ્યો હતો.

એ સંજોગોમાં અમદાવાદે છઠ્ઠી સાહિત્ય પરિષદ ભરવાનું સ્વીકાર્યું; અને બંધારણ કમિટી વિરુદ્ધ જે અસંતોષ ધીમેધીમે વધતો જતો હતો, તેમાંથી યોગ્ય માર્ગ કાઢવા પ્રયત્ન કરવામાં આવ્યા હતા

રા. બ. રણછોડલાલ હરગોવિંદદાસ કાંટાવાળાને પ્રમુખ તરીકે પસંદ કર્યા હતા, અને તેમણે રૂ. ૧૦૦૦૦ની ભેટ પરિષદને કરી તે એક અપૂર્વ બનાવ હતો, અને તે પરિષદ કવિસમ્રાટ રવીન્દ્રનાથ ટાગોરની ખાસ પધરામણી અને મહાત્માજીની હાજરીથી, બહુ આકર્ષક થઈ પડી હતી.

અમદાવાદે પરપ્રાન્તના માનનીય અને આગેવાન સાહિત્યકારોને નિમંત્રવાની પહેલ કરી, તેની સાથે વિષયવાર વિભાગની વ્યવસ્થા કરી હતી; તદુપરાંત લોકોપયોગી વ્યાખ્યાનોનો ઉપક્રમ યોજ્યો હતો અને તેને સહુને સૌને અપૂર્વ આનંદ થયો હતો.

પ્રો. બલવન્તરાયની પ્રથમની સંમતિ મેળવી પરિષદનું બંધારણ નવેસર સુધારી, પરિષદ મંડળની યોજના તૈયાર કરવામાં આવી હતી, જેમાં બંધારણ કમિટીનો સમાવેશ થઈ જતો હતો, અને તેની ઘટતી વ્યવસ્થા કરવા એક જુદી કમિટી નીમવામાં આવી હતી.

પરિષદ પ્રવૃત્તિ એ સમયે બીજે નાકે પહોંચી હતી અને જનતાની નજર તે પ્રતિ કેન્દ્રિત થઈ હતી, એટલે તે પ્રવૃત્તિ વેગવંત અને વ્યવસ્થિત થાય તેમ જ તે અસરકારક નિવડે એવી સામાન્ય માગણી જણાતી હતી, તેથી પરિષદ મંડળ પર નવા સુધારેલા પરિષદના બંધારણમાં વિશેષ ભાર મૂકવામાં આવ્યો હતો અને તે સારુ આગ્રહ કરવામાં આવ્યો હતો.

સાતમી પરિષદ ભાવનગરમાં મળે તે પહેલાં નવું સ્થપાયલું પરિષદ મંડળ, બંધારણ કમિટી સાથે આનેક્સ થઈ જશે એમ ધારવામાં આવ્યું હતું. પણ તેમાં નિરાશા મળી

હતી; એટલે ભાવનગર પરિષદમાં ફરી એ મુદ્દા પર તીવ્ર ચર્ચા થઇ ને તે ઠરાવનો અમલ થવા બીજી મોટી કમિટીને તે મંડળ સ્થાપવાનું કામ આપવામાં આવ્યું હતું.

તે પરિષદનું પ્રમુખસ્થાન રા. બ. કમળાશંકર ત્રિવેદીને આપાયું એ સર્વથા ઉચિત હતું; અને પરિષદનું કેટલુ વર્ષ એ રીતે તેનું સઘળું કામકાજ થયું હતું. સર પ્રભાશંકર પટ્ટણીનો હિસ્સો તેમાં મુખ્ય હતો; અને સાહિત્ય વિભાગના અધ્યક્ષ શ્રીયુત ખબરદારે પણ તેમના પ્રભાવશાલી નેતૃત્વ અને વ્યક્તિત્વથી ઠીક મનોરંજન કર્યાં હતાં.

શ્રીયુત કનૈયાલાલ મુનશીએ તે પછીની સાહિત્ય પરિષદની એક મુંબાઇમાં ભરવાનું નિમંત્રણ મોકલ્યું હતું. અને શ્રીયુત મુનશી એટલે હાથમાં લીધેલું કાર્ય સિદ્ધ કરે એવી એક સમર્થ વ્યક્તિ.

અગાઉની પરિષદોમાં શ્રીયુત મુનશીએ ઝાઝો ભાગ લીધો હતો નહિ; જો કે તેમના ધંધાની સાથે હાલમાં તેઓ પ્રવૃત્ત રહે છે, તેમ, સાહિત્યસેવા કરે જતા હતા; અને એક સમર્થ નવલકથાકાર તરીકે આખાય પ્રાંતમાં સારી નામના તેમણે પ્રાપ્ત કરી હતી; તે સિવાય સાહિત્યસંસદ સ્થાપીને ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ અર્થે વિવિધ રીતે તે પ્રયાસ આદરી રહ્યા હતા અને પરિષદને મુંબાઇ નોતરવામાં તેમનો આશય ગુજરાતી સાહિત્ય કોઇ રીતે આગળ વધે અને ખીલે એ જ મુખ્યત્વે હતો. પરિષદની જવાબદારી તેમને શીરે આવતાં પરિષદની સર્વ હકીકત તેમણે જાણી લીધી અને તેમાંથી રસ્તો કાઢવા પોતે જુદેજુદે સ્થળે વસતા સાક્ષરબંધુઓને મળ્યા. અને એક વ્યાપક પરિષદ બંધારણ તદ્દન નવું; એક બાહોશ ધારાશાસ્ત્રી પેઠે યોજ્યું; અને તે પરિષદમાં મંજુર પણ થયું.

જેમણે ઉત્તમભર સાહિત્યસેવા કરી હતી તેવા સર રમણભાઇને એ મુંબાઇની પરિષદના પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. વળી શ્રીયુત મુનશી એક બાહોશ ઍડવોકેટ તરીકે સારી પ્રસિદ્ધિ પામ્યા હતા તેની સાથે એક તેજસ્વી અને સમર્થ સાહિત્યકાર તરીકે તેમની કીર્તિ અને પ્રતિષ્ઠા જામી હતી, અને તેમની પાસે ઉત્સાહી સાહિત્યપ્રિય કાર્યકર્તાઓનું એક મ્હોટું જુથ હતું, એટલું જ નહિ પણ તે કાર્ય સારૂ તેમણે સાધનસામગ્રી પણ સારી એકઠી કરી હતી. એટલે મુંબાઇની સાહિત્ય પરિષદમાં હાજરી આપનાર સૌકોઇને લાગ્યું હતું કે નવું સાહિત્ય પરિષદ મંડળ પ્રવૃત્તિને વેગ આપશે અને તેને યોગ્ય રસ્તે દોરશે; અને તેના પહેલા બે ત્રણ વર્ષોનો વૃત્તાંત તપાસનાર જોઇ શકશે કે સાહિત્યની વૃદ્ધિ અને ખીલવણી અર્થે જે કાર્યો તેણે ઉપાડયા હતાં તે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનારાં તેમ જ લોકોપયોગી હતાં.

પરંતુ શ્રીયુત મુનશીની એ પરિષદ મંડળની પ્રવૃત્તિ કેટલાકને અરૂચિકર થઇ પડી અને તેઓ પરિષદના બંધારણમાં માત્ર દોષો જ જોવા લાગ્યા; અને એ વિરોધ એટલો ઉગ્ર બન્યો હતો કે સન ૧૯૨૮માં નવમી સાહિત્ય પરિષદ નડિયાદમાં આચાર્ય શ્રી આનન્દશંકરભાઇના પ્રમુખપદે મળી તેમાં પરિષદનું બંધારણ એ જ ચર્ચાનો મુખ્ય વિષય થઇ પડયો

હતો, એટલે સુધી કે તે માટે નિમાયલી કમિટી જે અહેવાલ રજુ કરે તે પાછો નડીઆદ જ પરિષદની ફરી બેઠક ભરીને મંજુર કરવામાં આવે અને તે પ્રમાણે સન ૧૯૩૦ માં દસમી સાહિત્ય પરિષદ જાણીતા દેશનેતા અને આગેવાન ધારાશાસ્ત્રી શ્રીયુત ભુલાભાઇ દેસાઇના પ્રમુખપદે ભરવામાં આવી હતી.

એ બંધારણે સર્વાંશે સાહિત્ય પરિષદની પ્રવૃત્તિને શિથિલ કરી નાખી અને ઘણાને ઉદાસીન કરી મુક્યા હતા; અને જે બંધારણ ઉપરથી પસાર થયું, તેમાં, આશ્ચર્યકારક ઘટના એ છે કે તેના નામમાં ફેરફાર સિવાય કાંઇ પણ વિશેષ સુધારો કરવામાં આવ્યો ન હતો, જે સભા પ્રથમ પરિષદ તરીકે ઓળખાતી તેણે સંમેલનનું નામ પ્રાપ્ત કર્યું અને જે મંડળ તરીકે સંબોધાતું તેને પરિષદ એવું નામ આપવામાં આવ્યું, એ તો પેલી કહેવત પ્રમાણે ડુંગર ખોદીને ઉંદર કાઢવા જેવું થયું હતું.

સુધારેલા બંધારણ મુજબ પહેલું સાહિત્ય સંમેલન સાહીમાં દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે સન ૧૯૩૩ માં ભરાયું હતું. તેનું ચિરસ્થાયી કાર્ય તે કલાપીસ્મારકની યોજના હતી. આપણે ઇચ્છીશું કે એ રાજવી કવિનું નામ જનતામાં લોકપ્રિય છે, તેમ એમનું સાહિત્યસ્મારક પણ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ કરનારું અને પ્રેરક થઇ પડે.

એ સંમેલન ભરાતા આગમચ પરિષદે નર્મદ શતાબ્દી ઉજવવા જે વ્યવસ્થા કરી હતી તે એ મહાન સુધારકકવિના કાર્યને શોભા આપે એવી ઉત્તમ પ્રકારની હતી અને તે પ્રવૃત્તિ સમસ્ત ગુજરાતે સ્વયમ્ ઉપાડી લીધી હતી એ તેની વિશિષ્ટતા હતી.

પણ એ સર્વમાં શ્રીયુત મુનશીનો હાથ, પ્રગટ, અપ્રગટ ઉંચે તરી આવતો હતો.

આ પ્રમાણે આપણે સાહિત્ય પરિષદનો વૃત્તાંત ક્રમસર અવલોકતા સન ૧૯૩૬માં અમદાવાદમાં ભરાનાર ગુજરાતી સાહિત્ય સંમેલન બીજું અથવા તો ગુજરાતી સાહિત્ય પરિષદના બારમા અધિવેશનના સમય સુધી આવી પહોંચ્યા અને હવે વિચારવાનો પ્રશ્ન એ રહે છે કે આગામી સાહિત્ય સંમેલન ગુજરાતી સાહિત્યનાં અભ્યુદય અને ખીલવણી અર્થે કયે માર્ગે વિચરશે અથવા તો કયો માર્ગ તેણે ગ્રહણ કરવો જોઇએ ?

પહેલી સાહિત્ય પરિષદ ભરવાનું માન અમદાવાદે પ્રાપ્ત કર્યું હતું; સાહિત્ય પરિષદના ઉદ્દેશની સિદ્ધિ અર્થે સ્થાયી પરિષદ મંડળની સ્થાપના અમદાવાદમાં થઇ હતી; તે પછી બંધારણ કમિટી આપેલી તકરાર અને પરિષદ બંધારણના ઝઘડામાં પરિષદપ્રવૃત્તિનો ઘણોએક સમય બરબાદ થયેલો છે. તે સઘળું વિસરી જઇએ, એ પ્રકરણનો હવે નિકાલ આવી ગયો છે એમ આપણે સમજીશું. એટલે સાહિત્ય પરિષદ અત્યારના સંજોગમાં કોઇ ચોકસ, મુદતબંધી કાર્યક્રમ યોજે અને તેની સિદ્ધિ અર્થે યોગ્ય વ્યવસ્થા કરે એ જ અગત્યનું અને આવશ્યક છે.

૮ આપણે માત્ર પરિષદની બેઠકોની સંખ્યાની દષ્ટિએ જોઇએ તો પણ પરપ્રાન્તોની સરખામણીમાં ગુજરાત પછાત પડી ગયું છે. ગુજરાતી સાહિત્ય પરિષદનો ઉદ્‌ભવ હિન્દી અને મરાઠી સાહિત્ય પરિષદો પૂર્વે થયો હતો તેમ છતાં આ વર્ષે તેનું બારમું અધિવેશન ભરાય છે, જ્યારે ગત વર્ષના ઇસ્ટરમાં ૨૪ મું હિન્દી સાહિત્ય સંમેલન ઇંદોરમાં મળ્યું હતું અને તેના નાતાલના તહેવારમાં ૨૦ મી મરાઠી સાહિત્ય પરિષદ એ જ સ્થળે મળી હતી. આ શું બતાવે છે? તેથી એક નિયમ તરીકે સાહિત્ય સંમેલન, દર બે વર્ષે અમુક સ્થળે મળે એવો પ્રબંધ થવો જોઇએ છે,

સાહિત્ય પરિષદના હેતુઓ, મંજુર થયેલા તેના બંધારણ મુજબ, બહુ વ્યાપક અને વિસ્તૃત છે; અને સાહિત્યપ્રવૃત્તિને લગતાં ઘણાંખરાં કાર્યોનો તેમાં સમાવેશ થઇ જાય છે, એટલે તેના હેતુની સિદ્ધિ અર્થે જો કાંઇ મુસ્કેલી નડતી હોય તો તે બે પ્રકારની છે. એક પુરતા, આખો સમય આપી શકે એવા કાર્યકર્તાઓની અને બીજી નાણાંફંડની. પણ એ મુસ્કેલીઓ એવી નથી કે પરિષદના સંચાલકો તે માટે ઘટતી તજવીજ કરે તો દૂર થઇ ન શકે.

પરન્તુ સૌ પહેલાં આપણા પ્રાન્તમાં નાનાંમોટાં સર્વે સ્થળોએ સાહિત્યસભા સ્થપાય અને તે સાહિત્ય પરિષદમાં સભ્ય તરીકે જોડાય એ અત્યંત જરૂરનું છે, તો જ સાહિત્ય પરિષદ ગુજરાતી પ્રજાના વાસ્તવિક પ્રતિનિધિ વવાળી સંસ્થા લેખી શકાય; અને તેનું ચાલુ પ્રચારકાર્ય પણ, આવી સાહિત્ય સભાઓ સારી સંખ્યામાં અસ્તિત્વમાં હોય અને તે જીવંત હોય તો બહુ સંગવડભર્યું અને સહેલું થઇ પડે.

એ જ પ્રમાણે સાહિત્ય પરિષદના સભ્યોની સંખ્યા ગામોગામ હોય તેટલું જ નહિ પણ તે સારી સંખ્યામાં હોય, એ ઓછું અગત્યનું નથી.

પ્રત્યેક સંમેલન વખતે સંસ્થાસભાસદો અને વ્યકિતસભાસદો જે કાંઇ રિપોર્ટ મોકલે, તે આપણી સાહિત્ય પ્રવૃત્તિનું એક માપદર્શક સાધન થઇ પડે; તે વિના આપણે કેટલી અને શી પ્રગતિ કરેલી છે, તેનું વાજબી મૂલ્ય આંકવાનું કદી ન જ થાય.

આ સૌની સાથે નિકટ પરિચયમાં રહેવા પરિષદને પોતાનું એક મુખપત્ર હોવું જ જોઇએ. જેઓ ચાલુ પ્રચારકાર્ય ઇચ્છે છે, તેની પ્રવૃત્તિ એક મુખપત્ર વિના ભાગ્યે જ ગતિ કરી શકે. આ પરિસ્થિતિમાં પરિષદે પરિષદ ત્રૈમાસિક, પ્રથમ પ્રસિદ્ધ કર્યું હતું, તેને ફરી સજીવન કરવું જોઇએ; તેના સંચાલન માટે ઘટતો બંદોબસ્ત કરવો જોઇએ. તે વિના સાહિત્ય પ્રવૃત્તિ પાંગળી જ રહેવા પામે.

આમ તેની પ્રતિષ્ઠા બંધાયા પછી આપણા પ્રાન્તની એક મધ્યસ્થ સાહિત્ય સંસ્થા હોવાનો પરિષદ દાવો કરે છે, તે હક્ક ન્યાયયુક્ત લેખાશે.

તેની પ્રવૃત્તિ આટલેથી અટકવી ન જોઈએ, તે સિવાય આપણા સાહિત્યમાં જે ઊણપો, ખામીઓ હોય તે દૂર કરવા કટિબદ્ધ થવું જોઈએ. તે સાહિત્યપ્રચારનું કામ કરે તેમ સાહિત્યસંવર્ધન અને સાહિત્ય ઉત્તેજનની યોજનાઓ પણ ઉપાડી લે.

દાખલા તરીકે ગુજરાતી કોશ જેવું ભગીરથ કામ વ્યવસ્થાપૂર્વક સંયોજનના અભાવે ટેલાય છે. પરિષદ જેવી મધ્યસ્થ સાહિત્યસંસ્થા, એનો ઉકેલ જલદી આણી શકે, કેમકે એમાં હરેક તત્ત્વ-પક્ષ જોડાયલા હોય.

પરિષદ મંડળે અગાઉ ક્રમિક પાઠ્ય પુસ્તકમાળાનું કાર્ય આરંભ્યું હતું, અને તે સફળ નિવડ્યું હતું. પણ તે યોજના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને હતી. હવે તે પછીનું કાર્ય પુખ્ત વયનાં સ્ત્રીપુરુષ માટે તે એક વાચનમાળા યોજે, જેમાં વાચનસામગ્રી સારા પ્રમાણમાં અને ઉંચી કોટીની, આપવા વ્યવસ્થા થાય.

પરિષદ વ્યાખ્યાનમાળા, પરિષદ પુસ્તકાલય, પરિષદ ગ્રંથમાળા, તેમ પરિષદ ચંદ્રકની યોજના પૂર્વે શ્રીયુત બળવન્તરાય ઠાકોરે વિચારપૂર્વક અમલમાં આણી હતી. પણ કેટલીક અનિવાર્ય અડચણોને લઈને, તેમાંની કેટલીક પડતી મુકવી પડી હતી; થોડીક વત્તીઓછી પાર પાડી હતી અને કોઈક તદ્દન નિષ્ફળ ગઈ હતી. પણ તેનો ફરી વિચાર થવો જોઈએ. કેમકે સાહિત્યરસિકોની સંખ્યામાં મોટો ઉમેરો થયો છે, તેની સાથે સાહિત્યલેખકોનો સારી રીતે વધારો થયો છે એ સૌને લાભ મળે તેમ જ એ સૌની શક્તિનો ઉપયોગ થઇ શકે એવી એકાદ યોજના ઘડવાનું પરિષદની શક્તિ બહાર નથી જ. મારું આ તો માત્ર દિશા સૂચન છે.

ગુજરાતી ભાષા સાહિત્યનું મૂલ્ય અંકાઈજવાની દૃષ્ટિએ કોણ જોતું વિચારતું નહિ, અને અંગ્રેજી ભાષા સાહિત્યના અભ્યાસ અને ઉપયોગમાં સૌ કોઈ રાચતું અને એ પ્રચંડ પ્રવાહને રોકવો એ શક્તિ બહારનું કાર્ય મનાતું, એવા ગંભીર અને કસોટીના પ્રસંગે, જેમણે એ પ્રવાહને સ્વાભાવિક માર્ગે વાળ્યો. એટલું જ નહિ પણ તેનો જ–માતૃભાષાનો–ઉપયોગ કરવાનું હાથમાં લીધું, અને તે એટલું સચોટતાપૂર્વક અને સરળતાથી કે તેથી ગુજરાતી ભાષા સાહિત્યને નવું ચેતન પ્રાપ્ત થયું, એવા પ્રતાપી મહાપુરુષ મહાત્મા ગાંધીજી બારમા સાહિત્ય સંમેલનના પ્રમુખપદે બિરાજનાર છે, તેઓ ગુજરાતી ભાષા સાહિત્યના પ્રચાર અને વિકાસ અર્થે, તેના ઉત્કર્ષ અને સમૃદ્ધિ અર્થે કરી સિદ્ધિ નહિ સાધે એનો ખેદ પામવો એ કઠિન કાર્ય છે, પણ એ સંમેલન સર્વ રીતે યશસ્વી નિવડશે અને ગુજરાતી સાહિત્ય એથી ગૌરવવંતુ થશે, એ વિશે મને લેશમાત્ર શંકા નથી.

# ગુજરાતના ઇતિહાસનાં સાધનો[1]

સ્વ: ઉત્તમલાલ ત્રિવેદી

[ ૧ અવતરણ

વિદ્યાર્થીબંધુઓ,

મને પોતાને અને તમને અનેકવાર નિરાશ કરી આજે હું તમને મળવા ભાગ્યશાળી થયો છું. હું તમને ખાતરી આપું છું કે મારાથી બની શક્યું હત તો વખતો વખત હું આવી નિરાશા ન અનુભવાવત અને તમને નિરાશ ન કરત. વ્યવસાયની અનેકતા અને વિવિધતા અને પ્રકૃતિની વખતોવખત થઇ આવતી પ્રતિકૂલતાની આ નિરાશા માટે જવાબદારી, મારા શબ્દ ઉપર વિશ્વાસ રાખજો કે અનિચ્છાની જવાબદારી નથી. હું હજી તમારામાંનો એક છું. વિદ્યાર્થીઓ સાથે હળવું મળવું, તેમનાં હૃદયમંથનો જાણવાં અને તેમની સાથે છૂટથી વિચારોની આપલે કરવી એ મને ઘણું ગમે છે. અને આખરે આ પ્રસંગ મને તમે આપ્યો તે માટે હું તમારા મંત્રીનો અંતઃકરણથી આભાર માનું છું.

ગુજરાતના અભિમાની વિદ્યાર્થી બન્ધુઓ પાસે હું ગુજરાત સિવાય બીજી કોની વાત કરું ? અને ગુજરાતના સંબંધના અનેક વિષયો સંબંધે બે ઘડી વાત થઇ શકે તેમ છે છતાં ગુજરાતનો ઇતિહાસ અને તેનાં સાધનોના જેવો બીજો કયો વિષય હું આ મંડળ માટે પસંદ કરું ? એક પ્રજાનો ઇતિહાસ એ એ પ્રજાના ભૂતકાળનું દર્પણ છે; વર્તમાન સમજવાની કુંચી છે, પ્રજાના ભવિષ્યના પ્રવાસનો નિયામક અને નેતા છે. ગુજરાતના ઇતિહાસનું સંગીન જ્ઞાન ગુજરાતી જનસમાજને પ્રાપ્ત થાય એવી મારી અંતઃકરણની ઉમેદ છે અને તે માટે તે ઇતિહાસ અને તેનાં સાધનો વિષયે કંઇક છૂટાછવાયા વિચારોમાં બે ઘડી ગાળવાનો આજે આ ઉપક્રમ છે. ]

આપણો ઇતિહાસ એ આપણી ઉણપોની કહાણી છે. એ ઇતિહાસમાં કોઇકોઇ વાર કોઇ તેજસ્વી વ્યક્તિઓ, કે કોઈ તેજસ્વી યુગો આવે છે અને આપણો ઇતિહાસ તે તે વ્યક્તિઓનો જ કે તે યુગોનો જ ઇતિહાસ હોત તો આપણને અત્યંત હર્ષ અને અત્યંત અભિમાન આપનાર થાય; પરંતુ એ વ્યક્તિઓ અને યુગોની આગળ પાછળના વૃત્તાન્તોમાં તથા તે તેજસ્વી સમયોમાં પણ આપણા જીવનનાં મલિન તત્ત્વોએ ડોકીયાં કહાડયાં છે; તેના પરિણામમાં આપણો તે તેજસ્વિતા, પ્રમાણમાં આછી અને

[1] આ લેખ સ્વ. ઉત્તમલાલભાઈનાં છેલ્લાં કેટલાંક કાગળિયામાંથી મળી આવ્યો હતો તે અમદાવાદના શ્રી બળવન્ત સંઘવી તરફથી અમને મળ્યો તે પ્રસિદ્ધ કર્યો છે. તંત્રીઓ

અલ્પજીવી નીવડી છે. આ દુર્ભાગ્ય આપણા ગુજરાતનું જ છે એમ નથી, એ દુર્ભાગ્ય આપણા આખા દેશનું છે. સુરક્ષિત સીમાઓ, અસાધારણ પ્રાકૃતિક સમૃદ્ધિ, વિશાળ સંખ્યાબળ, ઊંડું વિદ્યાબળ, અને હજારો વર્ષની સુઘટિત સંસ્કૃતિ છતાં આપણો દેશ આજ સેંકડો વર્ષોથી પરાધીનતામાં જ ખેંચાતો રહ્યો છે એ આપણું થોડું દુર્ભાગ્ય નથી. ગુજરાતનો ઇતિહાસ એ હિન્દુસ્તાનના ઇતિહાસનું અંગ છે અને હિન્દુસ્તાનની પેઠે ગુજરાત પણ એ જ દુર્ભાગ્યને વશ થયું છે. ગુજરાત વિસ્તૃત દરિયાકિનારો, મોટી નદીઓ, ફળદ્રુપ નવીન નાનામોટા અનેક અને અતિશય પ્રાકૃતિક સમૃદ્ધિવાળા પર્વતો, વગેરેથી ભરપૂર છે. ગુજરાતનો ઇતિહાસ પણ આરંભથી આજ સુધી કેટલીક ત્રુટીઓ સાથે પણ સતત વહેતો રહ્યો છે. ગુજરાતનું ક્ષાત્રબળ હિંદુસ્તાનના બીજા પ્રાન્તોના ક્ષાત્રબળ કરતાં ઉતરતું નથી. ગુજરાતનું વાણિજ્ય બીજા પ્રાન્તોના વાણિજ્યબળ કરતાં ઘણું ચઢિયાતું છે. ગુજરાતીની વ્યવહારકુશળતા, વ્યવહારબુદ્ધિ, સાહસિકતા અને ઉદારતા એ બધા ગુણો વખતોવખત પરદેશીઓની પ્રશંસા પામ્યા છે. આ બધાના પ્રમાણમાં ગુજરાતનું વિદ્યાબળ જોઈએ તેવું તેજસ્વી નથી એ ખરી વાત છે તો પણ હિન્દુસ્તાનની વિદ્યાસમૃદ્ધિમાં અને દેશના વિચારવિકાસમાં ગુજરાતે પણ કંઈક ફાળો આપ્યો છે. ગુજરાતનું ઉદ્યોગબળ, ખેતી તેમ જ શિલ્પ એ પણ ઉતરે તેમ નથી. તે બધું છતાં સ્વાતંત્ર્યની દૃષ્ટિએ જગતમાં હિન્દુસ્તાનની પેઠે ગુજરાત પણ હિન્દુસ્તાનમાં દુર્ભાગ્ય રહ્યું છે. હિન્દુસ્તાનના બીજા કેટલાક પ્રાન્તોના ઇતિહાસ કોઈ કોઈ સમયે તેજસ્વી જણાયા છે અને તે વખતના તેજનો પ્રકાશ હજી પણ તે પ્રાન્તો ઉપર થોડો ઘણો પડી રહ્યો છે. પણ તેથી હિન્દુસ્તાનના આખા ઇતિહાસની દુર્દૈવતા જેમ જેમ વધારે પ્રકાશિત થાય છે તેમ ગુજરાતના ઇતિહાસમાં કેટલાક વીરપુરુષો સામાન્ય સ્થાપકો અને યુગકર્તાઓ થઈ ગયા છે અને તેમનાં પરાક્રમોથી ગુજરાતનું સ્વાભિમાન કંઈક અંશે હમેશાં બન્યું રહે છે છતાં તે જ પરાક્રમો ગુજરાતના ઇતિહાસની દુર્દૈવતા વધારે પ્રકાશિત, વધારે ખેદજનક, વધારે દુઃખદ બનાવે છે. ગુજરાતે પોતાની સ્વાભાવિક શક્તિને અનુરૂપ સ્થાન હિન્દુસ્તાનના ઇતિહાસમાં, હિન્દુસ્તાનના જીવનમાં પ્રાપ્ત નથી કર્યું તે વાત મારા સ્મરણમાંથી એક ક્ષણ પણ વીસરતી નથી. તમારા સ્મરણમાંથી પણ નહી જ વીસરતી હોય. વળી ગુજરાતના ઇતિહાસનો હિન્દુસ્તાનના ઇતિહાસની સાથે કેવળ અંગાંગીભાવનો સંબંધ નથી પણ ગુજરાતનો દરિયાકિનારો હિન્દુસ્તાનનું એક અગત્યનું દ્વાર છે એ જોતાં એ ઇતિહાસનો હિન્દુસ્તાનના ઇતિહાસ સાથે ગુજરાતના ઇતિહાસનો કાર્યકારણ સંબંધ છે, અને આ વિચાર ગુજરાતના ઇતિહાસને વધારે દુઃખદ બનાવે છે.

ગુજરાતના ઇતિહાસનું આ સ્વરૂપ તમારી દૃષ્ટિ આગળ ખડું કરી હું તમને દુઃખી કરવા નથી ઇચ્છતો. ગુજરાતના તેમ જ હિન્દુસ્તાનના આ દુર્દૈવની પાછળ શું સત્ય રહેલું છે તે શોધવાની આપણા ઇતિહાસકારોની કેટલી ગંભીર ફરજ રહેલી છે તે ઉપર હું તમારું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. હિન્દુસ્તાનના—અને ગુજરાતના—ઇતિહાસનો આ પ્રશ્ન હું ગુજરાતના નવજુવાનો પાસે મારાથી બની શકે તેટલા ભારથી રજુ કરવા ઇચ્છું છું. દેશના ભવિષ્યના પ્રદેશો ઉપર દેશના સ્વાતંત્ર્યનું, વૈભવનું અને તે તરફનાં પરાક્રમો સાથેના સંબંધોના ગૌરવનું રક્ષણ અને સંવર્ધન કરવાની અનિવાર્ય ફરજ છે. ગુજરાત પોતે પોતાની આ ફરજ

સમજતું થાય અને હિન્દુસ્તાનના સ્વાતંત્ર્યના વિનાશ માટે પોતે પણ થોડાક અંશમાં જવાબદાર છે એટલું એને ભાન થાય એ ગુજરાતના અને હિન્દુસ્તાનના હિત માટે આવશ્યક છે. આ દૃષ્ટિબિન્દુથી ગુજરાતના ઇતિહાસનું અવલોકન કરી તેને અંગે ઉપસ્થિત થતા પ્રશ્નોના નિરાકરણનાં સાધનો શાં છે અને તેમાંથી શું પ્રાપ્ત થાય છે એ જાણવું એ ગુજરાતના વિદ્યાર્થીઓનું કર્તવ્ય છે એ બાબત ઉપર હું ભાર મૂકવા માગું છું. કોઈક કાળે સંયોગવશાત્ મહાન્ શક્તિઓ ઉત્પન્ન થાય, તેઓ અનેક પ્રકારના વિજયો મેળવે, પરાક્રમો કરે, વ્યવસ્થાઓ કરે, રાજ્યનાં કે સામ્રાજ્યનાં સુખો ભોગવે અને ભોગવવાને માટે એ બધાં દેશના ઇતિહાસનાં બહુ રમણીય અંગો છે, પણ લોકસુખ અને લોકહિતને સુવ્યવસ્થિત અને સુસ્થાપિત કરવા માટે તે દેશ અને તે ઇતિહાસમાં કંઈ થયું છે કે નહીં અને થયું છે તો શું એ એ ઇતિહાસમાં શોધવું એ ઇતિહાસનો પરમ અર્થ છે. ખરો ઇતિહાસ લોકજીવનના અંગેઅંગનું પૂરું નિરીક્ષણ કરે છે અને તેની ખૂબીઓ અને ખામીઓ તપાસી તેમાંથી લોકહિતના બોધો ઉપજાવે છે. આવા હેતુને પ્રધાન રાખીને હિન્દુસ્તાનના તેમ જ ગુજરાતના ઇતિહાસનો અભ્યાસ થવો જોઇએ એ બતાવવા મારો આ ઉપક્રમ છે. જે જે વૃત્તાન્તો માટે આપણે અભિમાન લેવાનાં છે તે આપણે અવશ્ય લઇશું અને લેવરાવીશું પણ આપણા દેશની ઊણપો પણ આપણે જોઇશું અને બતાવીશું. કોઇ પણ દેશ એવો તો નિર્ભાગી ભાગ્યે જ હશે કે જેમાં થોડાંઘણાં તેજનાં કિરણો થોડા વખત સુધી પ્રકાશિત નહીં થયાં હોય, પરંતુ દેશના ઇતિહાસની ખરી કિંમત તે કિરણોના તેજની અવિચ્છિન્નતા અને સુખકરતા ઉપર રહે છે અને તેના પ્રમાણ ઉપર તે દેશના ઇતિહાસની કસોટી મૂકાય છે. ગુજરાતના ઇતિહાસની આ દૃષ્ટિએ કસોટી મૂકવી અને તે કસોટી કેમ હલકી રહે છે તેનાં કારણો શોધવાં અને તે ભવિષ્યમાં કસોટી ઊંચી આવે તે સારૂ શાં પગલાં લેવાં, તે સારૂ ગુજરાતીઓએ પોતાનું જીવન કેવા પ્રકારનું ઘડવું એ ગુજરાતના ઇતિહાસનો સાચો વિષય છે એ તમારી સમક્ષ બની શકે તેટલા ભારથી રજુ કરવાની હું હિંમત ધરૂં છું.

## ૨ ગુજરાતના ઇતિહાસની ઝાંખી

૧ ગુજરાતના ઇતિહાસનું જે દૃષ્ટિથી હું નિરીક્ષણ કરવા માગું છું તે દૃષ્ટિને ઉપકારક થાય તેવી કંઇક તે ઇતિહાસની ઝાંખી કરીએ. ગુજરાતનો ઇતિહાસ છેક આર્યપર્વથી શરૂ થાય છે, એ હું પૂર્વે કહી ગયો છું. પરંતુ પ્રાચીન ઇતિહાસમાં જરા પણ પ્રવેશ કરતા પહેલાં આપણી જુની સીમાઓ નક્કી કરવી પડશે; અથવા જેને અત્યારે આપણે ગુજરાત કહીએ છીએ તે દેશ પૂર્વે કયા નામથી ઓળખાતો હતો તેનો વિચાર કરવો પડશે. આપણી પૂર્વના ઇતિહાસનો આ એક મોટો પ્રશ્ન છે. અત્યારનું કાઠીયાવાડ પ્રથમથી જ આપણું છે અથવા અત્યારના કાઠીયાવાડના આપણે છીયે એ વાતમાં સંદેહ નથી. પરંતુ પ્રાચીન ગુજરાતની ઉત્તર દક્ષિણ અને પશ્ચિમની સીમાઓ નિશ્ચિત નથી તે બાબતના જુદાજુદા પક્ષોનું નિરૂપણ કરવાનો સમય નથી. પણ ગુજરાતી ભાષાનો જુની રાજસ્થાની ભાષા સાથેનો સંબંધ સીધો અને સ્પષ્ટ છે. ગુજરાત નામનો એક જીલ્લો અત્યારે પંજાબમાં છે. ગુજરાતમાંથી વસેલી પ્રજા ખાનદેશ અને માળવાના ભાગોમાં આજે પણ મોટી સંખ્યામાં મળી

આવે છે અને ગુજરાતના પ્રાચીન સંબંધના દેટલાક અવશેષો હજી પણ આ ભૂમિભાગોમાં જોવામાં આવે છે એ બધા ઉપરથી કાઠિયાવાડ અને ગુજરાતની મર્યાદા એક વખત ઘણી બહોળી હોવી જોઇએ એ નિઃસંદેહ છે. વિવસ્વાન મનુના પુત્ર શર્યાતિનો આનર્ત નામનો પુત્ર કાઠિયાવાડ અને તેની બહારના ઉત્તર ગુજરાતના દેશોનો પહેલો રાજા હતો એમ પ્રાચીન ઇતિહાસ કહે છે. એનો મોટામાં મોટો પુરાવો એ છે કે એ દેશ 'આનર્ત દેશ'ના નામથી પૂર્વે ઓળખાતો. આપણી તરફ ઘણા દેશોનાં નામો પૂર્વના રાજાઓનાં નામો ઉપરથી પડેલાં છે એમ પણ આપણા પ્રાચીન ઇતિહાસની ધારણા છે અને અંગ, વંગ, કલિંગાદિ દેશોના નામો એ જ રીતે પડેલાં કહેવામાં આવે છે. આમ શર્યાતિની પુત્રી સુકન્યા અને ચ્યવન ઋષિનો પ્રાચીન વૃત્તાન્ત ગુજરાતના ઇતિહાસની સાથે નિકટનો સંબંધ ધરાવે છે. પ્રભાસક્ષેત્રમાં ચ્યવનેશ્વર અને સુકન્યા સરોવર નામનું તીર્થ છે તે આ વાતની સાક્ષી પૂરે છે. આ આનર્તના રેવત પછી રૈવત અને તેની કન્યા રેવતી, એ રેવતિના પતિ હળધર બળદેવ અને તેના ભાઈ શ્રીકૃષ્ણ વાસુદેવ એ આ આનર્તના-ગુજરાત કાઠિયાવાડના ઇતિહાસ સાથેનો સંબંધ સુવિખ્યાત છે. આ યાદવો પ્રથમ મથુરામાં હતા અને ત્યાંથી આ તરફ આવી તેમણે રાજ્ય સ્થાપ્યું. એથી ઉત્તર સાથેનો ગુજરાતનો સંબંધ પુરવાર થાય છે. યાદવોનો ઇતિહાસ જાણીતો છે. એ ઇતિહાસ ઉપર આગળ થોડુંક વિવેચન કરવાનો પ્રસંગ કોઈક વાર લેવાશે પરતુ એ આપણી આ ભૂમિના પહેલા વસાવનારા અને સરકર્તા હતા એ નિર્વિવાદ છે. શ્રીકૃષ્ણના નામની સાથે મહાભારતનો ઇતિહાસ અને પોતાના ચારિત્ર્ય અને વિશાળજ્ઞાનથી હિન્દની સંસ્કૃતિને એ મહાપુરુષે આપેલી દિશા અને ગતિનું સ્મરણ થાય છે. તે પછીનો યાદવાસ્થળીનો દુઃખદ પ્રસંગ આનર્ત-ગુજરાતના ઇતિહાસનો એક અત્યંત બોધક પ્રસંગ છે. મહાભારતે હિન્દુસ્તાનભરના માનવબળની અમરવેલને નિર્બલ કરી નાંખી તેમ યાદવોના 'અન્યોન્ય વિગ્રહ'થી આનર્ત દેશ પણ અત્યંત નિર્બલ અને અવ્યવસ્થિત થઈ ગયો એ વાત ઉપર ખાસ ધ્યાન આપવાનું છે. આ રીતે શ્રીકૃષ્ણ વાસુદેવ અને બળદેવજીના તથા યાદવકુલના જીવનોનો ગુજરાતના ઇતિહાસમાં સમાવેશ થાય છે અને એમના જીવનોની હિન્દુસ્તાનના ઇતિહાસ ઉપર થયેલી અસરના જશઅપજશનું ભાગી ગુજરાત છે. આ પ્રમાણે હિન્દુસ્તાનના અર્વાચીન-કૃષ્ણ પછીના યુગના-ઇતિહાસનો અને સંસ્કૃતિનો પાયો તમારા આ દેશથી નખાયો છે એ વાતનું હમેશા સ્મરણ રાખજો. અને શ્રીકૃષ્ણે સ્થાપેલી જીવનયાત્રાની પરિપાટીનું રક્ષણ કરવાનું ગંભીર કામ એક વિશેષ અર્થમાં તમારું છે એ કદી ભૂલશો નહીં. શ્રીમદ્ ભગવદ્‌ગીતા શ્રીકૃષ્ણ આનર્તી ગુજરાતી-થયા પછીનો ગ્રન્થ છે, ગુજરાતનો ખાસ ગ્રન્થ છે, ગુજરાતની મોટામાં મોટી મિલ્કત છે, એનું ક્ષણ પણ વિસ્મરણ થવા દેશો નહીં.

આ રીતે ગુજરાતના પ્રાચીનતમ ઇતિહાસનું કેન્દ્ર-આનર્ત-અને દ્વારિકાથી પ્રભાસ-પાટણ સુધીનો દરિયાકિનારો અને તેને લગતા પ્રદેશો **कुलं वै शापनिर्दग्धं नङ्क्ष्यत्यन्य विग्रहात्-। भागवत । ११ । ६ । ३** નીપજી આવે છે. આ વખતે આનર્ત-ગુજરાતે હિન્દુસ્તાનના ઇતિહાસમાં શો ભાગ લીધો હતો તે પણ શ્રીકૃષ્ણ વાસુદેવના જીવનથી સમજાય છે. યાદવાસ્થળીથી નિર્બળ થયેલો આનર્ત-મહાભારતથી નબળા પડેલા હિન્દુસ્તાનની પેઠે

કૃષ્ણ પછીના સૈકાઓમાં નિર્જીવ જેવો પડયો રહે છે. શ્રીકૃષ્ણની રાજધાની દ્વારિકામાં હતી પરંતુ આનર્તની સીમા હાલના ઉત્તર ગુજરાત સુધી પહોંચતી હતી તે હાલના વડનગરનું એક કાળે આનર્તપુર એવું નામ હતું એ ઉપરથી સિદ્ધ થાય છે. વડનગર–આનર્તપુર અથવા આનન્દપુર ઉત્તર તરફ ગુજરાતના સ્વામિત્વની કુંચી હતી. કાઠીયાવાડ સૌરાષ્ટ્ર–સોરઠ એ નામથી પણ ઓળખાતો, તે આનર્તદેશનો એક ભાગ ગણાતો અને કુશસ્થલી–દ્વારિકા એ એની રાજધાની હતી, અને આનર્તપુર એ ઉત્તર ગુજરાતની વ્યવસ્થા માટે આનર્તરાજાને હાથે સ્થપાયેલું નગર હોય એવો તર્ક કરીએ તો તે અવાસ્તવિક ન ગણાય. સૌરાષ્ટ્ર અને આનર્તપુરના પ્રદેશોની સાથે મહી અને તાપી વચ્ચેના પ્રદેશો જે પૂર્વે લાટ એ નામથી ઓળખાતા હતા તેનો પૂર્વનો ઇતિહાસ પણ ગુજરાતના ઇતિહાસમાં જ સમાવેશ પામે છે. આ પ્રદેશ આર્યપર્વના 'પરશુરામ'ના પરાક્રમોનું ક્ષેત્ર છે. પિતાની આજ્ઞાથી માતાને મારી નાંખનાર અને માતાના સંતાપથી પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રીય કરવાની પ્રતિજ્ઞા લેનાર એ ક્ષાત્રવીર્યવાન બ્રહ્મર્ષિના ચારિત્ર્યનો અને તેના યશઅપયશનો વારસ પણ આપણો આ દેશ છે.'

ગુજરાતનો ઇતિહાસ જ્યારથી આપણા દેશનું નામ ગુજરાત પડ્યું ત્યારથી જ ગણવો એ ઉચિત નથી. ઇતિહાસમાં કોઇ વાર કોઇ નામથી એક દેશ પ્રસિદ્ધ હોય અને કોઇ વાર બીજા નામથી પણ તેથી ઇતિહાસનું સાતત્યભંગ ન થાય તે થયું. તે પ્રમાણે આપણા દેશનો ખરો ઇતિહાસ આપણે પ્રાચીનકાળથી આનર્તના સમયથી શરૂ કરવો જોઇએ અને ગુજરાતમાં અંતર્ભાવ પામેલા બધા દેશો અને રાજ્ય, ભાષા, અને જાતિ વગેરેના કારણોથી સંબંધ ધરાવતા દેશો અને પ્રજાઓના ઇતિહાસ સાથે પણ આપણા ઇતિહાસનો નિકટનો સંબંધ છે એ આપણે વિસરવું જોઇતું નથી. અત્યાર સુધી જે મેં દાખલા આપ્યા છે તે દૃષ્ટાંતમાત્ર છે. આ રીતે વેદ, પુરાણ અને ઇતિહાસ (રામાયણ, મહાભારત) કથાઓને આધારે જો આપણે આપણો ઇતિહાસ–અથવા પૂર્વજોના સામુદાયિક આપણા જીવનનો તેના લેખકોનો ખ્યાલ–જેનો સંગ્રહ કરીએ તો આપણને આપણા દેશના આર્યપર્વના જીવનના સંબંધી ઘણું કિમતી જ્ઞાન મળે તેમ છે. આ બધા જ્ઞાનથી આપણે વિમુખ રહેવું જોઇએ નહીં કારણ કે એ આપણા લોહીમાં છે, આપણે એ બધાનાં વારસો છીએ. આપણા આચારવિચારચારિત્ર્ય એ બધાં એ પ્રાચીનકાળના ઇતિહાસથી ઘડાયાં છે. એનો આદર કરવો અને એને આપણા ઇતિહાસમાં ગુંથી આપણા ગુણદોષની પરીક્ષા કરવી એ ઇતિહાસનું કર્તવ્ય છે.

ગુજરાતના ઇતિહાસનું હવે આપણે એક બીજું પ્રકરણ લઇએ. ઉપર કહ્યું છે કે વનરાજથી પછીનો ગુજરાતનો ઇતિહાસ અપ્રસિદ્ધ છે. જો કે મને શ્રદ્ધા છે કે આપણા કથાઓનો–આપણાં તીર્થોનાં માહાત્મ્યોનો અને આપણી લોકવાર્તાઓનો પૂરેપૂરો ઉપયોગ કરીએ તો જે જાતનો ઇતિહાસ મારે જોઇએ છે તે જાતનો ઘણો ઇતિહાસ આપણને અવશ્ય મળે.

આર્ય પર્વ પછીના કાળમાં એટલે–શાસ્ત્રપર્વકાળમાં સૌરાષ્ટ્ર અસંસ્કૃત દશામાં હતો એમ આપણને સમજાય છે. જરાસંધથીથી શ્રીકૃષ્ણના સંસ્કારોને ઝીલનારો વર્ગ નષ્ટ થયો હતો અને તે પછી ત્યાંના રહેનારા અથવા બહારથી આવીને વસનારાઓ ઇતર ધર્મ અને ઇતરસંસ્કૃતિના હતા અને તેમના સંસર્ગમાં પણ ન આવવું એવો આપણા શાસ્ત્રકારોનો તે વખતનો ઉપદેશ હતો એ ઉપરથી આ અનુમાન બેસાય છે. યાદવોના અંકુશથી પૂર્વની અસંસ્કૃત પ્રજાઓ મર્યાદામાં રહેતી હોય અને તે અંકુશ અદૃશ્ય થયા પછી તેમનું ઉદ્ધત જીવન એમણે પ્રાણું શરૂ કરેલું હોય એ પણ બનવા જેવું છે. ને કાળનો ઇતિહાસ પણ આપણને મળતો નથી તેનું પણ આ કારણ હશે એમ સમજી શકાય છે. આટલું તો સ્પષ્ટ છે કે ગુજરાતમાં બ્રાહ્મણોનું જોર કદી ન હતું. પરશુરામનાં પરાક્રમોએ બ્રાહ્મણને માટે જનસમુદાયમાં વૈરબુદ્ધિ ઉત્પન્ન કરી હોય એ પણ બનવા જેવું છે. બ્રાહ્મણોને અભાવે પ્રાચીન સંસ્કૃતિનો પ્રચાર ન હોય અથવા ઓછો હોય અને તેને લીધે તે સંસ્કૃતિના સેવકોને દેશ અનાર્ય લાગે એમાં નવાઇ નથી. સ્કન્દપુરાણાન્તર્ગત પ્રભાસખંડમાં 'નાગરાર્ક'ના માહાત્મ્યમાં એવી કથા છે કે સત્રાજિત યાદવે સૂર્યદેવનું તપ કરી તેમને પ્રસન્ન કર્યા હતા અને પછી ભગવાનનું સ્થાપન કરી તેમણે બ્રાહ્મણોમાં ઉત્તમ એવા નાગરબ્રાહ્મણોને બોલાવી એ પ્રતિમાની સુપરત કરી અને પ્રતિમાનું નામ નાગરાદિત્ય એવું આપ્યું. એટલું જ નહીં પણ બીજે એક સ્થળે 'ઉન્નતપુર' માહાત્મ્યમાં એ નામનું નગર સ્થાપી એક અગ્રહાર તરીકે બ્રાહ્મણોને અર્પણ કર્યું એવી કથા છે. આ ઉપરથી પણ સ્પષ્ટ સમજાય છે કે એ દેશમાં પ્રથમથી બ્રાહ્મણોની સંખ્યા ઓછી હતી અને બહારથી બ્રાહ્મણોને બોલાવી વસાવવાની જરૂર હતી. ઉન્નતપુરમાહાત્મ્યમાં એવો પણ ઉલ્લેખ છે કે જ્યારે બ્રાહ્મણોને નગર આપવા માંડ્યું ત્યારે તેમણે કહ્યું કે અમે તો વેદપાઠી અગ્નિહોત્રી બ્રાહ્મણો છીએ, અમારું આ ભૂમિમાં કોણ રક્ષણ કરશે. આ પણ એ જ બતાવી આપે છે કે આ ભૂમિ કૃષ્ણ પછીના કાળમાં અસંસ્કૃત પ્રજાથી આચ્છાદિત હતી અને ત્યાં બ્રાહ્મણોને વસાવવાના ભગીરથ પ્રયત્નો કર્યા છતાં પણ બ્રાહ્મણો દેશની સંસ્કૃતિ ઉપર અસર કરી શકે એટલા બળમાં કે એટલી સંખ્યામાં વસ્યા ન હતા. આ પ્રમાણે ક્ષાત્રબળ અને બ્રહ્મબળ વિનાનો થઇ રહેલો દેશ અસંસ્કૃત રહેવા અને બહારથી આવનારી જુદીજુદી પ્રજાઓના લોભનું પાત્ર થઇ પડ્યો એ સમજી શકાય એવું છે સૌરાષ્ટ્રમાં–ગુજરાતમાં પરદેશની અને પુરપમાંની અનેક પ્રજાઓએ પૂર્વકાળમાં નિવાસ કરી તે કાળમાં થોડીઘણી રાજસત્તાઓ જમાવી હશે એવું અનુમાન થઇ શકે છે.–અને જ્યારથી યથાર્થ ઇતિહાસ શરૂ થાય છે ત્યારથી પણ અનેક પ્રજાઓ સૌરાષ્ટ્રમાં આવી છે એ સુપ્રસિદ્ધ છે.

આ અજ્ઞાન અથવા અપ્રસિદ્ધ પર્વ પછી આપણે નિશ્ચિત ઇતિહાસમાં પ્રવેશ કરીએ છીએ. તે વખતથી જે જુદીજુદી પ્રજાઓ ગુજરાતમાં દાખલ થઈ તે અત્યારે ગુજરાતની વસતિમાં ભળી ગઇ છે. શ્રીકૃષ્ણ પછી હજાર બે હજાર વર્ષે પછી યવનો, પારસી, આરબો અને બીજા મુસલમાનો, સીદીઓ, મકરાણીઓ, અને ફિરંગીઓ નાનીમોટી સંખ્યામાં આવી ગુજરાતકાઠિયાવાડમાં વસ્યા છે એ પ્રસિદ્ધ છે. વ્યવસ્થાને અભાવે પોતપોતાના હાથમાં જે આવ્યું તે વધારી સહુએ પોતપોતાના વાડા બાંધી લીધા અને મૌર્યકાળ સુધી

આ દેશ એવી દશામાં જ પડ્યો રહ્યો હોય એમ માનવામાં કશી હરકત નથી. મૌર્યસમય પછી ગુજરાતના ઇતિહાસનું ચક્ર ફરે છે. આ વખતથી આપણો આ સુભગ દેશ હિન્દુસ્તાનના ઇતિહાસમાં ભળી મોટી રાજ્યસત્તાઓના તાબામાં આવે છે. ઇતિહાસમાં કાલક્રમે પ્રથમ સ્થાન મૌર્યરાજાઓ લે છે. મૌર્ય મહારાજાઓના વખતમાં સામ્રાજ્યના અધિકાર નીચે સૌરાષ્ટ્ર અને તેના આસપાસના ગુજરાતના પ્રાન્તો આવે છે અને તે કાલથી જુદાજુદા શિલાલેખોદ્વારા આપણા ઇતિહાસની કંઇક કંઇક માહીતીઓ આપણને મળે છે. આવા શિલાલેખોદ્વારા ઉપજી આવતો ગુજરાતનો ઇતિહાસ પણ રસિક અને બોધક છે. શિલાલેખો સિવાય આ જ વખતથી આપણા શિષ્ટ સાહિત્યમાં તેમ લોકકથાઓ અને દંતકથાઓમાં પણ ગુજરાતના સંબંધે જેજે ઉલ્લેખો થયા હોય તે બધાનો સંગ્રહ એ આપણા આ યુગના ઇતિહાસનું બીજું સાધન છે. આપણા દેશ ઉપર રાજ્યસત્તા ચલાવનાર રાજા મહારાજાઓએ આપેલાં દાનોને નોંધી રાખનાર દાનપત્રો ઉપરથી કેટલીએક કિંમતી હકીકત મળી આવેલી છે. પરદેશી રાજ્યકર્તાઓ અને પરદેશી ગ્રન્થકારો આ સિવાય પરદેશના મુસાફરોએ કરેલી નોંધોમાંથી પણ કિંમતી ઇતિહાસ ઉપજાવી શકાયો છે. આ બધા સાહિત્યનું શ્રમપૂર્વક પરિશીલન થાય તો ગુજરાતનો એકધારો ઇતિહાસ ઉપજાવવા તરફ કંઇક પગલાં ભરી શકાય એ સ્પષ્ટ છે.

આ સાધનો શોધી કહાડી તે ઉપરથી ઇતિહાસવાર્તા ઉપજાવવા સારૂ પ્રિન્સેપ ફ્લીટ, ટૉડ, ફાર્બસ, ભાંડારકર વગેરે યુરોપીય અને આપણા દેશના વિદ્વાનોએ જે ઉત્સાહથી અને ખંતથી પરિશ્રમ કર્યો છે તે માટે આપણે તેમનો આભાર માનવાની અને તેમને પગલેપગલે ચાલી હવે તે કાર્ય આપણે ઉપાડી લેવાની જરૂર ઉપર હું તમારૂં ખાસ ધ્યાન ખેંચવાની રજા લઉં છું. આવાં સાધનો ઉપરથી આપણા ગેઝેટીયરોમાં જે ઇતિહાસ ઉપજાવાયો છે તે ઇતિહાસને ફરી લખવાની અને આપણા ભૂતકાલ સાથે સંકલિત કરી ગુજરાતના ઇતિહાસનું એક આખું ચિત્ર ઊભું કરવું એ ઘણું જ અગત્યનું છે. આવી રીતે એક અખંડ ચિત્ર ઊભું કરવા માટે ઘણા પરિશ્રમની અને ઘણા જ્ઞાનની જરૂર છે તેની હું ના કહેતો નથી પણ તે પરિશ્રમ કરવો અને તે જ્ઞાનનું સંપાદન કરવું એ ગુજરાતીઓની ફરજ છે એવું ભાર મુકીને કહેવાની જરૂર છે. હજી સુધી ગુજરાતે જોઇએ તેટલું આ દિશામાં નથી કર્યું એ દીલગીરીની વાત છે. આવાં સાધનો શોધવામાં ગુજરાતના પણ ઉત્સાહી ગૃહસ્થોના નામની ઉપકાર સાથે અહીં નોંધ લેવી જોઇએ. સ્વ. પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી, સ્વ. આચાર્ય વલ્લભજી હરિદત્ત અને સ્વ. રણછોડભાઇ ઉદયરામ ... હજી એ શોધનું કામ ચાલુ જ છે અને ઘણાં સાધનો હજી મળી આવશે. પરંતુ જે ઉપલબ્ધ છે, અને જે વિદ્વદ્ભોગ્ય માસિકોમાં છૂટાંછવાયાં પડેલાં છે તેમને બધાને એક સંગ્રહમાં લાવી ગુજરાત અને ગુજરાતી પ્રજાને ઉપયોગી થાય એવી રીતે પ્રસિદ્ધ કરવાની પૂરેપૂરી જરૂર છે.

મૌર્યવંશથી આરંભીને ઉપજાવેલા ગુજરાતના ઇતિહાસ ઉપર અત્યાર સુધી જે પ્રકાશ પડ્યો છે તે ઉપર છેવટે બે શબ્દો કહી હું આ વ્યાખ્યાન પૂરૂં કરીશ. ચન્દ્રગુપ્તથી અશોક સુધી મૌર્યવંશનું રાજ્ય રહ્યું તે દરમિયાન ગુજરાત સાથે મગધના જોડાણનું હતું

અને ગિરિનગર–અથવા ગિરનાર–એ મૌર્યની રાજધાનીનું નગર હતું. અશોકનો ગિરનારનો શિલાલેખ સુપ્રસિદ્ધ છે, બૌદ્ધ ધર્મને હિન્દુસ્તાનમાં સુસ્થાપિત કરનાર એ મહારાજના સિદ્ધાન્તોનું એ લેખથી સ્પષ્ટ જ્ઞાન થાય છે. અશોક પછી તેના પૌત્ર કુણાલના સમયમાં જૈન ધર્મનો પ્રચાર પુષ્કળ થયો હતો અને તે વખતે પણ માળવાની સાથે ગુજરાત જોડાયું હતું. ગુજરાતમાં જૈન ધર્મ આગળ પડ્યો તેનું પણ આ જ કારણ જણાય છે. આ પછી બેક્ટ્રીયન ગ્રીકોનો થોડા વખત સુધી અમલ રહ્યો અને તે પછી ક્ષત્રપોનું રાજ્ય જામ્યું હતું. આ ક્ષત્રપોનો અમલ ઇ. સ. પૂર્વે ૭૦માં શરૂ થયો અને ઇ. સ. ૩૯૮ સુધી ચાલ્યો. હિન્દુસ્તાનમાં બે ક્ષત્રપ રાજ્યો થઇ ગયાં હતાં–એક ઉત્તરનું જેમાં કાબુલથી પ્રયાગ સુધીનો પ્રદેશ હતો અને તેમાં કાબુલ, તક્ષશીલા, દિલ્હી અને મથુરામાં થાણાં હતાં અને બીજામાં અજમેરથી ઉત્તર કોંકણ સુધી અને માળવાથી દરિયાકિનારા સુધીનો મુલક આવી જતો હતો. ઉત્તરનું રાજ્ય તૂટ્યા પછી ગુજરાતનું ક્ષત્રપ રાજ્ય સ્થપાયું હતું. પંજાબ અને ઉત્તર હિન્દના ભાગોનો ગુજરાત સાથેનો નિકટનો સંબંધ જે કૃષ્ણના વખતથી જ ચાલતો હતો તે આ વખતે પાછો સતેજ થયો અને ઉત્તરની કેટલીક પ્રજાઓ આ ક્ષત્રપોની સાથે ગુજરાતમાં દાખલ થઇ હોય એમ જણાય છે. ક્ષત્રપોના સિક્કાઓથી પશ્ચિમના ક્ષત્રપોની વંશાવળી સ્પષ્ટ રીતે સ્થપાઇ ચૂકી છે. ક્ષત્રપોનું રાજ્ય સુવ્યવસ્થિત હતું. અને જો કે તેમાં પણ અનેક પ્રકારની વિષમતાઓ તો હતી જ તે છતાં તેમના સત્તાશીલ રાજાઓ થયા અને ગુજરાતનો વિસ્તાર ઘણો વધાર્યો. એ વખતના ગુજરાતને આપણે બૃહદ્ ગુજરાત–બૃહદ્‌સૌરાષ્ટ્ર એવું નામ આપીએ તો ખોટું ન કહેવાય. ક્ષત્રપોનું રાજ્ય લગભગ પાંચસેં વર્ષ સુધી ચાલ્યું. ઉત્તરે અજમેર પશ્ચિમમાં માળવા, અને દક્ષિણમાં કોંકણ અને આન્ધ્ર સુધી એમણે ગુજરાતની સત્તા સ્થાપી. ક્ષત્રપો પરદેશી હતા તેમ છતાં તેમનું રાજ્ય પાંચ સૈકા સુધી ચાલ્યું એ એક વાત, પાંચ સૈકા પછી તે ગુપ્ત સામ્રાજ્યમાં સમાઇ ગયું અને તેના કંઇ પણ અવશેષો ન રહ્યા, એ બીજી વાત–ક્ષત્રપોના ઇતિહાસમાં વિચારવા જેવી છે. ક્ષત્રપો પરદેશી હતા છતાં સ્થાનિક પ્રજાઓના ધર્મ ઉપર મમતા રાખતા, તેઓમાંના કેટલાક દાનવીર હતા અને પ્રજાને સુખી કરવા ઉપર તેમનો પ્રેમ હતો, પરન્તુ આખરે આ રાજ્ય ગુપ્તસામ્રાજ્યમાં અંતર્ભાવ પામ્યું. સૌરાષ્ટ્ર–ગુજરાત પશ્ચિમની કુંચી હોવાથી ઉત્તરનાં સામ્રાજ્યો તે દેશ પોતાનો કરી લેવા હમેશાં ઉત્સુક રહેતા અને આપણે જોયું છે કે જ્યારેજ્યારે કોઇ મોટું સામ્રાજ્ય ઊભું થતું તે વખતે સૌરાષ્ટ્ર–ગુજરાતના રાજ્યને તે ગળી જવા યત્ન કરતું. ક્ષત્રપોના છેલ્લા સમયમાં નબળાઇ આવી ગઇ હતી. દક્ષિણથી રાજ્યતંતુ તૂટવા માંડ્યો હતો. પહેલું અપમાન અને પછી દક્ષિણ ગુજરાતનો કેટલોક ભાગ છૂટો પડ્યો હતો. આ પછીના ગુપ્તસામ્રાજ્યનો સમય હિન્દુસ્તાનના ઇતિહાસમાં ઘણો મોટો અને અગત્યનો ભાગ ભજવે છે. પણ આપણા આજના વિષયને અંગે તે માટે બહુ કહેવાનું નથી. ગુપ્તોનો સામ્રાજ્યવાદ અત્યંત ઉગ્ર હતો. ગુપ્ત રાજાઓનાં બીરુદો 'અપ્રતિરથ' 'કૃતાન્તપરશુ' 'સર્વરાજોચ્છેત્તા' એ એમનો રાજ્યમદ સૂચવે છે અને સામ્રાજ્ય લોલુપતા સૂચવે છે. આખા હિન્દુસ્તાનને એક ચક્રમાં લાવવાની અભિલાષા ઘણી મોટી ગંભીર અને [illegible], અને કંઇક અંશે ઇષ્ટ પણ ગણાય પણ તે માટે 'સર્વરાજોચ્છેદ' સર્વરાજ્યનો

ઉચ્છેદ એ ભાગ્યે જ ન્યાય્ય ગણાય. એમાંના ત્રણ રાજાઓએ પોતાને 'પરમભાગવત' કહેવરાવતા હતા એમ કહેવામાં આંચકો ખાવાની જરૂર નથી. ગુપ્તસામ્રાજ્ય લગભગ આખા હિન્દુસ્તાન ઉપર સ્થપાયું હતું. તેની સીમા મથુરા, અયોધ્યા, ગોરખપુર, બનારસ, બિહાર, બંગાળા અને રજપૂતાના સુધી જામેલી હતી. અને તેને માળવા સાથે મૈત્રી હતી અને દક્ષિણનાં ઘણાં રાજ્યો ઉપર પણ તેણે ફતેહમંદ હુમલા કર્યા હતા. ગુપ્તસામ્રાજ્ય ઉત્તરમાં સ્થપાયું હતું અને દક્ષિણ તરફ વિસ્તાર પામ્યું હતું. ગુપ્તો હિન્દુ હતા. હિન્દુધર્મના અભિમાની હતા અને પરરાજ્યોથી આક્રાન્ત થયેલી આર્યમાતાને પરઘુરામાંથી છોડાવવા તેમનો અભિલાષ હોય એ સ્પષ્ટ સમજાય છે. આ ગુપ્તોના સામ્રાજ્યમાં ખાસ કરી ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યના વખતમાં ફાહિયાં નામનો ચીનનો મુસાફર આવેલો તેની નોંધ ઉપરથી એ વખતે રાજ્યતંત્ર સુવ્યસ્થિત હોવાનું અને પ્રજાને સુખકર હોવાનું સિદ્ધ થાય છે. રાજ્યવ્યવસ્થાના કેટલાક દાખલા આપી વિન્સેન્ટસ્મિથ લખે છેઃ—

"These particulars as collected and narrated by the earliest Chinese traveller in India permit of no doubt that the dominions of Chandragupta Vikramaditya were well governed; the authorities, interfering as little as possible with the subject, and leaving him free to prosper and grow rich in his own way. The devout pilgrim pursued his Sanskrit studies for three years at Pataliputra and for two years at the town of Tamralipti (Tamluk), without let or hindranee and it is clear that the roads were safe for travellers.

∴ ∴ ∴

Probably India has never been governed better after the Oriental manner than it was during Vikramaditya. The merciful teachings of Buddhism influenced the lives of all classes except the most degraded, while in as much as the Sovereign was a Brahmanical Hindu, the tendency to harassing kind of persecution, which a Buddhist or Jain yati is apt to display, was kept in check and liberty of Conscience was assured.

Fa Heien as a pious devotee necessarily saw everything through Buddhist spectacles but it is to evident that with a Brahmanical supreme Government Hinduism of the Orthodox Kind must have been far more prominent than his account would lead the reader to suppose and sacrifices must have been permitted.

In fact, the Brahmanical reaction against Buddhism had begun at a time considerably earlier than that of Fa Heien's travels, and Indian Buddhism was already upon the downward path although the pilgrim could not discern the signs of decadence.

Vincent A. Smith 282-3.

નવો ઉમંગ પેદા થયો હતો અને તે ઉમંગ પ્રજામાં પણ ઉતર્યો હતો એમાં કંઈ નવાઈ નથી. એ સાહિત્યસંજીવનકાળ હિન્દુસ્તાનના ઇતિહાસમાં ઘણો યશસ્વી કાળ છે. ક્ષત્રપો પરદેશી છતાં દેશની પ્રજાઓમાં ભળી જઈ તેમની સાથે જીવનની એકતા કરી રહ્યા તેથી તેઓ દેશના વિદ્વાનો અને દેશની પ્રજામાં ઉત્સાહ અને ઉમંગ પ્રેરી શક્યા અને ગુપ્તો સ્વદેશી હોઇ સ્વદેશનાં સત્યોનો પ્રચાર કરવામાં અને સ્વદેશના જીવનનાં સારાં તત્ત્વોને પુનઃસ્થાપિત કરવાના ઉત્સાહવાળા હોઇ એ કાર્યમાં યશસ્વી વિજયથી નિવડ્યા એ સહેજ સમજાય તેવું છે. આ સમયનાં વિદ્યાસાહિત્ય અને કલાઓની સમૃદ્ધિએ નરેન્દ્રોના જીવન ઉપર સ્થાયી અસર કરી છે એ ધ્યાનમાં રાખવા જેવું છે. ૩૩૦ થી ૪૫૫ સુધી ગુપ્તોનો ખરો યશનો ભાગ્યોદયનો સમય હતો. ૪૫૫માં કુમારગુપ્તના અવસાન પછી તેમનો પણ ક્ષય શરૂ થયો અને આખરે હૂણજાતિના પરદેશીઓથી એમના સામ્રાજ્યનો પણ અંત આવ્યો.

આપણે હવે હિન્દુસ્તાનના ઇતિહાસમાં ઉતરી પડ્યા છીએ પણ હૂણના હુમલાથી થયેલા ગુપ્ત સામ્રાજ્યનો નાશ અને તે હૂણસામ્રાજ્યનાં સ્મરણો અને તેનો નાશ કરવા લીધેલા આપણા શ્રમનું સ્મરણ કર્યા વિના ચાલે તેમ નથી. હૂણોનો પહેલો હુમલો તો સ્કન્દગુપ્તે પોતાના રાજ્યના આરંભમાં જ પોતાના પરાક્રમથી પાછો હઠાવ્યો. અને આ વખતે જ સૌરાષ્ટ્ર ઉપર પણ સ્કન્દગુપ્તે અધિકાર સ્થાપિત કર્યો (૪૫૮) અને તે પછી થોડાંક વર્ષ સુધી સ્કન્દગુપ્તના રાજ્યની સમૃદ્ધિનું તેજ બન્યું રહ્યું હતું. પરંતુ સ્કન્દગુપ્તના છેવટના સમયમાં હૂણોએ પુનઃઆક્રમણ કર્યું. તેઓ ઘણા ક્રૂર અને ઝેરીલા હતા. ૪૬૫માં તેઓ ગાન્ધાર સુધી આવી પહોંચ્યા અને ૪૭૦માં તો સ્કન્દગુપ્તના રાજ્યના અંતરમાં એમણે ઘા કર્યો. આ વખતે સ્કન્દગુપ્ત ટકાવ કરી ન શક્યો. સ્કંદગુપ્ત પોતે ૪૮૦માં પડ્યો અને તેના અવસાનની સાથે સામ્રાજ્યનો વિનાશ થયો અને પૂર્વ પ્રાન્તો ઉપર એ એક નાના રાજ્ય તરીકે ગુપ્ત વંશનું અસ્તિત્વ કેટલાક કાળ સુધી બની રહ્યું. પરન્તુ હૂણ સરદારોનાં આક્રમણે ઘણું જોર પકડ્યું. તેમણે થોડા વખત ઉપર યુરોપને તારાજ કર્યું હતું. એશિયામાં છેક પેશાવરથી માળવા સુધી તોરમાને પોતાનો અમલ સ્થાપ્યો અને મહારાજાધિરાજનો ઇલ્કાબ ધારણ કર્યો. તોરમાન ૫૧૦ માં પડ્યો અને તેનો પુત્ર મિહિરગુલ ગાદીએ આવ્યો. પણ મિહિરગુલ જુલમી લોહીનો રાજા હતો. એક યુરોપીયન લેખક કહે છે કેઃ—

The numbers, the strength, the rapid motions and the implacable cruelty of the Huns were felt and dreaded, and magnified by the Goths who beheld their fields and villages consumed with flames and deluged with undiscriminate slaughter. To these real terrors they added the surprise and abhorrence which were excented by the shrill voice and uncouth gestures and the strange deformists of the Huns.

આ હૂણાધિપતિનો જુલમ હિન્દને અસહ્ય લાગ્યો. સામ્રાજ્યના અવશેષભૂત મગધના બાલાદિત્ય અને મધ્યહિન્દના યશોધર્માએ આ પરદેશીના જુલમની સામે થવાનો નિશ્ચય કર્યો. અને ૫૨૮ના અરસામાં મિહિરગુલ ઉપર સખ્ત ફટકો મારી તેના સૈન્યનો નાશ કર્યો. મિહિરગુલને કેદ કર્યો પણ બાલાદિત્યે મોટું મન રાખી એની જીંદગી બચાવી અને એને માન સાથે હિન્દમાંથી વદાય કર્યો. બચેલો મિહિરગુલ પાછો જોરમાં આવ્યો. કાશ્મીરના રાજાએ એને નાનું રાજ્ય કાઢી આપ્યું પણ તેણે નીમકહરામ થઇ કાશ્મીર ઉપર જ હુમલો કરી તે રાજ્ય હાથ કર્યું. અને ગાંધાર ઉપર ચડાઈ કરી ત્યાંના હૂણ રાજાને મારી નાખી તેના મુલકનો કબજો લીધો, રાજકુલનો ધ્વંસ કર્યો અને લોકોનાં ટોળેટોળાંનો સિંધુ નદીના તટ ઉપર સંહાર કર્યો. પણ આખરે એના ત્રાસનો પણ અંત આવ્યો. અને ઉપરના બનાવ પછી એક વર્ષના અરસામાં તે મરણ પામ્યો. તેના મરણ પછી તેના રાજ્યનું કંઇ પણ ચિન્હ રહ્યું નહીં. મિહિરગુલ શિવનો આગ્રહી ઉપાસક હતો અને બુદ્ધના ઘણા મઠો અને અવશેષોને એણે નાબૂદ કર્યાં હતા.

મિહિરગુલના ત્રાસથી હિન્દના આ પ્રાન્તને છોડાવવાને આસપાસના સ્વદેશી રાજાઓ એકત્ર થઇને ઉત્સાહથી આગળ પડ્યા તે બનાવ હિન્દના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખવા લાયક છે. મિહિરગુલ પરદેશી હતો માટે એની સ્હામે થયા તેમ ન હતું પરદેશી રાજાઓને માટે હિન્દમાં ગમે તેટલો અણગમો હોય પણ તેમને હાંકી કાઢવા હિંદ શ્રમમાં પડવાનું યોગ્ય નથી વિચાર્યું પણ જે વખત લોક ઉપર કેર વરસે અને રાજા લોકના લોહીના તરસ્યા થાય તે વખતે શાન્ત અને શાણા હિંદુઓની આંખ પણ રાતી થાય અને લોકને ત્રાસ પમાડનાર એવા રાજાનો સંહાર કરવા તૈયાર થઇ જાય. એ હિંદુસ્તાનના રાજધર્મની વિશેષતા છે. હિંદુસ્તાનના ઇતિહાસને આ દૃષ્ટિથી જોઇશું તો હિંદના પરદેશી ઉપરના સમભાવને માટે અને લોકપીડા કરનાર ગમે તેવા જબરા હોય પણ તેમને યોગ્ય શિક્ષાએ પહોંચાડવાની ઉત્સુકતા માટે હિંદને અભિનંદન આપવું પડશે.

પણ આપણે હવે હિંદુસ્તાનના ઇતિહાસમાં બહુ ઊંડા ઉતરી ગયા. આ બધા વખતમાં ગુજરાતની શી સ્થિતિ હતી તે ઉપર આપણે આવવું જોઇએ. ક્ષત્રપોનું જુદું રાજ્યતંત્ર વિશીર્ણ થયું અને આખરે ગુપ્ત સામ્રાજ્યમાં અને પછી હૂણ રાજ્યમાં સમાઇ ગયું. પણ સૌરાષ્ટ્રમાં ગુપ્ત સામ્રાજ્યના અંત પછી ભટાર્ક નામના એક સેનાધિપતિએ વલભીપુરમાં—વળામાં—એક સ્વતંત્ર સત્તા જમાવવાની શરૂઆત કરી હતી. આ વંશના શરૂઆતના રાજાઓ સ્વતંત્ર છતાં સામ્રાજ્યના આશ્રિત ગણાતા હતા અને હૂણને પણ કર આપતા હતા એમ જણાય છે પણ હૂણ સૈન્યના સંહાર પછી તેઓ સ્વતંત્ર થયા અને વલભીના એક મોટા રાજ્યની જમાવટ કરી. તેમના ઇતિહાસની કેટલીક ઉપયોગી માહીતી એમના વખતનાં શાસનપત્રોથી મળી આવે છે ને બધાનો સંગ્રહ થયેલ છે અને થોડા વખતમાં તે પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ પણ થવાના છે. વલભી રાજ્યની સમૃદ્ધિનું વર્ણન ચીનાઈ મુસાફરોના અહેવાલોમાં મળી આવે છે. ભટાર્ક પછી આઠ વર્ષ પછી ધ્રુવસેન બીજાનો હર્ષવર્ધનના સૈન્ય સાથે વિગ્રહ થયો હતો અને તેમાં તે હાર્યો હતો. પરંતુ તે

પછીથી થયેલી સંધિમાં ધ્રુવસેનનો હર્ષના સામ્રાજ્યના અંગ તરીકે વલભીના રાજા તરીકેનો હક સ્વીકારાયો હતો. પણ તે પછી પણ વલભીના રાજાઓ ધ્રુવસેન બીજા પહેલાંના બધા રાજાઓ સ્વતંત્ર હતા એમ કહી શકાય. તેમ ધ્રુવસેનનો પુત્ર ધરસેન ચોથો પાછો થઇ શક્યો હતો. ધરસેન ચોથો પ્રતાપી રાજા હતો તેના વખતમાં ભટ્ટીકાવ્ય વલભીમાં જ લખાયું હતું. સંસ્કૃત વિદ્યાના સંરક્ષણના સમયની અસર અહીં સુધી પહોંચી હતી. વલભીનું રાજ્ય ગુજરાતના મધ્યભાગ (ખેડા જીલ્લા) સુધી અને પૂર્વમાં માળવા સુધી પહોંચ્યું હતું વલભીનું રાજ્ય ઘણું સમૃધ્ધિમંત હતું તે તેનાં દાનપત્રો અને એના અવશેષો ઉપરથી સમજાય છે. આ બધાનો સંગ્રહ થશે ત્યારે તે વંશના ઇતિહાસ ઉપર કંઇક વિશેષ અજવાળું પડશે એમાં સંદેહ નથી.

વલભીનું રાજ્ય ૭૬૬ના અરસામાં નાશ પામ્યું. એના વિનાશની વાત એવી છે કે સિંધમાં આરબોનું રાજ્ય સ્થપાયા પછી તરત જ વલભીથી બેહાલ થયેલા કાકુ રંક નામના વેપારીએ આરબોને સમજાવી વલભી ઉપર તેમનો દરિયા ઉપરથી હલ્લો આણ્યો તેના પરિણામમાં વલભીનો રાજા મરાયો અને રાજ્ય નાશ પામ્યું. વલભીના વિનાશની એક દંતકથા ફાર્બસ સાહેબે રાસમાળામાં નોંધી છે તેનું સ્મરણ કરી આજનું વ્યાખ્યાન સમાપ્ત કરીશું. ફાર્બસ લખે છે કેઃ—

ધુંડીમલ્લ નામનો સાધુ પોતાનો એક શિષ્ય લઇને વલ્લભીપુર આવ્યો. આ પવિત્ર પુરુષે વલભીની પાસે ચમારડી નામની જગા છે તે તેની પાડોશમાં ઇશાવળાના ડુંગરની તળેટીમાં નિવાસ કર્યો હતો. તેનો શિષ્ય નગરમાં ભિક્ષા લેવા ગયો પણ ભિક્ષા તો તેને મળી નહીં. ત્યારે તેણે જંગલમાં જઇ લાકડાં કાપી વેચ્યાં અને તેના પૈસાનો લોટ લીધો. આખરે એક કુંભારણ મળી તેણે રોટલા ઘડી આપ્યા. ચારીને હમેશાં કરતાં ઘણા દિવસ વીતી ગયા એટલે લાકડાના ભારા માથે ઊચકવાથી શિષ્યના વાળ ઘસાઇ જવા માંડ્યા તે જોઇ સાધુએ તેને તેનું કારણ પૂછ્યું. તે કારણ તેણે જણાવતાં સાધુ મહારાજે તે શિષ્યને તેની ફરજમાંથી મુક્ત કર્યો અને પોતે જ ભિક્ષા માગવા ગયો પણ તેને કોઇએ ભિક્ષા આપી નહીં. માત્ર પેલી કુંભારણે જ આપી. પરિણામે સાધુને ઘણો જ ગુસ્સો ચડ્યો અને તેણે કુંભાર કુંભારણને ગામ છોડી ચાલ્યા જવાની આજ્ઞા કરી અને પછી નગરનું ઊંધું વળી જા તારે ધનમાલ ધૂળધાણી થઇ જાઓ! આવું કહેતાં વાંત તે શહેર નાશ પામ્યું. વલભીની જાહોજલાલીના વખતનું હ્યુએનસંગનું વર્ણન આ પ્રમાણે છે.

વલભી લાટ દેશની ઉત્તરમાં છે તેનો ઘેરાવો ૬ હજાર લી. (૧૨૦૦) માઇલ છે અને રાજધાનીનું નગર પાંચ માઇલ કરતાં પણ ઘેરાવામાં વધારે છે. ત્યાંના રહેવાસીઓની રીતભાત, ઉત્પત્તિ, ભરમાર્ગ, શરીરપ્રકૃતિ—એ સર્વ માળવા દેશ પ્રમાણે છે. વળી ઘણાં કુટુંબો ધનવાન છે. સો કરતાં વધારે ઘર કોટીશ્વરોનાં સમુદાય છે. આ રાજ્યમાં ઘણા દૂર દેશાવરોમાંથી અનંત સંપત્તિ આવી એકઠી થયેલી છે. ત્યાં એકસો-કરતાં પણ વધારે સંઘારામ વિહારોમાં છે. તેમાં ૬ હજાર કરતાં વધારે સાધુઓ છે."

આ પ્રમાણે સમૃદ્ધિએ ચઢેલું વલભીનું રાજ્ય બેદિલ પ્રજાની ટૂંકી નજરથી નાશ પામ્યું. એ આ રાજ્યનો ઇતિહાસનો કિંમતી બોધ છે. તે ઉપર વિશેષ બોલવા જરૂર નથી.

વલભીરાજ્ય પછીના ગુજરાતનો શૃંખલાબદ્ધ ઇતિહાસ રચાયેલો છે. તેની સાથે પંચાસર, શ્રીમાલ અને નર્મદાના તટનાં રાજ્યોના સંબંધીની પણ ઘણી માહીતીઓ એકઠી થયેલી છે. તેના રચનારાઓને માટે આપણે જેટલી ઉપકારવૃત્તિ રાખીએ તેટલી ઓછી છે. તે પછી ગુજરાતનું પાટનગર અણહિલવાડ જાય છે. સૌરાષ્ટ્ર પાછો અંધકારમાં પડે છે અને મુસલમાનોના નામને શરણ થાય છે. અણહિલવાડમાં ચાવડા વગેરે વંશોની સ્થાપના પછીનો ઇતિહાસ જાણીતો છે.

આજના વ્યાખ્યાનમાં ગુજરાતના આ જાણીતા ઇતિહાસના સંબંધમાં કહેવાની જરૂર નથી. એનાં પ્રસિદ્ધઅપ્રસિદ્ધ સાધનો ઉપરથી રાસમાળાના કર્તાએ એક રસિક ઇતિહાસ ઉપજાવ્યો છે. વલભીના વિનાશથી પંચાસરના જયશિખરી અને ભુવડના વિગ્રહ, અણહિલવાડના ગાદીનું વનરાજ ચાવડાના વંશનું સ્થાપન અને તે વંશનો ઇતિહાસ, પછી સોલંકીઓનું આગમન અને તેમનામાંના સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળનાં પરાક્રમોના રસિક અહેવાલો એ લેખકે રાસાઓ અને લોકવાર્તાઓમાંથી ઉપજાવી લખેલાં છે અને સોલંકી પછી વાઘેલાઓનો ઇતિહાસ અને તેમના અધઃપાતની સાથે મુસલમાનના યુગના આરંભનાં વર્ષો સુધીનો ઇતિહાસ એમણે રાસમાળાના બે ભાગોમાં અંગ્રેજીમાં સાંકળેલો છે. આ બે ભાગો ગુજરાતી વાચનારને ફાર્બસસભાદ્વારા આપણા વૃદ્ધ સાક્ષરવર રા. રણછોડભાઈ ઉદયરામના શ્રમથી પ્રાપ્ત છે. આ રાસમાળાની હાલમાં નવી આવૃત્તિ છપાય છે અને તેમાં રા. રણછોડભાઈ ફાર્બસ સાહેબના સમય પછી મળેલી નવી હકીકતોનો ઉપયોગ કરી અનુપૂર્તિ આપવાના છે. ગુજરાતના ઇતિહાસના કેટલાક અધૂરા અંગો આ રીતે ધીમેધીમે પૂરાતાં આવે છે.

પરંતુ હજુ ઘણું કરવાનું બાકી છે. અને તે સારૂ ઉત્સાહી વિદ્યાર્થીઓની જરૂર છે. આજના ભાષણમાં મેં ગુજરાતના ઇતિહાસના વિવાદાસ્પદ અને ગૂઢ પ્રશ્નોનું નિરૂપણ નથી કર્યું કારણ કે તેમાં વખતે તમને નીરસતા જણાય. પણ જો મગજમારી કરવાનો શોખ હોય તો ગુજરાતના ઇતિહાસના કેટલાક પ્રશ્નો ભલભલા રેન્જલરોને પણ શ્રમ આપે એવા છે. ગુજરાતી પ્રજાની જાતિઓનો પ્રશ્ન અત્યંત કઠણ છે. એમાં આર્ય અંશ કેટલો, અનાર્ય અંશ કેટલો, સ્વદેશી કેટલો, પરદેશી કેટલો, પરદેશી તો ક્યાંના, એ વગેરે પ્રશ્નો પણ થોડી મહેનત આપે તેવા નથી. તેમાંના કેટલાક પ્રશ્નોનાં નિરાકરણો થયાં જ નથી, કેટલાક હજી સંદિગ્ધ દશામાં છે. કેટલાકનાં કોઈ કાળે થવાનો સંભવ નથી. પણ એ પ્રશ્નોનાં નિરૂપણ અને તેના ઉહાપોહ એને માટે બીજા પ્રસંગની અપેક્ષા છે; અત્યારે તો મેં તમારી પાસે ગુજરાતના પ્રાચીન ઇતિહાસ ઉપર ઉડતી દૃષ્ટિ નાંખી શું શું જાણવાનું વિચારવાનું ખોળવાનું છે તે તમારી પાસે રજુ કર્યું છે. ગુજરાતના અભિમાની વિદ્યાર્થીઓની નાનીનાની શ્રેણીઓ બંધાઇ ઇતિહાસના જુદાજુદા યુગોનો કેવળ વિદ્યાના રસથી જ અભ્યાસ કરતા મંડી પડે અને પોતપોતાના વિચારોની એકબીજા સાથે આપલે કરે

તો કાલે કરીને ગુજરાતના ઇતિહાસ ઉપર ઘણું અજવાળું પડી શકે. ગુજરાતની ભવિષ્યની Hislonirl Soeus નું આવાં મંડળો એ એક ઉત્તમ કેન્દ્ર બની શકે. આને માટે એક ઐતિહાસિક પુસ્તકાલયની જરૂર ખરી પણ વિદ્યાર્થી હોય તો પુસ્તકાલય થાય, પુસ્તકાલય હોય તો વિદ્યાર્થી મળે. જો કોઈ ઉપયોગ કરનાર હોય તો ગુજરાતનાં સાહિત્યકાર્યાલયો એક સારો ઐતિહાસિક પુસ્તકસંગ્રહ કરી શકશે. હવે જૈન ભંડારો ઉઘાડા મૂકાયા છે અને જૈનસાહિત્ય ઘણું છપાતું જાય છે. ગુજરાતનું જુનું સાહિત્ય પણ કેટલુંક એકઠું થયું છે અને થતું જાય છે. કાઠીયાવાડનું વોટ્સન મ્યુઝીયમ, ભાવનગરનો પ્રાચીનસંગ્રહ, ગુજરાત વિદ્યાપીઠનું પુરાતત્ત્વમંદિર, અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, મુંબઇની ફાર્બસસભા, મુંબઇનું પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ અને આપણી સાહિત્ય પરિષદ તથા તેની ભંડોળ કમીટિ એ સહુ સંસ્થાઓ એકતંત્ર થઇ પોતપોતાનો ફાળો આપે તો ઘણું કામ થઇ શકવા સંભવ છે. ફાર્બસ સભાએ રા. રણછોડભાઈ રા. રણજીતરામનાં એકઠાં કરેલાં સાધનોનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું માથે લીધું છે. વોટ્સન મ્યુઝિયમના ક્યુરેટરઃ રા. ડિસ્કાલકર પણ વલભીના રાજશાસનોની એક આવૃત્તિ તૈયાર કરે છે; ગુજરાતમાં રા. કનૈયાલાલ મુનશી જેવા ગુજરાતના ઇતિહાસના અભિમાનીઓ ગુજરાતના ઇતિહાસની સાહિત્યદ્વારા સેવા કરી રહ્યા છે. એ બધા પ્રયત્નો સફળ થાઓ, અને ગુજરાત પોતાને બરાબર સમજવા અને સમજીને હિન્દુસ્તાનના ભાવિ વિકાસમાં પોતાનું યોગ્ય સ્થાન લેવા સમર્થ થાય અને તૈયાર થાઓ એટલું કહી હું આ ભાષણ સમાપ્ત કરું છું. ગુજરાતના પ્રસિદ્ધ ઐતિહાસિક સાધનો ઉપરાંત ગુજરાતની ભાષા, ગુજરાતનું લિખિત અને મુખપરંપરા પ્રાપ્ત સાહિત્ય અને ગુજરાતના નાનાંનાનાં ગીતો, રાસડાઓ એ બધા ગુજરાતનો ઇતિહાસ રચવામાં ઉપકારક છે.

# પરિષદપ્રમુખોના પરિચય

૧

**ગોવર્ધનરામ ત્રિપાઠી**

સમય—ઇ. સ. ૧૮૭૨, જાન્યુઆરી માસ; સ્થળ—ચીનાબાગ, મનસુખરામ સૂર્યરામના મકાનનો ઓટલો,—હું ઊભો છું. નવા તાજા બી. એ.માં પાસ થયેલા પાંચછ મિત્રોનું મંડળ, એમાં એક તેજસ્વી મુખમુદ્રાવાળી, ઉત્સાહના જોસથી ચાલતી મૂર્તિ તે ગોવર્ધનભાઇ; ચીના બાગના પાછલા મકાનમાં મિત્રોની 'કલબ' તરફ એ બધા જતા હતા; હું કુતૂહલ, માન, અને કાંઇક સ્નેહના આકર્ષણથી એ દેખાવ જોઇ રહ્યો છું.—બસ આ પ્રથમ દર્શન. સ્નેહયુક્ત આદરનું બીજ આમ વવાયું.

*

સ્થળ-યુનિવર્સિટિનો કૉનવોકેશન હૉલ; સમય-૧૮૮૬નો ફેબ્રુઆરી (જાણ્યામાં); હું ઊંચેની ગૅલેરીમાં વિદ્યાર્થીઓના ટોળામાં ઊભોઊભો નીચે ભેગા થયેલા મુંબાઇના પ્રતિષ્ઠિત મંડળને કુતૂહલથી જોઉં છું. થોડી વારે યુનિવર્સિટિની પદવીનું માન નવીન લેવા આવેલા ઉમેદવારો તાજા પાસ થયેલા, સેનેટના મેમ્બરો વગેરેની પલટનને રૂપાની ચોપ પકડીને દોરનાર આસિસ્ટંટ રજિસ્ટ્રારના નેતૃત્વ પાછળ ચાલતાં સરઘસમાં બધાંઓનાં જોડકાં આવે છે, તેમાં ગોવર્ધનભાઇની મૂર્તિને આનંદથી ઓળખી કાઢું છું. બાળક તનસુખભાઇ જેને 'કૉનવેશેક્રન' કહેતા હતા, તે ખેલ થઇ રહ્યો; ગોવર્ધનભાઇ એ નાટકમાં ઉત્સાહપૂર્ણ નાટકપાત્રોમાંના એક બે દીઠા, આ દર્શન હજી મુકુરમાં પ્રતિબિમ્બિત છે.

*

ઇ. સ. ૧૮૮૪ માં હું ખેડા જિલ્લામાં પ્રથમ સરકારી અધિકારે ચડ્યો તે વખતે અમદાવાદથી આણંદ મુકામે હું જવાનો હતો, ત્યારે નડિયાદ સ્ટેશને ગોવર્ધનભાઇ ફરમોડ-થયો, સફેદો પણ હસતા, લગડાના લંગડાના આવ્યા અને 'બૉમ્બાટા'એ આગ્રહથી મને નિમંત્રણ કર્યું હતું કહીને મને જબરજસ્તી ઊતારીને મનસુખરામભાઇને ઘેર તેડી ગયા; ગોવર્ધનભાઇ પંદરવીસ વર્ષના ગાળામાં બદલાઇ ગયા હશે! આ પ્રસંગોથી એમ કોઇને લાગશે, પરન્તુ માનનારનો ભ્રમ તોડવાને હું કહું છું કે ગોવર્ધનભાઇને એવો અનાથ આપવો નહીં. એમનાં હૃદયની જન્મસિદ્ધ ઉદારતાનાં પ્રમાણ મને અનેકવાર મળ્યાં હતાં.

—નરસિંહરાવ દીવેટિયા : સ્મરણમુકુર

૨

**કેશવલાલ ધ્રુવ**

— કેશવલાલના શબ્દદેહ કરતાં એમનો ભાવનાદેહ અતિ વિશાળ છે. કોઈ એમને નર્યા પૌરાતનિક કે કાવ્યશાસ્ત્રી સમજે તો નવાઈ નહીં-પ્રાકૃત જનની દૃષ્ટિ હમેશ દીર્ઘ હોતી નથી. તેમ સઘળું આપણને દૃષ્ટિગોચર પણ થતું નથી. પશ્ચિમના સંપર્ક પછી આપણે ત્યાં એક ભાગ-મોટો ભાગ-ઈંગ્લંડની ઓગણીસમી સદી માફક એવું માનનાર જન્મ્યો કે વર્તમાન જ શ્રેષ્ઠ કાળ છે. બીજી બાજૂ જરા મોડેમોડેથી મણિલાલ નભુભાઇ જેવા, પૂર્વપશ્ચિમના સંઘટ્ટનની આપણા જીવન પર અસર બતાવનાર પાશ્ચાત્ય સંસ્કારના ગુણભાનવાળા પણ મુખ્યશઃ દોષચિત્ર દોરવાવાળા થયા વસ્તુતઃ, વિશેષતા, આ સૌ પૂર્વપશ્ચિમ કે ભૂતવર્તમાનની સારાસારતા કરતાં લેખકવિચારકના સ્વભાવભેદ જ બતાવે છે. આ દૃષ્ટિએ કેશવલાલ તો મીઠાશનો ભંડાર છે. એમના સ્વભાવમાં કટુતાને ક્યાંય સ્થાન નથી. તેથી જ '૨૨-૨૩ માં 'વિદ્યાર્થીસંઘ' કાઢની વેળા કવિ નાનાલાલને એક કેશવલાલ જ પ્રમુખ તરીકે રુચ્યા હતા. ક્ષણિક ચર્ચાઓથી એ દૂર રહ્યા છે. પણ એનું કારણ એ નથી કે એ ભૂતના ઇતિહાસ અને કલાના પરિશીલનમાં જ મગ્ન રહ્યા છે. એ નિર્લેપતાનો અર્થ ઉદાસીનતા નથી. વર્તમાનયુગ પ્રત્યે તેમની તેટલી જ મીઠી નજર છે. અને તેવી જ રીતે તેમનો દૃષ્ટિપાત ભવિષ્યમાં પણ છે. અક્ષર આત્માનું સેવન એમણે સમગ્ર દૃષ્ટિથી કર્યું છે. અને પ્રાચીન મહત્ત્વ ઘટાડ્યા સિવાય આત્મબળપ્રેરિત પ્રગતિમાં એ માને છે.

"અજ્ઞાત ધન પાતાળ ખોદી મેળવો; વપરાયા વગર પડી રહેલી મૂડી ફરતી કરો; ઉદ્યોગથી નવી આવક ઊભી કરો, અને તે રીતે સર્વ પ્રકારની સમૃદ્ધિના ઉપચયથી આપણી જૂની પદ્યરચનાનો અધિકાધિક સર્વતોમુખ ઉદય થાઓ."[1]

કેશવલાલનું ભૂતનું પુનઃસર્જન વર્તમાન માટે છે, વર્તમાનના અભિનવ સર્જનરૂપ ભવિષ્ય માટે છે. કવિ નાનાલાલ પેઠે એમણે ત્રિકાલસંવાદ રચ્યો નથી, કે કોઇ ફિલ્સૂફ પેઠે કાલતત્ત્વની ચર્ચા કરી નથી, પણ ત્રણે લોકમાં અક્ષરતત્ત્વના સાતત્યને સ્વીકારી લીધું છે ને પ્રગતિનો અભિલાષ સેવ્યો છે. વાહન બદલાય છે, એનાં રૂપરંગ બદલાય છે. પણ વાણી તો એક જ રહે છે. ભાષાના બાહ્ય હૃદયમાં ફેરફાર થયો. પણ જનહૃદય અને સૌંદર્યતત્ત્વ તો છે તે જ રહ્યું છે. સૌન્દર્ય વૈવિધ્યમાં રહ્યું છે, મૌલિક વિષય તો અવિકૃત છે. એમણે તેથી જ પદ્યરચનાનો વિચાર ઋક્કાલથી માંડીને કાન્તના 'વસન્તવિલાસ' સુધીનો કર્યો છે. પ્રલયકાળમાં વેદાક્ષર અબાધિત રહે તેમ ભૂતનું અક્ષરસાહિત્ય રહે ને ભવિષ્યમાં દૃષ્ટિપૂત પ્રસ્થાન થયા કરે એવો એમનો આપણને આશીર્વાદ છે.

—વ્રજરાય દેસાઇ-સર્જક કેશવલાલભાઈ:
બુદ્ધિપ્રકાશ: અભિનંદન અંક : પુ: ૮૨ : અંક : ૨

૩

**અંબાલાલ દેસાઈ**

હવે સાહિત્યનો વિષય લઇએ. એમાં મારા અધીન મત પ્રમાણે અંબાલાલભાઈએ ચાલતા જમાનાના ગુજરાતની જે એ સેવા કરી છે તેની પૂરતી કદર હજી થની જાણાની

1 પદ્યરચના પૃષ્ઠ ૨૮૪

નથી, સાહિત્ય એટલે શું? શુદ્ધ સાહિત્ય કે 'લોક સમસ્તની વાણી' રૂપ વાઙ્મયનો આખો સમુદાય? અને અર્થ પોતપોતાના પ્રદેશમાં માન્ય છે એમ પોતે એકથી વધારે વાર સ્વીકારે છે. શુદ્ધ સાહિત્ય એટલે કે કાવ્ય–નાટક–નવલકથા–લઘુવાર્તા–રસભર નિબન્ધ–રૂપકલ્પનાવિહાર–હૃદયવિહાર અને બુદ્ધિવિહારજન્ય અવનવી સુંદર સૃષ્ટિ: એની જરા યે અવગણના એમને હાથે થઇ નથી. પરંતુ અમર સાહિત્ય સાથે જમાને જમાને તે વખતની સ્થિતિને અનુરૂપ ઉપયોગી સાહિત્યને પણ ખેડવાની જરૂર છે. બલ્કે આવું ઉપકારક સાહિત્ય (ભલેને તેને ઉપસાહિત્યનું નામ આપો તથાપિ) તે તે વખતની માનસિક, નૈતિક અને વ્યવહારુ પ્રગતિ ઉપર મનમાનતી અસર કરી શકે છે. માટે ક્રિયમુખી, રાષ્ટ્રીય શાસ્ત્રો, આર્થિકશાસ્ત્રો ઇતિહાસ, જીવનચરિત્રો, પ્રવાસગ્રંથો, આદિનું તરજુમા અનુવાદ અને સ્વતંત્ર રચનાઓ રૂપે પુષ્કળ ખેડાણ અવશ્ય થવું જોઇએ; અને વળી શુદ્ધ સાહિત્ય અને ઉપસાહિત્ય બન્નેમાં ભાષાશુદ્ધિના સૌન્દર્યના કે બીજા કોઈ એકદેશી વિચારથી ક્લિષ્ટતાનું વલણ એવું ન થઇ જવું જોઇએ, કે તે સામાન્ય લોકસમૂહને વાંચવું અને સમજવું બેહદ અઘરું પડી જાય. સાહિત્યના પ્રદેશને લગતો આ વ્યવહારુ સિદ્ધાન્ત એમના જેટલી પ્રતિષ્ઠાવાળા કોઇએ એમના જેટલો ભાર દઇને આગલા જમાનામાં કહ્યો નથી. પણ એમનો આ બોધ જમાનાએ પૂરેપૂરો સ્વીકાર્યો છે એમ હજી સુધી તો જોવામાં આવતું નથી.

*

સરલ શૈલી અને ઉપકારક સાહિત્ય માટેનો આબાલાબાલાહનો પક્ષપાત એમની લોકરક્ત અને પરિણામદૃષ્ટિ સાથે સંલગ્ન હતો તો સાહિત્યના ક્ષેત્રમાં એમણે એટલા જ આગ્રહથી બોધેલો બીજો સિદ્ધાન્ત એમની સૂક્ષ્મ વિવેકદૃષ્ટિનું ફલ હતો. 'હિંદ મ્હારો દેશ છે, ગુજરાત મારું ગામ જન્મભૂમિ–વતન છે' એ એમની દૃષ્ટિ વિશે ઉપર લખી ગયો છું. પરંતુ આમાં એમની વિશેષતા એ હતી કે પોતે આ મહાવિચારના બન્ને દલ ઉપર યથાયોગ્ય ભાર દેતા. હિંદ જનનીતુલ્ય ખરો, પણ ગુજરાત તો પોતાનો સત્સંગ, પોતાનો સુખદુ:ખનો સાથી, પોતાની ભાષા જ. એક લિપિ અને ભાષાની ભાવનાનું વ્યવહારુ તેમ વાસનામય (sentimental) મહત્ત્વ તેઓ સારી રીતે સમજતા હતા, તથાપિ હિંદીને વળગવાની ભ્રમણામાં ગુજરાતીની ઉપેક્ષા કરવી એ તો એમને વિશ્વાઈ ભાવના તો યે પાગલ મહત્ત્વની આશાએ પોતાની ઝુંપડીને નિરાધાર થઈ જવા દેવા જેવું લાગતું. હિંદનું રાજકીય ભવિષ્ય બાંધવામાં તેઓને ખાતરીપૂર્વક જણાતું કે પ્રજાકિયના ગમે તેટલી વધે તો પણ હિંદની હિંદુ, મુસલમાન, બૌદ્ધ અને ખ્રિસ્તી તેમ આર્ય, દ્રાવિડ, જંગલી અને વિદેશી લોકોના તમામ પ્રજાઓમાંથી એક જ પ્રજા બને એ કોઈ કાળે–ગણતરીમાં લેવા યોગ્ય કોઇ પણ કાલાવધિમાં–અશક્ય છે, અને તે ઉપરથી રાજકીય વિષયમાં પોતે અનુમાન તારવ્યું કે ફિડરલ (federal) એટલે સ્વતંત્ર પ્રાંતોના સંયોગરૂપ રાજ્યતંત્ર (constitution) જ હિંદમાં શક્ય છે. આથી કરીને દરેક પ્રાંતે પોતાની રાજ્યઘટના, પોતાની સંસ્કૃતિ, પોતાની ભાષા, પોતાની કેળવણીવ્યવસ્થા આદિની પ્રાંતીય ખીલવટ માટે મથવું એ જ આપણા રાષ્ટ્રીય મહાકાર્યનું વ્યવહારુ રૂપ છે.

—બલવંતરાય ઠાકોર : અંબાલાલ સાકરલાલ દેસાઈ।

૪

રણછોડભાઈ દવે

વિ. સં. ૧૯૪૫ની જૂની 'ગુર્જર અગ્રેસર મંડળની ચિત્રાવલિ 'માં રણછોડભાઇ ઉદયરામ દ્વિવેદીની છપી જોઇ અને જીવનરેખાચિત્ર વાંચી એમના પ્રથમ પરિચય માટે હું વડોદરામાં ભરાયલી ચોથી સાહિત્ય પરિષદમાં ગયો હતો. એ પરિષદના પ્રમુખની મૂર્તિ જૂની તેટલી જ નવીન, જેટલી ગંભીર તેટલી જ વિનોદી, મને લાગી. રાજભવનોમાંના, એક આલીશાન ભવનમાં ભરાયલી એ પરિષદ સ્વર્ગે ગયેલા સાક્ષરોથી માંડી ગુર્જર સાહિત્યના નાનામોટા ભક્તોનાં જીવન, નામ શ્રવણ ને સંસ્મરણો હજી યે મારા સ્મરણમાં ઉંડાં કોતરાઇ રહ્યાં છે. પ્રેમાનંદ ને તેનાં કહેવાતાં નાટકોના ભક્તોની અતિભક્તિને લીધે, ગુર્જર નરેશ સયાજીરાવની તે પરિષદની મમતાભરી હાજરી ને લીધે ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે ઉદાર દાન મળવા માટે, વિનોદ અને હાસ્યરસ ઉપજાવવા ભજવાયલા પ્રેમાનંદકૃત નાટકમાંથી થએલા પ્રહસન માટે તે પરિષદનું ઐતિહાસિક સત્ર સ્મરણપટ પરથી વર્ષોભર લુપ્ત થાય એમ નહોતું. તેમાં યે પ્રમુખશ્રીની જૂની ને હાજરજવાબી ટોળ, એમણે ચંદ્રશંકર પંડ્યાને અંગ્રેજીમાં જ સ્વપ્ન આવવાની કરેલી રમૂજ તો હજી યે નથી જ ભૂલાતી.

બીજું ઘણુંએક હજી યે સાંભરે છે; ખાસ કરીને પ્રમુખમહાશયની મોટી શ્વેત ખેડાવાળી પાઘડી, શ્વેત, ભરાવદાર, ફરફરતાં લેની એમની મૂછ, મલકતી મુખમુદ્રા, શાંત ગંભીર છતાં ટોળી પ્રકૃતિ. કાવ્યની પાદપૂર્તિ શરૂ થાય છે. પ્રાસંગિક જોડકણાં જેવી કરી મૂકેલી એ પાદપૂર્તિમાં ઘણા, હું અને અમને સૌને આશ્ચર્યચકિત કરનાર રમણભાઇ (નરસિંહરાવભાઇએ નિવાર્યા છતાં આ બાલિશ રમતમાં ભાગ લેવા નિર્ણય પર આવનાર–અને તે પણ સજોડે–રમણભાઇ) વગેરે સામીલ થયા. પ્રમુખજીએ છેવટનું મોટું ઇનામ તો વિદ્યાબ્હેનને ટોળ કરી આપ્યું. આ સૌ હજી યે ભૂલાતું નથી.

મહુધા, નડીઆદ, કાઠીઆવાડ, કચ્છ, મુંબાઇ વગેરેમાં ઉત્તરોત્તર વસીને ઉત્તરોત્તર જીવનની ચડતી કળાએ ખીલીને મુત્સદ્દી, અમાત્ય ને રાજપ્રતિનિધિ થયેલા છતાં ઊંડા વિદ્યાવ્યાસંગી એ વિદ્વાન વૃદ્ધ હતા. એક કાલે એ અમદાવાદની વિદ્યાભ્યાસક મંડલીનાં મંત્રી હતા. 'બુદ્ધિપ્રકાશ 'ના તંત્રી હતા. તે પહેલાં એ માસિકમાં એમની કવિતાઓ નિબંધો પ્રસિદ્ધ થયાં હતાં. 'જે કુંવરનો જે' નામનો નાટ્યલેખ એમણે 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ કર્યો તેનું પાછળથી 'જયકુમારી વિજય નાટક' બન્યું.

ગુજરાતની રંગભૂમિ ભવાઇ ને ભવાઇઓના હાથમાં હતી. રણછોડભાઇ આપણી એ રંગભૂમિને સુધારવા પ્રથમ મથનાર પિતા હતા.

સંસ્કૃત નાટકોમાંથી એમણે કેટલાં બધાંને ગુજરાતી પોષાક પહેરાવ્યો છે? અંગ્રેજી માંથી, સંસ્કૃતમાંથી એમણે કેટલાં બધાં ઉપયોગી ભાષાન્તરો કર્યાં છે?

એમનાં પુસ્તકોની આ રહ્યા લગભગ ત્રીસ સુધીની સંખ્યા જાય છે. વૈવિધ્ય,

એક સલાહકાર મુરબ્બીની ખોટ પડી છે. 'સાહિત્ય' પત્રના તન્ત્રીએ તટસ્થતાથી લખ્યું છે તે પ્રમાણે "હરગોવિન્દદાસ રૂ. ત્રણના શિક્ષણથી શરૂઆત કરી કમાતા ગયા અને ભણતા ગયા. ઘર ચલાવવામાં પૂરે તે માતુશ્રી અને પત્ની રેંટીઓ કાંતી પૂરૂં કરે." આવા નમ્રતાભર્યા જીવનથી આરંભ કરી શ્રી. હરગોવિન્દદાસ ક્રમેક્રમે વડોદરા રાજ્યના વિદ્યાધિકારી અને લુણાવાડાના દિવાન થયા. પણ તે સર્વ ભૂમિકાઓમાં એમણે દૃઢ નીતિથી અને પુષ્કળ ખંત અને શક્તિથી ઘણાં કાર્ય કર્યાં, અને એમાં યશ મેળવ્યો. વિદ્યાધિકારી તરીકે એમણે ઘણી ઊંચી ભાવના સિદ્ધ કરી એ 'સાહિત્ય'ની એક ટૂંકી નોંધથી સમજાશે.

"ગામડે ગામડે ગ્રામ્યશાળા સ્થાપવી, સ્ત્રીકેળવણીને ધપાવવી, સાથેસાથે મોટી ઉંમરના બૈરાં ભણી શકે માટે ઝનાના વર્ગો સ્થાપવા, ધંધાદારી શિક્ષણ સ્ત્રીઓને મળે માટે શીવણ, ગુંથણ, સંગીત, નૃત્ય અને પાકશાસ્ત્રના વર્ગો કાઢવા, ગુજરાતી પ્રજાના બિન હિન્દુઓ માટે કેળવણીની સવડો આપવી, ને તે માટે મુસ્લીમ ભાઇઓને માફક આવે તેવી ઉર્દૂ શાળાઓ અને કન્યાશાળાઓ યોજવી; આ એમની વિદ્યાધિકારી તરીકેની અભિલાષા કે કારકીર્દી જે કહો તે." અભિલાષ માત્ર જ નહિ–પણ અભિલાષ અને એની સિદ્ધિ, ઘણે અંશે સિધ્ધિ, એટલે કારકીર્દી.

સ્વર્ગસ્થ માત્ર કેળવણીકાર જ નહીં પણ સાહિત્યકાર અને સાહિત્ય–ઉદ્ધારક હતા. અત્યારે સાહિત્યની ભાવના અને ભાષા પહેલાં કરતાં બહુ બદલાઇ ગયાં છે, પણ નવું તે જ સારૂં એવો આગ્રહ ન રાખીએ તો ગયા જમાનાનાં એમના સાહિત્યમાં ભાષા–કલ્પના–બોધ આદિની દૃષ્ટિએ ઘણું માન આપવા લાયક નજરે પડશે. સાહિત્ય–ઉદ્ધારક તરીકે એમની મ્હોટી સેવા "પ્રાચીન ગુજરાતી કાવ્યમાળા" એ સેવાનું સ્મરણ ગુજરાતી સાહિત્યનો અભ્યાસ ગુજરાતમાં રહેશે ત્યાં સુધી લુપ્ત થવાનું નથી. આ કાવ્યમાળારૂપે એમણે ઘણું પ્રાચીન ગુજરાતી સાહિત્ય, સમયાનુસાર યથાશક્તિ સંશોધીને, બ્હાર આણ્યું છે.

એમના જમાનાના વિદ્વાનો અને લોકનેતાઓની પેઠે એ પણ એક "સુધારક" હતા. સાચો અને સ્વદેશી સુધારો જે એમને યોગ્ય લાગતો તે એ દૃઢતાથી કરતા, અને સ્વ. લાલશંકરભાઇ, સ્વ. રમણભાઇ આદિ સાચા સુધારકોની પેઠે સ્વ. હરગોવિન્દદાસ પણ સાદા અને કાર્યપરાયણ હતા. સ્વદેશભક્તિ પણ એમના હૃદયમાં થોડી ન હતી. ભલકે એમની કારકીર્દી કોઇ એક જનને ખુશ કરવા માટે નહિ, પણ ગુજરાતની સેવા કરી છે. વ્યવહારના વિવિધ માર્ગે સેવા કરનાર એમના જેવો સાક્ષર સ્વ. રમણભાઇ વગર ગુજરાતમાં બીજો કોઈ થએલો અમારા જાણવામાં નથી.

—આનંદશંકર ધ્રુવ
વસંત : વિ. સં. '૮૭ : માઘ

૯

કમળાશંકર ત્રિવેદી

એમનો ઉદ્યોગ, એમની ખંત, અને એમની પ્રામાણિકતા, એ નૈતિક ગુણોમાં જ એમના જીવનને થોડે કે ઘણે અંશે પણ સફળ કરનારૂં બળ રહેલું છે એમ આપણને

"કુમારી જયા ! કુમાર જયન્ત !
નાના હતા બીજના દાણા . તમે,
ત્યારે જોયું હતું તમારી ક્રીડાઓમાં.
દીઠો દનો ત્યારે આજનો ઉત્સવ,
આશાના મારા એ આંબા મહોર્યાં."

આજ આ સ્થળે હું દેવર્ષિનું સ્થાન લઈને કાંઈક કહીશ. આજથી લગભગ ચાળીશ વર્ષ ઉપર અમદાવાદમાં મારા ઘરમાં હું બેઠો હતો તે વખતે એક બાળક તરુણ મળવાને આવ્યો. તે વખતે હું પણ ભાવિદર્શનનો આછો દાવો કરીને કહું કે તે વખતે-એ બાળક રમણભાઈની ક્રીડામાં મેં જોયું હતું; "દીઠો હતો ત્યારે આજનો ઉત્સવ." રમણભાઈ અને મારે અંગત સંબંધ છે તે એટલો ગાઢ છે કે હું સ્તુતિવચનો બોલીશ તો તમે મારા ઉપર આક્ષેપ કરશો. એમની યોગ્યતા વિશે બે મત નથી. સર્વાનુમતે અથવા અવિરોધે આપણે એમને પ્રમુખ ચુંટ્યા છે. સાહિત્યપરિષદનું પ્રમુખસ્થાન લેવાને એમનાં વિદ્વત્તા રસિકતા, સર્વદેશીયતા અને નિષ્પક્ષપાત પણ પૂરતા છે. રસિકતા કવિમાં જ આવે છે એમ માનવું એ ભૂલ છે. વિવેચક પણ એક ગુપ્ત કવિ છે. વિવેચક તરીકે તેઓ રસિક છે જ એકપક્ષદર્શન-ટૂંક દર્શન-એમના ઉપર એવો આક્ષેપ છે. કપાળે કપાળે જૂદી મતિ. એમનું દર્શન વિશાળ છે, નિષ્પક્ષપાત છે-ગુણમાં અને જથ્થાનાં. એમણે વળી છૂટક છૂટક રસિક કાવ્યો પણ લખ્યાં છે.

—નરસિંહરાવ દીવેટિયા :
ગુજરાતી આઠમી સાહિત્યપરિષદ અહેવાલ : પૃ. ૫૦

૯

**આનન્દશંકર ધ્રુવ**

હિમમુકુટથી આચ્છાદિત શિખરોવાળા પર્વતરાજ હિમાલયને વાચા હોય તો જગતનું એકાદ બાળક એને જરૂર પ્રશ્ન પૂછવા જાય કે : પર્વતરાજ ! તમારા શિખરોમાં દિનપ્રતિદિન હિમનાં પડ તો ચઢતાં જ જાય છે અને હિમ ઓગળીને સરિતાઓ પણ વહ્યાં જ કરે છે, ત્યારે આ હિમનો સ્વભાવ શો? ઓગળે તો વધે કેમ? અને ઓગળે છે છતાં વધે તો છે જ. બાળક પર પણ ગંભીરતાનાં પડ એટલાં ચઢેલાં હોય છે કે પ્રશ્નમાં રહેલી બાલિશતા એ ન સમજે અને વૃદ્ધ અને તપસ્વી પર્વતરાજ પણ ગંભીરતાથી ડોકી હલાવીને કહે કે બંને સત્ય છે. હિમમય થવું અને ઓગળવું એ બન્ને સત્ય છે.' એ બાળકની સાથે હિમનાં પડો કેમ બંધાય છે એ ચર્ચામાં ઊતરવાનો કાં તો પર્વતરાજને અવકાશ નથી હોતો અથવા એ સમજવા જેટલી બાળકની શક્તિનો વિશ્વાસ એમને એનામાં નથી લાગતો. બાળક બીચારું પર્વતરાજની અસ્પષ્ટતાની અથવા દૂધ અને દહીંમાં પગ રાખવા જેવી નીતિની ફરીઆદ કરતું ચાલ્યું જાય છે. પર્વતરાજ બાળકની બાલિશતા ઉપર મંદસ્મિત કરી વિરમે છે. આવું જ કૈં આનંદશંકરભાઈ અને જનતાનું છે.

ડા. આનંદશંકરભાઈની વિદ્વત્તાએ એમને ગુજરાતમાં અને ગુજરાત બહાર માનભર્યું સ્થાન અપાવ્યું છે. વિદ્યાર્થીઓના એ પૂજ્ય ગુરુ છે. માત્ર હિમાલય અને બાળક જેવા

પ્રસંગોથી કેટલાક એમને સમજી ન શકે એ સ્વાભાવિક છે. એમની મતે મતને બરાબર ન્યાય આપવાની વૃત્તિ તરફ કોઈક શંકાની દૃષ્ટિએ જોતાં હશે: દાવનો ગુણ સ્પષ્ટતાનો વધારે છે. પણ હમણાંહમણાં એમના લેખોમાં પ્રથમ કરતાં વધારે સ્પષ્ટતા હોય છે.

એમની વાર્તાલાપ કરવાની રીત સરસ-આકર્ષક છે, અને એમાં વૈવિધ્ય ઘણું હોય છે. વિશ્વભરની નિર્વિકાર દૃષ્ટિએ જોવાની ટેવ એમણે વધારે પાડી છે. જીવનના ગૂઢ-ભાગોના મર્મથી એ પૂરેપૂરા જ્ઞાત છે. પણ એવા ભાવ એમનામાં બહુ વ્યક્ત નથી થતા.

પુસ્તકો એમના પ્રિય મિત્રો છે—રમણલાલભાઈ અને નરસિંહરાવભાઈ તો બહુ જ. પણ સાધારણ રીતે જનતા સાથે એ અંતર ઘણું રાખે છે. એમનામાં નિખાલસ કરતાં પ્રભાવ વધારે છે. એમની છાપ એ તરત પાડે છે.

એમનાં પુસ્તકો અને લેખોનો વારસો ગુજરાત કીમતી ગણે છે. પણ એમની પાસેથી રાખેલી ગુજરાતની આશા હજી પૂરી નથી થઈ. ગુજરાતને એ આટલા જ બોજનથી તૃપ્ત તો ન કરી શકે. જો કે વાનીઓની માફક એમણે બહુ વખાણી છે.

ઘણુંખરું એ અભ્યાસ વાંચન રહે છે એમની વિનોદવૃત્તિ ઝાંખી કર્યા વિના નથી રહેતી. ગુજરાતમાં તો એમની હારમાં આજે એવા થોડાક જ વિદ્વાનો છે.

—લીલાવતી મુનશી : રેખાચિત્રો

" કુમારી જયા! કુમાર- જયન્ત!
નાના હતા બીજના દાણા. તમે,
ત્યારે જોયું હતું તમારી કીકીઓમાં.
દીઠો હતો ત્યારે આજનો ઉત્સવ,
આશાના મારા એ આંબા મ્હોર્યા."

આજ આ સ્થળે હું દેવર્ષિનું સ્થાન લઇને કાંઇક કહીશ. આજથી લગભગ ચાળીશ વર્ષ ઉપર અમદાવાદમાં મારા ઘરમાં હું બેઠો હતો તે વખતે એક બાળક તરુણ મળવાને આવ્યો. તે વખતે હું પણ ભાવિદર્શનનો આછો દાવો કરીને કહું કે તે વખતે-એ બાળક રમણભાઇની કીકીમાં મેં જોયું હતું; "દીઠો હતો ત્યારે આજનો ઉત્સવ." રમણભાઇ અને મારે અંગત સંબંધ છે તે એટલો ગાઢ છે કે હું સ્તુતિવચનો બોલીશ તો તમે મારા ઉપર આક્ષેપ કરશો. એમની યોગ્યતા વિષે બે મત નથી. સર્વાનુમતે અથવા અવિરોધે આપણે એમને પ્રમુખ ચુંટ્યા છે. સાહિત્યપરિષદનું પ્રમુખસ્થાન લેવાને એમનાં વિદ્વત્તા રસિકતા, સર્વદેશીયતા અને નિષ્પક્ષપાત પણ પૂરતા છે. રસિકતા કવિમાં જ આવે છે એમ માનવું એ ભૂલ છે. વિવેચક પણ એક ગુપ્ત કવિ છે. વિવેચક તરીકે તેઓ રસિક છે જ એકપક્ષદર્શન-ટૂંક દર્શન-એમના ઉપર એવો આક્ષેપ છે. કપાળે કપાળે જૂદી મતિ. એમનું દર્શન વિશાળ છે, નિષ્પક્ષપાત છે-ગુણમાં અને જથ્થાનાં. એમણે વળી છૂટક છૂટક રસિક કાવ્યો પણ લખ્યાં છે.

—નરસિંહરાવ દીવેટિયા :
ગુજરાતી આઠમી સાહિત્યપરિષદ અહેવાલ : પૃ. ૫૦

૯

**આનન્દશંકર ધ્રુવ**

હિમમુકુટથી આચ્છાદિત શિખરોવાળા પર્વતરાજ હિમાલયને વાચા હોય તો જગતનું એકાદ બાળક એને જરૂર પ્રશ્ન પૂછવા જાય કે : પર્વતરાજ! તમારા શિખરોમાં દિનપ્રતિદિન હિમનાં પડ તો ચઢતાં જ જાય છે અને હિમ ઓગળીને સરિતાઓ પણ વહ્યાં જ કરે છે, ત્યારે આ હિમનો સ્વભાવ શો? ઓગળે તો વધે કેમ? અને ઓગળે છે છતાં વધે તો છે જ. બાળક પર પણ ગંભીરતાનાં પડ એટલાં ચઢેલાં હોય છે કે પ્રશ્નમાં રહેલી બાલિશતા એ ન સમજે અને વૃદ્ધ અને તપસ્વી પર્વતરાજ પણ ગંભીરતાથી ડોકી હલાવીને 'કહે કે બંને સત્ય છે. હિમમય થવું અને ઓગળવું એ બન્ને સત્ય છે.' એ બાળકની સાથે હિમનાં પડો કેમ બંધાય છે એ ચર્ચામાં ઊતરવાનો કાં તો પર્વતરાજને અવકાશ નથી હોતો અથવા એ સમઝવા જેટલી બાળકની શક્તિનો વિકાસ એમને એનામાં નથી લાગતો. બાળક બીચારું પર્વતરાજની અસ્પષ્ટતાની અથવા દૂધ અને દહીંમાં પગ રાખવા જેવી નીતિની ફરીઆદ કરતું ચાલ્યું જાય છે. પર્વતરાજ બાળકની બાલિશતા ઉપર મંદસ્મિત કરી વિરમે છે. આવું જ કૈં આનંદશંકરભાઇ અને જનતાનું છે.

રા. આનંદશંકરભાઇની વિદ્વત્તાએ એમને ગુજરાતમાં અને ગુજરાત બહાર માનભર્યું સ્થાન અપાવ્યું છે. વિદ્યાર્થીઓના એ પૂજ્ય ગુરુ છે. માત્ર હિમાલય અને બાળક જેવા

પણ ગુજરાતી સાહિત્યમાં ભૂલાભાઈનું સ્થાન કેમ? ઘણાઓ આવા જ પ્રશ્નો અંબાલાલ દેસાઈ અને મહાત્માજી સંબંધમાં પણ પૂછતા હતા–પૂછે છે.

પણ જેને કામ કરવું હોય તેને તો સાહિત્ય જેવા શબ્દબ્રહ્મની અકિંચન રહી ગુજરાતમાં સેવા કરવી હોય તો પરિષદનું બંધારણ તેને મન ગૌણ વસ્તુ છે. એમાં સત્તા, સ્થાન કે ધન લૂંટવા જેવું કંઇ યે છે જ નહીં, હોઇ શકે નહીં. મુનશીએ વિકાસક્રમના નિયમને વશવર્તી બની એ જૂના બંધારણને બદલાવ્યું. તેને પણ વળી બદલાવવા કે સુધરાવવા નડીઆદના કોઈકોઇ સાહિત્યકારબંધુઓએ જાણે તેમની સામે વધારે સબળ વધારે સમર્થ ધારાશાસ્ત્રી ઇચ્છયા પણ ધારાશાસ્ત્રી કરતાં પણ પરિષદના કર્ણધાર થવાની યોગ્યતા ભૂલાભાઇમાં વધુ છે એમ ગુજરાત તો છેક 'વસંત' માસિકના જન્મથી જાણે છે. એમનું તે પદેથી થયેલું વ્યાખ્યાન અને લોકસમૂહ આગળ તે પછીથી અત્યાર સુધીમાં એમણે વ્યાખ્યાનોદ્વારા વહેવડાવેલી ઉત્કૃષ્ટ વાગ્ધારા એમની ગુજરાતીભાષા પરની પ્રભુતા ને તેના વિચારદર્શનમાં પ્રગટ થતું જોમ છાનાં રહી શકયાં નથી. ભૂલાભાઇમાં ધારાની ભાષાશૈલીનો આપણા સાહિત્યનો એ અક્ષુણ્ણ પ્રદેશ સુંદર રીતે રચી શકે છે. એક કાલ એવો હતો કે અંગ્રેજીની વાગ્છટાના મોહથી લલચાઇ આપણે જૂની મહાસભાના વકતાઓનાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરતા ને હોંસેહોંસે તેમના મુખપાઠ કરતા. હમણાંહમણાં પ્રાંતીય ભાષાઓમાં થતાં એવા જ સામર્થ્યભર્યાં વ્યાખ્યાનો સંગ્રહીત કરાય તો આપણા સાહિત્યના આ અંગની પુષ્ટિ કરતું ભૂલાભાઇનું વાક્‌સામર્થ્ય આપણે ગુજરાતીઓની બહોળી સંખ્યામાં સુપરિચિત કરી શકીએ.

–તટસ્થ

*

૧૧

### કૃષ્ણલાલ ઝવેરી

દિવાન બહાદુર કૃષ્ણલાલભાઇએ ગુજરાતી સાહિત્યને કરેલી સેવા ઘણા દીર્ઘ સમયની –લગભગ છેલ્લાં ચાલીશ વર્ષની–છે. 'હૈદરઅલી અને ટીપુ સુલતાન' (૧૮૯૪)થી માંડી છેલ્લી કૃતિ–'The present trend of Gujarati Literature'–એ એમની પ્રથમ ને છેલ્લી કૃતિયો છે છતાં એમની સાહિત્યસેવાની સરિતા હજી યે આછાપાતળા પ્રવાહમાં કોઇ ને કોઇ સ્વરૂપે વહેતી જ રહી છે,

ગુજરાતી ઉપરાંત એમનાં અભ્યાસ અને રુચિનાં ભાષા અને સાહિત્ય ફારસી તથા બંગાળી છે. અને એ બંનેમાંથી એમણે ચાલુ ગુજરાતી ભાષાંતરો કરી આપણા સાહિત્યના એક કે બીજા અંગને ખીલવ્યું છે.

'Milestones in Gujarati Literature' અને 'Further Milestones in Gujarati Literature.' એ પ્રકારના આપણા જૂની અને નવીન સાહિત્યનાં ઇતિહાસ–પુસ્તકો પહેલ પ્રથમ તૈયાર કરવામાં જે તનતોડ સ્નેહશ્રમ અને દીર્ઘ કાળની ચીવટ જોઇએ છે તેનો ખરો ખ્યાલ આપણા કેટલાક સાહિત્યસર્જકોને

( અનુસંધાન પૃ. ૨૨૨ )

# પરિષદના પ્રમુખસ્થાનેથી

૧

**પ્રજા અને સાહિત્ય**

ગુજરાતી સાહિત્યનો વિસ્તાર વધારવો અને એ સાહિત્યને લોકપ્રિય કરવું, એ ઉદ્દેશ આ સભાનો છે. ઉદ્દેશના વિષયમાં તારતમ્ય થવાનો સંભવ દેખાતો નથી, કારણ આ સભાના સભાજનો સાક્ષર હોવાથી આ વિષયના નિર્વાહમાં તારતમ્ય કરે એવું જ અનુમાન છે. બાકી સભાથી બહાર નીકળશો તેની સાથે જ એવાં મનુષ્યો મળશે કે જેઓ ગમે તો ગુજરાતી સાહિત્યને દેશકાલના ઉદય માટે નિરર્થક ગણશે, ગમે તો સાહિત્યમાત્રને વૈદિયાં ઢોરને માટે ગામ આગળ કહાડેલી ગોચર જમીન જેવી ગણશે, કોઈ વળી એવું ગોચર કહાડી નાંખી એટલી જમીનમાં ખેતી કરવી યોગ્ય ગણશે; અને ગમે તો કોઈ વ્યવહારકુશળ અને દેશાભિમાની મનુષ્યો એટલે સુધી કહેશે કે આવી સભાઓમાં આપણે કાળક્ષેપ અને શક્તિનો વ્યય કરીએ તેના કરતાં કાંઈ વધારે લોકોપયોગી કામમાં ચિત્ત ઘાલીએ તો દેશનું કલ્યાણ થાય. આ સર્વ ચર્ચાઓ, લોકોમાં સભા બહાર હો અને આપણી સભામાં તેની અસર પ્રાપ્ત થાય ત્યાં સુધી સાક્ષરસભામાં આ અક્ષરવિરોધનો પ્રતિકાર કરવાનું કારણ નથી.

*

પ્રેમાનન્દની, સામળની અને દયારામની કવિતાઓમાં સ્ફુરતા માનુષ વ્યવહારના સ્વરૂપ એ કવિઓના જેવું ભાન પ્રાપ્ત કરવામાં આવશ્યક છે. શૈલી અને વર્ણ્યવસ્તુના ઉત્કૃષ્ટ સ્વરૂપ આપણે ચાર અક્ષર જાણનારાઓને પ્રિય લાગે તે સ્વાભાવિક છે, અને તેથી આપણા સાહિત્યનો ઉત્કર્ષ સાધે છે. પરંતુ તે જ રસનું આપણા લોકોના રસની ભાવનામાં કાંઈક અવતરણ કર્યા વિના આ ઉત્કર્ષ લોકમાં પ્રસરવાનો નથી. એ અવતરણ કેવી રીતે કરવું તેનાં દૃષ્ટાંત નરસિંહ મહેતાની અને અખાની વાણીમાંથી જડશે; કારણ તેમણે તેમના કાળના લોકોના હૃદયવિકાસો સર કર્યાં હતાં.

—ગોવર્ધનરામ ત્રિપાઠી
પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી

૨

**"સમષ્ટિ શ્રેય માટે વ્યષ્ટિપ્રવૃત્તિ"**

આ રીતે સાહિત્યની અભિવૃદ્ધિમાં સર્વની પ્રવૃત્તિને સ્થાન મળે છે. સાહિત્યના ક્ષેત્રમાં કોઈનો અધિકાર નથી. સર્વનો સહકારી ઉદ્યમ ઇષ્ટ છે. સત્યનું મંદિર જ્યારે

બંધાય છે ત્યારે કોઇ સત્સંગી ઇંટો ઊપાડી કે તગારાં વહી શરીર વહેવરાવે છે; કોઇ સત્સંગી પત્થર ઘડે છે, વ્હેરે છે કે કોરે છે; કોઇ ઇમારત આંકે છે, તો કોઇ પાયા ખોદે છે, કોઇ ચણતર ચણે છે, તો કોઇ ચિત્રનું કામ કરે છે; કોઇ સર્વના ઉપર દેખરેખનો ભાર ઊપાડે છે, તો કોઈ ધુરંધરનો ભાર માથે લે છે. સર્વ પોતાના ગજા પ્રમાણે કાર્યભાગ બતાવી ઉત્સાહ પ્રદર્શિત કરે છે. એ નાનામોટા સૌએ પુણ્યના સરખા અધિકારી છે. સર્વ કર્મના સાક્ષી પરમ પુરુષની દૃષ્ટિમાં સૌનો પ્રયાસ સરખો આવકાર પામે છે. એ ભારવાહક, એ કર્મકાર, એ શિલ્પી, એ સૂત્રકાર, એ સમવેક્ષક, એ ધનદાતા, સંસારી પાળા કે સાધુ: સૌ આ મહાન કાર્યમાં પોતાના વ્યષ્ટિજીવનને સમષ્ટિ જીવનમાં હોમે છે. આવી સ્વધર્મપરતા, આવી સમષ્ટિઐક્યની ભાવના આપણું સાહિત્ય મંદિર બાંધવાને સરસ્વતીના સત્સંગીઓમાં ઇષ્ટ છે. કાર્યક્ષેત્ર ક્યાં ન્હાનું છે? સૌને પોતપોતાની યોગ્યતા અનુસાર પ્રવૃત્તિના અનેક માર્ગો ખુલ્લા છે. સ્વલક્ષણવતી કવિતા રચવાની પ્રતિભા ધરાવનાર કવિને ઘણા પ્રદેશ અક્ષુણ્ણ છે; તેમાં જ તે ઘૂમે એમાં સાહિત્યને લાભ છે. જેનાથી સ્વકલ્પિત લેખ નથી લખાતો, તેને માટે બીજી ભાષામાંથી અનુવાદનો માર્ગ ઊઘાડો છે. કેવળ સ્વભાષાનિષ્ઠને સ્વભાષામાં ઘણુંએ કરવાનું છે. અનેક પુસ્તકો ઉધઇ ખાય છે, અથવા પટારામાં કે પોથીમાં અંધારામાં પડ્યા છે, તેમનો ઉદ્ધાર કરવાનો છે. લોકગીત, લોકવાર્તા, રાસ અને પવાડા, સિક્કા ને શાસનપત્રો, શિલાલેખો ને પાળિયા, વળી ને દસ્તાવેજો સંગ્રહનારાના પ્રયત્નની વાટ જુએ છે; હૃદયચક્ષુથી જોનારને લોકના રીતરીવાજો, વ્હેમો અને રૂઢ સંસ્કારો અવલોકન માટે તૈયાર છે. વિદ્યાના રસિકને ન્હાનાંન્હાનાં પ્રદર્શનો માટે સાધનો ચોતરફ વેરાયલાં છે. પ્રતિમાવિધાન, ચિત્રવિધાન, સંગીતપરિચય આદિ અનેક કળાઓનો નિરાંતે એકાંતમાં અભ્યાસ થઈ શકે એમ છે. સરસ્વતીની સેવાના માર્ગ અનેક છે. જ્યારે દેવપૂજનના પ્રકાર આઠ જ છે, એકએક માર્ગ અનેક ઉપાસકોને યાવજ્જીવ વ્યાપૃત રાખે એવો વિશાળ છે. શ્રદ્ધાળુ સેવકોના લપનૂટ ધર્મદાયનું શ્રીજીના મુખવાસનું તાંબૂલ બને છે, તેમ પણ છે; ને વિદુરની ભાજી તથા સુદામાના તાંદુલ પણ ભગવાનને બહુ પ્રિય છે, તેમ પણ છે. સરસ્વતીદેવીને પણ સર્વ ઉપાસકોની ખરા હૃદયની સેવા સ્વીકાર્ય છે.

—કેશવલાલ ધ્રુવ:
બીજી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી

૩

ગુજરાતીદ્વારા શિક્ષણ

અંગ્રેજી શાળાઓમાં અપાતું અંગ્રેજી ભાષા સિવાયનું સર્વ જ્ઞાન ગુજરાતી ભાષા દ્વારા આપવાની અગત્ય વિશે મેં મારા વિચાર અનેકવાર દર્શાવ્યા છે. પણ હજુ તેનું કંઇ પણ ફળ થયું નથી અથવા ફલાશા બંધાય એવાં ચિન્હ પણ દીસતાં નથી. હવે જો એ વાત માલ વગરની કે સામાન્ય ગૌરવની હોત તો કદાચ તે હું મૂકી પણ દેત. પણ જેમ જેમ કાળ જાય છે, તેમ તેમ તેનું મહત્ત્વ મને વધારે વધારે લાગતું જાય છે.

*

જગતમાં કોઇ પણ સ્થળે સામાન્ય જ્ઞાન પરભાષામાં આપવાનો આપણા દેશના

જેવો વિપરીત શિક્ષણક્રમ નહિ હોય; વળી આગળ જ્યારે અંગ્રેજી કેળવણી બાલ્યાવસ્થામાં હતી, ત્યારે અંગ્રેજી શાળામાં પણ શિક્ષણ આપણી ભાષાદ્વારા અપાતું હતું. તે જમાનનાં ફળ જોડે વર્તમાન પ્રચારનાં ફળ સરખાવ્યાથી પણ મારી પ્રતીતિ દૃઢ થઈ છે.

*

આજના શિક્ષણમાં શીખેલા પુરુષોની કૃતિ, વિચાર, લેખ ઇત્યાદિમાં સામાન્ય રીતે જે મન્દતા અને નિર્માલ્યપણું કેટલીક વાર નજરે પડે છે, તેના કારણોમાંનું એક મજબૂત કારણ આ હાનિકારક પદ્ધતિ છે. એ પદ્ધતિ જેમ બને તેમ વહેલી પડતી મૂકી, અંગ્રેજી સિવાયના બધા વિષય માતૃભાષાદ્વારા શીખવવામાં આવે, તો વિદ્યાર્થીને પડતો શ્રમ કમી થઈ શાળાઓમાં ભણતા દરેક યુવાનના આવરદાનાં કમીમાં કમી બે ચાર અમૂલ્ય વર્ષ ઊગરે.

*

સર્વ જ્ઞાનનું દ્વાર માતૃભાષાને એટલે ગુર્જર ખંડમાં ગુજરાતીને આપણે બનાવી છે. અને એમ થઈ શકશે ત્યારે જ આપણા સાહિત્યમાં ખરો ગુજરાતીનો જીવ અને ઉત્સાહ આવશે.

—અંબાલાલ દેસાઈ :
ત્રીજી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી

૪

**આપણું કર્તવ્ય**

સાહિત્યની ઉન્નતિ એ સમાજની પ્રગતિ છે. અને સમાજની પ્રગતિ એ નવા નવા સાહિત્યને પ્રગટ કરાવી તેને વિસ્તારે છે.

*

મારા અભિપ્રાય પ્રમાણે, સાહિત્ય પરિષદોનો હેતુ એવો હોવો જોઈએ કે અભિપ્રાયોની ભિન્નતાનો વિચાર કરી, તેમાંથી સાધ્યરૂપ એકતા તારવી કહાડવી. ને પ્રત્યેક ગુજરાતી ભાષામાં અભિમાની વાચકો, લેખકો, આદિએ ભિન્નભિન્ન માર્ગે ન જતાં તથા પોતાની શક્તિઓ જુદે રસ્તે વીખરાવી ન દેતાં, સર્વસંમતિની તુલ્ય એક સાહિત્યસેવાની સિદ્ધિ રૂપ જે મંદિર-અથવા ઉદ્દેશ તેના પ્રતિ સાથે મળી સહગમન કરવું.

*

સાંપ્રત સમયે હિંદમાં એક પ્રકારની ભાષાની જાગૃતિ થયેલી છે. તેને અંગે દેશની જુદીજુદી ભાષાનાં સાહિત્યોના અનેકવિધ વિકાસો થવા માંડયા છે. ગુજરાતી ભાષાના સાહિત્યને આવે સમયે સમૃદ્ધ કરવું એ આપણું કર્તવ્ય છે, ને સારુ હિંદની આગેવાન સાહિત્યપરિષદોના સમાગમમાં આવવાની અને તેને ભાષાનાં સાહિત્યનો વિશેષ પરિચય કરવાની જરૂર છે.

—રણછોડભાઈ દવે :
ચોથી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી

૫

નવીનયુગનું સાહિત્ય

આ નવીનયુગના સાહિત્યનું દર્શન વધારે નજીક જઇને કરતા પહેલાં એક સામાન્ય વિચાર આ સ્થળે નોંધવા જેવો છે. ઉપર આપણે પ્રાચીનઅર્વાચીન એમ બે પેટા વિભાગ ગુજરાતી સાહિત્યના કર્યા, અને અર્વાચીનના બે પેટા વિભાગ જોયા, ઇ. સ. ૧૮૮૦ પૂર્વનું સાહિત્ય અને પછીનું; આ બેમાંના પ્રથમને અર્વાચીન સાહિત્યનો પૂર્વાર્ધ અને બીજાને ઉત્તરાર્ધ એ સંજ્ઞાથી ઓળખીશું. આ ત્રણ વિભાગનાં સ્વરૂપ જોતાં જણાશે કે પ્રાચીન અને અર્વાચીન સાહિત્યપૂર્વાર્ધ એ બે વચ્ચે વિષયભેદ અને કાંઇક અંશે રૂપભેદ થયો ખરો. છતાં પ્રાચીનથી તદ્દન વિચ્છેદ કરીને એ અર્વાચીન પૂર્વાર્ધનું સાહિત્ય પ્રવૃત્ત થયું નથી; ત્યારે અર્વાચીન ઉત્તરાર્ધનું સાહિત્ય તે તો અર્વાચીન પૂર્વાર્ધના સાહિત્યથી પણ તદ્દન વિચ્છિન્ન થઇને કોઇ નવા પ્રદેશમાં નવી જ ફલંગો મારતું ચાલ્યું છે, તો પછી પ્રાચીનથી તદ્દન વિચ્છેદ થયો છે તેની તો વાત જ શી? આ સ્થિતિ શું સૂચવે છે? સાહિત્યના વિભાગમાં ઉત્ક્રાન્તિના તત્ત્વનો ત્યાગ થયો? ભૂત ઉપર ભાવિનો પાયો ચણાય એ નિયમ અહિં પ્રવૃત્ત કેમ ના થયો? આ આભાસી નિયમભંગનું સમાધાન જડે એમ છે. પ્રાચીન અને અર્વાચીનમાં ભેદ પાડનાર કારણબળ પાશ્ચાત્ય નવીન જ્ઞાનપ્રકાશ હતો; તે જ જ્ઞાનપ્રકાશ અર્વાચીન ઉત્તરાર્ધનું સ્વરૂપ બાંધનારું પ્રવર્તક કારણ હતું, પ્રથમનામાં એ કારણબળ કાંઇક સંકોચયુક્ત અને પ્રાચીન તરફ નજર નાખનારું હતું, પાછળનામાં તેમ ના હોઇ અપૂર્વ સ્વતન્ત્ર દૃષ્ટિ અને પ્રવૃત્ત રાખનારું બળ નવીન રૂપનું જ બન્યું હતું. આથી કરીને પ્રાચીન તરફ દૃષ્ટિ નાંખ્યા છતાં એ પ્રાચીન વિષયોનો તો સંગ્રહ કરીને પણ તદ્દન નવીન દૃષ્ટિ અને નવીન સ્વરૂપ એ વિષયોને આ નવીન યુગના સાહિત્યમાં અર્પાયાં છે. હાલના નવીન યુગનો આરંભ ઇ. સ. ૧૮૮૦થી થયા તે વખતથી અંગ્રેજી, ફારસી અને સંસ્કૃત સાહિત્યની ઊંચા પ્રકારની પ્રેરણાથી એ યુગનું સાહિત્ય અનુપ્રાણિત થયું. આ સ્થિતિમાં પ્રાચીન જોડે વિચ્છેદ થયો તે માત્ર સ્થૂલ કાલ તથા સ્વરૂપના સંબંધનો જ; બાકી પ્રેરક બળોની કાર્યપૂર્તિ આ પરિણામને અંગે તપાસીશું તો ઉત્ક્રાન્તિનિયમનો ભંગ થયો છે જ નહિં. પ્રાચીન અંશોનો કાળબળે ત્યાગ અને નવીનનો સ્વીકાર એ ક્રિયા તો વિકાસવ્યાપારનું અંગ જ છે. કોઇ દેશની ભૂમિમાં અમુક કાળ સુધી અમુક જાતની ધાન્યફલ ઇત્યાદિની સમૃદ્ધિ નીપજતી જોવામાં આવે, પછી કોઇ અણધાર્યા નવીન સંજોગો પ્રગટ થઇને નવીન કારણસામગ્રી પ્રગટ થાય: ધરતીના પડની અંદરના કમ્પાદિક સંચલનોને પરિણામે નવા જલપ્રવાહ એ ભૂમિમાં વહેવા લાગે અને એ પ્રવાહની સાથે નવા પ્રકારની માટી, કાંપ, ઇત્યાદિ સામગ્રી ઘસડાઇ આવે, નવાં બીજ ઘસડાઇ આવે; વાતાવરણમાં પણ પવનો બદલાઇ નવાં બીજ ઊડીને આવી તે ભૂમિમાં પડે;–આ ફેરફારોથી નવીન ફલ, પુષ્પ, ધાન્ય, એ જ પ્રકારની કાંઇક ક્રિયા આપણા સાહિત્યના નવીન યુગની ઉત્પત્તિને અંગે પ્રવર્તમાન થયેલી જણાય છે. વળી આ પ્રકારની નવાં બળોની ક્રિયાનો વ્યાપાર સાહિત્ય ઉપર બીજી આડકતરી રીતે પણ થવાથી આ નવીનતા પ્રગટ થઇ છે. ઉપર સૂચવેલાં નવા જ્ઞાનસંસ્કારનાં બળોએ પ્રજાના જીવનમાં, પ્રજાની ભાવનાઓમાં, ઉલ્લાસોમાં, આકાઙ્-

ક્ષાઓમાં, નવો જ ફેરફાર કર્યો છે; (પછી તેમાં અનિષ્ટ અંશો પ્રવેશ પામ્યા હોય તે જુદી વાત). તો સાહિત્ય તે પ્રજાજીવનનું પ્રતિબિમ્બ આપનારું સ્વરૂપ છે તે દૃષ્ટિએ જોતાં પણ આ નવીનતાનો ખુલાસો જડશે. યુરોપના દેશોનાં સાહિત્યમાં જોવા જશો તો આ પ્રકારની જ વ્યાપારક્રિયા ચાલેલી જણાશે. અલબત્ત, એટલું તો સ્વીકારવું પડશે કે આપણા હાલના નવીન યુગના સાહિત્યમાં કેટલીક કૃત્રિમતા છે, ખાસ કરીને Fiction-કલ્પિત કથામાં એ નજરે પડે છે. પણ એ કૃત્રિમતાનો અંશ તો આપણા યુગનો જ દોષ છે એમ નથી. બાણભટ્ટની 'કાદમ્બરી' મા ને સામળ ભટ્ટની વાર્તાઓમાં પોતપોતાના સમયનાં સંસારચિત્ર પડ્યાં છે એ સ્વરૂપદર્શન સર્વાંશે ખરું લાગતું નથી. એમાંનાં ચિત્રો તે તે સમયની સમાજસ્થિતિનાં પ્રતિબિમ્બ હોવા કરતાં કવિની હૃદયની ઇચ્છાથી ઉત્પન્ન થયેલાં, કલ્પનાએ ઘડેલાં, કૃત્રિમબિમ્બો હોવાનો સંભવ વધારે છે. તો પણ જ્યારે હાલના સાહિત્યમાં મુખપૃષ્ઠ ઉપર કેટલીક કથાઓમાં 'આધુનિક સંસારનું ચિત્ર' એમ જોઈએ અને વાર્તાની અંદર એ સંસારમાં કદી નજરે ન પડે એવાં બનાવો, સંસ્થાઓ, પ્રકૃતિઓ આલેખાયલાં દેખિયે ત્યારે તો કૃત્રિમતા કરતાં પણ વધારે ભારે અસત્યતાનો દોષ પ્રવિષ્ટ થાય; અને એવા પુસ્તકો હાલના વખતમાં દેખા દે છે ખરાં, તે દૂષણરૂપ ગણીશું. આ પ્રકારના ઉદાહરણો બાદ કરીને પણ હાલના સાહિત્યમાં કૃત્રિમતા કોઈકોઈ વાર એટલી બધી છે કે ભવિષ્યકાળનો ઇતિહાસલખનાર એ કૃત્રિમ સ્વરૂપને આજૂ જન-મંડળની સ્થિતિના પ્રતિબિમ્બરૂપે માનવાનો ભ્રમ કરે તો નવાઈ નહિ. એટલે અત્યારે આપણે આ સાહિત્યને ઇતિહાસની સત્યદર્શક સામગ્રી તરીકે સ્વીકારવામાં કાંઈ ભય છે એ ચેતવણી ભવિષ્યના ઇતિહાસકારને આજ આપી મૂકીશું તો એક પ્રકારની સત્યસેવા થશે.

નરસિંહરાવ દીવેટિયા :
પાંચમી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી

૬

વિચારકણિકાઓ

વિદ્વાનો જો ટીકા કરવાને બદલે તળપદા ને પ્રાન્તિક શબ્દોને પસંદ કરે, તો તેમનું અનુકરણ બીજાઓ જરૂર કરશે.

*

જે લેખકો પોતાને લેખકો મધ્યો છપાવે તેમને ઉત્તેજન મળતું નથી, તેથી ઘણા લેખો પ્રતો તેમની પેટીઓમાં પડ્યા રહે છે, સારા લખનારને પણ છપામણી ખરચ કાઢવા સારૂ કે પુસ્તકો છપાવવા માટે ભીખ માગવા જવું પડે, અથવા લોકોને કરમાવવા પડે, તે ઇચ્છવા લાયક નથી.

*

ગુજરાતી ભાષાનું ઉત્તમ ને મોટું વ્યાકરણ તૈયાર કરવાની અગત્ય છે.

*

સાહિત્ય પરિષદ તરફથી એક માસિક પ્રસિદ્ધ થવું જોઈએ, તેમાં નવાં પુસ્તકો બહાર પડે તેમનું નિષ્પક્ષપાતથી સંભાળ વિવેચન થવું જોઈએ.

*

માતૃભાષા ઉપર અભાવ ન રાખો; હલકી ગણી તેને તુચ્છકારો નહિં, તેનો ઊંડો અભ્યાસ કરો, અને તેને સમૃદ્ધ કરવાના ઉપાય લો. માંહોમાંહેની તકરાર સમાવી દો, આપસઆપસમાં તડ પડે અને વિદ્વાનોના વાડા જૂદા બંધાય એ કોઇ રીતે ચહાવા લાયક નથી.

—હરગોવિંદદાસ કાંટાવાળાઃ
છઠ્ઠી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી

૭

## ગુજરાત યુનિવર્સિટી

હાલમાં, હિન્દુસ્તાનમાં કેળવણીની પ્રગતિ પૂર જોસમાં ચાલી રહી છે. ઉત્તરમાં ઘણે સ્થળે નવીનવી યુનિવર્સિટીઓ અસ્તિત્વમાં આવી છે. ગુજરાતમાં પણ એક યુનિવર્સિટી હોવી જોઇએ એ વિચાર અત્યારે આખા ગુજરાત પ્રાન્તને તેમ જ કાઠિયાવાડને સંમત હોવો જોઇએ. જ્યાં સુધી આપણી જરૂરિયાત સાધે એવી યુનિવર્સિટી નથી, ત્યાં સુધી ગુજરાતી ભાષાના વિકાસને તેમ જ આપણા જ્ઞાનનાં સર્વ અંગોને આપણી ઇચ્છાનુસાર આપણે પુષ્ટિ આપી શકીશું નહિં એ દેખીતું જ છે. અમદાવાદ એ ગુજરાત અને કાઠિયાવાડનું મધ્ય સ્થળ છે. વ્યાપારમાં, જ્ઞાનમાં, ને બીજી દરેક પ્રવૃત્તિમાં તે ઘણું આગળ પડતું છે. આવી યોજનાને પાર ઊતારે એવા વિદ્વાનો તથા ધનાઢ્ય પુરુષો એમાં વસે છે. કાઠિયાવાડનાં રાજ્યો તરફથી પણ આ યોજનાને સહાયતા મળવાનો સંભવ માની શકાય.

*

આને માટે માત્ર ઠરાવો કરી સંતુષ્ટ થવાનું નથી. તે સત્વર અને અવશ્ય અમલમાં મૂકાય એવાં પગલાં ભરાય નહિં ત્યાં સુધી સંગીન કાર્ય સિદ્ધ થયલું કહેવાય નહીં.

*

મ્હૈસુર જેવા રાજ્યમાં પોતાની યુનિવર્સિટી છે, તો વડોદરા રાજ્ય માટે વડોદરામાં જૂદી યુનિવર્સિટી હોવી ઇષ્ટ છે. વ્યાપારી કેળવણી, ઔદ્યોગિક કેળવણી, ને વિજ્ઞાનની વ્યાવહારિક કેળવણી, તેમ જ ખેતીની કેળવણીથી જ્ઞાનમાર્ગ સર્વદેશીય થશે અને સમસ્ત પ્રજાનું શ્રેય થશે.

*

આ બે કે બેમાંથી એક યુનિવર્સિટી સ્થપાશે તો માતૃભાષાદ્વારા કેળવણી આપવાના વિષયનું એની મેળે જ નિરાકરણ થઇ જશે. એ વિષે આપણે કોઇની ભીખ માગવાની રહેશે નહીં.

—કમળાશંકર ત્રિવેદી :
સાતમી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી

૮

## ગુજરાતી સાહિત્યમાં વિવેચનની સંપત્તિ

વિવેચનનાં સ્વરૂપ અને હેતુ વિષે આમ કાંઇક દિગ્દર્શન કર્યા પછી ગુજરાતી સાહિત્યમાં વિવેચનની સંપત્તિ કેટલી છે તે વિચારમાં લઇશું. નવલરામે વિવેચનસાહિત્ય ઉત્પન્ન

કરવા માંડ્યું ત્યાર પછી તે બંધાયું. પરંતુ હાલ વિવેચનસાહિત્ય બહુધા દેખા દેતું નથી. એક વેળા એવો સમય હતો કે માસિક અને ત્રૈમાસિક પત્રો વિવેચનકાર્ય એ પોતાની ફરજ ગણતાં અને એ રીતે કેટલું વિવેચનકાર્ય થયું છે. પરંતુ એ માર્ગનું પણ ઝાઝું અનુસરણ હવે થતું નથી. આનું કારણ જોતાં કદાચ એ કલ્પના થશે કે ગુજરાતના લેખકોને વિવેચનની બહુ કદર નથી. પરંતુ આ વિચાર એક પક્ષે જ ખરો છે. પ્રશંસાત્મક વિવેચનની ઘણી કદર થાય છે તે પુસ્તકો માટે અભિપ્રાય (અર્થાત્ પ્રશંસાત્મક અભિપ્રાય) માટે ઘણી માગણીઓ થાય છે એ ઉપરથી સ્પષ્ટ થાય છે. પ્રશંસાત્મક વિવેચન માટે સાધારણ રીતે ઉત્સુકતા પ્રવર્તમાન છે, પણ અપ્રશંસાત્મક વિવેચન તરફ અણગમો સાધારણ છે; અને માત્ર લેખકો આ નિર્બળતાને વશ છે એમ નથી, પણ વાચકવર્ગમાં જે લેખક તરફ રુચિ ઉત્પન્ન થઈ હોય તેનાં ઉદાર વખાણ વાચકોને પસંદ પડે છે, અને તેના દોષ અથવા ન્યૂનતા દર્શાવનાર ટીકા તરફ વાચકવર્ગને બેદરકારી હોય છે. વાચકવર્ગની નિર્મર્યાદ પ્રશંસાની અસર લેખકો ઉપર પણ થાય છે અને માત્ર પોતાની પ્રશંસા હોય એવા વિવેચનની તેઓ આશા રાખે છે. અને લેખકની કૃતિમાં રહેલા દોષ દર્શાવ્યા હોય એવું વિવેચન લેખકનું અપમાન કરે છે એમ વાચકવર્ગ માને છે, અને તેને લીધે લેખકવર્ગ પણ એવી માન્યતાની ભૂલમાં પડે છે. આનું એક પરિણામ એ થયું છે કે અમુક વર્ગ, કોમ, કે જાતિ લેખનકળામાં પછાત હોય તો વિવેચકોએ તેમના લેખકમાંના દોષ દર્શાવવા નહિ પણ ગુણ જ દર્શાવવા. એવા લેખકોને ઉત્તેજન આપવાનો માર્ગ છે એમ કહેવામાં આવે છે એવા લેખકોને ખરા માર્ગે મૂકવા સારુ તેમની કૃતિની યથાર્થ પરીક્ષા કરવી જોઈએ: અને એ જ તેમને ઉત્તેજન આપવાનો ખરો માર્ગ છે એ મોટી વાત ઘણી વેળા ધ્યાનમાં આવતી નથી. લેખકની કૃતિમાંના દોષ દર્શાવવા તેનો અર્થ એ નથી કે લેખક દુષ્ટ છે અથવા મૂર્ખ છે એમ કહેવું, પણ જ્યાં ગુણ હોય ત્યાં તે પ્રકટ કરવા નહિ એ જેમ વિવેચનના કાર્યમાં અયોગ્ય છે તેમ દોષને દોષરૂપે પ્રકટ કરવા નહિ, દોષ ઉપર ધ્યાન ખેંચવું નહિ એ પણ અયોગ્ય છે; અને લેખકોના દોષનું દર્શન સહન કરવાની વાચકવર્ગમાં તેમ જ લેખકવર્ગમાં શક્તિ આવશે નહિ ત્યાં સુધી વિવેચનસાહિત્ય સુદૃઢતાથી બંધાશે નહિ. જેમ દોષદર્શન હદપાર જવું જોઈએ નહિ તેમ ગુણદર્શન પણ હદપાર જવું જોઈએ નહિ. ગુણ હોય ત્યાં તેના કથન ઉપરાંત વિવેચક પોતાનું સમતોલપણું ખોઈ બેસે અને લેખકની અત્યુક્તિભરેલી પ્રશંસા કરે તેથી પણ મર્યાદાની અવધિનો ભંગ થાય છે અને વિવેચકની કિંમત નષ્ટ થાય છે. હાલ આપણા સાહિત્યમાં લેખકોના ગુણદોષની પરીક્ષા આ રીતે સમતોલપણા વગરની થાય છે. એથી યથાર્થ વિવેચનસાહિત્યની પ્રજામાં કિંમત નથી. યથાર્થ વિવેચન વિના કૃતિ કસોટીમાં ઊતરી શકતી નથી, અને સુવર્ણને અગ્નિમાં નાખી કરવાની જે પ્રકારની પરીક્ષા, જે કાલીદાસે આવશ્યક કહી છે, તેનો અમલ થતો નથી.

ત્રૈમાસિક અને માસિક પત્રોની વિવેચન સંબંધે જે ખાસ ફરજ છે તે અદા કરવાને તેઓ ચૂકશે નહિ. અને ગુણદોષનું કથન નિષ્પક્ષપાત રીતે તથા કુશળતાથી તેઓ કરશે, અને અતિપ્રશંસાના અથવા દોષદૃષ્ટિના ભ્રમમાં ન પડતાં તેઓ વિવેકથી તથા

ઉહાપણથી ગ્રંથપરીક્ષા કરશે અને એ રીતે વિવેચનસાહિત્ય બાંધવામાં સહાયભૂત થશે એવી આશા રાખીશું.

–રમણભાઈ નીલકંઠ :
આઠમી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી

૯

**જીવન અને સાહિત્યસર્જન**

કવિ મિલ્ટને કહ્યું છે કે કવિ થવા માટે કવિનું જીવન એક કાવ્ય હોવું જોઇએ. અને એમ હોય તો વ્યષ્ટિ–સમષ્ટિન્યાયે આ પણ સત્ય નથી કે જનસમાજના હૃદયમાંથી કાવ્ય ઉદ્ભવવા માટે જનસમાજ પોતે કાવ્યરૂપ હોવો જોઇએ? અને કાવ્યરૂપ હોવું એટલે Ethic, Dramatic અને Lyric ત્રણે તત્ત્વોથી ભરપૂર હોવું; અર્થાત્ એના જીવનમાં વીર અને અદ્ભુત પ્રધાન મહાકાવ્યોના સગોત્રી સર્જાવવા જોઇએ. એનાં પાત્રોમાં વિશિષ્ટતા, વિવિધતા અને અલૌકિક સંવિધાનભર્યાં જીવનનાં નાટકો–અનુકરણ નહિં, પણ ભાવનાચિત્રો પ્રકટ થવાં જોઇએ, તથા એનું હૃદય રસના ઊછાળાથી ઊભરાવું જોઇએ. આ અત્યારે આપણા જીવનમાં છે? આવું જીવન હોય અને તે પુષ્કળ હોય તો તેમાંથી સાહિત્યનાં ધોધ કાંઇ નહિં તો જોસદાર ઝરણાં વહ્યા વગર રહે નહિ, પણ તે...વહે છે?. આત્મજુગુપ્સાના દોષ વિના, અને વિષાદને વશ થયા વિના, આપણે કહી શકીએ છીએ કે જગતને ચકિત કરે કે મોહ પમાડે એવી ભવ્યતા કે સુન્દરતા હજી આપણા જીવનમાં આવી નથી, આપણા જીવનમાં વિશિષ્ટતા કે વિવિધતા નથી, જે છે તે ઘણું સામાન્ય. commonplace અને એક તેવું બીજું છે; અને આપણી વૃત્તિઓ પણ નચિકેતાના બાપે યજ્ઞનાં દાનમાં આપી હતી તેવી દૂબળી, ઘરડી અને વસૂકેલી ગાયો જેવી છે. આવી સ્થિતિમાં સાહિત્યની લક્ષ્મી–સાદો મરાઠી શબ્દ વાપરીએ તો–'ભરભરાટી' કયાંથી સંભવે? અત્યાર સુધી તો મોહનિદ્રામાંથી જાગી, આંખો ચોળી ઊંઘ ઊરાડી, આસપાસ દષ્ટિ ફેરવવામાં અને બહુ તો પથારીમાંથી ઊભા થવામાં આપણો વખત ગયો છે. પરાક્રમને પન્થે તો પ્રજા હજી હવે જ ચઢે છે. ઉત્થાનકાળની ઝાડી અને ડુંગરાની કરાડોમાંથી પસાર થઇને શાન્તિની અધિત્યકાએ પહોંચ્યા વિના સાહિત્યનો યુગ જામતો નથી. જગતના સાહિત્યસમુલ્લાસના સુપ્રસિદ્ધ મહાન યુગો એક જ મહાનિયમ પોકારી રહ્યા છે કે, ક્ષોભમન્થન–વિગ્રહ એ વિના ખરી શાન્તિ નથી, અને શાન્તિ વિના સાહિત્ય નથી. આમ ક્ષોભ અને શાન્તિ ઉભય પરસ્પરવિરુદ્ધ દીસતાં કારણોમાંથી સાહિત્યનાં અમૃત નીકળે છે. જડ જર્જર જીવનનો નાશ એ જીવનના પુનરુલ્લાસ માટે આવશ્યક છે.

–આનન્દશંકર ધ્રુવ :
નવમી સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી

૧૦

**સાહિત્ય અને સમાજ**

નાટકનો ખરો ઉપયોગ તો સમાજનાં બન્ધનો તોડવામાં થવો જોઇએ. આજ વર્ષોથી ગુજરાતી સમાજ અનેક હાનિકારક રૂઢિનાં અને ખોટાં ધાર્મિક બંધનોની અંદર સબડી

[ અનુસંધાન પૃ. ૨૧૨ ]

પૂરેપૂરો ન જ આવી શકે. પણ તે કાર્ય જે અથાગ ભાષાભક્તિથી કૃષ્ણલાલભાઇએ કર્યું છે તે ખરેખર ઊંચી માનવૃત્તિને પાત્ર છે.

પણ ગુજરાતી ભાષા અને સાહિત્યમાં જે ફારસી વગેરેનો હિસ્સો અને પરસંસ્કાર પડયા છે તેનો યથાર્થ ખ્યાલ તો આપણને કૃષ્ણલાલભાઇની પ્રસંગોપ્રસંગની વિવિધ લેખમાળાથી અને 'મીરાંતે અહમદી'જેવી અતિ ઉપયોગી ઇસ્લામી ગુજરાતની ઇતિહાસ-કૃતિના અનુવાદથી થાય છે. ગુજરાતના ઇતિહાસલેખનની સામગ્રીમાં આ સામગ્રી બહુ જ કીમતી છે.

પણ સાહિત્યકાર કૃષ્ણલાલભાઇની વિવિધ પ્રકારની કૃતિઓની પાછળ રહેલી એમની ઉદારચરિત માનવતા પણ એટલી જ માનને પાત્ર છે એમનો આનંદી અને મમતાળુ સ્વભાવ, એમની નિડરતા અને અજાતશત્રુતા, વિવિધ જાહેર સંસ્થાઓના પ્રમુખ તરીકેની એમની નિષ્પક્ષપાતી વૃત્તિ અને ધંધાદારી થઈ ગયેલા મોટા ટ્રસ્ટીઓમાંથી જૂદી જ તરી આવતી તેમની નિષ્કામ અને પારદર્શક પ્રામાણિકતા : આ સૌ કૃષ્ણલાલભાઇની માનવતાની મહત્તા સિદ્ધ કરે છે.

—શંકરપ્રસાદ રાવલ :
ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ ભાગ ૨ ( અપ્રસિદ્ધ )

*

મહાત્મા ગાંધીજી

એ ગાંધીજી છે કોણ ?

એ પ્રશ્ન ગંભીર છે; એનો જવાબ 'નવજીવન' ને 'યંગ ઇન્ડિયા' આપશે, સરકારની મિનિટો ને ખાનગી મુસદ્દાઓ આપશે, હિન્દનું હાલનું જીવન ને ભવિષ્યનો ઇતિહાસ આપશે. એ પ્રશ્ન પૂછનાર પાઇલેટની માફક પ્રશ્ન પૂછી ચાલ્યો જઇ શકશે નહીં:

એ ગાંધીજી છે કોણ ?

તે યોગી છે, **वीतरागभयक्रोध** છે, સામાન્ય હૃદયની ઊર્મિઓ ને આકાંક્ષા એમનામાં વિરમી ગઇ છે. એમનામાં ભાવનાથી, સ્વદેશપ્રેમવી નિરાળી અસ્મિતાનો લોપ થયો છે; ઇશ્વરી મહાતત્ત્વોની માફક, વિજળીની માફક, સાગરની માફક તે નિર્વિકાર છે; અનન્ત કર્તવ્યપરાયણતામાં સદા એ મચી રહે છે. તેમની બુદ્ધિ નિર્મળ છે. માત્ર સત્ય જ પેખવાની તેમને લાલસા છે.

તે સ્વાશ્રયનો અવતાર છે-પોતાને, દરેકને, દરેક રાષ્ટ્રને **आत्मन्येव आत्मना तिष्ठ** રાખવા માંગે છે. દરેક સ્ત્રીપુરૂષ પોતાના જેટલું તૈયાર કરી પહેરે ઓઢે, ખાય પીએ, દરેક રાષ્ટ્ર પોતાને જોઇતી ચીજો ઊપજાવે ને તેનો ઉપભોગ કરે આ એમનો મહામંત્ર છે. તેને પરિણામે તે રાષ્ટ્રીયતાના પરમ ભક્ત છે; પરદેશી સામગ્રીને સંસ્કૃતિઓના

# સર્વોત્તમ મીરા નોવા ટૂથ બ્રશ




દાંતને દરેક બાજુમાંથી સાફ કરે છે એના વાળ ઉત્તમ જાતના હોવાથી મજબુત અને સફાઇબંધ રહે છે. આપનુ બ્રશ 'મીરા' જ હોવું જોઇએ.

મી રા




મી રા

## મીરા ડેન્ટલ ક્રીમ

તમારા અમૂલ્ય દાંતના રક્ષણ માટે વાપરો.
બધે ઠેકાણે મળે છે. આજે જ ખરીદો.

# હીલ ઇલીયોટ ઍન્ડ કું. લી.

શેનક હાઉસ, મેડામ રોડ, મુંબઇ.

પરત્વે સવિશેષ છે. એ સમયમાં અંગ્રેજી નાટકોમાં પણ ખાસ શેક્સ્પીયરનાં જ વધુ વંચાતાં અને એ નાટકો બ્લેંકવર્સમાં કવિતામાં હતાં તો પણ ગુજરાતી નાટકે તો સંસ્કૃત નાટ્ય પ્રણાલીને અનુસરી ગદ્યપદ્યમિશ્રિત સ્વરૂપ સ્વીકાર્યું. અંગ્રેજી નાટકોમાં પાંચથી વધુ અંકો નથી હોતા પણ 'પ્રતાપનાટક' 'રાઈનો પર્વત,' 'વીરમતી' 'કાન્તા' જેવાં નાટકોમાં અનેક અંકો દેખાય છે તે નવનવ દશદશ અંકો સુધીની છુટ રાખનાં સંસ્કૃત નાટકની જ અસર લેખાવી જોઇએ. વળી 'લલિતાદુઃખ દર્શક' ને 'કાન્તા' જેવા જૂજ અપવાદ બાદ કરતાં બધાં ગુજરાતી નાટકો સુખાન્ત જ જણાય છે તે પણ સંસ્કૃત નાટકની અસરનું પરિણામ છે. 'કાન્તા' 'રાઈનો પર્વત' જેવાં નાટકોમાંની સંસ્કૃત નાટકમાંના શ્લોકો, જેરી કવિના 'દ્રૌપદી દર્શન,' 'જય કુમારનો વિજય,' પ્રતાપનાટક' અને બીજાં અનેક નાટકોમાં તેમ જ રંગભૂમિનાં નાટકોમાં નાન્દી, આમુખ સૂત્રધારાદિથી થતો આરંભઃ વિષ્કંભક, ભરતવાક્ય પતાકાસ્થાન જેવા 'પ્રતાપનાટક' 'કાન્તા' તથા 'રાઈનો પર્વત' જેવા નાટકોમાં પ્રયોગોઃ 'કાન્તા' માંની સંવાદશૈલી તેમ જ વિક્રમોર્વશીય ને માલતીમાધવની અસર સ્પષ્ટપણે બતાવે તેવો ત્રીજા અંકનો સુરસેનનો ઉન્મત્ત પ્રેમપ્રલાપ: આવી અનેક બાબતો આપણા ગુજરાતી નાટક પરની સંસ્કૃત નાટ્યપ્રણાલીની અસર નિઃશંક દર્શાવે છે. પ્રેમાનંદનાં કહેવાતાં ત્રણ નાટકો (પાંચાલી પ્રસન્નાખ્યાન, સત્યભામારોષદર્શિકાખ્યાન, તપત્યાખ્યાન) તો ભરત નાટ્યશાસ્ત્રના બધા નિયમો પાળીને ગુજરાતીમાં નાટક લખવાની તેના કર્તાની મનીષાનું જ ફળ લાગે છે.

પણ આ સંસ્કૃત નાટ્યપ્રણાલીની અસર પણ અંગ્રેજી નાટકના જેટલી ઉંડી ને વ્યાપક નથી, એ સમજવું મુશ્કેલ નથી. વીસમી સદીની શરૂઆત પછીનાં નાટકો પર તો એકલી અંગ્રેજી નાટ્યપ્રણાલીની અસર છે, પણ તેની પહેલાંનું પણ પ્રેમાનંદનાં નાટકો સિવાય કોઇ પણ નાટક લો અને સંસ્કૃત નાટકના બીજાદિ અર્થ પ્રકૃતિઓ તથા સંધિઓ ઇ. નાં ધોરણો તેમ જ નાટ્યનાયિકાના પ્રકારભેદો એમને લગાડી જુઓ. ફ્રાયટેગ કે કર્ટૅનાનો આશરો લીધા વિના સંસ્કૃત નાટકના બંધારણનાં ધોરણો બંધબેસતી રીતે કોઇ પણ ગુજરાતી નાટકને ઘટાવી શકાશે જ નહિ. એ જ બતાવી આપે છે કે ગુજરાતી નાટક એ સંસ્કૃત નાટકને બદલાઇને બેઠો કરતાં અંગ્રેજી નાટકની વધુ પ્રબળ અસરનું જ સંતાન છે. જે રંગભૂમિને અનકૂળ શરૂઆતનાં નાટકો યોજવાં પડતાં-કારણ, તેમાંનાં ઘણાં એ વખતે ભજવાતાં પણ ખરાં-તેમ જ મરાઠી ને પારસી નાટકમંડળીઓએ ને પાછળથી ગુજરાતી નાટકમંડળીઓએ જે રંગભૂમિનો વાપર શરૂ કર્યો છે તે પણ યુરોપના છબીની ફ્રેમ જેવા નાટકઘર (picture-frame theatre) ની જ નકલ છે. અંકોના પ્રવેશો પાડવાની રીત સંસ્કૃત નાટકમાં છે જ નહિ તે પદ્ધતિ પણ પાશ્ચાત્ય નાટકની જ છે અને તેનો વિનિયોગ પ્રથમ પહેલો દલપતરામ જેવાએ ગુજરાતનું પહેલું નાટક કહી શકાય તેવા 'લક્ષ્મી નાટક' માં કર્યો છે. વળી 'લલિતાદુઃખદર્શક,' 'વીરમતી,' 'કાન્તા' 'રાઈનો પર્વત' અને પછીનાં બધાં નાટકોએ નાન્દી, આમુખાદિનો છેદ ઉડાવી દઇ અંગ્રેજી નાટકની માફક પહેલા પ્રવેશથી જ પડદો ઉંચકાતાંની સાથે જ નાટકનો સીધો ઉપાડ શરૂ કરે છે તે પણ એ જ અસરનું પરિણામ છે, પાત્રાલેખન, વસ્તુસંકલના આદિ નાટ્યકલાનાં અનેક અંગોનું પ્રતિપાદન પણ છે ને શેક્સપીયરશાહી નાટકનો (tragedy) પ્રકાર ગુજરાતી નાટકસાહિત્યમાં

પરત્વે સવિશેષ છે. એ સમયમાં અંગ્રેજી નાટકોમાં પણ ખાસ શેકસ્પીયરનાં જ વધુ વંચાતાં અને એ નાટકો બ્લેંકવર્સમાં કવિતામાં હતાં તો પણ ગુજરાતી નાટકે તો સંસ્કૃત નાટ્ય પ્રણાલીને અનુસરી ગદ્યપદ્યમિશ્રિત સ્વરૂપ સ્વીકાર્યું. અંગ્રેજી નાટકોમાં પાંચથી વધુ અંકો નથી હોતા પણ 'પ્રતાપનાટક' 'રાઇનો પર્વત,' 'વીરમતી' 'કાન્તા' જેવાં નાટકોમાં અનેક અંકો દેખાય છે તે નવનવ દશદશ અંકો સુધીની છુટ રાખનાં સંસ્કૃત નાટકની જ અસર લેખાવી જોઇએ. વળી 'લલિતાદુઃખ દર્શક' ને 'કાન્તા' જેવા જૂજ અપવાદ બાદ કરતાં બધાં ગુજરાતી નાટકો સુખાન્ત જ જણાય છે તે પણ સંસ્કૃત નાટકની અસરનું પરિણામ છે. 'કાન્તા' 'રાઇનો પર્વત' જેવાં નાટકોમાંની સંસ્કૃત નાટકમાંના શ્લોકો જેવી કવિતા 'દ્રૌપદી દર્શન,' 'જય કુમારનો જય,' પ્રતાપનાટક' અને બીજાં અનેક નાટકોમાં તેમજ રંગભૂમિનાં નાટકોમાં નાન્દી, આમુખ સૂત્રધારાદિથી થતો આરંભ: વિષ્કંભક, ભરતવાક્ય પતાકાસ્થાન જેવા 'પ્રતાપનાટક' 'કાન્તા' તથા 'રાઇનો પર્વત' જેવા નાટકોમાં પ્રયોગો: 'કાન્તા' માંની સંવાદશૈલી તેમ જ વિક્રમોર્વશીય ને માલતીમાધવની અસર સ્પષ્ટપણે બતાવે તેવો ત્રીજા અંકનો સુરસેનનો ઉન્મત્ત પ્રેમપ્રલાપ: આવી અનેક બાબતો આપણા ગુજરાતી નાટક પરની સંસ્કૃત નાટ્યપ્રણાલીની અસર નિઃશંક દર્શાવે છે. પ્રેમાનંદનાં કહેવાતાં ત્રણ નાટકો (પાંચાલી પ્રસન્નાખ્યાન, સત્યભામારોષદર્શિકાખ્યાન, તપત્યાખ્યાન) તો ભરત નાટ્યશાસ્ત્રના બધા નિયમો પાળીને ગુજરાતીમાં નાટક લખવાની તેના કર્તાની મનીષાનું જ ફળ લાગે છે.

પણ આ સંસ્કૃત નાટ્યપ્રણાલીની અસર પણ અંગ્રેજી નાટકના જેટલી ઉંડી ને વ્યાપક નથી, એ સમજવું મુશ્કેલ નથી. વીસમી સદીની શરૂઆત પછીનાં નાટકો પર તો એકલી અંગ્રેજી નાટ્યપ્રણાલીની અસર છે, પણ તેની પહેલાંનું પણ પ્રેમાનંદનાં નાટકો સિવાય કોઇ પણ નાટક લો અને સંસ્કૃત નાટકના બીજાદિ અર્થ પ્રકૃતિઓ તથા સંધિઓ ઇ. નાં ધોરણો તેમ જ નાટ્યનાયિકાના પ્રકારભેદો એમને લગાડી જુઓ. ક્લિષ્ટ તર્ક કે કલ્પનાનો આશરો લીધા વિના સંસ્કૃત નાટકના બંધારણનાં ધોરણો બંધબેસતી રીતે કોઇ પણ ગુજરાતી નાટકને ઘટાવી શકાશે જ નહિ. એ જ બતાવી આપે છે કે ગુજરાતી નાટક એ સંસ્કૃત નાટકને અનુસરવા એમ કરતાં અંગ્રેજી નાટકની વધુ પ્રબળ અસરનું જ સંતાન છે. જો રંગભૂમિને અનરૂપ શરૂઆતનાં નાટકો યોજવાં પડતાં–કારણ, તેમાંનાં ઘણાં એ વખતે ભજવાતાં પણ ખરાં–તેમ જ મરાઠી ને પારસી નાટકમંડળીઓએ ને પાછળથી ગુજરાતી નાટકમંડળીઓએ જે રંગભૂમિનો વાપર શરૂ કર્યો છે તે પણ યુરોપના છબીની ફ્રેમ જેવો નાટ્યઘર (picture-frame theatre) ની જ નકલ છે. અંકોના પ્રવેશો પાડવાની રીત સંસ્કૃત નાટકમાં છે જ નહિં તે પદ્ધતિ પણ પાશ્ચાત્ય નાટકની જ છે અને તેનો વિનિયોગ પ્રથમ પ્હેલો દલપતરામ જેવાએ ગુજરાતનું પહેલું નાટક કહી શકાય તેવા 'લક્ષ્મી નાટક' માં કર્યો છે. વળી 'લલિતાદુઃખદર્શક,' 'વીરમતી,' 'કાન્તા' 'રાઇનો પર્વત' અને પછીનાં બધાં નાટકોએ નાન્દી, આમુખાદિનો છેદ ઉડાવી દઇ અંગ્રેજી નાટકની માફક પહેલા પ્રવેશથી જ પડદો ઉંચકાતાંની સાથે જ નાટકનો રીતો ઉપાડ શરૂ કરે છે તે પણ એ જ અસરનું પરિણામ છે, પાત્રાલેખન, વસ્તુસંકલના આદિ નાટ્યકલાનાં અનેક અંગોનું પ્રતિપાદન પણ છે ને શેકસ્પીયરશાહી નાટકનો (tragedy) પ્રકાર ગુજરાતી નાટ્યસાહિત્યમાં

નાટકોમાં પણ એમની કવિતા જ 'નવે વેશે, નવે દેશે' રજુ થાય છે. એમની કવિતાના પ્રધાન પ્રવાહરૂપી ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને કવિતાના રણુ પ્રવાહો તેમનાં નાટકોમાં પણ વણાઇ ગયા છે. આ સાથે કવિ જન્મના ભાવનાવાદી હોઇ એમના કવિસંદેશમાંથી સ્નેહની, ઉદાર સમન્વયની, ધર્મિષ્ઠ સત્ત્વની ને એવી ભાવનાઓ આ બધાં નાટકોમાં વત્તાઓછા સ્વરૂપમાં ગૂંથાયલી દેખાય છે. 'ઇન્દુકુમાર', 'જયાજયંત', 'પ્રેમકુંજ'માં લગ્નભાવનાની ચડઊતર દશાઓ મૂર્ત થાય છે; 'અકબરશાહ', તથા 'જહાંગીરનૂરજહાં'માં, ઇતિહાસની મુગલ-સંસ્કૃતિને સમજી તેની યોગ્ય કદર બુજવાનો તેમ જ સર્વધર્મ સમન્વયની ભાવના ને વ્યવહાર બનાવવા મથતા અકબરનું તેમ જ અદલ ઇન્સાફને ખાતર પોતાનું ગભિર દાંપત્ય ખંડી નાખવા, તત્પર બનતા જહાંગીરનું ચરિત્ર નિરૂપવાનો પ્રામાણિક પ્રયાસ વ્યક્ત થાય છે; 'વિશ્વગીતા' સર્વધર્મોના મહાસમન્વયની ઉન્નત ભાવનાને મહાસ્વપ્ન રૂપે રજુ કરી લોકકલ્યાણનો મંગલ માર્ગ બતાવે છે, 'રાજર્ષિ ભરત' તથા 'સંઘમિત્રા' આર્યસંસ્કૃતિના વિસ્તારની ભાવનાને ઉપસાવે છે; અને 'ગોપિકા' આત્મોન્નતિનો માર્ગ બતાવી યોગનાટક જેવું બનવા ચ્હાય છે.

કવિતા અને ભાવના એ બે વિશિષ્ટ વસ્તુને, વાસ્તવમાંનાં તત્ત્વો જે વધુ પ્રમાણમાં માગે છે એવો સાહિત્યપ્રકાર જે નાટક, તેમાં વિશેષરૂપે સ્થાપિત કરવાથી એનું સ્વાભાવિક પરિણામ એક એ આવે કે એ ઘણુંખરું નાટકરૂપી કવિતા (dramatic poem) જ બની જાય. કવિનાં નાટકોનું આમ જ બન્યું હોઇ કેટલીક સ્વયંપ્રકાશ મર્યાદાઓ પણ એને આવી નડે છે. આ નાટકોનું વસ્તુ ઝાંખું, પાત્રાલેખન પ્રતિપાદ્ય ભાવનાને પુષ્ટ કરવા અભિધાનરૂપ હોઇ પ્રકાર (Type) રૂપ ને ઝાંખું, તથા ક્રિયાવેગ મંદ હોય છે. પાત્રોના મનોભાવોના પલટા મુજબ આરોહઅવરોહવાળું ડોલન એમના અપદ્યાગદ્યને મીઠાશ, કવિત્વ ને મોહકતા અર્પે છે પણ એને જ અંગે યથાપાત્ર ભાષાનો અભાવ અને શબ્દવૈપુલ્ય જેવી ખામીઓ પણ આવી જાય છે. પાત્રોને સુરેખ થવાને બદલે ભાવનામૂર્તિઓ જ બનાવવા માટે જવાબદાર છે. પણ આવી કેટલીક ગુણમર્યાદાઓને ઢાંકી દે તેવી વિશિષ્ટતા કવિનાં નાટકોની તેમનાં ઊર્મિગીતોમાં રહેલી છે. 'લલિત કોમળકાન્ત પદાવલિ', અનવદ્ય સુગેય સંગીત, વાચ્યાર્થની પાછળ ડોકાયાં કરતી ક્યાંક અસ્ફુટ એવી ગૂઢ, અર્થગંભીર વ્યંજના, આકર્ષક ઉપાડ અને અંત ઇત્યાદિ ગુણપરાગે શોભતાં, કવિની નાટ્યવાટિકાઓમાં વેરાયેલાં આવાં ઊર્મિગીતપુષ્પો, તેમ જ અદ્ભુત દૃષ્ટિથી રચેલાં સ્થળકાળ ને વાતાવરણ એ આ નાટકોની વિશિષ્ટતઃ કમાણી છે. આવાં ભાવપ્રધાન નાટકો ગુજરાતી સાહિત્યમાં અનેરો ફાળો છે અને કોઇ પુરોગામી કે અનુગામીઓ[1] આવા નાટકપ્રકાર પર હાથ અજમાવ્યો ન હોવાથી કવિ ન્હાનાલાલ તેમના ધૂમકેતુની માફક ગુજરાતી નાટકના ફલકમાં એકલા જ ઊડે છે એ નોંધવું જોઇએ.

---

1 સર લલ્લુભાઇ મ્હેતાનાં સ્વ. પુત્રી શ્રી. સુમતિએ 'ઇન્દુકુમાર'થી આકર્ષાઇ તેમ જ ડોલનશૈલીમાં એક નાટક લખેલું એ આ જરા નોંધવું જોઈએ

આ ભાવનાપ્રધાન નાટકપ્રકાર તેની આવી વિશિષ્ટતાઓ તથા મર્યાદાઓને લીધે વાસ્તવ-દર્શી અને તેથી દૃશ્યકલ્પ (Stageable) કદી બની શકે નહિં એ દેખીતું છે. કવિની કૃતિઓ પછી ગુજરાતી નાટક વાસ્તવદર્શી કલા તરફ અભિમુખ થવા લાગ્યું છે. યુરોપમાં પણ શેલી ને ગેટેનાં કાવ્યમય નાટકોનું સ્થાન ઇબ્સેનપ્રભૃતિ અનેક લેખકોનાં ગદ્યનાટકો લેવા લાગ્યાં. આપણે ત્યાં પણ એની અસરને પરિણામે મુનશી, બટુભાઈ, ચંદ્રવદન મ્હેતા આદિ લેખકોને હાથે નવો પ્રવાહ એવાં ગદ્યનાટકોનો મળે છે. વાર્તાકાર ને નવલકથાકાર મુનશી છેલ્લા એક દશકાથી નાટ્યકાર બની ગયા છે અને 'લોપામુદ્રા'ની પ્રસ્તાવનામાં તેમણે જણાવ્યું છે તેમ નવલકથા કરતાં નાટક તરફ જ એમની સર્જનશક્તિનું એટલા વખતથી વલણ થઈ ગયું છે. રા. વિશ્વનાથ ભટે કહ્યું છે તેમ રા. મુનશીની નવલકથાઓમાં નાટ્યતત્ત્વ (Dramatic element) તો પુષ્કળ દેખાતું હતું પણ તે પ્રચ્છન્ન તત્ત્વ પાછળથી છતું થઇ બાર બાર નાટકો સરજે છે. એમનાં નાટકો બે મોટા વિભાગમાં વિષય પરત્વે વહેંચાઇ જાય–સામાજિક ને પૌરાણિક. એમનાં [1]છયે સામાજિક નાટકો અગંભીર પ્રહસનોની કક્ષાથી વધુ ચડિઆતાં નથી. એમાં મુનશીની ટીખળવૃત્તિ સમાજના કેટલાક પ્રસંગોને, અને અમુક પ્રકારનાં મનુષ્યોને બનાવવા લલચાતી હોય એમ એમાંનાં ઠઠ્ઠાચિત્રો (Caricatures) અને ઉપહાસોથી જણાઇ આવે છે. એમાંની વાસ્તવિકતા ઘણીવાર વધુ પડતી ઉઘાડી અને ઠઠ્ઠાપ્રધાન હોઇ કેટલીકવાર અતિશયોક્તિ અથવા ઘટ્ટ રંગે રંગેલી લાગે છે, અલબત્ત એ તદ્દન હેતુવિહીન નથી હોતું એ ખાસ કહેવું જોઇએ. રા. મુનશીનાં પૌરાણિક નાટકો [2] આને મુકાબલે વધુ ગંભીર અને ગૌરવવંતી ભાવનાઓની શરૂઆત અર્થે લખાયેલાં લાગતાં હોઇ ગુજરાતી સાહિત્યમાં સંગીન ફાળારૂપ ગણાય તેવાં છે. સુકન્યા, ઔર્વ, દેવયાની, શુક્રાચાર્ય, ધ્રુવદેવી, અરુન્ધતી, વિશ્વરથ આદિ પાત્રોનાં અદ્ભુત આંતરમંથનઃ 'પુત્ર સમોવડી' 'લોપામુદ્રા', અવિભક્ત આત્મા' આદિ નાટકોનાં તેજસ્વી ભાવનાશિખરોઃ પાત્રોનાં ક્રમપુરસ્સર, વિકાસઃ સંવાદની યથાસમય પલટાતી ગૌરવાન્વિત સચોટ ભાષાઃ 'તર્પણ', 'પુરંદરપરાજય', 'પુત્ર સમોવડી', 'ધ્રુવસ્વામિની દેવી' જેવાં નાટ્યોમાં અંતર્ભાગમાં આવતી કલામય પરાકાષ્ટા (climax; આ સર્વ આ પૌરાણિક નાટકોની ગુણસમૃદ્ધિ છે. એમની મુખ્ય મર્યાદા એ છે કે પુરાણકાળના યુગમાં ને પાત્રોમાં બહુધા નવયુગની આપણી ભાવનાઓનુ આરોપણ ને પ્રતિપાદન જુના શીશામાં નવો દારૂ ભરવાના પ્રયાસ જેવું લાગતું હોઇ એ વાતાવરણ તથા પાત્રો જોડે એનો મેળ એસાડવો કઠંગો થઇ પડે છે. વળી 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ', ને 'પૃથિવીવલ્લભ' જેવી મુનશીની નવલકથાઓમાં જેવું સઘન સુશ્લિષ્ટ ક્રમબદ્ધ વસ્તુસંકલન દેખાય છે તેવું એમનાં સામાજિકપૌરાણિક નાટકોમાંથી, બેત્રણ અપવાદો બાદ કરતાં, ઓછું જણાય છે. એ દષ્ટિએ જોતાં મુનશી નવલકથાકાર તરીકે જેટલા જાણીતા રહેશે તેટલા કદાચ નાટકોથી ન રહે એવો સંભવ છે, જેમ ન્હાનાલાલ કવિ તરીકે નાટકકાર કરતાં વધુ સંભારાશે તેમ.

---

[1] 'વાવાશેઠનું વાણીસ્વાતંત્ર્ય', 'બે ખરાબ જણ', 'આજ્ઞાંકિત', 'કાકાની શશી', 'બ્રહ્મચર્યાશ્રમ', અને 'પ્રોફેસરની પત્ની'.

[2] 'પુરંદર પરાજય', 'અવિભક્ત આત્મા', 'તર્પણ', 'પુત્ર સમોવડી', 'લોપામુદ્રા', 'ધ્રુવસ્વામિની દેવી'ને પણ આ વર્ગમાં ગણી શકાય.

શ્રી. મુનશીનાં નાટકોના પ્રવાહ જોડે તે પછી અર્વાચીન યુરોપીય ગદ્યનાટકોની પ્રબળ અસર ગુર્જરી નાટકસરિતામાં નવું જ પૂર લાવી એ સાહિત્યના વહેણને પણ પોતાના તાણથી સહેજ બીજી દિશામાં વાળે છે. અત્યારસુધીનાં નાટકો કાં તો જીવનનું બહુધા તો ઝાંખું પ્રતિબિંબ પાડવા મથતાં (અને એ શેક્સપિયરની નાટ્યકળાનો Hamlet માં વર્ણવાયેલો સિદ્ધાંત છે કે નાટકે જીવનનું પ્રતિબિંબ બનવું જોઈએ), કાં તો જીવનની ઝીણીમોટી નક્કર વાસ્તવિકતાથી અસ્પૃષ્ટ રહી કવિ ન્હાનાલાલનાં નાટકોની માફક ભાવનાવિહાર જ ખેલતાં. હવેનાં નાટકો જીવન તરફ સીધી મીટ માંડીને સમસ્ત જીવનાનુભવને પોતાનાં ક્ષેત્ર તરીકે સ્વીકારી, જીવનમાં ડગલે ને પગલે ઉભી થતી અનેક ગુંચવણો, ધર્મસંકટો, મંથનો ને સમસ્યાઓનો નિકાલ લાવવા તરફ યા તેને કલાત્મક શબ્દદેહ આપવા તરફ વળ્યાં છે. આ જીવનાભિમુખતા કલામાં વાસ્તવિકતા આણે છે અને જીવનરહસ્ય ઊંડાણથી ઉકેલવા અથવા કંઈ નહિ તો કોયડા રજુ જ કરવા મથતાં હોઈ આવા નાટકો Problem Plays બની જાય છે. ઇબ્સેન, મેટરલિંક, ઓસ્કર વાઈલ્ડ, શૉ, ગૅલ્સવર્ધી, આદિની કૃતિઓના પરિચયે આપણે ત્યાં આવા નાટકો પણ જન્મવા લાગ્યાં છે. યુરોપીય ગદ્યનાટકોની એક વિશિષ્ટતા એ તેની રૂપકલ્પના અથવા તખ્તાલાયકી હોઈ રંગભૂમિની બધી જરૂરિયાતોનો લક્ષ્ય લઈને તે લખાતાં હોવાથી તેમાં ક્રિયા, પ્રસંગઘટના, પાત્રનિરૂપણ, સંવાદાદિ તેને અનુકૂળ જ યોજાય એ સ્વાભાવિક છે. આપણે ત્યાં લખાતાં એવાં એવાં નાટકોમાં કાં તો તખ્તાલાયકી ઓછી હોય છે અથવા તો એને તખ્તા પર ઉતારવાનું અધિકારી આપણું પ્રેક્ષકમાનસ અથવા તો રંગભૂમિનું ધોરણ થયું નથી એ તફાવત સિવાય, એવા નાટકો વધતી જતી સંખ્યામાં આપણે ત્યાં હવે લખાવા લાગ્યા છે. આ પ્રકારનાં નાટકોમાં "વસ્તુ એટલે અમુક કેન્દ્રવર્તી વિચાર કે ભાવનાનો વિકાસ, માત્ર પ્રસંગસંઘટના જ નહિ; અને વસ્તુવિકાસ એટલે આમતેમ (આઘાત પ્રત્યાઘાત ખમતો) આગળ પાછળ ધકેલાતો પણ આગળ વધતો પ્રતિપાદ્ય વિચારનો પ્રવાહ"[1] એવી સ્થિતિ હોય છે. આ સાથે અપરિહાર્ય દૈવ અથવા સંજોગો સાથે ઝઝૂમતા પાત્રોનું આભ્યંતર સંઘર્ષણ આ નાટકોમાં મહત્વનું સ્થાન લે છે.[1] 'ઊર્મિપ્રાધાન્યને સ્થાને બુદ્ધિપ્રાધાન્યની શરૂઆત તથા વાર્તાલાપની ચમક તથા સફાઈ એ પણ આ નાટકોનાં લક્ષણોમાં ઉમેરી શકાય.'

શ્રી. મુનશીનાં નાટકોમાં આ અર્વાચીન યુરોપીય નાટ્યકળાનું દર્શન થાય છે એ કહેવાની જરૂર નથી. આ સાથે જ શ્રી. બટુભાઈ ઉમરવાડીઆએ એકાંકી નાટકનો નવો પ્રકાર આ પાશ્ચાત્ય અસરને પરિણામે શરૂ કર્યો છે તે ખાસ નોંધપાત્ર છે. એકાંકી નાટકો સંસ્કૃત સાહિત્યથી છેક અજાણ્યાં નથી. ભાણ તથા વિનાલિકા જેવા પ્રકારો એકાંકી જ હતા. એ ખરું, પણ બટુભાઈનાં અને પછી આપણે ત્યાં અનેક લેખકોનાં એકાંકી નાટકો તો શૈલી અને સ્વરૂપમાં યુરોપીય એકાંકી નાટકોની જ પ્રણાલીનાં છે એમાં શક નથી. જેમને મુનશી પછી 'શર્વિલક' નાં ચિન્તને ને વિજયગાથે અંકિત કર્યો છે એવા "મધુભાઈનાં" પુસ્તકસ્થ થયેલા નાટકોમાંનાં [ "મત્સ્યગંધા ને બીજાં નાટકો," "માલાદેવી ને બીજાં નાટકો" ] ઘણાં ઇબ્સેનનાં problem plays ની છાયા કે અસરવાળાં લાગે છે.

૧ 'ગુજરાતી નાટકસાહિત્યનું રેખાદર્શન' એ મારા લેખમાંથી

ચરિત્રો નાટ્યવિધાન બનાવે છે. અને આગળના કેટલાક સાક્ષરો કે સુગાળવા વિદ્વાનો જેને સાહિત્ય માટે અછૂત ગણતા તેવાં રેલ્વેના મજુરો ને સાંધાવાળા તથા આગવાળા જેવાં પાત્રોની જીવનદુનિયાને, સજીવ, વાસ્તવિક ને અનુભવનિષ્ઠ હોવાથી સાચ્ચી લખાવટમાં 'આગગાડી, એ વિશ્વ ડી નાટકમાં રજુ કરે છે. આ 'આગગાડી'ને ગુજરાતી નાટકસાહિત્યના ઇતિહાસમાં જરૂર એક માર્ગસૂચક સ્તંભ તરીકે સ્થાન મળશે એ નિર્વિવાદ છે. યશવંત પંડ્યા આકર્ષક સંવાદછટાથી અત્યારે વાતાવરણમાં ધૂમધૂમ આંદોલિત થઈ રહેલા અને પાશ્ચાત્ય સાહિત્યમાં અત્યારે વિનિયોજીત થતા કામવિજ્ઞાનનો ઉપયોગ નવયુગનાં લક્ષણરૂપ બની ગએલી પ્રગલ્ભતાથી 'પડદા પાછળ', 'મદનમંદિર' જેવી કૃતિઓમાં કરે છે. પ્રાણજીવન પાઠક ઇબ્સેનની વધુ. અને થોડી ટાગોરની પણ નાટ્યકલાને 'અનતાનિ બીજા નાટકોમાં અજમાવે છે. કૃષ્ણલાલ શ્રીધરાણી બેલ્જીયન નાટકકાર મોરીસ મેટરલિંકની અસર ઝીલી 'વડલો' ને 'પદ્મિની' જેવા વિવિધ પ્રયોગો કરે છે અને ઇબ્સેન તથા ટાગોરની રૂપકપ્રધાન શૈલીનો વિનિયોગ 'મોરનાં ઇંડા' 'ડુંગળીનો દડો'[1] જેવી કૃતિઓમાં કરે છે. ઇંદુલાલ ગાંધી કાંઇક વધુ સંવાદપ્રધાન ને તેથી વસ્તુની દૃષ્ટિએ કંઇક ઝાંખી પણ સુવાચ્ય નાટિકાઓ આપે છે. ઉમાશંકર જોષી આપણા જ જીવનમાં આપણી આસપાસ પડેલી અનેક પરિસ્થિતિઓમાંથી એકાદ પ્રસંગ ઉપાડી કલાકૌશલ્યથી 'સાપનો ભારો' જેવી રચનાઓ આપતા રહે છે. 'વળેલાં'માં મેઘાણી પણ પોતાની કલમને નાટિકાના ક્ષેત્રમાં સફળ સંચાર કરાવે છે. અત્યારે આ પરિસ્થિતિ છે. 'આગગાડી'એ મૂકેલો નવો આદર્શ અત્યારના ને પછીના નાટકલેખકોએ અપનાવી લેવો રહ્યો છે.

આ બધા મુખ્યમુખ્ય પ્રવાહોની સાથે લગભગ દલપતરામના 'લક્ષ્મી નાટક'ના સમયથી અત્યારસુધી એક પ્રવાહ વહી રહ્યો છે તે ભાષાંતરોનો. પરપ્રાન્તીય અને પરદેશીય સાહિત્યનાં અનેક નાટકોનાં ભાષાંતરો આપણે ત્યાં થતાં રહ્યાં છે. ભાષાંતરથી ભડકવા કરતાં તેનું યથાયોગ્ય મહત્ત્વ આંકી તથા સાહિત્યને સમૃદ્ધ કરનાર તેમ જ નવું પ્રસ્થાન કરવાને પ્રેરનાર બળ તરીકે સ્વીકારવું એ વધુ શાણો માર્ગ છે, અને આજે જ્યારે જગતનું સાહિત્ય પ્રાન્તિકતા ને દેશીપણાથી આગળ વધી આંતરરાષ્ટ્રીય થતું જાય છે ત્યારે તો ભાષાંતરોનું મહત્ત્વ એક અગત્યની જરૂરત તરીકે પણ વધે છે. 'માલતીમાધવ', 'ઉત્તરરામચરિત' 'મુદ્રારાક્ષસ,' 'શાકુન્તલ,' 'વિક્રમોર્વશીય' 'માલવિકાગ્નિમિત્ર,' અને ભાસનાં નાટકોનાં ભાષાંતરો મણિલાલ દ્વિવેદી, દિ. બ. કેશવલાલ ધ્રુવ, બળવંતરાય ઠાકોર આદિ સુયોગ્ય વિદ્વાનોને હાથે ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયાં છે. મરાઠીમાંથી કેટલાંક ભાષાંતરો મળ્યાં છે. એ કરતાં બંગાળી સાહિત્યમાંથી વધુ ભાષાંતરો મળ્યાં છે. 'પુરુવિક્રમ' 'અશ્રુમતી' જેવાંનાં ભાષાંતરો નારાયણ હેમચંદ્રે આપ્યા બાદ દ્વિજેન્દ્રલાલ અને રવીન્દ્રનાથ ટાગોરનાં અનેક નાટકો એકથી વધુ લેખકોને હાથે ગુજરાતીમાં આવી ચૂક્યાં છે. અંગ્રેજીમાંથી તો અનેક ભાષાંતરો થતાં રહ્યાં છે. 'કાઠિયાવાડી' કૃત શેક્સપીયરનાં અમુક નાટકોનાં ફીક્કાં મોળાં ભાષાંતરો, નવલરામનું 'ભટનું ભોપાળું' એ મોલિયેરના Dumb Lady નું સંયોજન, એ આરંભકાળના પ્રયાસો પછી ઇબ્સેન, બર્નાર્ડ શૉ, ગાલ્સવર્ધી, મેટરલીંક, ઝુડરમેન સ્ટ્રીન્ડબર્ગ આદિ પ્રતિભાવાન

[illegible]

યુરોપીય નાટકકારોની અનુક્રમે ઢીંગલી, સેંટ જ્હોન, હડતાળ, નીલપંખી; હાઇમાટ જૂઠાછેડા જેવી સરસ કૃતિઓના ગુજરાતી અનુવાદોનો પણ ગુજરાતી નાટકના વિકાસક્રમમાં એક પ્રેરક બળ તરીકે ઘટતો ફાળો નોંધવો ભૂલવો ન ઘટે.

ગુજરાતી નાટકના બાલ્યકાળથી એક મોટો પ્રકાર- ભાષાંતરોની માફક અત્યાર લગી ચાલુ રહ્યો છે અને બને ત્યાં સુધી બહારની બીજી કોઈ અસરોથી અસ્પૃષ્ટ જ રહેવાનો ભીષણ નિશ્ચય કરીને બેસી પોતીકી જુની ઘરેડમાં જ વહ્યે ગયો છે.--તે છે રંગભૂમિનાં નાટકો. કમનસીબે ગુજરાતી નાટકનાં રંગભૂમિના અને શિષ્ટ નાટકો એવા બે પ્રકાર પડી ગયા છે અને બને વચ્ચે જરા યે મેળ જેવું ન રહેતાં તેમની વચ્ચેનું અંતર દિવસેદિવસે એટલું વધતું જ ગયું છે કે એ કયારે સંધાય એ દૈવ જાણે. ભવાઇના ને રાસલીલાના ખેલો પછી મરાઠી નાટકમંડળીઓના અને પારસી નાટકમંડળીઓના પ્રયોગોથી લોકોને કંઇક વધુ આનંદ મળવા લાગ્યો. પણ મરાઠી મંડળીમાં હિંદુસ્તાની કે મરાઠીમાં બોલાય ને પારસી નટોની ભાષા અધકચરી ફારસીઉર્દુમિશ્રિત ગુજરાતી હોય એ વસ્તુસ્થિતિ ગુજરાતી પ્રેક્ષકવર્ગને વધુ વખત સહ્ય બને નહિં એ સ્વાભાવિક છે. એટલે સ્વાભાવિક રીતે જ ગુજરાતી મંડળીઓ ઉભી થવા લાગી. ગુજરાતી નાટકના પિતા રણછોડભાઇએ પોતાનાં નાટકો ભજવાવવા માટે નિશાળોના મ્હેતાજીઓને અભિનેતાવર્ગ તરીકે લઇ એક નાટકમંડળી સ્થાપેલી, પણ આ બને વધુ વખત ચાલી નહિં. અને ત્યાર પછી તો વાંકાનેર નાટકમંડળી, મોરબી સુબોધ નાટકમંડળી, દેશી નાટકસમાજ, મુંબઇ ગુજરાતી નાટકમંડળી, આર્યનૈતિક, લક્ષ્મીકાન્ત એવી અનેક નાટક મંડળીઓ ઉભી થતી ગઇ. નર્મદ તથા રણછોડભાઇનાં નાટકો શરૂઆતમાં ભજવાયેલાં અને પછી તો અમુક ઘરેડ જ રંગભૂમિનાં નાટકોની એવી લંબાઈ ગઇ કે નાટકમંડળીઓ પોતાના કવિઓ પાસે તેજ પ્રકારનાં નાટકો લખાવે ને ભજવ્યાં કરે. શિષ્ટ નાટ્યકૃતિઓ નાટકમંડળીઓના માલિકોને બહુ મોળી અને લોકરૂચિને આકર્ષણ કરે નહિં એવી લાગવા માંડી ને પરિણામે રંગભૂમિનાં નાટકોના તેમ જ શિષ્ટ નાટકોના માગ ફંટાયા. મંડળીઓએ લોકોને એવું આપીને ટેવી દીધા કે તેમને એ સિવાય બીજું ગમે નહિં, તેમ જ મંડળીઓના માલિકોનું પ્રથમ લક્ષ તો પૈસા ઉપર એટલે એમને લોકોની મનોવૃત્તિને અનુસર્યા વગર છુટકો નહિં. અને કવિઓને લોકરૂચિ તથા પોતાના અન્નદાતાની મરજી એ બેનાં બંધન તો હોય જ. આવું દુશ્ચક્ર (vicious circle) પ્રવર્તી રહેલું હોવાથી ગુજરાતી રંગભૂમિ આજની ઘડી સુધી સ્થિતિચુસ્ત રહેવાને અંગે મરાઠી કે બંગાળી રંગભૂમિ જેટલી સંસ્કારી અને વિકાસશીલ બની શકી નથી. આપણી રંગભૂમિનાં નાટકોમાં વધુ પડતો અભિનયનો અતિરેક (over-acting), મારામારી, લડાઇ ને ધડાકાના પ્રસંગો, સ્થૂળ અશિષ્ટ હાસ્યરસનાં 'કોમિકો,' હલકી નાટકી કવિતા અને એવાં અનેક તત્ત્વો તેની કાયમની મતા જેવાં થઇ પડ્યાં હોઇ શિષ્ટવર્ગને તેના પ્રત્યે વાજબી રીતે સૂગ આવવા લાગી છે, સ્થિતિચુસ્ત રંગભૂમિને અત્યારે ચાલુ થએલ બોલપટોએ જે જબ્બર ફટકો આપ્યો છે તે, જો તેણે સમયાનુસાર પોતાની રીતોમાં ક્રમેક્રમે પ્રગતિશીલ સુધારો કર્યો હોત તો આટલો ઉગ્રતેણ ન બનત એ જાણીતું સહેલું છે. ડાહ્યાભાઇ ધોળશાજી, નૃસિંહ

વિભાકર, શયદા, ગજેન્દ્રશંકર પંડ્યા જેવા સંસ્કારી લેખકોને રંગભૂમિને વધુ સંસ્કારી બનાવવાનો પ્રયત્ન કરતાં કેવી રીતે પોતાના ધોરણને રંગભૂમિને અનુકૂળ કરવું પડ્યું છે તે તો જાણીતી બિના છે. રંગભૂમિનાં નાટકો ભાષા તથા સાહિત્યની દૃષ્ટિએ કેવાં છે એની પરીક્ષા તો નાટકોની આખી ચોપડીઓને અભાવે થવી અશક્ય છે. તો પણ ગુર્જર રંગભૂમિના ઇતિહાસને કેખુશરો કાબરાજી, રણછોડભાઇ, ડાહ્યાભાઇ ધોળશાજી, નથુરામ શુક્લ, નૃસિંહ વિભાકર, મૂળાણી, શયદા, ગજેન્દ્રશંકર પંડ્યા, પ્રભુલાલ દ્વિવેદી ને રઘુનાથ બ્રહ્મભટ્ટ આદિ નામો ગણાવવા પડશે જ.

શિષ્ટ નાટકોમાંથી તો એક 'કાન્તા' ભજવાયેલું એમ કહે છે. પછી તો 'રાઇનો પર્વત' રા. રસિકલાલ પરીખ અને રા. રામનારાયણ પાઠકે કાપીકોરી મુંબઇ ગુજરાતી નાટકમંડળીના મેનેજર રા. બાપુલાલને ભજવવાનું કહ્યું હતું પણ તેના બેત્રણ પ્રયોગે જ તેની આર્થિક કમાણીમાં કસ કરતાં ખોટનો સંભવ જોવાથી એ મંડળીએ એ પ્રયોગ મૂકી દીધેલો. કવિશ્રી ન્હાનાલાલે 'જયાજયન્ત'ને દૃશ્ય નાટક બનાવવા ચાહ્યું હોય કેટલીક કવિતા તથા અભિનય વાસ્તેનાં સૂચનો રંગભૂમિને અનુકૂળ બનાવવા તેમણે કરેલો પ્રયાસ દેખાઇ આવે છે. પણ તેને વર્ષો લગી ભજવવાની હિંમત કોઇની ચાલેલ નહિ તે છેક ગઇ સાલ સુધી જ્યારે તેનો કંઇક અંશે સફળ કહેવાય એવો પ્રયોગ મુંબઇમાં ભજવાયેલો. પછી તો કાન્તનું 'રોમન સ્વરાજ', 'જાલીમ દુખિયા' નામે દેશી નાટકસમાજે ખૂબ ભજવેલું એ હકીકતને આ સાથે નોંધી લઇએ એટલે પછી રા. રમણલાલ દેસાઇનું 'શંકિતહૃદય' તથા રા. મુનશીનાં ને ચંદ્રવદન મ્હેતાનાં ભજવાવા પાત્ર બનેલાં નાટકોનો જ ઉલ્લેખ કરવાનો રહે છે. પણ આ તો ભૂજ દાખલા જ માત્ર, બાકી તો આપણાં શિષ્ટ નાટકોમાં દૃશ્ય બની શકે એવી પાત્રતા એકંદરે સાવ ઓછી જ માલમ પડી છે. શિષ્ટ નાટકોના લેખકોને રંગભૂમિનો ને અભિનયકલાનો તેમ જ એને અંગે એની જરૂરિઆતોનો અતિઓછો ખ્યાલ હોવાને લીધે એમની કૃતિઓમાં એક ખામી એ રહી ગઇ કે એ નાટકોને સફળ કરવામાં જેમનો વધુ હિસ્સો હોય છે તે નટવર્ગનો તેમણે ખ્યાલ રાખ્યો જ નહિ. ખરી રીતે અભિનેતા નટવર્ગ જ નાટકમાં પ્રાણ ને ચેતન પુરી અભિનય અને વાણીથી તેને સજીવ બનાવે છે, અને લેખકે પોતે ય ન ધાર્યું હોય તેવી રીતે અનેક વાક્યોમાં નવો જીવ મૂકે છે. શેક્સપીયરના 'હેમ્લેટ'ને ભજવનાર હેમ્લેટના સર હેન્રી ઇરવીંગ જેવા અનેક કલાવિદ્ નટોએ હેમ્લેટના પાત્રને દર વખતે નૂતન જ નિરૂપ્યું છે. આવો લાભ આપણી નાટકકૃતિઓને જરા ય નથી મળ્યો એ ખેદજનક બિના છે. આપણે ત્યાં શિષ્ટ નાટકો ભજવવાનો ચાલ નહિ એટલે બીજો ગેરલાભ એ પણ થયો છે કે આપણી કેટલીક સારી નવલકથાઓનાં નાટક તરીકે રૂપાંતરો કરી કોઇએ તેને ભજવ્યાં નહિ. યુરોપમાં તો આ પ્રથા એટલી બધી પ્રચલિત છે કે અમુક નવલકથાઓ (દા. ત. Uncle Tom's Cabin જેવી) તેમનાં નાટ્યરૂપાન્તરથી ને પ્રયોગથી જ વધુ લોકપ્રિય ને જાણીતી થાય છે. એક 'સરસ્વતીચંદ્ર'નું નાટક કરીને આર્યનૈતિક નાટક સમાજે તે ભજવ્યું એ અપવાદ બાદ કરીએ તો હજી ય મુનશીની ને રમણલાલ દેસાઇની કેટલીક નવલો આવાં નાટકરૂપાંતરોની વાટ જુએ છે. પણ મુખ્ય સવાલ છે એ કે એમને ભજવવા તૈયાર થાય કોણ! એવી રંગભૂમિ જ આપણે ત્યાં ક્યાં છે? રા. ચન્દ્રવદન મ્હેતાનું એક વાક્ય-"એ ક્યારે બને" એવું નાટકપર થાય ને

ક્યારે આ ('સોવિયેટ નવંજુવાની') ભજવું ?'–વસ્તુસ્થિતિનું દર્દભર્યું નિર્દેશક છે. પણ આવતા ભવિષ્યમાં ઘણાં શિષ્ટ નાટકો ભજવાતાં થશે એવી આશા અત્યારે વધતી જતી સુરૂચિ ને કલાપ્રેમ તરફ જોતાં વ્યર્થ લાગતી નથી.

ત્યારે આમ ગુજરાતી નાટકનું સ્વરૂપ, આરંભ, ઘડતરબળો, વિકાસ આદિના મુખ્ય પ્રવાહોનું ઊડતું નિરીક્ષણ આપણે કરી ગયા. અત્યાર સુધીમાં ગુજરાતી નાટકે કરેલી પ્રગતિનું સરવૈયું ખાસ નિરાશાજનક નથી. વસ્તુસંકલના પરત્વે રચનાકૌશલ ને કલા વધ્યાં છે; પાત્રાલેખનમાં માનસશાસ્ત્રીય ઝીણવટભર્યું દર્શન, આંતરબાહ્ય સંઘર્ષણ, અને સમાજના નીચલા થરોમાં ય ધબકતી માનવતાનું નિરૂપણ આવ્યાં છે; વિષય પરત્વે જીવનાનુભવ વધતાં વૈવિધ્ય ને વિસ્તાર વધતાં ગયાં છે, વિલિયમ આર્ચરના કથન મુજબ યુરોપીય નાટકની છેલ્લાં ત્રીશેક વરસની પ્રગતિ બીજા બધાં કરતાં તેની સંવાદકલામાં આવી છે. તે બિના આપણા નાટકને માટે પણ લાગુ પડે છે. સંવાદની સ્વાભાવિકતા, ચમક તથા સચોટતા વધતાં ગયાં છે. વિદેશી અસર ચોકખી દેખાવી બંધ પડી તળ ગુજરાતી વાતાવરણ આવતું ગયું છે તેમ જ દૃશ્યકલ્પના વધવા સાથે હવેના નાટકલેખકો રંગભૂમિની જરૂરિઆતનો ખ્યાલ રાખીને લખતા થયા છે.

ને તો ય આ સંતોષ એ અલ્પસંતોષ જ છે. આ બધું જોઇ ગયા પછી પણ આપણા નાટકસાહિત્યની દરિદ્રતા તો આંખ આગળથી ખસતી જ નથી. અમારા એક બ્રાહ્મણ પાડોશીને એવી ટેવ કે પોતાની પાસે પંદરસત્તર રૂપિયા હતા તે આખો દિવસ એક પછી એક ખખડાવીને ચોકસાઇથી સંભાળપૂર્વક તેને બીજા હાથની મુઠ્ઠીમાં મૂકી, ફરી પાછો ગણે ને દ્રવ્યાનંદ જેવો કોઇ આનંદપ્રકાર હોય તો તે માણે. આપણા નાટકસાહિત્યની ચર્ચા કરતાં પણ આપણે આપણી થોડી એવી પુંજીને આમતેમ વારંવાર તપાસ્યા કરવી પડે છે, પણ એનો ઉપાય નથી. તોય જેમ ગયા દશકામાં આપણે ત્યાં ઘણો જ સમૃદ્ધ કવિતાફાલ ઉતર્યો છે તેમ હવે પછીનાં વર્ષોમાં નાટકોનો સરસ સુકાળ આપણે ત્યાં પ્રવર્તી આ વિષયનું આપણું દારિદ્રય જરૂર ટાળશે એવી આશા અકારણ નથી એમ અત્યારના રંગો જોતાં લાગે તો છે.*

* આ વ્યાખ્યાન તા. ૨૯ મી ઑગસ્ટે શ્રી ચંદ્રવદન મહેતાના પ્રમુખપદે આપવામાં આવ્યું હતું.




સૌંદર્યનો સહાયક
ચામડીનો સંરક્ષક
લીમડા
ન્હાવાનો સાબુ
સઘળે ઠેકાણે મળે છે
બનાવનાર:
વેજીટેબલ સોપ વર્કસ
કલીકટ, મુંબઇ
મદ્રાસ




## છગન અને મગન

વધતાં જતાં વર્ષો સાથે છગન આર્થીક, માનસીક અને શારિરીક સ્થિતીએ ઘસાતો ચાલ્યો, જ્યારે મગન આર્થીક સંગીનતાને લીધે ૫૫ વર્ષની ઉમ્મરે પણ ૨૫ વર્ષના જોમથી જીવન વિતાવતો.

જુવાનીના જોશમાં છગને 'હું વિમામાં માનતો<br>નથી.' એમ કહી વિમા એજન્ટને<br>તિરસ્કારપૂર્વક પાછો કાઢ્યો.

સારા નશિબે ડાહ્યા મગને વિમા એજન્ટની વાત સાંભળી<br>'હિંદુસ્થાનની' સિલ્વર જ્યુબીલી પોલીસી લીધી.

# હિન્દુસ્થાન કો-ઓપરેટીવ.



## ઈન્શુરન્સ સોસાઈટી લી.

શાખા—કોમીસરીઅટ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઈ.

**હિંદુસ્થાનની અગ્રગણ્ય જીન્દગીની વિમાસંસ્થા**

[ પરિષદ પ્રવૃત્તિ ઈ. સ. ૧૯૦૫ થી ૧૯૩૬ અનુસંધાન પૃ. ૧૬૪ ]

૮

**આઠમી સાહિત્ય પરિષદ**

આઠમી સાહિત્ય પરિષદ ઇ. સ. ૧૯૨૬ ના એપ્રિલમાં મુંબાઇમાં સર રમણભાઇ મહીપતરામ નીલકંઠનાં પ્રમુખસ્થાને મળી હતી. સત્કારમંડળના પ્રમુખ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી હતા.

કારોબારી મંડળે પરિષદ મંડળ પત્રિકા (ત્રૈમાસિક) પ્રસિદ્ધ કરવાનું શરુ કર્યું હતું અને તે પ્રમાણે પરિષદનો અહેવાલ હફ્તેહફ્તે એમાં છપાઇને એકત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

પરિષદમંડળના નિયમોનો ખરડો મંજુર કરવામાં આવ્યો હતો, અને તે મંડળને સરકારમાં રજિસ્ટર કરવામાં આવ્યું હતું.

પરિષદ મંડળે સ્વીકારેલા જોડણીના નિયમો છપાવવામાં આવ્યા હતા, અને સત્યાગ્રહ આશ્રમ તરફથી છપાઇને આવેલા જોડણીના નિયમોનો પણ સામાન્ય રીતે સ્વીકાર કરવામાં આવ્યો હતો.

ગુજરાત યુનિવર્સિટી અને વડોદરા યુનિવર્સિટી સ્થાપવાના અગત્યના ઠરાવો પણ પસાર કરવામાં આવ્યા હતા.

પરિષદમંડળોના કાર્યક્રમની રૂપરેખા રજુ કરતો એક પત્ર શ્રી મુનશીએ પરિષદ મંડળના પ્રમુખને લખ્યો હતો.

પાઠ્ય પુસ્તકો તૈયાર કરવા માટે, પ્રાચીન સાહિત્યના પ્રકાશન માટે, અને સાહિત્યને ઉપકારક ઇતર કાર્યો માટે જુદીજુદી સમિતિઓ નીમવામાં આવી હતી, આઠ ક્રમિક પાઠ્ય પુસ્તકોની યોજના તૈયાર કરવામાં આવી હતી, અને જુદીજુદી વ્યક્તિઓને તે કામ પણ સોંપી દેવામાં આવ્યું હતું, પરિષદ મંડળના ફંડ માટે પાંચ ટ્રસ્ટીઓ નીમવામાં આવ્યા હતા.

શ્રી મનુભાઈ નંદશંકર મહેતાએ કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરતાં કલાના સ્વરૂપ ઇત્યાદિની ચર્ચા કરતું ભાષણ કર્યું હતું.

કૉલેજના પહેલા અને બીજા વર્ષમાં ગુજરાતી ભાષાને દાખલ કરવા બાબત, જુદેજુદે સ્થળે આવેલી સાહિત્યસંસ્થાઓનો સમન્વય કરવા બાબત વગેરે ઠરાવો પણ પસાર કરવામાં આવ્યા હતા.

શ્રી. મુનશી, શ્રી. જે. ઇ. સંજાણા, શ્રી. બટુભાઇ ઊમરવાડિયા, શ્રી. બેચરદાસ દોશી, શ્રી. મોતીચંદ કાપડિયા, શ્રી. કેશવરામ શાસ્ત્રી વગેરેના ભાષા, સાહિત્ય અને વ્યાકરણ

વિશેના નિબન્ધો ઉત્તમ નિબન્ધોમાંના કેટલાક તરીકે ગણાવી શકાય. ઇતિહાસ અને પુરાતત્ત્વ-સંશોધન વિશે પણ શ. દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી. રામલાલ મોદી વગેરેના નિબન્ધો વગેરે પરિષદમાં રજૂ થયા હતા. અભ્યાસાત્મક બધા નિબન્ધોની ગણના કરીએ તો અવશ્ય તેમની સંખ્યા પણ બહુ મોટી થઈ જાય.

આ પરિષદના અહેવાલમાં આ બધા નિબન્ધો, પરિષદ મંડળનું બંધારણ ઇતર પ્રવૃત્તિ વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

૯

નવમી સાહિત્ય પરિષદ

નવમી સાહિત્ય પરિષદ ઇ. સ. ૧૯૨૮ના ઑક્ટોબરમાં નડિયાદમાં શ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવના પ્રમુખપદે મળી હતી. સ્વાગતમંડળના પ્રમુખ શ્રી છગનલાલ હરિલાલ પંડ્યા હતા.

સાહિત્ય, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, ઇતિહાસ, અને ધર્મતત્ત્વજ્ઞાન વિભાગોના પ્રમુખો અનુક્રમે શ્રી રમણનારાયણ પાઠક, ડૉ. કુંવરજી નાયક, સર પુરુષોત્તમદાસ (પાછળથી શ્રી જયસુખલાલ મહેતા) શ્રી ગૌરીશંકર ઓઝા અને શ્રી નર્મદાશંકર મહેતા હતા.

પરિષદ અને પરિષદ મંડળનું બંધારણ વ્યવસ્થિત કરવા એક સમિતિ નીમવામાં આવી હતી.

આઠમી પરિષદ પેઠે ગુજરાત યુનિવર્સિટી માટે નીમાયેલી સમિતિએ જે કાંઈ કાર્ય કર્યું હોય તેનો સત્કાર જાહેર કરવામાં આવ્યો હતો. તેમ જ ઉચ્ચતર સ્ત્રીકેળવણી માટે એક વિદ્યાલય સ્થાપવાની સૂચના કરતો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો. આ સાથે કેળવણીમંડળો સ્થાપવાની ઇચ્છા દર્શાવતો ઠરાવ પણ સામેલ હતો.

બાલસાહિત્ય અને સ્ત્રી ઉપયોગી સાહિત્યને સત્કારતો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

અખિલ ભારત સાહિત્ય પરિષદનો વિચાર પ્રથમથી જ આ પરિષદમાં આપણને મળી આવે છે. આમાં પરિષદની વિશાળ દૃષ્ટિનું દર્શન થાય છે.

માતૃભાષાદ્વારા કેળવણી માટેની ભલામણ, ચારણી સાહિત્યનું સંશોધન, ખેતીવાડીનું સાહિત્ય તૈયાર કરવાની આવશ્યકતા વગેરે ઠરાવો આપણને આ પરિષદના અહેવાલમાં મળી આવે છે.

વિજ્ઞાન વિભાગે પોતાનું અસ્તિત્વ કાયમ કરતો ઠરાવ કર્યો હતો.

જુદાજુદા વિભાગોનાં પ્રમુખોના ભાષણો અહેવાલમાં સંગ્રહ છે. તે ઉપરાંત જે નિબન્ધો રજુ થયા હતા તેમાં દિ. બ. કેશવલાલ ધ્રુવ, શ્રી કનૈયાલાલ મુનશી, કાકા કાલેલકર,

રા. રામચન્દ્ર શુકલ. રા. માનશંકર મહેતા, દુર્ગાશંકર શાસ્ત્રી વગેરે વિદ્વાનોનો નિબન્ધોની ગણના આવશ્યક છે. આ ઉપરાંત પ્રાચીન સાહિત્યનો અભ્યાસ દર્શાવતા, કોઇ કવિ કે એનાં કાવ્યોનું વિવેચન કરતા નિબન્ધો પણ રજુ થયા હતા. ઇતિહાસ, વિજ્ઞાન, અર્થ-શાસ્ત્ર વગેરે વિભાગોમાં સાહિત્ય વિશેના નિબન્ધો કરતાં ઓછી સંખ્યામાં નિબન્ધો જણાય છે એ ચોક્કસ.

આ પરિષદનો અહેવાલ દસમી પરિષદ જોડે જ સામેલ કરવામાં આવ્યો છે.

## ૧૦

### દસમી સાહિત્યપરિષદ

દસમી સાહિત્યપરિષદ પણ શ્રી. ભૂલાભાઇ જીવણજી દેશાઈના પ્રમુખપદે નડિયાદમાં જ ઇ. સ. ૧૯૩૧ના ડિસેમ્બરમાં મળી હતી.

સ્વાગત મંડળના પ્રમુખ શ્રી. અંબાલાલ જાની હતા. તેમણે નડિયાદનો ઇતિહાસ આલેખતું ભાષણ કર્યું હતું.

આ પરિષદ નડિયાદમાં બોલાવવાનો હેતુ બંધારણને નિશ્ચિત કરવાનો હતો. તદનુસાર એ ખરડો પરિષદમાં રજૂ કરવામાં આવ્યો હતો, જેમાં સાહિત્યપરિષદને સાહિત્ય પરિષદ સંમેલન અને પરિષદમંડળને સાહિત્યપરિષદ નામ અપાયું હતું.

ગુજરાતે કવિ ખબરદારની કરેલી કદરની પરિષદે નોંધ લીધી હતી.

પરિષદને રજિસ્ટર કરાવવાનો નિર્ણય પણ કરવામાં આવ્યો હતો.

પરિષદનું અત્યારે પ્રવર્તતું બંધારણ નડિયાદની આ દસમી પરિષદમાં પસાર થયું. એનો ખરડો અને સ્વીકારાયલું બંધારણ વગેરે અહેવાલમાં સમાવેશ પામ્યું છે.

નવમી અને દસમી બંને પરિષદો નડિયાદમાં જ મળેલી હોવાથી બંનેનો અહેવાલ પણ સંયુકત પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. જેમાં બંને પરિષદના પ્રમુખોનાં ભાષણો ઉપરાંત નવમી સાહિત્ય પરિષદમાં રજૂ થયેલા નિબન્ધો પણ છે.

## ૧૧

### અગિયારમું સાહિત્ય પરિષદ સંમેલન

અગિયારમું સાહિત્ય પરિષદ સંમેલન (એ નામે પહેલી જ વાર) ઈ. સ. ૧૯૩૩-૩૪ના ડિસેમ્બર અને જાન્યુઆરીમાં દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે લાઠીમાં—કલાપીના નગરમાં—મળ્યું હતું. સ્વાગતમંડળના પ્રમુખ લાઠીના વર્તમાન નરેશ શ્રી. પ્રહ્લાદસિંહજી હતા.

નર્મદની શતાબ્દી ઊજવવાનું તથા તે અંગે પ્રકાશનો કરવાનું ૧૯૩૩ દરમ્યાન નક્કી થયેલું તેનો વૃત્તાંત આ સંમેલનના અહેવાલમાં નિબદ્ધ છે.

સંમેલનપ્રસંગે એક કલાપ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું જેનું ઉદ્‌ઘાટન પ્રભાશંકર પટ્ટણીએ કર્યું હતું. કલાવિભાગના પ્રમુખ શ્રી. વીરેન્દ્રરાય મહેતાએ માહિતી ભરેલું અને વિવેચનપૂર્ણ વ્યાખ્યાન કર્યું હતું, જેમાં કલાનાં વિવિધ અંગોનો સ્પર્શ કર આવ્યો છે.

જુદેજુદે ઠેકાણે વસતા ગુજરાતીઓમાં સાહિત્ય અને સરકારદ્વારા એકતા સ તેરી યોજના ઘડવાનો ઠરાવ પસાર થયો હતો.

કલાપીના સ્મારક તરીકે લાઠીમાં એક કલામંદિર બાંધવું અને કલાપીનું જોડીને સાહિત્યપ્રવૃત્તિ આદરવી અને તે બધી વ્યવસ્થા કરવા માટે એક સમિતિ નિ જોઈએ એવો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

સાહિત્યપ્રચારનો અવરોધ કરનાર રાજવીઓ સામે અને પાઠ્યપુસ્તકો પરત્વે સરકારની નીતિ સ્હામે વિરોધ જાહેર કરવામાં આવ્યો હતો.

ગુજરાતી ભાષાદ્વારા શિક્ષણ અને કૉલેજના પહેલા તથા બીજા વર્ષમાં ગુજરા ભાષાના સ્વીકાર માટે આગળની પરિષદ જેવા જ ઠરાવો કરવામાં આવ્યા હતા.

સંમેલનને અંગે રાત્રે ડાયરાઓની યોજના કરવામાં આવતી અને તેમાં સંખ્યા લોકો હાજરી આપતા. આ પ્રસંગે હિન્દી લોકસાહિત્યના સમર્થ સંપાદક શ્રી. રામન ત્રિપાઠી હાજર હતા અને તેમણે પોતાના ભાષણ દરમ્યાન હિન્દી લોકસાહિત્યની વાન રજુ કરી હતી.

આ સંમેલનપ્રસંગે રજુ થયેલા ભાષણો અને નિબન્ધોમાં શ્રી. મુનશીનું ભા ઐતિહાસિક પાત્રો અને તેમનું નિરૂપણ' વિષેનું, શ્રી. ધનપ્રસાદ મુનશીનો નિબન્ધ 'ગુજરાત નામ' વિશેનો, શ્રી. ત્રિભુવનદાસ શાહનો 'વિક્રમ સંવત્' વિશેનો નિબન્ધ, શ્રી. મનસુખલ ઝવેરીનો 'ભાષાન્તરની કળાનો નિબન્ધ' અને બીજા કેટલાક લેખકોના કાઠિયાવાડના ઇતિહ અને કાઠિયાવાડની પ્રજા વિશેના નિબન્ધોની ગણના થઈ જોઈએ. લાઠીમાં આ સંમેલ મળ્યું એટલે કલાપીના જીવન અને કવન વિષે પણ ઠીકઠીક માહિતી અને ચર્ચા ઉપસ્થિ થઈ હતી.

ઈ. સ. ૧૯૩૫માં આ સંમેલનનો અહેવાલ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે જે પ્રમુખોનાં ભાષણો, રજુ થયેલા નિબન્ધો અને ઈતર પ્રવૃત્તિનો સમાવેશ કરવામાં આવ્યો ।

પુસ્તકો (હિંદી, ગુજરાતી અને મરાઠી)

# હિન્દની પાંચ પ્રધાન સાહિત્ય પરિષદો

રામચન્દ્ર શુક્લ

**કર્ણાટકમાં**

પાંચે પરિષદોમાંથી સૌથી નવી સ્થાપાયલી કર્ણાટક સાહિત્ય પરિષદ છે. માઇસોરના મહારાજાના આશ્રયથી ૧૯૧૫ માં એની સ્થાપના થઇ અને ૧૯૩૩–૩૪ના રિપોર્ટ પ્રમાણે એના ૨૦ સભ્યો હતા. પરિષદનું મકાન બાંધવા મહારાજાએ રૂ. ૧૬૦૦૦ ની મદદ કરેલી છે, અને પરિષદ પાસે ફક્ત રૂ. ૫૩૦૦ નું ફંડ છે. એટલે આર્થિક દૃષ્ટિએ રાજ્યની સહાય ઉપર જ એનો આધાર છે. પરિષદ ત્રૈમાસિક પ્રસિદ્ધ કરે છે. સવારના આઠથી સાંજના આઠ સુધી એની કચેરી કામ કરે છે, પુસ્તકો પ્રસિદ્ધ કરે છે. માસિક વ્યાખ્યાનો ચલાવે છે, પુસ્તકપ્રદર્શન ભરે છે ને ગ્રંથાલય તેમ જ વાચનાલય પણ છે. એ ઉપરાંત એનું 'સ્ટડી સરકલ' પણ છે. રાયચુરમાં ભરાયલા વીસમા અધિવેશનનો અહેવાલ વાંચતાં પહેલા પાંચ ઠરાવો માઇસોરના રાજકુટુંબને અભિનંદન અંગે છે. નવમો ઠરાવ ભાષાને 'કેનરી' નહીં પણ 'કાનડા' કહેવી એમ પ્રજા તેમ જ રાજ્યોને વીનવે છે; અને બાકીના નીઝામ હૈદ્રાબાદ સ્ટેટમાં કાનડાનો પ્રચાર વધે અને એનો સ્વીકાર થાય તે માટે છે. આ ..નો જોતાં એમ જણાય છે કે કાનડા ભાષાની વહીવટી વિભાગોને અંગે કફોડી સ્થિતિ છે. અને કાનડા ભાષા બોલનાર તમામ વિભાગોમાં એનો સ્વીકાર કરવામાં એની શક્તિ ખર્ચાય છે. સાહિત્યની પ્રગતિ એટલી ધીમી હોય એમાં નવાઇ નથી. ૧૨મા ઠરાવમાં નીઝામ સરકારનો રાજ્યની પરવાનગી સીવાય કાનડા ભાષા શીખવાની ખાનગી શાળાઓ સ્થાપી ન શકાય એવો હુકમ પોતે રદ કરવા વીનતી કરે છે. કાનડા લોકોનું અલગ સંમેલન પણ ભરાયલું. રાજ્ય ઉપર આધાર રાખતી આ પરિષદનું રાયચુરમાં ૧૯૩૪ માં ઉદ્ઘાટનપ્રસંગનું ભાષણ પીર અહમદઅલી ખાને કરેલું એમાંના બે વાક્યો ખાસ ધ્યાન ખેંચે છે: "I have not had time to study the Kanada language sufficiently to become familiar with and appreciate the book-lore of the Karnatak in original." "...I have done my best to read the English language regarding the thoughts and modes of expressions among the Kanada People. કાનડા ભાષા ન જાણનારને હાથે કાનડા સાહિત્ય પરિષદની ઉદ્ઘાટનક્રિયા એ વિચિત્ર વસ્તુ જ, જણાય છે.

અહેવાલ જોતાં કાનડા સાહિત્ય પરિષદ હજુ બાલ્યાવસ્થામાં જ કહી શકાય અને એનું સાહિત્ય પણ એટલું વિકાસ પામેલુ નથી. રાઇસની 'કેનરીઝ લીટરેચર' નામની ચોપડીમાં અંગ્રેજીમાં આપેલો એના સાહિત્યનો ઇતિહાસ મેં વાચ્યો તે જોતાં એ પઠાન

છે. પણ સાહિત્ય પરિષદની સ્થાપના પછી પુસ્તકપ્રકાશન વધ્યું છે અને માઇસોર રાજ્ય એના વિકાસમાં મદદ કરે છે તેથી એ વધશે. સાહિત્ય પરિષદની કાર્યવાહક સમિતિમાં કાનડા બોલનાર વિભાગો પ્રમાણે પ્રતિનિધિ રાખ્યા તે અગત્યનું છે. એમાં માઇસોર, મુંબઈ મદ્રાસ કુર્ગ, હૈદ્રાબાદ ને ઉત્તર કર્ણાટકનાં રાજ્યોનો સમાવેશ થાય છે.

### મહારાષ્ટ્રમાં

મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદનો ઇતિહાસ લાંબો અને જુનો છે ૧૮૭૮ની સાલમાં મરાઠી ગ્રંથકારોનું પહેલું સમેલન ભરાયું, ત્યાર પછી કેટલાંક સમેલન ભરાયાં. ૧૯૦૯માં રમેશચંદ્ર દત્તના પ્રોત્સાહનથી પરિષદ સ્થાપવાનો વિચાર કર્યો ને ૧૯૧૮ માં પરિષદની સ્થાપના થઇ પણ પરિષદ પાસે ૧૯૧૭ મા ઇંદોરના મહારાજા તુકોજીરાવ હોલકરે દશ હજાર રૂ આપ્યા ત્યારે ફંડની શરૂઆત થઇ અને અત્યારે સોળ હજારનો નિધિ પરિષદ પાસે છે અને મકાન માટે રૂ. ૩૨૦૦ નો જુદો નિધિ છે. પરિષદનું બંધારણ ૧૯૩૨ મા કોલ્હાપુરમા ઘડાયું અને નાગપુરમાં ૧૯૩૩ મા તેમાં સુધારો થયો. આર્થિક મદદ પરિષદને મોટે ભાગે દક્ષિણના મરાઠી રાજ્યો કરે છે. પરિષદ ૧૯૨૮ થી સાહિત્ય પત્રિકા કાઢે છે, સમેલન ભરે છે, પુસ્તકો પ્રસિદ્ધ કરે છે, અને વ્યાકરણ, શુદ્ધ લેખન, લિપિસુધારણા, કોશ કે ઉપજાવવા વગેરે કામ તથા સરકાર દરબાર અને જીવનવિજ્ઞાનમાં મરાઠીને પુરો પ્રવેશ કરાવવાની મહેનત કરે છે.

એના બંધારણ પ્રમાણે કાર્યક્રમમાં મહત્ત્વનો ભાગ અધ્યાપકો ને સાહિત્યકારો મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદના બંધારણમાં લે છે પણ કલમ ૮(૩) પ્રમાણે પ્રાદેશિક મર્યાદા છે એટલે મધ્ય મહારાષ્ટ્ર, એનાં રાજ્યો, મુંબઇ તથા ઉપનગર, વરાડ, નાગપુર વગેરે, હૈદ્રાબાદ સંસ્થાન, દક્ષિણ મરાઠા રાજ્યો, કર્ણાટક, વડોદરા, ગુજરાત કાઠિયાવાડ ને સિંધ ગ્વાલીયર, ઇંદોર, ધાર, મધ્ય હિંદ વગેરે, સંયુક્ત પ્રાંત, બંગાળ, ઉત્તર હિંદ, દક્ષિણ હિંદ એમ વિભાગો પાડી આખા ય હિંદમાં વસતા મરાઠી સાહિત્યકારો ને મરાઠી ભાષા બોલનારના ૫૮ પ્રતિનિધિઓ રાખ્યા છે. એથી મરાઠી ભાષા બોલનારની સાંસ્કૃતિક એકતા વધે છે. મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદની ૫૯ મી કલમ મુજબ બંધારણમાં ફેરફાર વાર્ષિક સભામાં યા ખાસ સભામાં હાજર રહેલાઓની ત્રણ પંચમાંશ બહુમતીથી થઈ શકે છે.

### હિંદી સાહિત્ય સંમેલન

હિન્દી સાહિત્ય સંમેલનનું બંધારણ કંઇક જુદા પ્રકારનું છે, કારણ કે હિન્દી ભાષાને રાષ્ટ્ર ભાષા બનાવવા એનો વિશેષ પ્રચાર કરવાનો છે. એમાં રાષ્ટ્રલિપિ દેવનાગરી ને રાષ્ટ્રભાષા હિન્દીનો પ્રચાર કરવાનો તેમ જ પારિતોષિક પદક વગેરે લેખકો, કવિઓ આદિને આપવા, પરીક્ષાઓ લેવી, પુસ્તકો પ્રસિદ્ધ કરવાનાં વગેરે ઉદ્દેશ છે. એની સ્થાયી સમિતિમાં, સંમેલનની પરીક્ષાઓમાં પાસ થયેલા પ્રતિનિધિઓ, પત્રકારોના પ્રતિનિધિ, તેમ જ દર દશે એક સામાન્ય સભ્ય એમ પ્રતિનિધિઓની વરણી થયી છે. ૪૦ સભાપતિ સંમેલનમાં ચુંટાયા તેમાં એક પણ ના દસથી વિશેષ હોઇ શકે નહીં...પરીક્ષામાંથી,

પ્રચારમંત્રી અને સાહિત્યમંત્રીની એમાં વ્યવસ્થા છે. ૧૦૩ કલમ પ્રમાણે બંધારણમાં ફેરફાર વિષયવિચારિણીસમિતિદ્વારા રજુ થઇ શકે અને બહુમતી તે પસાર કરી શકે. એનું મહત્ત્વનું કાર્ય હિંદી વિશ્વવિદ્યાલય પરીષદદ્વારા હિંદીની પરીક્ષાઓ લેવાનું, પ્રાંતોમાં હિંદીને પ્રચાર કરવાનું, ને પારિતોષિક આપવાનું છે. એની સંબંધસંસ્થાઓ અનેક છે. અને સ્થાયી સમિતિમાં એના પ્રતિનિધિઓ છે. ૧૯૧૦ માં શરૂ થયેલા આ સંમેલનનાં ગાંધીજી તથા માલવીયાજી બબેવાર પ્રમુખ થયા છે. ઈન્દોરમાં એનુ ૨૪ મું સાહિત્ય સંમેલન મે જોયું તેમાં સાહિત્યકારોને સાચું સ્થાન નહોતું.

**બંગાલમાં**

બંગાળ સાહિત્ય પરિષદ સંગીન કામ કરે છે. એ સાહિત્યપરિષદપત્રિકા કાઢે છે. ગ્રંથપ્રકાશન કરે છે, ગ્રંથાલય ચલાવે છે. ચિત્રશાળા રાખે છે, વ્યાખ્યાનો આપાવે છે. એને કલકત્તા કોરપોરેશન સાહાય્ય કરે છે ને બંગાળ સરકાર વાર્ષિક મદદ કરે છે. પરિષદના સભ્યોએ વાર્ષિક અધિવેશનમાં ચુંટેલા ઓધ્ધેદારો ને ચુંટેલા સભ્યોનું કાર્યવાહક મંડળ હોય છે. દેશનાં જુદાજુદા ભાગોમાં પરિષદશાખાઓ કાઢવાની સત્તા છે. અને એ પરિષદ શાખાના સભ્યોને કાર્યવાહક મંડળમાં પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર છે.

**ગુજરાતમાં**

પર પ્રાંતોની ચાર સાહિત્ય પરિષદોનો વિચાર કરતાં અને નડીયાદમાં પસાર થયેલુ ગુજરાતી સાહિત્ય પરિષદનું બંધારણ જોતાં એમાં બે વાત ખુંચે છે. એક તો એમાં આખા ગુજરાતને અથવા ગુજરાતી ભાષા બોલતા વર્ગને સ્થાન નથી. એની મધ્યસ્થ સભામાં સામાન્ય સભાસદોએ ચુંટેલા બાર સભ્યોને સ્થાન છે. એમાં વિભાગ વાર પ્રતિનિધિત્વ નથી. એથી એક પક્ષની યા સ્થળની વ્યક્તિઓ આવવાનો સંભવ છે. તે ઉપરાંત વિષય વિચારણી સમિતિના બાર સભાસદો હોય તો પણ વિષયવિચારિણીસમિતિમાં સત્કાર મંડળના પ્રતિનિધિ ૨૦ તેમાં જ મધ્યસ્થ સભાના તમામ સભાસદ હોય છે એટલે એમના જ હાથમાં લગામ રહે અને બંધારણમાં ફેરફાર કરવા માટે ૫૮ (ગ) પ્રમાણે મધ્યસ્થ સભામાં દરખાસ્ત મંજૂર થાય તો પરિષદની અસાધારણ સામાન્ય સભા ફેરફાર કરી શકે. અને મધ્યસ્થ સભામાં ૨૦ સભ્યોની હાજરી હોવી જોઇએ. એટલે તમામ સત્તા મધ્યસ્થ સભાના હાથમાં હોય છે. એમાં કર્ણાટક, હિંદી કે મરાઠી સાહિત્ય સમેલન માફક એ ભાષા બોલ i તમામ પ્રદેશોનું પ્રતિનિધિત્વ નથી તેમ જ બંધારણમાં ફેરફાર કરવાની અનુકૂળતા નથી. ખરૂં જોતાં નડીયાદમાં બંધારણની ચર્ચા થઇ ત્યારે મધ્યસ્થ સભામાં જીલ્લાવાર પ્રતિનિધિઓ ચુંટાય એવો શ્રી. સુંદરલાલ જોષીએ સુધારો મૂકેલો તે ઊડી ગયેલો. એ રીતે અમુક જ પક્ષ સત્તા જાળવી શકે નહિ. સાહિત્ય પરિષદને બંધારણની જરૂર હતી તે બંધારણ મળ્યું છે. પણ એનો કાર્યવેગ અટકી ગયો છે. એની પાસે આશરે અડધા લાખ કરતાં વધારેનાં ફંડો છે તેનો ઉપયોગ વ્યાખ્યાનો માટે થવાનો છે. હમણાં જ પરિષદ-વ્યાખ્યાનો મુંબઇમાં થયાં એમ છાપામાં વાંચ્યું, પણ હું પરિષદ સભ્ય હોવા છતાં હજુ સુધી એ થવાનાં હતાં તે વિષે કે કેવા પ્રકારનાં વ્યાખ્યાનો થયાં તે વિષે જાણવા

મળ્યું નથી. પરિષદે શિક્ષણયોજના ઘડી હતી તે કેટલે અટકી તે પણ જાણવામાં નથી. પરિષદ ઉપયોગી પુસ્તકપ્રસિદ્ધિ કે સાહિત્યપત્રિકા ક્યારે હાથ ધરશે? 'અમદાવાદનું આગામી સાહિત્ય સંમેલન' નામે 'શારદા'ના નવેમ્બર ૧૯૩૫ના અંકમાં પરિષદ વિષે મેં લખેલું તેથી તે વિષે વિશેષ લખવાનું રહેતું નથી.

**અમદાવાદ કરશે?**

આ વર્ષે હિન્દમાં ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના થઈ છે. પણ મને લાગે છે કે પ્રધાન સાહિત્ય પરિષદો સત્ત્વહીન હશે અને પ્રજામાં એની અસર નહી હોય તો ભારતીય સાહિત્ય પરિષદમાં પણ ક્યાંથી તેજ આવવાનું છે? બંગીય સાહિત્ય પરિષદના કામની સંગીનતા, હિન્દી સાહિત્ય સમ્મેલનનો પ્રચાર, મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદના અધ્યાપકો ને વિદ્વાનોનો સહકાર અને એના બંધારણ જેવું પ્રતિનિધિત્વ તેમ જ કર્ણાટક સાહિત્ય પરિષદ જેવી આર્થિક મદદ ગુજરાતી સાહિત્ય પરિષદને મળે અને ગુજરાત તેમ જ ગુજરાતના રાજ્યોમાં અને બૃહદ્ ગુજરાતમાં એની અસર પડે તો એ દ્વારા ગુજરાતી ભાષા, સાહિત્ય અને સંસ્કાર પોષાય, વિકસે અને વિસ્તરે, અને એ માટે સાહિત્યપત્રિકા પુસ્તકપ્રકાશન, વ્યાખ્યાનો, લેખકોને પારિતોષિક તેમ જ પદકઅર્પણ તેમ જ સાહિત્યની પરીક્ષાઓ લેવી જોઈએ. સંમેલનમાં નિબંધ વાંચવાની પદ્ધતિમાં ફેર કરવાની જરૂર છે વિભાગી પ્રમુખોની આવશ્યકતા નથી; પણ સાહિત્યના પ્રશ્નોની ચર્ચા તેમ જ સાહિત્યકારોના વિશેષ સહકાર અને પરિચયની જરૂર છે. પુસ્તકપ્રકાશન અને લેખકપ્રકાશકને ભેગાં કરવાની જરૂર છે. ઊગતા લેખકોને ઉત્તેજન અને માર્ગદર્શનની જરૂર છે. પ્રજામા સાહિત્યનો પ્રચાર વધે અને એ એમાં રસ વિશેષ લે તેવી કાર્યયોજના અમલમા મુકવાની જરૂર છે. જુનાનો અભ્યાસ અને સંરક્ષણ તેમ જ નવાનુ સર્જન અને પ્રચાર એ તમામ આવશ્યક છે. એ તમામ પ્રશ્ન સમેલન અને પરિષદે હાથ ધરવા જોઈએ. અમદાવાદમાં એમાંનું કંઈક થશે તો એક કદમ આગળ ભરાશે.[1]

---

૧ શનિવાર તા. ૨૪-૧૦-૩૬ના 'જયભારત'ના અંકમાંથી આ લેખ શરૂઆતનો થોડો ભાગ બાદ રાખીને ઉપકાર સાથે ઉદ્ધૃત કરવામાં આવ્યો છે —તંત્રીઓ.



# ગુજરાતી સાહિત્ય પરિષદની આનુપૂર્વી

(ઈ. સ. ૧૯૦૫ થી ૧૯૩૬)

| વર્ષ | પરિષદ | સ્થળ | પ્રમુખ | સ્વાગતસમિતિ પ્રમુખ |
|---|---|---|---|---|
| ૧૯૦૫ | ૧ | અમદાવાદ | ગોવર્ધનરામ ત્રિપાઠી | રમણભાઇ નીલકંઠ |
| ૧૯૦૭ | ૨ | મુંબાઇ | કેશવલાલ ધ્રુવ | પુરુષોત્તમ માવજી |
| ૧૯૦૯ | ૩ | રાજકોટ | અંબાલાલ દેસાઇ | ગોંડળનાં મહારાણીશ્રી નંદકુંવરબા |
| ૧૯૧૨ | ૪ | વડોદરા | રણછોડભાઇ દવે | મનુભાઇ મહેતા |
| ૧૯૧૫ | ૫ | સુરત | નરસિંહરાવ દીવેટિયા | મધુવચ્છરામ હોરા |
| ૧૯૨૦ | ૬ | અમદાવાદ | હરગોવિન્દદાસ કાંટાવાળા | આનંદશંકર ધ્રુવ |
| ૧૯૨૪ | ૭ | ભાવનગર | કમળાશંકર ત્રિવેદી | પ્રભાશંકર પટ્ટણી |
| ૧૯૨૬ | ૮ | મુંબાઇ | રમણભાઈ નીલકંઠ | કૃષ્ણલાલ ઝવેરી |
| ૧૯૨૮ | ૯ | નડિયાદ | આનન્દશંકર ધ્રુવ | છગનલાલ પંડ્યા |
| ૧૯૨૯ | ૧૦ | ,, | ભૂલાભાઈ દેસાઇ | અંબાલાલ જાની |
| ૧૯૩૩ | ૧૧ | લાઠી* | કૃષ્ણલાલ ઝવેરી | ઠાકોરસાહેબ શ્રીપ્રહ્લાદસિંહજી |
| ૧૯૩૬ | ૧૨ | અમદાવાદ | મહાત્મા ગાંધીજી | સર ચીનુભાઇ (બીજા બેરોનેટ) |

# ગુજરાતી સાહિત્ય પરિષદ અને તેનાં પ્રકાશનો

— નામાવલિ —

કાવ્ય

૧ સંદેશિકા: લેખક: અરદેશર ખબરદાર (૧૯૨૫)

નવલકથા

૨ બંકિમચંદ્રકૃત બંગાળી રજની (ભાષાન્તર): ભાષાન્તરકાર: મોહનદાસ મહેતા અને ભગવાનલાલ ભટ્ટ

નવલિકા

૩ મારી કમળા અને બીજી વાતો: લેખક: કનૈયાલાલ મુનશી (૧૯૧૮)

૪ રણજિતકૃતિસંગ્રહ: સાહેબરામ (નાટક સાથે) આદિ કૃતિયોનો સંગ્રહ: લેખક: રણજિતરામ મહેતા (૧૯૨૧)

---

* અહીંથી પરિષદનું દ્વૈવાર્ષિક મિલન સંમેલન કહેવાય છે.

### નાટક

૫ મિચારો અને ભૂલનો ભોગ (ફ્રેંચ મહાકવિ મોલિયેરનાં બે નાટકો) અનુવાદક: ધનસુખલાલ મહેતા (૧૯૨૧)

### સંવાદ

૬ પ્લેટોકૃત ફીડ્રસ: અનુવાદક: મણિશંકર ભટ્ટ (૧૯૨૧)

### ઇતિહાસ

૭ ફેરિસ્તાકૃત ગુજરાતના સુલતાનોનો ઇતિહાસ: ભાષા. આત્મારામ દીવાનજી (૧૯૧૭)
૮ ડૉ. મેકડોનેલકૃત સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ: ભાષા. મોહનલાલ દવે (૧૯૨૧)
૯ હિન્દનું રાજ્યબંધારણ: લેખક. હરિલાલ ભટ્ટ (૧૯૨૩)
૧૦ ઇંગ્લેંડ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ: લેખક નવલરામ પંડ્યા (૧૯૨૩)

### ભૂગોળ

૧૧ ગુજરાતનાં તીર્થસ્થાનો[1]. લેખક. દુર્ગાશંકર શાસ્ત્રી (૧૯૨૮)

### વિજ્ઞાન

૧૨ પ્રો. મેકમિલનકૃત સૃષ્ટિની ઉત્પત્તિ. અનુ: કલ્યાણરાય જોશી (૧૯૧૮)

### સંશોધન

૧૩–૧૪ સામળકૃત સિંહાસન બત્રીસી. (કુલ વાર્તા બે ભાગમાં મળી ૫૬૨) સંશોધક: અંબાલાલ જાની (૧૯૨૭)

### પાઠ્યપુસ્તકો

૧૫ શિષ્ટ સાહિત્યમાળા: ક્રમિક પાઠ્યપુસ્તક ચોથું. (પદ્યવિભાગ): સંપાદક: હીરાલાલ પારેખ. સંપાદક: જ્યોતીન્દ્ર દવે અને શંકરપ્રસાદ રાવળ (૧૯૨૮)
૧૬ ક્રમિક પાઠ્યપુસ્તક પહેલું: સંપાદકો: પ્રાણલાલ દેસાઈ અને જનુભાઈ સૈયદ; સંપાદક: શંકરપ્રસાદ રાવળ (૧૯૩૪)
૧૭ ક્રમિક પાઠ્યપુસ્તક બીજું: ઉપર મુજબ.

### સ્મારકગ્રંથો

૧૮ નર્મદશતાબ્દીગ્રંથ: સંપાદકો: મુંબાઈ નર્મદશતાબ્દીસમિતિ (૧૯૩૫)
૧૯ સ્મારકચિત્રાવલિ: સંપાદકો: ગુજરાતી સાહિત્ય પરિષદના મંત્રીઓ (૧૯૩૧)

### અહેવાલો

૨૦–૨૯ પહેલી પરિષદથી અગિયારમી સુધીના [એમાં નવમી અને દસમી પરિષદના અહેવાલ ભેગા પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.]

---

૧ પઢિયારસ્મારકનિધિ. આ સ્મારકનું ભંડોળ પણ તેના ટ્રસ્ટીઓએ પરિષદને સુપ્રત કર્યું છે.

# અર્વાચીન ગુજરાત: એક દિગ્દર્શન

છોટુભાઇ જોષી

અણકીધાં કરવાનાં કોડે,
અધૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્ય ને શકિત તણા ઉર્વેભવરાસ રચાય,
જય જય જન્મ સફલ ગુજરાતી,
જય જય ધન્ય અદલ ગુજરાત!
—ખબરદાર

વીસ વર્ષ પહેલાં જે ગુજરાત નિર્માલ્ય, ચેતનહીન તથા નિષ્પ્રાણ ગણાતું હતું, તે ગુજરાત આજે સર્વદેશીય વિકાસ સાધી રહેલું આપણે સ્પષ્ટ રીતે જોઇએ છીએ.

નર્મદાશંકરે પોતાના સમયના ગુજરાત વિષે દર્શાવેલા વિચારો આજે આપણને આશ્ચર્યજનક તથા અકલ્પ્ય લાગે છે. જ્ઞાતિઓનો ત્રાસ, અભણતાને લઇને ઉત્પન્ન થતી ઇર્ષ્યા, કુસંપ તથા અસંસ્કારિતા, બાલલગ્નોને લઇને પ્રજાની પ્રતિદિન વધતી જતી શારીરિક અધોગતિ, સામાજિક તથા ધાર્મિક પ્રસંગો ઉપર થતા બેહદ ખર્ચો, ગુજરાતીઓની સાહિત્ય, જ્ઞાન તથા સ્વાસ્થ્ય પ્રત્યેની અરુચિ, પ્રજાના જુદાજુદા વર્ગો વચ્ચે વ્યાપી રહેલા કુસંપ તથા અસહકારના પરિણામે ઉદ્‌ભવતાં હાનિકારક પરિણામો જોઇને વીર નર્મદે એક વખત ગુજરાતના ભાવિ વિષે લોહીનાં આંસુઓ સાર્યાં હતાં. પરન્તુ આજે ગુજરાતની પરિસ્થિતિમાં આશ્ચર્યકારક પરિવર્તન થઇ રહેલું આપણે જોઇએ છીએ.

જ્ઞાતિઓનો ત્રાસ પ્રતિદિન ઓછો થતો જાય છે. સ્વદેશીય જ્ઞાન તથા ઉચ્ચ કેળવણીની પ્રગતિને લઇને હૃદયની તથા મનની સંકુચિતતા ઓછી થતી જાય છે. ગુજરાતનાં સ્ત્રીપુરૂષોનાં સામાજિક તથા રાજકીય દૃષ્ટિબિન્દુઓ હવે વધુ વિશાળ તથા ઉર્ધ્વગામી બન્યાં છે, અને આને પરિણામે ગુજરાતની પ્રજામાં સંપ, સહકાર, સંગઠ્ન તથા રાષ્ટ્રીયતાની અસાધારણ ભાવના જાગ્રત થઇ છે. જ્ઞાતિઓ જીવશે તો ખરી, પરન્તુ ગુજરાતના તથા હિન્દના સર્વદેશીય વિકાસમાં આડખીલીરૂપ થઇ પડવાને બદલે પ્રાન્ત તથા રાષ્ટ્રના વિકાસમાં મદદરૂપ થઇ પડશે એમ કહેવું અસ્થાને તો નજ ગણાય.

પચ્ચીસ વર્ષ પહેલાં હિન્દી તથા જગતની દૃષ્ટિએ ગુજરાતની સમૃદ્ધિ, ગુજરાતની સંસ્કારિતા તથા ગુજરાતની માનવતા નિસ્તેજ તથા નિષ્ફલ ગણાતી. પરન્તુ આજે ગુજરાતે શક્તિપૂજાને પોતાનો જીવનમન્ત્ર બનાવ્યો છે. શકિત, સાહસ તથા વ્યવસ્થાશકિત વિનાની આર્થિક સમૃદ્ધિ, તથા વિલાસવૈભવ વ્યકિતને તથા રાષ્ટ્રને કોઈ પણ પ્રકારે ઉપયોગી નથી એ મહાન ઐતિહાસિક સત્ય આજે ગુજરાતને સ્પષ્ટ રીતે સમજાયું છે. અને તેથી જ

છેલ્લાં વીસ વર્ષો થતા ગુજરાતનાં સ્ત્રીપુરુષો તથા કુમારકુમારિકાઓના શારીરિક વિકાસને માટે વ્યવસ્થિત પ્રયાસો થઇ રહેલા આપણે જોઇએ છીએ.

છેલ્લાં પંદર વર્ષથી હિન્દના સર્વદેશીય વિકાસ તથા ઉદ્ધારના કાર્યમાં "ગરવી" ગુજરાતે પોતાનો ફાળો સુન્દર રીતે આપ્યો છે, એટલું જ નહિ, પરન્તુ પંદર વર્ષ થયાં હિન્દની રાજકીય, આર્થિક તથા સામાજિક પ્રવૃત્તિઓનું નેતૃત્વ ગુજરાતે ગૌરવ તથા સફલતાથી દીપાવ્યું છે. અને આ રાષ્ટ્રીય નેતૃત્વની જવાબદારીઓ તથા મુશ્કેલીઓના પરિણામે ગુર્જરપ્રજામાં અજબ પ્રકારનું ચેતન તથા ગુજરાતી જીવન વિકાસ પામી રહ્યું છે.

પચ્ચીસ વર્ષ પહેલાં બંગાલ તથા મહારાષ્ટ્રની સરખામણીમાં ગુજરાતના સ્ત્રીપુરુષોનું બુદ્ધિબળ સામાન્ય લેખાતું. પરન્તુ આજે ગુજરાતનો બુદ્ધિવૈભવ તથા આત્મવૈભવ એટલી બધી ઉન્નત કક્ષાએ પહોંચ્યો છે કે હિન્દનું ભાવિ આવતી કાલે કેવું સ્વરૂપ લેશે એ આજે ગુજરાતના નેતાઓના હાથની વાત છે.

" શું શાં પૈસા ચાર" એવી અધમ દશા ભોગવતી ગુજરાતી ભાષા આજે ચેતનવન્તી તથા પ્રેરણાત્મક બની છે.

The Gujarati language has attained sufficient maturity and richness so as to express clearly and lucidly all the subtle and complete processes of psychology and conduct.

આજે ગુજરાતનું સાહિત્ય નવા વિચારો, નવા આદર્શો, ક્રાન્તિકારક દૃષ્ટિબિન્દુઓ તથા ભાવનાઓથી જીવન્ત તથા ચેતનમય બની રહ્યું છે. વેપારીઓ તથા કાયરોની ભાષા મટી ગુજરાતી ભાષા આજે વીરો તથા વીરાંગનાઓની ભાષા બની રહી છે. ભક્તિ તથા વૈરાગ્યનાં કવનો આજે ગુર્જરસાહિત્યમાંથી અદૃશ્ય થઇ ગયા છે. એમનું સ્થાન આજે શક્તિ, સાહસ, રાષ્ટ્રીયતા તથા સ્વાતન્ત્ર્યના કવનોએ છીની લીધું છે. ગુજરાતને આજે નરસિંહ મહેતાની તથા મીરાંની ભક્તિ નથી જોઇતી. ગુજરાતે તો ભગવાન વાસુદેવ, વનરાજ તથા સિદ્ધરાજની કાર્યશક્તિ, વીરતા તથા વિજયશક્તિના પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો છે, અને તેથી જ ગુર્જરસાહિત્ય ગુર્જરપ્રજાના આદર્શો તથા નિશ્ચયોનું જીવન્ત પ્રતિબિમ્બ બની રહ્યું છે.

ગુજરાતની સ્ત્રીઓ હવે "ચૂલામાં ચિત્ત" રાખીને બેસી રહેતી નથી. એમને એમની શક્તિઓનું ભાન થયું છે, અને તેથી જ આજે ગુજરાત તથા હિન્દના જાહેરજીવનમાં નિર્ભયતા તથા દૃઢતાની અગ્રગણ્ય કામ બજાવતી આપણે એમને જોઇ રહ્યા છીએ. હિન્દનો ઉદ્ધાર સ્ત્રીઓના હાથમાં છે એ સત્ય એમણે સ્પષ્ટ અને પુરવાર કરી બતાવ્યું છે. રાષ્ટ્રજીવનના પ્રત્યેક ક્ષેત્રમાં એમણે એમની શક્તિઓનો પરચો સુન્દર તથા અસરકારક રીતે બતાવ્યો છે. સ્ત્રી અબલા નથી પરન્તુ એક મહાન શક્તિ છે એ વસ્તુ ગુજરાતની સ્ત્રીઓએ પુરુષવર્ગને સહેલાઇથી સમજાવી દીધી છે.

ગુજરાતનું ભાવિ ઉજ્જ્વલ છે. અને ગુજરાતનાં સ્ત્રીપુરુષો પોતાનો સર્વદેશીય વિકાસ સતત પ્રયાસોથી જો ચાલુ રાખશે તો વખત જતાં ગુજરાત હિન્દના બધા પ્રાન્તોમાં પ્રથમ સ્થાન વરી લેશે એ નિર્વિવાદ મત છે.

## દરેક ગુજરાતી ગૃહમાં હોવું જોઈએ

# "GUJARAT and its LITERATURE"

# (ગુજરાત અને તેનું સાહિત્ય)

### લેખક: શ્રી કનૈયાલાલ મા. મુનશી

"શ્રી. મુનશીએ કરેલું ગુજરાતી સાહિત્યનું સમગ્રાવલોકન મારે માટે મોહક વાચન થઇ પડયું છે. × × ×"

—મહાત્મા ગાંધીજી

"ગુજરાત અને તેનું સાહિત્ય" પ્રકાશ અને ચેતનથી ભરેલો અને કર્તાના વ્યકિતત્વનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતો ઉત્તમ ગ્રંથ છે. શ્રીયુત મુનશીનો ગુજરાત ઉપરનો ઉત્કટ પ્રેમ, અને જે વસ્તુને તેઓ સ્પર્શે તેને સજીવન બનાવતી તેમની કલ્પના બન્ને સ્પષ્ટ સ્વરુપમાં આ ગ્રંથમાં છે. કર્તાને ઓળખનાર–મારા જેવા માટે નહીં પણ–બીજાં ઘણાંને આશ્ચર્ય પમાડે એવી બાબત એ છે કે આટલો અથાગ પરિશ્રમ તેમણે લીધો છે, અને તે પણ જેલની દીવાલો પાછળ અને અસ્વસ્થ શારીરિક પ્રકૃતિના સમયમાં.

પરંતુ આ ગ્રંથનું આદ્ય લક્ષણ તો એ છે કે ગુજરાતના સાહિત્યનો અભ્યાસ ગુજરાતના ઇતિહાસ તેમ જ હિન્દના ઇતિહાસ ઉપર સંલગ્ન દૃષ્ટિ રાખીને કરવામાં આવ્યો છે. આ કાર્ય કર્તાએ વિસ્તારથી અને ગુણપૂર્વક કર્યું છે. × × ×.

—આચાર્ય શ્રી. આનન્દશંકર ધ્રુવ

પ્રો. વાઇસ ચાન્સેલર, બનારસ હિન્દુ વિદ્યાપીઠ

"આ ગ્રંથ સાહિત્યઇતિહાસના માત્ર પ્રારંભિક ગ્રંથ જેવો નથી. એનું ક્ષેત્ર વિશાળ છે. અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતી, એ બધી ભાષાઓના સાહિત્યનું વિવેચન કરવા માટે જે તલસ્પર્શી વિદ્વત્તાની જરૂર છે તેની પાત્રતા કર્તામાં છે; કારણ કે તેમણે જીવનનો ઘણો સમય સેવામાં ગાળ્યો છે. પોતે એક ઉત્તમ સાહિત્યકાર છે. × × ×

શ્રી. મુનશીના ગ્રંથના અપૂર્વ ગુણ એ છે કે એમણે યૂરોપના સમર્થ સાહિત્યકારોના અને તેમની કલા-મીમાંસાનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને તેથી જ તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારોનું ખરું મૂલ્યાંકન કરી શકેલ છે. એમના દર્શનના સત્યાસત્યની હું જ્યાં પરીક્ષા કરી શકું એમ છું ત્યાં તે મને રુચિકર અને સર્વાંશપૂર્ણ જણાયું છે. અને સાહિત્યસમૃદ્ધિનું દર્શન કરાવતાં પ્રામાણિકતા અને સત્યપ્રેમથી તેની અપૂર્ણતાઓ પણ ન સંતાડવામાં કર્તાએ જે વૃત્તિ દર્શાવી છે, તે માટે ગુજરાત કર્તાનું બહુ જ ઋણી છે.

—ડા. એ. બેરીડેલ કીથ, ડી. સી. એલ.,

યુનીવર્સીટી ઓફ એડીનબરો

# બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનની કાર્યવહી

**પ્રથમ દિવસ : શનિવાર તા. ૩૧ મી ઑક્ટોબર**

આ સંમેલન ઑક્ટોબર તા. ૩૧ મી અને તા. ૧ લી અને ૨ જી નવેમ્બરને રોજે —શનિવારથી સોમ સુધી—અમદાવાદમાં પ્રેમાભાઈ સભાગૃહમાં મહાત્મા ગાંધીજીને પ્રમુખપદે મળ્યું હતું.

સત્કારમંડળના પ્રમુખપદે સર ગિરિજાપ્રસાદ ચિનુભાઈ હતા.

સંમેલનને અંગે પ્રથમ દિવસે એક કલાપ્રદર્શનની યોજના કરવામાં આવી હતી અને ગુજરાત પ્રાંતિક સમિતિના મકાનમાં તે ભરાયું હતું. પ્રદર્શનસમિતિના પ્રમુખ ડૉ. હરિપ્રસાદ દેસાઈએ અમદાવાદની કલા અને તેના કલાકારોનો ટૂંકો પરિચય કરાવ્યો હતો. આચાર્ય આનંદશંકર ધ્રુવે આ પ્રદર્શનનો ઉદ્‌ઘાટનવિધિ કરી ટૂંકું વ્યાખ્યાન કર્યું હતું. પ્રદર્શન શ્રીયુત રવિશંકર રાવળની કલાદૃષ્ટિ, તેમની અને તેમના કલારસિક શિષ્યમંડળની ઉત્કૃષ્ટ કલાકૃતિઓથી નાનું છતાં મનોરમ અને ઊંચા પ્રકારના મહત્ત્વનું હતું. સાહિત્ય-પરિષદને અંગે ભરાયેલા આ પ્રદર્શનમાં ગુજરાત અને બૃહદ્‌ગુજરાતની કલાકૃતિઓ આવી શકી હોત તો સમગ્ર ગુજરાતની કલાદૃષ્ટિના વિકાસના વિશેષ વ્યાપકતા ને સમગ્રતાથી દર્શન કરવાનો સાહિત્યરસિકોને લાભ મળત. શ્રીયુત રવિભાઈ રાવળને તેમના જીવનના ધ્યેય પરત્વે તેમણે કરેલા અને કરાવેલા આવા કલાવિકાસ માટે અભિનંદન ઘટે છે.

પ્રેમાભાઈ સભાગૃહમાં બપોરે ત્રણ વાગે [illegible] સાહિત્યરસિક નરનારીઓની હાજરીમાં સંમેલનના સત્રની શરૂઆત થઈ. પ્રમુખશ્રી સાથે સરહદગાંધી ખાન અબ્દુલ ગફારખાને પણ હાજરી આપી હતી.

સંગીત પછી સર ગિરિજાપ્રસાદે સ્વાગતનું વ્યાખ્યાન વાંચ્યું હતું.

દિવાન બહાદુર કેશવલાલ ધ્રુવના પ્રસ્તાવ અને શ્રીયુત કનૈયાલાલ મુનશીના અનુમોદનથી મહાત્માજીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું.

આ પછી શ્રી હીરાલાલ પારેખે સંમેલનની સિદ્ધિ માટે આવેલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા.

અગિયારમા સંમેલનના પ્રમુખશ્રી દિવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરીએ તેમના પ્રમુખપદે મળેલા સાહિત્યસંમેલનનો અહેવાલ નવીન પ્રમુખને અર્પણ કર્યો અને પરિષદનો કાર્યભાર મહાત્માજીને સુપ્રત કરી પોતે નિવૃત્ત થયા.

અત્યાર સુધીના પરિષદ્પ્રમુખોની-લખેલું વ્યાખ્યાન વાંચવાની-પ્રણાલિકાનો ભંગ કરી મહાત્માજીએ મોઢેથી જ તેમનું વ્યાખ્યાન કર્યું હતું.

મૌખિક વ્યાખ્યાન પૂરું કરી મહાત્માજી આચાર્ય આનંદશંકર ધ્રુવને પ્રમુખપદની અવેજી અર્પી ચાલી ગયા હતા.

આ પછી મરાઠી સાહિત્ય સંમેલનના પ્રતિનિધિ તરીકે આવેલા અતિથિઓ સરદાર કીબે અને અધ્યાપક પોતદારે મરાઠી સાહિત્ય પરિષદનો સંદેશ આપ્યો હતો. આ પછી શ્રી કનૈયાલાલ મુનશીએ સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે તેમના વ્યાખ્યાનમાંથી કેટલાક ખંડો પસંદ કરી વાંચ્યા હતા.

આસ્તોડિયા રોડ પરની મ્યુનિસિપલ શાળાના ચોગાનમાં શ્રી નૃસિંહપ્રસાદ ભટ્ટનું જાહેર ભ.પણ 'જાપાનની કેળવણી' થયું હતું.

આ જ દિવસે રાત્રે સાડા આઠથી સવા અગિઆર સુધી સર ચીનુભાઇના શાહી બાગમાંના શાંતિકુંજના વિશાળ ચોકમાં સંમેલનને અંગે એક રસિક રંજનકાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. રંજનસમિતિનાં મંત્રીઓ શ્રી મનોરમાબ્હેન ચીનુભાઇ અને ઇન્દુમતી દીવાનજીએ યોજેલા આ નૃત્ય અને ગરબાની સુન્દર, સરસ અને સુરુચિભર યોજના ખાસ અભિનંદનીય હતી.

રંજનસમિતિનો કાર્યક્રમ જલવાદન, ગરબા, પુષ્પપતંગિયાં, સંગીત, ઋતુનૃત્ય અને નૃત્યના વિવિધ પ્રકાર, દાણલીલા, મહાકાલી, સરશૃંગારવાદન વગેરે વગેરેથી ભરચક અને સુસ્મરણીય હતો. સંગીતવિધાન. નૃત્યવિધાન, અભિનયવિધાન અને નેપથ્યવિધાન એ સૌનાં પ્રેરક, આયોજક અને તેમને યથાર્થતાથી કલામાં સાક્ષાત્ મૂર્તિમંત કરી બતાવનારાં બાલ અને યુવક નટનટીઓ, અભિનેતા, અભિનેત્રીઓ એ સૌએ પોતપોતાની કલોપાસનાની બતાવેલી સિદ્ધિની સફળતા સૂચવતાં હતાં. સર ચીનુભાઇ અને એમણે પોતાની આસપાસ જમાવેલા પ્રાણવાન શિક્ષકમંડળ અને રસિકમંડળે આ સંમેલનને એક સરસ કલાદર્શનનો અલભ્ય લાભ આપ્યો કહેવાય.

બીજે દિવસ: રવિવાર તા. ૧ લી નવેમ્બર

આજે સવારે સાડા આઠથી સાડા દસ વાગ્યા સુધી મહાત્માજીની ગેરહાજરીમાં શ્રી આનન્દશંકર ધ્રુવના પ્રમુખપદે સંમેલન મળ્યું હતું તેમાં અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રવિભાગના પ્રમુખ શ્રી ખુશાલ શાહે, વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પોપટલાલ શાહે અને ઇતિહાસપુરાતત્ત્વવિભાગના પ્રમુખ શ્રી મુનિ જિનવિજયજીએ પોતપોતાનાં વ્યાખ્યાનો વાંચ્યાં હતાં.

બપોરના એકથી ચાર વાગ્યા સુધી વિષયવિચારિણી સમિતિની બેઠક ચાલુ હતી. મહાત્માજી આ સમિતિમાં છેલ્લે સુધી હાજર રહ્યા હતા. સર પ્રભાશંકર પટ્ટણીએ પણ તેમાં હાજરી આપી હતી.

સાડા ચાર વાગે સમેલનની ખુલ્લી બેઠક થઇ હતી. મહાત્મા ગાંધીજીની ગેરહાજરી-માં તેમનું સ્થાન આચાર્ય શ્રી આનન્દશંકર ધ્રુવે સંભાળી લીધું હતું.

આ બેઠકમા સમેલને વિષયવિચારિણી સમિતિએ નક્કી કરેલા ઠરાવો પસાર કર્યા હતા

આ પછી સમેલને મધ્યસ્થ સભા માટે જે બાર સભ્યોની ચૂંટણી કરી હતી તેમનાં નામ જાહેર થયા હતાં.

સાહિત્યવિભાગના નિબન્ધોમાંથી શ્રી રમણલાલ યાજ્ઞિકનો નિબન્ધ 'કેટલાક અભિ-માંના નાટ્યપ્રસંગો' શ્રેષ્ઠ પસંદ થયેલો હોવાથી તે માટે તેમને કુમાર શ્રી મેઘાસિંહ મહીડા તરફથી સુવર્ણચંદ્રક અર્પવાનું જાહેર થયું હતું.

આસ્તોડીયા રોડ પરની મ્યુનિસિપલ શાળાના ચોગાનમા શ્રી બદરીનાથ ઇન્દ્રમહારાજનું જાહેર ભાષણ 'ઇડર રાજ્યનાં પુરાતન શિલ્પસ્થાપત્ય' (મેજિક લેન્ટર્ન સાથે) થયું હતું.

રવિવારે રાતે પ્રેમાભાઇ સભાગૃહમા સાડા નવથી સાડા અગીઆર સુધી કવિ મુશાયરાની બેઠક શ્રી રામનારાયણ પાઠકને પ્રમુખપદે થઇ હતી. તેમાં આશરે આઠસો શ્રોતાઓએ ભાગ લીધો હતો. શ્રી રમણલાલ દેસાઇએ કવિતાના સ્વરૂપ ઉપર વિવેચન કર્યું હતું. તે ઉપર પ્રમુખના વિવેચન પછી મુશાયરા માટે આમંત્રેલાં કાવ્યો તેના કવિઓએ ગાઇ-વાંચી સંભળાવ્યાં હતાં. તાત્કાલિક પાદપૂર્તિઓ માટેનો પણ કાર્યક્રમ હતો.

બીજો દિવસ : સોમવાર તા. ૧૭ નવેમ્બર

સવારમાં ધર્મતત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખ શ્રી અતિસુખશંકર ત્રિવેદીનું, લલિતકલા-વિભાગના પ્રમુખ શ્રી કાલેલકરનું અને પત્રકારત્વવિભાગના પ્રમુખ શ્રી મહાદેવ દેસાઇનું એ અનુક્રમમાં વ્યાખ્યાન થયાં હતાં.

જુદાજુદા વિભાગનાં નિબંધો સ્થળ પરત્વે વિભાગ પાડી વાંચવામાં આવ્યા હતા. તેમાં તેને વિભાગ પ્રતિ રસ ધરાવનારાઓએ હાજરી આપી હતી.

બપોરે શરૂઆતમાં લાઠીના ઠાકોર શ્રી પ્રદ્યુમ્નસિંહજીના તરફથી તાત્કાલિક પાદપૂર્તિ માટે રૂ. ૫૧) પારિતોષિક જાહેર કર્યું હતું. પાદપૂર્તિ માટે નીચેની પંક્તિ હતી —

'કાલે કાળ જશે વહી વિરહ એ શાને નિરાશા ધરે ?' આ ઇનામ શ્રી કાંતિલાલને તેમની રમૂજી પાદપૂર્તિ માટે મળ્યું હતું.

આ પછી સમેલનની પૂર્ણાહુતિ પ્રસંગે મહાત્માજીએ ઉપસંહાર કર્યો હતો. આભાર-દર્શન, પુષ્પાર્પણ અને વંદેમાતરમ્ પછી ૭ વાગે સમેલનનું વિસર્જન થયું હતું.

રાતે સર ચીનુભાઇના શાન્તિકુંજમાં સમેલનના મહેમાનોને ગાર્ડનપાર્ટી આપવામાં આવી હતી

ધી બોમ્બે લાઇફ એશ્યોરન્સ કંપની લી.

દરેક જાતનું જીંદગીના
વીમાનું કામકાજ
આખી જીંદગી, એનડાઉમેન્ટ,
સંયુક્ત વીમો સ્ત્રીઓનો વીમો
વગેરે સ્વીકારે છે

કુલ ચાલુ કામકાજ
રૂ. ૫,૪૨,૫૧,૨૦૦

હેડ ઓફીસ
ચર્ચગેટ સ્ટ્રીટ,
મુંબઇ.



સ્થપાઇ
૧૯૦૮

ધી બોમ્બે લાઇફ એશ્યોરન્સ કંપની લી.

અસકયામત
રૂ. ૮૦,૬૬,૬૦૦
લાઇફ ફંડ રૂ. ૬૮,૦૦,૦૦૦
વાર્ષિક આવક રૂ. ૨૫,૭૦,૦૦૦
દાવાની કુલ ચુકવણી
રૂ ૩૮,૫૦,૦૦૦થી વધુ

સ્થાપક
સર લલ્લુભાઇ
શામળદાસ
નાઇટ
સી. આઇ. ઇ.
જે. પી.

# બારમા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના ઠરાવો

ઠરાવ ૧ લો

( અ ) ગોંડળનાં રાણીશ્રી નંદકુંવરબા, છગનલાલ હરિલાલ પંડ્યા, સર લલ્લુભાઇ સામળદાસ, મગનલાલ ગણપતરામ શાસ્ત્રી, પ્રો. કાવસજી જમશેદજી સંજાણા, પ્રો. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી, જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી ઉર્ફે 'સાગર,' છોટાલાલ કાશીભાઇ જાગીરદાર, નાગરદાસ રેવાશંકર પંડ્યા ઉર્ફે 'મદઝાકર નાગર' અને મહમદઅલી દામજી આઝીઝ એઓના અવસાનની આ સમેલન ખેદપૂર્વક નોંધ લે છે, અને એમનાં કુટુંબીજનોને સમેલન તરફથી દિલાસાપત્ર લખી મોકલવા પ્રમુખશ્રીને સત્તા આપે છે.

( આ ) નવલિકા અને નવલકથાના લેખક તરીકે હિંદના સાહિત્યની અદ્વિતીય સેવા કરનાર મુનશી પ્રેમચંદજીના અવસાનની આ સમેલન ખેદપૂર્વક નોંધ લે છે અને એમના કુટુંબને તેમની વિપત્તિમાં દિલાસોજી દર્શાવે છે, અને એમના કુટુંબીજનોને સમેલન તરફથી દિલાસાપત્ર લખી મોકલવા પ્રમુખશ્રીને સત્તા આપે છે

ઠરાવ ૨ જો

ગુજરાતમાં અને ગુજરાત બહારના ભાગોમાં વસતા ગુજરાતીઓમાં ઐક્ય અને અસ્મિતા સતેજ રહે તે માટે અને તે લાગણી સાહિત્ય અને સંસ્કાર દ્વારા પોષવા સાહિત્ય પરિષદે હાલમાં વ્યાખ્યાનમાળાની જે યોજના ઘડી કાઢી છે તે પ્રવૃત્તિને સમેલન આવકાર આપે છે; તે સાથે આ સમેલન જુદાંજુદાં શહેરોમાં સાહિત્ય સભાઓ સ્થાપવા અને પ્રસંગોપાત સમારંભો યોજવા પ્રયાસ કરવાની પરિષદને સૂચના કરે છે; અને ગુજરાતીઓની સંસ્થાઓ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તેમને પરિષદના સંસ્થા સભાસદ થવાની વિનંતિ કરે છે.

ઠરાવ ૩ જો

હિન્દના જુદા જુદા પ્રાન્તોના ભાષાસાહિત્યમાંથી ઉત્તમ કૃતિઓના તરજુમા ગુજરાતીમાં પદ્ધતિસર કરાવવા જોઇએ એવું આ સમેલનનું મતવ્ય છે; અને તે કાર્ય સારી રીતે અને વ્યવસ્થાપૂર્વક થઇ શકે તે સારૂ આ સમેલન સાહિત્ય પરિષદને સૂચના કરે છે કે તે લેખક અને પ્રકાશકોને માર્ગદર્શક થાય એવાં પુસ્તકોની એક યાદી તૈયાર કરાવે, અને જરૂર જણાયે પરિષદ પણ તે પ્રકાશનનું કાર્ય હાથ ધરે.

ઠરાવ ૪ થો

ગુજરાતમાં તેમ જ ગુજરાત બહાર જ્યાં જ્યાં ગુજરાતી ભાષાનું રીતસર અધ્યયન થાય છે ત્યાં ત્યાં ગુજરાતીનો અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો કેવાં છે એ તપાસી એને

વિષે યોગ્ય સલાહ અને સૂચના આપવાનું કાર્ય પરિષદ ઉપાડી લે એવું આ સંમેલન સૂચવે છે.

ઠરાવ ૫ મો

સાહિત્ય પરિષદે અગાઉ ગુજરાતી સાહિત્યના અભ્યાસ અર્થે ક્રમિક પાઠ્યપુસ્તકમાળા યોજી હતી તેને ફરીથી વિચારી બનતી ત્વરાએ પૂરેપૂરી અમલમાં મૂકવા પરિ- સૂચના કરે છે.

ઠરાવ ૬ ઠ્ઠો

ગુજરાત વિદ્યાપીઠે જોડણીકોશ તૈયાર કરીને આપણી જોડણીને એકધારી ને વ્યવસ્થિત કરવાનો જે સફળ પ્રયત્ન કર્યો છે અને જે જોડણીને લેખકો, સામયિ પ્રકાશનસંસ્થાઓ, મુંબઇ યુનિવર્સિટી તથા બીજી કેળવણીની સંસ્થાઓ મોટે ભ અનુસરી રહ્યાં છે તેને આ સંમેલન આવકાર દે છે અને પરિષદને સૂચના કરે છે કે:

क. એ જોડણી સર્વમાન્ય થાય એવાં પગલાં લે; અને

ख. વિદ્યાપીઠ તરફથી થનાર તેના પુનઃસંસ્કરણમાં પોતે તથા પોતાની સાથ સંસ્થાઓ પૂરેપૂરો સહકાર આપે.

ઠરાવ ૭ મો

ગુજરાતી ભાષામાં એક સારા, મોટા અને પ્રમાણભૂત કોશની ઉણપ લાંબા સમયથી માલુમ પડે છે તે તાકીદે પૂરી પાડવા અને તે સારુ યોગ્ય પ્રબંધ કરવા આ સંમેલન ગુજરાતી સાહિત્ય પરિષદને સૂચના કરે છે.

ઠરાવ ૮ મો

વિજ્ઞાનવિષયક સાહિત્યના ઉત્તેજન માટે એક સમિતિ નીમવા પરિષદને સૂચના કરવામાં આવે છે.

ઠરાવ ૯ મો

જે જે પ્રાંતોમાં હિંદી ભાષા નથી બોલાતી તે તે પ્રાંતોમાં પ્રાંતીય ભાષાને મદદગાર તરીકે રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાનીનો પ્રચાર કરવા માટે હિંદી સાહિત્ય સંમેલન તરફથી જે યોજના યોજાઇ છે તેને આ સંમેલન આવકાર આપે છે.

ઠરાવ ૧૦ મો

સામયિકોમાં, સીનેમા અને નાટકોમાં અને પુસ્તકોદ્વારા ક્ષુદ્ર વિકારોને ઉત્તેજિત કરે એ જાતનું અશ્લીલ સાહિત્ય કેટલાક સમયથી પ્રસિદ્ધ થયે જાય છે તે જનસમૂહને કુમાર્ગે દોરનારું અને વાંધા પડતું જણાયું છે તેનો આ સંમેલન તીવ્ર વિરોધ જાહેર કરે છે અને એ સામે લોકમત કેળવવા યોગ્ય વ્યવસ્થા કરવા આ સંમેલન સાહિત્ય પરિષદને સૂચના

### ાવ ૧૧ મો

પરિષદની વ્યવસ્થામાં સાહિત્યના સર્જકો અને સાહિત્યસેવકો હોય એવા ભાઈ-
નોના અવાજને પ્રધાનપદ હોવું જોઈએ; કેટલાંએક ભાઈબહેનોનો એવો અભિપ્રાય
કે પરિષદનું આજનું બંધારણ એને અનુસરતું નથી. એઓના સમાધાનને ખાતર
સંમેલન પરિષદને સૂચના કરે છે કે તે બનતી તાકીદે તે અભિપ્રાયની દૃષ્ટિએ
ધારણને તપાસનારી એક નાની સમિતિ નીમે અને તેમાં મજકુર અભિપ્રાય ધરાવનારાઓને
ગ્ય સ્થાન આપે.

### ાવ ૧૨ મો

પરિષદની મધ્યસ્થ સભા ઉપર સંમેલન તરફથી નીચેના ૧૨ પ્રતિનિધિઓ નીમ-
માં આવે છે:

૧. શ્રી. રામનારાયણ પાઠક
૨. „ ગૌરીશંકર જોશી ( ધૂમકેતુ )
૩. „ નવલરામ ત્રિવેદી
૪. „ ડોલરરાય માંકડ
૫. „ અનંતરાય રાવળ
૬. „ કાકાસાહેબ કાલેલકર
૭. „ બચુભાઈ રાવત
૮. „ પોપટલાલ શાહ
૯. „ રવિશંકર જોષી
૧૦. „ ચુનીલાલ વર્ધમાન શાહ
૧૧. „ સાદીક
૧૨. „ નરહરિ પરીખ

### ઠરાવ ૧૩ મો

આગામી સંમેલન કરાંચી, મુંબઈ ઉપનગર જીલ્લા તથા સુરતમાં ભરવા નિમંત્રણ
આવ્યાં છે તે બાબત વિચાર કરી યોગ્ય સ્થળે સંમેલન ભરવા મધ્યસ્થ સભાએ
બંદોબસ્ત કરવો.

# વિભાગી પ્રમુખોનાં વ્યાખ્યાનોમાંથી*

## ૨

**અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રવિભાગના પ્રમુખપદેથી**

× × ×

અર્થશાસ્ત્રી અને સમાજશાસ્ત્રીઓ આમ રાજસત્તાને અળખામણા લાગતા, અને વિદ્યાપીઠોને પણ અણગમતા હોવાથી, તેમની નવી સૃષ્ટિ જો લેશભર પણ પ્રગટ થવા દેવી હોય, તો હું અવશ્ય માનું છું કે આપણે આપણી પ્રજાકીય સંસ્થા જ કોઈ ઊભી કરવી પડશે, કે જેદ્વારા આવું સાહિત્ય બેધડક પ્રસિદ્ધિ પામે. અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રમાં સંશોધન કોને કહેવું, નવી કૃતિ કોને માનવી, તેનો અહિં ફેંસલો કરવાની જરૂર નથી. પણ આજે પણ આપણાં સરકારી વિદ્યાપીઠોદ્વારા જે આવા વિષયમાં સંશોધન મનાતા લેખો પ્રસિદ્ધ થાય છે, (અંગ્રેજીમાં સ્તો) તેનું અવલોકન કરતાં એટલું તો સહજ સમજાશે, કે આવા વિષયમાં સ્વતંત્ર વિચારને અને તેદ્વારા સંભવતી નવી કૃતિને સહેજ પણ અવકાશ આપવો હોય તો આજની સરકાર કે સરકારી વિદ્યાપીઠ પર આધાર રખાશે નહિ. આપણા આ સાહિત્ય સંમેલન–અને એવી જ બીજી અન્ય પ્રાંતોની પરિષદો સામે–આટલી એક ફરિયાદ મને તો અસ્થાને નથી દેખાતીઃ કે આપણે સૌ આવાં સંમેલનોમાં મળી, પરસ્પર આગતસ્વાગત કરી, રમતગમત કરી, કંઇ પણ રચનાત્મક, વાસ્તવિક કામ કર્યાં વિના વિખરાઇ જઇએ છીએ. જો આટલું જ આવાં સંમેલનોનું ધ્યેય અને આવું જ આપણું કર્તવ્ય હોય, તો તો આવાં સમેલનો કરવાની પણ જરૂર નથી.

પણ હું માનું છું કે આવાં સંમેલનોદ્વારા આપણા ઊછરતા સાહિત્યકારોને, વિચારશીલ વૈજ્ઞાનિકોને, પોતાની જ ભાષામાં વ્યક્ત કરવાના વિચાર પ્રગટ કરવામાં જે મુશ્કેલીઓ પડે છે, તેનો કાંઇક ખ્યાલ જનતા સમક્ષ રજુ થઈ શકે; અને આવી પરિષદોના અગ્રણીઓ, સંચાલકો ધારે તો તેનો ઉપાય પણ યોજી શકાય. અહિં મળેલાં જે કોઇ ભાઇ–બ્હેને કંઇપણ સંગીન સાહિત્ય ઊપજાવવા કોશીશ કરી હશે, તેને ખચીત અનુભવ થયો હશે કે, આવા વૈજ્ઞાનિક વિષયનો ઊંડો અભ્યાસ કરવો મુશ્કેલ નથી, પણ ઉલટો આહ્લાદક છે. આજે નવા ખ્યાલો, નવા સંજોગો, દેશદેશના ભિન્નભિન્ન ઉપાયો કે યોજનાઓ એટએટલી જાણવામાં આવે છે કે આ વિષયમાં વિચાર કરવો પણ આકર્ષક છે; લખાણ કરવું પણ અશક્ય નથી; અને સંદતર નવી સૃષ્ટિ ઊપજાવવી અસંભાવ્ય નથી. પણ એ લખાણને પ્રગટ

* સાહિત્ય વિભાગના પ્રમુખનું વ્યાખ્યાન અમને વહેલું મળી શકયાથી અમે આ અંકના આગળના પૃષ્ઠોમાં એ આપી શક્યા છીએ. આ અંકના અવકાશની મર્યાદાને લીધે અન્ય વિભાગી-પ્રમુખોનાં વ્યાખ્યાનોના અમુક ખંડોથી જ અમારે સંતોષ માનવો પડયો છે. —તંત્રીઓ.

કરવા જ્યારે પ્રયત્ન કરે, ત્યારે ન મળે પ્રકાશક, ન મળે ઉત્તેજક કે ન મળે પોતાની ગાંઠનાં સાધન. અને તેથી જેને ઘડીભર પોતાના ભાવ વ્યક્ત કરવા ઊર્મિ પણ થતી હશે, જેની માતૃભાષામાં સારી રીતે એવા વિચારો વ્યક્ત કરવાની શક્તિ પણ હશે, તેઓ પણ વાર એ સ્વપ્નમાં સેવી, તેને નિઃશ્વાસ સાથે નિરાશાથી પડતા મેલી દે છે. એક જમાનો એવો હતો કે આ દેશમાં કવિઓ, સાહિત્યકારો, વિદ્વાનો સર્વત્ર સન્માનિત હતા. અને તેથી જ પ્રાચીન કવિએ કહેવાની હિંમત કરી કે स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते। પણ જો એ કવિ આજે હયાત હોય, અને વસ્તુસ્થિતિથી વાકેફ હોય, તો હું માનું છું કે તે જરૂર ગણગણત.

> **प्रज्ञाभि सेव्यन्ते राजपुरुषा । सर्वत्र पूज्यन्ते लक्ष्मीपतिकाः ।**
> *विद्वांस सर्वथा तिरस्क्रियन्ते । वैज्ञानिकास्त्ववमंस्यन्ते किल ॥*

આ લીટીઓ કાવ્યાદર્શના નિયમાનુસાર લખાઈ નથી; પણ હિન્દની વર્તમાન પરિસ્થિતિનો તેમાં સારો આવિર્ભાવ છે, એવો હું દાવો કરું છું.

અત્યાર લગી કરેલા ખ્યાલ મુજબ, આ યોજનામાં લગભગ ૮૦ કે ૯૦ સંસ્થા કે પ્રશ્નો ઉપર જણાવેલી રીતે અભ્યાસ કરવાનો ખરડો તૈયાર કર્યો છે, તે એવા આશયથી કે જ્યારે આપણે વાસ્તવિક સ્વરાજસંપાદન કરી શકીએ, અને સમાજની મૌલિક પુનર્ઘટનાની કોઇપણ વાસ્તવિક યોજના હાથ ધરી શકીએ, ત્યારે આ પુસ્તકમાળાના ગ્રંથોના અંતિમ પ્રકરણ પર નજર નાંખવાથી માર્ગ મળી શકે. અમારી આ યોજનામાં પ્રધાનપદ ભોગવતી એક ખૂબી એવી છે કે મજકુર સંસ્થાદ્વારા પ્રગટ થતા પ્રત્યેક ગ્રંથનું હિન્દની મુખ્ય ભાષાઓમાં ભાષાંતર વા અનુવાદ અવશ્ય કરવો અથવા કરાવવો. હિન્દી અને ઉર્દુ, બંગાળી, મરાઠી, ગુજરાતી, એ ઉત્તર અને મધ્ય હિન્દની ભાષા; અને દક્ષિણમાં તેલંગી, તામીલ, કાનડી, મલયાલી ભાષામાં દરેક પુસ્તકનું ભાષાંતર કરવું અથવા કરાવવું. ભાષાંતર કરી તેતે પ્રાંતની પ્રજામાં વેહેંચવા માટે પ્રત્યેક પ્રાંતમાં જો કોઇ પણ આવા વિષયમાં રસ લેતી સંસ્થા મળી આવશે, તો યોજનાના સંચાલકો અવશ્ય તે સ્થાનિક સંસ્થાદ્વારા જ આવું કામ પ્રસિદ્ધ કરવાનું યોગ્ય માનશે. આ માર્ગે હિન્દનું હિન્દીવાનકૃત અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રનું સાહિત્ય ખીલાવી શકાશે. સ્વતંત્ર કૃતિ અને નવા વિચાર પ્રસિદ્ધિ પામશે. એટલું જ નહિ, પણ એ સાથેસાથે દરેક મુખ્ય સ્થાનિક ભાષામાં પણ લખાવાથી, તે સૌ ભાષાની સમૃદ્ધિ પણ ખીલવી શકાશે. વળી પુસ્તકમાળાનો ઉદ્દેશ આપણને વર્તમાન પરિસ્થિતિના સંજોગ તેમ જ ઐતિહાસિક સત્ત્વોને ખાસ લક્ષમાં રાખવાનો હોવાથી, એદ્વારા એ વિષયોમાં આપણી લૌકિક સંસ્કૃતિને પણ વ્યક્ત કરી શકાશે.

આટલો ઉલ્લેખ કરી હું માત્ર અમારી આ યોજનાની જાહેરાત કરવા માગતો નથી. પરંતુ ભાષાખીલવણી અને સંસ્કૃતિના પુનરુદ્ધારના માર્ગ દર્શાવવા જેટલી હિંમત કરું છું. સાહિત્યપરિષદ પોતે આવી યોજનાને વધાવી લે એવી જિદ કરવાનો આશય નથી. યોજના-માં, ખરેખર સત્ય હશે તો તે આપમેળે જ પ્રજાને આકર્ષક થશે, અને સ્વતઃ જ તેને પોષણ મળી રહેશે, એમ તેના ઉત્પાદકોની માન્યતા છે. પરંતુ આ પ્રસંગે અને આ પદેથી, મને એટલું ઊમેરવા વિના ચાલતું નથી કે: સાહિત્યસંમેલન જેવી પ્રાંતીય સંસ્થા પોતાને સક્રિય કરવા ચાહતી હોય, અને પ્રજાજીવનની પ્રગતિ સાથે અતલગનો સંબંધ ધરાવતા વિષયોમાં પોતાનો ફાળો આપવા ઇચ્છતી હોય, તો આવાં કાંઇક પગલાં તેને અવશ્ય લેવાં પડશે એમ હું ખાસ માનું છું. ગાંધીજીજેવા શક્તિશાળી અને સક્રિય બુદ્ધિમાન, વ્યવહારદૃષ્ટિધારી મહાત્માજીના પ્રમુખપદ નીચે મળતી, અખિલ ગુજરાતની આ સાહિત્ય પરિષદ જો આટલા પ્રમાણમાં રચનાત્મક ન બને, તો બીજા કોણ, ક્યારે, કેવી રીતે એને ખરેખર ઉપયોગી બનાવી શકશે, આનો વિચાર મેં કરેલો, આપ સમક્ષ સારરૂપ, રેખારૂપ, ચીતરી ચૂક્યો છું. એમાં રંગપૂરી ચિત્ર પરિપૂર્ણ કરવાનું આપ સૌનું કર્તવ્ય છે.

—ખુશાલ શાહ

૩

**વિજ્ઞાનવિભાગના પ્રમુખપદેથી**

× × ×

વિજ્ઞાનવિષયક સાહિત્ય પ્રત્યે સાહિત્યકોનો ધર્મ—ગુજરાતી સાહિત્યમાં વિજ્ઞાન

વિષયક પુસ્તકોની વૃદ્ધિ અને પ્રચારનું કાર્ય કેવળ વૈજ્ઞાનિકો જ કરી શકે માટે આ કાર્યની જોખમદારી સાહિત્યપ્રધાન સંસ્થાઓ ઉપર નથી એ મત માટે બે શબ્દો કહેવાની જરૂર જોઉં છું. વિજ્ઞાનના અધ્યાપકો આ કામ ઘણી સારી રીતે કરી શકે તે વાત ખરી છે, પરંતુ અત્યાર સુધી તેમનું શિક્ષણ અને દૈનિક કાર્ય પરભાષામાં થયેલું હોવાથી સ્વભાષા પર તેમનો પ્રેમ હોવા છતાં પણ તેમની લેખનશક્તિ અને ભાષાશૈલી લોકપ્રિય થતાં ઘણો સમય લાગે છે. અંગ્રેજી ભાષામાં પણ એમ કહેવાય છે કે વૈજ્ઞાનિકોને પોતાના વિચારો સ્પષ્ટ ભાષામાં મૂકતાં આવડતું નથી. અને વિજ્ઞાનને લોકપ્રિય કરવાનું કામ અમુક જ પ્રકારના સાહિત્યકો કરી શકે છે. ગુજરાતી વાઙ્મયના ધુરંધરોઓને મારી સવિનય વિનંતિ છે કે તેમણે પણ પોતાની કલમ આ દિશામાં વાળવી જોઈએ. જે પ્રેરણાથી કવિવર નાનાલાલ જ્યોતિર્વિદ્યા ઉપર સર્વોપયોગી પુસ્તક લખવાને કટિબદ્ધ થાય અને જે પ્રેરણાથી શ્રીયુત કિશોરીલાલ મશરૂવાળા ફ્રાન્સના જીવનશાસ્ત્રી એક મહાન લેખકના લોકપ્રિય વિજ્ઞાનના પુસ્તકોનો અનુવાદ કરે, તેવી જ પ્રેરણાથી આપણા સાહિત્યકો વિજ્ઞાનવિષયક પુસ્તકો તરફ ધ્યાન આપે તો સાહિત્યપરિષદનો વિજ્ઞાનવિભાગ સાર્થક થયો કહેવાય. વિજ્ઞાનના અધ્યયન માટે માધ્યમિક શાળાઓ અને મેટ્રિક સુધી પણ હવે સારી વ્યવસ્થા થઈ છે. આટલા પ્રાથમિક જ્ઞાનના ઉપર વધારે મજબૂત પાયો રચી શકાય એમ છે. આપણા નવલકથાકારો જુલ્સ વર્ન કે એચ. જી. વેલ્સ કે આલ્ડુસ હક્સ્લીના જેવી વિજ્ઞાનપ્રધાન નવલો કેમ ન લખી શકે? સમાજને અને વાચકોને આકર્ષવા માટે કેટલાએક લેખકોને અમુક પ્રકારના હલકા વાતાવરણમાં ઊતરવું પડે તેને બદલે વિજ્ઞાનનાં સત્યોનો આધાર લઈને તેઓ આપણા સાહિત્યમાં નવી ભાત કેમ ન પાડે?

× × ×

ધરણીએ ઢળ્યો છે. મિથ્યાજાત્યભિમાન અને મૂઢ ધર્માનુરાગે પ્રજાના સ્નેહતંતુને છિન્નવિચ્છિન્ન કરી નાંખેલો હોઇ સર્વત્ર તિરસ્કાર, બહિષ્કાર અને અસહકારના તીક્ષ્ણ વાક્પ્રવાહો પૂર જોશમાં વહી રહ્યા છે.

દેશની આવી દુઃખદ દશામાં ઘણાક દેશસેવકોને આ 'ઇતિહાસ અને પુરાતત્ત્વ'નું પીંજણ જરૂર કઠશે અને કર્તવ્યપરાઙ્મુખ લાગશે. કેટલાક અતિસંયમીઓને એમાં અર્થશૂન્ય વાગ્વિલાસનો આભાસ આવશે. પ્રગતિવાદીઓને એમાં પાંચમી કે પંદરમી શતાબ્દીની બુદ્ધિજડતા જણાશે અને વ્યવહારકુશળ માનવીઓને એમાં સમયનો નિરર્થક અપવ્યય થતો દેખાશે. અશોક મૌર્ય, ઇશુખ્રીસ્ત પહેલાં ૨૧૯મા વર્ષે મરી ગયો કે ૨૦મા વર્ષે, એની લાંબી ચર્ચા મૂર્ખતાભરેલી મનાશે. મૂળરાજનો બાપ દક્ષિણમાંથી આવ્યો હતો કે ઉત્તરમાંથી, એની માથાફોડ કરવાથી મળવાનું શું હતું? આવી નિરર્થક ચર્ચાઓ કરી ઉંઘ વેચી ઉજાગરા વેઠવામાં લાભ શો? સાચી વાત. સ્થૂળ દૃષ્ટિને દેખાય તેવો કશોય પ્રત્યક્ષ લાભ એમાં નથી. એની ચર્ચાથી સ્વરાજ્ય વહેલું મળે એમ નથી અને દેશની દરિદ્રતા ટળે એમ નથી. **बुभुक्षितैर्व्याकरणं न भुज्यते**-ભુખ્યાઓને વ્યાકરણ ખાવા ન અપાય. પણ મારે કહેવું જોઇએ કે આવી વિચારસરણી પણ પ્રજાના માનસનું રોગિષ્ટપણું જ સૂચવે છે.

જગતની સૌથી શ્રેષ્ઠ શક્તિશાળી અને બુદ્ધિશાળી પ્રજામાંનો કોઇ પણ વિચારશીલ મનુષ્ય, ઇતિહાસ અને પુરાતત્ત્વની તરફ આવી ઉપેક્ષા કે અવજ્ઞાની બુદ્ધિ ધરાવતો નથી. બલ્કે, તે તો એને પ્રજાની પ્રગતિનાં સાધનોમાં સૌથી વધારે મહત્ત્વનું અને ઉન્નતિનું એક સાધન માને છે. એ ઇતિહાસજ્ઞાનના પ્રકાશના આધારે જ, તે પ્રજાઓ પોતાનો પ્રવાસમાર્ગ ગોઠવી રહી છે અને જગતની ઘોડદોડમાં પાછળ ન પડી જવાય તેની સાવચેતી રાખી રહી છે; જેમણે એ ઇતિહાસતત્ત્વની ઉપેક્ષા કરી છે તેઓ આજે ભોંય ચાટતા પડયા છે, અને બીજા ઉદ્યમી દોડનારાઓ તેમના પર પગો પછાડતા, અને અધમૂઆઓને વધારે ચેતનાહીન બનાવતા, આગળ જવા છતોડ પરિશ્રમ કરી રહ્યા છે.

પ્રજા કંગાલ થઇ ગઇ છે, ગુલામ બની ગઇ છે, પામર અને કાયર દેખાઇ રહી છે. સાવ સાચી વાત છે. એના કરતાંયે વધારે ભયંકર દશા ભોગવી રહી છે. પણ તેનું જ્ઞાન આપણને શી રીતે થયું? શા આધારે એવું માનવામાં કે કહેવામાં આવે છે કે પ્રજા પાયમાલ થઇ ગઇ છે. કોઇ ગયબી આકાશવાણી થઇ રહી છે જેના આધારે આપણને જ્ઞાન થઇ રહ્યું છે?; કોઇ કર્ણપિશાચીની જેવી પ્રચ્છન્ન દેવતા આવીને કાનમાં ફુંક મારી રહી છે કે જેના લીધે આપણને આ રહસ્ય સમઝાઇ રહ્યું છે?; શું હિમાલયમાંથી હજાર-પાંચસો વર્ષોના આયુષ્યવાળા કોઇ સિદ્ધ પુરુષ પધારીને અવનવો બોધ આપી રહ્યા છે, અને તેથી આપણને આ દશાનું ભાન થઇ રહ્યું છે કે-આપણે જેવી દુર્દશામાં આજે આવી પડયા છીએ તેવી દશામાં પહેલાં કયારેય નહોતા. હિંદુસ્થાનનો સૌથી મ્હોટો હાકેમ જે હમણાં જ વિલાયતપ્રસ્થ થયો છે, તે લોર્ડ વિલીંગ્ડન તો, આખી દુનિયાના લોકો સાંભળે તેવી રીતે પુકારીપુકારીને કહી રહ્યો છે કે હિંદુસ્થાન જેવું આજે સુખી, સમૃદ્ધ અને સંસ્કારી

બન્યું છે તેવું ક્યારેય નહોતું. તો પછી તમે શા આધારે એમ કહો છો કે—આપણે પહેલાં કંગાલ નહોતા, ગુલામ નહોતા, પામર કે કાયર નહોતા? આનો જવાબ શો છે? એ જ કે 'ઇતિહાસ આમ કહે છે', કે બીજું કાંઈ? આપણને આપણી આવી પૂર્વાપરની દશાનું ભાન કરાવનાર આ માત્ર ઇતિહાસ જ છે કે બીજું કાંઈ છે? અને આ દશામાંથી ઉદ્ધાર પામવામાં પણ કયું જ્ઞાન મદદગાર થવાનું છે? ભૂતકાળનું અનુભવ જ્ઞાન જ કે બીજું કોઈ?

× × ×

મહાકવિ રાજશેખરની કાવ્યમીમાંસામાં એક સુંદર સંસ્કૃત સુભાષિતાત્મક પદ્ય આપેલું છે જેમાં વ્યંગ્યાત્મક રૂપકદ્વારા, જગતના એક અદ્ભુત દરિદ્ર કુટુંબની દુરવસ્થાનું સરસ ચિત્ર આલેખ્યું છે. એ પદ્ય આ પ્રમાણે છે.—

हलमशु बलस्यैकोऽनड्वान हरस्य न लाङ्गलं
क्रमपरिमिता भूमिर्विष्णोर्न गौर्न च लाङ्गलम् ।
प्रचलति कृषिर्नाद्याप्येषां द्वितीयगवं विना
जगति सकले नेदृग्दृष्टं दरिद्रकुटुम्बकम् ॥

બળરામ, મહાદેવ અને વિષ્ણુનું સંયુક્ત ખેડૂત-કુટુંબ જ્યારે જુદું થયું ત્યારે એ કુટુંબની પૈતૃકસંપત્તિમાં એક હળ, એક બળદ અને ત્રણ ડગલાંથી માપી શકાય એટલી ભૂમિ હતી. એમાંથી હળ બળરામના ભાગમાં આવ્યું, બળદ મહાદેવજીના હિસ્સામાં ગયો અને જમીન વિષ્ણુને મળી. આમ ત્રણે ભાઈઓને અકેકી વસ્તુ મળી, પણ એક બળદથી હળ શી રીતે હંકાય અને તે વિના જમીન શી રીતે ખેડાય? એથી, બીજા એક બળદના અભાવે આ કુટુંબ હજી સુધી પોતાની ખેતી કરી શક્યું નથી અને દરિદ્ર કુટુંબનું દારિદ્ર્ય ફીટી શક્યું નથી. જો બળરામ, મહાદેવ અને વિષ્ણુ ભેગા મળી સંયુક્ત પુરુષાર્થ કરે, અને, એક પૂરતો બીજો બળદ મેળવી લે તો તેમની ખેતીનું ખેડાણ થાય અને તેના પરથી તેમનું દરિદ્ર કુટુંબ સુખી અને સમૃદ્ધ થાય, કવિની કલ્પના બહુ સુંદર છે.

૫

## ધર્મ અને તત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખપદેથી

× × ×

જીવન ને મૂલ્યપરિવર્તનઃ–આટલું કહ્યા પછી શરૂઆતની વાત પર પાછા આવીએ. આજના આપણા જીવનમાં મોજ, ઉન્માદ, આનંદ, મોહ, સગવડ, વિલાસ, આગળપડતા સૂરો છે. આજે સમાજમાં નવીન પ્રકારનાં લગ્નો થાય છે. ભલે થાય ! પણ સાચો સ્નેહ નહિ પણ સગવડ કે મોહ, પવિત્ર પ્રેમ નહિ પણ વિલાસ કે સુધરેલું વિષયીપણું જો તેનું પ્રેરક બળ હોય તો અનિષ્ટ છે. આજે આપણે લગ્ન, જન્મ, મરણ વગેરેને પ્રસંગે ધાર્મિક ક્રિયાઓને વિષે ઉદાસીનતા જોઇએ છીએ. આપણે દ્રવ્યમોહ, સત્તામોહ, કીર્તિમોહમાં વધારે-પડતા તણાતા જઇએ છીએ. મૂલ્યપરિવર્તનો પૂર જોસમાં થઇ રહ્યાં છે. આપણે પારકું એટલું સારું, આપણું એટલું નઠારું એમ "અન્યાશ્રય" દોષમાં સડોવાઇ રહ્યા છીએ. પુરાતન એટલું તિરસ્કરણીય ને અદ્યતન એટલું વંદનીય એવી વૃત્તિને બળે કોઈ અકલ્પ્ય વ્યામોહમાં આકર્ષાયા જઇએ છીએ. તત્ત્વજ્ઞાનીને મન મારું તારું હોઇ શકે જ નહિ. પ્લેટોના શબ્દોમાં તત્ત્વદ્રષ્ટા સર્વકાળ ને સર્વદેશનો દ્રષ્ટા છે. ગમે તે કાળનું ને ગમે તે દેશનું જે સત્ય હોય તે એને સ્વીકાર્ય હોય છે પણ તેટલા માટે એમ નથી હરતું કે તત્ત્વદ્રષ્ટાને મન સારું તે મારું, કલ્યાણકારી તે મારું, હિતપ્રદ તે મારું એનો અભિનિવેશ ન હોય. તે તો તદ્દન આવશ્યક છે જ.

× × ×

શ્રેયઃસિદ્ધિનાં ચાર સૂત્રોઃ–જીવન શુષ્ક પણ ન જોઇએ, તેમ વિલાસી પણ ન જોઇએ. રસિકતા આપણે ચાહીશું, પણ રસિક અકલ્યાણકારી જીવનના કરતાં કલ્યાણકારી અરસિક જીવનને આપણે વધારે ચાહીશું. નવ્ય માનસને આપણે ચાહીશું, પણ નવ્ય ધર્મવિમુખ માનસના કરતાં ધર્મઅભિમુખ અનવ્ય માનસને આપણે વધારે ચાહીશું. આચારને આપણે ચાહીશું, પણ ધર્મવિમુખ આચારના કરતાં આચારવિમુખ ધર્મને આપણે વધારે ચાહીશું. ૨ ! વિલાસિતાને આપણે ચાહીશું, પણ વિલાસી અનીતિના કરતાં નીતિગતી અવિલાસિતાને આપણે અલબત્ત વધારે જ ચાહીશું. શ્રેયઃસિદ્ધિનાં આ ચાર સૂત્રોને, હું કલ્યાણના રાજમાર્ગ ગણું છું. વિલાસ તે વિનાશ છે ને સંયમ તે જ આખરે જીવનનો વિકાસ છે. બાકી તો પરમ સત્યને ને જીવનના અન્તિમ ધ્યેયને કોઇ પામ્યોએ નથી ને પામવાનોએ નથી. સ્ટીવન્સનના શબ્દોમાં To travel hopefully is better than to arrive. જીવનની યાત્રામાં અન્તિમ સાધ્ય મથકે પહોંચવું તેના કરતાં આશા સાથે પ્રયાણ ચાલુ રાખવું ને સતત આગળ વધ્યા જવું એ વધારે ઇચ્છવાજોગ છે.

—અતિસુખશંકર ત્રિવેદી

## ગુજરાત માટે કરવા જેવું

એક રીતે જોતાં આ બધું વિવેચન કોરે મુકી મેં જો ગુજરાતી ભૂમિ અને એનાં તળાવો, એની નદીઓ અને આરાઓ, નદી પાસેના ઘાટો અને નદી પરના પુલો, તળાવની પાળ પરનાં ઝાડ અને એની ઘટા તળે બેસીને ખડ વાગોળતાં જાનવરોનાં ધણો, ખાદીધારી બગલાઓ અને કળા કરતા કલાપીઓ, એના સમુદ્રનો વિવિધ કાંઠો અને એમાં આવેલા બેટો, મોંઘા મહેમાનજેવી શોભતી ટેકરીઓ અને કરાડ પરથી કૂદી પડતા ધોધ; ખીણો અને ગુફાઓ—એ બધાંનું સર્વમાન્ય થઇ શકે એવું વર્ણન આપ્યું હોત તો વધારે સારું થાત. જેમ આપણાં તીર્થસ્થાનો અને વિદ્યાપીઠો, દેવમંદિરો અને મસ્જિદો, હવેલીઓ અને અપાસરાઓ મશહૂર થયાં છે, તેમ ગુજરાતનાં કળાસ્થાનો ને સૌંદર્યસ્થાનો પણ નિશ્ચિત અને પ્રખ્યાત થવાં જોઇએ.

ગુજરાતની જનતા, એનો સ્વભાવ, એનો પહેરવેશ અને એના રિવાજો, એના ઉત્સવો અને યાત્રાઓ, લોકકથાઓ અને લોકગીતો, ધાર્મિક સંપ્રદાયો અને નાતના આદર્શો, એની તપોભૂમિઓ અને એનું વહાણવટું,—એ બધાંનું રહસ્ય તારવી એની અંદર રહેલાં કળા-બીજનું વર્ણન આપ્યું હોત તો ગુજરાત માટે એ આવશ્યક હતું. પણ આ પ્રાંતમાં વીસ વરસ રહ્યા છતાં હું બધે ફરી શક્યો નથી. અને આ બધાં રૂપમાં પ્રગટ થતી કળાનું રહસ્ય પ્રગટ કરવાની મારી શક્તિયે નથી. આ કામ તો ભવિષ્યનો કોઇ કળાત્મા અવશ્ય કરશે એવો વિશ્વાસ રાખીને જ મારે સંતોષ માનવો રહ્યો. આ કામ જ્યારે થશે ત્યારે ગુજરાતમાં ગુજરાતની પોતાની ખાસ કળાનો નવો અવતાર થશે અને તે ભારતીય કળાનું એક અંગ સંપૂર્ણ રીતે ખીલવશે.

મેં તો કેવળ કળાનાં કેટલાંક અંગોનું સૂચનમાત્ર કર્યું છે. જ્યારે એકાદ પ્રાણવાન કળામંડળ સ્થપાશે અને એકએક સંસ્કારી યુવાન. એકએક વિભાગને પોતાનું જીવન અર્પણ કરવાનો અને એને પ્રજાસેવા માટે પૂર્ણ રીતે ખીલવવાનો સંકલ્પ કરશે ત્યારે જ આપણે કળાના ઉપાસક છીએ એમ કહી શકાશે. અત્યાર સુધી જે થયું છે એને તો પહેલી સલામીનું નામ પણ ભાગ્યે જ અપાય. હું તો માનું જ છું કે મેં સૂચવેલી બધી કળાઓ એક જ સાર્વભૌમ જીવનકળાનાં જુદાજુદા પાસાઓ છે, અને જીવનકળામાં તો પુરુષાર્થ, સમભાવ, પ્રેમ, નિષ્ઠા આદિ અનેક વૃત્તિઓનો જ પ્રધાનપણે સમાવેશ થાય છે. જીવનકળાનાં અંગો જ વિચારવાં હોય તો એમાં જ્ઞાનનિષ્ઠા, સત્યપરાયણતા, બુદ્ધિની પ્રગલ્ભતા, ત્યાગવીરતા, શ્રદ્ધા, બેફિકરી, અને ઇશ્વરભક્તિ—એ બધા ગુણો આવી જાય છે. જીવનકળાની દૃષ્ટિએ આ દરેક ગુણનો સંબંધ શો છે, એનું મહત્ત્વ કેટલું છે, એ બધાનું વર્ણન કરવા જતાં કળાનું સર્વમાન્ય ક્ષેત્ર છોડી આદર્શના ગગનમાં વિહાર કરવો પડે. મારો તો વિશ્વાસ છે કે આ દૈવી સંપત્તિની ખિલવણીથી જ કળાનો વિકાસ થવાનો છે. કળાનું પૂર્ણ સ્વરૂપ પામવા માટે આટલી પૂર્વતૈયારી જોઇએ છે. પણ એ ચર્ચામાં આપણે અહીં કેમ ઊતરી શકીએ?

અત્યાર સુધી એમ થતું આવ્યું છે કે જે જે પરિષદ, સભા કે સંસ્થામાં ગાંધીજી પ્રમુખ થયા છે, ત્યાં ત્યાં આખા વરસ માટે કાંઈક નિયમિત અને વિશાળ કાર્ય ચાલતું થયું છે. આ વરસે ગાંધીજીએ સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે. એટલે સાહિત્યના ક્ષેત્રમાં કંઈક તો સંગીન કામ થશે જ એમ હું માનું છું. ગામડાંના ખેડૂતો અને મિલના મજૂરો, કારીગરો અને વેપારીઓ, બ્રાહ્મણો અને વાણિયાઓ, હરિમંદિરના પૂજારીઓ અને એમની બહાર જ જેમને રહેવું પડે છે એવા હરિજનો, અને મૂડીવાદીઓ અને સામ્યવાદીઓ, દેશી રાજાઓ અને એમની હસ્તીથી અકળાયેલા એમના ટીકાકારો—બધાને એક જ પ્રતિમાને એકઠા નમસ્કાર કરવાની તક આપવાનું કામ આપણી કળાની ઉપાસના આખરે થશે. કળાની ઉપાસનામાં સાંપ્રદાયિકતા નથી. એમાં હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ, જૈન અને વૈષ્ણવ—બધા જ પંથના અને બધા જ ધર્મના લોકો કળાની ઉપાસનામાં એકત્ર આવશે અને એક થતાં શીખશે.

समानस्तु वो मनः
समाना हृदयानि च ॥

—દત્તાત્રેય કાલેલકર

૯

**પત્રકારત્વવિભાગના પ્રમુખપદેથી**

× × ×

ક્યાં એ જ્ઞાનવિવેચન અને ક્યાં આપણું ગુજરાતી જ્ઞાનવિવેચન? આપણામાં પંદર વર્ષ ઉપર બોલાતા હતા તે બોલાતા નથી. નહીં, આપણને આપણા વિચારો સરખી ભાષામાં મૂકતાં નહોતા આવડતા તે આજે જોમભરી, કાંઈક વધારે પડતા આવેશભરી ભાષામાં મૂકતાં આવડ્યા છે. આપણા ભાષાંતરોનું કશું ઠેકાણું નહોતું તેને બદલે આજે સીધી સચોટ ભાષામાં સારામાં સારાં ભાષાંતરો મળી રહે છે. પણ આપણા લેખોમાં આત્મભાનની અને અધિકારની ખામી છે, મર્યાદાના ભાનનો અભાવ છે. જોખમની આપણને પડી નથી. ઉતાવળ અને નિરર્થક આવેશ ઘણામાં જણાય છે. લેખો ઘણીવાર હેતુ વિનાના હોય છે, કોને ઉદ્દેશીને લખીએ છીએ એનું આપણને ભાન નથી હોતું. દાખલા તરીકે આપણે પરદેશના પ્રશ્નો ઉપર વિવેચન કરીએ છીએ, પણ તે કેટલીક વખત ભૂલીએ છીએ કે એ વિવેચન આપણા દેશીઓના જ્ઞાનને માટે છે પરદેશીઓના જ્ઞાનને માટે નથી. એક પત્ર લખે છે "આરબ પ્રજા માટે ગાંધીજીએ આચરી બતાવેલો એક માત્ર માર્ગ અહિંસા અને સત્યનો બાકી રહે છે. અમે તો એટલે સુધી કહીએ છીએ કે જગત આખાની મુક્તિ ગાંધીવાદમાં છે, અને વહેલું મોડું જગતને એને સ્વીકારવો જ પડશે. . . . હિંસામાંથી છૂટવાનો અને જગતને છોડાવવાનો એકમાત્ર માર્ગ 'અહિંસા'નો છે. આરબ અમીરોએ એ વિચારવું જોઈએ." આરબ અમીરો આ શબ્દો ક્યારે વાંચવાના હતા? બીજા એક પત્રમાં આ સાહિત્ય

પરિષદના ઝઘડા વિષે આ ઉદ્ગારો છે: "પરિષદના બંધારણની કાંકરી પણ ખસેડવાનું કામ આપણને બાંગીને ભૂકો કરે તેવું છે. એટલે કે એ બંધારણના કિલ્લામાં બેઠેલી વ્યક્તિઓ અવિજેય છે. ને એ વ્યક્તિઓ પણ પછી તો આમ જ માનતી થઈ જાય એ મનોવિજ્ઞાનની સીધી વસ્તુ છે: કે અચ્ચાઓ, તમે અમને આદેશો દેનારા કોણ? આવી જાઓ. તાકાત હોય તો ઉખેડી નાંખો અમને. પડાણો બોલાવી અમને ફગાવી નાખી શકો છો, બંધારણપૂર્વક તો અમને ફગાવવાની વાત કરવામાં તમે ખાંડ ખાઓ છો, વગેરે." શી આ ભાષા, અને શો એનો આડંબર! આ બંને ઉતારાઓમાં જોડણી તો મેં સુધારીને છાપી છે. કહે છે કે જોડણીની ગુજરાતી ટાઇપમાં બહુ મુસ્કેલી છે. શું એ જ મુસ્કેલી મરાઠી અને હિંદીમાં નથી કે? આપણે જ સારુ 'તમારે હિંદી ખેડૂત અને મજૂરના હૃદયમાં ઊતરવું પડશે' અને 'સમાજવાદ તો પદ્ધતિ પ્રત્યે જ ઘૃણા જગવે છે' એમ લખવું પડે? મરાઠી અને હિંદી છાપાંઓને 'હૃદય' અને 'ઘૃણા' છાપવાની મુસ્કેલી નહિ આવતી હોય? મારી પાસે એત્રણ મરાઠી અને હિંદી વર્તમાનપત્રો પડયાં છે, તેના અગ્રલેખો એકધારા ચાલે છે, તેની ભાષા ઉત્કૃષ્ટ છે, જોડણીના દોષોનું નામ નહિ. ઉતારા આપવાનું મન થાય છે, પણ તમારા ઉપર હવે બહુ અત્યાચાર ન કરું.

આમ છતાં હું કહી ચૂકયો તેમ પંદર વર્ષમાં આપણે ઠીકઠીક પ્રગતિ કરી છે. વર્તમાનપત્રની સાથે સંબંધ રાખનાર વ્યક્તિ પ્રથમના કરતાં પોતાની જવાબદારી વધારે સમજે છે, અનેક વાચકને માહિતી અને જ્ઞાન આપવાને માટે વધારે સારો પ્રયાસ કરે છે, વધારે તૈયારી પણ રાખે છે.

પણ હજી બહુ લાંબી મજલ કાપવાની બાકી છે. આપણે ત્યાં રસેલ, પ્રાઇસ, એલોવિટ્ઝ જેવા ખબરપત્રીઓ નથી, સ્પેન્ડર, ગાર્ડિનર, ગાર્વિન, ગ્રેટસફર્ડ, લાસ્કી જેવા નિત્યના વિષયો અને પ્રશ્ન ઉપર પ્રકાશ પાડનારા અભ્યાસ અને મનનભરેલા લેખો લખનારા ઘણા લેખકો નથી, સ્ટેડ અને શીન જેવા સાહસી મુલાકાત લેનારાઓ નથી.

### એક ગંભીર અને પવિત્ર વ્યવસાય

આને માટે આપણા સુશિક્ષિતોએ વૃત્તિવિવેચનને એક ગંભીર અને પવિત્ર વ્યવસાય બનાવવો જોઈશે. આજે તો 'જબ તોપ મુકાબિલ હૈ તબ અખબાર નિકાલો', અથવા તો હવે 'જબ ભૂખ મુકાબિલ હૈ તબ અખબાર નિકાલો'નો મામલો આવી પડયો છે, એટલે વર્તમાનપત્રો અને માસિકો જ્યાંત્યાં નીકળ્યે જાય છે, અને થોડા દિવસમાં લુપ્ત થતાં જાય છે. પણ જો આપણા ગણ્યાગાંઠયા પણ સમર્થ લેખકો આ વ્યવસાયને એક પવિત્ર વ્યવસાય કરી મૂકે તો આપણાં વર્તમાનપત્રોને તેમની યોગ્ય પ્રતિષ્ઠા મળે. જે એ વ્યવસાયમાં પડેલા છે તેમણે ધંધો, કમાવાનો કરી મૂકેલો છે; જેમનામાં શક્તિ છે અને પ્રતિભા છે તેમનો મુખ્ય વ્યવસાય બીજો છે.

—મહાદેવ દેસાઈ

# પ્રકીર્ણ

કનૈયાલાલ મુનશી

## બારમું સાહિત્ય સંમેલન

### પ્રમુખ

અમદાવાદને આંગણે બીજું સાહિત્ય સંમેલન થઈ ગયું. એની વિશિષ્ટતા તે પૂ. ગાંધીજીનું પ્રમુખપદ.

૧૯૨૫માં મુંબઈની પરિષદ વખતે ગાંધીજીનું નામ પ્રમુખપદ માટે સૂચવાએલું. તે વખતે સંસ્થા જે નહીં જેવી હતી તેમાંથી નવી સંસ્થા પેદા કરવાની હતી. પરિષદમાં ઘણાં મતમતાંતરોને લીધે ઝઘડા હતા. મેં જઈને એમને વિનતી કરી હતી કે તમે પ્રમુખસ્થાન લેશો તો જે મુદ્દાસર પરિષદ મુંબાઈ બોલાવી હતી તે નહીં સચવાય. એક મહાન હૃદયની ઉદારતાથી એ મારો અર્થ સમજ્યા, પ્રમુખ થવાની ના પાડી, અને સર રમણભાઈને પ્રમુખપદે બંધારણીય પરિષદનો પાયો મુંબાઈમાં નખાયો.

દશ વર્ષે પૂ. ગાંધીજીનું નામ પ્રમુખપદ માટે ફરી સૂચવાયું. હવે પરિષદ પગભર થઈ હતી. એને બંધારણ હતું. એની પાસે ભંડોળ હતું. એની પાસે કાર્યકર્તાઓ હતા. એ નવી ભૂમિકાએ ચઢે માટે પૂજ્ય ગાંધીજીના નેતૃત્વની જરૂરીઆત હતી. એમને નિમંત્રણ આપનારાઓમાં હું પણ એક હતો. એમણે નિમંત્રણ સ્વીકાર્યું. યુગેયુગમાં અમર એવા મહાત્માજીના સ્પર્શથી પરિષદ સંમેલન પાવન થયું; અને ગુજરાત જેના સાહિત્ય વડે સજીવ થયું તેમને સાહિત્યપરિષદના અંગ બનાવ્યા.

### કલાપ્રદર્શન

સંમેલનનું કલાપ્રદર્શન એ એનું અત્યંત સુંદર અંગ હતું. ખરું જોતાં શ્રી. રવિશંકર રાવળે સ્થાપેલા ગુજરાતી કલાસંપ્રદાયનું કીર્તિમંદિર હતું. હું તો અનેક કામમાં ગુંથાયેલો હતો એટલે થોડી પળોમાં જ જોઈ નાંખવું પડ્યું. પણ જેટલું જોયું તેટલું એનો પુરતો ખ્યાલ આપવા બસ હતું.

શ્રી. રવિશંકર ને હું તો જુના બંધને બંધાએલા. 'વીસમી સદી'માં મેં મુંજાલ સર્જ્યો, ને એમણે તેને આકૃતિ આપી ત્યારથી અમે બેએ સૌંદર્યસર્જનની દીક્ષા સાથે લીધેલી. ગુજરાતમાં ચિત્રકલાનો સંપ્રદાય સ્થાપવાનો ત્યારથી એમને અવિરત ઉત્સાહ હતો. તેને માટે એમણે ભગીરથ તપ સેવ્યું. આજે એમણે ગુજરાતની કલાને પ્રાણ આપ્યો છે.

૧૯૨૨ માં 'ગુજરાત' કાઢ્યું ત્યારે શ્રી ધુરંધર ને રવિશંકર શીવાય બીજા ચિત્રકારોને હું 'પીયર્સન' અને 'સ્ટ્રૅંડ' નાં ચિત્રો આપી ધોતીયાં ને સાડીઓ પહેરાવવાનું સૂચવતો તે અનુભવ યાદ આવ્યો. આજે ૧૯૩૬માં એ પ્રદર્શનની ભીંતે જીવંત ગુજરાતી નર-નારીઓને મેં ચીતરાએલાં જોયાં. આ પરિવર્તન કોઇ એક માણસે કર્યું હોય તો શ્રી. રવિશંકરે.

મને બંગાલી સંપ્રદાયની અસ્વાભાવિક પ્રણાલિકાનો અણગમો છે; અજંટાના અર્વાચીન અનુકરણોમાં મને ચેતન જણાયું નથી; જ્યાં વાસ્તવિકતાનો દેહ ને ભાવનાનો પ્રાણ બન્ને સાથે ન વસે એવા વાતાવરણમાં હું ઝાઝી વાર રસ અનુભવી શકતો નથી. શ્રી. રવિશંકરના સંપ્રદાયે દેહ અને પ્રાણ બન્ને સાથે સર્જાવ્યાં છે, એટલે મને તો ખૂબ જ રસ પડ્યો.

કેટલાંક ચિત્રોમાં રંગવૈવિધ્યની અજબ માહીતિ હતી. એક ચિત્રે મારું ધ્યાન ખેંચ્યું; એમાં ગામડીઆઓનું સરઘસ ચીતર્યું હતું. એની આખી કલ્પના, એની રંગ-સમૃદ્ધિ, એમાંથી નીતરતાં ચેતન ને ઉલ્લાસ મારી કલ્પનામાં હજી ભરાયાં છે. એ ચિત્ર કોઇ ભવ્યમંદિરની છત પર મોટા સ્વરૂપે ચીતરવા જેવું છે. કોનું હતું તે ઉતાવળમાં ન જોઇ શક્યો.

**મારો ઇજારો**

પૂ. ગાંધીજીએ પોતાના આદિ વિવેચનમાં કહ્યું કે કેટલાક ભાઇઓએ એમને લખ્યું હતુ કે પરિષદ એ મુનશીનો 'ઇજારો' છે. એક અર્થમાં એ વાત ખરી. ૧૯૨૩માં મેં એને મુંબાઇ બોલાવી ત્યારથી હાલના કેટલાક કાર્યકર્તાઓને અને મને એની સેવાનો ધખારો લાગ્યો છે. હાલના બંધારણ પછાડી અમે અનેક દિવસો ગાળ્યા છે; એનું ભંડોળ ભેગું કરવા મહેનત કરી છે; અમારા મિત્રોને મને કમને એની સેવા કરતા કર્યા છે; અમે એના સભ્યો કરવા પ્રયત્ન કર્યો છે; સંસ્થાઓને સભાસદ બનાવવા અંગત સ્નેહસંબંધનો ઉપયોગ કર્યો છે; વિરોધીઓનો વિરોધ મીટાવવા વખત ગાળ્યો છે; એનું ગૌરવ સચવાય એ માટે અંગત સંબંધો સાંધ્યા છે ને તોડ્યા છે: આ બધું જો ઇજારામાં આવી જાય તો 'ઇજારો' અમે લીધો છે અને ગુજરાતના પરિષદપ્રેમીઓએ આપ્યો છે.

હું પરિષદને ગુજરાતની અસ્મિતાનું મંદિર બનાવવા ઇચ્છું છું. એ અસ્મિતાની સિદ્ધિ મારા જીવનનું પરમ ધ્યેય છે અને તે સિદ્ધિ કરવામાં મને કૃતકૃત્યતાનો આનંદ મળે છે. આ જો ગુનો હોય તો હું કબુલ કરું છું. આને જો ઇજારો કહેવાય તો એ આક્ષેપ હું ખુશીથી સત્કારું છું.

જો 'ઇજારા'નો અર્થ એમ થાય કે એની સત્તા મેં કે કોઇ સહકાર્યકરે પોતાના લાભને ખાતર કે પોતાનો ગર્વ પોષવા પોતાના હાથમાં રાખી છે તો એ વાત જુદી છે. આજે મધ્યસ્થ સભામાં ગમે તે ઉગતો સાહિત્યકાર સહેલાઇથી આવી શકે છે, આજે એમાં

લગભગ દરેક સંપ્રદાયના સાહિત્યકારો છે. જેવો કોઇ પરિષદનો ભક્ત દેખાય છે કે તેને આજના કાર્યકર્તાઓ સ્થાન આપવા તૈયાર રહ્યા છે. એના આજના કાર્યકર્તાઓના સંઘ જેવો બીજો જવાબદાર સમૂહ ગુજરાતભરમાં નથી. હા, એ કાર્યકર્તાઓએ અગીઆર વર્ષ સુધી મને આગળ ધર્યો છે. પણ આમાં મારો વાંક નથી. ૧૯૨૬માં નવા બંધારણમાં ઉપપ્રમુખ થવા મેં. સ્વ. મટુભાઇ કાંટાવાળાને વિનંતી કરી હતી તે જુના કાર્યકર્તાઓની જાણમાં છે. નડીઆદની પરિષદ વખતે બંધારણમાં ફેરફાર થયા ત્યારે એ પદ મારે ન છોડવું એવો પૂ. આનંદશંકરભાઇ આદિ પરિષદના સભ્યોનો આગ્રહ હતો. હું જેલમાં ગયો ત્યારે કોઇ બીજાને નીમવા મેં કહ્યું હતું. પણ કોઇએ માન્યું નહીં. ત્યાંથી બહાર આવતાં દિ. બા. ઝવેરીને મેં બે વાર મને છુટા થવા દેવાની આજીજી કરી પણ એમણે ચોખ્ખી ના પાડી હતી. આજે હું શું, બધા કાર્યકર્તાઓ પરિષદ છોડવા તત્પર છીએ—જો એથી પરિષદનું હિત સધાતું હોય તો. આજે પણ પૂજ્ય પ્રમુખ મહાશય મને રજા આપે એટલી જ હું વાર જોઇને બેઠો છું;—નહીં કે મારો રસ ઓછો થયો છે તેથી.

બંધારણ

બંધારણની વાત પણ પાછી આવ્યા વિના ન રહી. સાહિત્ય સંમેલનમાં સામાન્ય માણસને બંધારણ જેવા વિષયમાં વધારે રસ હોય છે. એ ઉપરાંત, નવા ઉત્સાહી માણસોને દરેક બંધારણ અન્તરાયરૂપજ લાગે અને તેને ખસેડવાના પ્રયત્નમાંજ એ સંસ્થા પ્રત્યે એમનો પ્રેમ જાગે છે. એટલે એ વાત સ્વાભાવિક હતી.

બંધારણમાં મને કે કોઈ પણ કાર્યકર્તાને આગ્રહ જેવી વસ્તુ હતી નહીં—ને છે નહીં, એ વાત ભુલી જવામાં કેટલાક આનંદ માને છે.

(૧) પહેલું બંધારણ સ્વ. સર રમણભાઇએ ઘડ્યું.

(૨) તેના પછી મેં ઘડ્યું ને ૧૯૨૫માં વડોદરે મળેલા દરેક સાહિત્યરસિકોનાં દૃષ્ટિબિન્દુઓ એમાં ઉમેરાયાં. એમાં સ્વ. મટુભાઇ કાંટાવાળાનો હાથ હતો.

(૩) ૧૯૨૬ની પરિષદ વખતે મેં કેટલાક મુદ્દાઓ શ્રી. ભુલાભાઇ પાસે મુકેલા ને સર રમણભાઇ, શ્રી બળવંતરાય ઠાકોર વિગેરેએ જે સૂચનાઓ કરેલી તેનો એમાં સમાવેશ થયો.

(૪) ૧૯૨૮માં નડીઆદ પરિષદે સમિતિ નીમેલી તેમાં શ્રી. આનંદશંકરભાઇ પ્રમુખ ને શ્રી. ચીમનલાલ નારાયણભાઇ, અંબાલાલ જાની આદિ હતા. તે વખતે જે બંધારણ થયું તે સર્વાનુમતે સમિતિએ સ્વીકાર્યું.

(૫) ૧૯૩૧માં નડીઆદની બીજી પરિષદ વખતે તેના પ્રમુખ શ્રી. ભુલાભાઇ દેસાઇ અને બીજાઓએ જે સૂચના કરી તે પ્રમાણે એમાં મૌલિક ફેરફાર થયા, અને નવું રજીસ્ટ્રેશન થયું.

હવે નવા ઉમેદવારો એને સુધારવા માગે છે. જ્યાં સુધી એમાં સુધારા થાય ત્યાં

સુધી તે આદરણીય જ હોય. બંધારણ જીવનની માફક પ્રવાહી હોય. એમાં જોઇતા ફેરફારો થવા જ જોઇએ.

ગયે વર્ષે આ ઉત્સાહીઓમાંના કોઇએકે ઉપયોગી સૂચના કરી હોત તો પણ મધ્યસ્થ સભા સ્વીકારત. અને આ વર્ષે તો પૂ. ગાંધીજીએ રસ લીધો. એમને તો હું જગતના વ્યવસ્થાપકોના શિરોમણિ ગણું છું: ઓરગેનીઝેશન તો એમનો શ્વાસ ને પ્રાણ છે. એ જે સૂચવે એ તો હું વગર જોયે સ્વીકારી લઉં.

અને તેમાં તો સાહિત્યસર્જકના જ હાથમાં પરિષદ રહે એવા ફેરફાર કરવાના રહ્યા. હું તો માનું છું કે એ હેતુથી જ આ બંધારણ ઘડાયું છે; પણ એ હેતુ વધારે સચવાય એવી સૂચનાઓ કોઇ કરે તો હું તો વધાવી જ લઉં; અને તેની તો વાટ જોઇને હું બેઠો જ છું.

અભાગી પ્રમુખો

૧૯૨૬ થી વિભાગી પ્રમુખોની પ્રથાની હું વિરૂદ્ધ હતો. સારાં ભાષણો લખાવવા ખીતાબની લાલચ આપવી એમાં તો મને જરાય ડહાપણ દેખાયું નથી: પણ સ્થાનિક અભિપ્રાયને કરવું શું ?

પરિણામે અમે અભાગી વિભાગી પ્રમુખોએ મહેનત કરી લાંબાં લચક ભાષણો લખ્યાં; અને સંમેલનની સામાન્ય બેઠક આગળ એક નિબંધવાચક તરીકે વાંચી ગયા! ચાલો, પરિષદના રિપોર્ટમાં સાત નિબંધ તો ઉમેરાયા !

પણ સાહિત્ય સંમેલનમાં સાહિત્યવિષયક લેખોની ન્યૂનતા તો અજબ જેવી હતી: બંધારણમાં રસ લેનારાઓ એકેકો લેખ પણ બાના તરીકે લઇ આવ્યા હોત તો હું આ સંમેલનને વધારે સફળ થયું ગણત.

વિદ્યાપીઠનો સહયોગ

આ સંમેલનનું સારામાં સારું કાર્ય તો વિદ્યાપીઠનો સહકાર મેળવવાનું હતું. વિદ્યાપીઠની જોડણી પરિષદે સ્વીકારી એ ગુજરાતી સાહિત્યમાં એક સિમાચિન્હ; અને પરિષદના તૈયાર થવાના કોશમાં વિદ્યાપીઠ સંપૂર્ણ સહાય આપે એ બીજું. એક સંસ્થા જે આજ સુધી પરિષદથી અલગ રહી હતી તેને પણ પરિષદે અપનાવી એ એના ઇતિહાસમાં એક મોટો બનાવ કહી શકાય.

રંગુન, કલકત્તા, મદ્રાસ, સીકંદરાબાદ અને કરાંચીની ગુજરાતી સંસ્થાઓ પણ પરિષદ સાથે જોડાઇ એ બતાવે છે કે પરિષદ હવે માત્ર ગુજરાતની નથી રહી: બૃહત ગુજરાતની બની છે.

[ અનુસંધાન ગુ. સા. પ. સં.ના પ્રમુખપદેથી પૃ. ૧૬૪-થી ]

આર્તનાદ તમને સંભળાતું હશે. એ ખરી 'ડેમોક્રસી' છે. એ લોકો પાસેથી શીખીશીખીને હું તમને સૌને કહું છું કે ખરું સ્વરાજ જોઈતું હોય તો અહીં આવો. તમારે માટે હું માર્ગ સાફ કરી રહ્યો છું. ત્યાં કાંટા તો પડ્યા જ છે પણ થોડાં ગુલાબો પણ હું ત્યાં ઉગાડી દઈશ.

આ વાત કહું છું ત્યાં ડીન ફેરર યાદ આવે છે. એ જબરદસ્ત સાક્ષર હતો. અંગ્રેજોમાં ભારે સાક્ષરો પડ્યા છે એ હું સ્વીકારું છું. અંગ્રેજોની સામે હું લડું પણ હું ગુણગ્રાહી છું. મને થોડો જ કોઈ અંગ્રેજનો કે અંગ્રેજી ભાષાનો દ્વેષ છે? એ ડીન ફેરરને થયું કે પ્રજાની આગળ મારે ઈસુનું જીવન લખીને મૂકવું છે. તે કેમ લખવું? અંગ્રેજી ભાષામાં ઈસુના જેટલાં વૃત્તાન્ત છે તે વાંચી ગયો પણ તેને સંતોષ ન થયો. પછી તે પેલેસ્ટાઈન ગયો. ત્યાં બાઈબલ લીધું અને તેમાં આપેલાં વૃત્તાન્તો પ્રમાણે બધું નરી આંખે જોઈ લીધું. પછી તેણે શ્રદ્ધાભાવથી પુસ્તક લખ્યું. એની પાછળ એણે કેટલી સામગ્રી એકઠી કરી, કેટલો શ્રમ અને કેટલાં વર્ષો પછી એ પુસ્તક એણે લખ્યું! અંગ્રેજી ભાષામાં એ અદ્ભુત પુસ્તક છે. મેં નાતાલ છોડ્યું ત્યારે એક પાદરીએ મને વાંચવા આપેલું. અંગ્રેજી ભાષામાં એ સુંદર અને સર્વમાન્ય પુસ્તક છે. એમાં જોન્સનનું અંગ્રેજી નથી. ડિકન્સના જેવું સરસ અને સરલ અંગ્રેજી છે. અને સામાન્ય લોકોને માટે એ પુસ્તક લખાયું છે. ત્યારે સાક્ષરો શું રઘુવંશ વાંચીને, ભવભૂતિ વાંચીને કે અંગ્રેજી પુસ્તકો વાંચીને ગામડામાં જશે! એ પુસ્તકો વાંચતાંવાંચતાં એને ક્ષય થાય, સંગ્રહણી થાય કે બ્લડપ્રેશર થાય તો ય વાંચવાનો લોભ રહી જશે. પછી એ ગામડાંને માટે પુસ્તક રચવા બેસશે તો એનું પુસ્તક પણ એના જેવું રોગીલું થશે. એવા માણસનું ગામડામાં કામ નથી. નર્મદાશંકરે કહ્યું છે તેવા બધી વાતે પૂરા માણસનું ત્યાં કામ છે. ગામડામાં તો 'થર્મોસ' લઈને જનારા આરામજીવા કરતાં પણ ખરા ગામડિયા તરીકે ત્યાં જઈને રહેનારાનું કામ છે. તેઓ જીવંત સાહિત્ય ત્યાંના લોકોને આપી શકશે.

**સાચી કળા**

રવિશંકર રાવળ જેવા અમદાવાદમાં બેઠાબેઠા પીંછી ચલાવ્યા કરે છે. પણ ગામડામાં જઈને શું કરે છે? જોકે આજે તેમનું પ્રદર્શન જોઈને મારી છાતી ઊછળી, કારણ પહેલાં અહીં એવાં ચિત્રો નહોતાં. ડૉ. હરિપ્રસાદ મને અમારું કાંઈક જોવા લઈ ગયેલા પણ તેના કરતાં ખૂબ પ્રગતિ થઈ છે. સાહિત્ય ચિત્રો વાટે પણ આપી શકાય. પણ એ ચિત્રો જુદાં. અહીં તો રવિશંકર રાવળ ચિત્રોમાં શબ્દનું તાન પૂરતા હતા. પણ સાચી કળા તો તેઓ મૂંગા રહે છતાં હું સમજી શકું એવી હોવી જોઈએ. હું સાક્ષર હોઉં, રસ્કિન મેં વાંચ્યો હોય પછી એમની કળા હું સમજી શકું અથવા એ સમજાવે ત્યારે સમજું એમાં મારે કળા નહિ. મારે તો ગામડી આંખે જોવું રહ્યું છતાં મારી છાતી એમનાં ચિત્રો જોઈ ઊછળી. પણ ફરી મને થયું કે ચિત્ર મારી સાથે બોલે, મારી આગળ નાચે એવાં જોઈએ. એવાં ચિત્રો જગતભરમાં બહુ થોડાં જ છે. રોમમાં પોપના સંગ્રહમાં મેં એક મૂર્તિ જોયેલી તે જોતાં જ હું મૂર્છિત થઈ ગયો હતો એ મૂર્તિ છે Christ on the Crossની.

એ મૂર્તિ જોઇને માણસ દિવાનો બની જાય. એ સમજાવવા રવિશંકર રાવળ મારી પાસે નહોતા ઊભા. પણ એ જોઇને જ હું સ્તબ્ધ થઇ ગયો. ૨ા તો પરદેશની વાત. પણ થોડાં વર્ષ ઉપર મહિસૂરમાં બેલુરમાં ગયો હતો. ત્યાંના પ્રાચીન મંદિરમાં નગ્નાવસ્થામાં ઊભેલી એક સ્ત્રીની પ્રતિમા જોઇ હતી. એ મને કોઇએ બતાવી નહોતી પણ મારું ધ્યાન એકદમ ત્યાં ગયું અને હું આકર્ષાયો. હું નગ્નાવસ્થામાં ઊભેલી સ્ત્રીનું અહીં વર્ણન નથી કરવા ઇચ્છતો, પણ ચિત્રનો જે ભાવ હું સમજ્યો તે જણાવું છું. એના પગની આગળ એક વીંછી પડ્યો છે. એનો કવિ બીભત્સ નહોતો એટલે સ્ત્રીને કપડાથી કાંઇક ઢાંકી છે. એ કાળા સંગેમરમરની મૂર્તિ છે. એ જોતાં એમ થાય છે કે કોઇ રંભા પડી છે તે અકળાઇ રહેલી છે. હું એનું ગામડી વર્ણન જ કરું છું. હું તો જોઈ જ રહ્યો. એ પોતાના અંગ ઉપરનાં કપડાંને તોડી રહી છે. કળાને જિહ્વાની જરૂર નથી હોતી. મને થયું કે સાક્ષાત્ કામદેવતા અહીં વીંછી થઇને બેઠા છે. પેલી બાળાને અંગાર વ્યાપી ગયો છે. કવિએ કામને વિજય મેળવવા દીધો છે, પણ એ સ્ત્રીએ આખરે પોતાનાં કપડાંમાંથી એને ખંખેરી કાઢ્યો છે, અને એને વિજય મેળવવા દીધો નથી. એ સ્ત્રીનાં અંગઅંગ ઉપર એની વેદના ચીતરાયલી છે. રવિશંકર ભલે એનો ગમે તે અર્થ કરે, પણ એ એમનો શહેરી અર્થ ખોટો અને મારો ગામડી અર્થ ખરો.

હું શું માગું છું તે મેં કહ્યું. ઇચ્છા તો થાય છે કે એ ચિત્રમાં વધારે રંગ પૂરું. પણ આટલા ચિત્રથી ન સમજે જાય તે કળારસિક ન કહેવાય.

આટલો મેં બબડાટ કર્યો છે તે માટે મને માફ કરજો. મારા હૃદયમાં અંગાર વ્યાપી રહ્યા છે. ઇચ્છા તો થાય છે કે આલેખેલી ઝાંખી લીટીઓ પૂરી કરું. પણ લાચારીથી આટોપી લઉં છું. મારે કહેવાનું છે તેમાંથી થોડું જ કહ્યું છે. અત્યારે મારું હૃદય રડે છે. પણ હું આંખમાંથી આંસુ કેમ કાઢું ? ભારે વેદના હોય છતાં મારે હસવું છે. રડવાના પ્રસંગો આવે છે છતાં રડ્યો નથી. હૈયું કઠણ કરું છું પણ એ સેગાંવ—ત્યાંનાં હાડપિંજરો જોઉં છું. (અહીં ડુમો ભરાઇ આવ્યો. થોડી વાર અટકીને બોલ્યા) ત્યારે મને તમારું સાહિત્ય રેઢિયાળ લાગે છે. આનંદશંકરભાઇ પાસે મેં સો પુસ્તકો માગ્યાં. એમણે મહેનત કરીને મને મોકલ્યાં. પણ એ પુસ્તકોને હું શું કરું ? ત્યાં શી રીતે લઇ જાઉં ?

ત્યાંની સ્ત્રીઓને જોઉં છું ત્યારે થાય છે કે આ સ્ત્રીઓને અમદાવાદની સ્ત્રીઓ સાથે શો સંબંધ ? પેલી સ્ત્રીઓ સાહિત્યને નથી ઓળખતી. રામધૂન ગવડાવું તે ઝીલી નથી શકતી. તેઓ સર્પ-વીંછીની દરકાર રાખ્યા વિના, વરસાદ કે ટાઢતડકાની દરકાર વિના, મારે સારુ પાણી લઇ આવે છે, ઘાસ કાપી લાવે છે, બળતણ લાવે છે; અને એને હું પાંચ પૈસા આપું છું ત્યારે મને અન્નદાતા માને છે. ત્યાં તેમને પાંચ પૈસા આપનાર અંબાલાલભાઇ નથી. એ હિંદુસ્તાન અમદાવાદમાં નથી, સાત લાખ ગામડાંમાં છે, તેને તમે શું આપશો ? એમનામાંથી પાંચ ટકા જેટલા લખીવાંચી શકે છે. માંડ સોબસો શબ્દોનો એમની પાસે ભરોળ છે. એની પાસે શું લઇ જાઉં જવું એ હું જાણું છું.

કાર્નેગી મને યાદ આવ્યો. એણે સાહિત્યકારોને લાઇબ્રેરીઓની બક્ષિસ કરેલી તે યાદ આવ્યું. સ્કોટલૅંડ તો વ્યવહારકુશળ છે; અને તે માટે ત્યાંના લોકો ગર્વ લે છે. સ્કોટલૅંડમાં તમે જાઓ એટલે લાગે કે આપણે નવા પ્રદેશમાં પ્રવેશ કર્યો છે, આપણી દૃષ્ટિએ તો ઇંગ્લૅંડ અને સ્કોટલૅંડ એક છે, પણ ત્યાં સ્કોચ બેંકર અને અંગ્રેજ બેંકર વચ્ચે લડાઈ પણ થતી હોય. આપણા સાહિત્યકારો માફક સ્કોચ પ્રોફેસરોએ લાઇબ્રેરીની બક્ષિસ સંબંધમાં શરત થતાં જણાવ્યું કે તમે અમને દાન આપો છો તો શરતો શા માટે મુકો છો અથવા લાઇબ્રેરીઓનું દાન શા માટે આપો છો? અમો અમારી મરજીમાં આવે તેવો ઉપયોગ કરિયે. તમને સાહિત્યક્ષેત્રમાં શી ખબર પડે? તમારો આશ્રય અમને વગર શરતે ગમે છે. એ જ રીતે અહીં હું કેટલાક, સાહિત્યક્ષેત્રમાં દાન કરવા ઇચ્છિનારાઓને સલાહ આપવા ઇચ્છું છું કે તેમણે પરિષદને કે તેના અંગને કે જેના પર નજર ઠરે તેને દાન આપવું. પ્રામાણિકતા તપાસો. આપણને કોઇ દાન કરે તો આપણને ખબર હોવી જોઇએ કે તેનો શો ઉપયોગ કરવો. પાદપૂર્તિના ઇનામની જાહેરાત થઇ ત્યારે મને થયું કે બીજા માટે કેમ નહીં? ટુંક મુદતમાં પાદપૂર્તિ સારી ન પણ મળી આવે, તો એ રકમ પરિષદને આપી દેવી જોઇએ; અથવા તો મને કહે કે તારા સારા ભાષણ માટે હરિજન કામમાં વાપરવા આપું છું. જેઓ કામ કરી રહ્યા છે, તેમના હાથમાં દાન મુકવું જોઇએ. દાન કરવા ઇચ્છનારાઓને હું વિનંતિ કરું છું કે તમો દાન કરો તો શરત ન કરો; વિશ્વાસ બેસે તો આપો. ન બેસે તો ગાંઠેથી પૈસા છોડશો નહીં.

### નવલકથાના વાચનનો રોગ

શ્રી. રામજીભાઇની નવલકથાની વાત. નવલકથા વાંચવી એ તો રોગ છે. જગતમાં ઘેરઘેર એ ફેલાઈ ગયો છે. અને પરિણામે શીલીંગ શૉકર જેવાં મશીનો ગોઠવાયાં છે. તેમાં એક શીલીંગ નાંખ્યો કે ચોપડી નીકળી. એ ચોપડી કેવી હોય? એ તેની લાઇબ્રેરી સુધી પહોંચે ખરી? ટ્રેનમાં લીધી હાથમાં, પાનાં ફેરવ્યાં, ચિત્ર જોયાં ને ફેંકી દીધી, ને સાહેબ ચાલતા થયા! લાઇબ્રેરીઓમાં ઊપાડ પણ નવલકથાઓનો જ વધુ થાય છે. વર્ષાઋતુમાં બિલાડીટોપીઓ ઊગે તેમ નવલકથાઓ ઊભરાય છે. આપણે ત્યાં બિલાડીની ટોપીઓ નથી, પણ પરદેશમાં મશરૂમને નામે તે સ્વાદિષ્ટ લાગે છે. ઇનામ કાઢો કે ન કાઢો, તે તો છપાયે જ જશે. એમાં કલ્પનાના ઘોડા સિવાય શું છે? નવલકથા કેમ લખાય છે, તે અહીં નહીં કહું. પણ ટૉલ્સ્ટૉયે તેનો ખ્યાલ આપ્યો છે કે કેવી સામગ્રી તેની આસપાસ તૈયાર કરવામાં આવે છે. આજે તો વિમાન પર ચઢે, જુએ અને પછી ઊતરીને લખે, તેના પર અંકુશ રહે નહીં. નવલકથાનું સાહિત્ય ગુજરાતીમાં ન હોય તો ગુજરાતી રાંડીરાંડ નહીં રહે. એટલે મેં ટેલરના વ્યાકરણમાંથી કાંઇ કહેવાનો વિચાર રાખ્યો હતો. હું દક્ષિણ આફ્રિકા ગયો ત્યારે ટેલરનું વ્યાકરણ લઇ ગયો હતો. હું શાસ્ત્રી તો નહીં જ પણ ગુજરાતી ભાષાનો પ્રેમી તો છું જ. એ વ્યાકરણ સુંદર હતું અને તે પરિષદના દિવસની અગાઉની રાતે-કતલની રાતે મેં વાંચવા કાઢ્યું હતું પણ ખરું, આજે સવારે ઊઘાડ્યું પણ વિચાર કરવાનો વખત મળે ત્યારે ને? ચાર વાગ્યા સુધી તો મૌન હતું તે પણ કોણ ગણકારે? ટેલરે એના વ્યાકરણને અંતે એક નિબંધ લખ્યો છે. એને હું ઉપગ્રન્થ

વિકાસ શહેરમાં દટાઈ રહ્યે નથી થવાનો, તમે મનોરંજક વાર્તાઓ લખશો; પાઠ્યપુસ્તકો લખશો પણ તેથી બુદ્ધિનો વિકાસ નહીં થાય. કોઈ માણસ મારી પાસે આવે, પણ જે ગોખીગોખીને રૂઢ થયો છે, તે પોતે વાંચી સંભળાવે તો તેથી શું વળે? તેનું પોતાનું નહીં, ત્યાં તેના હૃદયમાં ચોટે ક્યાંથી? જેનું મગજ તાજું હોય તે મારી પાસે આવે ને હું બતાવું કે મૌલિક બુદ્ધિ માટે શહેર એ ક્ષેત્ર નથી પણ ગામડું છે.

## સ્ત્રીસૌંદર્યનાં વર્ણનો શા માટે?

આજે છેવટે એક વાત મારે તમને કહેવાની છે. તે તમને રૂચિકર લાગે કે ન લાગે! મારા પર શ્રી. લીલાવતી બહેનનો કાગળ આવ્યો. તે પત્ર વિષયવિચારિણી સભામાં ચર્ચાયો હતો. પત્રની ભાષા મને ન ગમે એવી હતી, સંસ્કૃતમયી અને આડંબરવાળી હતી; પણ તે તો જેવી તેમની પાસે હોય તેવી લખે. જ્યોતિસંઘ અનપઢ સ્ત્રીઓને ગુજરાતી શીખવે છે. ગુજરાતી શીખવતાં તેની પાસે કાંઈક વાંચવું જોઈએ જ. ગુજરાતીમાં સમજાવવું જોઈએ. આ વાંચીને તેમાં આવતાં સ્ત્રીઓનાં વર્ણન વિષે તેમણે લખ્યું હતું. આ સાહિત્ય નિર્મળ નથી લાગતું. સ્ત્રીઓ સાહિત્યકારને પૂછે છેઃ તમે સ્ત્રીનું સૌંદર્ય ક્યાં જોયું? સ્ત્રીના દેહસૌંદર્ય સાથે તમને શું લાગેવળગે? દેહસૌંદર્ય સામે જોયું હતું કે હૃદયસૌંદર્ય? માનું—સ્ત્રીનું સૌંદર્ય તમે જોવા ક્યાં આવો છો? હું મરી જઈશ ત્યારે તમે મારા સુન્દર શરીરને વસાણાં ભરી ઘરમાં રાખવાના છો? આવું પૂછશો તો પેલો લેખક ભોંઠો પડી જશે.

## "નહિ રંભા–નહિ કુબ્જા"

મનુસ્મૃતિમાં સ્ત્રીને કેટલું માન અપાય છે, તે એક ભાઈએ લખીને મને મોકલ્યું છે. પણ સ્મૃતિમાં તો રત્નો પણ છે અને કાંકરા પણ છે. મિસ મેયોએ જેમ હિંદની ગટરોને જ હિંદ કહ્યું તેમ સ્મૃતિઓમાં સ્ત્રીઓને વિષે ખરાબમાં ખરાબ લખેલું ઘણુંય મળી આવે છે. સ્ત્રીઓ પોતે પણ બાપડી કહે છે. અમે અબળાઓ છીએ કે અમે ઢોર છીએ. પતિ અમારો પરમેશ્વર. અમે તેની સેવા કરવા સરજાયાં છીએ, આ બધું વાંચ્યા પછી સ્ત્રીના મનમાં થાય છે કે જે સાહિત્યકારો કહી રહ્યા છે તે આવાં સુન્દર વર્ણનો આપીને અમને છેતરે છે શા માટે? અમે છીએ એવી અમને શા માટે નથી ચીતરતા? અમારે નથી રંભા જેવું ચીતરાવું, નથી કુબ્જા ચીતરાવું. શું કોઈ કાણી, શીતળાના ડાઘવાળી; અનેક રોગ થઈ ગયા હોય તેવી સ્ત્રીને પતિ નથી મળ્યો તેવું જોયું છે ખરું? કે શું આ બધું પરલોકની સ્ત્રીઓ વિષે છે?

## ઢીંગલી નહિ પણ માતા

મને સ્ત્રીના વિષે લાગણી છે. મેં તે વિષે વિચાર્યું છે. અધુનિક પુસ્તકો એકે એવાં નથી કે જે સાચી સ્ત્રીને વર્ણવનાં હોય! સ્ત્રીના શરીરના વર્ણન સાથે તમને શી નિસ્બત છે તે જાણી શકાતું નથી. પણ સ્ત્રીઓની પરાધીનતા કે સ્વરૂપ વિષે સાક્ષરો લખે અને સ્ત્રીઓ વાંચે તેની શી અસર થાય છે તે વિચારવાનું છે. શા માટે એને ઢીંગલી તરીકે ચીતરવામાં આવે છે? શા માટે એને માતા તરીકે નથી ચીતરવામાં આવતી?

હું તો સ્ત્રીઓની વચ્ચે ખેલનારો છું. એક કાળ એવો કે જ્યારે મારી આગળ સ્ત્રીઓ જ હતી. દક્ષિણ આફ્રિકામાં બધાં જેલમાં ગયાં ત્યારે ૬૦ કુટુંબોમાં હું જ એક બાપ થઈને બેઠો હતો. તે વેળા હું કાંઈ ૧૯ વર્ષનો છોકરો ન હતો. તે સ્ત્રીઓના ટોળામાં રંભા પણ હતી ને કુબ્જા પણ હતી. જુવાનોમાં ભામટાઓ પણ હતા, પણ કોઈની કોઈ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરવાની હિંમત ન હતી. કોઈ અયોગ્ય કિસ્સા ન જ બન્યા હતા એમ આજ કહેવું નથી, એક કિસ્સાનું તો મેં વર્ણન આત્મકથામાં આપેલું છે; પણ સામાન્ય રીતે કોઈની સાથે છૂટ લેવાની કે કુદૃષ્ટિ કરવાની હિંમત નહોતી. એ અજ્ઞાન બાઈઓ હતી, અભણ હતી, પણ તેઓ જેલમાં જતા શીખી અને ગઈ. એ કાંઈ અશિક્ષિત હોઈ બીજાનાથી દોરવાઈને જેલમાં ગઈ એમ ન હતું.

# તંત્રીસ્થાનેથી

## શ્રી. તાપીગૌરી મુનશીનો કૈલાસવાસ

ગઈ તા. ૧૭ માને મધ્યાહ્ને શ્રી. કનૈયાલાલ મુનશીનાં માતુશ્રી શ્રી. તાપીગૌરી માણેકલાલ મુનશીનો મુંબઈમાં કૈલાસવાસ થયો છે. જીજીમા-સ્વર્ગસ્થ તાપીબ્હેન એમનાં આપ્તજનોમાં અને વિશાળ સ્નેહીસંબંધીમિત્રમંડળમાં આ પૂજ્યતાવાચક વ્હાલસોયા નામે જ સંબોધાતાં હતાં—વિ. સં. ૧૯૧૧ના શ્રાવણ સુદ સાતમે જન્મ્યાં હતાં અને બ્યાસી જેટલા વર્ષનાં પાકાં પાન થઈ, જીવનવૃક્ષપરથી સહજ રીતે ખરી પડી, એમના પ્રિય ઇષ્ટદેવ ચંદ્રશેખરના સુખદ કૈલાસમાં ગયાં છે. એમના આ સ્વર્ગવાસ સાથે ગુજરાતના ત્રણ પેઢીના એક સંસ્કારી અને પ્રતિષ્ઠાસંપન્ન કુટુમ્બનાં પ્રતિનિધિરૂપ એક આદર્શ ગૃહિણીનું સફળ જીવન પૂરું થયું છે. જીજીમા સંસારનાં, ગૃહનાં, વ્યવહારનાં અને ભાવનામયતાના એક મૂર્તિમતી સન્નારી હતાં. એમની જીવનની ઊંડી, વિશાલપટ અને ગુણવત્તાશી ભરેલી શક્તિએ પોતાનાં અગાધ પ્રેમ અને સંસ્કારપૂર્ણ વ્યવહારકુશલતાથી એમની અને એમના બહોળા કુટુમ્બની વાડીઓ ઊછેરીને સર્વાંગ ખીલવી છે. જૂના યુગનાં પ્રતિનિધિ હોવા છતાં નવા યુગના કોઈ અતિ ઉત્સાહી પ્રગતિશીલના ઉત્સાહને પણ એમનો ઉત્સાહ મંદ પાડે એવો હતો. ધર્મ, ગૃહ, સંસારસુધારો અને નવીન યુગની સંસ્કૃતિનાં વિવિધ તત્ત્વો સાથે એ સુન્દર ને સુભગ સમન્વય સાધી શકે એવા હૃદય ને મેધા એ ધરાવતાં હતાં. બળવાન મમતાના પ્રથમ પક્ષપાતના પાત્ર જેવા એમના એકના એક પુત્રની જીવનસૃષ્ટિનાં એ જેટલાં કોમળ તેટલાં કડક પણ કર્તવ્યપરાયણ નિર્માતા હતાં. ગુજરાતના કોઈ પણ કુટુમ્બમાં આવી વ્યાપક વ્યક્તિનું સ્થાન એક વાર ખાલી પડ્યું તે પૂરાતું નથી જ. શ્રી. કનૈયાલાલ મુનશીએ આવાં માત ગૂમાવ્યાં છે, એમનાં પુત્રપુત્રપૌત્રપૌત્રીઓએ એક ધુરંધર છત્ર ગૂમાવ્યું છે.

જીજીમા એક આદર્શ ગૃહિણી હતાં. નવાયુગની નારીઓ માટે એમને માન હતું છતાં ગૃહ એ જ આદર્શ સ્ત્રીની અનુપમ રાજધાની છે એ મતનાં એ સબળ પક્ષકાર હતાં. એ આદર્શ રાજધાનીમાં જ કોઈ પણ ગૃહિણી ઉચ્ચપદે રહી મહાલી સૌ આશ્રમોના આધારરૂપ ગૃહસ્થાશ્રમને ઊછેરી શકે છે અને ઉન્નત કરી શકે છે એમ એ શ્રદ્ધાપૂર્વક માનતાં હતાં અને કહેતાં હતાં.

ગરીબાઈ અને શ્રીમત્તા બન્નેની લીલીસૂકીમાં રહીઊછરી એ પોતાના સંસારને ઊછેરીને ઉન્નતિ પર લઈ જઈ શક્યાં છે એ એમની સફળ વ્યવહારબુદ્ધિ દર્શાવે છે.

છતાં જ્ઞાન અને સંસ્કાર તરફ પણ આ સાથે એ જીવનભર ઓતપ્રોત રહ્યા છે. આપણાં પુરાણ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનું ઊંડું અને માર્મિક જ્ઞાન એમને જીવ્હાગ્રે હતું અને એમાંનાં આદર્શજીવનો તરફ એ ભક્તિભાવ રાખતા. એમનામાં જૂની દલપતરામની કાવ્યશૈલીવાળી કવિતા રચવાની શક્તિ હતી, અને 'અનુભવતરંગ' એ નામનો નાનકડો કવિતાસંગ્રહ એમનાં સંખ્યાબંધ એવાં કાવ્યોમાંથી ચૂંટી કાઢેલો પ્રસિદ્ધ થયેલો છે.

છોટુભા ગુજરાતના રજવાડાઓમાં ઉત્તરોત્તર રહી આવેલા હોવાથી ઉત્તર અને દક્ષિણ ગુજરાતના આપણા સમાજની સાંસારિક જીવનની ઝીણી ને સંખ્યાબંધ અનુભવવાતો કહેતા. શ્રીયુત મુનશીના પ્રતિભાવ ઘરમાં જવું અને દીવાની પાનના વિસામાજેવા છોટુભા પાસે ન જવાય તો સંતોષ થાય જ નહીં એટલા બધાં એ સમભાવી રહી સૌ કોઈને આકર્ષતા હતાં.

'ગુજરાત' માસિકની તેના જન્મથી તે આજ સુધીના જીવનની-પ્રવૃત્તિથી એ સદા-પ્રેમથી અને વાંચીને અને પાછલા ભાગમાં પૂરી વચ્ચાવીને—માહીતગાર રહેતાં.

આવાં આદર્શ નરરત્ન ગુણિયલ અને સજ્જન, જૂના યુગના એક સાચા કવિજી છોટુભાના અવસાનથી અમે પણ એક સાચા સમભાવી ગુમાવ્યા છે. એમના અમર આત્માને અમે શાશ્વત શાંતિ ઇચ્છીએ છીએ.

## પરિષદ વિશેષ અંક

'ગુજરાત'નો નવેમ્બર અંક 'પરિષદ વિશેષ અંક' કરવાનો અમે સંકલ્પ કર્યો હતો. આ અંક ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલનની અમદાવાદની બેઠક વખતે અમારા વાચકોના હાથમાં આવે અને ઇ. સ. ૧૯૦૫ની પ્રથમ સાહિત્ય પરિષદથી માંડી આજ સુધીની ગુજરાતી સાહિત્ય પરિષદની ને સમેલનની પ્રગતિ અને વિવિધ પ્રવૃત્તિઓ અને સિદ્ધિઓનું એમાં દિગ્દર્શન કરાવી શકાય ને સાથે બારમા સાહિત્ય પરિષદ સમેલનના સત્રની કાર્યવાહિ તેમ જ તેના પ્રમુખશ્રી, સત્કારમંડળના પ્રમુખશ્રી અને અન્ય વિભાગીય પ્રમુખોના વ્યાખ્યાનો બને તેટલાં આવે તો તેમાં પ્રસિદ્ધ કરવાની અમારી ધારણા હતી. પરંતુ સાહિત્ય વિભાગના પ્રમુખ વ્યાખ્યાન સિવાય બીજું એકે વ્યાખ્યાન અમને આ તૈયારીમાં કામ લાગે તેમ ન મળી શક્યું તેથી આ અંક જરા મોડો પ્રસિદ્ધ કરી એ સમેલનના પ્રમુખશ્રીનું પૂરેપૂરું વ્યાખ્યાન તથા અન્ય પ્રમુખોનાં વ્યાખ્યાનોમાંથી થોડાથોડા ભાગો તેમાં પ્રસિદ્ધ કરીએ છીએ. પૂરા થયેલા સમેલનની પ્રવૃત્તિઓનો પણ આ જ અંકમાં સમાવેશ કરવા જતાં આ અંકને પ્રસિદ્ધ કરતાં જરા વધુ મોડું થયું છે.

પરિષદના પ્રારંભે એના એકત્રીશ જેટલાં વર્ષમાં સમયોચિત જુદા ઉપર ભાર મૂકીને વિવિધ પ્રવૃત્તિઓ કરી છે અને કેટલીક સિદ્ધિઓ સાધી છે. આ બેનું દિગ્દર્શન એના અત્યાર સુધીના પ્રસિદ્ધ થયેલા અહેવાલોમાંથી તારવીને, એના વિદ્વાન પ્રમુખોના જુદીજુદી

વ્યક્તિઓને હાથે પરિચય આપીને અને તેમનાં મંતવ્યોનો ઝોક તેમના વિવિધ અને સૂચક ખંડોનાં અવતરણો આપીને અમે યથાશક્તિ કરાવ્યું છે.

આ ઉપરાંત આ દિગ્દર્શનના પૂરક તરીકે ખાસ લેખ શ્રી. હીરાલાલ પારેખનો, ઉપરાંત સ્વ. ઉત્તમલાલ ત્રિવેદીનો—આપણાં ઐતિહાસિક સાધનોની ચર્ચા કરતો—'હિન્દની પાંચ પ્રધાન સાહિત્ય પરિષદો' એ શ્રી. રામચંદ્ર શુક્લનો તેમ બીજા પણ પ્રસિદ્ધ કર્યા છે. આ વિવિધ લેખાવલિ પરિષદની પ્રવૃત્તિઓથી અમારા વાચકોને સુપરિચિત કરશે એમ અમે આશા રાખીએ છીએ.

## બારમું સાહિત્ય પરિષદ સંમેલન

બારમું સાહિત્ય પરિષદ સંમેલન અમદાવાદમાં મળી ગયું. ગાંધીજીએ તેમની અનેકવિધ પ્રવૃત્તિમાંથી ગુજરાત માટે સમય બચાવ્યો અને રસપૂર્વક સમેલનના કામકાજમાં ભાગ લીધો. એમણે ભાષણ લખી, છપાવીને તૈયાર નહોતું રાખ્યું એ જ સારું થયું; નહિતર આવી દિલની વાતો એમનાથી કેમ કરી શકાત? વળી એમને ક્યાં ગુજરાતી ભાષા કે સાહિત્યના ઇતિહાસ વિશે વિવેચના કરવાની હતી કે આગળથી બધું તૈયાર કરવું પડે? એમના મન્તવ્યોથી ગુજરાત અપરિચિત તો નથી જ એટલે ઘણાએ એમણે જે કહ્યું તેની અપેક્ષા પણ રાખી હશે.

ગ્રામજનો અને સાહિત્યનો એમણે જબરો પ્રશ્ન સંમેલન સમક્ષ અને ગુજરાતના સાહિત્યકારો સમક્ષ રજુ કર્યો છે. આ પ્રશ્ન સામે જ અક્ષરજ્ઞાન, શિક્ષણ, સાહિત્યસર્જન, સાહિત્યપ્રચાર વગેરે અનેક પ્રશ્નો સંકળાયેલા છે. પોતે પ્રમુખ છે તે દરમિયાન ગાંધીજી આ બધી બાબતો વિશે સૂચન અને માર્ગદર્શન કરશે એવી અપેક્ષા રાખવી નિરર્થક નહિ નીવડે. બેશક, એ બધા કરતાં વધારે મહત્ત્વના, વધારે ઉપયોગી અને વધારે લાભદાયી પ્રશ્નો ગાંધીજીને રોકી રાખશે ખરા.

આ સંમેલન ભરાતા પહેલાં અને તે પછી તે વિશે અનેક ચર્ચાઓ વગેરે વર્તમાનપત્રોમાં અને બીજે થઇ છે. કોઇ પણ સંસ્થા સર્વ જનોને સંતોષી શકે એમ બનવું બહુ દુર્લભ લગભગ અસંભવ છે. એટલે સાહિત્ય પરિષદ સહામે કે એના સંચાલનના અમુક વિભાગ માટે કોઇ વ્યક્તિ કે વર્ગમાં અસંતોષ હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. પરંતુ અમદાવાદમાં એક સત્ય સ્પષ્ટ જણાયું કે પરિષદ સમસ્ત ગુજરાતની સંસ્થા છે એ માટે સ્હેજ પણ મતભેદ નથી. અને પરિષદને સજીવ અને પ્રગતિમાન બનાવવાને—જોવાને—સર્વ કોઇ તૈયાર છે. એટલે વર્તમાન ગુજરાતમાં પ્રવર્તતાં વિવિધ બળોનો સમન્વય કરી પરિષદનું ગૌરવ અખંડ રાખવું એ કામ દરેક પરિષદપ્રેમીનું છે. ગાંધીજી પ્રમુખ છે એટલે એમના અમલ દરમ્યાન આ કામ અવશ્ય થશે એમ અમને શ્રદ્ધા છે. અને શ્રી મુનશીએ કહ્યું હતું તે પ્રમાણે પરિષદ તો સાહિત્યસેવા અને સાહિત્યસર્જનદ્વારા ગુજરાતની અસ્મિતા સાધવાનું જેને દર્દ છે એવાનું સ્થાન છે. એવા સભાન દર્દવાળાને એકત્ર રાખવા એ

[ અનુસંધાન પૃ. ૨૯૯ ]

## ગુજરાતી ભાષાની ઉન્નતિ

પ્રતિવર્ષ આખા ગુજરાતનાં વિદ્વાનોનો સમાજ કરવો જોઈએ. સમાજમાં સભાસદ થવા માટે પ્રખ્યાત વિદ્વાનોને તથા સમૃદ્ધિવાન ગૃહસ્થોને નિમંત્રણ કરવાં જોઈએ. ગૃહસ્થોની મદદ પણ માગવી જોઈએ; ઉપરાંત પ્રતિસભાસદ પાસેથી કાંઈ લવાજમ લેવું જોઈએ, તથા અનિમંત્રિત ગૃહસ્થોને પણ સભાસદ થવું હોય તો છૂટ રાખવી જોઈએ. આવો સમાજ બેત્રણ દિવસ એક સ્થળે રહે; ને ત્યાં ધર્મ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન એ ત્રણ વિભાગમાં વહેંચાઈ પોતાનું કામ ચલાવે, પ્રતિવિદ્વાન તેને વિષયનાં પોતાનાં લખાણ શોધ ઇત્યાદિ ત્યાં રજુ કરે; અને બધી જુદીજુદી શાખાઓની એક સમગ્ર બેઠકમાં જાણવાજોગ બાબતોનો રિપોર્ટ વંચાય, તથા યોગ્ય વક્તાઓને ભાષણ કરવા પણ વિનવાય. આ બધાનો વિસ્તારરિપોર્ટ પછીથી પ્રસિદ્ધ થાય. આવી વ્યવસ્થા જો થઈ શકે તો આપણી ભાષાની અર્થાત્ આપણી બુદ્ધિની ઉન્નતિ સહજમાં થાય; અને જે નિર્માલ્ય લેખકોથી આપણો લેખકવર્ગ આજકાલ અધમતામાં અભડાયો છે તે લેખકો પણ તરત જ પરખાઈ આવે.

આ સમાજે એક વાર્ષિક રિપોર્ટ તૈયાર કરવો જોઈએ જેમાં આખા વર્ષમાં પ્રસિદ્ધ થયલાં પુસ્તકોની યાદી આવે; એવી રીતે દરેક પુસ્તકનો વિષય સારી રીતે સમજાય અને તેના ગુણદોષ ધ્યાનમાં આવે.

—મણિલાલ દ્વિવેદી: પુ. ૪: પ્રિયંવદા પૃ. ૧૫૪–૫૫

## વાગ્વ્યાપારના ભક્તો માટે

આ વિવેચનમાં વાણીના જેજે વ્યાપારનું નિરુપણ કરવામાં આવ્યું છે તે ઉપરાંત અન્ય વ્યાપાર વખતે રહી જતા હશે. ભાષાના વિકાસમાં એ વ્યાપારની પ્રવૃત્તિનાં દૃષ્ટાંતો આપવામાં વખતે ખામી હશે. આ બધી ન્યૂનતા બીજાને હાથે પૂરી પડેલી જોવાની ઊમેદથી લેખ સમાપ્ત કરૂં છું. પોતાની ભાષાનું જેમને અભિમાન હોય, ભાષાવિજ્ઞાન પર જેમને પ્રીતિ હોય, ઐતિહાસિક દૃષ્ટિ ધરાવવાનું જેમને ભાન હોય, શાસ્ત્રીય પૃથક્કરણબુદ્ધિથી જે પરિષ્કૃત હોય, સાથે શુદ્ધ સમર્થ વાણી વાપરવાની સુઘડતા જેમનામાં હોય, તેઓને આ અદ્યાપિ અન્ધકારમાં રહેલા વિષય ઉપર પ્રકાશ પાડવા વિનતિ છે.

—કેશવલાલ ધ્રુવ : વાગ્વ્યાપાર: પહેલો સાહિત્યપરિષદનો અહેવાલ

# નવું સાહિત્ય અને સ્વીકાર

**જામનગરનું સૂર્યગ્રહ:**—કર્તા : છોટાલાલ માનસિંહ કામદાર; વાંકાનેર, કાઠિયાવાડ: મૂલ્ય : બે આના.

રૂપીઆ છ લાખને ખર્ચે દર્દીઓના ભયંકર અને અસાધ્ય રોગોનું નિવારણ કરતા અને જામનગરના મહારાજાઓ સ્વર્ગસ્થ રણજિતસિંહજી અને દિગ્વિજયસિંહજીની માનવ-સેવા અર્થે બાંધેલા આ સૂર્યગૃહનો ટૂંકો અને સચિત્ર અહેવાલ છે. શ્રી. છોટાલાલ કામદારને આ જનસેવા માટે અભિનંદન.

**માતર તાલુકાની આર્થિક તપાસ:**—લેખક : જે. સી. કુમારપ્પા; પ્રકાશક : નરહરિ દ્વારકાદાસ પરીખ, મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; મૂલ્ય : આઠ આના.

તુષાર ( રાસસંગ્રહ )—કર્તા : ઉમાકાન્ત; પ્રકાશકો : છોટુભાઇ પટેલ અને બીજા; વિક્રેતા : મોહનલાલ શાહ, મામાની પોળ, વડોદરા; મૂલ્ય : બે આના.

**ગ્રામસેવા:** ઑકટોબર : પુસ્તક ૧ : અંક : ૧—તંત્રી સોમાલાલ છગનલાલ મહેતા વગેરે; વ્યવસ્થાપક : પ્રભુગિરિ ગોસાઇ વગેરે; ઊનાવા ( તાલુકા કલોલ ); વાર્ષિક લવાજમ : રૂપિયા બે.

પ્રધાનતાએ ગામડાંના બનેલા હિન્દમાં—ગુજરાત—માં ગ્રામસેવાના આદર્શોના અભિલાષ પોષવાનો આ વિશેષયુગ છે. તંત્રીઓને તેમના આ પ્રયાસ માટે અભિનંદન. ગામડામાં પડેલું પારાવાર કાર્ય—લોકજીવન, કૃષિ, કૃષિકાળ પછીના ગૃહઉદ્યોગો, ખેડુત અને તેનાં ખેતર વગેરેને ખીલવી હાલની પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓની અથડામણીમાંથી ઊગરી ભડ ખેડુત બનવું : આ અને આવા ઉદ્દેશો માટે કાર્ય આરંભતા આ સામયિકને અમે ઉત્કર્ષ ઇચ્છીએ છીએ.

**વ્યાયામ:** ઑકટોબર : વર્ષ ૧૨ : અંક : ૧; વ્યાયામ કાર્યાલય; રાવપુરા, વડોદરા.

ઑલિમ્પિક રમતોનો આ ખાસ સુન્દર અંક છે. ગુજરાતને તેના શારીરિક ઉત્કર્ષ માટે એમાં પ્રેરણા છે.

**શાયરી ભાગ ૧-૨**—કર્તા હાશિમ બિન યુસુફ ભરુચા "ઝાર" રાંદેરી; પ્રકાશક: 'વહ્‌શી' સાહિત્ય કાર્યાલય, રાંદેર; મૂલ્ય: આઠ આના.

રાંદેરની સાહિત્યપ્રકાશક સંસ્થાની ગ્રંથમાળાનો આ ૧૨ મો મણકો છે. આ ઉપયોગી ગ્રંથમાળામાંના ખાસ ઉપયોગી કાવ્યગ્રન્થના આ નાના પુસ્તકને કવિત લેખકોએ જરૂર જોઇ જવું.

**મહાવીર સ્વામીનો આચારધર્મ**—( શ્રી 'આચારાંગ'નો છાયાનુવાદ )

પ્રતીક તરીકે શરદ વાર્ષિક પ્રસિદ્ધ કર્યું છે. એમણે ચાળીસ-પીસ્તાળીસ લેખકબંધુઓનો સહકાર સાધ્યો છે ને પ્રત્યેકે પોતપોતાની શક્તિ અનુસાર આ પૂજાના શરત્કમળની પાંખડીમાં નવીન ચેતન રેડી પોતાના વ્યક્તિત્વની વિશિષ્ટતા પ્રતિબિમ્બિત કરી છે.

ચિત્રકળાના એક નમૂના તરીકે શ્રી કનુ દેસાઇનું ચિત્ર અર્જુનઉર્વશીનું સુન્દર, સરસ અને પ્રાણવાન છે. બહેન માટી દેસાઇની ચાર શિલ્પતસ્વીરો અને શ્રી યજ્ઞેશ્વર શુક્લની 'લીનોકટ' છબી અને આકર્ષક ને સુઘડ કળાનાં પ્રતિનિધિત્વ કરે છે.

કાવ્યવિભાગની ચૂંટણી વિવિધતા અને સત્ત્વશીલતા ધ્યાનમાં રાખી કરવામાં આવી છે અને શ્રી ખબરદારની 'તલાવડી......', શ્રી મેઘાણીના ભજનિયા 'શબદના વેપાર' શ્રી વ્યાસના 'હીરાનું ભણતર'ના ગ્રામચિત્રથી માંડી હાલના લગભગ મુખ્યમુખ્ય કવિ-મહાશયોની ચડતાઊતરતી શ્રેણીની કાવ્યપ્રસાદીઓ એમાં પીરસવામાં આવી છે. કવિ શ્રી શેષ ઘણીયે વાર લગ્નવિષયક મનોહર કાવ્યો આલેખી શકે છે તેમ વળી બીજું એક —નવવરવધૂ—અહીં આલેખી એમના પ્રણયરસ તરફનો રસિક પક્ષપાત રજૂ કરે છે.

ગદ્યવિભાગમાં સર્જન અને વિદ્વત્તા બન્નેનું રસિક પ્રતિનિધિત્વ આવે છે. ત્રિશૂળની 'શાહબિબાં' નાયિકા આપણા સમાજની એક ખૂણે સડતી કરુણ જીવનદશાનું જેટલું વાસ્તવિક તેટલું જ ભયંકર સત્ય રજૂ કરે છે.

'કાલિદાસનાં નાટકો' એ તલસ્પર્શી નિબંધના લેખક વિદ્વાન ઠાકોર સાહેબનો લેખ એક પૂર્ણ અભ્યાસનું પરિણામ છે. વળી અધ્યાપક ઠાકોરની અવેતનિયા લેખક વર્ગને ઉત્તેજતી 'પ્રતિજ્ઞા' આ 'વાર્ષિક'માં પ્રગટ થઇ છે:

# વર્તમાનસાર

: રોજનોંધ :

ઑક્ટોબર

તા. ૪ : ગુજરાત વિદ્યાપીઠના સ્નાતકો અને જૂના વિદ્યાર્થીઓનું વિભાગીય સંમેલન મળ્યું. મુંબાઈના મેયર શ્રી જમનાદાસ મહેતાએ દુષ્કાળપીડિતો માટે પાંચ લાખ રૂપીઆની માંગણી કરી.

તા. ૫ : મહારાષ્ટ્રીય મહીલાઓએ સંતતિનિયમનની જરૂર સ્વીકારી. મુંબઈ કૉર્પોરેશને સ્વ. દાદાભાઈના સ્મારકરૂપે એક પ્રતિમા પોતાના હૉલમાં સ્થાપિત કરી.

તા. ૬ : આચાર્ય શ્રી પ્રફુલ્લચંદ્ર રોયે ૧૧ લાખનું દાન વિજ્ઞાનવિદ્યામંદિર સ્થાપવા કલકત્તા યુનિવર્સિટિને કર્યું. બ્લૅવેટસ્કી લૉજમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને પ્રમુખપદે પ્રગતિવાદી લેખકમંડળની સભા.

તા. ૭ : ગુજરાત સાહિત્યસભાના આશ્રય હેઠળ 'ભગત કવિસાગર' એ વિષય ઉપર શ્રી. કેશવલાલ ઠક્કરે વ્યાખ્યાન આપ્યું. પ્રમુખ : આચાર્ય ધ્રુવ, સ્થળ : ભોળાનાથ સેઠિઝ ઇન્સ્ટિટ્યૂટ. વર્ધામાં ગ્રામ ઉદ્યોગસંઘની સભા.

તા. ૮ : મદ્રાસનિવાસી ગુજરાતીઓએ પંડિત જવાહરલાલજીને રૂ. ૧૦૦૧ ની થેલી અર્પણ કરી.

તા. ૧૧ : આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવનું અમદાવાદમાં 'ગીતાપ્રવચન.'

તા. ૧૩ : અક્ષરજ્ઞાનના ધોરણે સ્ત્રીઓને મ્યુનિસિપલ મતાધિકાર જોઈએ એ ઉદ્દેશની શ્રી હંસાબહેન મહેતાને પ્રમુખપદે મુંબઈમાં સ્ત્રીઓની સભા મળી.

તા. ૧૫ : મુંબઈના એક ઉદ્યોગપતિ સર લલ્લુભાઈ મહેતાનું અવસાન. યુવાન કલાકાર શ્રી કનુ સુરેશરનું અવસાન.

તા. ૧૬ : મુંબઈમાં અજ્ઞાન હિંદુ-મુસ્લિમનું તોફાન શરૂ થયું.

તા. ૧૭ : અમદાવાદમાં રણજિતરામ સુવર્ણચંદ્રક શ્રી. વિશ્વનાથ ભટ્ટને અર્પણ. તરુણ પત્રકાર શ્રી શિવલાલ મહેતાનું અવસાન. વડોદરા મહિલા મંડળની વાર્ષિક સભા શ્રી. માલિની સુખથનકરને પ્રમુખપદે મળી.

તા. ૧૮ : અમદાવાદમાં ભારત કલામંદિરની સામાન્ય સભા મળી. ૪૬ મું અખિલ ભારતીય આયુર્વેદિક સમેલન કાશીમાં શરૂ થયું. હિંદી કવિઓનું સંમેલન હિંદી સાહિત્ય-ભવનમાં કરાંચીમાં મળ્યું.

તા. ૧૯ : શ્રી ભૂલાભાઇ દેસાઇનું નાગપુર યુનિવર્સિટી વ્યાખ્યાન. સોસાયટીમાં સાહિત્યપરિષદ સંબંધે પ્રગતિવાદી લેખકમંડળના મંત્રીઓએ થયેલી ગેરસમજ દૂર કરવા પોતાનું નિવેદન પ્રગટ કર્યું.

તા. ૨૩ : સ્વર્ગ. વિઠ્ઠલભાઇ પટેલની ત્રીજી સંવત્સરી મુંબાઇમાં ઊજવાઇ.

તા. ૨૫ : અમદાવાદના યુવાન સાહિત્ય મંડળે 'પ્રેમચંદજી સાહાય્ય ફંડ' શરુ કર્યું.

તા. ૨૭ : સુરત નર્મદસ્મારક સમિતિની સભા સ્મારકના પ્રકાર વિષે વિચાર કરવા મળી.

તા. ૩૧ : અમદાવાદમાં મહાત્મા ગાંધીજીને પ્રમુખપદે બારમું સાહિત્ય પરિષદ સંમેલન. ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન અંગે કલાપ્રદર્શન ખુલ્લું મુકાયું.

- : હાસ્યરસના જાણીતા લેખક : -

શ્રી. ધનસુખલાલ કૃ. મહેતારચિત

**સાસુજી**

હાસ્યરસિક ચોવીસ વાર્તાઓ

આકર્ષક ચિત્રો સાથે-સુંદર રૂપરંગમાં

નિર્દોષ આનંદ આપતું ભેટ આપવા લાયક પુસ્તક

મૂલ્ય : રૂ. ૧-૮-૦ : પોસ્ટેજ : ૦-૩-૩

(રજીસ્ટ્રેશન-વી. પી. ખર્ચ જુદું : ૦-૩-૦)

"ધનસુખલાલની મર્માળી કલમ ગુજરાતને જાણીતી છે. કેટલીક નાની વાર્તાઓમાં ખપે તેમ જ કેટલાંક વિનોદાત્મક શબ્દચિત્રો લેખાઇ શકાય, એવાં ચોવીસ હળવાં ફુલ જેવાં અને ટુંકાં લખાણોનો આ સંગ્રહ એમની લેખિનીમાં રહેલી મર્મપટુતાને દીપાવે છે."

— "જન્મભૂમિ"

મળવાનાં ઠેકાણાં } "ગુણસુંદરી કાર્યાલય" ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઈ, ૪

અને જાણીતા બુકસેલરો પાસેથી

'ધૂમકેતુ'નું નવું પુસ્તક

**ત ણ ખા : મંડળ—ચોથું.**

: બાહાર પડી ચુકયું છે :

# આપ એના ગ્રાહક છો? ..................

શિષ્ટ સાહિત્યના ગણ્યાગાંઠ્યા માસિકોમાં

# ઊર્મિ

માસિકની ગણત્રી આજે સર્વત્ર થાય છે.

## એમાં

ઉચ્ચ કોટીની વાર્તાઓ, જીવનના મર્મને આલેખતી નાટિકાઓ, ઉત્તમોત્તમ કાવ્યો, વિચારપ્રેરક નિબંધિકાઓ, શાસ્ત્રિય લેખો, તેમજ સાહિત્યની ગુંચવણો ઉકેલતી ચર્ચાઓ આપવામાં આવે છે.

•

એનો કોઇ પણ અંક જૂઓ અને એને તમારાં ઘરમાં વસાવવાનો નિર્ણય કરવો પડશે.

•

બાર મહિને સાડા સાતસો ઉપર પાના, સુંદર દ્વિરંગી પૂઠું છતાં લવાજમ માત્ર રૂ. ચાર, પરદેશ માટે શિલિંગ દસ.

•

ગ્રાહક થવા માટે આજે જ લખોઃ

ઊર્મિ કાર્યાલય : : ડેન્સો હોલ : : કરાંચી

## પ્રકરણ સાતમું (ચાલુ)

### ૩

"એ વિનષ્ટ સૃષ્ટિમાં હું ને તું બે જ જણ છીએ."

"પણ કહો તો ખરા ઘોઘાબાપા ક્યાં?..."

"મારા યજમાન-અક્ષય કીર્તિના એ ધણી-કૈલાસે જઈ વસ્યા છે."

"ને બીજાં બધાં કેમ? ભમ્મરીયો કેમ આમ નિર્જન? કહો, કહો, જલદી કહો."

"કહું," નન્દિદત્તે કહ્યું, "પણ સાંભળવાની શક્તિ છે?"

"છે, છે, જે વિત્યું તે મારે સાંભળવું છે."

"ત્યારે કદી ન કલ્પ્યું એવું સાંભળી લે. લે આ માત્રા તૈયાર રાખી છે, પી જા. એનાથી તને શાંતિ વળશે. ને સાથે આ રાબ કરી છે તે પી."

સામતે માત્રા ચાટી અને રાબ પીધી તેટલો વખત નન્દિદત્તે તેની સામું હેતથી જોયા કર્યું.

"કહું છું, ભાઈ કહું છું. કહેતાં મારું હૃદય કપાઈ જાય છે, પણ એવી કથા ઇતિહાસ કે પુરાણે કદી લખાઈ નથી. સૂર્યવંશીઓની કીર્તિ તો સૂર્ય સમી ઉજ્જ્વળ છે, પણ ઘોઘાબાપાની જશગાથા આગળ એ ઉજ્જ્વલતાનો હીસાબ નથી રહ્યો. હું મહાદેવજીનો ઋણી છું કે મને એ ગાથા રચાતી જોવાનો ને આજે કહેવાનો પ્રસંગ મળ્યો છે," વૃદ્ધે ધીમે ધીમે કહેવા માંડ્યું.

અધીરા સામતે કહ્યું, "કહો, રાજગુરુ કહો. હું ગયો ત્યારથી કડીનોડ વાત કહો."

"યાદ છે? તારા બાપને અને તને વિદાય કરી હું પાછો ગયો. હું ઘોઘાબાપા પાસે ગયો, અને ક્યાં સુધી તમારા બેનાં શૌર્યની વાત કરી. બાપાને શ્રદ્ધા હતી કે તમે બે એમનાં કુલને તારવાના છો."

"પછી!"

"પછી થોડે દહાડે વાત આવી: ગરજનાનો હમ્મીર અગણિત સૈન્ય લઈ ભગવાન સોમનાથનો ભંગ કરવા આવતો હતો. અમે એ વાત સાંભળી ખુશ થયા," રાજગુરુએ નીસાસો મૂક્યો.

"ઘોઘાબાપાએ મૂછે તાર દીધો ને અટ્ટહાસ્ય કરી કહ્યું, 'આજ તો ખરા, દીકરો મારો સિંધદેશમાં ભીમપાલ બેઠો છે, ને મુલતાનમાં અજયસિંહની આણ છે. રણને મોટે હું છું, ને સપાદલક્ષમાં છે મારો વીર ભાણેજ. આજ તો તને પણ સ્વાદ ચખાડું છું.'"

"પછી!" સામતે પૂછ્યું.

"થોડા દહાડા થયા ને માઠા સમાચાર આવ્યા. જયપાલના પુત્ર ભીમપાલે પિતાની કીર્તિ પર પાણી ફેરવ્યું. એ કાયરે મ્લેચ્છને માગ આપ્યો—જાન બચાવી જગત વેચ્યું." વૃદ્ધે ડોકું ધુણાવ્યું. માનંદ પણ મુંગો બેઠો. જાન બચાવી જગત વેચનારના એણે પણ એક બે નમૂના જોયા હતા.

"અને પછી," નન્દિદત્તે આગળ ચલાવ્યું, "મુલતાને મ્લેચ્છને આવકાર દીધો. સૂર્ય ને ચંદ્રના વંશજો મુખે તરણું લઈ તેને શરણે ગયા. દીન ને રાત મુલતાનમાં ગરજને મોજ કરી; રજપૂતો ગોબ્રાહ્મણની રક્ષા છોડી ભગવાનનો દ્રોહ કરવા તેની સાથે થયા. ત્યાંથી મ્લેચ્છે બાપાને સંદેશો મોકલ્યો."

"શો ?"

"અમે બધા બેઠા હતા રાજગઢમાં, મ્લેચ્છની વિષ્ટિ સાંભળવા. જ્યારથી મુલતાનમાં મ્લેચ્છ આવ્યો ત્યારથી ઘોઘાબાપાએ બોલવું બંધ કરી દીધું હતું. તું જાણે છે, એમને ક્રોધ આવતો ત્યારે એ કેવા લાગતા. એની આંખો વીજની માફક ચમકવા માંડી, એમના હોઠ લોખંડના જાપટા હોય તેમ બંધ થઈ ગયા, અને એની મૂઠો ક્રોધમાં ખડી થઈ ગઈ. જ્યારે એમને આવો ગુસ્સો આવતો ત્યારે મારા સિવાય કોઈ એમની સાથે બોલી પણ નહીં શકતું. આ વખતે મારાથી પણ કે નહીં બોલાયું."

"પછી પેલા વિષ્ટિ લઈ આવ્યા ત્યારે શું થયું ?"

"વિષ્ટિ લઈને આવ્યા બે જણ: એક હતો યુવક સાલાર મસુદ—ઉદ્ધત, તેજસ્વી ને અભિમાની. બીજો હતો એક આધેડ વયનો દેશદ્રોહી-ધર્મદ્રોહી"—

"રજપૂત ?"

"ના જન્મે હજામ હતો, પણ મ્લેચ્છની સેવા કરી પ્રતિષ્ઠા પામ્યો હતો. એ દુભાષિયાનું કામ કરતો. એનું નામ તિલક હતું."

"અમે બેઠા હતા ત્યાં એ આવ્યો અને ઘોઘાબાપાના પગમાં અગણિત હીરામોતીની થાળ ધરી. ઘોઘાબાપાએ મુંગે મોઢે જોયા કર્યું. મેં પૂછ્યું, 'બોલો શા કામે આવ્યા છો અને આ લાવવાનો અર્થ શો ?'

"તિલકે નમ્રતાથી હાથ જોડી કહ્યું, 'ઘોઘારાણા, તમારી શૂરવીરતાની પ્રશંસામાં મુગ્ધ એવા ગરજનના હમ્મીર યમીનુદ્દૌલા મહમ્મુદે આ ભેટ મોકલી છે.' આ શબ્દ સાંભળી બાપાની મૂછો જોરથી ફરકવા માંડી, પણ બીડેલા એના હોઠમાંથી એક શબ્દ નિકળ્યો નહિ.

"મેં આગળ આવી પૂછ્યું, 'એને શું જોઈએ છે ?' તિલકે વિનમ્રભાવે હાથ જોડી કહ્યું, 'રાણા ગજની, ઘોઘાગઢના ધણી પાસે હમ્મીર વિનંતી કરે છે કે રણમાંથી પ્રભાસ જવાનો માગ આપો.'

તેમ; અને તેણે ગર્જના કરી 'બાયલા, મારા હાથમાંથી છટકવા માગે છે?' અમે એમનું મન કળી ગયા: એમને તો પાછળ પડી યવનસેના સંહારવી હતી! રાણીઓ કાંપી ઉઠી. ચોહાણવીરોની છાતી ન ચાલી. આપણે ગણ્યાગાંઠયા; યવનો તો શતસહસ્ત્ર. મહાદેવજીએ બચાવ્યા છતાં યમના મુખમાં ધસવું! મારી કલ્પના થંભી ગઇ. હું મુંગે મોઢે શિવકવચ બોલવા બેઠો.

"પછી ઘોઘાબાપા બોલ્યા: નેવું વર્ષના પરમ ગૌરવાન્વિત વાર્ધક્યની શોભાથી બધાને મહાત કરતા;—જાણે ભગવાન્ સોમનાથે જ પ્રેર્યા હોય તેમ. 'નેવું વર્ષ મેં સોમનાથ પૂજ્યા છે; સીત્તેર વર્ષ હું રહ્યો છું, રણનો રાજવી—મારી રજા વિના પંખી સરખું અહીંથી સાંચર્યું નથી. ને શું હું મ્લેચ્છને માગ આપું, સોમનાથને ભ્રષ્ટ કરવા! કુલકલંકો, રહો અહીંઆ, ને ભોગવો તમારી કાયરતા વડે કમાએલી કીર્તિ. મારા જીવતાં મેં સોમનાથનો જય ઉચ્ચાર્યો છે—ને મારા જીવતાં સદાય રહેશે સોમનાથનો જય.'

—"ને ગઢવીએ લથડતી જીભે, હાથ જોડીને કહ્યું, 'બાપા, દુશ્મનો એટલા બધા છે કે આપણે ચપટીમાં ચોળાઇ જઇશું.' અને વાત ખરી હતી. પણ ઘોઘાબાપા ટટ્ટાર થઈ ગયા, એમનું શિર ગગનને સ્પર્શ્યું; મને લાગ્યું કે હમણાં એ ગઢવીને ઘા કરશે.

—"ને સિંહ ગર્જે તેમ બાપા ગર્જ્યા. મૂર્ખ! રિપુઓ ઘણા ને અમે થોડા એમ તો બાયલા બોલે. આજે મારી ચોકી ચુકાવી યવન ભાગ્યો. હવે મારે—તમારે—જીવવાનો શો અધિકાર? સોમનાથે આપેલું કામ ન થઇ શક્યું, હવે શ્વાસ લેવો હરામ છે. દેવે અહીંઆં મોકલ્યા!—આજે દેવ બધાને પાછા બોલાવે છે. તૈયાર થાઓ.' અને બાપાએ ખડ્ગ ખેંચ્યું—જાણે અંધારએલા ગગનમાં વીજ ચમકી. અને હું 'ધન્ય છે, ધન્ય છે' કહેતો પલવાર મૂર્છા પામ્યો. ઘોઘાબાપાના વેણ કોણ સહી શકે? બધા પુત્રપરિવારે ખડ્ગ ખેંચ્યાં. બધી સ્ત્રીઓએ કંકણનો વિજયનાદ કર્યો. હું શિવકવચથી બધાને સુરક્ષિત કરી રહ્યો.

"દોડધામ થઇ રહી. તૈયારીનાં વાજિંત્રો ગગડયાં. ઘોડા ને સાંઢણીઓએ હર્ષનાદ કર્યા. કેશર કુમકુમની છોળો ઉડી. સામંત! ચોહાણવીરોનો એ મહોત્સવ દેવોને દેખવો પણ દુર્લભ તે મેં જોયો. મારી આંખમાં તો હર્ષનાં આંસુ હતાં—અને તેમાં થઇ ઇશ્વર પાર્વતીને વિમાનમાંથી પુષ્પવૃષ્ટિ કરતા મેં જોયા.

"ઘોઘાબાપાએ જરીના વાઘા સજ્યા—માથે બાંધી કેસરી પાઘડી—ગળે પહેર્યો રાતાં પુષ્પોનો હાર. ચોહાણ વંશના વીરો તૈયાર થયા. મેં થાળ ભરી દેવ પૂજ્યા, કેસરીયા વીરોને કર્યા કુમકુમ ચાંદલા, ને આશીર્વચન ઉચ્ચાર્યાં: 'યાવચ્ચંદ્રદિવાકરો તપજો ઘોઘા રાણાનો યશ.' દરવાજા પાસે મને બાપાએ બોલાવ્યો ને બધા સાંભળે એમ કહ્યું, 'નન્દિદત્ત, તારા બાપે મને રાજ્યતિલક કરી ગાદી દીધી. તેં આજ મને સ્વર્ગે જતાં વિજયમાળ પહેરાવી. બ્રહ્મદેવ, મને વચન આપ. ચોહાણવીરો પડે કે એમની સતીઓને અગ્નિદેવને અર્પજે. કેમ છોકરીઓ!' બાપાએ ઝરૂખે કુંકુમ અક્ષત લઇ ઉભેલી વીરાંગનાઓને

"પછી, ભાઇ, મેં ધ્રૂજતે હાથે મારું કર્તવ્ય કર્યું. મંદિરના ચોકમાં મેં ચંદન કાષ્ઠની ચિતાઓ ખડકી. ને, ભાઇ, જેને મેં પરણાવી, જેનાં સીમંત મેં કર્યાં, જેનાં છોકરાંઓને મેં ભણાવ્યાં તે બધી સુકુમાર લાડલી સ્ત્રીઓ વસ્ત્રાભૂષણ સજી બહાર નીકળી. ઝાંઝરને તાલે ઠમકતી તે હું મંદિરને ઓટલે ઉભો હતો ત્યાં આવી, ને મને પગે પડી. આંસુઓએ મને આંધળો કર્યો હતો છતાં કુંકુમચંદને તેમનાં ભાલકપોલ મેં મહેકાવ્યાં. એમણે સૂર્યને અક્ષત કુસુમોએ પૂજ્યા, કુલદેવતાની પૂજા કરી. સહર્ષ વદને, પતિઓને મળવા અભિસારિકા સમી તત્પર તે વીરાંગનાઓએ મારું અર્ચન કર્યું. મારી સતી ને પુત્રવધૂ મારે પગે પડયાં." ને નન્દિદત્તે એક ધ્રૂસકું ખાધું.

"અને એમના મધુરકંઠમાંથી લાવણ્ય સ્રવન્તી તે દેવીઓ ચિતા પર ચઢી...અને અરે શંભો—મેં—એમના ગુરૂએ, પિતાએ—અગ્નિસંસ્કાર કર્યા. હું અંગે અંગે કાંપતો. મુખ મારું શંભુનું શુભ નામ રટતું. મારી આંખ આગળ મારો સોમનાથ ને મારૂં કર્તવ્ય બે હતાં.

..."ભાઇ. અગ્નિ ભડભડ ચેત્યો.

"...અને...ઓ મારા પ્રભુ...તે વીરતા, તે સૌંદર્ય જ્વાળામાં બળીને ભસ્મ થવા લાગ્યાં. તેમની ચીસો સાંભળવાને અશક્ત હું મંદિરમાં નાઠો ને મારા સોમનાથના પર કપાળ કુટ્યું. મને ત્યાં જ પ્રાણ છોડવાની ઇચ્છા થઇ...પણ, ભાઇ, બાપાએ મને વચને બાંધ્યો હતો. તને ને તારા બાપને મને બધી વાત કહેવાની હતી. દયાનિધિ! તેજ પળે મને કેમ નહીં લઇ લીધો?" નન્દિદત્ત ઓટલા પર માથું અફાળી રડી રહ્યો.

( ૬ )

થોડી વારે તે સ્વસ્થ થયો એટલે નન્દિદત્તે વાત આગળ ચલાવી. "ભાઇ, પછી હું ગઢ પર પાછો ગયો ને નીચે જોયું તો સાત ઘડીમાં તે ઘોઘાબાપાના વીરોનું નામ કે નીશાન નહોતું રહ્યું. એકએક અણકલ્પ્યું પરાક્રમ કરી શંભુને શરણ થયો હતો, અને યવનની એક ટુકડી ગઢ ચઢવાની તૈયારી કરતી હતી."

"મને લાગ્યું કે મારું આવી બન્યું. પછી આપણા ગઢની ભીંતમાં જે ઓરડી છે, જેમાંથી બહાર નીકળી જવાની નાસભાગીનો રસ્તો છે, તે યાદ આવી, અને હું તેમાં જઇ ભરાયો. નાચતા, કુદતા, 'અલ્લાહો અકબર' પોકારતા યવનો આવ્યા. એમણે ધાર્યું કે અંદરથી કોઇ બચાવ કરશે—પણ દ્વાર ખુલ્લાં હતાં. સંતાયેલા સૈનિકો રખે બાણ છોડે એ બીકે તે ધીમે પગે આવ્યા; પણ ગઢની નિર્જન શેરીઓ જોઇ અજાયબ થયા. તે ચારે દિશામાં પોકારો કરતા પ્રસરી ગયા, ને મંદિરના ચોકમાં ધસ્યા. હું બાકોરામાંથી જોઇ શક્યો. એમણે બળતી ચિતા જોઇ, ઘણે વીરાંગનાનાં શબ જોયાં, ને એ મુઠીવાળી નાઠા. પણ એ જરાયે ધંધાયા નહીં. તે મંદિરમાં ઘુસ્યા—એકે શિખર પર ચઢી ધ્વજ તોડી—

"બેટા," નન્દિદત્તે આવીને કહ્યું "હવે શું વિચાર કરે છે ?"

"હું !" ક્રૂર, રસહીણું હાસ્ય હસીને એકદમ વૃદ્ધ થએલા તે બાળકે કહ્યું, "મને વિચાર શું હોય ? હું મારા પિતાની શોધમાં જાઉં છું. ને તમે ?"

"તું લઇ જાય તો તારી સાથે. તું મળ્યો એટલે મારું છેલ્લું સાર્થક થઇ ગયું. હવે તો દેહ ટકે તો પ્રભાસ જઇ સોમનાથને ચરણે પ્રાણ ત્યાગવો છે."

"ચાલો ત્યારે, આપણા માર્ગ ભેળા જ છે. સોમનાથ જતાં પહેલાં તો હમ્મીર મળશે. એ નહીં કે હું નહીં."

અને બે ઘડી રહીને સામંત નન્દિદત્તને લઇ ભમ્મરીયેથી પાછો બાપને અને યવન સેનાને શોધતો ચાલ્યો, પણ આવ્યો તે રસ્તે નહીં. એના પિતાએ કહ્યું હતું કે રણથંભી માતાના મંદિરથી એ સીધો રણમાં થઇ ભમ્મરીયે આવશે, એટલે એ રસ્તે એણે તેને ખોળવા જવાનો નિશ્ચય કર્યો નન્દિદત્તે પણ પુષ્ટિ આપી. જ્યારે તે બાળક હતો ત્યારે એ રસ્તે થઇ ઘોઘાબાપા એના પિતાને સાથે લઇ સોમનાથનું લિંગ લઇ આવ્યા હતા. રસ્તો હતો તો સર્જન ચોહાણ કેમ ન આવ્યા ? બંનેની કલ્પના આગળ એક જ ભયંકર જવાબ ઉભો થયો.

( પ્રકરણ સાતમું સમાપ્ત )

# પામરતા

કોકુભાઈ દેસાઈ

સુધરેલા જમાનામાં માણસોથી પાછળ રહેતું તંત્ર જ્યારે એક માણસને ખભે લાંબી સીડી ભેરવી દિવસના ત્રણ ત્રણ વખત બત્તીને એક થાંભેથી બીજે થાંભલે જઈ સીડી પર ચડી ફાનસમાં કેરોસીન પૂરવાની, દીવો સળગાવવાની અને છેવટે તેને હોલવી નાંખવાની ફરજ પાડે છે ત્યારે તે માણસ ગમે તેવો મંદબુદ્ધિ કે ફાકડીઓ હોય તો પણ છેવટે એકલો એકલો પોતાની જાત જોડે વાત કરતો થઈ જાય છે અને પોતાના વિચારોને વધારે નહિ તો પોતાની સીડી જેટલી ઊંચાઈ પર લઈ જતો તો તે થાય જ છે.

નવસારી મ્યુનીસીપાલીટીનો બત્તીવાળો છગન તો એક વખત દારૂના ઘેનમાં સીડી પરથી પડી પણ ગયેલો અને માંડ માંડ એ મરતાં બચેલો. એક પગે લંગડો તો એ ત્યારથી જ થયેલો. બે મહિના સુધી સરકારી દવાખાનામાં સારવાર લીધા પછી ખભે સીડી ભેરવી લંગડાતો લંગડાતો એ પાછો એના કામ પર ચડી ગયેલો.

પણ જ્યારે જ્યારે એ સીડી પર ચડતો ત્યારે કોઈ માણસને કાંઈ બાબત સૂઝી જતી હોય તો પણ દુનીઆ શા માટે તે બાબત કોઈ કોઈને એના ધ્યાન પર લાવતી હશે એ વિચારથી એ અકળાયા સિવાય રહેતો નહિ. દાખલા તરીકે કોઈ ધણી પોતાની ધણીઆણીની બેવફાઈ પ્રત્યે બેદરકાર રહેતો હોય પણ દુનીઆ તો એ બેદરકાર ન રહે તેની ખાસ કાળજી રાખે છે; અને આવી બેવફાઈ એ ધ્યાન પર લેતો હોય તો પણ તે નિરંતર તેની નજર આગળ રહે તેમ કરવા માટે લોકો—નાનાં છોકરાં સુદ્ધાં—એક પગે તૈયાર જ રહે છે.

બરાબર જ્યારે સીડીને છેક ઉપરને પગથીએ જઈને પેલું ફાનસ છગન સળગાવતો હોય ત્યારે છોકરાં ટોળે વળીને એને પૂછતાં, "કેમ છગન તારી ગંગા કેમ છે? કહેતો ખરો, છગન! અમારો દોસ્તદાર કોણ?"

"મરો ને અહીંથી!" છગન બબડી ઊઠતો.

"હરામખોરો હસતી વખતે જ મને શું કરવા પજવવા આવો છો! બીજો કાંઈ ધંધો નથી તમારે! કોઈએ નિરાંતે પોતાનો કામધંધો તો કરવા દો!"

કરતો. જ્યારે ચાંદો કામ પર હોય છે ને વાદળાંથી ઢંકાઇ જવાને લીધે એ એની ફરજ નથી બજાવી શકતો ત્યારે બત્તીવાળાનું કામ કેટલું મહત્ત્વનું છે તેની બરાબર ખબર પડે છે.

બત્તીના થાંભલા પર ચઢીને અંધારી રાતે આસપાસની સેંકડો દિવાબત્તીઓને ઘણી વાર છગન જોઇ રહેતો. આગીયાઓની સભા મળી હોય તેવી એ બધી બત્તીઓ આખી રાત શેરીઓ અને ઘરોની જાણે ચોકી કર્યા કરતી અને ઘોર અંધારામાં આશા અને ઉત્સાહનું વાતાવરણ જાળવી રાખતી: વચ્ચે વચ્ચે પવનનો સુસવાટો આવતો ત્યારે બધા દીવા ધ્રૂજી ઉઠતા અને જાણે નિસાસો નાંખતા.

દૂરથી આ બધા દીવાઓને જોતાં જાણે એમ લાગતું કે બવાટીમાં ભૂલાં પડેલાં માણસો એકબીજાને દિલાસો અને મદદ આપવા ભેગાં ન થયાં હોય! અને છતાં ખરી રીતે એમ ન્હોતું: જેમ એક ઠેકાણે એક ઘર બંધાય તો બીજું તેને પડખે તેના ભાઇની પેઠે નથી ઊભું થતું, પણ દુશ્મનની પેઠે એની બરાબર સામે તેને ઢાંકી દે એવી રીતે ઊભું થાય છે તેમ માણસો પણ એકબીજાને સાથ આપવાને નથી ભેગાં થતાં, પણ એકબીજાની સામે થવા ટોળે વળે છે. આ બધું છગન બરાબર જાણતો હતો. છગન જાણતો કે દરેક ઘરમાં આવી સામસામી ચાલી જ રહેલી હતી. એના પોતાના જ ઘરમાં આવું ન્હોતું શું જો? એની જ બૈરી એની દુશ્મન ન્હોતી? એ દારૂ પીવા લાગેલો એ પણ શા માટે? પોતાના ઘરમાં જે ચાલી રહ્યું હતું તે બધું ભૂલી જવા માટે જ.

× × ×

પણ આજે છગન હજી શું કરે છે? આજે કેમ એ ઘાસતેલ પૂરવા બત્તીએ બત્તીએ ફરતો નથી? ફાનસમાં આજે ઘાસતેલ નથી તેની તેને ખબર નથી? આજે શું નવસારીમાં અંધારું રહેશે? બન્યું હતું એવું કે કેરોસીનના કંટ્રાકટરે સુધરાઇ સામે દાવો માંડયો હતો એટલે સુધરાઇએ કંટ્રાકટરને પૈસા આપવા બંધ કર્યા છે. આથી કંટ્રાકટરે આજે કેરોસીન આપવાની ના પાડી છે; અને નવી વ્યવસ્થા કરતાં એક દહાડો તો નીકળી જાય એમ હતું. એટલે આજે ઘાસતેલ પૂરવા છગનને બત્તીએ બત્તીએ ફરવાનું ન્હોતું. પણ આગલા દિવસનું જે કાંઇ થોડું ઘણું ઘાસતેલ ફાનસમાં રહ્યું હોય, તેટલાથી બત્તી જેટલી બળે તેટલી બલી એમ કરીને સાંજના મોડેથી છગન સીડી લઇને બત્તી કરવા નીકળ્યો. છગનને જોઇ છોકરાં બૂમ પાડવા મંડયાં, "કોણ છગન કે? બત્તીને રહેવા દે અને ઘેર જા ઘેર. બત્તી કરતાં બૈરીની જરા સંભાળ લે."

છોકરાંની બૂમ વધતી જ ગઇ! છગન મોટો રસ્તો છોડી એક સાંકડી ગલીમાં ગયો. અને થાંભલા પર ચઢી તેણે બત્તી સળગાવી. ત્યાં પણ ટોળું જામ્યું. સાંભળ્યું ન સાંભળ્યું કરવા છગન ઇચ્છતો. પણ છોકરાં મોટેથી ને મોટેથી બૂમ પાડવા લાગ્યાં, "તારી બૈરી અત્યારે શું કરે છે, છગન?" અને કેટલાકે તો એ થાંભલા પર ચઢી વાંકો વળ્યો ત્યારે એના પગ તળેથી સીડી ઉપાડી લીધી. છગન થાંભલાને ટેકે હવામાં લટક્યો.

એની આંખમાં આંસુ આવી ગયાં—આ બધાને શું જોઈતું હશે તે એ વિચારવા લાગ્યો. પોતાના ઘરની વાતમાં આ લોકોને શું લાગેવળગે ? અત્યારે બત્તી સળગાવવા માટે પૂરતું ઘાસતેલ નથી તેટલા માટે આ લોકો મારી પાસે ખૂન કરાવવા ધારે છે ! જો એટલું જ જોઈતું હોય તો ગોળી પાછી મૂકે એટલે હું એ લોકોને બતાવી આપું કે આજે હું મારી બૈરીનું તથા તેના આશકનું માથું કેવું ધડથી જુદું કરી નાખું છું.

જરા વાર પછી ટોળામાંથી બે ત્રણ જણે સીટી પાડી ખુશી અને છગને નીચી ડોકે ફાટેલી આંખે ઘર તરફ દોડવા માંડ્યું. ટોળું પણ એની પાછળ પડ્યું. કોઈકે પૂછ્યું, "પણ પાસે છરો બરો છે કે !"

છગને તેમને ગજવામાંથી એક મોટો છરો કાઢી બતાવ્યો, "છે, છે, આ રહ્યો."

"પણ તું બન્નેને મારી નાખશે કે !"

"હા, હા, બન્નેને. બકરાંની પેઠે—જોવું હોય તો આવો પાછળ પાછળ."

છગન આગળ દોડ્યો. અંધારી સાંકડી ગલીઓમાં થઈને છગન દોડ્યો પાછળ ટોળું પણ દોડ્યું.

કોઈકે પૂછ્યું, "અલ્યા સાચેસાચ મારી નાખવાનો ?"

"ત્યારે શું છગન ઠુકેલુ આદમી છે ? હું કાંઈ બીકણ બાયલો નથી ! છીનાળ બૈરી અને તેના આશકની આજે હું શી વલે કરું છું તે જોવું હોય તો આવો પાછળ પાછળ, બધાં આવો."

ઘણાં જણ તો થોડે સુધી જઈ પાછાં ફર્યાં. પણ ચાર પાંચ પુરુષો અને થોડાં નાનાં છોકરાં ઠેઠ સુધી ગયાં. પણ તેમની ઇચ્છા હવે ખૂન જોવાની નહોતી પણ છગનને ખૂન કરતાં અટકાવવાની હતી. બેચાર પુરુષોએ છગનને પીઠામાં દારૂ પીવા લઈ જવાની લાલચ આપી પણ તે અડગ રહ્યો. ઘેર આવી છગને બૂમ પાડી, "ઉઘાડ, બારણું ઉઘાડ, કુલટા! બધા દિવસનો આજે બદલો વાળું છું!"

તેને રોકવાને એની પાછળના લોકોએ પ્રયત્ન કર્યો, પણ છગને છરો આગળ કરી ઘાંટો પાડ્યો, "મારી પાસે જરા પણ આવ્યા છો તો તમને પૂરા કરીશ." બધા પાછળ હટી ગયા.

છગને પછી બારણાંને જોરથી લાત મારી ઉઘાડી નાખ્યું, અને અંદર જઈ અંદરથી આગળ બરાબર વાસી દીધું. બહાર લોકો બૂમાબૂમ કરવા લાગ્યા. અંદર છગને છરો ફેરવતાં ફેરવતાં ગંગાને ચમકીને નીચે પછાડી પૂછ્યું, 'બોલ, ક્યાં સંતાડ્યો છે ત[illegible] ને!"

"કાંઈ ગાંડા થયા છો? દારૂબારૂ પીધો છે?"

બ્હાર મહોલ્લામાં ધુમરાણ મચી રહી. "છે શું? ખરેખર એ પેલીને મા નાંખવાનો?" લોકોએ બારણાંને લાતો મારી પણ તે ઉઘડ્યું નહિ કારણ કે અંદર તાળું મારેલું હતું.

છગને ધાંટા પાડીને ગંગાને પૂછ્યું, "બનાવ, કયાં છે? નહિ તો પ્હેલી તને વાઢ નાંખું છું!" છગને આમતેમ બધે નજર ફેરવી પણ કોઇ દેખાયું નહિ. એટલામાં એની નજર રાંધણીની છતની બાજુની બારી તરફ ગઇ. આ ભાગ બધો કાળોમેશ જેવો. હતે તુરત જ એણે એક કુદકે ખાટલો ઘસડી તે પર ચઢી બારી ઉઘાડી. બારી ઉઘાડતાં વાર એ ધ્રુજી ઉઠયો. એના હાથમાંથી છરો પડી ગયો. એનો હાથ કપાળ પર ફરવા લાગ્યો.

બારીની પાછળ દિવાલની સાથે જરા જેટલા ટેકાથી લટકી રહેલા પેસ્તનજીશેઠ એની નજરે પડયા.

"કોણ, પેસ્તનજી શેઠ? તમે અહિં! પડી ગયા હોત તો જાનથી જાત. મોર ખભા પર પગ મુકો. સાચવજો. ધીરા રહીને, જોજો સરી ના પડો."

પછી પોતાની ધણીઆણી તરફ ફરી તેને તમાચો ચોઢી કાઢી તે બોલ્યો; "પેસ્તનજી શેઠને મારી બારી નાંખવા હતા? આ સિવાય બીજી સંતાડવાની જગ્યા જ નહિ મળી!"

છગને પેસ્તનજીશેઠના ડગલાની ધૂળ ખંખેરી નાંખી. પછી તે બોલ્યો, "મને શું ખબર કે પેસ્તનજીશેઠ અહીં હશે? શેઠ જરા આ બાજુ આવો. પેલી કોઠીમાં બે મીનીટ ભરાઇ જાઓ. બ્હાર ટોળાને હું શાંત કરી આવું. તમને અહીં જોશે તો તમારી આબરૂ જશે."

પેસ્તનજીશેઠને કોઠીમાં સંતાડી છગને બારણું ઉઘાડ્યું. ટોળાંની તરફ લાંબો હાથ કરી તે બોલ્યો, "તમે તો મૂરખ છો, બધાં મૂરખ. નકામો મને હેરાન કર્યો. ઘરમાં તો કોઇએ નથી. એ એકલી જ છે. આવો અંદર આવો, ખાતરી કરી લો કે અમારા બે સિવાય બીજું કોઇ અંદર છે જ નહિ."[૧]

મીઠી નજર નાંખતા ગંગાએ આશ્વાસન આપ્યું. સુખનું એક સ્મિત રેલાવવા ગંગાએ અફળ પ્રયાસ કર્યો. નારણે તે જોયો ને ક્ષણભર આંખો મીંચી દીધી.

"મ્હને, એનું દુઃખ નથી. પણ ગોપાળને માટે મ્હારો જીવ બહુ ઉંચો રહે છે. મ્હને થયાં કરે છે કે ગોપાળ મોટો થઇ ગયો એને માટે વહુ લાવવી જોઇએ. એમાં હવે થોભાય એમ નથી. અને એ ખર્ચના પૈસા ક્યાંથી કાઢીશું તેનો વિચાર મ્હને મુંઝવી રહ્યો છે." નારણપટેલે અંતર ઉકેલ્યું.

"કેમ! આવા પાકથી દેવું આપતાં પણ જરૂર એટલા પૈસા તો બાકી રહેશે." ગંગા ગણગણી.

"નહીં, બજાર સારો નથી. ખેડુતો સારો ભાવ દેખવાના નથી. શહેરના વેપારીઓ પૈસાના જોરે આપણી કને નજીવી કિંમતે એ બધો ય સોના જેવો પાક પડાવી લેશે."

વિચારતાં નારણપટેલે જીવનનો હંમેશનો કડવો અનુભવ કહ્યો.

"તે તો તમે જાણો" અજ્ઞાન ગંગાએ કહ્યું.

"ગોપાળને હોણસાલ પરણાવ્યા વગર નહીં ચાલે. ગોપાળને લાયક વહુ પણ બેસી રહીએ તો પાછળથી નહીં મળે." નારણે ઉમેર્યું.

"ખરું, મ્હેં એને માટે વહુ જોઇ મૂકી છે. કેશવપટેલની જમના મ્હારી નજરમાં વસે છે. કેશવ પટેલનાં વહુ કહેતાં હતાં કે આ વરસે જમનાને પરણાવી દીધા વગર ...નું નથી." ગંગાએ ઉમેર્યું.

"ખરું, પણ મોટાની દીકરી લાવીએ તો ખર્ચ કેટલું થાય! આપણાં તો હાડકાં ને ...ડું એક થઇ જાય." નારણે વિચારતાં વિચારતાં ઉમેર્યું

"ગમે તેમ હોય પણ ગોપાળની નજરમાં પણ જમના ફરતી મ્હેં જોઇ છે. અને ...મના જીદ કરીને ...રણવાની ના પાડે છે. આટલી મોટી થઈ તો ય તે પરણી નથી. મ્હને તો એમ સમજાય છે કે જમના પણ ગોપાળ પાછળ ઘેલી થઇ છે." ગંગાએ પોતાની અંગત માહિતી જણાવી.

"તું શું જાણે!" નારણે પૂછ્યું.

"કેશવપટેલના આંબાવાડિયે આંબાની ડાળે બાંધેલે હિંચકે જમનાને ઝુલાવતા ગોપાળને પણ મ્હેં ઘણી ય ફેરી જોયો છે. અને ઘણી ય ફેરી એ આંબાવાડિયાના છાંયડામાં પડયાં પડયાં બનેને વાતો કરતાં જોયાં છે. એક બીજા પરના વ્હાલથી દિલ મહીં ભીંજાતાં જોયાં છે." ગંગાએ પોતાની અંગત માહિતી જણાવી.

નારણપટેલને પળભર સુવાની યાદ આવી. આંખો પળભર ચમકી ઉઠી. એક મીઠું સ્મિત રેલાવતા ગંગાને અનહદ પ્રેમથી જોતાં એ લવ્યો. "તું ય હજુ એવી ને એવી રહી."

ધીમે ધીમે ચાલીને નારણ ગંગાની નજીક ગયો. ગંગાને પોતાની સોડમાં સ્નેહથી લેતાં અને જાણે એ અંતરમાં આકાર માંડ્યું ગંગા યે વ્હાલસોયી સોડમાં લપાતી લપાતી અનુપમ સુખ અનુભવી રહી.

બન્નેએ મૂંગા મૂંગા ચાલ્યા કર્યું. નારણ ન બોલ્યો. ગંગાય ન બોલી. અર્ધી સદી પરનાં કલ્લોલતા યૌવનનાં સંભારણાંની મનેને રમમાણી રહી. વર્ષોનાં સંભારણાંએ એમના દીલમાં પ્રેમની ભરતી આણી.

થોડી વારે એકાએક નારણ અટક્યો. ગંગા ચમકીને એને જોઈ રહી. નારણના કપાળે અંતરની અપાર ગડમથલની કરચલીઓ વળી ને ઉપસી રહી અને થોડી વારે એ ગણગણ્યો.

“હરખચંદ—શેઠ કનેથી પાંચસો રૂપિયા લઈએ તો શું ! ગોપાળના પાસેથી આગળું દેવું તો બાકી નહીં રહે વળી પાંચ દશ વરસ દુઃખના કાઢીશું. શું કરીશું ?”

“મને શું પૂછો છો!” ગંગા હસી ગઈ. “એમાં અમે બૈરાંમાણસ શું સમજીએ ! પણ મને થયાં કરે છે હું બહુ નહીં જીવું. મ્હારી નજર આગળ આપણો એકનો એક દીકરો પરણીને જાય અને એને ઘેર પારણું બંધાય તો મ્હારી આંખો ઠરે.” ગંગાએ આંખમાં ઉભરાતાં આંસુ લૂછ્યાં.

ગંગાના આંસુ જોતાં નારણનું હૈયું ભરાઈ આવ્યું. બળે કરીને આંસુ ખાળી રાખ્યાં. ખાળ્યું આવ્યું ને ક્રમે કરીને સમાવી દીધું.

તે દહાડે પછીથી નારણપટેલ રાતે ઘેર પાછો આવ્યો જ નહીં. ખેતરે જ સૂઈ રહ્યો.

(૨)

બીજે દિવસે નારણપટેલે હરખચંદ કનેથી રૂપિયા કરજે લેવાનું નક્કી કર્યું. હરખચંદે નારણના એકલાના નામથી પૈસા ધીરવાની ના પાડી. ગોપાળની સહી માંગી. અને પૈસા વસુલ થતાં સુધી હરખચંદને ત્યાં ગોપાળ વગર મહેનતાણે નોકરી કરવાની બાંહેધરી આપે તો ફક્ત એક ટકાના વ્યાજે મહેરબાની દાખલ હરખચંદે કબુલ કર્યું. અમદાવ ગરીબીને અપાતા અપમાનનો કડવો ઘૂંટડો ગળી જઈ નારણપટેલે બધું કબુલ કર્યું. લખાણ ઉપર ગોપાળે સહી કરીને ગુલામી સ્વીકારી. જીવનની ફિકરાતનું ગોપાળને પ્રથમ અસ્પષ્ટ ભાન થયું. યુવાન દીલની તાઝગી દીલમહીંથી ઉપડી જતી એણે અનુભવી.

(૩)

તે દહાડે ગોપાળ ચોવીસેક વરસનો હતો. નારણપટેલે એકના એક દીકરા તરીકે અનિમેષ મમતાથી લાડભરી રીતે એને ઉછેર્યો હતો. જન્મ્યો ત્યારે સાકર વ્હેંચી હતી. આપપેટું ભોળો લાડકવાયો ગોપાળ એના બાપાની આંખનો તારો હતો.

એ ઘણો આકર્ષક બાળક હતો. સહુ કોઇ એને ઉપાડી રમાડતું. એને રીઝવવા સહુ કોઇ લલચાતું હતું. એ બાળપણ વહી જતાં સંસારની કર્કશતાઓ એને ઘેરી વળી. જીંદગીની નિષ્ઠુરતાઓનો વખત વીતતો ગયો તેમ તેમ એનો ક્રૂર સ્પર્શ એને થતો ગયો. પોષણનો અભાવ એને નડયો. એનું સુંદર ઘાટીલું શરીર નૈસર્ગિક રીતે ખીલવાને બદલે ધીમેધીમે કરમાતું ગયું. એ શરીર ખીલવાને બદલે ઘણો વખત સુધી વણખીલ્યું જ રહ્યું. જીવન સત્વ ઉપર એ સ્થિતિ કેટલોક વખત ટકી રહી; અને પછીથી નિર્માલ્યતાએ એના શરીરને જકડી લીધું.

પહેરવા ઓઢવાની કપડાની તંગીના વાયરા પણ એના શરીર પર વાઇ ગયા. આંખે ઉંડી વળગે એવી શરીર શક્તિને બદલે એનામાં અસહાય નિર્બળતા નજરે ચડવા લાગી.

શરીરે તે અતિશય કૃશ રહ્યો. તે ઉમરે એના દીલમાં જોમ ન હતું. અંતરમાં આશા ન હતી. હૈયામાં ઉલ્લાસ ન હતો.

એની ઉંડી ઉતરી ગયેલી આંખોની પીળાશ જોનારના દીલમાં દયા ઉપજાવતી. અતિશય મહેનત મજુરીથી બંધાઇને તૂટી ગયલા એના સ્નાયુઓ જોઇએ એની ગરીબીનું ભાન થતું હતું.

નારણ પટેલ કાંઇ ભણ્યો ન હતો. ગોપાળને ભણાવવાની એમની વૃત્તિ વધલી અને ગોપાળ ગામની નિશાળે ગયલો. પરંતુ કાંઇ ઝાઝું ભણી શકેલો નહીં. ઉમર જરા ખેતરમાં કામકાજ કરી શકે એવી થઇ કે ગોપાળને નિશાળમાંથી ઉઠાડી લેવાની નારણપટેલને આર્થિક જરૂરિયાત લાગેલી. અને પછીથી થોડે દહાડે તે માત્ર પોતાની સહી કરી જાણતો રહેલો.

ભણતરના સંસ્કાર ધીમે ધીમે કોઇ અનુપમ સંધ્યાના રંગની માફક ઉપડી ગયા.

તેર વર્ષની ઉંમરથી નારણપટેલને એ ખેતીમાં મદદ કરતો થઇ ગયલો. અને તેના ઉપર ભરોસાના થર ચડવા માંડેલા.

કોઇ પ્રશાંત ખુશનુમા સવારે જોયલા કોઇ અનુપમ સ્વપ્નાની માફક એના સંસ્કારી જીવનના સંભારણાંનું ભૂત એના જીવનની કોઇક અનેરી ઘડીએ દેખાવ દેતું; એના નિમાણા દીલમાં અકથ્ય ગ્લાનિ રેડી એને દુભવતું અને હાથતાળી દઇ નાસી જતું. અને જીવનઘડમાળની ક્રૂર નિષ્ઠુરતા એને જીંદગીના વહેણ મહીં અસહાય ઘસડી જતી. ખેડૂત બાપ સરજતપણે ખેડૂતનો દીકરો ખેડૂત જ રહ્યો.

એ ખેતર ક્રમે જતો થયો. પછી બેચાર વર્ષો પછી એના ખેતરની પડોશમાં આવેલા કેશવપટેલના ખેતરમાં એણે પ્રથમ જમનાને જોઇ.

બે પૈસે સુખી માબાપને ઘેર ઉછરેલી જમનાનું શરીર સુંદર ને સપ્રમાણ વધ્યું ગયું હતું. જમના તે દહાડે બાર તેર વર્ષની લાગતી હતી. એનું અંગ એકવડું હતું છતાંય

ગોપાળને એ વાત એણે ન કહી. એના સ્વમાનને મળતાં અપમાનનો કડવો ઘૂંટડો ગોપાળ નહીં ગળી શકે એમ એ સારી પેઠે સમજતી હતી. એ વાત જાણી એનું લોહી ઉકળશે, એ અપમાનનું વેર લેવા ઊઠશે, હરખચંદ શેઠ જોઈ લેશે કે નવલચંદને મારી બેસશે એવો એને ભય લાગતો, અને એ વર્તનનાં પરિણામ કુટુંબ માટે સારાં નહીં આવે એમ એ વિચારી ગઈ. હરખચંદ શેઠ નારણપટેલની મિલ્કત પણ હાથ કરશે. લેણા બદલ ઘર જમીન વેચાવી બહાર કાઢી રવડતા કરી મૂકશે; એવું એને સમજાયું. જીંદગીની વિષમતાઓએ એના જીવનમાં કડવાશ આણી.

આખા દિવસનું વૈતરૂં કરી છેક રાત્રે પાછા ફરતા ગોપાળમાં જરા ય ઉત્સાહ રહેતો નહીં. ખાધું ન ખાધું કરી એ એના થાકેલા શરીરને સંભાળી દેતો અને મીઠી નીંદર મહીં આગલા દિવસના અથાગ થાકને ભૂલી જવા મથતો. જમના અર્ધું દુઃખતું કડકતું અંગ દાબી એને સુવાડી દેતી.

નવપરિણીતનો ઉત્સાહ ને કલ્લોલ એમનાં જીવનમાંથી ધીમે ધીમે ઊડી ગયો. પરણ્યાં પહેલાં જે પ્રેમ કરતાં તે પ્રેમ કરવાની હવે એમને ફુરસદ રહી નહીં. આંબાવાડિયાના હિંચકે ઝૂલવાની કે ઝુલાવવાની એમને હોંશ રહી નહીં.

ગોપાળને હરખચંદ શેઠને ત્યાં વેઠે મોકલવા પછી એકલા પડેલા નારણ પટેલને જમના સહાય કરવા લાગી. એમના ઘડપણમાં એ ખેતીની મહેનતમજુરી બનવી અશક્ય હતી છતાં નારણ પટેલને તણાતા જોઈ જમના એમની મદદે લાગી. કુટુંબની ગરીબી નિભાવી લેવી, એ એણે પોતાનો ધર્મ માન્યો. શ્રીમંત ને સુખી માબાપને ત્યાં સુખચેનમાં ઉછર્યાં છતાં એણે શરીરનાં સુખો જતાં કર્યાં. સહુ પોતાનું જ છે એમ ગણી એણે કુટુંબની ખેતી સંભાળી લીધી.

નારણ પટેલની આંખો મહીં ઘણી ય વેળા સુકુમાર વહુદીકરીને અંગે કાળા ઉઝરડા જોઈ આંસુ ઉભરાતાં.

“ બહુ દીકરા, એ તું રહેવા દે... ત્હારાથી નહીં બને હું કરી લઈશ. ને મ્હારાથી નહીં બનશે તો ગોપાળને કહીશ. કાલે વહેલો જઈ એ કરી દેશે. ” એવી રીતે ઘણી ય વેળા નારણ પટેલ જમનાને વારતા.

જમના નારણ પટેલને આશ્વાસન દેતી બધું પોતે કરી દેતી. અસહાય નારણ ઘણી વેળા ગર્વથી એને મહેનતમજુરી કરતી જોઈ રહેતા. દીકરા ને દીકરાવહુનું જુગલ જોડું જોઈ નારણ પટેલની આંખમાં આનંદ ઉભરાતો ને પળવાર દુનિયાનાં સહુ દુઃખો એ ભૂલી જતો.

અને દિવસો વીતતા ગયા.

(૫)

દિવસે ને દિવસે ગોપાળ વધારે ને વધારે કૃશ ને નિર્બળ થતો ગયો. પુરતા પોષણ વિના, અને અવિરત અથાગ મજુરીથી એનું જીવન સત્ત્વ ધીમે ધીમે કરમાતું ગયું. ધીમે ધીમે અશક્તિએ એના શરીરમાં ઘર કર્યું: શેઠની નક્કી કરેલી મજુરી એનાથી બનતી નહીં. કહેલું કામ ઠેરવેલા વખતમાં એ કરી શકતો નહીં અને ઘણી ય ફેરી એ થાકીને જરા વિશ્રાંતિ લેવા બેઠો હોય ને નવલચંદની નજરે ચઢતો તો ચાબુકના સપાટા એને વીંઝી નાખતા.

"સુવરના બચ્ચાને ટકાના વ્યાજે પૈસા જોઇએ છે ને કામમાં હરામખોરી કરવી છે." એવી નવાજેશ ગોપાળને મળવા લાગી. એ અપમાન સાંભળી એનું લોહી ઉકળી આવતું, કાંઇક કહેવા એના હોઠ પર શબ્દો આવતા. હોઠ ફફડતા પણ, શબ્દો બહાર નીકળતા નહીં. એને એવે વખતે નારણપટેલ યાદ આવતા અને પિતૃવત્સલ દીકરો એ ગરીબને દીધેલાં અપમાનનો કડવો ઘૂંટડો ગળી જતો. એ માર મૂંગે મોઢે સહન કરી લેતો. પોતાની અસહાય નિરાધાર ગરીબી વેઠી લેતો. પોતે ગરીબ શા સારૂ, ને નવલચંદ શ્રીમંત શા સારૂ! એ ભૂખે મરે, એના જીવનમાં સુખશાંતિ નહીં, આરામ નહીં, સુખશાંતિનાં સાધનો નહીં; અને શા માટે નવલચંદને જરૂર કરતાં ય વધુ પડતાં સુખશાંતિનાં સાધનો મળે, એવો વિચાર વમળ ઘણી ય ફેરી એના દીલમાં આવતો અને એ મૂંઝવાતો. નસીબને શાંભરી હાથ લૂછી દીલ વાળતો.

રાત્રે દીલ ચાંપતી જમનાના એના દીલે પડેલા સોળ દેખી પૂછાયલા સવાલોના જૂઠા જવાબ દેવા એ મથતો. અથવા જમનાને ઝાંસા કરી ઉડાવવા મથતો. જમના એના દીલનું દુઃખ સમજતી. પ્રશ્નપરંપરાથી એને ગૂંચવવાનું છોડી દેતી. અને પ્રેમથી એની શુશ્રૂષા કરતી અને કદીકદી એની આંખમાં આંસુ ઉભરાતાં તો નિમિષ કોઠી દીલ ચાંપતાં ચાંપતાં ઊઠી જતી અને છાની રડી હૈયું હાલવતી.

અને એ દિનચર્યા જરા ય ફેરફાર વિના અવિરામ ચાલી રહેતી.

જમના અને ગોપાળને જીવનસન્ધ્યા માટે નવપરિણીત યુગલોના ઉષ્માભર્યાં આશ્લેષોની સ્મૃતિઓ સાચવી રાખવાનું સદ્‌ભાગ્ય નહીં સાંપડ્યું. ઉરે ઉલટતા પારાવાર પ્રેમના સાગરને અન્યોન્યના ઉરમાં પૂરી દેવા દીધેલાં ઉન્હાં ઉન્હાં આવેશભર્યાં ચુમ્બનો, જીવનનાં પાણી વળતાં થાય તે દહાડે દીલને આશ્વાસન દેવા સ્મૃતિઅવશેષ તરિકે ય નહીં સાંપડ્યાં. જીવનના ભાવમીના રસોલ્લાસ એમના અંતરે સ્મૃતિઅવશેષ રાખવા પુરતાં પણ નહીં ઊઠ્યા. અસહાય ગરીબ સંસારની છૂંદતી જતી જીવનચક્કીમાં ગોપાળ ને જમના બેઉ પીસાઇ રહ્યાં.

(૬)

મહિનાઓ ને વર્ષો વીતી ગયાં, છતાં ય ગોપાળની હરખચંદ શેઠની વેઠનો અંત ન આવ્યો. કમનસીબે નારણપટેલને ત્યાર પછીના વરસો માઠાં આવ્યાં. વરસાદની અછત

નહીં. પાક જોઈએ તેવો સારો ન ઊતર્યો. બાજ બગડી ગયા. અને ધંધાપાણીને લીધે એમનાથી બેનીની ઉઘરાણી પણ ન બની શકી.

પેટનો ખાડો સહેજ જ વાળુપૂરો રાખી જે કાંઇ બચાવી હરખચંદ શેઠને આપ્યું તે વ્યાજમાં ગયું ને મુદ્દલ તો ઊભા ને ઊભા જ રહ્યા.

ગોપાળનું શરીર પણ ધીમે ધીમે લથડતું ચાલ્યું. નવલચંદનો માર એને માટે અસહ્ય થઈ પડ્યો. જમનાથી પણ નવલચંદ શેઠના અટકચાળા નહીં સહેવાતાં. બંને જણાં એ પરિસ્થિતિથી ત્રાસવા લાગ્યાં છતાં એક બીજાથી વસ્તુસ્થિતિ છુપાવવા મથી રહ્યાં. અને દુઃખના દહાડા કાઢી રહ્યાં. અન્યોન્યની નજરમા સુખી દેખાવાનો મિથ્યા પ્રયાસ નજરે ચડવા લાગ્યો. બંનેનાં દીલ બળતાં, પ્રભુ સારો દહાડો બતાવશે એ આશાએ જીવી રહ્યા.

પરંતુ નવલચંદની લંપટતાએ હદ મૂકી. ગોપાળને માર મારતો જમના જુવે તો એને બચાવવા એની ઇચ્છાને વશ થશે એમ મૂર્ખ નવલચંદે માન્યું.

અને તે દહાડે-ગોપાળને બાંધું આણી પાછી વળી જમનાના લુગડાનો છેડો ઝટકાથી તાણ્યો.

વીફરેલી વાઘણની માફક પાછી ફરી જમનાએ નવલચંદને એક હડસેલાથી ધૂળ ચાટતો કરી દીધો. ગોપાળે દૂરથી એ જોયું અને જમનાની પડખે આવીને ઊભો રહ્યો.

ધૂળ ખંખેરી ઊભા થતા. નવલચંદને એણે ગુસ્સાથી કહ્યું. "હવે પછી જમનાની સામે નજર પણ કરી તો નવલચંદ શેઠ, જીવતા રહેવા નહીં પામો."

અપમાનિત થયેલા નવલચંદના ગુસ્સાનો પાર રહ્યો નહીં.

"હરામજાદા, તું તો મ્હારે ત્યાં વેચાયેલો ગુલામ છે. બકવાદ કરશે તો જીભ જ ખેંચી કાઢીશ, સમજ્યો!" નવલચંદ તડૂક્યો અને જમનાએ કરેલા અપમાનનો બદલો લેવા ગોપાળ પર એણે ચાબુક ચલાવવા માંડી. ગોપાળને નવલચંદે ઝૂડી નાખ્યો. બેપાંચ મીનીટમાં એ મરણતોલ થઈને પડ્યો.

"ચાલ, એ કુતરાને ઉઠાવી જા" એમ ગોપાળ પાસે આંસુએ રોતી જમનાને કહેતો કહેતો નવલચંદ ગુસ્સો આમળતો આમળતો ચાલ્યો ગયો.

( ૭ )

તે રાત્રે દીકરાના ને દીકરાવહુના થયેલા અપમાનની અને અવદશાની હકીકત નારણપટેલે જાણી. એનું જૂનું લોહી પણ ઉકળી ઊઠ્યું. વાત પુરી થતાં નારણપટેલ ઊઠ્યો. પોતાની લાકડી લઈ હરખચંદ શેઠને ત્યાં જવા તૈયાર થયો.

ગંગાએ એને વાર્યો. અંધારી રાત્રે ન જવા સમજાવ્યો. હરખચંદને ઘેર જવાથી કશો લાભ થવાનો નથી. નવલચંદ સામેની ફરિયાદ શ્રીમંત હરખચંદ સાંભળશે નહીં, નવલચંદ એવી નાલાયક રીતે વર્તે એ હકીકત હરખચંદ માનશે નહીં ને ઉલટો એને જુઠો પાડશે, લોકો નહીં જાણતાં હશે તે જાણશે. શ્રીમંતનું કહેવું ખરૂં મનાશે. પૈસા આપવા પડે તેથી જુઠું બોતાણું સદ્‌ગુણી નવલચંદ પર મુકાય છે એવો નીચ ને હલકટ આક્ષેપ થશે, એવી એવી દલીલોથી ગંગાએ નારણપટેલને ટાઢો પાડ્યો. નારણપટેલ લાકડી હેઠે મુકીને પોતાની પથારીમાં પડ્યો,

નારણપટેલને તે રાત્રે જરાય ઉંઘ આવી નહીં. ઉશ્કેરાયલી દશામાં વારે વારે પથારીમાંથી ઉઠી ખંડમાં ફર્યા કર્યું. પાસેના ખંડમાં પડેલા ગોપાળની વેદનાની ચીસો સાંભળીને નારણપટેલનું મગજ ફરી જતું. જમનાનો રડવાનો સાદ સાંભળી નારણપટેલની આંખમાંથી ખૂન વરસી રહેતું.

આખી રાત ફરતાંફરતાં નારણપટેલને પોતાની અસહાય નિરાધાર ગરીબી સાલી. શા માટે એ ગરીબ! શા માટે હરખચંદ શ્રીમંત! એ ગરીબ એટલે શું એનાં છોકરાંને જીવવાનો હક્ક નહીં! પેટપૂર લુખોસુકો રોટલો ય ખાવાનો હક્ક નહીં! શું એના છોકરાને પરણવાનો ય અધિકાર નહીં! અને શું શ્રીમંત હરખચંદના છોકરાને ઘરની બાયડીને પડતી મુકી પારકાની પરણેતરોની છેડની કરવાની છૂટ! ગોપાળને માર મારવાનો નવલચંદનો શો હક્ક! શું ગોપાળને પોતાની પરણેતરની લાજ લેવાની અટકાવવાનો ય હક્ક નહીં! શું હરખચંદના દીકરાની માનવતાને જે સુખો જોઈએ તેવા સુખોની અધિકારી એની માનવતા નહીં! એવા એવા વિચારોની પરંપરાએ નારણપટેલને તે રાત્રે મુંઝવી દીધો. એના અંતરની મુંઝવણનો પાર રહ્યો નહીં. સમાજની રચના, સમાજના આચારવિચારના નિયમો, ને સારો ય સંસાર શ્રીમંતાઈ પર અવલમ્બી રહેલાં એને જણાયાં. સમાજની રચનામાં–ગરીબને માટે સ્થાન નથી. એમને માટે જીવન નથી એવી કડવી પ્રતીતિ થઇ.

અને વિચારની પરંપરા મહીં જ અટવાયા કરતાં કરતાં સ્હવાર પડી ગઇ. અંજવાળું થતાં જ નારણપટેલ ઘરમાં સહુને સુતેલાં મુકીને કોઇને કહ્યા મુકયા વગર હરખચંદશેઠને ત્યાં ચાલી નીકળ્યો.

"કમબખ્ત, ડોશી, નોકરી પર ચડતું નથી તેના શા ઢોંગ !" નવલચંદે ગોપાળને સૂતેલો જોઈને તિરસ્કારથી કહ્યું. ત્યારથી પીડાતા ગોપાળે આંખ ઉઘાડી નવલચંદને જોયો, બીજી પળે આંખો મીંચી દીધી. એને કંપારી આવી.

"હું આવું છું, નવલચંદ શેઠ, હમણાં જ આવું છું. મરીમને છૂટીને કાંઈ કામ નથી." ગોપાળ ગણગણ્યો. બેઠો થવા મથ્યો. પરંતુ એની કાયા લથડી ને પથારીમાં એ પાછો પડ્યો.

"ચાલ એ કુત્તાને ટાંટીયો પકડીને બહાર કાઢ." નવલચંદે નોકરને હુકમ કર્યો.

ગંગાના ગુસ્સાનો પાર ન રહ્યો. "ખબરદાર છે જો મ્હારા દીકરાને આંગળી પણ અડકાડી છે તો." ગંગાએ ત્રાડ નાખી. "રૂપિયા લીધા છે તેમાં આટલો બધો શો જુલમ માંડી બેઠા છો !"

નવલચંદનો નોકર ડરી ગયો. નવલચંદ પણ જરા ડગી ગયો. બીજી પળે નવલચંદ ને તેનો નોકર ત્યાંથી ચાલી જવા પાછા ફર્યા.

બારણામાં નીકળતા હતા ત્યાં હરખચંદ શેઠ એક ઝોળીમાં નારણ પટેલને સુવાડેલા ઉંચકીને દાખલ થતા સામા મળ્યા. ગંગા ને જમના હરખચંદ શેઠને જોતાં ઊભાં થયાં.

નારણપટેલની ઝોળીને નીચે મૂકી. બેભાન નારણપટેલને જોઈને ગંગા ને જમના [illegible] રડી પડ્યાં.

હરખચંદે ક્રોધથી ગંગાને કહ્યું—"આ ડોબલાને શું સુઝ્યું છે કે સવારના પહોરમાં આવી મ્હને અને મ્હારા દીકરાને ગાળો દેવા માંડી ! મુર્ખ ને શું બોલવું ને ન બોલવું તે આ ઉમરે પણ ભાન નથી દેખાતું. શું તમે લોકો એમ સમજો છો કે જમના તો જાણે મોટી રૂપસુંદરી છે અને મ્હારા દીકરાને ગળે પડશે ને વગોવશે તેથી હું મ્હારા પૈસા છોડી દેવાનો છું ! એક મારી લાત ખાતાં તો આમ લથડી પડ્યો પણ મગજમાં તુમરી કેટલી ભરી છે ! હરખચંદ શેઠ બેભાન નારણની સામે જોતા બોલ્યા અને પાછા ફર્યા.

ડાહ્યા બાપનો દીકરો નવલચંદ, નારણપટેલના કુટુંબ તરફ એક તિરસ્કારની નજર નાંખી નોકરને લઈને બાપની સાથે થયો.

બેભાન નારણપટેલની સારવારમાં ગંગા ને જમના પડ્યાં. અશક્ત ગોપાળ પથારીમાં પડ્યા પડ્યા બાપની દુર્દશા જોઈ એકદમ બેઠો થયો. હરખચંદ ને નવલચંદનું ખૂન કરવાની ત્રાડ નાખી. ગંગાએ એને વારીને સુવાડ્યો. ગંગા ને જમનાની આંખોમાંથી નિરાધારીના આંસુ વહી રહ્યાં.

( ૯ )

તે દિવસે બપોરના નારણપટેલને હેડકીની એક ઉપરી થઈ. ને બીજી ક્ષણે તે ગુજરી ગયો, નારણપટેલના મરણની ખબર ગામમાં થતાં પોલીસ ત્યાં આવીને ઊભા.

મૃતશરીર કબજે લેવાયું એના શરીરની દાક્તરી તપાસ થઈ અને તલ્લી ફાટી જવાથી થયેલા લોહીના જમાવથી મૃત્યુ થયાનો દાક્તરી મત જાહેર થયો.

ગંગાએ પોતાના સૌભાગ્ય સૂચનરૂપ અવશેષ દાગીનાઓ વેચી નારણપટેલની અંતિમ ક્રિયા કરી. સમાજના અન્યાયથી ગોપાળ ત્રાસી ઉઠ્યો.

( ૧૦ )

થોડે દહાડે ગોપાળ ગંગા, અને જમનાના પોલીસમાં જવાબો લેવાયા. હરખચંદ શેઠને અટકમાં લઈ જામીન ઉપર છોડ્યા.

તે પછી થોડે દહાડે ઇન્સાફની અદાલતમાં મુકદ્દમો ચાલ્યો. મનુષ્ય વધનો ગુન્હો કર્યા બદલનો હરખચંદ શેઠ ઉપર આરોપ મૂકાયો. ગોપાળ ગંગા ને જમનાએ હરખચંદ શેઠે નારણપટેલને લાત મારી એમ હરખચંદ શેઠે જ જાતે કહ્યું હતું તેવી જુબાની પુરી.

હરખચંદ શેઠે સહુ કોઇ વાતનો ઇન્કાર કર્યો. હરખચંદ શેઠે પુષ્કળ પૈસા ખરચી જીલ્લાના મોટામાં મોટા વકીલને રોક્યો. હરખચંદ શેઠ શા શબ્દો બોલ્યા હતા તેના ઉપર ગોપાળ, જમના ને ગંગાની ઉલટતપાસ ચાલી. ચોક્કસ શબ્દો સાક્ષીઓને યાદ નથી; તલ્લી ફાટી જવાના કારણો અનેક હોય છેઃ અને એકાએક પડી જવાથી પણ તલ્લી ફાટી જાય છે અને નારણપટેલ ખાતું માંડી વળાવાનું હરખચંદને કહેવા આવ્યો તે વખતે પાછો ફર્યો ત્યારે અચાનક ઠોકર ખાઇને પડી ગયો હતો એવી જુબાની નારણપટેલને ઝોળીમાં નાખી એની ઝૂંપડીએ લઇ જનાર પોતાના દુબળાઓ કને પુરાવી, તેનો આધાર લઇ નારણપટેલ અકસ્માતથી ગુજરી ગયો છે અને મોટી રકમનું શેઠનું લેણું ગોપાળ ને નારણ પર પડે છે તે માંડી વાળવાની તરકીબમાં નહીં ફાવવાથી અદાવતથી ગોપાળ, ગંગા અને જમના જુઠી જુબાની પુરે છે અને નજરે જોનાર કોઇ સાક્ષી નથી અને શકનો લાભ આરોપીને મળે છે એવી સમર્થ દલીલો થઇ.

મૂડીવાદમાં માનનારી ઇન્સાફની અદાલતે શ્રીમંત હરખચંદ નારણપટેલ ઉપર હાથ ઉપાડે એવું અસંભવિત માન્યું. આબરૂદાર ગૃહસ્થ હરખચંદ એવું વર્તન કરે એ અશક્ય માન્યું. ગોપાળ, જમના અને ગંગાની જુબાનીથી લાત કોણે મારી એ નક્કી થતું નથી, અને શંકાસ્પદ રહે છે એમ ઠેરવી શકનો લાભ આરોપીને મળવો જોઇએ એવા ન્યાયના મહાન સિદ્ધાંતને અનુસરીને હરખચંદ શેઠને ઇન્સાફની અદાલતે છોડી મૂક્યા.

( ૧૧ )

અદાલતના ઇન્સાફના આદલપણાને વિમાસતાં ગોપાળ ને જમના વીલે મોઢે અદાલતથી પાછાં ફર્યાં. તેને વર્ષો વીતી ગયાં. એ ઇન્સાફની અદાલત હતી કે શ્રીમંતાઇએ ન્યાયને નામે સ્થાપેલી દુકાનો હતી તેનો વિચાર એમને મૂંઝવી રહ્યો. પણ ગરીબનાં નસીબ ગરીબ એમ માની દીલ મનાવી ચાલી નીકળ્યાં. તેને દસ વર્ષો વીતી ગયાં.

એ ઇન્સાફને બીજે જ દિવસે હરખચંદે દિવાની કોર્ટથી પોતાના લેણા બદલ ગોપાળની જમીન ને ઝૂંપડી પર ટાંચ બેસાડી. થોડે દહાડે હુકમનામું મેળવી, તસુએ તસુ જમીન ને ઝૂંપડી પડાવી લીધાં. મા, દીકરો, ને વહુ ગામમાંથી કપડાંભેર ચાલી નીકળ્યાં ને વર્ષો વીતી ગયાં.

ગોપાળ શહેરમાં કાપડ મીલમાં મજુરીએ રહ્યો. જમના પણ મીલમાં એની સાથે મજુરીએ રહી. અને વર્ષો વીતી ગયાં.

( ૧૧ )

તે દહાડે ગંગા બહુ જ બિમાર હતી. ગંગાએ જીવવાની આશા છોડી દીધી. છેલ્લી ઘડીની વાટ જોતી ઇશ્વરનું સ્મરણ કરતી શાંત થઇને ગંગા પડી રહી હતી.

એના દીલમાં જરા ય ગભરાટ ન હતો. જીવવાની લાલસા ન હતી. આવતા મૃત્યુથી તૂટતી નાડીઓ જોરથી ધબકી રહી હતી.

ગોપાળ અને જમના એની પાસે ગમગીન બેસી રહ્યાં હતાં. એક બીજાને જોઇ મનમાં વિમાસી રહ્યાં હતાં તે ગંગાએ જોયું. એણે ગોપાળ પર એક મીટ માંડી હાથ લંબાવી ગોપાળને માથે હાથ દીધો.

"બેટા, જરા ય ફીકર કરીશ નહીં. પ્રભુએ આપણને સારા દહાડા ન દેખાડ્યા. અને ગરીબીમાં આપણે રીબાતાં ને રીબાતા રહ્યાં. પણ હશે, આપણે માટે એ જ સારૂ હશે. આવી પડે ને ધીરજથી ખમી લેજે. જરા ય અકળાઇશ નહીં. ઇશ્વર કૃપાળુ છે, અને ન્યાયી છે, એને ત્યાં અદલ ઇન્સાફ છે." ગંગાએ ગોપાળને આશ્વાસન દીધું.

"નહીં, મા. ઇશ્વર ન્યાયી નથી. ઇશ્વર ન્યાયી હોય તો એકને ગરીબને ત્યાં જન્માવી જીંદગીભર દુઃખી રાખે અને એકને શ્રીમંતને ત્યાં જન્માવી લખલૂટ સાહ્યબીમાં રાખે! મનુષ્યો સહુ સરખાં છે તો સહુ સરખા સુખનાં અધિકારી શા માટે નહીં!"

ગોપાળે દલીલ કરી.

"ગરીબ કે શ્રીમંત જન્મે એ સહુ સહુના આગલા કર્મની વાત છે, બેટા." ગંગાએ અધૂરે શ્વાસે કહ્યું.

"પણ એ સારામાઠાં કર્મનું પોટલું માણસને ગળે વળગાડનાર પણ ઇશ્વર જ છે ને! ઇશ્વર મ્હને તો ભયંકર અન્યાયી લાગે છે. મનુષ્ય તરીકેના ઓછામાં ઓછાં સુખનાં સાધનો આપણને શા માટે ન મળે!" ગોપાળે દીલની કડવાશ ઠાલવી.

"બેટા, ઇશ્વર અન્યાયી નથી. મનુષ્યે સરજેલી સમાજરચના અન્યાયી છે. તે સમાજ રચના જ્યાં સંપત્તિ ભેગી કરે ત્યાં અક્કલ ભેગી કરે છે અને સંપત્તિ સંપત્તિને ખેંચી લાવે છે, અને જ્યાં સંપત્તિ છે ત્યાં જગતને સ્વીકારેલી પ્રતિષ્ઠા છે; ત્યાં આબરૂ છે, ત્યાં બધું સુખનાં સાધનો છે, અને જ્યાં સંપત્તિ નથી ત્યાં કશું ય નથી. અને જ્યાં સુધી

એ સમાજરચના છે ત્યાં સુધી ગરીબો ગરીબ જ રહેવાનાં. તેમના દુઃખનો આરો કદી નહીં દેખાવાનો. અને શ્રીમંતો લખલૂટ સાહ્યબીમાં રહેવાનાં. ત્યાં સુખનો પાર નહીં દેખાવાનો." ગંગાએ પોતાની સારી જીંદગીનો અનુભવ કહ્યો.

"તો તે અન્યાયી સમાજરચના શા માટે વધુ વખત ટકવા દેવી જોઇએ! શા માટે શ્રીમંતોને લખલૂટ સાહ્યબીમાં મ્હાલતા રહેવા દેવા જોઇએ ને શા માટે આપણે ભૂખે મરવું જોઇએ!" ગોપાળે પોતાના અંતરની કડવાશ ઠાલવી.

"એવો પણ દિવસ આવશે, બેટા ઇશ્વિર ન્યાયી છે. ગરીબોને શ્રીમંતોથી થતો અન્યાય વધુ વખત ટકી નહીં શકે." ગંગાએ ગોપાળને આશ્વાસન દીધું.

"મ્હને ઇશ્વિર પર શ્રદ્ધા બેસતી નથી. શું ત્હને ને બાપુને જીવવાનો અધિકાર ન હતો! મ્હને પરણવાનો અધિકાર ન હતો! શા માટે ત્હમને જીવન સાધનનાં ફાંફાં રહ્યાં! શા માટે મને પરણાવવા દેવું કરવું પડ્યું! અને જે કર્યું તેમાં પાપાચરણ બન્યું કે બાપુનો જીવ ગયો! મ્હને અને જમનાને શું જીવવાનો અધિકાર નથી. પેટનો ખાડો પુરવાને અમારી પાસે સાધનની અછત શા માટે રહે! કયાં પાપને લીધે અમારી એ દશા આખીય જીંદગી ચાલ્યા કરે!" ઉશ્કેરાયલો ગોપાળ બોલ્યે ગયો.

"બેટા, બેટા." ગંગાએ એને ઉશ્કેરાતો જોઇને પથારીમાં બેઠા થવાની કોશીષ કરી. એ કોશીષ નિષ્ફળ નીવડી અને પાછી પથારીમાં પડી. પડતાં પડતાં એ લવી. "ઇશ્વિર પર શ્રદ્ધા રાખ બેટા."

બીજી પળે ગંગાનું હૃદય ચાલતું અટકી પડ્યું. ગંગાના મૃત દેહ પર માથું મૂકી ગોપાળ બાળકની માફક ઠૈયાફાટ રોયો—રોવાય એટલું રોયો.

× × ×

તે રાત્રે ગંગાના દેહના અંતિમ સંસ્કાર કરી પાછા ફરેલા દુઃખદ ઊર્મિભારથી દબાતા હૈયે ગોપાળે જમના પર એક મીટ માંડતાં એકાએક પૂછ્યું.

"જમના, માએ શું કહ્યું હતું: ઇશ્વિર પર શ્રદ્ધા રાખ!"

"હા." જમનાએ જવાબ દીધો. ગોપાળની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

"તું શું કહે છે! જમના. તું પણ એમ જ કહે છે કે ઇશ્વિર પર શ્રદ્ધા રાખો!" ગોપાળ આવેશમાં ગણગણ્યો.

"જરૂર" જમનાએ શ્રદ્ધાપૂર્વક જવાબ દીધો. અતિશય વિષાદથી માથું ધૂણાવતાં ગોપાલ જમના પર મીટ માંડી જોઇ રહ્યો.

"સાચું, જમના સાચું—ઇશ્વિર ન હોત તો તું ને હું ભેગાં થયાં ન હોત."

ગોપાળ જમનાને ગાઢ આલિંગનમાં જકડી લેવા લગ્યો. અને બન્ને જણા દીલ મૂકીને રોવાયું ત્યાં સુધી રોયાં. અને તે ક્રૂર રાત્રીના પ્હોર વીતતા ગયા.

—અને વર્ષો વહી ગયાં.

# એક પ્રણયયાત્રા

નવલરામ ત્રિવેદી

વીરેન્દ્ર જુવાનોનો નેતા હતો,
પોતાને વીર એ કહેતો હતો,
આધુનિક પ્રેમશાસ્ત્રે પૂરો હતો,
[1] એલીસ-લીન્ડસેનો દીધો ચૂરો હતો.
બર્ટ્રાન્ડ રસલને જે ઘોળી પીએ
નીતિઅનીતિથી શાનો બ્હીએ ?

એક હતો તેને મોટો આજાર,
કે સીમ, કે શેરી, કે હોયે બાજાર,
જતો નિજ સાઈકલપર બનીને સ્વાર
સાથ કરે યુવતીનો દેખંતાવાર.
મોઢાનો તે બહુ મીઠો હતો,
જન્મી સંકોચ ના દીઠો હતો,
તેથી તે વાતે ઝટ વળગી જતો,
એવો ઉત્સાહમાં સળગી જતો,
તરછોડી કોઈ તેને શકતું નહિ.

હતી એક બાળા, વીણા તેનું નામ,
લેડી સાઈકલીસ્ટ કહે જેને આખું ગામ.
શીખેલી, સુધરેલી, દેશની ઘેલી,
સેવાના કામમાં સૌથી પ્હેલી:
વીરેન્દ્ર કહેતો 'એ છે મારી સાહેલી.'

---

[1] હેવલોક એલીસ અને જજ લીન્ડસે

( ૨ )

સવારે જરા મોડીને રસોઈ તૈયાર કરવામાં કમળા પડી અને તેણે પ્રાઇમસ સળ-ગાવવા માંડ્યો. સ્ટવ સળગાવવાના તેણે ઘણા પ્રયત્ન કર્યા છતાં સ્ટવ સળગ્યો નહિ. ભપ્ થાય ને પાછો સ્ટવ હોલવાઈ જાય, આથી અકળાઈને કમળાએ પૂછ્યું "મધુ, આ સ્ટવ કેમ સળગતો નથી! એને આમ કેમ થાય છે? હમણાં તારા ભાઈ મિત્રોને લઈને આવશે અને હજુ તો કાંઈ થયું નથી."

મધુએ કશો જવાબ વાળ્યો નહિ અને સ્ટવ પણ સળગ્યો નહિ એટલે કમળાએ પાછો સવાલ કર્યો. "તેં ઘાસતેલના શીશામાં પાણી નાખેલું?"

માને આટલી ગુસ્સે થયેલી મધુએ કદી જોયેલી નહિ એટલે તે ગભરાઈને અચકાતી અચકાતી બોલી "ના, બા, પાણી તો નહિ નાંખેલું પણ જરા પાણી વાળા હાથ લગાડેલા."

રસોઈની ઉતાવળ હતી એટલે માએ જવાબ વાળવાને બદલે ઝટપટ સ્ટવમાંથી તેલ કાઢી નાખ્યું અને શીશામાંથી બીજું પૂર્યું. છતાં પણ સ્ટવ તો પૂર્વવત ભપ્ કરીને હોલવાઈ ગયો. ત્યારે કમળાની ખાતરી થઈ કે મધુએ આખા ઘાસતેલના શીશામાં જ પાણી નાખ્યું છે. આથી એનો કોપ પુરજોશ વધી ગયો.

મધુને માતાના આ કોપની આગાહી થઈ એટલે તે ગભરાઈને બાગમાં દોડી ગઈ. કમળાએ નવું ઘાસતેલ લઈ આવવા નોકરને દોડાવ્યો અને રસોઈનું મોડું થવાનું કારણ મધુ જ છે એમ માનીને તેણે મધુને બોલાવી. કસાઈ પાસે ગાય જાય તેવાં દીનતાભર્યાં મુખે મધુ માતા પાસે ગઈ.

"તેં પાણીવાળા હાથ જ લગાડ્યા હતા! એક તો ઘાસતેલમાં પાણી રેડે છે ને વળી પાછું જૂઠું બોલે છે!" માએ અત્યંત ગુસ્સામાં કહ્યું "અત્યાર સુધી તું જૂઠું નહોતી બોલતી ને અત્યારે કેમ બોલી!"

"બા, તું મને વઢે તેમાં"——રડતાં રડતાં મધુ બોલી.

પણ માતા ગુસ્સાને મર્યાદિત રાખી નહોતી એટલે તેણે મધુને ત્રણ ચાર તમાચા ચોડી દીધા.

મધુના નાના નિર્દોષ દિલને આ સજા ક્રૂર અને ગેરવાજબી લાગી. અને એથી એને ઘણું અપમાન લાગ્યું. "હું રોજ બોલી આવી એમાં જો બા ચડી પડેલી તે જ બાએ મને અત્યારે આટલી મારી!" મધુના નાના હૃદયે વિચાર કરવા માંડ્યા.—"આમ એકાએક બામાં કેમ ફેરફાર થયો હશે? મેં જરા ઘાસતેલમાં પાણી નાખ્યું તેમાં મને આટલી બધી કેમ મારી!" આવા વિચારો કરતી, પોતાના મનને સવાલો પૂછતી અને તે

સવાલોના સંતોષકારક જવાબ નહિં મળતાં અકળાતી, મધુ એક ઓરડાના ખુણામાં સાદડી પર સુઇ ગઇ. થોડી વાર એણે ડુસકાં ખાધાં, થોડી વાર વિચાર કર્યા અને પરિણામે તે રાતે ખાધા વિના જ ઊંઘી ગઈ.

બીજે દિવસે સવારે, નિત્ય નિયમ પ્રમાણે કમળાએ મધુને જમવા બોલાવી. કમળા આગલા દિવસનો પ્રસંગ ભૂલી જ ગઈ હતી પણ મધુના હૃદયમાંથી એ બનાવ ભૂંસાયો ન હતો.

પહેલા તો મધુએ કહ્યું કે 'બા મને ભૂખ નથી' પણ માના આગ્રહથી એણે થોડું ખાધું. ખાતાં ખાતાં મધુ વારે વારે માના મુખ સામે જોયા કરતી. રોજ કાલું કાલું બોલીને હજાર સવાલો પૂછીને માને આનંદ આપનાર મધુએ આજે મુંગે મોઢે ગંભીર બનીને ખાધું. સાંજે માએ દૂધ પીવા બોલાવી ત્યારે પણ "મારે દૂધ નથી પીવું" કહીને તે બાગમાં દોડી ગઇ.

(૩)

કમળાને આ એક જ સંતાન હતું. પતિપત્નીનો સર્વ આનંદ આ છોકરીના કલ્લોલમાં જ હતો, મધુ એની નજર આગળથી એક પળભર પણ દૂર હોય તો કમળાને ચેન નહોતું પડતું. પરંતુ ગુસ્સાના આવેશમાં પોતે એને મારી એથી એનું લાગણીભર્યું હૈયું કચરાઇ ગયું છે તેની કમળાને ખબર ન રહી.

સવારથી જ મધુનું વર્તન બદલાયું હતું અને એ ગંભીર જ રહી હતી. સવારે બળાત્કારે થોડું ખાધું અને સાંજે તો એણે દૂધ પણ ન પીધું એથી કમળાને ચિંતા થવા માંડી. "મારી મધુને શું થયું હશે? આજે બોલતી કેમ નથી? એની તબીયત સારી નહિં હોય! પણ ના, એમ હોય તો મને જરૂર કહે. મેં એને કાલે મારી તેથી તો નહિં હોય? પણ આવાં ફૂલ જેવાં બાળકને કાલની વાત ક્યાંથી યાદ રહે? મેં એને નકામી મારી. ચાર પૈસાનું આસતેલ મધુ કરતાં વધારે હતું? એમને કહીશ તો એ મારા ઉપર જરૂર ગુસ્સે થશે." આવા વિચારો કમળાને આવવા માંડયા. તેણે વ્હાલથી બુમ મારી "મધુ મધુ." મધુ તરત આવી પણ તેના મુખ ઉપર રોજનું નિર્મળ હાસ્ય ન હતું. આજે તો એ ગંભીર બની ગઇ હતી. મધુને પાસે બોલાવી કમળાએ એનું શરીર જોયું; તાવ તો ન હતો.

"મધુ, આજ આપણે દરિયા કિનારે જઇએ અને રેતીમાં દહેરાં બનાવીએ." કમળાએ સ્નેહથી કહ્યું.

મધુએ ઉત્તર ન આપ્યો. આથી કમળાની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. એણે મધુને સોડમાં લીધી ને પૂછ્યું: "મધુ, આજે તને શું થયું છે? કેમ બોલતી નથી? મારી સાથે રીસાઇ છે?"

મધુનું હૈયું પણ ભરાઈ આવ્યું અને તે રડી પડી. કમળાએ હેતથી તેને ખોળામાં લીધી અને પંપાળીને શાંત કરી.

શાંત થયા પછી મધુ મુંગી મુંગી માના મુખ સામુ જોવા લાગી. કમળાને આથી વધુ ચિંતા થઈ અને એણે પૂછ્યું: "દિકરી આમ કેમ કરે છે? તારું માથું દુઃખે છે? તને શું થાય છે? જે હોય તે મને કહે "

" મને મારે નહિ તો કહું." મધુ ડરતાં ડરતાં બોલી.

" ના રે ના, દીકરી, મારું શું કામ ! " કમળાએ એને છાતી સરસી ચાંપીને કહ્યું.

મધુ થોડીવાર માની સામું જોઈ રહી. એના મુખની ગંભીરતા એવી હતી કે જાણે આજે એના જીવનના સુખદુઃખનો નિર્ણય થવાનો હોય! ગભરાતાં ગભરાતાં એણે પોતાના જીવનનો અતિ મહત્ત્વનો પ્રશ્ન પૂછયો. " બા ! તું મારી સગી મા કે સાવકી ! "

કમળા આ પ્રશ્નથી આભી બની ગઈ. ક્ષણભર તેને એમ થયું કે હું મધુના નાના, કુમળા હૃદયના ભાવ જોઉં ! તેણે પૂછ્યું. " મધુ, સગી એટલે શું અને સાવકી એટલે શું? તને સગી મા ગમે કે સાવકી ?"

પણ આ સવાલથી મધુના મુખ ઉપર વેદનાનાં એવાં તીવ્ર ચિહ્ન જણાયાં કે માને ફીકર પડી કે જો હું તરત જવાબ નહીં દઉં તો દીકરીને કંઈ થઈ જશે. એટલે એણે તરત મધુને છાતી સરસી દાબીને કહી દીધું " હું તો તારી સગી મા."

" બા ખરું કહે છે ! " આટલું કહીને મધુ માને ગળે વળગી પડી. " મધુ, હવે કહે કે તને સગી મા ગમે કે સાવકી ? " કમળાએ મધુને ચુંબન કરતાં કહ્યું.

" મને તો સગી મા ગમે "

" પણ કેમ ?" કમળાએ પૂછ્યું.

" સાવકી મા તો મારે બહુ."

" હંઅ, હવે હું સમજી; હું તને હવે નહિ મારું." કમળાએ હેતાળ અવાજે કહ્યું. " હું તો તારી સગી મા, ખરું ને ? પણ તને આ વાત કોણે કહી ?"

" આજે બપોરે હું વાડીમાં ફરતી હતી ને ત્યારે પાસેના બંગલાવાળાએ પૂછ્યું કે ' આ બા તારી સગી મા કે સાવકી ?' ત્યારે કોઈ બીજી બૈરી પાસે ઊભી હતી તેણે કહ્યું ' સાવકી હશે; નહિ તો છોકરીને કાંઈ આટલી બધી મારે નહિ !' "

થોડી વાર મા દિકરી એકબીજાને બાઝી રહ્યાં. પછી મધુ પોતાની ઢીંગલીને લઈને વાડીમાં દોડી ગઈ. બાએ એને દોડતાં દોડતાં પોતાની ઢીંગલીની સાથે વાત કરતાં સાંભળી: " બેની ! હું કાંઈ તને મારું છું ? હું તો તારી સગી મા, ખરું ને !"

# વાંદરાનું ભૂત

રમણ વકીલ

ગર ગામનો પટેલ હતો, અને ગામના બીજા લોકની સરખામણીમાં તેની સ્થિતિ સારી લેખાતી. ગીરે મુકાએલી બાપદાદાની જમીન એણે જાતમહેનતે છોડાવી હતી. લ્હેણદારોના લ્હેણા નીકળતા રૂપિયા પણ ધીમે ધીમે ચૂકવી આપ્યા હતા એટલે ગામમાં એની શાખ પણ લાખની લેખાતી. છેક ન્હાનપણથી જ પેટે પાટા બાંધવા પડયા હતા, અને ગરીબાઈ સ્હામે લઢી પોતે ઊંચે ચઢ્યો હતો એટલે ગરીબોના દુઃખ તે સ્હમજી શકતો અને તેમને યથાશક્તિ મદદ પણ કરતો. ડુંગરપટેલ થોડું ઘણું ભણેલા ગણેલા, અને સ્વભાવના મીલનસાર ને નિષ્પક્ષપાતી એટલે ગામ-લોકો પોતાના અંદર અંદરના ઝઘડા પતાવવા પટેલને લવાદ તરીકે નીમતા. એમનો ચુકાદો બન્ને પક્ષને સંતોષતો, ને કોર્ટનો લખલૂટ ખર્ચ બચાવવા માટે અને વેરનાં વિષ ટાળવા માટે બન્ને પક્ષો જીવનભર પટેલના ઋણી રહેતા. આમ ડુંગરપટેલ પાસે પૈસા ને પ્રતિષ્ઠા બન્ને હતાં.

સ્વભાવથી સંતોષી પટેલને માત્ર એક જ વાતનું દુઃખ હતું. ગામના લોકો પણ ઈશ્વરનો અન્યાય જોઈ વિસ્મિત થતા. પોતે પૂર્વજન્મમાં કાંઈ પાપ કર્યાં હશે એમ માની પટેલ આ દુઃખ તરફ ઉદાસીનવૃત્તિ રાખવા યત્ન કરતા; પણ ગળથુથીમાં પીધેલા આ દિલાસા કરતાં પુત્રપ્રેમ વિશેષ પ્રબલ નીવડતો, અને પટેલના માનસિક જીવનમાં આનંદ પ્રવેશી શકતો નહિ.

ડુંગરપટેલને બે છોકરા હતા. તેમાંનો મોટો જન્મથી જ ગાંડો હતો. અને સહુ કોઈ 'ગાંડો' કહીને જ બોલાવતું. આ ગાંડા દીકરાના ભવિષ્ય માટે પટેલ હંમેશ ચિંતાતુર રહેતા. પણ પોતાનો શોક અંતરમાં ઢાંકી, પટલાણીને આશ્વાસન આપવા પટેલ નસીબને દોષ દેતા. કંઈ કંઈ વૈદ્ય-ડૉક્ટરો પાછળ પટેલે પૈસાનું પાણી કર્યું: પટલાણીએ કંઈક માનતાઓ લીધી, પણ છોકરાની માનસિક દશામાં કાંઈ ફેરફાર દેખાયો નહિ. ઉપાયો કરી કરી પટેલ કંટાળ્યા, અને દૈવાધીન વસ્તુ નિવારવા માનવ અસમર્થ છે એમ મન મનાવી બેઠા.

બ્રહ્માએ પોતાની થએલી ભૂલ સુધારવા જ પટેલને બીજો દીકરો દીધો હશે એમ ગામલોક માનતા. પટેલનો ન્હાનો દીકરો રામભાઈ અતિશય ચાલાક અને બુદ્ધિશાળી હતો. વર્ગમાં તે હમેશ પ્હેલે નંબર રહેતો. શિક્ષકો જ્યારે ને ત્યારે પટેલ પાસે તેનાં વખાણ

કરતા. ગામના સરખી ઉંમરના છોકરાઓનો તે આગેવાન હતો; અને છોકરાઓ તેને 'રામુ નાયક' કહી બોલાવતા. એની આજ્ઞા માનવામાં છોકરાઓને એક પ્રકારનો આનન્દ મળતો. ગામનો પ્રત્યેક છોકરો એને ખુશ કરવા અને એની પ્રીતિ મેળવવા તત્પર રહેતો...ગામની નિશાળમાં અંગ્રેજી ચાર ધોરણ પૂરાં કરી રામભાઉ પાસેના શહેરની હાઈસ્કૂલમાં અભ્યાસ કરવા જતો ને સાંજ પડતાં આગગાડીમાં બેસી પાછો આવતો. આ આવવાજવાની હાડમારીને લીધે પરેશે ઘણી વાર રામભાઉને તેની નિશાળના છાત્રાલયમાં રહેવા કહ્યું હતું; પણ રામભાઉ ના જ પાડતો. કારણ એને એના ગાંડાભાઉ વગર ચાલતું નહિ, ને ગાંડો રામભાઉ વગર બીજા કોઈનું ભાગ્યે જ સાંભળતો. હાલમાં તે અંગ્રેજી સાતમા ધોરણમાં હતો.

'ગાંડો' હતો તો ગાંડો જ. પણ એની ઘેલછામાં પણ એક પ્રકારનું ડહાપણ ભરેલું હતું. એના જવાબમાં પણ ઘણીવાર રામભાઉને સત્ય જ દેખાતું. આથી જ એનું ગાંડા પ્રત્યેનું આકર્ષણ વિશેષ હતું. કેટલીક વાર તેના શબ્દો ઉપર રાત્રે તે કલાકો સુધી વિચાર કરતો. અને તેને લાગતું કે આ નિર્દોષ આત્મામાં ઈશ્વરી અંશ છે; અને જગતના મહાન બુદ્ધિશાળી મનુષ્યો કરતાં પણ ઈશ્વરની વિશેષ સમીપ છે. ગાંડો કોઈને સતાવતો કે કનડતો નહિ; તે કોઈને મારતો નહિ. પણ તે હમેશા પોતાના મનનું ધાર્યું જ કરતો. એને ઘેલછા હતી માત્ર એક જ પ્રકારની, અને તે ઝાડ કે ઘરને છાપરે ચઢી બેસવાની. આથી પરેશપટલાણીનો જીવ હમેશાં ઊંચો રહેતો. આથી જ પરેશે વાઘજી નામે એક કોળીને નોકર તરીકે રાખ્યો હતો, પણ વાઘજી જરા આઘો ખસે કે ગાંડો છાપરે ચઢી બેસે. નીચેથી પરેશપટલાણી ગમે તેટલી બુમો પાડે, પણ છાપરે ચઢી બેઠો એટલે ગાંડો કોઈનો નહિ. આખરે વાઘજી છાપરે ચઢી એને નીચે ઉતારે ત્યારે એ ઉતરે.

એકવાર ગાંડાભાઈને સવાલ આપતાં રામભાઉએ કહ્યું: "ગાંડા, તું વારેઘડી છાપરે ચઢી કેમ બેસે છે?"

છાપરાની વાત આવતાં જ ગાંડાની આંખો ચમકી, હસતાં હસતાં તેણે કહ્યું, "કહું? જો ભગવાન આકાશમાં રહે છે ને! ને જમીનથી છાપરું ઊંચું છે, છાપરેથી ભગવાન વધારે પાસે હોય ના!"

આ જવાબમાં ઘેલછાભરી સરળતા હતી. આ ગાંડાને રામભાઉ પણ તાર્કિક દલીલમાં પહોંચી શકે એમ નહોતું.

"પણ છાપરા પરથી પડીએ તો મરી જવાય ને!" ગાંડાઓ મૃત્યુને ઓળખતા નથી એટલે મૃત્યુને ઓળખનાર ડાહ્યા મનુષ્યો જેમ તેમને મૃત્યુનો ભય નથી હોતો, એ જાણવા છતાં રામભાઉએ કહ્યું.

"ઓ હો, એટલું જ ને. એ તો ઉલટું સારું કે મરી જઈએ તો આપણે ભગવાનને ઘેર જઈએ."

એ ઉત્તર આપવો તે રામભાઉને સમજાતું નહિ. છતાં વાત વધારવા એણે એક વિશેષ તાર્કિક દલીલ કરી.

"પણ ભાઇ, કદાચ મરી ન જવાય તો હાથ પગ તો ભાંગે ને?"

"પણ હું પડું જ નહિ ને." ગાંડાએ કહ્યું, "ને ભાઇ, એક વાત કહું? તું માનશે? જ્યારે હું છાપરા પર ફરું છું ત્યારે મને એમ લાગે છે કે કોઇક મારો હાથ ઝાલી રાખે છે. એ ભગવાન જ હશે ના?"

વિશુદ્ધ હૃદયમાંથી આવા સરળ ભાવ અને અચળ શ્રદ્ધા કાઢી નાખવાનું રામભાઇને ન રુચ્યું. એટલે એણે આ વાત અહીં જ અટકાવી. જગત એને ભલે ગાંડો કહે, રામભાઇ એને ગાંડો કહેવા કે ગાંડો માનવા તૈયાર ન્હોતો.

એક દિવસ બપોરે રામભાઇ નિશાળમાં હતો, પટેલ બાજુને ગામડે ગયા હતા. પટલાણી ઘરના કામમાં હતાં ને વાઘજી કાંઇક લેવા બજારમાં ગયો હતો. આવો સારો લાગ જોઈ ગાંડો છાપરે ચઢી બેઠો. થોડીવારે પટેલ આવ્યા ને ગાંડાને ન જોયો એટલે વાડામાં જઇ છાપરે નજર નાખી. ગાંડો સૂર્ય સ્હામે જોવા પ્રયત્ન કરતો હતો. એણે માત્ર ધોતિયું પહેર્યું હતું. ઉન્હાળાનો દિવસ ને તેમાં યે મધ્યાન્હ; એટલે તાપનું શું પૂછવું? પટેલે વાઘજીને બૂમ પાડી. જવાબમાં પટલાણી બ્હાર આવ્યાં.

ગાંડાને એકલો મૂકી વાઘજીને બ્હાર મોકલવા માટે પટેલે પટલાણીને ઠપકો આપ્યો. ગાંડાને નીચે ઉતરવા કહ્યું. પણ ગાંડો એની ધૂનમાં હતો એટલે એણે પટેલની બૂમ સાંભળી નહિ. પટેલપટલાણી બને મુંઝાયાં. આખરે પટાવીલડાવી કામ લેવાનો પટેલે વિચાર કર્યો.

"જો ભાઇ, આમ બપોરને પ્હોર છાપરે લૂ લાગે."

પણ ગાંડો સાંભળે જ શાનો? એટલામાં બજારમાંથી વાઘજી આવ્યો, પટેલે ગાંડા પરનો ગુસ્સો વાઘજી પર કાઢ્યો. અત્યાર સુધી પોતાની ભૂલથી ખિસિયાણાં પડી ગયેલાં પટલાણી બોલ્યાં—

"એ મુવાને ઉપર તાપ પણ નથી લાગતો? આ બળતે બપોર છાપરે તે વળી શો લાડવો દાટ્યો છે?"

પટેલની ધીરજ ખૂટી. એમણે ગુસ્સામાં જોસથી બૂમ પાડી.

"ગાંડા, હેઠો ઉતરછ કે ઉપર સોટી લઇ આવું?"

સોટી શબ્દ જ ન સાંભળ્યો હોય તેમ ગાંડાએ શાંતિથી જવાબ વાળ્યો. "બાપુ, અહીં તો એવું મઝાનું છે! જુવો તો ખરા પેલા વાદળ પાછળ ઇન્દ્રાસને ઇન્દ્ર બેઠા છે–ને એમની સ્હામે ગુલાબી કપડાં પ્હેરી અપ્સરાઓ નાચે છે." એના અવાજમાં હવે ધ્રેલકા આવવા માંડી.

"જુવો, જુવો, એ બધાં મને ત્યાં બોલાવે છે."

ગાંડો તો ય પોતાનો દીકરો. પટલાણીના હૃદયમાં વાત્સલ્ય ઉભરાયું. એમની આંખમાં આંસુ આવ્યાં.

"બાપુ, હેઠો ઉતરને ! કોક દહાડો આમ જ જીવ ગુમાવવાનો છે."

બાપજીને લાગ્યું કે ગાંડો એમ નીચે ઉતરવાનો નથી. પરશાણી તરફ ફરી તે બોલ્યા,

"તમે નાહક રડો છો શા માટે ? જરા અંદરથી ખાવાનું લાવોને કે જોતાં વ્હેંત હેઠો ઉતરશે."

હવે પટેલની ધીરજ ખૂટી હતી. એનાથી રહેવાયું નહિ.

"એમ એને લાડ લડાવવાની જરૂર નથી. બાપજી તું ઉપર ચઢ તો. સોટીના ચમકારા વગર એ પાંસરો થવાનો નથી."

"પટેલ એમ કાંઈ ઠેક નિર્દય થવાય છે ? ગાંડાભાઈમાં કાંઈ બુદ્ધિ છે ? કાંઈ વળગણ ના હોય તો ગાંડાભાઈ આવું તોફાન ના કરે."

બાપજીને વર્ષોના સહવાસને લીધે ગાંડા પ્રત્યે મમતા હતી. એ સાથે એના હૃદયમાં એના પ્રત્યે એક જાતનો પક્ષપાત પણ હતો. એટલે એની એવી દૃઢ માન્યતા હતી કે ગાંડો મસ્તી કરે એવો તો નથી જ. એટલે આ મસ્તી તોફાનનું દોષારોપણ, એની સ્વાભાવિક બુદ્ધિ પ્રમાણે એણે કોઈ અમાનુષી તત્ત્વ પર કર્યું.

એના છેલ્લા શબ્દો પટેલે બરાબર સાંભળ્યા ન હોય તેમ તે બોલ્યા. "આ છાપરાની આસપાસ કાંઈ ખપેડા ભરી દેવો જોઈએ કે એ ઉપર ચડે જ નહિ"

"એ તમે ગમે તેમ કરશો પણ ગાંડાભાઈ તો ઉપર ચડવાના જ. આ તે દિવસે જુવોને પેલા મંદિરની ટોચે ચડી બેઠા. મ્હને તો પટેલ, જરૂર લાગે છે કે ગાંડાભાઈને કોઈ વળગણ જ ઉપર ચડાવે છે."

બાપજીના મનમાં આ વ્હેમ વર્ષોથી હતો. પણ અત્યાર સુધી એ કાંઈ બોલી શક્યો ન્હોતો, આખરે દૃઢ મન કરી આજે કહેવાનું કરી નાંખ્યું.

પટેલ-ઉપાય કરી કરી થાકેલા પટેલના હૃદયમાં શંકાએ ધીમે પ્રવેશ કર્યો.

બાપજીએ વાત ઉપાડી એટલે પરશાણીને હિંમત આવી.

"હું તો ક્યારની ય જાણું છું, પણ તમને બહુ આસ્થા નહિ એટલે હું આટલા દા'ડા ના બોલી. પણ હવે તો આજ પાંચ વરસથી બોડિયારમાની બાધા રાખી છે—'કે મ્હારો ગાંડો જે દિ' ડાહ્યો થશે તે દિ મા ત્હને સોનાના મુગટે મઢાવીશ."

પરશાણીના શબ્દોથી પટેલની ડગમગતી શંકાએ જરા વિશેષ દૃઢ સ્વરૂપ પકડ્યું. દીકરો ગાંડો હતો એ બાબતનો પટેલને શોક તો હતો, પણ કોક દિ' છાપરેથી પડી કમોતે

મરી જાય તેની ચિંતા વિશેષ હતી. વીસ વર્ષ પ્હેલાંનો એક સાધારણ પ્રસંગ આજે અણુચિંત્યો પટેલની સ્મૃતિમાં તરી આવ્યો.

ત્યારે પટેલની જાહોજલાલીના પ્રથમ દિવસો હતા. સામ્રાજ્યો ને વ્યક્તિઓના જીવનપલટાનાં તે વર્ષો હતાં. યુરપ સમસ્તમાં હોળી હતી. હિંદના ખેડુતો અને વ્યાપારીઓની દીવાળી હતી. એ મહાવિગ્રહના વર્ષો દરમ્યાન અનાજના ભાવ સારા ઉપજતા. પટેલના ખેતરમાં દર વર્ષ કરતાં આ વર્ષે પાક પણ સારો થએલો. પટલાણી ખોળો ભરી પિયર ગયેલાં, અને ચોર અને પશુઓનો ભય એટલે પાક સંભાળવા પટેલ ખેતરે સૂતા. પટેલના બાપદાદાના સમયથી એમને બંદૂકનો પરવાનો હતો એટલે પટેલ બંદૂક રાખી ખેતરે સૂતા. પટેલના ખેતરમાં વાંદરાનો ત્રાસ ઘણો હતો. અને આંબા પર કે જમરૂખી પર એક પણ ફળ વાંદરા રહેવા દેતા નહિ. એક દિવસ પટેલને વાંદરાઓ પર ખુબ ગુસ્સો આવ્યો. ખેતરમાં ઝાડ પર બેઠેલા એક વાંદરા પર નિશાન તાકી પટેલે ગોળી છોડી. વાંદરો વિંધાઈ જમીન પર પડ્યો. અને પોતાની નિશાનબાજીથી ખુશ થતા પટેલ ઘેર ગયા. તે જ દિવસે ગાંડાનો જન્મ થયાની વધામણી પટેલને મળી.

વીસ વર્ષની વાત યાદ આવતાં ભૂતપિશાચને વ્હેમ કહી હસી કાઢતા પટેલના હૃદયની શંકા વધુ દૃઢ થઇ. પટેલે આ વાત પટલાણી અને વાઘજીને કહી. ગાંડાના શરીરમાં ભૂત છે એની તો એમને ખાત્રી જ હતી, પણ આ વાંદરાનું ભૂત જ હશે એમ આ વાત સાંભળીને અને ગાંડાનું વર્તન વિચારીને તે બન્નેને ખાત્રી થઇ.

પટેલે ગાંડાને ફરી એક વાર બુમ પાડી. જવાબમાં ગાંડાના મુખ ઉપર સ્મિત ફરક્યું. પટેલ મુંઝાયા.

"હવે આનું શું કરવું? એની બીકે વાડામાંથી બધાં ઝાડ તો કપાવી નાખ્યાં. પણ આ છાપરાનું શું કરવું!"

"તે દિવસે પેલી પીપળાની ટોચ પર ચઢી એ અદ્ધર બેઠેલો. ત્યારે તો મેં આશા જ મૂકી દીધેલી, પણ એ તો ભગવાન પાધરો તે સાજો સમો હેઠો ઉતર્યો." પટલાણીએ ગદ્‌ગદ્ અવાજે કહ્યું.

"પટેલ, એ ગાંડાભાઈને જરૂર વાંદરાનું ભૂત વળગેલું, નહિ તો વળી એ પીપળાની ટોચે તે ચઢાતું હશે. એ બધા ય ભૂતના ચાળા."

"વાઘજી હવે આમ વાતો કર્યા કરે શું વળવાનું છે? તું સીડી લઇ ઉપર ચઢ. ત્યાર વગર કાંઇ છૂટકો નથી." પટેલની આજ્ઞામાં પણ નિરાધારતા હતી.

વાઘજી ઘરના પાછળના વાડામાં નિસરણી લેવા ગયો. ઘોંઘાટને લીધે ડુંગરપટેલના પાડોશી જેઠાભાઇ તપાસ કરવા આવ્યા. વસ્તુસ્થિતિ જોઇ એમણે ડુંગરપટેલને કહ્યું:—

"પટેલ, એને ઓરડામાં પૂરી રાખો તો જ એ સુધરશે."

"શું કરીએ, એમ કાંઈ આનો વખત ઓરડે પૂરી મેલાય છે ? એને ઓરડામાં પૂરીએ એટલે એ ચીસો નાખે ને મ્હને દયા આવે પાછો બ્હાર કાઢીએ કે વળી એ ભગવાન એના એ. એ છાપરે ચઢે ને આખું ગામ જોવા મળે. એ અમને કેવું નીચું જોવા જેવું લાગતું હશે."

"તો પટેલ એક ઉપાય બતાવું. પણ ગ્હેલા છો, તમને એમાં વિશ્વાસ નહિ આવે." કહેવાની ઇચ્છા છતાં જેરાપટેલ આગ્રહની રાહ જુવે છે.

"ના. ના. કહો ને ભગ, ઠીક લાગશે તો જરૂર કરીશું." પટેલ બોલ્યા.

"તો પટેલ હું એમ કહેતોતો કે આજ બે દિવસથી આપણા ગામ બ્હારના દેરામાં એક બુવો આવ્યો છે. કાલીમાનો મ્હોટો ભક્ત છે. ને છેક અમદાવાદ ને કાઠીઆવાડમાં જાણીતો છે. એના દેખાવ પરથી જ મ્હને તો ચમત્કારી લાગ્યો."

વાત સાંભળતાં જ પટલાણીની આંખમાં આશા ચમકી. પટલાણી લાજ કાઢી બાજુ પર ઊભાં હતાં, પણ હવે એમનાથી બોલ્યા વગર ના રહેવાયું.

"તો બોલાવોને એને. એના નશીબનું હશે તે એને આપશું."

"હું તો એ જ કહું છું. ને એ કાંઇ પૈસાની પરવા કરે એવો નથી. આ પમાભાઈની વહુને તો તમે જાણો છો ને, આજ છ વરસથી શોક્યનો વળગાડ છે, તે કાલે એને બોલાવેલો ને સવા રુપિયો ને પાકું સીધું આપ્યાં. પણ એક દિમાં તો એવો ફેર છે કે ન પૂછો વાત. પ્હેલાં તો ખાંસી ન રે, ને આજ તો એની શીશી થઇ ખાટલે પડી રહી છે, ભગ હશે તો અત્યારે પમાભાઈને ત્યાં જ એ હશે, કહો તો આ અબઘડી બોલાવી લાવું."

પટેલ તરફથી હકારની રાહ જોતા જેરાભાઇ સામું જોઇ રહ્યા.

"તમારી બોલાવાની ઇચ્છા હોય તો બોલાવો. પણ મ્હને તો રામલાની બ્હીક લાગે છે. એ હોય તો બુવાબુવાને ઉમરે ન ચઢવા દે."

"એમાં વળી રામલો તે શું કરવાનો છે! એ અંગરેજી ભણ્યા એટલે સ્હમજે અમને ભણ્યું આવડે છે. પણ એ છોકરામાં બુદ્ધિ કેટલી ?" જેરાપટેલે અંગ્રેજી ભણતર પરનો રોષ કાઢ્યો.

પટલાણીને પણ લાગેલું કે અંગ્રેજી ભણવાથી છોકરા બગડી જાય છે, એટલે એમનાથી હવે બોલ્યા વિના ન રહેવાયું.

"એ તો મુવો હવે છેક જ નાસ્તિક થઇ ગયો છે. હમે વળી એ થોડું અંગરેજી

ભણ્યો એટલે મોભે ચઢાવી દીધો છ. જોરાપટેલ ત્હમે ત્હમારે જાવ ને ભુવાને બોલાવી લાવો ને—વળી ધરમના કામમાં ઢીલ કેવી ? "

પટેલ શાંત રહે છે એ મૌનને અનુમતિ લેખી જોરાપટેલ જાય છે. વાઘજી નીસરણી છાપરે મૂકે છે ને ઉપર ચઢે છે. પટલાણી પરગજુ પડોશીની મનમાં પ્રશંસા કરે છે.

સીડીની ટોચે ચઢી વાઘજી ગાંડાભાઇને બૂમ મારે છે. પણ ગાંડો તો આકાશ સ્હામે જ જોયા કરે છે.

" વાઘજી એ એમ નથી માનવાનો, એનું બાવડું પકડીને એને હેઠો ઉતાર. " પટેલે કહ્યું.

વાઘજી છાપરે ચઢયો કે ગાંડો ઊભો થઇ ગયો. એને લાગ્યું કે વાઘજી એની સમાધિમાં ભંગાણ પાડે છે. એ પોતે એના સ્પર્શથી અભડાશે એમ ધારી એક ડગલું પાછળ હઠયો. વાઘજીને આગળ વધતો જોઇ ગાંડો બોલી ઉઠયો.

" જો મ્હને અડકશે તો ભગવાન ત્હને મારી નાંખશે. "

ગાંડાના આ શાપની વાઘજીએ પરવા ન કરી. અને એને બાવડામાંથી પકડયો. વાઘજીનો સ્પર્શ માત્ર થતાં જ ગાંડાની ઘેલછા ઉડી ગઇ અને તે શાંત થયો. વાઘજીએ ગાંડાને સીડી મારફતે નીચે વાડામાં ઉતાર્યો. પટેલ પટલાણીનો જીવ ઠેકાણે આવ્યો.

નીચે ઉતરી ગાંડાને મુંઝવણ થઇ. પોતાનું સમાધિસુખ આ લોકોએ લઇ લીધું હોય એમ એને લાગ્યું. તેણે ઠપકાભરી નજરે વાઘજી તરફ જોયું. ને પછી પટલાણી તરફ ફર્યો.

" મા, મને શું કામ હેઠો ઉતાર્યો. ત્યાં તો કેવું સરસ પચરંગી વિમાન મને તેડવા આવતું હતું."

" મૂર્ખા તે દાડે પણ તું પેલી જમરૂખી પર ચઢયો'તો ત્યારે આવો જ લવારો કરતો'તો; ને આ પચરંગી વિમાન આવ્યું એમ કહેતાં વાર ઉપરથી પડતું મૂકયું'તું. એ તો ઠીક હતું કે જમરૂખી નીચી હતી નહિ તો જીવથી જાત." પટલાણીએ પુત્રની કાનપટ્ટી પકડી. ને ત્રણે અંદર ગયા.

× × ×

જમી પરવારી વાઘજીએ બ્હાર છાંયામાં ઢોળિયો ઢાળ્યો હતો તેના પર પડયા પડયા પટેલે હુકો ગગડાવવા માંડયો. બ્હાર ઓસરીમાં ગાંડો કાંઇક વિચાર કરતો બેઠો હતો, સ્હામે વાઘજી બેઠો બેઠો ચલમ ભરતો હતો. થોડી વારે જોરાપટેલ ભુવાને તેડી આવ્યા.

ભુવાનું શરીર અલમસ્ત હતું. એની મૂછો ભરાઉ ને કાળી હતી. માથે લાંબા, તેલથી તરબોળ, સંભાળથી હોળેલા વાળ, એની વિશાળ, લાલ આંખો કાજળના અંજન

વિશેષ ભયંકર લાગતી. શરીરનો કાળો વર્ણ કપાળે, હાથે ને છાતી પર કરેલા સ્પર્શ ચિહ્નોથી વિશેષ કાળો લાગે છે. એને વસ્ત્રમાં માત્ર મેલુંઘેલું ધોતિયું પહેર્યું છે, ને તેના આ ઉચ્ચ અધિકારના પ્રતીકસમું મેલું જનોઈ તેના વક્ષસ્થળના વાળની કાળી ભૂમિકાને લીધે ધ્યાન ખેંચે છે.

આવા ભયંકર મનુષ્યને જોઈ ભૂતની ભયંકરતા ઓછી થાય એ સ્વાભાવિક છે. એટલે જ અંધશ્રદ્ધાળુ જનો ભૂતના ભયમાંથી મુક્ત થવા આવા માનવભૂતનો આશરો લેતા હશે! એને જોઈને ભૂત પણ ભય પામે—ને એટલી ભયંકર એની મુખમુદ્રા છે. ભુવો પરેશની પાસે આવ્યો—અને ઓસરીમાં બેઠેલા ગાંડા તરફ એક ઝીણી કઠોર નજર નાખતાં કહ્યું—

"આ જ છોકરો ને?"

પરેશે હકારમાં માથું હલાવ્યું.

"તમારે સહેજે ફિકર કરવાની જરૂર નથી. કાળીમાના પ્રસાદથી એને અબઘડી સારોસમો કરી દઉં છું. ઠીક, એ કેટલા વખતથી આવા ચાળા કરે છે?"

"એ તો જન્મ્યો ત્યારથી જ આવો છે. બે વર્ષનો થયો ત્યારથી જ એને ઉપર ચઢવાની ઇચ્છા થતી. પાંચ છ વર્ષનો થયો ત્યારે તો એ નળિયાંના માળે ચઢી બેસતો. ગામ બહાર જતાં દરિયે એટલે નાસી જઈ આખો દિવસ ગામ બહાર પીરને ડેરે ચઢી બેસતો. અને હવે હમે ઘરબહાર નથી જવા દેતા ત્યારે ઘરને છાપરે ચઢી બેસે છે; ને કહે છે ત્યાંથી એને ભગવાન દેખાય છે." પરેશે ટૂંકમાં ગાંડાના જીવનના પરાક્રમોનો ક્રમિક ઇતિહાસ કહી સંભળાવ્યો.

"તો તો એના વળગાડ બાબત શંકા નથી; પણ વળગાડ બહુ જૂનું છે એટલે સમો વધારે લાગશે."

ભુવો જમીન પર બેસે છે. પોતાની સામે જમીન પર આડાઅવળા લીટા દોરે છે. માતાનું આવાહન કરતો હોય એમ હાથના ચાળા કરે છે મુખની મુદ્રાઓ કરે છે, ને ઇશારતથી ગાંડાને પોતાની સન્મુખ બેસાડવાની સૂચના કરે છે. તે પ્રમાણે વાઘજી ગાંડાને લઈ આવે છે. ગાંડો અવાક્ બની વિસ્મિત નજરે, મોઢું વકાસી ભુવા સામે જુવે છે. દરમ્યાન પટલાણી પણ ઘરમાંથી આવી પહોંચે છે. ભુવો ગાંડાના માથા પર હવામાં હાથ ફેરવે છે, એને નખશિખ જુવે છે. પછી "જય કાલી, પાતાલી, તારા પ્રતાપે—ભૂત હોય, પલીત હોય, ડાકણ ચુડેલ હોય, જીન કે ભેરવ હોય—જે હોય તેને હાજર થવા હુકમ દઉં છું."

પછી "છં———" એવો ભયંકર અવાજ કરી ગાંડા તરફ વળે છે. "જો હું આ કાળીનો ભક્ત છું, તારો કાળ છું. તને કાળીમાની આણ છે—બોલ કોણ છે? ક્યાંથી આવ્યો ને આ પિંજરમાં કયે કારણે આવી રહ્યો છે?"

" ના ભાઇ ના. માડીની આજ્ઞા હોય તો ભલે, પણ પેટના દિકરાને એમ નજર સામે દુઃખી થતો કેમ જોવાય ?"

ભુવાએ ઝીણી દૃષ્ટિ પટેલ તરફ નાંખી. " જુવો પટેલ, માડીની આજ્ઞાનો લોપ નહિ થાય. માડીના કોપે તમારું સત્યાનાશ જશે. ને સાથે સાથે મારી આટલાં વર્ષોની સાધના પર પાણી ફરી વળશે."

પટલાણી પુત્રનું દુઃખ અને માડીનો રોષ એ બન્નેના વિચારથી અવાક્ બની બેસી રહ્યાં.

જોરાપટેલને પોતાનો આટલો શ્રમ અફળ જતો લાગ્યો; એટલે એમનાથી બોલ્યા વિના ન રહેવાયું.

" પટેલ આવી નાદાની શું કરો છો ? આપણા ગાંડાને કાંઇ દુઃખ નહિ થાય એવો કાળીમાનો પ્રતાપ છે. દુઃખ થશે માત્ર એના વળગાડને. "

પટેલ નિરૂત્તર રહ્યા, એમના આ મૌનમાં અકળ નિરાધારતા હતી.

ભુવાએ વાઘજીની મદદથી ચીસો નાંખતા ગાંડાને ઝાડના થડ સાથે મજબુત બાંધ્યો.

" માડીની તને આણ છે. હજુ બોલ, અહીંથી નીકળવું છે કે નહિ ? "

" તું નીકળને અહીંથી, આ તો મારા બાપુનું ઘર છે. " ગાંડાએ સરળતાથી ભુવાના પ્રશ્નનો જવાબ આપ્યો.

ભુવો એના મોઢા પાસે દેવતાની કલેડી લઇ ગયો. વાઘજીએ ભુવાની આજ્ઞાથી એમાં મરચાં નાંખ્યાં, મરચાંની ધૂણી અસહ્ય થઇ પડવાથી ગાંડાએ હૃદયદ્રાવક ચીસો નાંખવા માંડી.

" બોલ, હજુ નીકળવું છ કે નહિ ? " ભુવાએ નાટક ચાલુ રાખ્યું.

" બાપુ, બાપુ ! " ગાંડાની ચીસો ચાલુ રહી. એ ચીસો પાછળ રહેલી દુઃખની વેદના, અને નિરાધારતા કયું પિતૃહૃદય સહી શકે ? માતાની આંખમાં આંસુ ન્હોતાં માતાં. જોરાપટેલ ઉદાસીનવૃત્તિથી આ બધું જોયા કરતા હતા. મરચાંની ધૂણી ગળામાં જતાં ગાંડાનો અવાજ બેસી ગયો. દુઃખી માતાપિતાને આશ્વાસન આપતાં ભુવો બોલ્યો.

" પટેલ, આ અવાજ જોયો, એ અવાજ આ છોકરાનો ન્હોય એના વળગાડનો છે."

વાઘજીએ ભુવાની આજ્ઞાથી વધુ મરચાં નાંખ્યાં ને કલેડી છેક ગાંડાના મોઢા પાસે લઇ ગયો. ગાંડાએ વધુ જોસથી બેસી ગએલા અવાજે ચીસ નાંખી.

" બાપુ, બાપુ........"

એ ચીસનો જવાબ આપતો હોય તેમ રામભાઇ હાથમાં ચોપડીઓ લઇ દાખલ થયો. આ દૃશ્ય જોઈ પળવાર તો એ સ્તબ્ધ બની અવાક્ ઊભો. પણ વસ્તુસ્થિતિ સમજતાં

એને વાર ન લાગી. રામભાઇને જોઇ ડુંગરપટેલ ઝંખવાણા પડી ગયા. જેરામપટેલે ત્યાંથી ચાલી જવાનો મનમાં વિચાર કર્યો. પોતાના ભાઇને જોઇ ગાંડાના હૃદયમાં નવું બળ આવ્યું.

રામભાઇ ઠપકાભરી નજરે ડુંગરપટેલ તરફ વળ્યો.

"બાપુ, તમે બધા આ શું ધતીંગ લઇ બેઠા છો? આ બિચારાને વગર મોતે મારી નાંખશો કે?"

શું કરવું, શું કહેવું તે પટેલને સૂઝ્યું નહિ. જેરામપટેલ જ આ માટે જવાબદાર હશે એમ કલ્પી લેતો હોય તેમ રામભાઇએ તેના તરફ ગુસ્સાભરી નજર નાખી. પટલાણીએ રામભાઇને શાંત કરવા પ્રયત્ન કર્યો.

"ભાઇ આ તો મહાકાળીનો ભુવો છે."

"મહાકાળીનો હોય કે ગમે તેનો હોય. આમ બાઇને દુઃખ દેવાનું નથી. બિચારો ગાંડો છે એટલે તમને લોકને ગમે તેમ કરી જાય છે."

એક ગુસ્સાભરી નજર ભુવા તરફ નાખી એ ગાંડા તરફ વળ્યો. વાઘજીના હાથમાંથી કોરડી ફેંકી દીધી ને ગાંડાને બંધનમુક્ત કર્યો. "ભાઇ, ભાઇ" કરતો ગાંડો રામભાઇને બાઝી પડ્યો.

ભુવો આ બધું જોઇને ઘડીવાર સ્તબ્ધ બની ગયો. પણ આવા અનેક પ્રસંગોના અનુભવથી ધીટ બનેલો ભુવો ગુસ્સામાં રામભાઇ તરફ ફર્યો.

"નાદાન, આ અગ્નિનું અપમાન!! આ અગ્નિ તો ખુદ મહાકાળીની આજ્ઞાથી પ્રગટાવ્યો છે!"

એના શબ્દોની અવગણના કરતાં રામભાઇએ જોડા પહેરેલા પગે એ અગ્નિને હોલવવા પ્રયત્નો કર્યા.

ભાઇના પડેલા આ ભયંકર અપમાનના પરિણામનો વિચાર કરતી આના થરથર ધ્રૂજવા માંડી. પટેલ અવાક જ ઊભા રહ્યા. ભુવો રાતો પીળો થઇ ગયો. જેરામપટેલે અકળ-મિશ્રિત તિરસ્કારભરી નજર રામભાઇ તરફ નાંખી.રામભાઇને આ બધાના અજ્ઞાન પ્રત્યે રોષ આવ્યો.

"આ ધૂણીથી એનો રોગ નથી જવાનો. ભૂત પિશાચની વાતો કરશો તો લોકો મૂર્ખમાં ગણી નાખશે. બધા ય ઢોંગને ભેગા કરશો તો ય આમાંનું કંઇ આ રીતે નથી જવાનું. આ ભુવો ઢોંગી છે—ને ધતીંગ માંડી બેઠો છે."

ડુંગરપટેલને પુત્રના શબ્દોમાં સત્ય લાગ્યું. એમની નિરૂપાયતા હવે ઓછી થતી ગઇ.

"બાઇ, બધા વૈદ્ય, દાકતર ને હકીમના ઉપચારો તો કરી ચૂક્યા."

"તો એ બધાથી ન સુધર્યું તે આ ઢોંગી ભુવાથી સુધરવાનું છે?" રામભાઇ જોરાપટેલ તરફ વળ્યો. "કાકા, આ ભુવાને તમે લાવ્યા તેમ લઇ જાવ. આપણે એનું કાંઇ કામ નથી."

ભુવાના ગુસ્સાનો પાર ન્હોતો. આમ છેક અપમાનિત થઇ પાછો જાય તો તેના ધંધાને પણ ધોકો લાગે.

"નાદાન, તું મહાકાળીનું અપમાન કરે છે, તારું સત્યાનાશ જજો." ભુવે જમીન પર બેસી ધૂણવા માંડે છે. થોડી વારે અવાજ બદલે છે.

"અ હં હં હં હું મહાકાળી છું, જોગમાયા છું, ચણ્ડી છું. મારા દુશ્મનનો કાળ છું. આ છોકરો પોતાના સ્વાર્થ ખાતર, પોતાના બાપની મિલ્કત એકલો પચાવી પડવા આ છોકરાને સારો નથી થવા દેતો. પણ યાદ રાખ......"

આ આરોપથી ગુસ્સે થઇ રામભાઈ ભુવાને એક લાત મારે છે. "હરામખોર ભામટા, નીકળ અહીંથી."

હવે એની હાજરી પણ રામભાઇને અસહ્ય પડી હતી. રામભાઈનું આ કૃત્ય જોઇ બધા કાંપે છે. જોરાપટેલ રામભાઇને દૂર લઇ જવા પ્રયત્ન કરે છે, પણ રામભાઇ ત્યાંથી ખસતો નથી.

"ત્હારા જેવા ભામટાથી બંધુપ્રેમ નહિ સમજાય." આ શબ્દો ઉચ્ચારતાં તે ગળગળો થઇ જાય છે.

આ ભુવા જેવા ચમત્કારી પુરુષને અહીં લાવનાર પોતે છે એથી માતાનો રોષ પોતા પર ઉતરશે એમ ધારી જોરાપટેલ ભુવાને લઈ જવા યત્ન કરે છે.

"મહારાજ, હું તમને અહીં લાવ્યો એ મારો અપરાધ થયો."

ડુંગરપટેલ બંડીના ખીસ્સામાંથી રૂપિયો કાઢી જોરાપટેલનાં હાથમાં મૂકે છે. હવે શું થશે એ વિચારે અવાક્ ઉભેલાં પટલાણી ભુવાને પગે પડયાં. "બાપુ, એ છોકરો નાદાન છે. એના પર ને હમારા પર દયા કરો."

આ બધાની આવી સ્થિતિ જોઇ ભુવાને ખેંચપકડ જોર આવ્યું. તે રામભાઇ તરફ ફર્યો.

"દુષ્ટ તેં માઙીને લાત મારી! માઙીનું ને તેના ભક્તનું અપમાન કર્યું—તને

માજીનો શાપ છે કે કાલની સવાર તું જોવા પણ નહિ પામે."

પટલાણી કંપી ઉઠ્યાં. "બાપજી—બાપજી માફ કરો."

ડુંગરપટેલ ભુવાને ત્યાંથી હાથ ઝાલી લઈ ગયા. ભુવાએ જતાં જતાં રામભાઈ પર એક ગુસ્સાભરી નજર નાંખી. પટલાણીએ કલ્પાંત કરવા માંડ્યું.

ડુંગરપટેલે આ બધું કેમ બનવા પામ્યું તેનો વિચાર કરવા માંડ્યો. એમને પોતાની ભૂલ સમજાઈ હોય એમ ક્ષમાભરી નજરે એમણે ગાંડા તરફ જોયું. ગાંડાના મુખ ઉપર સ્મિત ફરક્યું. પણ એ પણ બધા શાંત રહ્યાં. પણ આવતી કાલની સવારનો વિચાર કરતા પટલાણીથી બોલ્યા વગર ન રહેવાયું.

"રામલા, આ તેં શું કર્યું?"

હવે પટેલને બોલવાની હિંમત આવી. "ચાલો, જે થયું તે સારું થયું."

"પણ માજીનો શાપ!" માતાથી બોલાઈ જવાયું.

"અરે મા, એવા ભામટાના શાપ તે વળી ફળતા હશે. એવા તો કંઈક લોક ઢોંગ આદરી બેઠા છે ને તમારા જેવા અંધશ્રદ્ધાળુ મળે એટલે એ ઓછા ભૂખે મરવાના છે?"

"મને તો પહેલેથી જ એવું લાગેલું—પણ ગાંડાનો ડાહ્યો કરવાની ઇચ્છામાં હું મારું ભાન ભૂલ્યો." પટેલે પસ્તાવો કરતા કહ્યું.

"બાપુ, મેં તમને અનેકવાર કહ્યું કે આવા ભયંકર ઉપચારો કરી આ બિચારાને દુઃખ ન આપો. એને છે બીજું કોઈ જાતનું દુઃખ? એને પોતાને પોતાની ઘેલછાનો વિચાર સરખો ય નથી આવતો. આખા ગામમાં એના જેવો નચિંત જીવ એકે છે? એ પોતે પોતાની જાતને સૌથી સુખી માનતો હશે. ધારો કે હવે તમે એને ડાહ્યો બનાવો તો પણ એ કરશે શું? એને વીસ તો થવા આવ્યાં. એને કોઈ વાતનું નથી ભાન કે નથી આવડત. એને નથી આવડતું વાંચતાં કે લખતાં. નથી એને જગતનો અનુભવ કે જ્ઞાન. ધારો કે કાલે સવારે એ ડાહ્યો થાય તો પોતે બીનઅનુભવી ને અભણ છે એ વાતનું ભાન થતાં એને કેવું તીવ્ર દુઃખ થશે? શા માટે એનું આ ઘેલછાનું સુખ તમે ખુંચવી લેવા મથો છો?"

"બેટા, તારું કહેવું સત્ય છે. પણ તારી આખી જીંદગી એ તને ભારરૂપ થઈ પડશે એ વિચારે મને દુઃખ થાય છે." પટેલે આંસુ લુછતાં કહ્યું.

"એ મને કાંઈ ભારરૂપ નથી લાગવાનો. હું મોટો થઈશ ત્યારે એક ઉદ્યોગશાળા સ્થાપીશ અને એને ત્યાં જ રાખીશ. એટલે એના જીવને પણ અનહદ આનંદ થશે." રામભાઈએ સસ્મિત કહ્યું.

આ વાતચીત દરમ્યાન ગાંડા તરફ કોઈનું ધ્યાન નહોતું. અચાનક પટલાણી બોલી ઉઠ્યાં—"હાય રે, ગાંડો ક્યાં ગયો?"

"આ શબ્દોએ બધાનું ધ્યાન ખેંચ્યું. રામભાઇએ છાપરા પર દૃષ્ટિ કરી.

"આ એ તો છાપરે ચઢી બેઠો."

આ ગરબડ દરમ્યાન ગાંડો છાનોમાનો છાપરે ચઢી બેઠો હતો. પોતાના વિજયને લીધે તે બધા સામું જોઇ હસ્યો.

"જૂવો બાપુ, બિચારો કેટલો નિર્દોષ છે. જો એ આજે ડાહ્યો હોત, તો મરચાંની ધૂણી ખવડાવવા માટે એ તમારા બધા પર રોષે ભરાયો હોત. પણ આ તો એટલામાં એ બધું ય ભૂલી ગયો."

રામભાઇએ ગાંડાને બૂમ પાડી.

"ગાંડાભાઈ! શું કરો છો?" એના મુખ ઉપર આછું સ્મિત હતું.

"ભાઇ, મેં કાળીમાને પૂછી જોયું; એ તો કહે છે કે એવા કોઇ ભુવાને એ ઓળખતાં જ નથી."

આથમતા સૂર્યના તેજથી ગાંડાનું મોઢું પ્રકાશિત થયું.

"ભાઇ, જો તને પેલા વાદળામાં દેખાય છે?"

"શું?" અપ્રસ્તુત પ્રશ્નથી મુંઝાતા રામભાઇએ પૂછ્યું.

"નથી દેખતો? આ જો પેલો સોનાનો મહેલ. કેવો સરસ છે?" એક વાદળાં તરફ આંગળી ચિંધતા ગાંડાએ કહ્યું.

"હા, બહુ સરસ છે." ગાંડાને ખુશ કરતા રામભાઇએ કહ્યું.

પટેલપટલાણી ઘરમાં ગયાં. છાપરે ચઢી બેઠેલો ગાંડો અને નીચે જમીન ઉપર ઊભેલો રામભાઇ સૂર્યાસ્તની શોભા જોઇ રહ્યા.*

* કાન કીકુચી નામના જાપાની લેખકની એક નાટિકાને આધારે આ વાર્તા રચાઈ છે.

# સ્ત્રી કે ભાવના—બન્ને?

સનત્કુમાર વીણ

પ્રિય ભાઈ શાંતિ,



હું હજી તને ગઈ કાલે જ મળ્યો અને બનું હશે તો આવતા અઠવાડીઆ દરમ્યાન ક્યાંક પાછો બહારગામ જઈશ, છતાં ય આજે કાગળ લખવા બેઠો છું; કારણ કે મારું મન, તારે ત્યાં ગઈ કાલે આવ્યા પછી મૂંઝવાઈ રહ્યું છે. અને તને મળવાથી, તે સહેજ શાંત થશે.

તને અને સુલોચનાભાભીને પરણ્યાને દશ વર્ષ થયાં, અને તે માટે તમે જમણ કરી, મને અને પરાશરને બેને જ કેમ બોલાવ્યા? એમાં કંઈ કારણ હતું? હા, અમે બન્ને તારા ખાસ મિત્રો ખરા, પણ લગ્નતિથિ ઉજવવાની વખતે બે કુંવારા મિત્રોને જ બોલાવવામાં કંઈ ભેદ હતો? બની શકે કે અંદર કંઈ ભેદ ન હોય, પણ મારું મન તે માનવા તૈયાર થતું નથી. કોણ જાણે કેમ તારેથી આવ્યા પછી મારું મન એવું ચકડોળે ચડ્યું છે!

કદાચ તમને બેને આવા સુખી જોઈને અદેખાઈ ઉપજી હશે. મને તે લગભગ ચોક્કસ કારણ લાગે છે, તમે બે પરણ્યાં દશ વર્ષ ઉપર—જ્યારે તું ને હું ને પરાશર જુનીઅરમાં ભણતા: તું ભાગ્યે વિશ વર્ષનો હઈશ: સુલોચનાભાભીને તું ખાસ ઓળખતો પણ નહીં, અને પ્રેમલગ્ન ન કરી શકવા માટે તું મનમાં મુંઝાતો, તે અમે જોઈ શકતા. અને અમે બે મનમાં રાજી થતા કે અમારાં માબાપો અમારા લગ્ન માટે એટલી બધી ચિંતા કરતાં નથી. અમને તારા તરફ સહાનુભૂતિ પણ ઉપજતી, અને અમે તને સાંત્વન આપવા પ્રયત્ન કરતા કે સાંભળ્યા પ્રમાણે સુલોચનાભાભી ભણેલાં અને સંસ્કારી છે, જો કે અમે—અને કદાચ તું ય—સમજતા હતા, કે કોલેજમાં સાથે ભણતી છોકરી સાથે પ્રેમમાં પડી, તેની સાથે પરણવું, એ જ લગ્નનો આદર્શ હોઈ શકે.

હું ભૂતકાળ વર્ણવું છું માટે ક્ષમા આપજે. પણ મારા જીવનનાં છેલ્લાં દશ વર્ષ જોઈ તારા જીવનનાં છેલ્લાં દશ વર્ષ સાથે સરખામણી કરવાનું મન થઈ જાય છે. હું બી. એ. થયા પછી વીલાયત ગયો: ત્રણ વર્ષે પાછો આવ્યો: જ્યોતિ સાથે ઓળખાણ થયું. અમે બે પરણીશું એમ આખા ગામે અને અમે બેયે નક્કી કર્યું: એ બે વર્ષ દરમ્યાન અમે સાથે હર્યાફર્યાં: બીન જોખમદાર પ્રેમ જે આપી શકે તે સૌ લીધું અને અનુભવ્યું: બે વર્ષ પછી કોલેજ સાથેનું મારું એગ્રીમેન્ટ પુરું થયું, અને મારે નોકરી માટે મુંબઈ છોડી અમદાવાદ જવું પડ્યું: જ્યોતિએ ને મેં માન્યું કે અમે ૭ મહીના માટે છૂટાં પડીએ

છીએ; કારણ કે તેની પરીક્ષા પછી અમે પરણવાનું નક્કી કર્યું હતું; પણ નસીબે અમને ત્યારે હંમેશ માટે છુટા પાડવાનું નક્કી કર્યું હતું. હું આશામાં ને આશામાં અલ્લાહાબાદ ગયો, અને જ્યોતિ પરીક્ષાના વાચનમાં ગુંથાઇ.

અને જ્યારે હું લગ્નનાં સ્વપ્ન સેવવા લાગ્યો ત્યારે એક દિવસ જ્યોતિનો અંતિમ પત્ર આવ્યો: તને તે પત્રની વિગત તો ખબર છે: હું વિલાયત અયોગ્ય રીતે રહ્યો હતો, તે વિષે તેણે અફવા સાંભળી હતી, અને મારા પોતાનાં હિંદમાં આવ્યા પછીનાં વર્તન જોયા પછી, તેને તે અફવા સાચી લાગી હતી, અને તેથી તેણે પરણવાનું માંડી વાળ્યું હતું.

તું દશ વર્ષ પ્રેમમય જીવન જીવ્યો છે, તે હું જાણું છું પણ તારો અનુભવેલો પ્રેમ શાંત સરવર સમો છે: તેં પ્રેમના સાગરની છોળો નથી અનુભવી; પળેપળ ઊંચે જઇ નીચે પટકાયો નથી: કોઇ કોઇ પળે તારા હૃદયના ધબકારા એકદમ વધી પડ્યા હશે, પણ તે ધબકારા પળમાં થાય અને પળમાં હૃદય થંભી જાય, એવી સતત સ્થિતિ તેં અનુભવી નથી: મેં અનુભવી છે: પ્રેમ ! પ્રેમની વ્યાખ્યા કરવી મુશ્કેલ છે; કારણ કે તેનાં અનેક સ્વરૂપો છે, પણ મારો અનુભવેલો પ્રેમ અને તારો અનુભવાતો પ્રેમ, એ બે જુદાં છે.

આ પત્રે મારા હૃદયને ઉલ્કાપાતમાં નાંખી દીધું. મેં જ્યોતિને કાગળો લખ્યા, તારો કર્યા, મારી ટર્મ પુરી થતાં, એને મળવા પ્રયત્ન કર્યો; પણ બધું નકામું: કેટલીક વખત એમ માનવાનું મન થાય છે કે સ્ત્રીઓમાં અક્કલ નથી, તેમની બુદ્ધિ પાનીએ છે, એ કહેવતો ખરી છે; જ્યોતિ,–ભણેલીગણેલી, સુધરેલી ગણાતી, નીતિની ધરેડમાં દટાએલી વ્યાખ્યાને ન ગણતી કે ગણકારતી, જ્યોતિએ ખોટી અફવા માનીને મારું સર્વસ્વ ધૂળ કર્યું; એના હૃદય પર શા પ્રત્યાઘાતો થયા તેની મને ખબર નથી, કારણ કે ત્યાર પછી વરસેકમાં તે પરણીને તે । પતિ સાથે આફ્રિકા ચાલી ગઇ. કદિક કદિક હું સાંભળતો કે તે તેના પતિ અને નાનાં બાળકોનાં કુટુંબ સાથે સુખી છે:

તેમ કરતો હતો. કારણ કે સુલોચનાભાભી સાથે ય પરણવાની તું વિરુદ્ધ હતો.

પણ તે સાથે બીજા આદર્શો હતા કે નહીં? ગાંધીજીના પ્રયોગોથી કંટાળેલા અર્થશાસ્ત્રના વિદ્યાર્થીને સામ્યવાદના છાંટા પણ ઉડેલા એમ મને યાદ છે. મૂડીવાદ, ને સામ્રાજ્યવાદ વિરુદ્ધ અનેક વખત તું કોલેજમાં બોલ્યો હતો; અને એ ભાષણો ફક્ત તારી ભાષણ કરવાની શક્તિ બતાવવાને તો નહોતાં જ થયાં ને?

હા. વીશ વર્ષે તારા એ આદર્શોમાં તને બીનઅનુભવ જણાતા તે છોડી દીધા તે શકય છે, પણ તેથી, કુટુંબ–પતિપત્ની ને બાળકો એ જ જીવનનું ધ્યેય છે, એમ બીજાઓને બનાવવા પ્રયત્ન કરે છે, અને તારી સાથે ભેળવવા મહેનત કરે છે, તે યોગ્ય કારણ નથી, કારણ કે તેં જેમ કોલેજના એવડ આદર્શોમાંથી એકની પસંદગી કરી છે, તેમ મેં બીજાની પસંદગી કરી છે, અને હું દૃઢતાથી માનું છું કે કૌટુંબિક જીવન માણસને મનુષ્યસેવા કરતો અટકાવે છે, એના દૃષ્ટિબિંદુને સાંકડું કરી મૂકે છે—જેવું તારું થઇ ગયું છે તેવું.

હા, મેં ઉપર લખ્યું છે તેથી તને એમ લાગે છે કે હું અશોકને મારા જેવો એકલો રાખવા માંગુ છું, પણ એમ નથી; એને પરણવું હોય તો ભલે પરણે; એનાથી હજી જ્યોતિ ભુલાઇ નહીં હોય, તો તે ભુલાય ત્યાં સુધી કુંવારો રહે. પણ મને જે નથી ગમતું તે એ કે આવી રીતે તેને તમે લગ્નમાં સંડોવવાનો પ્રયત્ન કરો છો. મને યાદ છે કે મને યે તમે આવી રીતે સંડોવવાનો પ્રયત્ન કર્યો હતો. તમારા એ પ્રયત્નો માટે હું તો એટલો જ ઉપકાર માની શકું કે વારંવાર મારી સમક્ષ પ્રલોભનો લાવી, મારી પૂરી કસોટી થઇ શકી. અને હવે, મારી ઇચ્છા મુજબ, નવાં કોઇ પ્રલોભનથી નહીં લલચાઉં. એટલા પુરતો તો મારે તમારો ઉપકાર માનવો જ ઘટે.

એ જ, ફરી મળું ત્યારે આ બધી વાત વિસરી જજે. ફક્ત એટલું જ યાદ રાખજે કે કોઇ મોટી ઉંમરના કુંવારાના લગ્ન બાબતમાં માથું ન મારીશ.

લિ. પરાશર.

( ૨ )

સ્નેહી ભાઈ પરાશર,

તારો પત્ર મળ્યો: આ સાથે અશોકનો મારા ઉપર આવેલો કાગળ વાંચવા મોકલું છું.

હા, મેં અને સુલોચનાએ મળીને તમને બેને ભોળાવવાની યુક્તિ કરી હતી. અને અશોકનો કાગળ વાંચી, મને લાગ્યું છે કે એ યુક્તિમાં અમે સફળ થયાં છીએ, તું પુછશે "કેવી રીતે?"

દેખાતાં નથી. એનું હૃદય અને બુદ્ધિ એને અશાંત લાગે છે ખરાં પણ તે તેનો સત્ત્વ દોષ જ્યોતિને દે છે, તેના સ્ત્રીત્વને દેતો નથી. અને જ્યોતિ જો રોગનું મૂળ હોય, તો તેનો ઉપાય, તેને મન, ફક્ત જો જ્યોતિ મળે તો જ થાય. પણ જ્યોતિ તો મળે એમ નથી. Ergo એ રોગ અસાધ્ય છે, અને એ રોગ જીવાડે ત્યાં સુધી ગમે તેમ જીવવું એ જ એનું ધ્યેય થઇ રહ્યું છે.

પણ જો મારી ચિકીત્સા ખરી હોય, અને જો જ્યોતિના સ્ત્રીત્વે એને દૂભાવ્યો હોય, તો સ્ત્રીત્વના મૃદુ કરથી વીંટાળાતા તેનો રોગ જતો રહેશે. પણ મારી ચિકીત્સા હું તને જેમ કહી રહ્યો છું, તેમ જો એને કહું તો તે માને નહીં અને ઉલટો આડો થઇ બેશે.

આથી જ એ પોતે પોતાનો રોગ શોધી શકે માટે મેં જમણ ગોઠવ્યું હતું. બની શકે કે આ પળે જ એના રોગની ચિકીત્સા અજાણપણે એ કરી રહ્યો હશે; અને એના રોગને શીતળતા આપે એવાં સ્ત્રીત્વની મૂર્તિ મળતાં, એ અશોક બીજો જ માણસ થઇ બેસશે.

તમે લોકો જેમ જનસમુદાય ઉપર પ્રયોગ કરી રહ્યા છો, અને એ કાર્યમાં તમે સ્વાતંત્ર્ય માગો છો, અને બીજાઓનું દોઢડહાપણ સહન કરી શકતા નથી, તો હું એક મારા મિત્ર ઉપર આવો નાનોશો પ્રયોગ ન કરી શકું ? અને એમાં આશા રાખી શકું કે તું દોઢડહાપણ કરી એ પ્રયોગને વીંખી નહીં નાંખે ?

બની શકે કે મારી ભૂલ થઇ હશે, બની શકે કે એ રોગની ચિકીત્સા એને હાથે કરાવવામાં એની લગભગ જડ થઇ ગએલી લાગણીઓને તીવ્ર દુઃખ થતું હશે, પણ તમે જ લોકો કહો છો ને કે અંતિમ ધ્યેય સારૂં હોય તો કોઈ પણ ઉપાયો આદરવા !

અને જ્યારે તું એકલો પડ્યો હોય, ભાવનાઓ એકાએક વીખરાઈ ગઇ હોય, અને જાગે સહરાની રેતીની માફક તું અસ્થિર બન્યો હોય, ત્યારે તું ય તારા રોગની ચિકીત્સા કરવા પ્રયત્ન કરજે, કદાચ ત્યારે તને લાગશે કે કોઇ--કે ગમે તે--આ'ના ખોળામાં માથું મુકી મન ફાવે ત્યાં રડવાથી કે તે તારા માથા ઉપર એનો હાથ ફેરવવાથી તારો રોગ દૂર થઇ શકશે, અને એ રોગમાંથી ઊઠતાં તું નવો જ મનુષ્ય થઇ જન્મશે.

લિ. શાંતિના આશિષ

બે દિવસ થયા હું આવતો ત્યારે મારું સ્થાન ખાલી ન્હોતું દેખાતું. એક સ્ત્રી મારી જગ્યા રોકી બેસતી. સુંદર હતી. હું જરા દૂર પત્થરને અઢેલી બે હાથ માથા પાછળ રાખી બેસતો. અને એ સ્હેજ દૂર, પાછળ, મારે ડાબે પડખે, મારા પ્રિય આસન ઉપર વિરાજતી. એ અનુપમ સૌંદર્યવતી હતી. એનું આછું ભરેલું શરીર, ચંપકવર્ણી સાડીમાંથી ગોરું ગોરું દેખાતું. કાળા પાતળા વાળ, સાદી રીતે ઊંચા ઓળેલા હતા. અંદર કેવડાકળી ઘડી વાળીને ખોસી હતી. કપાળ બહાર તરતું અને તીખું નાક કહેતું કે એ ચકોર હતી. ગૂઢ આકાશરંગી આંખોમાં પાતાળ કૂવાના ઊંડાં પાણી ઘૂમરાતાં. આછા પાતળા ઓષ્ઠસંપુટ ઉપર જાસુદનો લાલરંગ ઢોળાયો હતો. એક પર એક પગ ચઢાવી. ઉપર કોણી ટેકવી, હથેલીમાં હડપચી રાખી એ બેસતી. એના એક હાથમાં સુંદર રીતે બંધાયેલું એક પુસ્તક હતું. થોડુંક વાંચતી ન વાંચતી ને એ પુસ્તકને અધઉઘાડું રાખી અનિમિષ નયને બેસી રહેતી. ક્યારેક એના લટકતા પગમાંથી મોજડી સરકી જતી અને વિચારમગ્ન અભાન દશામાં, પહેરતાં પહેરતાં, એ જોઈએ તે કરતાં અનેકગણો સમય વ્યતીત કરતી.

પછી તો એ રોજ આવતી. હું વ્હેલો આવું તો યે એને માટે તે સ્થાન ખાલી રાખતો. અને એ ચોક્કસ આવતી જ. હમેશ જેમ એ કમાન બનાવી બેસતી. જાણ્યે-અજાણ્યે મારાથી એ તરફ જોઈ જવાતું. શાથી, પણ ડોક અને આંખ એ જ બાજુ ફરતાં. ચોક્કસ, એમાં કંઈ મલિન ભાવ ન્હોતો પરન્તુ દૃશ્ય ચિત્તાકર્ષક લાગતું. એના હાથમાં પેલું પુસ્તક હમેશા હોય જ. આશ્ચર્યની વાત હતી કે નિરંતર એ એ જ પુસ્તક કેમ લાવતી હશે? પરન્તુ સદા એ એમાં જ ગુંથાયેલી રહેતી. હું પ્રત્યક્ષ હતો એ વાત એ ભૂલી જતી. આવતી ત્યારે એક નજર નાંખતી અને અમે જુદાં પડતાં ત્યારે એ સહજ ભાવે મને જોતી. એ સહેજ વિચક્ષણ લાગી. આથી મારી જિજ્ઞાસાવૃત્તિ જાગી. પહેલાં પહેલાં હું એને જોતો ફક્ત કુતૂહલ સંતોષવા; પછી તો મને એનો છંદ લાગ્યો. હું ઘેર આવતો તો યે એ યાદ આવતી. જમ્યા પછી બપોરના જરા આરામ લેવા આડો પડતો ત્યાં યે એ નજર આગળ રમતી. પ્રત્યેક વસ્તુમાં દરેક પળે મને એ જ દેખાતી. પણ હું એની પાછળ કંઈ ઘેલો ન્હોતો બન્યો કે એવો મને એનો મોહ પણ ન્હોતો થયો પરન્તુ એ ન્હોતી ભુલાતી. સંધ્યા પડતી અને હું બહાર વરંડામાં આરામ ખુરશી ઉપર પડી રહેતો. આકાશ રંગીન વાદળીઓથી ઉભરાતું. સામેનાં વૃક્ષો અંદર કાળી ભાત પાડતાં. દૂરની ટેકરીઓ ઘેરી જાંબુવર્ણી થતી. આભ અને પૃથ્વીની સીમા બાંધતી એક લીટી દેખાતી. ત્યાં ક્ષિતિજમાં યે મને એ જ દેખાતી. શાથી એ મારા જીવનમાં આટલી ઓતપ્રોત થઈ હશે? આમ ને આમ રાત પડી જતી. અને હું એનું સ્મરણ કરતો બેસી રહેતો. પૃથ્વી ઉપરથી અજવાળાં ઓસરતાં અને અંધકાર પ્રસરાતો. એ અંધકારમાં પ્રકૃષ્ટ ગિરિશૃંગો બળી જતાં ઉપર અસંખ્ય તારાઓ ચમકતા અને મને એની આંખો દેખાતી. ચંદ્ર પ્રકાશતો અને મને એના મોહકવદનનો આભાસ થતો. આ જ સ્થિતિમાં નિદ્રા મારી

હોય તો ક્યારેક જ. એક દિવસ એ જ પ્રમાણે અમે જતાં હતાં. ઊડતા પાલવને સમારતી એ આગળ ચાલી જતી હતી. એના પગલાંની પાછળ સહેજ ધૂળ ઊડતી. હું એને પગલેપગલે ચાલ્યો જતો હતો. અમારી પછવાડે દૂરથી ઘોડાના ડાબડાનો અવાજ સંભળાયો. ખૂબ વેગથી દોડતો હશે. એ સહેજ તરીને ઊભી રહી ગઇ. ઘોડો છલંગ મારી પાસેથી પસાર થઇ ગયો. એણે એક ચીસ પાડી. એ વળાંક પાસે ઊભી હતી અને ત્યાં ઘોડો જરા ફંટાયો. એ ગભરાટમાં નીચે કૂદી પડી અને એનો પગ મચકાયો. મેં તરત જ જઇ એને મારો હાથ આપ્યો. મારી લાકડીને આધારે એ ચાલતી હતી અને એની બાજુમાં ચાલવાનો મને અણમૂલ લ્હાવો મળ્યો. જે માગ જીવનમાં પમરી ગઇ હતી તેની સાથે મારે આમ મૈત્રી બંધાઇ. તે દિવસ આજે યે નથી ભુલાતો. હજી યાદ છે, મે એનું નામ પૂછ્યું ત્યારે નિર્દોષ આંખો વિકસાવી, મારી સામું જોઇ, " પદ્મિની " એટલું બોલી. કેટલાં અકલિત દુઃખભર્યાં એનાં નયનો હતાં! બીજે દિવસે હું ટેકરી ઉપર ગયો ત્યારે એ ત્યાં બેઠી હતી. હું સહેજ નમન કરી મારા પથ્થર ઉપર બેસવા જતો હતો પરન્તુ એણે જરા ખસી એ જ બેઠક ઉપર બેસવાનો મને આગ્રહ કર્યો. હું ત્યાં જ બેઠો. અને અમે વાતે વળગ્યાં. એ મને જરા તરંગી લાગી. પૃથ્વી કરતા એ આકાશમાં વધુ વિહરતી. પરન્તુ એ બહુ વિષાદમય દેખાઇ. એની ઊડતી અધૂરી કલ્પના અને વાતોમાં પણ વિષાદ ટપકતો. એની ગૂઢ આંખો વધુ ઘેરી લાગી. મે એમાં વેદના જોઇ. અમારો મંદ વાર્તાલાપ ચાલતો હોય ત્યારે યે પેલી ચોપડી તો એના હાથમાં જ રમતી હોય. એટલું બધું એમાં શું હશે! મારા કુતુહલને હદ ન્હોતી રહી. અમારી વાતો તો ચાલતા જ કરતી. એનું વિશાળ વાંચન એના શબ્દોમાં જ દેખાઇ જતું. એ ઘણુંઘણું સમજતી. સંગીત રંગો અને વનસ્પતિ, પહાડો, સાગરતરંગ, સમુદ્રતોફાન અને સાહિત્ય; એ સર્વ વિષે કંઇનું કંઇ જાણતી. મારા કહેવા પછી પણ એને કંઇક કહેવાનું હોય જ. મારૂં ગુમાન તો એણે ક્યારનું ખંડિત કર્યું હતું. બાહ્ય વાતો કરતાં કરતાં એક દિવસ અમે અંગત બાબતોમાં ઊતરી પડ્યાં. હું પરણ્યો ન્હોતો કારણ કે મારે સૌન્દર્યસ્નાન કરવા હતાં. અને મને મારૂં મન હરી લે તેવી હજી સુધી કોઇ મૃગનયની મળી ન્હોતી અને પોતા માટે તો એ મૌન જ રહી. વધુ આગ્રહ કરવો મને યોગ્ય ન લાગ્યો.

ત્યાર પછી બે દિવસો સુધી એની નિષ્ફળ પ્રતીક્ષા કરતો હું બેસી રહ્યો. ત્રીજે દિવસે, મોડી મોડી, એ ધીમે પગલે આવી. શિશિરઋતુએ ચીમળાયેલ પાંદડાના જેવું એનું વદન મ્લાન અને નિસ્તેજ હતું. એ આવી મારી સામે જોયા વિના મારી પાસે બેઠી.

" તમારે મારી જીવનકથા જાણવી હતી, નહિ? લ્યો, આ પુસ્તક વાંચો. ગેરસમજુતી કેવાં વિપરીત પરિણામો લાવે છે તે સમજાશે. એ મારા પતિનું લખેલું છે." એનાં નયનો સહેજ સજળ થયાં. એક અગમ્ય ભાવ એના મુખ ઉપર તરવરતો હતો. " આજે એ આ પૃથ્વી પર છે અને હું એમના મૃત્યુનું નિમિત્ત છું. વાંચશો એટલે બધું સમજાશે."

મેં એની પાસેથી એ પુસ્તક લીધું. આજે એ અનોખી લાગી. અને હું મૌન જ

ર્યો. પુસ્તક હસ્તલિખિત સુંદર મરોડદાર અક્ષરોમાં હતું. એનું શીર્ષક હતું "અમે બે," આખું તો વંચાય તેમ ન્હોતું પરંતુ એણે બતાવ્યાં તે જુદાં જુદાં પ્રકરણોમાંથી થોડા થોડા ફકરાઓ મેં વાંચ્યા.

"જુઓ, આ શરૂઆત છે. અમે બાળપણનાં સંગી હતાં."

મેં વાંચવાની શરૂઆત કરી.

"આ જે હું લખું છું તે તમારા હૃદયને આનંદવા નહિં, એમાં કીર્તિલાલસા નથી. નથી એમાં જગતને સદ્‌બોધ આપવાની તીવ્ર મહેચ્છા કે નથી ખાસ કંઇ ઊંડું તત્ત્વ. આ તો મારા ભાંગેલા હૃદયના શોકોદ્‌ગાર છે. ભાંગેલી સીતારીનાં બેસૂરાં તાન છે. આ લખ્યું એથી કે કોઇક દિવસ એ વાંચે, મને ઓળખે, સમજે. મારા મૃત્યુ પછી યે મને ક્વચિત્ સ્મરી એક ઊનો નિઃસાસો નાંખે. મને એના પ્રત્યે દ્વેષ નથી, તિરસ્કાર નથી, કોઇ દાઝ નથી, ફરિયાદ નથી. હજીએ તેને ચાહતો હતો તેમ ચાહું છું. પૂજતો હતો તેમ પૂજું છું. મૃત્યુ પછીએ કરાળકાળની ઘેરી ખોળમાં જીવન જ્યારે ઢળી જાય, પછીએ સ્નેહ કે ભાવ રાખી શકાય, વિના પુષ્પે પૂજી શકાય તો તેને ચાહીશ, પૂજીશ. આ તો મુજ પ્રણયમૂર્તિ માટેની મારી સ્મરણયાત્રા છે. જગત આ વાચી એક આંસુ પગલી પાડશે તો યે મને સંતોષ છે. પણ જવા દો, મને મારી વાત શરૂ કરવા દો. બધું તમને સ્વપ્ન જેવું લાગશે કારણ કે મારી કથની પણ સ્વપ્નવત્ આખી અધૂરી છે.

# બાયડીની જાત !

મુરલી ઠાકુર

"અલી એ। રત્નાની મા."

"હું છે તે ઘડી ઘડી રત્નાની મા...મા..."

"હા, પણ એમાં આટલી તડૂકે છે હની ?"

"નહિ તો—"

"નહિ તો શું—આ જરા મ્હારા દિશા જવાના કળશ્યામાં પાણી રેડય તો !"

"આખો દા'ડો ખાવું ને—છે કાંઇ બીજો ધંધો ય—"

"છે એ—મ્હારું કમાએલું હું ખાઉં છું. ને આ કળશ્યો લઇ આટલે શેરે, પણ હું જ જાઉં છું. ઇમા તારા બાનું તે શું ગયું ?"

"મારા બાનું—? ખબરદાર, જો મારા બાનું નામ દીધું છે તો ?"

"અરે તારા બાનું નામ પાછું મોઢું કની તે—જાણે કે બોલાયે નહિ ?"

"હા હા મોટું—લાખ વાર મોટું. જુઓ બાંકરી હોય તો મને બાંડો. મ્હારા બા બા માટે જો બોલ કાઢ્યો છે ના તો—"

"તો શું ? કઇ નાખને પૂરું જ—જાણે મને ધાન ના પૂરતી હોય !"

"લ્યો તે હવે જવું નથી-કળશ્યે ? પાણી નાંખ્ય, પાણી નાંખ્ય કરીને આખું ગામ માથે કર્યું—તે."

"તે આ હાલ્યો—પણ આ જો હવે છેલ્લું છેલ્લું કે'તો જાઉં છું કે જો આટલી રાઈ માથામાં રાખી છે ને તો પછી વહમું પડશે—ખાલ જ ઉતારી લઇશ."

"હવે લીધા, લીધા,—લેનારા તે વળી બોલતા ય હશે કે !"

એટલામાં તો કાળોપટેલ ઝટ ઉકરડા-વટાવી દૂર નીકળી ગયા; ને ઘડિકમાં પાછા આવ્યાં.

"અલી એ—ક્યાં જે એ, રાંડ ?"

"ખબરદાર, દન ઉગ્યાં તે આથમે ત્યાં સુધી ગાળ ગાળ ને ગાળ. કોણ જાણે હારી શી પળની થઇ કે હું આ ઘરમાં ઘલાઇ !"

"તે તારે જવું હોય તો આ રસ્તા મોકળા છે."

"હું—" ફરી પટલાણી બેઠા થયાં. જાણે બેઠકનું દુઃખ જ ખેંચી લેતાં હોય એમ છરડ્ છરડ્ સેડો પાડી ને ગાડવો ભરી ઉઠ્યાં.

"એ...પેલા રત્નાને પાજે હાં!"

"'રત્નાને પાજે હાં' ને પછી ?—ઘી ક્યાંથી થાશે ? શેરનો રૂપિયો એક વાણિયો આપે છે, ખબર છે કે ?"

"મૂવો ત્હારો વાણિયો ને તું ય; આ મ્હારું બચ્ચું પીશે તો મ્હારે તો લાખ વાનાં છે —"

"તો આ રહી બેઠ, પાવ દોહીને પાવું હોય તો, કુંવર કરમાઇ જશે—" કરી પટલાણી કામે વળગ્યાં.

રોજ, દન ઊગ્યો ને આની આ કથા.

—કાળાપટેલ બિચારા તો હવે બાપડીથી તો શું પણ જીવથી ય કંટાળ્યા હતા.

× × ×

"જો વળી પાછી તેં મથરાત કરી ખરું ! શા રૂખડે છે ? નકોર, ફાલી છે કે ફાગણના ફાલ જેવી !"

"તે ત્હમને શી ભારે પડી ? આવો ને ઓરા દિમન હોય તો !"

બિચારા પટેલે એક અશક્તિભર્યો નિઃશ્વાસ લીધો ને કરમ કૂટી પાસું ફેરવી સૂઇ ગયા.

રહનાર થયું ન થયું ત્યાં તો અંધારે અંધારે પટલાણી તો વગડે ચાલ્યાં. ત્યાં રત્નો આવીને બાને કહેવા લાગ્યોઃ —

"બા !"

"શું છે તે તું યે ઘડીક જંપવા દેતો નથી ?"

"પણ બા આ ઘર કાંણું થયું ને પછી ધાનના ય વખા પડશે હાં !"

"હેં ? એ હું ર ના ?"

"તે આ મ્હા——" કોણ જાણે કેમ એનાથી 'બા' કે 'મા' ન બોલાયું.

"——પેલા પૂંજાને શેતરે પડી ને પાથરી રહે છે; ને એ પણ આપણાં શેતરમાં

"હવે રાખ્ય રાખ્ય––તારા જેવી તો કંઈક જોઈ!

"જોઈ! પણ મેં તો તમારા જેવા પાંચનાં ઘર માંડયાં'તાં––તમે કંઈ નવાઈના નથી–– "

" તો ——— "

"તો, તો આ–– " કહી પટલાણીએ હાથમાંનો રોપલો ઝીંક્યો; ત્યાં તો ફૂકરો બોલ્યો ને હળ અને બળદની ઘુઘરીના રણકાર સંભળાયા.

ઘડી શાંત પડયા વાતાવરણની જેમ આ ઘરનું વાજું શાન્ત પડ્યું. પટેલ તો આગમાં બળતા હોય તેમ પટલાણીના સામું તાકી જ રહ્યા.

"તે આ મોંઢા પર હું રતન ટાંકયાં છે, તે તાકી રહ્યા છો ઘુવડ જેમ!"

"રતન તો નહિં પણ કોલસા ટાંકયા છે કોલસા..."

"જૂવો હવે બહુ પંચાત કરી છે ના તો પછી ભારી થઈ જશે."

"કરી નાખને તે જે થાય તે; રાંડય, ઘરનું ખાઈને ઘરમાં જ જોર કાઢે છે? જા ને તારા બા પૂંજાને ત્યાં–– લે હવે નાંખ્ય મ્હારા કળસ્યામાં પાંણી ને કર તારું કાણું."

"હોં" કહી ફણુકો કરી પટલાણી જરા મલકાણાં ને––

"પાંણી! કવતરમાં જ ધૂળ પડી. પાણી છે જ કયાં તમારામાં."

––કહી પાણીનો કળશ્યો લાવી પટેલના આગળ ઘા કર્યો ને પટેલના મોં પર પાણીના છાંટા પડયા –– ત્યાં તો ––

"––એ આવજો; આ હું તો હાલી મ્હારે રસ્તે; પૂંજા ફાંકડાને ત્યાં–––" કરતી પટલાણી ઘરમાંથી ચાલી નીકળી––જાણે ડુંગર હાલી પડયો.

કાળાપટેલે તો મોં પરનું પાણી લૂછયું ને એક ઊંડો નિઃશ્વાસ જગત ને જગતની સર્વ નારીજાત ઉપર નાંખ્યો.

"અલ્યા રત્ના, આ લોટામાં પાણી તો નાંખ્ય––"

"તે કયાં ગઈ પેલી?" રત્નાએ ભાર્ગો સાદ દીધો.

"ગઈ એ તો એના બાને ત્યાં. વાળ ચોકો એના નામ પર––"

"પણ ઘરમાં ય ચોકો કરી ગઈ હશે તો?"

કાળા પટેલે હાથ ધસ્યા ને ફક્ત બબડયા:

"––આ બાયડીની જાત્ય!"

# સ્વપ્નસંધિ

સુમન ર. મોદી

વસન્તાકાશમાં ઝૂલી પોઢેલી એકાદ અટૂલી વાદળીની પેઠે નદીમાં તેની હોડી ધીરે ધીરે આગળ જતી હતી. વર્ષાની સંધ્યા જેવું તેનું મુખ ઉદાસ હતું. સાગરગંભીર તેના મુખ ઉપર અનંત સિંધુની ઊર્મિમાળા સમી વિચારોની તરંગમાળા આવતી અને જતી. તે પ્રત્યેક ઊર્મિ જોનારને સ્પષ્ટ દેખાઈ આવતી, અને તેના અંતરના વિચારો શું હશે તે પણ જોનારને તરત જ ખબર પડી શકે એમ હતું; કારણ કે આજુબાજુનું સૃષ્ટિસૌંદર્ય તેને આકર્ષતું હોય તેમ તેના મુખ ઉપરથી જણાતું નહોતું. તેનાં હાથમાંનાં હલેસાં બેચાર હાથ મારી પળભર નિશ્ચેષ્ટ પડી રહેતાં—જાણે તે યંત્રવત્ હોડી ચલાવતો ન હોય! હોડી તેના હલેસાંના બળ કરતાં નદીની તાણના તણાતી હોય એમ ભાસ થતો—જાણે તેને જગતનાં વહેણમાં તણાવું ગમતું ન હોય!

તે શેનો વિચાર કરતો હશે?

સુરેશ ત્રેવીસ-ચોવીસ વર્ષનો યુવાન હતો. ગામના અખાડામાં તે દરરોજ પહેલો આવતો. તરવામાં તે કુશળ હતો જમાનાઓથી ચાલતી આવેલી કુરૂઢિઓનો તે ભોગ થયેલો હતો. તેનાં માતાપિતાએ તેને ચૌદ વર્ષની વયે પરણાવ્યો. તે સમયે લગ્ન એટલે શું તે પણ તે સમજતો નહિ. હજુ તો તેણે પોતાની પત્નીનું મુખ પણ 'જોયું' ન જોયું ને તે વિધુર બન્યો. જગતને બતાવવા પૂરતો શોક પાળી તેનાં માતાપિતાએ તેને પાછો પરણાવ્યો. તે બીજી પત્ની પણ તે ત્રણ વર્ષ પછી ગુમાવી બેઠો. તે હજુ તો વિદ્યાર્થી હતો અને વિદ્યા સિવાય જગતમાં બીજી કોઈ જંજાળ નહોતી, ત્યાં વળી ત્રીજી પત્ની તેને ગળે બાંધવામાં આવી. પૈસે સારો એટલે ન્યાતની દરેક દીકરીનો પિતા પોતાની પુત્રીને ખુબ દામીનો ભાગશે એ આશાએ પોતાની પુત્રીને સુરેશ સાથે બાંધવા તૈયાર થયો, અને સુરેશ ક્રમને ત્રીજીવાર વરરાજા બન્યો. હવે તે જગતમાં પોતાનું ક્યાં સ્થાન છે તે સમજતો થયો હતો. તેને આ ત્રીજું લગ્ન જરાયે પસંદ નહોતું. તેના મનમાં એવી માન્યતા બંધાઈ હતી, કે કોઈ પણ પત્નીનું સુખ તે પામી શકવાનો નથી. તેણે ત્રીજી વાર પરણવાનાં પહેલાં બંડ પણ ઉઠાવ્યું, અને લગ્ન માટે નામરજી પણ બતાવી. પણ પિતાની આજ્ઞા ક્યાં સુધી ઉથાપ? ગમે તેમ પણ તે રૂઢિચુસ્ત કુટુંબમાં ઉછરેલો એટલે માનસિક પાપથીયે ડરતો તે માબાપનો શબ્દ કેમ ઉથાપી શકે?

તેણે ત્રીજી પત્નીનું મુખ સુધાં જોયું નહોતું. મણિલાનું સૌંદર્ય તથા સુશીલતા પણ

જોવાની તેણે દરકાર કરી નહિ. તે સુરેશની આ પ્રકારની મનોદશા સમજી ન શકી. સુરેશ તેનાથી દૂરનો દૂર રહેતો, અને સદાયે તેના મુખ પર એક પ્રકારની ગ્લાનિ રહેતી. તે બધણું સરિતાની ચપળ આંખોએ જોઈ લીધું, પણ તે પોતાના હૃદયની વાત કોઈને કહી શકી નહિ. રાત્રે પણ કોઈ દિવસ સુરેશ સાથે બે શબ્દ બોલવાની તક તેને મળી નહિ. તેને આશા હતી કે જો સુરેશ જરા વાત કરે તો તેનું હૃદય પારખી લેવાશે અને વખતે તેને છતી પણ શકાશે. પણ સુરેશના આવવાની રાહ જોતી તે મોડી રાતે ઊંઘી જતી. સુરેશ પણ પોતાની મેડીએ આવવાને બદલે અગાશીમાં જઈ સૂઈ રહેતો, તેનાં મજબૂત શરીરને શિયાળાની ઠંડી કંઈ અસર કરી શકતી નહિ. ચોમાસામાં પણ તે કંઈ બહાનું કાઢી બીજી ઓરડીમાં જઈ સૂતો.

એમ ને એમ બે વર્ષ વીત્યાં પણ સરિતા હજી યે આશાની માળ જપ્યા કરતી અને ઝંખતી કે કોઈ દહાડો તો સુરેશ પોતાના સામું જોશે. બે વર્ષને અંતે પણ સુરેશનામુખ પરના એકકે ભાવમાં તે ફેરફાર જોઈ શકી નહિ......

હોડીમાં બેઠાં બેઠાં તે આ બે વર્ષોના વહી ગયેલા તરંગો ફરી એક વાર માનસ-ચક્ષુઓથી જોતો હતો. તેના નિશ્ચલ હાથમાંથી હલેસાં છૂટી જઈ ખીલડે બાંધેલી દોરડીથી લટકી હોડી સાથે પાણીમાં તણાતાં હતાં. સાંજના ઓસરતા તેજમાં તેનું એકલ નાવડું, આસપાસની વનશ્રી, નદીની ભવ્ય શાંતિ, એ બધાનું તેને એકાએક ભાન થયું. થોડે દૂર, સામે કિનારે આશાપુરી માતાના મંદિરનો શ્વેત ઘુમ્મટ લીલી લીલી વૃક્ષ–રાજીમાંથી દેખાયો, તેણે હલેસાં હાથમાં લીધાં અને ઝપાટાબંધ હોડીને સામે કિનારે લીધી. કિનારે આવી હોડીનું દોરડું એક ઝાડની ડાળે બાંધી તે મંદિર તરફ ગયો. મંદિરની આસપાસનું વાતાવરણ શાંત અને વિચારો પ્રેરે એવું હતું. તે દર્શન કરી મંદિરના ઉંબરા ઉપર બેઠો. તેનું મન ચગડોળે ચઢ્યું હતું. એક તરફથી તેની પરિણીતા પત્ની તરફ તેનો ધર્મ અને બીજી તરફ પોતાની અડગતા એ બે વચ્ચે તેનું મન હંમેશાં અનિશ્ચિત રહેતું. ઘણી વાર તેને થતું કે પોતાની માની લીધેલી અડગતા એ એક પ્રકારની હઠ છે અને એ હઠ ખાતર શા માટે એક નિર્દોષ બાળાને દુઃખી કરવી? પણ તે સ્વમાનને પૂજતાં શિખેલો એટલે હંમેશાં તે વિવાદમાં સ્વમાનને પ્રાધાન્ય આપતો. થોડી વારમાં તે લાંબા પગ નાંખી મંદિરના ઉંબરનું ઓશીકું કરી જરા આડો પડ્યો, અને વિચારના વમળમાં ગુંથાયો..

આસપાસની વૃક્ષઘટામાં તો સંધ્યા સમયે જ રાત્રિનું રાજ્ય જામ્યું હતું. એક મંજરીથી લચેલી આમ્રઘટામાંથી શ્વેત વસ્ત્રોમાં સજ્જ થયેલી એક બાળા આવતી તેને દેખાઈ. તેના હાથમાં મ્હેક મ્હેક થતી મંજરીઓ હતી. તે મંદિર તરફ આવી. દૂરથી તેને જોતાં સુરેશ ત્યાંથી ઉઠી ગયો અને મંદિરને પડખે છુપાયો. દૂરથી સુરેશ તેને ઓળખી શક્યો નહિ—તેને તો તે કોઈ શ્વેતવસ્ત્રધારી વનદેવી લાગી તે પાસે આવી ત્યારે તેણે તેને ઓળખી. તે મંદિરના ઉંબરા ઉપર આવી અટકી, પણ અંદર ન ગઈ. ઉંબરા પર બરાબર વચ્ચે મંજરીઓ મૂકી, હાથ જોડી આંખો મીંચી જગવાર તે ઉભી. ત્યાં કોઈ છે કે નહિ

ને જોતાં તેણે આમતેમ એક નજર નાખી. સાષ્ટાંગ નમસ્કાર કર્યા. મંદિરના દ્વારને એક બાજુ અઢેલી, આંખો મીંચી, હાથ જોડી પ્રાર્થના જેવું કરી.

જાણે દૂર દૂરથી મેઘગર્જન સાથે મધુરી કેકા ગજાવતી ન હોય તેવા અવાજે તે બોલવા લાગી.

“હે દેવી તને આ મારા છેલ્લા નમસ્કાર છે. મેં તો ઘણી યે આશા રાખી અને તારી આરાધના કરી પણ તેં મારી આશાઓ પૂરી નહિ. હવે તારી ‘આરાધના’ કરવા હું ફરી અહીં ન આવું તો મને ક્ષમા કરજે, માડી’ તને મારાં આ છેલ્લાં વંદન !” એમ કહી ફરી એક વાર શિર નમાવી પ્રણામ કર્યા અને ત્યાંથી ચાલી નીકળી નદીને તીરે એક ઓવારો ઘાટ હતો ત્યાં તે આવી. અને એક પળ પણ વિચાર કર્યા વિના પાણીમાં ઝંપલાવ્યું. સુરેશ શું બને છે તે સમજી શકે તે પહેલાં આ બધું બની ગયું………

……અને ત્યાં સુરેશ અર્ધનિદ્રિતાવસ્થામાંથી જાગી ઊઠ્યો. તેણે આમતેમ જોયું. મંદિરના ઉંબરા ઉપર વેરવિખેર થોડી સુની મંજરીઓ પડી હતી, પણ તેમાંથી સુગંધ ઊડી ગયેલી હતી. તે ઘાટ તરફ દોડ્યો. નદીમાં ચારેબાજુ નજર કરી. નદી તો શાંતપણે સાગરપથે વહી રહી હતી. અને તેમાં પોતાની નાંગરેલી હોડી સિવાય બીજી કોઈ પણ વસ્તુ નજર પહોંચી શકે ત્યાં સુધી તેને દેખાઈ નહિ. શું કરવું તેની તેને સમજ પડી નહિ. તે પાછો મંદિર તરફ દોડ્યો. મંદિરમાં દીપક વગર તદ્દન અંધારું થઈ ગયું હતું. અને મંદિરની આસપાસ પણ વૃક્ષોની ઘટા હોવાથી તેની નજર દૂર પહોંચી શકી નહિ. તે વ્યાકુળ થયો. અને તેણે હોડી છોડી અને બન્ને હલેસાં મારી પૂર વેગે હોડી ગામ તરફ ચલાવવા માંડી.

હજુ તો મ…ની ગુ…ખી પશ્ચિમાકાશમાંથી અદૃશ્ય થઈ નહોતી ત્યાં તો તે ઘેર આવ્યો.

તે અંદર ગયો. ઓરડામાં તેની માને ઓશીકે ઢળતી દૂરથી જોઈ તે અંદર ધસ્યો.

“આ !” તેનાથી ચીસ પડાઈ ગઈ. ઓરડાના બારણાંની એક બાજુ પર ખૂણામાં બેઠેલી અનિતાને તેણે જોઈ, અને જાણે ભૂત જોયું ન હોય તેમ તે થંભી ગયો. અનિતા પણ તેની દર્દભરી ચીસનું રહસ્ય તેના મુખના ભાવ પરથી ઉકેલવા મથી, પણ તે ન ઉકેલી શકી. તેની માએ પણ જરા ચિંતાયુક્ત વદને તેના તરફ જોયું.

“કેમ, શું છે ? આમ બેબાકળો થઈ કેમ આવ્યો છે ?” માએ તરત જ તેને પૂછ્યું.

“ના, કંઈ નહિ એ તો. અનિતા ક્યાં છે ? મારે જરા એમનું કામ હતું.” એમ કહી સુરેશ આવ્યો હતો તેટલી જ ત્વરાથી પાછો ચાલી ગયો. અનિતા તથા તેની સાસુ

એકમેકના મ્હોં સામે જોઇ રહ્યાં—જાણે સામાના મુખ ઉપર સુરેશની વેદનાનો ઉદ્દેશ ન હોય.

× × ×

આખી રાત તેણે વિચારમાં ગાળી હતી, અને અત્યારે સરિતાની મારી માગી પોતાની કરવાનો નિશ્ચય કરી તે વ્હેલો ઊઠી પોતાની મેડી પર ગયો. પણ સરિતા ત્યાં નહોતી. તે તો વ્હેલી ઉઠી નીચે ઘરકામમાં પરોવાઇ હતી. તેને પ્રારબ્ધ વિશે પેલી જાણીતી લીટી યાદ આવી. "ન માગે દોડતું આવે." પણ અત્યારે તો તેને જોઇતું હતું તે તેનાથી દૂર ભાગી રહ્યું હતું.

તેણે ઉપરથી તેની માને બુમ પાડી અને માથું દુઃખવાનું બ્હાનું કાઢી પોતાની ચા ઉપર મોકલવા કહ્યું. માએ હમેશના રિવાજ પ્રમાણે અગાશીમાં સુવા બદલ તેને ઠપકો આપ્યો.

સરિતા ચા લઇ ઉપર આવી. ચાનો પ્યાલો પાસેના ટેબલ ઉપર મુકી તે પાછી જતી એટલામાં સુરેશે તેનો હાથ પકડયો.

'સરૂ!" હૃદયની બધી યે ઊર્મિઓના સત્ત્વરૂપ તે એક જ શબ્દ બોલી શકયો.

"કેમ!" સ્પર્શની પ્રથમ ઊર્મિ અનુભવતી સરિતા જરા શરમાતાં તેની સામે જોતાં બોલી. તેને સુરેશનું આ પરિવર્તન સમજાયું નહિ.

"કેમ? માથું બહુ દુઃખે છે? દાબી આપું?"

"ના, હવે મટી ગયું." સુરેશે મીઠું સ્મિત કરતાં કહ્યું. અને તેનો હાથ પોતાનાં હાથમાંથી છોડયો. સરિતા એ તકનો લાભ લઇ છટકી ગઇ. જતાં જતાં તેણે એક મીઠું સ્મિત અને તોફાનભરી નજર તેની સામે નાખી.

દાદર ઉતરતાં ઉતરતાં તે મનમાં ગાતી હતી.

"પ્રેમકી નૈયા ચલી જલમેં ગોરી."

જીવનમાં જડ સૃષ્ટિના સમાગમનો ય અવકાશ નહોતો તો ચૈતન્યનાં તો સ્થાન જ ને? જયંતે જ તેને કહેલું કે કુંજનું દૈભાર સુખમાં વીત્યું હતું. કુંજુ ચાંદીને ચમચે દૂધ પીતી. બબ્બે તો શિક્ષકો તેને ભણાવવા આવતા. સાહિત્ય અને સંગીતના સંસ્કાર તો તેના પિતાએ જ સીંચ્યા હતા. સવાર સાંજ વિકટોરીયામાં બેસી દૂર સુદૂર સાગરને તીર કે સરિતાસંગમ સુધી ફરવા જતી. નોકર, ચાકર, ભાંડુઓ, સગાંવ્હાલાં અને મિત્રોથી તેમનું ઘર ભર્યું ભર્યું લાગતું. પણ એ પુણ્યાત્માના પરલોકગમન બાદ આખા ય ઘરમાં સ્મશાનની શૂન્યતા, ભયંકરતા અને દાહકતા વ્યાપી હતી અને એ લોકો વતન પાછા ફર્યાં. કુંજુનું શિક્ષણ અટકી પડ્યું. તેની એકઠી કરી પાછળ ખર્ચાતા ધનમાંથી તો સારા ય ઘરનું ખર્ચ નીકળી શકે તેમ હતું. તેમાં ય બધાં મળીને પાંચ ભાંડુ અને વિધવા માતા. કમાનાર કોઇ નહિ ને ખાનાર છ જણ એટલે બેઠે બેઠે ખાતાં તો, ધનના ભર્યા ભંડારે ખૂટી જાય એટલે ન છુટકે જ પૈસાનો વ્યય કરવો એ સૂત્ર બધાંને સ્વીકારવું પડેલું. તેમાં ય ત્રણ બ્હેનો. બધી ય કુંવારી—બાપના ભારા. અર્ધી મીલકત તો એમનાં લગ્નમાં જ ખરચાઇ જશે. બે ભાઇ, બન્ને નાના. તેમના ભરણપોષણ અને ભણતરનો ખ્યાલ તો વિધવા માતાને ઊંઘવા દેતો ય નહિ. તેમાં ય કુંજુ ઉમર લાયક થયેલી. એની ચિંતા ય દિવસે દિવસે વધતી જ જતી. ન્યાતમાં વર જ નહિ ત્યાં યોગ્યાયોગ્યની તો વાત જ ક્યાં રહી?

એ જ અરસામાં જયંતની પ્રથમ પત્ની પ્રસૂતિમાં દેવલોક પામી અને કુંજુના લગ્નનું કહેણ આવ્યું. જયંત તો પરણવાની ઉતાવળમાં જ હતો કારણ કે તેનું ઘર સૂનું હતું અને તેમાં આ માનભર્યું કહેણ આવ્યું. એટલે તે તો એકપગે તૈયાર હતો. છતાં ય પ્રથમ લગ્નનો અસંતોષ અને નાસીપાસી આ લગ્નને ય ન સ્પર્શે એ તેની વણપૂરી મહાકાંક્ષા હતી. તેમાં સુધારક કુટુંબની કન્યાનું કહેણ આવતાં એ મનોરથ ફળીભૂત થવાનો સમય આવી લાગ્યો છે તે વાતે તેનું ઉર ઉછળી રહ્યું હતું. જો કે પ્રથમ લગ્ન નાનપણમાં થયેલું એટલે કન્યાની પસંદગી માતપિતાને હાથે થયેલી. છતાં ય જયંતને એવી દલીલ કરવાનું તો કારણ મળ્યું જ નહોતું કે તેની પ્રથમ પત્ની તેના કરતાં સંસ્કાર, શિક્ષણ, દેખાવ વગેરેમાં ઉતરતી હતી. ઉલટું જયંતના મિત્રોનો તો એવો અભિપ્રાય હતો કે સંસ્કાર, શિક્ષણ એ બધાં નામો જ માત્ર તે જાણતો હતો, એમના અર્થની કે સ્પષ્ટ ઉચ્ચારણ સુદ્ધાંતની તેની લાયકાત માટે પ્રમાણપત્ર આપતાં પહેલાં વિચાર કરવો પડે.

એટલે કુંજુ જેવી અસામાન્યા માટે તેના જેવા સામાન્યને કહેણ આવ્યું એ વિચારે તો એનો મુર્ખ અહંભાવ એટલો વધારી મુકયો કે નાદાનિયતના નિશામાં તેણે એવો સંદેશો પાઠવ્યો કે છોકરીને જોયા બાદ, તેની સાથે વાતચીત કર્યા પછી પોતાને ઠીક લાગશે તો લગ્નની હા પાડશે. કુંજુના લગ્નનો ભાર ક્યારે ઉતરે તેની જ માતા તો રાત દિવસ ચિંતા કર્યા કરતી. હજુ તો બે છોકરીઓ પરણાવવાની હતી. બે છોકરા ભણાવવાના હતા અને——તેમના લગ્નનું તો કાંઇ નહિ. કોઇ કહેતું તો ય એ તો

કરવા જેવું રહ્યું જ નહોતું. કુંજુને આપવા જેવું એની પાસે કશું ય નહોતું. એને તો કુંજુ પાસેથી લેવાનું જ હતું. એટલે એની તો 'હા' જ હતી એ લગ્નમાં. ઉલટું આ મિલન પછી તો એને એમ લાગવા માંડ્યું હતું કે રખેને કુંજુ ના કહેશે તો!

કુંજુ સમક્ષ તો ત્રણ પ્રશ્નો નિરાકરણ માગી રહ્યા હતા. ગૃહની નિરાધાર સ્થિતિ, બાની લાગણી, અને ન્યાતમાં જયંત કરતાં વધુ સારા છોકરાનો અભાવ. એ ત્રણે પ્રશ્નો એક એકથી વધુ ગહન હતા, તો પછી એ ત્રણેનું સામટું આક્રમણ તેનું મૃદુલ હૃદય કેવી રીતે સહી શકે? તેની મૂંઝવણ અકલ્પ્ય હતી. તેને માટે તો એક જ સરલ રસ્તો હતો, કે બાની શિખામણ પ્રમાણે સમય વિચારી લેવો—એટલે તેની સંમતિ પણ મળી. અને જયંત–કુંજુનાં લગ્ન થઇ ગયાં.

અને તે સાસરે આવી. જયંતના પ્રથમ મિલને તેણે કલ્પી હતી તેથી ય વધુ નિરાશાજનક વસ્તુસ્થિતિ તેણે નિરખી. ભર્યા ઘરમાંથી સાસરે આવતાં તેનું હૃદય રડું રડું થઇ રહ્યું. વાતનો ય વિસામો નહોતો. રડી રડી આંખો અને હૈયું થાકી જતાં. તો ય સાંજે જયંત ઘેર આવતાં તે દ્દાવકાશથી કૃત્રિમ સ્મિત પ્રગટાવી તેની સંભાવના કરવાને પ્રયત્ન કરતી. જયંતની તદ્દન સામાન્યતા માટે તો કુંજુની મૂંઝવણ કે ઉદ્દાહની કલ્પના ય કરવી એ અસંભવિત હતું. તેને તો તેની સાધનસંપત્તિમાં શોભે એવી ઢીંગલી, તેના સ્વજન-હીન આત્માનો વિસામો, સુખનું સાધન અને એશઆરામનું અસ્ખલિત વહેતું ઝરણું જોઇતું હતું અને કુંજુ તેને એ સ્થાન માટે તેના ધાર્યા કરતાં ય વધુ યોગ્ય લાગેલી. અને એણે લગ્ન કર્યું. કુંજુને તો સુખ મળશે જ તેના સહવાસમાં એમ તેના અહંભાવે કલ્પી જ લીધું હતું. માત્ર કુંજુની કલ્પના પ્રમાણે તેને ત્યાં કાંઇ નહોતું. અગર હતું તો તેને જે જોઇતું હતું તે નહતું.

આમ કુંજુની હૃદયવ્યથા અગુણિત ગતિથી વધતી ચાલી. તેનું મન કાયમ ઉદ્વિગ્ન રહેતું. કશા ય માં રસ પડતો નહોતો. જે કરતી તે ફરજ માનીને જ. બાલ્યવયમાં ઝાંઝવાંનાં જળ સરખાં જીવનનાં અણદીઠ આકાંક્ષો તેની ઉત્તૃષા છીપાવ્યા વગર જ અદૃશ્ય થઇ ગયાં. સ્વપ્નમંજરીઓ વણ મ્હોરી જ કરમાઇ ગઇ. કલ્પનાઓ, માત્ર દુર્લભ સૃષ્ટિના પ્રેમસગી, તેના કોમળ સના હૈયાને પલે પલે ડારતી. રસનાં સાધનો ચોપાસ ખડકયાં હતાં, સંપત્તિ હતી, બધું ય હતું પણ જીવન નહોતું. જે પ્રણયની દૈવી ભાવનાઓ તેણે કૌમારમાં સેવી હતી તે યૌવનના ઉંબરે જ પ્રલયગાન કરતી ઉભી હતી.

" જો હસે મુજ આંખ,
 ઠરે મુજ આરમ, સ્નેહની ભરતી ચઢે—"

એ પતિત્વનાં તો સ્વપ્ન જ રહ્યાં હતાં.

જયા હતી પણ જયંત ક્યાં? ઉષા હતી પણ અરુણ? તેની કલ્પનાના તારો યાદ કરતી તે દિવસ વીતાવતી.

એ જ અરસામાં તેને પુત્રી પ્રસવી. તેના દુઃખનો ભાર હળવો કરી તેના જીવનને ઉલ્લાસે એવી કોઈ દૈવી વ્યક્તિ જન્મી એમ પળવાર તો તેને લાગ્યું. પણ એ બધા મન મનાવવાના જ રસ્તા છે એમ ધીરે ધીરે લાગવા માંડ્યું અને તેનો ક્ષણિક પ્રકટેલો આનંદ ઓસરી ગયો. તેની નીરસતા અને બેદરકારી વધતાં ચાલ્યાં અને યોગ્ય આરામ, યોગ્ય પોષણ અને યોગ્ય સાધનને અભાવે બાળકી પણ તેનું જીવન શૂન્ય કરી ચાલી ગઈ. તેનું નૈરાશ્ય ઘનતર બનતું ચાલ્યું. હવે તો જીવનરસ તદ્દન સુકાઈ ગયો હતો. જીવનનાં આકર્ષણો ઓસરી ગયાં હતાં. તેનાં કલ્પનાપૂર શમ્યાં હતાં. તેના હૃદયમંથનને સ્થાને યોગીઓને ય દુર્લભ એવી શાન્તિનાં સામ્રાજ્ય પથરાયાં હતાં. જે જીવનજળ સાંપડવાનાં નથી, જે કલ્પનાસૃષ્ટિ સજીવ બનવાની નથી, જે ભાવનાઓ સિદ્ધિનાં અભ્રંગી શિખર નિરખી શકવાની નથી, જે આદર્શોની આસમાન ઊંચી ઈમારતોનો પાયો જ નખાવાનો નથી, તે બધું કલ્પી, તે બધી નિરાશા પાછળ અમોઘ આંસુની અણુદીઠ નીકો વહાવી જીવનને વધુ ક્લિષ્ટ, વધુ આકરું, વધુ અંધકારભર્યું બનાવવાથી શો ફાયદો! રડ્યે કાંઈ વળવાનું નહોતું. એટલે માત્ર નિષ્કામ કર્મના સત્ની મદદથી તેનું જીવનનાવ, વમળ, કલ્લોલ અને ઘોર મત્સ્યભરીઅંધકારનાં પૂરમાં ઊંડાં જળભરી કાળસરિતાના પ્રવાહ સામે યુદ્ધ કરતું વહી રહ્યું હતું. અને કોકવાર હૃદયમંથનના મોજાંથી ઉછળતું તો શાન્તિસુકાનની મદદથી સમતોલપણું જાળવી લઈ ત્વરિત ગતિથી આગે કૂચ કરી રહ્યું હતું.

એ જ અરસામાં તેની શાન્તિનો ભંગ કરતો એક અણકલ્પ્યો બનાવ બન્યો, અને એના શાંત હૃદયસાગરની સપાટી પર એક પછી એક મોટાં અને વધુ મોટાં, અનંત, અગણિત આંદોલનોની પરંપરા શરૂ થઈ.

શિશિરની આથમતી સંધ્યા હતી. પ્રકૃતિ પ્રસૂતિને અપાર્થિવ લહેકે વીંટી નાખતી, આકાશ ગ્રામણે આંજી નાખતી સંધ્યા ક્ષિતિજની સુવર્ણરેખા પગથારે નૃત્ય કરી રહી હતી. અને હમણાં જ ચાલી જશે અંતરગમાં એમ અંધકારની ધીમે ધીમે ઉતરતી જવનિકા સૂચવતી હતી. ત્યાં વિયોગી, એકલ હૈયાને સળગાવી મૂકે એવી તીક્ષ્ણ કિરણાવલિ વેરતા શીતરશ્મિએ પૂર્વની વ્યોમઅટારીએ ડોકિયું કર્યું. બધું શાંત હતું. અંધકારના સાગર જેવી ત્વરિત ગતિએ ફેલાઈ જતાં ઘનનીલાકાશમાં વિહંગોની પાંખના તાલબદ્ધ ફફડાટ સિવાય કશું ય એ શાંતિને ભેદવાની ધૃષ્ટતા કરતું નહતું. એક પછી એક ડોકિયાં કરતા તારકાઓ સામે નેત્ર માંડી અગાશીપર એક વિશ્રામાસન પર કુંદુ હમણાં જ પડી હતી. પ્રકૃતિસૌંદર્યના પળે પળે બદલાતા અવનવા રંગ નિરખવામાં તેનું એકાગ્ર હૈયું અપૂર્વ આનંદ માણી રહ્યું હતું અને નીચે બારણું ખખડ્યું.

"જશવંતભાઈ છે કે!" એક અપરિચિત અવાજ સંભળાયો. પવનની લહરીથી ઊડતી લટોથી આવરેલું મુખ તેણે ગોખ બહાર ડોકાવ્યું. નીચે ચોકમાં જશવંત દૈનિક વાંચતો ઊભો હતો. કુંદુએ કેટલી ય વાર તેને સરકારી બનાવટ સાથ સારા લેખકોનાં પુસ્તકો વાંચવા આગ્રહ કર્યો પણ એની કુળની સામાન્યતા એ કલ્પનાવિહારોમાં જતા ય

રાચતી નહિ. બે ચાર પાનાં વાંચે ન વાંચે ને એને કંટાળો આવતો. કો સ્વપ્નશિલ્પી કવિની કાવ્યસરિતાનાં સ્નાન કરતાં તેને છાપામાં આવતાં ખૂન, અપહરણ, કે બલાત્કારના વર્ણનોથી ખદબદી રહેલી દુન્યવી સરિતાનાં સ્નાન વધુ ગમતાં. અને કુંજુની બધી ય દલીલોનો જવાબ જયંતના માત્ર એક જ કંટાળાભર્યા વાક્યમાં આવી જતો "પણ મને ન ગમે તે હું કેવી રીતે ગમાડું ?" અને કુંજુ પણ વધુ છેદ ન કરતી. પોતે વાંચી તેને સંભળાવવાનો પ્રયત્ન કરવાનું ય તે ચૂકી ન હતી.

"આજ તો ઊંઘ આવે છે" – "ઓફીસમાં કામ બહુ હતું" – "આ શો ટીકીયારો" – "હવે બસ કરીશ" – એમ અનેક બહાનાં તે કાઢતો અને કુંજુ મોઢેથી વાંચન બંધ કરતી.

"કેમ ભાઈ ?" હીંચકાની ગતિ રોકતાં તેણે કહ્યું.

"આપનું જરા કામ હતું. કદાચ આપ તો મને નહિ ઓળખતા હો બાકી હું તો આપને ઓળખું છું."

"મેં ય આમ તો તમને જોયા છે કોક વાર આ ખાંચામાં આવતાં જતાં!"

"હું ખૂણામાં જ રહું છું, પરભુભાઈના ઘરમાં."

"શાંતિલાલ તમારું નામ હું ધારું છું !"

"લ્યો, તમે તો મને ધાર્યા કરતાં ય વધુ ઓળખો છો ને !"

"આ ભાઈ કોણ છે ?"

"એમને માટે જ આપને તસ્દી આપવાની છે જરા !"

"એ......મ ! બેસો, બેસો ને ! બોલો શું કામ પડ્યું ?"

"આ ભાઈ મારા સ્નેહી છે, એમના છાત્રાલયમાં આજે 'મિજલસ' જેવું ગોઠવ્યું છે કાંઈ, તે તમારી તબલાંની જોડ જોઈએ છે એમને."

"લઈ જાવ ખુશીથી ! પ...ણ, તકલીફ પડશે ભાઈ તમને ! બહુ વખતથી વાપર્યા વગરનાં એમને એમ પડયાં રહ્યાં છે એટલે જરા ચડાવવા ઉતારવાની ધમાલ પડશે. કદાચ કોઈ જગાએથી શાહી પણ ખરી પડી હશે. બીજું કાંઈ ?"

"બોલો નિરુભાઈ ! What else can I do for you ?"

"Thanks." નિરંજન પહેલી જ વાર બોલ્યો.

"આજ તો ઊંઘ આવે છે" – "ઓફીસમાં કામ બહુ હતું" – "આ શો
ાટીયારો" – "હવે બસ કરીશ" – એમ અનેક બ્હાનાં તે કાઢતો અને કુંજુ મોટેથી
ાંગિન બંધ કરતી:

"કેમ ભાઇ?" હીંચકાની ગતિ રોધતાં તેણે કહ્યું.

"આપનું જરા કામ હતું. કદાચ આપ તો મને નહિ ઓળખતા હો બાકી હું
ા આપને ઓળખું છું."

"મેં ય આમ તો તમને જોયા છે કોક વાર આ ખાંચામાં આવતાં જતાં!"

"હું ખુણામાં જ રહું છું, પરભુભાઇના ઘરમાં."

"શાંતિલાલ તમારું નામ હું ધારું છું!"

"લ્યો, તમે તો મને ધાર્યા કરતાં ય વધુ ઓળખો છો ને!"

"આ ભાઇ કોણ છે?"

"એમને માટે જ આપને તસ્દી આપવાની છે જરા!"

"એ......મ! બેસો, બેસો ને! બોલો શું કામ પડયું?"

"આ ભાઇ મારા સ્નેહી છે, એમના છાત્રાલયમાં આજે મિજલસ જેવું ગોઠવ્યું
કાંઇ, ને તમારી તબલાંની જોડ જોઇએ છે એમને."

"લઇ જાવ ખુશીથી! પ...ણ, તકલીફ પડશે ભાઇ તમને! બહુ વખતથી વાપર્યા
ારનાં એમને એમ પડયાં રહ્યાં છે એટલે જરા ચઢાવવા ઉતારવાની ધમાલ પડશે. કદાચ
ાઇ જગાએથી શાહી પણ ખરી પડી હશે. બીજું કાંઇ?"

"બોલો નિલુભાઇ! What else can I do for you?"

"Thanks." નિલયન પહેલી જ વાર બોલ્યો.

તેના અવાજમાં સુન્દરી હતી. કો અકથ્ય શરમથી ઉભરાઇ આવેલી સુરખી કુંજલએ તેના મુખ પર છલકાતી જોઇ. કોઇ સંસ્કારી સ્ત્રી સન્મુખ ઉભા રહી વાત કરવાનો આ તેના જીવનમાં પહેલો પ્રસંગ હતો.

તેની કુમાર વયમાં જ માતાએ પરલોક ગમન કરેલું. કિસ્મતમાં બેન પણ નહોતી એટલે એનું કૌમાર વિજાતીય સમાજમાં ભેળાયા વગરનું જ વીતેલું. કોલેજજીવનમાં સ્ત્રી સમાજમાં ભેળાવાની અનેક તકો સાંપડે છે; રમતગમતો, નાટકો, સ્નેહસંમેલનો કે વ્યાખ્યાનગૃહ એવી તકોનાં કેન્દ્ર બને છે. પણ જીવન અત્યાર સુધી એકધારું જ વહી ગયેલું. તે, તેનાં પુસ્તકો અને પરીક્ષા! બચત વખતમાં વ્યાયામ અને સંગીત અને શોકી લેનાં. તેના પ્રગતિ ઝંખતા આત્માને કોલેજજીવનની અનેકધા પ્રવૃત્તિઓ માટે સ્હેજે ફુરસદ નહોતી. કોઇવાર ભાગ લે તો ચર્ચાપરિષદમાં. બાકી સામાન્ય પ્રવૃત્તિઓમાં રોકાતો અને વેડફાઇ જતો સમય વધુ મહત્ત્વની પ્રવૃત્તિઓ તેની પાસે હક્કપૂર્વક માગી રહી હતી. જીવન, જીવનના અનેકધા વહેતા પ્રવાહો, એ પ્રવાહોને રૂંધતી ઊંચીનીચી કરાડો અને ભેખડો અને એ ભેદીને ય જીવનપ્રવાહ કેવી રીતે આગળ વધે છે તે અપતરામાં જ તેનું ચિત્ત રાતદિવસ રાચતું. જીવન માણવા કરતાં નાણવાના નાદે તેને ઘેલો કર્યો હતો. આદર્શોનાં ઉન્નત ગિરિશૃંગે વિહરતો તેનો ગરુડશો આત્મા આથેરાં ઉડ્ડયનો ઝંખતો હતો. સામાન્યના એટલે જ પતનનું પહેલું પગથીયું, આ તેનો મુદ્રાલેખ હતો. એટલે એ અપાર્થિવ અસામાન્યતાની ઝંખનામાં, તેની ઝાંખી અર્થે પ્રાપ્ત કરવા પડતાં સાધનોની શોધમાં અને તેની પ્રાપ્તિની સુખદ પળોનાં સ્વપ્નમાં તેનું જીવન એકધારું વહી રહ્યું હતું. અને જાણ્યે અજાણ્યે સ્ત્રીને ય તેણે એ સામાન્ય વસ્તુઓમાં ગણી લીધી હતી. પુરુષના જીવનમાં સ્ત્રીને સ્થાન હોવું જોઇએ કે કેમ ને હોય તો શું સ્થાન, એ સનાતન જીવનના પ્રશ્નો તેણે વિચાર જ નહોતો.

કુંજના સંસ્કારી અને અનુભવી હૃદયને અનાત [illegible] સરલ હૃદયની મૂંઝવણ સમજતાં વાર ન લાગી. તેના મુખ પર આછું સ્નેહલ સ્મિત પ્રગટ્યું.

"કાંઇ નહિ એમાં શું?" તેના ખિન્ન છતાં મધુર અવાજમાં નિલયનને દિલરૂબાના અણમુણ્યા સૂર સંભળાયા. જયંતને તો આ બધું સમજવાની કે કલ્પવાની તમા જ નહોતી.

"ચાહ પીશો? જરા.........ચાહ બનાવને બે પ્યાલા!" જયંતે વિવેક કર્યો.

"હું ચાહ નથી પીતો ભાઇ!" નિલયને નિમ્ન મુખે ઉત્તર આપ્યો.

"તો કોફી લો......કોફી તો પીઓ છો ને? ......એ ય નહિ......કોકો લો ......કાંઇક તો લેવું પડશે." જયંતે વિવેક કર્યો.

"આપનો આગ્રહ છે આટલો બધો તો કોફી આપો; તો આપને કંઇ આપને તકલીફરૂપ થઇ પડશે."

"નારે એમાં તકલીફ શાની! એમ કાંઇ થોડું જ આમે વારે ઘડીએ પાણી ઉકાળીએ છીએ!" જયંતે ન કહેવાનું કહી દીધું. આ એક જ વાક્ય—માત્ર છેલ્લું જ વાક્ય તેના સંસ્કારપ્રદર્શન માટે બસ હતું. કુંજુએ ક્ષોભની પરાકાષ્ઠા અનુભવી. પતિની મૂર્ખતા બદલ. તેણે સ્ટવ સળગાવી પાણી મુક્યું અને દૂધ લેવા ગઇ. તેની ગતિમાં નિલયને અદ્દલ ડોલન દીઠું. સ્ત્રીઓ આટલું સુંદર ચાલતી હશે એ તેણે કલ્પ્યું ય નહોતું, સિવાય કે કવિઓના કાવ્યવિહારમાં.

"તમે ભણતા હશો." ચાહની રકાબી ઉપાડતાં જયંતે પૂછ્યું.

"જી." નિલયને બને તેટલા ટૂંકા જવાબમાં પતાવ્યું. કુંજુનું હૃદય નિલયની બાલિશ મુગ્ધતા પર મલક્યું હતું.

"કઇ સ્કુલમાં જતા છો?" જયંતે કુતૂહલનું કર્યું કરું.

"હું ગઇ સાલ જ બી. એસસી.માં પાસ થયો અને હવે એમ. એસસી. માટે રીસર્ચ કરું છું."

જયંત અવાક્ બની ગયો. કુંજુ કો શિલ્પીની આરસમૂર્તિ સમી બની ગઇ. તેના હાથમાંની રકાબી જેમની તેમ જ રહી ગઇ.

આ છોકરવાદ દેખાતા મુખનો માલિક એમ. એસસીનો વિદ્યાર્થી? પલવાર તો કુંજુનો આત્મા આ પ્રત્યક્ષ સત્ય ન માની શક્યો. પ્રથમ દર્શને અને થોડા ઘણા વાર્તાલાપથી ય નિલયન માટે તેને સારો અભિપ્રાય બંધાયો હતો. પણ નિલયનના છેલ્લા વાક્યે તો તેને બ્હાવરી કરી મૂકી.

તેણે તો તેને કોઇ બહુ તો છઠ્ઠા સાતમા ધોરણનો વિદ્યાર્થી કલ્પેલો. તેનો છોકરવાદ દેખાવ જ એ મંતવ્યની પુષ્ટિરૂપે હતો. પણ હવે તેનું મંતવ્ય બદલાયું. તેણે ધારી ધારીને તેનું નિરીક્ષણ કર્યું. બંગાળી ઢબના સ્વદેશી રેશમના પહેરણના ફરફરતા ઘેર નીચે છુટી પાટલીએ પહેરેલું ધોતિયું, પગમાં સાદી ચંપલ, પહેરણના ડાબી બાજુના બહારના ખિસ્સાને નમાવી બહાર નીકળવા પ્રયત્ન કરતી સારિકા સમી ફાઉન્ટનપેન અને તેને પકડી રાખવાનો પ્રયત્ન કરતો લંપટ પ્રણયીનો વાલગ્રાહકનો રુમાલ, જમણી બાજુએ પાંથી પાડી ઓળેલા વાળ, બધું ય પહેલી નજરે જેનાં તો સામાન્ય જ લાગેલું. પણ હવે એ દૃષ્ટિબિંદુ બદલાઇ ગયું. આટલી સાદાઇમાં છૂપાયેલું હશે કેટલું માર્દવ, ઓજસ હશે! તેને વિચાર આવ્યો. તેના નાનકડા સુરેખ મુખપર કુંજુને પ્રતિભાની ચમક દેખાઇ, તેનાં ઢળેલાં પોપચાં-માંથી અર્ધી જ દેખાતી આંખોમાં કુંજુએ ઉચ્ચ અભ્યાસ જ્ઞાનના મોજા ઉછળતા દીઠા. તેના પહેરવેશમાં અસામાન્ય વ્યવસ્થા સાદાઇ, સંસ્કાર અને શિક્ષણની અસર દેખાઇ. જમણી બાજુ પાંથી પાડી વાળ ઓળવાની ઢબ સુદ્ધાંત તેને આદરપૂર્વક લાગી. નિલયન કરતાં તેના શરમ અને ક્ષોભ અનેકગણાં વધી ગયાં. પહેલાં નિલયન તેનાથી શરમાતો

હતો એમ તેણે અનુભવેલું. પણ હવે તેને નિલયનની શરમ આવે છે એમ લાગવા માંડ્યું. તેનું મુખ, તેનું તેજ, તેનો સ્વાંગ, બોલે બોલે નીતરતા સંસ્કાર, વાત કરવાની ઢબ, બધાય આગળ તેને જયંત ઝાંખોઝપ લાગ્યો.

અને શાંત હૃદયસાગરનાં પાણી ખળભળ્યાં. સ્વચ્છ સુનીલ ઉરવ્યોમ વાદળી ઘેરાયું. વીજળીના કાટકા શરૂ થયા. હમણાં ઉરના ઘુમ્મટ તૂટી પડશે એમ તેને લાગ્યું. મહા પ્રયાસે રૂઝેલા અસમાનતાના વ્રણમાંથી તાજું લોહી વહેવા માંડ્યું. જીવનવૈષમ્યનું પુનઃ સ્મરણ થયું. અસંતુષ્ટ આત્માએ પોકાર પાડ્યા. અને છતાંય એ અસંતોષના ઉદ્દાહ સાથે, વિષ સાથે અમૃત નીકળ્યું હતું તેમ, ઉરના એકાન્તમાં કો સુભગ આશા જન્મી. તેના અંધકારભર્યા સૂના અંતરવ્યોમને ઉજમાળતો એક શીળો તારલો પ્રગટ્યો.

શું સ્વપ્ન સિદ્ધ થશે ? ઉરના એકાન્તમાં સેવેલા મનોરથો સિદ્ધિ વરશે ? આત્માની વાડવાગ્નિસમી ભૂખ વામશે ? રુદનનાં જળવ્હેણ બદલાશે ? હૈયાની અકાળ કરમાઇ હરિયાળી કુંજો કુસુમિત થશે ? ક્યારે ? કેવી રીતે ? કોનાથી ? જવાબમાં, તેજના વર્તુલમાં સ્મિતભર્યું નિલયનનું કોમળ મુખ તેના અંતરચક્ષુ સમક્ષ ખડું થયું.

"એ જ......એ જ... ..મારા આત્માનો ઉદ્ધારક, મારો રાજકુમાર, મારા તૂટેલા બીનનો તાર, મારો જન્મે જન્મનો સાથી." તેનો આત્મા પોકારી ઊઠ્યો. તેનાં ચક્ષુ બીડાઇ ગયાં, તે દિવાસ્વપ્નમાં પડી. તેનો આત્મા પ્રણયસ્વપ્નમાં ગહન ઘેન નીચે અર્ધ સુષુપ્તિમાં પડ્યો.

તે............તબલાં ઉપર ફેળવાએલી અંગુલીઓની થાપ પડી ત્યાં સુધી; એ મધુર બોલના આંદોલનોએ તેને સ્વપ્નસૃષ્ટિમાંથી ઘસડી જીવંત સૃષ્ટિમાં ફેંકી.

"કેમ ચાલી શકશે ?" જયંતનો અણગમતો અવાજ સંભળાયો.

"ચલાવી લેવું પડશે." તેટલો જ ટૂંક છતાં સાર્થ પ્રત્યુત્તર નિલયન તરફથી આવ્યો.

"હું ધારું છું તમે જ વગાડવાના હશો તબલાં !"

"ખાસ તો એવું નથી, બાકી કોઇ સારા તબલચીને અભાવે એ લોકોને મારાથી ય ચલાવી લેવું પડે !"

"I see ! ગાવ છો ખરા ?"

"ગાવું કોક વાર: એકલું લાગે ને ન ગમે ત્યારે !"

"શોખ છે એટલું ય ઓછું છે ?"

"સંગીત અને વ્યાયામ તો મારા થાકેલા હૃદયના વિસામા સરખા છે."

"તેને ગાનાં પણ આવડે છે ? કેવું ગાતો હશે ?" કુંજનો કલારસિક આત્મા પુછી ઊઠ્યો. કસરતનો શોખ તો સુડોળ પહેરણમાંથી નજરે આવતા સ્નાયુઓ જ સૂચવી રહ્યા હતા.

"તમે આવશો જયંતભાઈ? આવજો ને! બધા સરખેસરખા જ છીએ. એમને પણ લાવશો તો વાંધા જેવું નથી. વિદ્યાર્થિનીઓ પણ ભાગ લેવાની છે."

"હું તો જરૂર આવીશ. મારી કુંજની તો તબિયત બરાબર નથી. પછી એને આવવું હોય તો મને વાંધો નથી. કેમ શો વિચાર છે?" છેલ્લું વાક્ય તે કુંજ તરફ જોઈને જ બોલ્યો. કુંજ નિરુત્તર જ રહી. કેમ નિરુત્તર રહી તે જોવું જ પરિચયે કરવું નિરંજન માટે મુશ્કેલ હતું. "કદાચ મારી હાજરીમાં બોલતાં શરમાતી પણ હોય!" નિરંજને વિચાર્યું.

મિજલસમાંથી આવ્યા પછીની આખી રાત કુંજે પથારીમાં પડીને જ પસાર કરી. ઊંઘ માંડ માંડ તેનું ઉર સ્વપ્નવિમાને ચડ્યું. અને એ સ્વપ્નમાં પણ આગલી રાતની મિજલસના જ ભણકાર હતા. નિરંજનની હસમુખી પ્રતિમા તેના અંતઃચક્ષુ સમીપ ખડી થઈ. તબલાં પર વીજળીક વેગે ફરતી તેની ગૌર અંગુલિઓ, ગાયનના તાનપલટા સાથે ઐક્ય સાધતા તબલાંમાંથી નીકળતા અનુરૂપ બોલ, મિજલસમાં થતા 'વાહ, વાહ!'ના અવાજ, તાળીઓના ગડગડાટ અને નિરંજનને ખભે અને વાંસે પડતા મિત્રોના સ્નેહભર્યા ધબ્બા— બધું જ તેના માનસપટ પર ચલચિત્રની તાદૃશતાથી ખડું થયું. તેને પણ નિરંજનને ધબ્બો મારવાનું મન થયેલું તે યાદ આવ્યું. પણ તે કોણ? નિરંજન કોણ? જીવનભરમાં પણ એ પ્રથમ ઉપસ્થિત થયું કે કેમ, તેની જ શંકા અનુભવતા ઉરમાં ફરી સ્વપ્ને પલટો ખાધો. અવાજનાં પૂર અને પ્રકાશનાં પૂર પરસ્પર હરીફાઈ કરી રહ્યાં હતાં. બધા જ પ્રકાશનું કેન્દ્ર નિરંજન હતો. બધા જ અવાજોનો વિષય નિરંજન જ હતો.

"નિરુ પાસે ગવડાવો!"

"નિરુ ઊઠ!"

"છોકરી જ રૂપેર!"

"અરે એમ શું થાય! ઝાંખે તો ગા! અમે તો તને જ સાંભળવા આવ્યા છીએ."

એમ ચારે બાજુથી નિરંજન પાસે ગવડાવવાનો આગ્રહ થઈ રહ્યો હતો. એ અવાજમાં કોમળ કંઠો પણ પરખાઈ આવતા હતા.

"નિરુભાઈ એક ચીજ તો ગાવી જ પડશે! આ લોકોને તો 'જહેરીલા ગર્દ ચે મેરા દિલબર નહિ રે...રે.' એ ગાયન સાંભળવું છે." અને અવાજની માલિકણના વાંસાપર કોક નાજુક આંગળીઓનો ધબ્બો પડ્યો.

અને ખાનગી ઉત્સાહ અને ઉલ્લાસ વચ્ચે નિરુએ ગાયનારાઓમાં ગાન કર્યું. તેના કંઠમાંથી માધુર્યની રસભરિતા વહેવા લાગી અને સહુ સાથે કુંજ પણ એ પ્રવાહમાં તણાઈ!

"ઉઠવું નથી ? પહોર દિવસ ચડ્યો છે ને ! ક્યાં સુધી પડ્યા રહેવું છે ?" ઉજાગરાથી ભારે થઇ ગયેલો જયંતનો અવાજ સંભળાયો. કુંજુની સ્વપ્નસૃષ્ટિ એ એક જ વાક્યરૂપી આંધીથી ઊડી ગઇ. તેનું મધુર સ્વપ્ન છીનવી લેનારને તેણે કેટકેટલા શાપ આપ્યા હશે !

જયંત અને નિરુપમનો પરિચય વધતો ચલ્યો. તેઓ મિત્રો બની ગયા. બંને ય અતડા સ્વભાવના એ જ બંને વચ્ચેનું સામ્ય. બીજી બધી વાતમાં તેઓ પરસ્પર ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલે અંતરે ઉભા હતા. વધુ પરિચયે નિરુપમને લાગવા માંડ્યું કે જયંત કુંજુ જેટલો તો સંસ્કારી નથી જ. એટલે જયંતને પ્રગતિને પથે ચઢાવવા મથતી કુંજુ સાથે તેણે પણ તે માટે પ્રયત્નો કરી જોયા. પણ બધી ય મહેનત એને અરણ્યરુદન જેવી લાગી અને એણે એ વાતે ત્યાંથી જ પડતી મૂકી. જયંત, જયંતનું ઘર અને કુંજુ પણ ખરી જ, તેના એકલ જીવનના વિશ્રામરૂપ હતાં એટલે બને તેટલી સહાનુભૂતિપૂર્વક તેણે જયંતની મૈત્રી જાળવી રાખી. એ મૈત્રીનાં બંધન સજ્જડ રાખવામાં એથી ઊંડી દૃષ્ટિ નહોતી. કોકવાર બંને સાથે કસરત કરતા. કોકવાર નિરુપમ ગાતો અને જયંત તબલાં વગાડતો અને ઘણીવાર બંને સાથે ફરવા કે સીનેમા વગેરે જોવા જતા. એ મૈત્રીમાં કુંજુને નહિ જેવું જ સ્થાન હતું. તેમાં ય નિરુપમ તો ભાગ્યે જ કુંજુ સાથે ત્રણેકવાર બોલ્યો હોય. અને તે ય ન છૂટકે જ. કુંજુની હાજરીમાં ગાતાં કે કસરત કરતાં ય તેને સંકોચ થતો. અને જયંત કસરત શરૂ કરતો અને નિરુપમને હીંચકે હીંચકતો જોતો ત્યારે કહેતો, "કેમ તારે કસરત નથી કરવી ?" અને નિરુપમ આછી શરમથી ઓરડાના ઉંબર પર બેઠેલી કુંજુ તરફ ત્રાંસી આંખે જોતો અને કુંજુના મુખ પર આછી સ્મિતરેખ પ્રકટતી અને ખડખડાટ હસતી, અલબત્ત નિરુપમની બાલિશતા પર જ. કુંજુ ઓરડામાં કે રસોડામાં કે પડોશીને ત્યાં ચાલી જતી.

આમ નિરુપમની વધુ શરમાળતા, વધુ સંકોચ, અને વધુ અનડાશે કુંજુનું આત્મમંથન, કુંજુની ઉર ઊર્મિઓ અને નિરુપમને મધ્યસ્થ રાખી ગૂંથેલી ભાવનાઓ દ્વિગુણિત ગતિએ વધવાં ચાલ્યાં. અને પરિણામે નિરુપમની અત્યંત બેદરકારીનો ભોગ બનેલી કુંજુ માંદગીમાં પટકાઇ પડી. પણ નિરુપમને તે વાતનો ખ્યાલ જ નહોતો. એ ખ્યાલ આજ દવા લેવા જવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં કુંજુના હૃદયમંથનમાંથી નીપજતા નવનીતસમાં ઠપકાવાક્યોએ આપ્યો.

ડીસેમ્બર માસ ચાલતો હતો. અને જયંતને ઓફીસે હંમેશ કરતાં ય વધુ કામ રહેતું. નોકરી ખાનગી હતી એટલે કદાચ રજા લેવા જતાં કાયમની જ રજા મળી જાય તેવું હતું અને નજીકમાં કોઈ અંગત પરિચયવાળું સ્વજન ન હતું એટલે દવા લેવા જવાનું કામ નિરુપમને શિરે આવ્યું. અને આટઆટલા પરિચય અને સંસર્ગ છતાં ય અજ્ઞાન રહેલું કુંજુનું આત્મમંથન તે આજ પહેલી જ વાર જાણી શક્યો. કુંજુના વાક્બાણે તેને

વાંચી નાખ્યો. તેને એકકે જવાબ જડતો નહોતો. તાકામાંથી શીશી લઇ તે દવાખાને ગયો. કુંજનું નામ બોલાયું ને પટાવાળે કહેલું બધું ય તે ડૉક્ટર આગળ યંત્રવત્ બોલી ગયો.

"તમે કુંજના શું થાવ ?"

"ભાઇ !" ડૉક્ટરના પ્રશ્નથી સ્હેજ ખમચાઇ તેણે જેમ તેમ અર્ધભાનમાં કહ્યું.

"સગા ભાઇ !" ડૉક્ટરની જિજ્ઞાસા તોષાઇ નહોતી.

"ના..... જી ! .. તે...મારાં મિત્રનાં પત્ની થાય !"

"I see......! જરા જયંતભાઇને કહેજો કે કુંજને દવા કરતાં હવાની વધુ જરૂર છે. એમને ખુલ્લામાં ફરવા લઇ જાય · આબુ, ડુમ્મસ, માથેરાન કે દેવલાલી લઇ જશે તો ય ચાલશે. તેનું મન મોકળું કરવાની જરૂર છે." ડૉક્ટરે કટાક્ષભર સ્મિતસહિત પૂરું કર્યું. આબુ, ડુમ્મસ, કે દેવલાલીની મુસાફરી જાણે એક આનાની ટ્રામની મુસાફરી જેટલી સરલ કેમ ન હોય એમ એના બોલવા પરથી નિરંજનને લાગ્યું. મફત માફક સાંભળી લઇ, ગુલાબી પાણીથી ભરી આપેલી શીશી લઇ નિરંજન ઘેર આવ્યો.

પરસાળમાં કુંજ સૂતી હતી. તેનું શરીર કુસુમના પેશી સમું ફીકું થઇ ગયું હતું. મુખ પરની સહજ સુરખીને સ્થાને વિષાદની અભેદ છાયા પથરાઇ હતી

"લાવ્યા ?" કહી તેણે શીશી લેવા હાથ લંબાવ્યો. કુંજને હાથે શીશી આપતાં નિરંજન અને કુંજની અંગુલિઓનો પરસ્પર સ્પર્શ થઇ ગયો અને કુંજના ઉરતાર કો અકથ ઊર્મિએ રણઝણી ઊઠ્યા. નિરંજનને તો જાણે વિદ્યુતસ્પર્શ થયો હોય એમ આખે શરીરે અને મુખ પર પ્રસ્વેદ બિન્દુઓ ઉપસી આવ્યા. તેના હૃદયધબકાર વધી ગયા. કુંજના મુખ પર વિજેતાનું બેદરકાર સ્મિત હતું. નિરંજનની નિર્દોષતાને આમ પજવવાં તેના અંતરાત્માને મજા પડતી હતી. બાટલીનો બૂચ ખોલી તેણે બધી દવા પીકદાનીમાં રેડી દીધી.

"અરે......અરે......બેન......કુંજબેન ..!"

કુંજ ખડખડાટ હસી પડી આંખોમાં પણ એ હાસ્યે માધુર્ય નહોતું છોડ્યું.

"શું છે એના ભાઇ, બોલો !" હજુ કટાક્ષવૃત્તિ શમી નહોતી. નિરંજન તો કપાઇ જ ગયો. કુંજનું વિચિત્ર વર્તન તેના બાલિશ, અનભિજ્ઞ આત્માને આશ્ચર્યમગ્ન કરી દે તેવું જ હતું.

"દવા બીજી લેવા જવું પડશે .....!"

તે બેઠે બેઠે બોલ્યો.

"ગભરાશો નહિ, તમને બીજો ધક્કો નહિ ખવરાવું."

"ના ! ના ! કુંજબેન. ધક્કાનો ક્યાં સવાલ છે. તમે મને નથી સમજી શક્યાં. આ તો એમ કે દવા બીજી લાવવી પડશે." તેણે મહાપ્રયાસે પૂરું કર્યું.

"નિલયન ! કયા અપરાધની અસહ સજા તમે કરી રહ્યા હતા કે મારાથી દૂર ને દૂર નાસતા હતા ? માફ કરજો. પણ કહ્યા વગર નથી ચાલતું કે મને કોઇ ભયાનક હિંસક પશુ ધારી લીધી હતી કે ભાઇની ઢાલમાં ને ઢાલમાં સંતાતા ફરતા હતા ? તમને ખ્યાલ પણ ક્યાંથી આવે કે તમારા ભાઇ સિવાય કોઇ બીજી વ્યકિત ય ઘરમાં વસે છે ! જેને તમારા ભાઇ કરતાં તમારી વધુ જરૂર હતી, જેને તમારા ભાઈ માફક અને તમારી માફક સહૃદય મિત્રની જરૂર હતી, જેને ય તમારા જેવું હૈયું, ભાવનાઓ અને લાગણીઓથી ધબકતું હતું. બોલોને ? કેમ બોલતા નથી ?"

નિલયન શું બોલે ? દુન્યવી દંભના આવરણો ભેદી, સ્વાર્થભરી સમાજનીતિનાં બંધનો તોડી, કો અદ્ભુતપૂર્ણ પ્રણયગાન ગાતાં ગાતાં કો અપાર્થિવ કલ્પનાસૃષ્ટિમાં ઊડી જવા મથતા વિહંગરાજ સમા કુંજુ ! સંસ્કારી આત્માને તે કેમ કરી સમજાવે કે જગતમાં રહી જગતના નિયમોનો અંચળો અળગો કરી શકાતો નથી. મૈત્રીના સંબંધે બાંધી કો કૃતજ્ઞ આત્માને કૃતઘ્નતાથી નવાજી જગતમાંથી માનવતાનો સમૂળ નાશ કરવા જેવું ઘોર પાતક જ નથી એ કડવું સત્ય તે કુંજુને કેમ કરી સમજાવે ? તેનો અને જયંતનો સંબંધ લગભગ સગા ભાઇના સંબંધ જેવો હતો. જયંતને તો કલ્પના ય નહોતી કુંજુના ઉરદાહની, તો પછી નિલયન તેમની મૈત્રીકુમુદિનીને કૃતઘ્નતારૂપી હિમસેકે સિંચી કુંજુની શુદ્ધ છતાં નિરંકુશ લાગણીઓને વશ થઇ તેનું પ્રણયદાન સ્વીકારશે એ તો તેણે કલ્પ્યું જ ક્યાંથી હોય ?

પલવાર તેના આદર્શોને બાજુએ મૂકતાં ય તેની સમક્ષ બે વસ્તુઓ કડક ન્યાય માગી રહી હતી. જયંતની મૈત્રી અને કુંજુનો, એક પરિણીતાનો, મિત્રપત્નીનો હાર્દિક પ્રેમ ! બેમાંથી કયું છોડી કયું અપનાવવું ? મૈત્રી કે મિત્રપત્નીનો, સમાજે પાપભર ગણી કાઢેલો પ્રેમ ? જયંત મિત્ર ન હોત તો કુંજુને સ્વપ્ને ય ક્યાંથી મળાત ? પહેલું કોણ ? જયંત કે કુંજુ ?

"જયંત જ !" તેના આત્માએ ઉત્તર વાળ્યો. બુદ્ધિએ પણ તે જ કબુલ કર્યું.

ત્યારે કુંજુનું શું ? જયંત તેનો મિત્ર તેમાં કુંજુને શું ? પરિણીતા પ્રેમ ન કરી શકે; તેને પ્રણયસૃષ્ટિ જ ન હોઇ શકે; એ જગતનો નિયમ. અને પ્રેમ કરવો હોય, પ્રણયસૃષ્ટિ જેવું કાંઇક ઊભું કરવું હોય તો ય જગતને ક્યાં ના છે ! તેના પૂર્વજન્મના સંગી અને સંયોગવશાત બની ગયેલા આ જીવનના સહચારી પતિદેવને તે ખુશીથી પ્રેમ કરી શકે છે. પતિના લુખ્ખા સૂકા જીવનમાં પ્રેમના ગોફ ગૂંથવાની મઝાહ માણી શકે છે. અને એ નાનકડા હોજમાં તરતાં ય તે સાગરમાં તર્યાનો આત્મસંતોષ અનુભવી શકે છે. અને હોજમાં ય ક્યાં દરિયામાં તરી શકાય તેટલા તારા નથી તરી શકાતા ! એથી આગળ જનાર માટે, એ હોજનાં વાસ મારતાં, ગુંગળાવતાં જળ ઉલેચી પ્રેમના વિશાળ સાગરે ડુબકી મારનાર કો સુહાગી, કલ્પનાવિહારી આત્મા માટે તો સમાજશાસકો અને જગતશાસકો કડક નિયમાવલિઓ અને તેના ભંગ માટે નક્કી કરાયલી સજાપરંપરાના દફતરો લઇ

"નિશ્ચ, મારા નાથ! મારા ઉદ્ધારક, મને માફ કર! છેલ્લી વારે તને 'સ્વામિન્' કહી લેતાં મારા બળતાં અંતરને સુધાથી સિંચવાનો પ્રયત્ન કરતાં તારું આદર્શ મને નહિ જ રોકે. મને માફ કરશે ને?

ક્યાં તને ક્યાં હું યોગીરાજ,
જેમાં પ્રભુત્વસુધા વિરાજ;
ત્યાગી બુદ્ધ સુરથા બનવાન્
ત્યાગી પ્રત્યક્ષ છો મહારાજ!' "

અંતરનો જ્વાળામુખી શાન્ત બનતાં શાંતિનાં નીરની નયનસેર ઝરતી ચઢી. તેનાં ડુસકાં નિઃશ્વસનનાં કોમળ હૃદય માટે અસહ્ય હતાં. તેનો તલસાટ, તેનું હૃદયમંથન, તેનું ચીરાતું જીગર, તેનો લોથ થઇ ગયેલો આત્મા અને તૂટી પડતા ઉરતંત્રીના તારનો અવાજ, બધું ય એ ડુસકાંમાં સ્પષ્ટ સંભળાતું હતું.

આ તેનાં આદર્શનાં મૂલ્ય. તેની મૈત્રીની કીંમત. આદર્શ કરતાં મૂલ્યનું ત્રાજવું ખૂબ જ નીચું બન્યું હતું. કુન્તુનાં એક એક ડુસકા આગળ હજારો જયંતોની મૈત્રીનો સમૂહ કરી ય વિમાનમાં નહોતો પણ તેને માટે તો આત્માએ, બુદ્ધિએ અને ચિરાતા જીગરે પણ એ જ માર્ગ નક્કી કર્યો હતો. અને એણે જયંતનું ઘર છોડ્યું. ફરી કદી એ બારસૂલી મંડળ નહિ ખખડાવવાનાં શપથ સહિત. ભલે કુન્તુનું ગમે તે થાય, ભલે પોતાની સ્નેહસરિતા સૂકાઈ જાય તેના જીવનમાં તપવું રણ જ રહે. જો કે જતાં જતાં ય કુન્તુ તો તેને ખૂબ જ કરગરી હતી.

"કોઈ વાર તો મારા પ્રભુપદ્મનાં દર્શન પામીશ ને! એટલી ઉદારતાની તો આશા રાખું ને! એટલું તો બનશે ને નિશ્ચુ?" પણ તેનો કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય નિષ્ઠુરતાની મૂર્તિસમો તે ચાલ્યો ગયો હતો.

"શું કામ એ ઘરને ઉંબરે પગે ય મૂકું? બળતામાં ઘી હોમવા? અતૃપ્ત ભાવનાઓનો ઘુંધવાતો વડવાગ્નિ એમ તે તોફાની કે ઉગ્ર બનશે? એ તો ભોળી છે, અબુઝ છે; એને નિશ્ચયના પરિણામનો ખ્યાલ નથી. ના! ના! ના! નથી જ જવું. દિવસ જતાં વાત વિસારે પડશે અને એ મને ભૂલી જશે." તેના માનસપટમાં કેટકેટલી ય વિચારતરંગાવલિઓ ઊઠતી ઘણી ય વાર વાચનખંડની શૂન્યતામાં ઊભો ઊભો 'તે પુસ્તક હાથમાં રાખી વિચારવમળે અટવાઇ પડતો, જયંતે પણ તેને કેટલી ય વાર ટોક્યો હશે

"જોને તારું શરીર! કસરત નથી કરતો? આ કલાકમાં તારો શો વજન ઓગળી જવાનો હતો! એટલો તો આરામ લેવો જ જોઇએ ને!"

"વાંચવાનું બહુ છે, પરીક્ષા નજદિક આવતી જાય છે. હજુ તો બધું એમનું

એમ જ પડયું છે. એકકે પુસ્તક ઊઘાડયું નથી. ઉપરથી સવાર સાંજ એકેક ટયુશનની લપ છે. કયાંથી કાઢવો વખત !"

અને જયંતને પણ એ બધાં કારણો માટે શંકા લાવવા જેટલો સમય નહોતો. તેને તો બધું સ્વાભાવિક જ લાગેલું.

"પરીક્ષા પછી તો આવશે ને ?" જયંતે પૂછેલું. "ત્યારની વાત ત્યારે. પાસ જ નથી થવાવાનું ને આ વખત તો." કહી તેણે ઉડતો જ જવાબ આપેલો.

"અરે જા! જા! તારે માટે તો કુંજુને કેટલી સારી આશા છે. એ તો રાતદિવસ કથા કરે છે કે તું જ પહેલો આવીશ."

"એમ માગ્યા મેહ વરસતા હોત તો જોઇતું'તું શું ?"

અને વાત ખરી હતી. જયંત કયાંથી કલ્પી શકે તેની હૃદયવ્યથા ? એ ઘરનો ઉંબર છોડે કેટલા ય દિવસ વીત્યા તો ય તેની અસ્વસ્થતા ઓસરી નહોતી. પરીક્ષાની ચિંતા તો માથા પર લટકતી તલવારની માફક રાતદિવસ ઝઝુમી રહી હતી. કલાસ લાવવાનાં તો ઠેકાણાં નહોતાં ત્યાં પ્રથમ નંબરની તો આશા જ શી ? ચોપડી ઉઘાડી વાંચવા બેસે બધું વાંચી જાય પણ મનમાં કુંજુના જ વિચાર એટલે વાંચન માત્ર આંખની જ ક્રિયા બની રહેતું. તેમાં મનનો સહકાર નહોતો. વાંચેલું ફરી વાંચે. ફરી પણ એ જ સ્થિતિ. એમ કેટલી ય વાર કરે અને જ્યારે પૃષ્ઠ પર કુંજુનું આંસુ સારતું મુખ જુએ ત્યારે ડૂસકાં ખાતો વિહ્વલ બને ચોપડી ઉંધીવાળી આંસુદ્વારા હૈયું હળવું કરે.

આમ કેટલા ય દિવસો અંતરગૂઢઘન વ્યથાની પરાકાષ્ઠામાં વીત્યા. પરીક્ષા પણ આવી અને ગઇ. નિસેનની વિહ્વલતા તેની તે જ હતી. કયે દિવસે કયું પ્રશ્નપત્ર હતું તેનો ય તેને ખ્યાલ નહોતો. પાસ થવાશે કે કેમ, કયો સવાલ કેમ લખાયો છે, કયા પત્રમાં કેટલા ગુણ આવશે, કશું ય તેને યાદ નહોતું. બધું જ જાણે યંત્રવત્ બની ગયેલું.

પરિણામ બહાર પડ્યું. તેને માંડ બીજા વર્ગમાં પાસ થવાય એટલા ગુણ મળ્યા હતા. મિત્રો આશ્ચર્યમાં ડૂબી ગયા. સહયોગીઓએ તેની પાસેથી સફળતાની ગગનચુંબી આશાઓ રાખી હતી. પ્રોફેસરોએ હવાઇ મિનારા ચણ્યા હતા. તેના હાથમાં કોલેજનું કીર્તિસુકાન હતું. પણ બધું ય વ્યર્થ. કેટલાકે અભિનંદનો આપ્યાં. કેટલાકે ઉજાણીઓ અને પાર્ટીઓ માગી. પણ આ બધું કેમ બન્યું તે જાણવાની, કે સમજવાની કોઇને ય પડી નહોતી. બધા ય પોતપોતના સ્વાર્થમાં મગ્ન હતા. ત્યાં તેના અંતઃક્ષોભની કોને પડી હોય ?

"નિસેનભાઈ છે કે ?" એક ગાભરા અવાજ સાથે તેના ખંડનું દ્વાર ખખડ્યું. ડરો ફર્યો અને બારણું ખોલી એક નોકર જેવો લાગતો માણસ દાખલ થયો.

"કેમ ?" સવાલના જવાબમાં આવનારે એક બંધ પરબીડીયું તેના હાથમાં મૂક્યું.

જયંતના ઉતાવળે લખાયેલા ગાંડાઘેલા અક્ષરો ઓળખતાં તેને વાર ન લાગી. તેણે ઉતાવળથી પરબીડિયું તોડ્યું. અંદરથી એક બે આંગળની કાપલી જ નીકળી.

ભાઈ નિરુ!

કુંજુની છેલ્લી ઘડી આવી છે. તને ખૂબ યાદ કરે છે. બને તેટલી ઉતાવળે આવી પહોંચ.

જયંત.

" ગાડીવાળાને નીચે જ ઊભો રાખ્યો છે 'ને આપ સાથે જ ચાલો." આવનારે કહ્યું.

ખીંટીએથી કોટ ખભા પર નાખી, ચંપલોમાં ઉતાવળે આંગળીઓ પરોવી, જેમ તેમ તાળું વાસી તે ચાલ્યો. ગાડી ઝડપથી ચાલતી હતી છતાં નિરંજનને તેની ગતિ ખૂબ જ ધીરી લાગી.

તે આવ્યો. ઓસરીમાં કુંજુની પથારી આગળ બે ચાર સ્ત્રીઓ રડતી બેઠી હતી. નજદિક જ પણ પથારીથી રહેજ દૂર મોટેરાઓની જુદાઈ જેવી મર્યાદા સાચવવાનો વ્યર્થ પ્રયત્ન કરતો કુમકા ખાતો, ઘૂંટણ વચ્ચે માથું દબાવી જયંત બેઠો હતો.

" નિરુ! કુંજુ ગઈ! છેક હમણાં સુધી તને " અને તેને ગળે ડૂમો ભરાઈ આવ્યો અને નિરંજનને ખભે માથું નાખી દઈ તે ધ્રુસકે ધ્રુસકે રડ્યો. અત્યાર સુધી જાળવેલી સાંસારિક મર્યાદાની પાળો તોડી આંસુએ માઝા મૂકી. નિરુ પણ રડું રડું થઈ ગયો. પણ તેનાં આંસુઓ તો ક્યારનાં ય સુકાઈ ગયાં હતાં. કુંજુને છોડી ચાલ્યો ગયો હતો તે દિવસથી. તેનો અંતઃક્ષોભ વધી ગયો હતો. તેના હૃદયને આંસુના ઉભરા છલકાવાની શક્તિ નહોતી. " ક્યાંથી હોય?" તેનું હૃદય ઠંડા ભાવે ધ્રૂજ્યું. તેના જેવા પ્રણયદ્રોહીને, કુંજુ જેવા પ્રભુના હરિયાળા કુંજના ઘાતકને, સૃષ્ટિબાગનું અણમોલ પારિજાતક ધૂળમાં રગદોળનારને આંસુઓ ય શાની ઉદારતા બતાવે! તેનું હૃદય શતસહસ્ર વીંછીઓના ડંખની વેદના સહી રહ્યું હતું.

" બાપ, તને ખૂબ યાદ કર્યો! અને આજે તો છેક સવારથી તું ગાતો હતો તે તેં શીખવેલાં મીરાંનાં પદો ગાતી હતી. અને છેક છેલ્લી વેળાએ ય

'મીરાં લાગી જનમ જનમકી
અંસુ અંગ સમાવે ..
પ્રભુજી
તબ બિનસુ બિન મિલાવે .......
મેરે પ્રભુજી ..
તોડાદે કારણ ..........'

એ લીટીઓ ગુંજતી ગુંજતી જ સ્વધામ ગઈ.

બાપ, એ તો સ્વધામમાં ગઈ. પણ મારો ક્યાં આરો!" અને ફરી તે ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો.

# ઠાકુરશરણે

રવીન્દ્ર દવે

"રંભા! હવે જઈશું ને?"

"ચાલ, સુરદાસજી સાથે વાતોમાં આજે ફુલે ન વેચાણાં"

"તું ગમે તે કહે, મારી છાબમાંથી સુરદાસજી એક ફુલ લઈ જાય એટલે મને નિરાંત. જાણે બધા ય વેચ્યાનો આનંદ થાય."

"ગૌરી, સુરદાસજી સાચે જ દેખતા નથી?"

"એમાં કાંઈ સંદેહ છે? છતી આંખે આંધળા થવાનો કોઈને શોખ ઓછો જ હોય. સુરદાસજી તો પ્રભુનું માણસ, તેમને જોઉં છું અને કોણ જાણે પણ હું મારી જાતને ભૂલી જાઉં છું."

"એટલે તો બિચારાની તું મજાક ઉડાવે છે નહિ?"

"તેમને ખીજવવામાં મને કોઈ ઓર મઝા આવે છે. જોતી નથી, મને ખીજવવામાં જેટલી મઝા આવે છે, તેનાં કરતાં તેમને ખીજાઈ જવામાં મઝા આવે છે."

"સુરદાસજી ભલે બુઢ્ઢા રહ્યા. પણ સ્વભાવે સાવ બાળક જેવા રહ્યા છે."

"ખીજાઈ જાય ત્યારે તો સાવ નાનું છોકરૂં જોઈ લ્યો. ગાલ તપીને લાલ ચોળ બની જાય છે."

"ધીકતા અંગાર જેવા લાલ, આંસુનાં ટીપાં પડે તો એ વરાળ થઈને ઊડી જાય."

"ચીડાય છે ત્યારે ઘણા સુંદર લાગે છે નહિ?"

"સારૂં હવે, ચાલ વાતોમાં ઘણું મોડું થઈ ગયું."

નાની નાની બે ઝરણી જેવી ગૌરી અને રંભા પરસ્પરનાં હાથમાં હાથ ભીડાવી ચાલતાં થયાં.

જગતમાં બે પ્રકારનાં માણસો હોય છે. કેટલાંક નરી આંખે દેખતા હોય છે છતાં આંધળા જેવા હોય છે. કેટલાક ખરેખર આંધળા હોય છે છતાં દેખતાં જેવા હોય છે. સુરદાસજી બીજી કોટીના માણસ હતા. વાસ્તવિક જગતને નીહાળનારાં બે નેત્રો નાનપણથી જ

જતાં રહી ગયાં હતાં, પણ ત્યાર પછી તેમનાં આંતરિક જગતમાં કોઈ નવું જ ચેતન રહ્યું. ઈશ્વર પ્રત્યેની અખંડ શ્રદ્ધા છેક ગર્ભમાંથી પીને આવ્યા હોય તેમ બાળપણથી જ તેમને ભજન કીર્તન અને દેવદર્શનની લત લાગી હતી. શરાબનો નશો એક વાર પીનારને લાગ્યો પછી છૂટવો અશક્ય છે. દેવદર્શનનો અદ્ભુત નશો સુરદાસજીને એવો જ ચડ્યો હતો. અકસ્માત કોઈ દિ મંદિર જવાનું રહી જાય તો આખા દિવસના કાર્યક્રમમાં ન પૂરી શકાય એવડું મોટું ગાબડું પડ્યું હોય તેટલી વેદના અનુભવતા. દસ વર્ષની નાજુક ઉંમરે પોયણાં જેવી બે આંખોની રોશની બુઝાયા પછી તો ઈશ્વર પ્રત્યે તેમની ભક્તિ અને પ્રેમ બેહદ વધી ગયા.

અંધ તરીકે કોઈના પણ દયાના પાત્ર બનવું એ સુરદાસજીને ભારે ગાળી આપવા બરાબર લાગતું. કોઈ એમના પ્રત્યે અંધ તરીકે દયા કે લાગણી બતાવતું તો એમને પગથી તે માથા સુધી ઝાળ વ્યાપી જતી, ગર્વ અને તિરસ્કાર ભર્યા અવાજે સુરદાસજી તેઓને રોકડું પરખાવી દેતા "મારી દયા ખાધા વિના તમારી જાતની દયા ખાતાં શીખો ને! આંખો છે છતા દેખી શકતા તો છો નહિ. દેખતાં હોવાનો ડોળ કરવો પડે છે, મારે તો ગમે ત્યાં અથડાઈ પડો છો." આવો પાણીભર્યો જવાબ સાંભળી દયા બતાવનારનાં મોઢાં વાગોળ જેવાં, કાળા ડિબાં જેવાં બની જતા. અને બનતું પણ એવું, સુરદાસજી બીજા કોઈ સ્થળે જવા નીકળે ત્યારે અનેક પૂછપરછ કરતા. કોઈકવાર ઉંધા માર્ગે પણ ચડી જતા. પણ જ્યારે મંદિરે જવા નીકળે ત્યારે સીધા કોઈને પણ પૂછ્યા વિના, અથવા આડા અવળા અટવાયા વિના બાણમાંથી છૂટેલા તીરની માફક મંદિરે જ જઈ પહોંચતા. ઘણી વે વાર નાની છોકરી ગૌરી સુરદાસજી ઝૂંપડીએથી મંદિરે જવા નીકળે ત્યારે તેમની પાછળ પાછળ નીકળી પડતી. સુરદાસજી ક્યાંઈ અટવાઈ ના પડે તેની ઘણી કાળજી રાખતી. સુરદાસજીનો આખો ઈતિહાસ બહુ થોડા માણસો જાણતા. જેટલાએ જાણ્યો હતો એ બધાના ચાહક થઈ ગયા હતા. જીવનના અનેક કડવા અનુભવો સુરદાસજીને મળ્યા હતા. અંધ અવસ્થામાં પણ ઠેઠ હરદ્વાર સુધી પગે ચાલીને તે મુસાફરી કરી આવ્યા હતા. મોટા મોટા તીર્થસ્થાનોમાંથી એક પણ એવું બાકી રહ્યું નહતું જ્યાં સુરદાસજીનો પગ નહિ પડ્યો હોય. જીવનનો જુવાળભર્યો કાળ તેમણે એક સ્થળેથી બીજે સ્થળે ભટકવામાં ગાળ્યો હતો. એક હાથમાં એકતારો અને બીજા હાથમાં મંજીરાં લઈ ગામે ગામે ભજનકીર્તનની ધૂન મચાવતા તેમને ભીખ માગવી પડતી ત્યારે અનેક જાતના અપમાનોનો વિકરાળ દરિયો તેમના પર પડતો હતો છતાં એક વાત દીવા જેવી સ્પષ્ટ હતી. જેમણે સુરદાસજીનાં ભજન સાંભળ્યાં હતાં, તે બધાના પ્રાણ ઊંડી ઊંડી વેદના અનુભવી અસ્થિર બન્યા હતા. પશ્ચાત્તાપ થએલાં માણસનાં આંસુ જેમ સતત ઝર્યા કરે તેમ સુરદાસજીનાં ભજનોએ સાંભળનારાઓના આત્મામાં રોજની ધ્રુજારી મૂકી દીધી હતી. દુનિયાના અનેક કડવામીઠા અનુભવો લાગવાથી, કાયાની ખુમારી જ્યારે લથડવા લાગી ત્યારે બાકીનું જીવન શેષ કરવા આ ગામમાં આવી તેમણે વાસ કર્યો.

બાર તેર વરસની ચાંદ, જેવી તોફાની ગૌરીએ સાઠ વરસના બુઢ્ઢા સુરદાસજીને

અસીમ સ્નેહના પાશમાં એવા તો બાંધી દીધા હતા કે બુઢ્ઢો અને બાળકી દૂધમાં સાકર ભળી જાય તેવાં પરસ્પરમાં ભળી ગયાં હતાં. સવારે સૂર્યનું પ્રથમ કિરણ પૃથ્વીના હોઠપર ચુંબન ચોટે ન ચોટે ત્યાં સુરદાસજી કાનની બુટ સુધી અડે એવડી મોટી લાકડી હાથમાં ધરી, રસ્તો ઠોકતા ઠોકતા મંદિરે દર્શન કરવા નીકળી પડતા. બન્ને ભૂજાઓ ઉપર ભસ્મનાં તિલક ચોડતા. ચંદ્રની અંદર શોભતા ડાઘ જેવા એ તિલક શોભી ઉઠતાં. ગળામાં નાખેલી રૂદ્રાક્ષની માળા છેક નાભિને હાથતાળી દેવા દોડતી હોય તેટલી લાંબી હતી. વેંત વેંતના વિશાળ કપાળ ઉપર પવનના ઝપાટાથી ઊડીને પડેલી સફેદ બાબરીની સુવાળી લટો, અને સફેદ રેશમ જેવી છાતીનું બીછાનું કરીને પડેલી દૂધના રેસા જેવી લાંબી દાઢી, કોઇ મહાન ફિરસ્તાનું ચિત્ર ખડું કરતી હતી. મંદિર પાસે આવીને રોજના નિયમ પ્રમાણે ગૌરીને સાદ પાડી બોલાવતા.

" ગૌરી ! એ...ય...ગૌરી " નજીક જ ઊભેલી-તોફાની ગૌરી સુરદાસજીને ખીજવવા જવાબ આપ્યા વગર ધીમું ધીમું હસતી મુંગી ઊભી રહેતી.

" કેમ રંભા ! ગૌરી આજે નથી આવી ? " સુરદાસજી બીજી પરિચિત ફુલવાળીને સંબોધી પૂછતા. ગૌરી નાક ઉપર નાનીનાની શિખા જેવી આંગળીઓ લગાડી નસ્કોરાં ફુલાવી રંભાને ચૂપ રહેવા ઇશારો કરતી. કાંઇ પણ જવાબ ન મળતાં સુરદાસજી ફરી પૂછતા.

" રંભા, ગૌરી ક્યાં છે ? નથી આવી કે શું ? " સુરદાસજીને મુંઝાયલા જોઇને રંભાથી વધારે વાર મુંગા રહી શકાતું નહિ તે બોલી ઉઠતી. " ગૌરી તમારી સામે જ ઊભી છે. જાણીને નથી બોલતી." છેલ્લી ઘડીએ માણસ ના શરીરમાં પ્રાણ આવ્યો હોય તેમ સુરદાસજી એકદમ બોલી ઉઠતાઃ–, ગૌરી ! કેમ બોલતી નથી ? મારે વાસ્તે ફુલ રાખ્યાં છે ? "

" તમારે વાસ્તે રોજ ઉઠીને ફુલ ક્યાંથી રાખું ? તમે કેટલા બધા મોડા આવ્યા છો ખબર છે ? ફુલ તો બધાં ય વેચાઇ ગયાં. " ખોટો છણકો કરી ગૌરી કહેતી અને પછી કંઠમાં જાણે ઝરણું વ્હેતું મુકયું હોય તેમ ખડખડાટ હસી પડતી.

" એકે ય ફુલ નથી ? " ગૌરીને હસતાં સાંભળી સુરદાસજી રાતાપીળા થઇ જતા.

" ના એકે ય ફુલ નથી " ગૌરી એટલા જ ઠંડા પેટે જવાબ આપતી.

" રંભા ! તારી પાસે એકાદ ફુલ છે કે ? "

" અરે, ગૌરી પાસે ઘણાં ફુલ છે. ખોટું બોલવાની તેને ટેવ પડી ગઇ છે, અને તમે આવ્યા છો પણ રોજના સમયે, જરાએ મોડા નથી " ગૌરીનું જૂઠ આમ ઝાઝો વખત ટકતું નહિ.

"ગૌરી! આમ રોજ ઉઠીને શું કામ મને પજવે છે!" સુરદાસજીનો બધો ય ગુસ્સો બાળકની માફક લાચારીમાં પરિણામ પામતો.

"પજવણીની સાથે તેની કિંમત પણ આપું છું ને!"

"એવું તે શું મોટું આપી દે છે?"

"કેમ વળી જાસુદનાં સુંદર ફૂલ." બધાં ય ફૂલોમાં સુરદાસજીને જાસુદનાં ફૂલ ઘણાં ગમતાં એ ગૌરી સારી પેઠે જાણતી. એટલે કોઈ પણ ઉપાયે તેમને સારુ રોજ એકાદું જાસુદનું ફૂલ લાવતી. સુરદાસજીને પુષ્કળ રંજાડીને પછી એ ફૂલની તેમને ભેટ ધરતી. ફૂલ લઈ સુરદાસજી મંદિરમાં જતા. અનંત ભક્તિનાં પ્રતીક સમાં ફૂલને દેવમૂર્તિનાં ચરણે ચઢાવી પાછા ફરતા. ગૌરી તેમની પ્રતીક્ષા કરતી આતુર આંખે બહાર ઊભી રહેતી. સુરદાસજી પાછા આવે એટલે પજવણીનો આરંભ કરતી.

"કેમ સુરદાસજી! ફૂલ દેવને માથે ચઢાવી આવ્યા કે કોઈના પગની ચરણરજ જેવા બીજે ક્યાંક મૂકી આવ્યા?"

"દેવના માથે જ તો. મંદિરમાં દાખલ થાઉં એટલે મને બધું જ દેખાય."

"સુરદાસજી! મશ્કરી તો નથી કરતા ને?"

"તારે કહેવું હોય તે કહે. પણ મંદિરે આવવા નીકળું એટલે બધું જ દેખાય છે."

"ત્યારે આંધળા હોવાનો ઢોંગ શીદ કરો છો?"

"હું તો કાંઈ એવો ઢોંગ કરતો નથી, પણ અહિં આવનારા બધા દેખતા હોવાનો ઢોંગ કરે છે."

"તમારી માફક બધાને અહિં લાકડી ઠોકતા નથી આવવું પડતું. અને આવ્યા પછી ગૌરીની ખુશામત પણ નથી કરવી પડતી સમજ્યા ને!"

"જો ને, હું તો વીસ વીસ વરસ થયાં આ મંદિરે આવું છું. કોઈ દિ ભૂલો નથી પડ્યો, કે ક્યાંય અથડાઈ પણ નથી પડ્યો. અહિં આવવા નીકળું એટલે સીધો અહિં જ આવી પહોંચું."

"ત્યારે શું તમે બધું ય જોઈ શકો છો?"

"હા. મંદિરની ભીતર બધું જ જોઈ શકું છું."

"એમ? બોલો ત્યારે મંદિર કેવું છે? મૂર્તિનો રંગ કેવો છે? મૂર્તિનો આકાર કેવો છે?"

"ના, ના, એ બધું કાંઇ નથી દેખાતું."

"ત્યારે વગર મફતના શાને કુદી મરો છો, 'હું દેખું છું, દેખું છું' બોલો આ જાસુદના ફુલનો રંગ કેવો છે ?"

"ગોરી, તું ગાંડી છો. તને કેવી રીતે સમજાવું ? ઘણી વસ્તુ આપણે નરી આંખે દેખી શકતાં નથી છતાં અનુભવી શકીએ છીએ."

"અનુભવ વળી કેવો ?"

"જે વસ્તુ બ્હારની આંખોથી ન જોઇ શકાય તે અંદરની આંખો વડે અનુભવી શકાય."

"તમારે પાછી અંદરે વળી આંખો છે ?" એટલું કહેતાં ગોરી ખડખડાટ હસી પડતી.

"તું હસે કે રડે. પણ એ આંખો તો અહિંયાં છે." કહી સુરદાસજી છાતી પરનો ઉજરીયો ખસેડી બને હાથને છાતી સરસા ચાંપતા. આવા અનેક રસિક સંવાદોથી બંનેનો રસ્તો ક્યાંય કપાઇ જતો. છુટા પડતા સુરદાસજી ગોરીને કહી દેતા.

"ગોરી તારા બાપને કહેજે, કે આજે ભજન કીર્તનની ગોઠવણ કરી રાખે."

"દીવાબત્તી પછી ને ?"

"હા, દીવાબત્તી પછી." બુઢો અને બાળકી આનંદમાં છુટાં પડતાં.

માયાનું બંધન કોણ જાણે કેવું એ છે, એક વાર તેમાં ફસાયા પછી બ્હાર નીકળવા પ્રયાસ કરતાં વધારે ને વધારે ફસાઇ પડાય છે. સુરદાસજીની અદ્ભુત માયામાં પડેલી ગોરીની આવી જ અવસ્થા હતી. તેમની એક પણ મુશ્કેલી કે હાડમારી તેનાથી સહન થઇ શકતી ન્હોતી. દિવસે દિવસે નાનુ ગામડું મોટા શહેરનું સ્વરૂપ ધરી રહ્યું હતું. મંદિર છેક ગામને કિનારે પડી ગયું હતું. વખત જતાં ચોમાસામાં દેડકાંનો ઉપદ્રવ વધી પડે તેમ ગામમાં ઘોડાગાડી અને મોટરોનો ઉપદ્રવ વધી જતો હતો. રસ્તામાં અકસ્માત કોઇ દિ મોટર ગાડીની સખત અડફેટમાં સુરદાસજી ચઢી જાય તો મુડી હાડકાંનો માળો બાંધીને બુઢો થઇ જતા વાર ન લાગે એમ બીકે ગોરી સુરદાસજીને ઘણી વાર વિનવતી.

"સુરદાસજી! વગર મફતનાં આવી ભીડમાં શા માટે આવતા હશો ? ઘેર બેઠાં પ્રભુભજન ન થાય ?"

"ગોરી ! મને તો હવે ટેવ પડી ગઇ. મંદિરે ન આવું તો આખો દિવસ ખાલી ખાલી; જાણે કશું નથી કર્યું."

"ઘરડે ઘડપણે આટલે દૂર દુઃખ વેઠતા આવવું પડે તેનાં કરતાં ઘેર બેઠા તમારે જે કરવું હોય તે કરો ને, હું તમને ઘેર આવીને રોજ તમારે જોઈએ તેટલાં જાસુદનાં ફૂલ આપી જઈશ પછી કાંઈ!"

"ઘણાં વરસો થયાં. આ મંદિર આગળનું ત્યારનો નિયમિત અહિંઆ આવું છું. ગૌરી, તારો જન્મે નહિ થયો હોય, ત્યારનો ત્રીસ ત્રીસ વરસનો માયા-સ્નેહમાં થોડી જ છૂટી પડે."

"મંદિર તો હવે ગામને છેડે પડી ગયું. ઘોડાગાડી, મોટરો, કેટલું બધું વધી ગયું છે! અડતના કોઈક અડફેટે ખૂંદાઈને ચેપટો થઈ મરશો."

"મંદિરે આવતાં રસ્તામાં જ મરણ બેરી પડે તો તેના જેવું રૂડું બીજું શું? ગૌરી! અહિં આવ્યા વિના મને ચેન નથી પડતું" ગૌરીની બધીએ દલીલો આમ વ્યર્થ જતી. તેને ન સમજાય તેવી મુંઝવણ ઉપજતી.

એક દિવસ મંદિરે આવતા સુરદાસજીને ઘણું મોડું થઈ ગયું. દસ વાગ્યા, તડકા પૂરેપૂરા ચઢી ગયા હતા. દર્શને આવેલા લોકો વિખરાવા માંડ્યા હતા. સુરદાસજીની વાટ જોઈ થાકેલી ગૌરી અહિં નહિં આંટીપાટી થતી હતી. અધીરી બનેલી તે પળે પળે સુરદાસજી આવતા એ દિશામાં ઊંચી ડોક કરી કરી દૃષ્ટિની પણછ તાણતી. દૂર સુધી કોઈએ દેખાતું નહોતું. અસહાય બની ઘડીકમાં નીચે બેસતી; વળી પાછી ઊભી થઈ રસ્તાને છેડે પાર આંખો દોડાવતી. વારંવાર અમંગળ વિચારો આવતા તેને દબાવતી દબાવવા જતાં આળસ મરડીમરડીને ઉગ્રપણે ઊભી થતી. કુશંકાઓનું મનમાં જાગું જાગું. "ઘોડા ગાડી કે મોટરની અડફેટમાં તો નહિ આવી ગયા હોય ને! રસ્તામાં પડી તો નહિ ગયા હોય ને!" ધરતીની છાતી ફાડીને જાણે અંકુરો ફૂટે તેમ આવા અનેક વિચારો ફૂટતા હતા. તેને રોકવા જતા અંતરના મર્મસ્થાને તીણા શૂળ ભોંકાતાં હતાં. એવામાં દૂરથી સુરદાસજીને આવતા જોઈ ગૌરી બંદૂકમાંથી ગોળી છૂટે તેમ ઉમળકાભેર સામે દોડી સુરદાસજીની કોટે વળગી પડવા લંબાવેલા હાથ તલવારના ઝાટકે શરીરથી કોઈએ જુદા કરી નાંખ્યા હોય તેમ નીચે પડ્યા. સુરદાસજીના હાથે લોહી ખરડાએલું જોઈ હેબતાઈ ગઈ. આંખમાં ઝળઝળીયાં આવવાથી દૃષ્ટિ ઢંકાઈ ગઈ. ચારે બાજુ કાળાં કાળાં ધાબાં છવાઈ વળ્યાં.

"સુરદાસજી! આ શું થયું?" ગળાનો ડૂમો વાચાને જકડી રાખતો હતો.

"કાંઈ નહિ બેટી! રસ્તામાં આવતા ઘોડાગાડીનું પૈડું જરા હાથ આગે ઘસાઈ ગયું."

"મારું કહ્યું તમે નહિ માનો, આજ ને આજ કોઈ દિ મોટો અકસ્માતમાં દેહ ખોઈ બેસશો ત્યારે ખબર પડશે."

તે દિવસે ગૌરીનું મન આખો દિવસ બેચેન રહ્યું. ભમરીના ડંખથી કીડો જે વેદના અનુભવે તેવી દશા ગૌરીની થઇ હતી. અનેક મોટરઘોડાગાડીની ભીંસાણ વચ્ચે જીવ બચાવવા હાંફતાં હાંફતાં દોડતા સુરદાસજીનું ચિત્ર તેની આંખમાં આંસુની માફક બાઝી રહ્યું. સુરદાસજી હઠીલા છે તેની ખાત્રી થતાં ગૌરીનું મનોબળ ઓગળવા લાગ્યું. કોઇ દિવસ નહિ અને આજે ગૌરીએ સુરદાસજી સાથે ઉંડે ઉંડે ન કળાય તેવી વેદના ભરી નિકટતા અનુભવી. પોતાના જ શરીરનું એકાદું અંગ ધીરે ધીરે જુદું પડી જતું હોય તેવું દરદ અનુભવ્યું.

× × ×

ઠાકુર તવ શરણાઈ આયો
ઉતર ગયા મેરા મનકા સંશા
જબ તવ દરશન પાયો.

સુરદાસજીનો બુલંદ અવાજ રાતના ચોકીદાર સમા તારાઓનાં અંતરદ્વાર હચમચાવી ઠાકુરનાં શરણુ સુધી પહોંચવા લંબાતો હતો. આજે ગૌરીને ત્યાં ભજનકીર્તનની ધૂન જામી હતી. એક હાથમાં મંજીરાં અને બીજા હાથમાં એકતારો લઇ સુરદાસજી અંતર્ગત કોઈ બીજી દુનિયામાં પ્હોંચી ગયા હતા. જેમ જેમ ભજન જામતાં ગયાં તેમ તેમ ભજનના સૂર સાથે સાંભળનારા ઊડવા લાગ્યા. વચમાં વચમાં તાનમાં આવી સુરદાસજી ઊભા થઇ વલોવી નૃત્ય આરંભતા. નાચતા નાચતા કોઇ એવી બેભાન અવસ્થામાં પહોંચી જતા કે આંખમાંથી વાદળને ચીરીને મેઘધારા વછૂટે તેવી અશ્રુની ધારા આંખનાં પોપચાંને વળોટી છેક ગાલ ઉપર રેલાતી, અંતરમાં જામેલી વેદનાની મેલડી કોઇ અદૃષ્ટ વિરહના ભારે ગગડાટ કરતી તૂટી પડી હોય તેમ સુરદાસજીના કંઠમાં કરુણાનો સાગર ઉછળતો. ભજન દ્વારા સુરદાસજી પોતાનું દિલ નીચોવી રહ્યા હોય તેવી અસહ્ય વેદના હતી. ભજન પુરાં થયાં, વાતાવરણમાં કારમી શાંતિ પથરાઇ.

સ્વપ્નભંગ થતાં શરૂઆતની પળમાં માણસ પોતે વાસ્તવિક દુનિયામાં છે કે સ્વપ્નલોકમાં છે તેની ખાતરી કરી શકતો નથી. તેવી જ રીતે અર્ધજાગ્રત અવસ્થા સુરદાસજીની બની હતી. અદૃશ્ય—દુનિયામાં ભ્રમણ કરીને પાછો ફરેલો તેમનો આત્મા એ દુનિયાના સ્મરણોમાં એકતાન બન્યો હતો. અનેક ભાવો તેમની ગંભીર મુખમુદ્રા પર તરી રહ્યા હતા. રાત મૃગલાની ફાળે વધી રહી હતી. કારમા એકાંતનો ભંગ કરી ગૌરીના બાપે કહ્યું:

"ગૌરી, દીવો લઇને જાનો, સુરદાસજીને તેમની ઝુંપડીએ પહોંચાડી આવ." એક હાથમાં દીવો અને બીજા હાથમાં સુરદાસજીનો હાથ પકડી ગૌરી ઊભી થઇ. અંધારી રાતના એકાંતમાં મુંગા મુંગા યાત્રીયો તારાઓના જેવું ભવ્ય મૌન સેવતા રસ્તો કાપતા હતા. ગૌરીના મોઢામાં બોલું, બોલું, કરતા શબ્દો ઠેઠ હોઠ સુધી આવી, હોઠને ધ્રુજાવી પાછા જતા હતા. તેને કાંઇક કહેવું હતું તેના કંઠમાં શબ્દોનો ગજગ્રાહ જામ્યો હતો. પણ

ભજનની ધૂનમાં તરબોળ બનેલા સુરદાસજીની અપૂર્વ ગંભીરતાને વિક્ષેપવી તેને ન ગમી. ઉજમ વાચા ભૂલી ગઈ હોય તેમ એકપણ શબ્દની આપલે કર્યા વિના બંને છૂટાં પડ્યાં. ગૌરીના ગયા પછી સુરદાસજી પથારીમાં પડ્યા અનેક વિચારોની પાંખે ઊડતા, તેમની આંખ ક્યારે મળી ગઈ તેનું ભાન ન રહ્યું.

મધ્ય રાત્રી પછીનું આકાશ કોઈ મહાન નગરીના બજાર જેવું ભવ્ય અને તેજસ્વી લાગતું હતું. પૂર્વ દિશાના સિંહાસન પર થોડા કલાકો પછી થનાર સૂર્ય દેવતાના અભિષેકનું દૃશ્ય, અશ્વમેધ કરીને દિગ્વિજય પામેલા સમ્રાટનો સત્કાર કરવા ઉભરેલી પ્રજાનું ચિત્ર ખડું કરતું હતું. નવલખ તારાઓને ઝુકી. ઝુકી, પૂર્વ દિશામાંથી આવનાર મહાન સમ્રાટના આગમન માટે માનદિશા શરણાઈના સૂર છેડતા હતા. એ સૂરના તાનમાં નૃત્યના આરંભ પહેલાં તાનનો સુમેળ સાધવા એકાગ્ર ચિત્તે ઊભેલી પૃથ્વી નર્તિકાની માફક એકાગ્ર બની હતી, એવા સમયે ઝૂંપડીનું બારણું ખખડ્યું. સુરદાસજી સફાળા પથારીમાં બેઠા થઈ ગયા. બેઠા બેઠા જ તેમણે ટહુકો કર્યો.

"કોણ છે ?"

"ગૌરી." માત્ર એક જ શબ્દ સુરદાસજીના કાન સુધી પહોંચ્યો.

"કોણ ગૌરી ? આટલી મોડી અને ?"

"હા" અવાજમાં ન કળી શકાય તેવી ગંભીરતા હતી.

"અત્યારનાં શું છે ?"

"કામ છે."

"એકલી આવી છો ?"

"હા, એકલી."

"બોલ, શું કામ છે ?"

"કહ્યું માનશો !"

"જણાતો નથી."

"કાલે મંદિરે સેવાની કરી ન આવશો." એટલું કહેતાં તો ગૌરીના ગળામાં ડૂમો ભરાયો.

"કેમ ન આવું !"

"તોફાન થવાનો સંભવ છે."

"શાનું તોફાન !"

"પેલા ગાંધીવાળાનાં માથાં ફરી ગયાં છે. તેમને અવળી મતિ સૂઝી છે."

"શું થયું છે એ તો કહેતી નથી?"

"થાય શું! કાલે મંદિરમાં ઢેડીઆને ઘુસાડવાના છે."

"તેમાં તું શાને આટલી બધી ગભરાય છે?"

"જ્યારથી એ વાત સાંભળી છે ત્યારથી તમારી ચિંતા મનમાં પેઠી છે." તોફાનમાં અને ભીડમાં તમે કચડાવા ન જતા."

"તને વળી આવા સમાચાર આપનાર કોણ મળ્યું."

"મારા સગા કાને મેં સાંભળ્યું. તમારા ગયા પછી ત્રણ ચાર ધોળી ટોપીવાળા મંદિર આગળ આજ આવ્યા, કાંઈ છાની છુપી વાતો કરી રહ્યા હતા. એમાંનો એક માણસ તો સાવ દુષ્ટ લાગ્યો. બાપ જન્મારામાં જાણે કપડાં પહેરવાને ન મળ્યાં હોય તેમ ગોઠણ સુધીનું સાથળ દેખાય તેવું ધોતીયું પહેર્યું હતું. બાકી આખું અંગ ઉઘાડું. બળ્યું! લાજે મરતો નહિ હોય લોકમાં ઉઘાડે શરીરે ફરતાં! પેલા ઉઘાડા શરીરવાળા બોડકા માથાવાળાએ બીજાને કહ્યું:

"મારો... ..એકેયને.........બાકી... .....ન મૂકશો . ......હાંકી કાઢો... .. સાળાઓને......ઢેડીઆનો......સમજે છે શું......મારો......મારો.. ...જોઇ શું રહ્યા છો. આ......અંદર .....ઘુસ્યા......મંદિર ભ્રષ્ટ કર્યું .. હાંકી કાઢો.. ...કુતરાઓને.. " સવારનો પહો ફાટે તે પહેલાં મંદિર આગળ પ્રચંડ માનવમેદની ઉમટી છે. ભૂંગીઓનું એક વિરાટ ટોળું કેટલાક ધોળી ટોપીવાળાની સરદારી હેઠળ મંદિરમાં દાખલ થવા ધસમસી રહ્યું છે. હજારો સનાતનીઓ ધર્મની લૂંટ અટકાવવા ભૂખ્યા વરુની માફક ટોળાપર તૂટી પડયા છે. ખોપરી ફુટાય તેમ માથાની ખોપરીઓ ફુટાય છે. "મારો, મારો"ની કારમી ચીચીઆરીઓથી આખું વાતાવરણ, હિંસક ગર્જનાઓથી ભયાનક બની ઉઠ્યું છે. અસંખ્ય અસ્પષ્ટ અવાજો ટોળાને વીંધી બહાર આવી રહ્યા છે. "ગજબ થયો...ઢેડીઆ ...મંદિરમાં ! ..કાલ ઊઠીને.. ઘરમાં ઘુસશે ..પછી...કહેશે ..તમારા દીકરાઓ...હારે... અમારી...દીકરીયું પરણાવો.., ધરમનો નખ્ખોદ વાળ્યો ..ગાંધીડાએ ..ડાટ વાળ્યો...મારો, મારો...હાંકી કાઢો ઢેડીઆને....એકેયને . બાકી ..ન મુકશો." લાકડી. ડંડાઓ. પથરાઓ જેના હાથમાં જે આવ્યું તે ટોળા પર ફેંકવા લાગ્યા. ઘોર હત્યાકાંડને સ્તબ્ધ બનીને જોઇ રહેલી ગૌરી હૈયાફાટને કારણે ઊભી રહી છે. સુરદાસજીના આવવાના રસ્તે બન્ને આંખોની ચોકી ગોઠવી દીધી છે. એવામાં દૂર દૂરથી પેલા બધાય અસ્પષ્ટ અવાજોને ઢાંકી દે તેવો સૂર હવામાં ઉડતો આવ્યો.

ઠાકુર નવ શરણાઈ આયેર,
ઉનર મથા મેગ મનકા સંરાસ
જન તવ દરગાન પાવા.

દૂરથી સુરદાસજીને મંદિર તરફ આવતા જોઇ ગૌરીએ દોટ મૂકી. સુરદાસજીના હાથ જોરથી પકડી લીધા.

"સુરદાસજી ! પાછા જાવ. મારૂં કહ્યું માનો. આજે ત્યાં જવા જેવું નથી."

"ગૌરી ! હવે પાછા કેમ જવાય. આજે ચારે દિશાઓથી મને કોઇ નોતરી રહ્યું છે, તને તે સાદ નથી સંભળાતો ?"

"હું તમને નહિ જવા દઉં."

"ગૌરી ! ગાંડી થઈ કે શું ? લાવ, આજે તારાં બધાં ય ફુલ મને આપી દે."

"બધાં ય ફુલ આપી દેવા તૈયાર છું, પાછા ફરો તો"

"ઠાકુર આગળ ફુલો ફેંકીશ ? લાવ, બધાં ય ફુલ આજે એક એક અંતરના સાથે એક એક ફુલ ચડાવીશ."

"ના, ના, તમે પાછા જાવ, જુઓ ! ઉભી શું રહી છો ? અહિં આવ સુરદાસજીને પકડી રાખ."

"સુરદાસજીને આજે કોઇએ નહિ પકડી રાખી શકે. મારી આંખો આજે ઉઘડી છે. આજે હું એક દેવ નથી જોતો; અસંખ્ય દેવોને જોઇ રહ્યો છું."

"સુરદાસજી, પાછા જાવ, સુરદાસજી કહ્યું માનો." બન્ને હાથની સખત આંકડીઓ ગૌરીએ સુરદાસજીની આસપાસ જોરથી ભરવી દીધી.

"ગૌરી, છોડ મને. હું જાઉં છું જ્યાં હજારો જઇ રહ્યા છે ત્યાં" કહીને સુરદાસજીએ ગૌરીના હાથ બળપૂર્વક વછોડી તેને દૂર ખસેડી.

"ક્યાં જાવ છો? ઓ...સુરદાસજી ક્યાં જાવ છો? આ મારામારીમાં ક્યાં જશો?"

"ઠાકુરનાં શરણે........"

"ઠાકુર ત્યાં નથી, ત્યાં તો ઢેડીઆઓ છે."

"એ... .....જ. ગૌરી........એ જ મારા ઠાકુર" એટલું કહીને, "ઠાકુર તવ શરણાઇ આયો" ઉચ્ચારી કોઇ દેખતો માણસ દોટ મૂકે તેમ ટોળા તરફ સુરદાસજીએ દોટ મૂકી. ગૌરી તેમની પાછળ બૂમો મારતી ટોળાં તરફ દોડી. "સુરદાસજી પાછા ફરો. ઊભા રહો. રંભા! પકડ, પકડ, સુરદાસને પકડ" એવી બૂમરાણ કરતી ટોળામાં અંદશ્ય થઇ ગઇ. ગૌરીનાં બૂમરાણની કોઇને ય પરવા પડી ન હતી. વિરાટ માનવમેદની વચ્ચે સુરદાસજી ક્યાં ય અલોપ થઇ ગયા હતા. માથા ફુટવાના અવાજો અને લોહીની શેડ ઉડવાની પીચકારીઓ સંભળાયા જ કરતી હતી. એ બધા ય અવાજો ને ઢાંકી દેતો એકજ અવાજ ધીમો ધીમો સંભળાતો હતો.

"ઠાકુર તવ શરણાઇ આયો."

ફરીફરીનો મામલો ઊભો થયો હતો. મંદિરના બારણા તુડું તુડું થઇ ભીંચકાઇ રાક્ષસી અવાજ કરી રહ્યાં હતાં. ઝનુને ચઢેલા સનાતનીઓ કુદી કુદીને ડંડાઓ વીંઝતા હતા. ત્યારે ટોળું વધુ ને વધુ ઉગ્ર અને ઝનુની રૂપ ધારણ કરતું હતું. એકાએક ઘોર કડેડાટ કરતું મંદિરનું દ્વાર તુટ્યું. વિકરાળ તોફાની માનવસાગર તેમાં ઘુસીને પેઠો. પર્વત જેવું પ્રકાંડ ગાંડું મોજું એક જ ધક્કે લાકડાના ટુકડાને અધ્ધર ચડાવી દૂર ફેંકી દે, તેવી રીતે લાકડાનાં માળા જેવી એક બુઢ્ઢી માનવમૂર્તિને વિરાટ ટોળાએ ધક્કે ચડાવી બારણા વચ્ચોવચ્ચ ચત્તીપાટ પછાડી. કોઇનાં મોઢામાંથી અરેરાટી ભર્યો ચિત્કાર પણ નીકળ્યો. "અરે... સુ...ર...દા...સ...જી" પણ ગાંડપણે ચડેલા જુવાળ સમા માનવસાગરને ધક્કે ચડેલા તણખલાની પરવા કરવાનો સમય ન હતો. એક પછી એક એમ હજાર હજાર પગની કદમો પેલા ચત્તાપાટ પડેલા દેહ ઉપર થઇને ક્ષણમાં પસાર થઇ ગઇ. લોહીનાં ખાબોચીયામાં હાડ અને માંસનો એક લોંદો જ માત્ર બારણા વચ્ચે પડ્યો રહ્યો.

ધીમે ધીમે તોફાન શાંત પડ્યું. વિજયી નીવડેલા વિરાટ માનવસાગર, અનેક હાર્યાનાં કચ્ચરઘાણ કરાવીને શાંત પડેલા તોફાનની માફક શાંત પડ્યાં. અનંત જખમે

સંભારીને શાંત પડેલા દાવાનળની માફક મેદની શાંત પડી. ધીરે ધીરે લોકો વિખરાવા લાગ્યા. કુવામાંથી કોશ ઉપડી આવે તેમ એક નાનું શબ બહાર આવ્યુ. તેના ખભા પર એક શબ પડયું હતુ. ઘુંટાએલા શબને જ્યારે બહાર ઉઘાડું કરવામાં આવ્યુ ત્યારે કોઇ તેને ઓળખી શક્યું નહિ. નાક પર આંગળી મૂકી કપાળ પર અનેક કરચલીઓ પાડી, ભવાં ઊંચા ચઢાવી સૌ અંદર પરસ્પરને "કોણ છે! કોણ છે!" એવા પ્રશ્ન પૂછવા માંડયુ. ત્યારે વ્યાપની વિહ્વળ અવસ્થા વચ્ચે ટોળામાંથી તેર વરસની એક છોકરી કેશકલાપને છુટો હવામાં ઊડતો મૂકી દોડીને આવી શબ આગળ ઢગલા થઇને પડી

"જીવનભરના કહ્યા .....સુરદાસજી.. .. તમારી સાથે . જીવનભરના.. અબોલડા" ચીલા પરથી સરી પડેલા ગાડા જેવી તેના મનની સ્થિતિ હતી. એક વિકરાળ અટ્ટહાસ્ય ફેંકી તે બોલી.

"એ જ. લાગના . સુરદાસજી...એ જ લાગના મારું કહ્યું...ના માન્યું . જ્યો .. લેના . જાવ."

"ગાંડી થઇ ગઇ લાગે છે" ટોળામાંથી એક જણ બોલ્યુ. એ સાંભળીને વિકરાળ આંખો ફાડી પેલી.છોકરીએ દિશાઓને ડારતું બિહામણું હાસ્ય ચોમેર પાથરી દીધું. આંખો ફાડી ટોળા તરફ તાળીઓ પાડી લવવાનું શરૂ કર્યું.

"ગોરી...ગાંડી...સુરદાસજી ..ગાડા... ..તમે. ..ગાડા. . જમુના...ફુલ ગાંડું... હા...હા.. હા...બધા ય ગાંડા...હા...હા હા ."

× × ×

ત્યાર પછી દિવસો વીત્યા, મહિનાઓ પસાર થયા, વર્ષો આવ્યાં ગયાં. આજે પેલું મંદિર બધાયને માટે ઉઘાડું પડ્યું છે. ઢેડ, ભંગી, ચમાર, કોળી, બધા ય એકબીજાના હાથ ઝાલી મંદિરમાં સંપૂર્ણ છૂટથી જાય છે તેમને રોકનાર આજે કોઇ નથી. તેમના માથાં ગૌરવથી ડંખ મારવા ઊંચી કરેલી નાગની ફેણ જેવા ઊંચા રહે છે. તેની પર ડંડાનો ઘા મારનાર ત્યાં કોઇ નથી. માનવ માનવ વચ્ચેનો ભેદ મંદિર ભૂલી ગયું છે.

અનેક ફુલવાળીઓ હજી તેના પગથાર ઉપર બેસી બેસી ફુલ વેચે છે. પણ એ ફુલવાળીઓમાં ગોરી ક્યાં ય દેખાતી નથી. ગોરીએ એ ફુલ વેચવાનો ધંધો છોડી દીધો છે. ઘેર બેસી બેસી જમુનાના ફુલોનો ઢગ કરી મોટી મોટી માળાઓ આખો દિવસ ગુંથ્યા કરે છે. સાંજે માળાઓને છિન્નવિછિન્ન કરી નાખે છે. ઘણી વાર બીક લાગે તેવું હાસ્ય મુક્ત કંઠે પાથરી દે છે. "સુરદાસજી" કહી તે કારમી ચીસોથી પાડી ઊઠે છે. દરેક પૂર્ણિમાએ જ્યારે મંદિરના માથે છત્ર જેવી ચાંદનીના સિંદુર છુટે ત્યારે બરાબર મધરાતે એકલી સ્મશાનમાં દોટ મૂકી પહોંચી જાય છે. જ્યાં સુરદાસજીની ચિતાને બાળવામાં આવી

હતી ત્યાં જાસુદના ફુલનો ડુંગર ખડકી દે છે. "સુ...ર...દા...સ...જી" કહીને આભને ધ્રુજાવતો એક સાદ પાડી હમણાં ફુલના ડુંગરમાંથી આળસ મરડી સુરદાસજી બાઝો પડશે એવી ભ્રમણાથી બન્ને ભુજાઓની બાથ ખુલ્લી કરી ઊભી રહે છે. ત્યારે કોણ જાણે ક્યાંથી પેલા જાસુદનાં ફુલનો ડુંગર હચમચી ઉઠે છે. ફુલનાં ડુંગરમાંથી એકતારાનો અવાજ સંભળાય છે. મંજીરાની રમઝટ જામે છે. પાતાળમાં ગાંધર્વરાજે નૃત્ય આરંભ્યું હોય તેમ ઘુઘરીઓમાં "રણ ઝણ, રણ ઝણ" મધુર અવાજ સંભળાય છે. માત્ર ગૌરી જ તે સાંભળી શકે છે. અને પછી કોઇ કપાલીનાં પ્રચંડ શંખમાંથી ધ્વનિ ઊઠતો હોય તેવો મુક્ત સૂર આકાશપાતાળને સાંધતો હોય તેવું ગાન ફુલના ડુંગરમાંથી ઉઠે છે.

"ઠાકુર તવ શરણાઈ આયો
અબ મૈં તવ દરસન પાયો
મૈં ભવસાગર તરીયો
ઠાકુર તવ શરણાઈ આયો"


## સર્વોત્તમ મીરા નોવા ટૂથ બ્રશ




દાંતને દરેકખુણામાંથી સાફ કરે છે. એના વાળ ઉત્તમ જાતના હોવાથી મજબુતે અને સફાઇબંધ રહે છે. આપનું બ્રશ 'મીરા' જ હોવું જોઈએ.

મી રા




મી રા

## મીરા ડેન્ટલ ક્રીમ

તમારા અમૂલ્ય દાંતના રક્ષણ માટે વાપરો.
સઘળે ઠેકાણે મળે છે. આજે જ ખરીદો.

## હીલ ઇલીયોટ ઍન્ડ કું. લી.

... હાઉસ, ગ્રેહામ રોડ. મુંબઈ.

# જાફર અને જુબેદા

[ રાગ: "ગુજરાતના કસબી રે લોક કાપીને પ્હેરે રે કપડાં" ]

પતીલ

જાફર કરીને હતો એક છોકરો મુસલમાનનો ભલો
નહિ જેને કોઇ સાથે નેહ, ફરવા જતો તે રોજ એકલો! ૧

કરતો ના કદિ પણ ફિસાદ, રમતમાં મન નહિ રાખતો;
કરી જતુ કોઇ જો મજાક, ધ્યાન તે ઉપર નહિ આપતો: ૨

સમજણો થયો જ્યારે એહ, બાપ ગયો ત્યારે તેનો મરી;
પરણેલી ભાભરે વિદાય થઇ મોટી બેન કનીઝા કરી: ૩

કરવા મદદ તણું કાજ ગરીબ માતાને ઘરકામમાં,
મુકી દઇ પડતો અભ્યાસ નાખવા લાગ્યો તે ફેરી ગામમાં: ૪

કરતો વાસણને કલાઇ, આપતો બનાવી વળી દાબડા,
કરજનાં પણ ન પૂરાય———ગયેલા લગન તણા ગાબડા: ૫

ખુદાબક્ષ બનાવ્યા ઘાટ કનકના ઓળખીતાઓ ઘણા;
મેળવતો કરીને ઘણો જ રોજગાર ગામમાં પોતા તણા! ૬

થતો જેમ તેમ જ્યાં નિભાવ, માગનારને ત્યાં શા મનાવવા?
ઉપરાઉપરી લાગ્યા રોજ બીચારાની ઉપર ઘાવ થવા: ૭

ચડતી બેવડું કમજોર કરે ઉપરાણીઓ ભારી,
બનાવે બેશીક તણી બીક શાકનાં ન, જેહના ખાંચાં ભરી. ૮

જતા લઇ ખુરશી ને ખાટ, જતા લઇ ગોદડી ને ગાદલાં;
ઘર ગયું નળિયાંની સાથ, નહિ રહ્યાં મટકી ને માટલાં. ૯

માથે નહિ પ્હેરવાને પેચ, પગમાં મળે ન વળી પગરખાં;
જુનુ ફાડી સીવાડ્યું ખમીસ, એવા તે જાફરને પડ્યા વખા! ૧૦

વાંચી નહિ શકતો કુરાન, પણ પાકે ઇમાન અંદર થકે,
જુગારો કરી ન જબાન, કપટ કરી ન ખાઇ ત્યમ શકે: ૧૧

રાખી ખુદા પર ઇતબાર, કારં સહુ કરતો સાવધપણે,
પાંરશે છે જેહ વળી ધર્મ મનથી પે તેહને ન અવગણે ! ૧૨

× × ×

એક દહાડો કામતણે કાજ પારસીવાડમાં તે જઈ ચડ્યો;
મેરવાનુ અસરાફ આઈ તેહ તણી નજરે ત્યારે પડ્યો: ૧૩

પૂછ્યું તેણે વચને પ્રેમાળ, પૂરતો વિવેક દાખવી કરી,
"ભાઈ શી છે, કહે, તારે ભીડ ? મદદ આપીશ તને માહરી: ૧૪

સ્વભાવે દેખાય છે તું શાંત, હિંદુમાં હળી જાય એહવા;
વિપત્ત શી પડી તારે શિર ? હાલ શી રીતે આ તાહરા હવા ? ૧૫

કહે નાના હોય જે સંતાપ, ટાળવા તૈયાર છું હું તેહને;
કામ થકી આવા શેં કંગાળ કરી છે રહ્યો તું તારી દેહને ?" ૧૬

જણાવી જહૂરે ત્યારે વાત, "માયજી કહું શું હું મારે મુખે ?
દેવાદારનું છે મારૂં દુઃખ—સેનાં અમો ચલાવી ભોજન સુખે: ૧૭

નથી ચડ્યો છંદમાં જુગાર, થયો છું ખુવાર ન શરાબથી;
રોટ વિના રખડું છું આમ, રોજી ખરી હાથ લાગતી નથી: ૧૮

ઘેર વસે ગરીબડી માત, પિયરમાં બીબી જુબેદા વસે;
સાસરૂં શોભાવતી બહેન કનીઝા ન મનથી માહ્ય ખસે: ૧૯

પૂછે મારી ખબર ન કોઈ, સહુ સહુનું લિયે છે સાચવી,
ભાગીદાર છે ન મારે ભાઈ જેહ છું રહ્યો હું આજે ભોગવી: ૨૦

સુખમાં વસે છે મારી બેન, મુઝાતી હશે પણ મન મહીં,
આવવા દેતા ન એક રાત ગરવા સાસરીયા જેને અહીં: ૨૧

કહી હશે એવું મનમાંહી, મુજથી તે સહુય લાજી મરે,
ઘેર કેમ કરી તેહ નાડું માંહરી કશી ન જે ખાતર કરે ! ૨૨

હોવનું પિયર થનું નેહ જેહને સાસરીયું સારૂં મળે;
અહારના સાધનથી શું થાય ! દર છુપા હૃદય મહીં બળે ! ૨૩

ઓછો નથી મને એ સંતાપ, પણ છે સંતાપ વધુ ઉરનો,
થયો જ્યાર થકી મારો બાપ વસનારો તેહની કબરનો: ૨૪

નથી સેંગ કોઈની હું બેર, મળી જે શકે તો કરૂં ચાકરી;
તેડવી મગાતું મારે ઘેર, મોકલી આપું જુબેદા માહરી:" ૨૫

× × ×

રહી હસી માત્ર જુએદ્દ ય, જુવાનીના જોશ મહીં જે વસી,
સમજી શકી, છતાં ય ના જ કીંમત વચનની કરી કમી, ૪૦

* * *

થયાં જ્યારે વરસ બે બાદ આવનારાં વરસોની આંધીથી,
હતી નહિ ત્યાહરે હયાત શિખામણ જેણે ઉપલી કથી. ૪૧

પરાધીન પતિતણી નાર વ્યવસાય વિનાની દિવસ સહુ
થવા લાગી જ્યાહરે હેરાન દરદથી હૃદયતણા બહુ. ૪૨

લીધી ત્યારે તેહણે સલાહ પાકા એક પડોશીની તેહના,
સાધી અવકાશ તણો યોગ, આદર થકી ગુલાબ નામના: ૪૩

ચુક વિના મળતાં તે બેઉ, અવાર નવાર એક અન્યને,
જાફરને ન ખબર કાંઇ શું ય રહ્યું બની ઘેર તેહને! ૪૪

ગણ્યા વિના આપતો જે ગયું, થઇ રહ્યો તેહનો અનર્થ શો?
વાપરતાં જુગારમાં એહ ગુલાબ ખાનો નહિ ખાંચો કશો. ૪૫

પીતો પારકા પૈસે શરાબ, દાખલ થતો હિસાબમાં બધે,
શોભા મુખની જે કહેવાય ગુણાવવામાં ન કો તેથી વધે! ૪૬

મારી આવતો એ કદી તોડ; હારતો છતાં ય તેથી શું થયું?
હતું ન પોતાતણું કશું ય નહિ જ પોતાતણું કશું ગયું! ૪૭

ચોરના રસ્તાઓ જાણે ચોર, ચોરને ચોર જ પકડી શકે;
વેપારની કુનેહને જેમ વેપારી જ હોય તે જાણી શકે: ૪૮

નિશાળીઓ હતો ન કદી ય તેની મોળી હોય છે મે'તાગરી;
તેની શો શોકાઇ મહીં માલ કરી હતી નહિ જેણે ચાકરી? ૪૯

તેણે જાણ્યાં જગતનાં દુઃખ જેણે હતાં દુઃખ જોયાં અનુભવી,
થયા કસોટી મહીં પસાર પદ ઊંચું તે જ શક્યા મેળવી: ૫૦

માત્ર કરે પ્રેમતણી વાત સ્વાદ પ્રેમનો શકાતો નવ લઇ,
નજર ચોતરફ રખાય તો જ શકાતું ઘરબારી થઇ! ૫૧

કામ કરવામાં હોશિયાર કેટલાક હોય છે મોળા ઘણી,
તેમાંનો જાફર હતો એક જેની મોળી નહિ હતી લાગણી. ૫૨

તેના સાદા દિલમહીં સ્થાન શંકા કેમ કરીને શકે લઇ!
જાણીની જુએદ્દ જેને રોજ પોતાને મારે ઓછી ઓછી થઇ! ૫૩

હોય છે જે કાવત્રાબાજ કરતા દેખાવ ને એવા ભલા,
સમજવા પૂરા સાવધાન હોય છે કોક જ જેહની કલા. ૫૪

કહેવાનું રાખીને મોકૂફ કહીશું જે આગળ ઉપર અમો,
હજુ અહીં કરશું વૃત્તાન્ત કનીઝાનું કહક કારણ તમો: ૫૫

વસનારી બસો કોશ દૂર, કુટુંબમાં કઠક સ્વભાવના,
આવતાં સ્વપ્નાની મહીં માત્ર મુલક જેહને માનવાતના! ૫૬

કાસમખાં તેહનો ખાવિંદ કરતો વેપાર જેહ રંગનો,
કરતો કમાણી હતો ખૂબ, વધારીને માલ બધા અંગનો: ૫૭

જાણતો નહિ જરૂરિયાત પ્રેમદાના જખમી જિગર તણી,
કહ્યું કનીઝાએ તેને આમ આજીજીઓ કરીને અતિ ઘણી— ૫૮

“ એક તો કાગળ લખો, કથ, ભાઈ પર આદરી મહીસદા,
નહિ હશે જેહને કરાર બાપ અને મા વિનાના બાપડા! ૫૯

હતો આપ્યો જેણે મને જન્મ મુખ જોયું તેનું મુએનું હતી,
કંજુસની કોથળીની પેર રહી છું પડી તમારા ઘર મહીં: ૬૦

ગણી જૂઓ મારી રોજ રોજ, ગુણ એકે દિન ન જોયો ગણી,
આપવાને લાયક છે જેહ કરી મુજ પાસ નહિ માગણી! ૬૧

નાખતા જો ખોઈ તમે, નાથ, વેચતી તેને હું વ્યાજની રીતે;
ઓળખશો ક્યારે, દિલોજાન, પોતાની કદીને મુકને પ્રીતે! ૬૨

કર્યો જ્યાં કે હાથનો મિલાપ, ફુરસદ સમજવા નવ લીધી,
હેતુ શો સમાયો તેહ માંહી—ગુલામી જ મુજને ખતા કીધી: ૬૩

હું તો ખોઈ ઘર મારું રહું ઓશિયાળી તમતણી બસ બની;
સમજો તમે નહિ તો કોણ સમજે સ્થિતિ મારી દયામણી! ૬૪

કહે છે માતા તમારી જેહ વચન તે હું જ શકું સાંભળી,
બાપની બાકે હું તમારા થકી [1]પાણા પાણા બેવડી વળી: ૬૫

દુઃખની મારી કહું છું આમ, મારું નહિ તેહથી ઝગડો;
નાથનું જેહને નથી માન જીવનમાં જરા તેહને કશો! ૬૬

કાઢી આવું આમ બાંત ઘેર, હોય જો પ્રભુની પરવાનગી,
[2]કાઢી શકો બાડું મનેઃમાત્ર,—જેહતો ખરચ નથી ખાનગી.” ૬૭

સુણીને કાસમખાં એ વાત જોખમના વિચાર મનમાં ધરે,
કુબદે ચડેલાં આરોપ કુમતિના મૂકતાં બધાં ધરે: ૬૮

---

૧ કરી કરા થઈ જવું. ૨ રહેવું.

કહેવા મન સાથ તે અંત્ય લાગ્યો મંદમતિ, "પાપી હૃદયની!
કેવી મને છેતરે છે એહ! ભેટ લેવા કોઇ તેના સદયની! ૬૯

ઘણીવાર હતી એને જોઇ કરતી વિચાર બેસી એકલી;
કુલટા, ખાતરની ખરાબ! નહિ એ અહીં રાખવી ભલી." ૭૦

સમજાવી માબાપને તેહ મોકલવા એહને નિશ્ચય કર્યો,
ફરી ન આવી શકે એ રીત, રાખીને દેખાવ દીનતાં ભર્યો: ૭૧

કહ્યું, "ભલે જાઓ બીબીજાન, કરો તે જે હોય મનભાવતું
અનુમતિ અમારી છે સર્વ, ભલે થાય આજ જે કાલે થતું! ૭૨

લઈ નજદ જોઇતું સંધાત કરી આવો શેર[1] મહીયર તણી;
આવે જ્યારે અમારું કહેણ, પધારશો સત્વર અમો ભણી! ૭૩

સિક્કા પાંચ વધુ રાખો સાથ પળે પળે જેહની હાજત[2] રહી;
ઘરેણું કરાવે અકસ્માત; મુકી જાઓ તેહને તમો અહીં: ૭૪

અડચણ વેઠશો ન કોઇ; હોય મેવો જેહ મનભાવતો
ખરીદ કરીને ખાશો તેહ; ભલે આખો રુપિયો તૂટી જતો! ૭૫

ભાભી માટે લઇ જજો ભેટ લેવા સરખો જે લાગે રાહમાં;
વસતું છે વાસ મહીં જેહ; ભરવો છે ભાગ જેના બાગમાં! ૭૬

ભાઇને કહેજો મારા સલામ; ખત[3] જેને માહરો મળ્યો હશે;
લખીશ હું આગળથી જેહ તમારા તહીં પહોંચવા વિષે:" ૭૭

થઇ ભોગ પ્રપંચનો ક્રૂર નીકળી કનીઝા રંક ત્યાંયથી;
શું જવાને માટે; અપસોસ; નથી નથી કાંઇ તેહ જાણતી! ૭૮

× × ×

હતી એક રાત તે અરમ્ય; જાફરે સાંભળ્યા જ્યારે જાગતા
ખ્વાબમાં જુબેદાના અસ્પષ્ટ અવાજ આ મુઝવના આવતા: ૭૯

"માફ કર; પ્યારા ઓ ગુલાબ, પાઇ પણ છે નહિ પાસે રહી;
માગશે હિસાબ મારો નાથ શકીશ ત્યારે હું તેને શું કહી?" ૮૦

કર્યો જપ તેણે સારી રાત અજાયબી ને અસ્વસ્થતા મહીં;
"જુબેદા! શકું હું સહી કેમ વફાદાર હોય તું મને નહિ! ૮૧

જુબેદા! મેં હતા તારે કાજ કામ અણગમતાં માથે લીધાં;
સહન કરી લીધા સંતાપ; જાણવા ન કદિ ય તને દીધા! ૮૨

---

૧ મુસાફરી. ૨ જરૂર. ૩ કાગળ.

જુબેદા! હતી મેં માની; હાય; મોહબ્બત તારી મેળવનારની,
કેમ કરી; અરર; ઉફ્ફાય! જાણી લીધા પછી તને અંતરની? ૮૩

જુબેદા! થયેલી નિદ્રાહીન, શબવત મને હવે લાગતી;
ઘર રહ્યું મને ખાવા ધાઈ—મઝા જિન્દગી તણી રહી નથી! ૮૪

જુબેદા! જીવન અને સ્વપ્ન ધરાવતા સબબે ગાઢો ઘણો,
બાબતનો મગજની એક ઉપજાવે મનોરથ આપણો? ૮૫

કરે છે અક્ષમ્ય તેઓ ભૂલ સ્વપ્નાની કીમત જે ઓછી ગણે,
વધારે છે સાફ જેહ વાત; ભાગ્યના તે જીવન જે નવ બને; ૮૬

જુબેદા! આ શખસ કંગાળ, વધારે સ્વપ્નાં ન હવે સેવશે,
નિદ્રા કર મંગળ કદી પ આ આંખોની ઉપર ન મૂકશે: ૮૭

જુબેદા! જુબેદા! સદાકાળ વધેલી અંતર થશે આ જુદી,
વસસે બેચારગી[1] જ્યદા પ, દેશે જ ખપાવી જેને બેખુદી[2]! ૮૮

જુબેદા! હું કરીશ ન તેમ કરતા જેવું તું હતી નવ કરી,
બલે મને છેતર્યો તેં આમ—તને છેતરીશ નહિ હું જરી. ૮૯

જુબેદા મહારા રમણીય કાઢી નાખી દિવસ થોડા દુઃખી,
કરી અનુકૂળતા આપીશ પરિપૂર્ણ થવાની તને સુખી: ૯૦

પૂછીશ ન હું તને તે વાત વિસમ પાને જે સ્વીકારતા,
ઓછો નથી થયેલો નિર્વેદ હૃદયમાં જેહ મને જાણતાં:" ૯૧

બીજે દિને આવ્યો જ્યારે ઘેર પધારી કામથી પોતાતણા,
પડ્યો તેવો પથારીની માંહ, સુમવાદા મારતો જ્વર ઘણા: ૯૨

હતો તેને તાવ રણભેદ—ઝેરી તાવ તબીબે જાહેર કર્યો,
કરવામાં કઈક ઉપાય આવ્યા, છતાં ન લગારે ઊતર્યો. ૯૩

સુકાવા લાગ્યું તેનું શરીર, લોહી ગયું ઊડી જપાટા મર્દી,
થયો બંધ લેવાતો ખોરાક, તાકાત જરા ન તનમાં રહી: ૯૪

થઈ જ્યારે જુબેદાને જાણ તેહની બીમારીના સ્વરૂપની
થયો નહિ ઓછો ત્યારે ખેદ, જો કે હતી બેવફા પોતે બની, ૯૫

લેવા મહ ગુલાબની ઓથ ના પાડી ત્યારે નફરતી ઢૂંઢા,
મરવાને મોઢનાખું ગયો જેહથી ખરીદા દિવસો સુકા! ૯૬

---

૧ બીચારાપણું. ૨ બેભાનપણું.

કહેવા મન સાથ તે અંવન્ય લાગ્યો મંદમતિ, "પાપી હૃદયની!
કેવી મને છેતરે છે એહ! ભેટ લેવા કોઇ તેના સદયની! ૬૯

ઘણીવાર હતી એને જોઇ કરતી વિચાર બેસી એકલી;
કુલટા, ખાતરની ખરાબ! નહિ એ અહીં રાખવી ભલી." ૭૦

સમજાવી માબાપને તેહ મોકલવા એહને નિશ્ચય કર્યો,
ફરી નં આવી શકે એ રીત, રાખીને દેખાવ દીનતાં ભર્યો: ૭૧

કહ્યું, " ભલે જાઓ બીબીજાન, કરો તે જે હોય મનભાવતું
અનુમતિ અમારી છે સર્વ, ભલે થાય આજ જે કાલે થતું! ૭૨

લઈ નગદ જોઇતું સંઘાત કરી આવો શેર[1] મહીયર તણી;
આવે જ્યારે અમારું કહેણ, પધારશો સત્વર અમો ભણી! ૭૩

સિક્કા પાંચ વધુ રાખો સાથ પળે પળે જેહની હાજત[2] રહી;
ઘરેણું કરાવે અકસ્માત; મુકી જાઓ તેહને તમો અહીં: ૭૪

અડચણ વેઠશો ન કોઇ; હોય મેવો જેહ મનભાવતો
ખરીદ કરીને ખાશો તેહ; ભલે આખો રૂપિયો તૂટી જતો! ૭૫

ભાભી માટે લઇ જજે ભેટ લેવા સરખી જે લાગે રાહમાં;
વસતું છે વાસ મહીં જેહ; ભરવો છે ભાગ જેના બાગમાં! ૭૬

ભાઇને કહેજે મારા સલામ; ખત[3] જેને માહરો મળ્યો હશે;
લખીશ હું આગળથી જેહ તમારા તહીં પહોંચવા વિષે:" ૭૭

થઇ ભોગ પ્રપંચનો ક્રૂર નીકળી કનીઝા રંક ત્યાંથી;
શું જવાને માટે; અપસોસ; નથી નથી કાંઇ તેહ જાણતી! ૭૮

× × ×

હતી એક રાત તે અરમ્ય; જાફરે સાંભળ્યા જ્યારે જાગતા
ખ્વાબમાં જુબેદાના અસ્પષ્ટ અવાજ આ સુજ્યના આવતા: ૭૯

" માફ કર; પ્યારા એ સુલામ, પાઇ પણ છે નહિ પાસે રહી;
માગશે હિસાબ મારો નાથ શકીશ ત્યારે હું તેને શું કહી?"

કર્યો જપ તેણે સારી રાત અજાયબી ને અસ્વસ્થતા મહીં;
"જુબેદા! શકું હું સહી કેમ વફાદાર હોય તું મને નહિ!

જુબેદા! મેં હતા તારે કાજ કામ અણગમતાં માથે લીધાં
સહન કરી લીધા સંતાપ; જાણવા ન કદિ ય તને દીધાં

1 મુસાફરી. 2 જરૂર. 3 કાગળ.

# ખુદાને શાપ

યજ્ઞેશ હ. શુક્લ

ટાઉનહૉલમાં ભરાયલા ચિત્રકલા પ્રદર્શનમાં 'વૃંદાવનમાં કૃષ્ણ' એ શીર્ષક હેઠળના તેના ચિત્રને જ્યારે સુવર્ણચન્દ્રક આપવાનું જાહેર થયું ત્યારે તેને પોતાને જેટલું આશ્ચર્ય ઉપજ્યું તેટલું જ આશ્ચર્ય તેના બીજા સહાધ્યાયીઓને પણ ઉપજ્યું.

વર્તમાનપત્રોમાં પણ એ વાતની ખૂબ ખૂબ ચર્ચા થવા લાગી. કૃષ્ણના ચરિત્રને લગતાં કેટલાં ય ચિત્રો આ પ્રદર્શનમાં રજુ થયા હતાં. પણ એક મુસલમાન ચિત્રકારે ચિતરેલા કૃષ્ણના આ ચિત્રે એ સર્વને બાજુએ હડસેલી સુવર્ણચન્દ્રક મેળવ્યો ત્યારે કેટલાકોને આશ્ચર્ય ઉપજ્યું તો કેટલાકોને એમાં પક્ષપાતની ગંધ આવી.

અને ખરેખર એ ચિત્ર ઘણું જ સુંદર હતું. વળી, એ ચિત્રમાં વિશિષ્ટતા તો એ હતી કે શ્રી કૃષ્ણની આગલા ભાગમાંની મૂર્તિને ઉઠાવ આપે એવી જ કુંજવનની પાર્શ્વભૂમિ મનોહર હતી. તેમ એ ચિત્રમાં કૃષ્ણ સિવાય બીજી કોઇ માનવી આકૃતિ પણ ન હતી.

કૃષ્ણને નિરખવા માટે, જાણે વૃક્ષોના ઝુંડમાં વિંટળાઇ વળેલી વેલીના આગલા ભાગમાંનાં ફૂલો ડોકાવી રહ્યાં હતાં. નાસતું કૂદતું હરિણ પણ પાછું વળીને ડોકાયું હતું. એના ચહેરા પર જાણે કૃષ્ણદર્શનને પરિણામે ઉત્પન્ન થએલી હૃદયમાંની ભાવના વ્યક્ત થઇ રહી હતી.

'કુહૂ કુહૂ'નો ટહુકાર કરવાને સજ્જ થએલી કોકિલા કૃષ્ણ તરફ જોતાં જ ટહુકાર કરવાનું પણ ભૂલી ગઇ હતી.

કૃષ્ણને આવેલા જોઇને, દૂર દૂર ચારો ચરતી ગાયોનો ઉત્સાહ જરા અસ્પષ્ટ દેખાતો હોઇ તેમની કૃષ્ણદર્શન માટેની ઉત્સુકતા છૂપાવવાનો નિરર્થક પ્રયાસ કરી રહ્યો હતો.'

અને વૃક્ષોનાં ઝુંડ સુદ્ધાં કૃષ્ણને જોવા માટે ડોકાવી રહ્યાં ન હોય એવો ભાસ થતો હતો.

અને એ બધાં કરતાં આશ્ચર્યકારક તો એ હતું, કે કૃષ્ણની મૂર્તિ અત્યાર સુધીમાં પ્રચલિત થએલી તેની મૂર્તિ કરતાં તદ્દન જુદી જ હતી.

એ ચિત્રમાંના કૃષ્ણના શરીર પર કાંઇ દાગીના ન હતા. એના માથા પર મુગટ ન હતો. એણે પીતાંબર પહેર્યું નહતું. અને તેના ગળામાં પુષ્પોની માળા સુદ્ધાં ન હતી.

ખાંધ ઉપર એક અંગુછો નાખ્યો હતો અને તેણે લંગોટ પહેર્યો હતો. એક હાથમાં લાઠી અને બીજા હાથમાં મોરલી; આવા પ્રકારની એક સામાન્ય ગોપાળની એ આકૃતિ હતી. હા, એનો વર્ણ નીલ હતો એટલા ઉપરથી જ આ કૃષ્ણ છે એમ કહી શકાય એમ હતું. એ વિના ભાવિક ભક્તોના મનને રંજિત કરે એવા વૈભવનું કોઇ જ ચિહ્ન એ આકૃતિમાં ચિત્રિત કરવામાં આવ્યું ન હતું.

જે કાંઇ વૈભવ હતો તે એ આકૃતિની મુદ્રામાં હતો. કેમ જાણે આખી ય દુનિયાને એક જ દૃષ્ટિએ જોતા ન હોય! એ દૃષ્ટિમાં કરુણા હતી; વાત્સલ્ય હતું; મૂર્તિમંત ભાવુકતા હતી.

પ્રદર્શન જોવા માટે આવેલા જૂનવાણી વિચારના લોકોએ તે ચિત્ર જોતાં જ મોઢું મરડ્યું, એક વૃદ્ધ ચિત્રકાર બોલ્યા: "જુઓ. આ મુસલમાનની કંજુસાઇ! કૃષ્ણને આપણે ગોપાલકૃષ્ણ કહીએ છીએ ખરા પણ ગોપાળ એટલે માત્ર ભરવાડનો છોકરો નહિ. આવા મોટા નંદજીનો પુત્ર, અને તેના ગળામાં એકાદ માળા સરખી તો પહેરાવવી હતી! અને પહેરવામાં લંગોટ!! અને એ લંગોટનો એક છેડો પણ પાછળ પવનમાં ફડફડ ઉડતો ચિતરતાં તેને કાંઇ જ લાગ્યું નહિ?"—

મેં કહ્યું: "આપણને તો ભાઇ આ ચિત્ર ખૂબ ખૂબ ગમ્યું છે. કિરીટમુગટ પહેરેલાં દેવોનાં ચિત્રો જોઇને તો જીવ પણ કંટાળી ગયો છે."

"નાસ્તિકોને એમ જ લાગવાનું!" તે વૃદ્ધ ચિત્રકારે કહ્યું. "મારા તો પગથી તે માથા સુધી ઝાળ લાગી છે. એક વેળા એ મારો વિદ્યાર્થી હતો. મને તેને માટે ભારે અભિમાન હતું. કુદરતનાં દૃશ્ય ચિત્રો તે કેટલાં સુંદર ચિતરતો હતો. અરે એના લેંડસ્કેપ તો ઘણા; ઘણા જ સુંદર હતા. આ ચિત્રમાંનો જ લેંડસ્કેપ જુઓને! કેટલો સુંદર છે? પણ આ આગળના કૃષ્ણના ચિત્રે બધો ધાણ કાઢી નાખ્યો. અરે. કાંઇ નહિ. એ તો કૃષ્ણનું ચિત્ર ચિતરવા માટે અંતઃકરણ પણ હિંદુનું જ હોવું જોઇએ."

હું તેમને કાંઇક જવાબ આપવા જતો હતો. પણ મારા મોઢામાંથી અક્ષર સરખો નીકળે તે પહેલાં તો ધિક્કારસૂચક નિઃશ્વાસ નાખીને એ ગૃહસ્થ ત્યાંથી ઝડપભેર નીકળી ગયા.

મને તે ચિત્ર ગમી ગયું હતું. પ્રદર્શન ચાલુ રહ્યું તેટલા દિવસ રોજ જઇને હું તે ચિત્ર જોતો હતો.

એક દિવસે, મારા એક ચિત્રકાર મિત્રે મારો અને તેનો પરિચય કરાવી દીધો. તે તરુણ હતો. ઉછરતો જુવાન હતો. તેનું નામ હતું હસન.

"કેમ, તમને ગમ્યું કે એ ચિત્ર?" તેણે મને પૂછ્યું.

હું માત્ર તેના તરફ જોઈ રહ્યો. અને તેને સંતોષ થયો.

મેં કહ્યું: "તમારા માસ્તર તમારા પર ઘણા નારાજ થયા છે. કૃષ્ણને મુગટ પહેરાવ્યો નહિ, તેને દાગીના પહેરાવ્યા નહિ એથી તેમને ભારે ચીડ ચડી ગઈ છે!"

મંદ મંદ હસીને તેણે કહ્યું: "તેમણે ભાગવત વાંચ્યું જ લાગતું નથી."

"તમે વાંચ્યું છે કે?" મેં પૂછ્યું.

"તે વિના આવું ચિત્ર કાઢી શકાય ખરું?" ગંભીર થઈને તેણે કહ્યું.

તન્મય થઈને તે ચિત્ર તરફ જોતો હતો. આજુબાજુ જમા થએલી મોટી મેદનીનું તેને ભાન સુદ્ધાં ન હતું. તેની આ તંદ્રામાં ભંગ પાડવો યોગ્ય નથી એમ લાગતાં હું ત્યાંથી ધીમે રહીને પસાર થઈ ગયો.

× × ×

દિવસે દિવસે હસનનો અને મારો પરિચય વધતો જ ગયો. તેના અને મારા વયમાં ઘણું અંતર હતું તે છતાં અમારા સ્નેહમાં કાંઈ વિક્ષેપ આવ્યો નહિ.

હંમેશના નિયમ પ્રમાણે એક દિવસ હું તેના સ્ટુડીઓ તરફ ગયો, તો હસનને માથે હાથ મૂકીને બેઠેલો મેં જોયો. હું તેની નજીક જઈને ઊભો રહ્યો તો પણ તેણે મારા તરફ જોયું નહિ.

મેં તેને જોરથી ઢંઢોળ્યો. ત્યારે તેણે મારા તરફ ઊંચું જોયું—જેમ જાણે તેને ને મારે કાંઈ પિછાન હતી જ નહિ.

તેનું મોઢું કોઈ દીવાના જેવું લાગતું હતું. તેની આંખોની પાંપણો બેબાકળાપણાનાં ચિહ્ન બતાવતી હતી.

તે રડતો નહતો. તેની આંખોમાંથી આંસુ નીતરતાં ન હતાં. પણ ગમે તે કોઈ અગાધ દુઃખના આવેગને પરિણામે તેના અંતઃકરણમાં ભારે ખળભળાટ મચી રહેલો હતો અને તેનાં ચિહ્નો તેના ચહેરા પર સ્પષ્ટ રીતે દેખાતાં હતાં.

"શું થયું?" મેં પૂછ્યું.

...પણ તેણે માત્ર મારા તરફ જોયું અને તેનો જમણો હાથ આગળ કર્યો.

"કેમ, હાથને શું થયું ?" મેં ફરી પૂછયું.

"શું થયું તે કહી શકાય એમ નથી." તેણે કહ્યું: "પણ દાક્તર તો કહે છે કે મારો હાથ ગયો......"

અને તેની આંખોમાં પાણી આવી ગયાં. એક ડુસ્કું તેનાથી ખવાઇ ગયું.

અત્યંત કાકલુદીભર્યા અવાજે તેણે કહ્યું: "મારૂં જીવન હવે પૂરૂં થયું. જો મારો હાથ ગયો તો પછી હવે મારે જીવવું જ શા માટે? હાથમાં પીછીં જ પકડી શકાશે નહિ એમ દાક્તર કહે છે..."

ફરીથી તેણે બંને હાથમાં તેનું માથું સમાવી દીધું. તેના જમણા હાથની આંગળીઓ મુદ્દલ વળતી ન હતી.

એકદમ તેના હૃદયમાં દુ:ખનો આવેગ આવી ગયો અને દિલ ખોલીને તે પોક મૂકી રડી ઊઠયો.

તેની, તે સમયની મન:સ્થિતિની મને બરાબર કલ્પના હતી. એટલે તેના આ દુ:ખાવેગની મારા હૃદય પર પણ અસર થઇ. મારૂં હૃદય પણ ભરાઇ ગયું. છતાં મેં મને સંભાળી લીધો. અને કહ્યું: "આમ હતાશ શું થાય છે? એક દાક્તર નહિ તો બીજો– ઉપાય પણ અનેક પ્રકારના થઇ શકે છે"—

આંખો લૂછતાં લૂછતાં તેણે કહ્યું: "શાના ઉપાય? મને તો લાગે છે કે હવે કોઇ ઉપાય ઉપયોગમાં આવવાનો નથી. મને એમ કેમ લાગે છે તે હું કહી શકતો નથી પણ મારૂં જીવન હવે પૂરૂં થયું એમ મને લાગે છે. બધી ય કલ્પના જ્યાં ને ત્યાં રહી ગઇ છે. હવે બીજો કોઇ ઉપાઇ નથી. લેખક હોત તો બીજાને લખાવીને પણ સર્જન થઇ શકત. પણ બીજાના હાથમાં પીંછી આપીને કાંઇ મારી કલ્પના ચિત્રપટ પર અંકિત થોડી જ થઇ શકવાની હતી? બીજાના હાથનો ઉપયોગ કરીને ચિત્રકાર નહિ જીવી શકે."

× × ×

તેણે બધા પ્રકારના ઉપાય કરી જોયા પણ તેમાંથી કોઇ જ કારગત નીવડયો નહિ.

એક દિવસ હું તેની પાસે ગયો હતો. તે વેળાએ મૌલવી ત્યાં આવેલો હતો. હસન અને તેની વચ્ચે ઠીક ઠીક વાતચીત થઇ હતી.

હું ગયો ત્યારે તે મૌલવી કહેતો હતો; "ખુદાને ઘરે તુ ગુન્હેગાર છે. કાફરોના દેવોનાં ચિત્રો ચિતરવાનું જે પાપ તેં કર્યું છે તે બદલ ખુદાએ તને આ શિક્ષા આપી છે."

"ખોટું; સાવ ખોટું!" હસને ઉદ્વેગપૂર્વક કહ્યું. "કાશ્મીરના દેવોનાં ચિત્રો ચિતરતાં એ જો પાપ હોય તો ખુદાએ કોલ્હાપુરના આર્ટિસ્ટ અબ્બાસને નકામી શિક્ષા શા માટે કરી? એ બધું જુઠ્ઠું છે; જુઠ્ઠું. ચાલી જાઓ અહીંથી! મારા મનમાં નકામી કલ્પના ઘુસાડવાની જરૂર નથી."

બિચારો મૌલવી ગંભીર મુખમુદ્રા કરીને ચાલ્યો ગયો.

કાંઈ પણ બોલ્યા કર્યા વિના હસન હવે સ્વસ્થ બેઠો હતો. તેની તંદ્રાનો ભંગ કરવાનો મેં પ્રયાસ પણ કર્યો નહિ.

આકાશ તરફ નજર કરીને તે લગભગ અર્ધો કલાક બેસી રહ્યો. આકાશ તરફ દૃષ્ટિ ફેરવી લઈને તેણે મને કહ્યું. "તમને શું લાગે છે!"

ઉત્તર આપતાં પહેલાં મારે થોડો વિચાર કરવો પડ્યો. મેં કહ્યું: "આવા કામમાં હિંદુઓ ઘણા સંકુચિત વૃત્તિના હોય છે. શારીરિક આપત્તિ આવી પડે એટલે એ ઈશ્વરી કોપ છે એવી કલ્પના અમારા મનમાં સહેલી પહેલી આવી ચડે છે. હું પોતે એટલી બધી ધાર્મિક વૃત્તિનો નથી પણ મારું મન સુદ્ધાં સાશંક થાય છે. કોને ખબર શું હશે તે.."

હું આગળ બોલવા જતો હતો પણ તેટલામાં ડૉક્ટર આવ્યા. એ ડૉક્ટર હસનને ઘણા જ ચાહતા હતા. તેનો હાથ સારો થાય તેની ખાતર મુંબઈના બધાય નિષ્ણાત ડૉક્ટરોની સલાહ લઈને તેમણે ઓપરેશન કરવું જોઈએ એવો નિર્ણય કર્યો હતો.

તેમણે કહ્યું: "હસન, તું આંગળાંનો નકામો મોહ ન રાખ. એ આંગળાં કાપી નાખતાં તારો હાથ સારો થઈ જશે. અને એ આંગળાં નહિ કપાવી નાખે તો કદાચ તારે આખોય હાથ ખભામાંથી કપાવવો પડશે."

હસને દાંત પીસ્યા. ગુસ્સાભેર ઊઠીને ડૉક્ટર સામે ઊભા રહીને તેણે કહ્યું: "પ્રાણ જશે તો પણ મારાં આંગળાં કપાવવાનો નથી. આંગળાં હશે ત્યાં સુધી તો તે સારાં થવાની આશા મનમાં રહ્યા જ કરશે. પણ એ આંગળાં કાપી નાખ્યાં પછી શું! એના કરતાં તો મારા ગળા ઉપર જ કાપ શા માટે ન મુકાય! ખુદાનો કોપ થયો કહે છે! મારે પણ ખુદાની કસોટી કરવી છે. તેણે મને આંગળાં આપ્યાં. જગતને ચકિત કરી નાખે એવા પ્રકારનાં ચિત્રો ચિતરવાની એ આંગળાંમાં શક્તિ આપી! અને કાંઈ પણ અપરાધ કર્યો ન હોવા છતાં આમ કર્યું! જોઉં છું આપણા બેમાંથી કોણ હારે છે! હું કે ખુદા? આ આંગળાં તરફ રોજ જોઈ જોઈને હું ખુદાને શાપ દઈશ......"

શકે તેટલો પ્રયાસ કર્યો. પણ 'રોજ હું ખુદા પર શાપ વરસાવીશ' એટલા શબ્દો તે કાંઇ પણ બોલ્યો નહિ.

બીજે જ દિવસે મને ખબર પડી કે તે મુંબઇ છોડી ગયો છે.

× × ×

આ વાતને તો ૭ મહિના ઉપર વીતી ગયા. એ છ મહિનામાં તેનો પત્તો જરા ય લાગ્યો નહિ.

એક દિવસ હું ઘરે બેઠો કાંઇ લખતો હતો. તેટલામાં બગલમાં એક મોટું પીંડું લઇને હસન મારી સામે આવીને ઊભો રહ્યો. અને એ પીંડામાંથી એક પછી એક ચિત્રો કાઢીને તેણે મને બતાવવા માંડ્યાં: "જુઓ!"

હું માત્ર તેના મોઢા તરફ જોઇ રહ્યો હતો. એટલે તે બોલ્યો: "મારા મોઢા સામે શું જુઓ છો? આ ચિત્રો પહેલાં જુઓ."

"કોણે ચિતર્યાં એ?" મેં પૂછ્યું.

"તમે શું ધારો છો? કોણે ચિતર્યાં હશે?"

"હાથ તો લાગે છે હસનનો. પહેલાં કાઢ્યાં હશે!"

હસન ખડખડાટ હસવા લાગ્યો. તેના જમણા હાથનાં આંગળાં મારા તરફ ધરીને તેણે કહ્યું: "આ જુઓ, ખુદાને શાપ દીધાનો પ્રભાવ! ઇશ્વરની પ્રાર્થના કરી એટલે તેની કૃપા ઉતરે છે અને આપણાં સંકટ દૂર થાય છે એમ આપણને બધા કહે છે પણ તે બધા મૂર્ખ છે. મેં કાંઇ પણ દવા કરી નથી. રોજ અંતઃકરણપૂર્વક ખુદાને શાપ દીધા કરતો હતો. આ જુઓ તેનો જ દાખલો! હવેથી ધડો લઇને ખુદાની પ્રાર્થના છોડી દઇ તેને શાપ દેવા માંડો!"

હું તેના મોઢા તરફ જોઇ જ રહ્યો.

તે એકસરખો હસ્યા કરતો હતો.

કોણ જાણે કેમ પણ મારી ગંભીરતા દૂર થઈ અને હું પણ તેના ભેગો હસવા લાગ્યો. પણ હું શા માટે હસતો હતો તે હું પોતે સમજી શક્યો નહિ *

# વેણીનાં ફૂલ

દુર્ગેશ શુક્લ

કૉલેજકમિટિના સઘળા સભ્યો એક વાત ઉપર સહમત થાય છે, કે કોલેજ રેસીડેન્સીનું મકાન શહેરની બહાર બાંધવું. કારણમાં વિદ્યાર્થીઓને શાન્તિ મળે અને અભ્યાસમાં મન પરોવાય એ. આ સદ્‌ભાવશીલ સદસ્યો 'બી બ્લોક'ની અગીઆરમી ઓરડીની બહાર ચુપચુપ ઊભા હોત તો વિદ્યાર્થીઓનો એથી વિરુદ્ધ મત જાણી કદાચ વિસ્મય પામ્યા હોત.

શિયાળાની ઠંડી અને અંધારી રાત્રિનું સામ્રાજ્ય હતું. સીગરેટના ધૂમાડાની સેર ઊંચી ચડતી જોતો, હું પલંગમાં પડ્યો હતો. રોજ ગૂંચળાં વળી કંઈક આકાર રચી પછી વેરાઈ જતો ધૂમાડો, આજે હવામાં ફેલાઈ જઈ મારી સીગરેટની મજા ઓછી કરતો હતો. મારો મિત્ર મધુકર રાતરાણીના વનમાં ચમકતી કોઈ ગીતલહરી ઝડપવા તત્પર બની બારી પાસે ઊભો હતો. ત્યાં 'રોલ કૉલ' સમયના નવના ટકોરા થયા.

પથારીમાંથી ઊઠી ખુરસીમાં બેસતાં હું બબડ્યો, 'નવ.'

મધુએ મારી સામે જોઈ સ્મિત કર્યું, અને પાછી દૃષ્ટિ બહાર ફેરવી.

'બધું એવું ફીકું લાગે છે. ચાલ સીનેમા જોવા આવે છે, મધુ?' હોસ્ટેલથી સીનેમાગૃહ બે માઈલ છેટે હતું, એટલે મધુએ માથું હલાવી કહ્યું, 'બે માઈલ દૂર! આવી રાતે? ના રે.'

'આમ બહાર ડોકીયાં કરે છે એ કરતાં ચાલને.'

'આકાશમાં જોતો હતો.'

'શું જોતો હતો? અંધારું? કે કવિ થવું હોય તો આકાશમાં ઊંડે ઊંડે કશું જોવું જોઈએ એટલે?' મેં તો ઊભા થઈ કપડાં પહેરવા માંડ્યાં હતાં.

'એ કશુંક એટલે રહસ્યદર્શન. A glimpse of the Unknown. (અજ્ઞાતની ઝાંખી) સમજ્યો?'

'તું તારે કર્યે કર દર્શન. હું તો થાકી ગયો હવે. આ તે કંઇ જીંદગી છે ? એના એ પોથાં, એના એ પ્રોફેસરો, એના એ મી. દેસાઇ અને મી. જાની. આ ચાર દિવાલોમાં રૂંધાઇ ગયો છું તો.' મધુ સમજતો હોય એમ હસ્યો, 'પરણી જા, કુમાર. સાચું કહું છું. આ બધો પ્રતાપ તારા યૌવનનો છે.'

'મરજી કે.' ઓવરકોટ ચડાવતાં મેં કહ્યું. 'આપ નામદાર હજી આમ એકલા ફરો છો તે હેઠા બેસો ને.'

મધુના વદન પર ગાંભીર્ય છવાઇ ગયું 'આજ તો હવે ઠીક....'

'આજ આવે છે કે નહિ ? નિસાસા પછી નાખજે.' મેં હસીને પૂછ્યું.

'હે ત્યારે આવું.'

અને મધુ પણ કપડાં પહેરી તૈયાર થઇ ગયો. 'ડ્રોઅર'માંથી અડધો હાથ નાખી, સ્ટોપર ચડાવી, રેક્ટર મહાશયને હંમેશની જેમ ઉલ્લુ બનાવી, અમે દાદર ઉતરવા લાગ્યા. નીચેના ભાગમાં અંધારૂં હતું. દાદર ઉપરનો વીજળીનો ગોળો કોઇ ચોરી ગયેલું, અને અનેક વાર કામ કરનારી બત્તીઓ પાણીના બેડા સાથે અંધારે પડી ગયેલી, ત્યાં નવો 'ગ્લોબ' મુકાવવાની કોઇ તસ્દી લેતું ન હતું. નીચેના ભાગમાં રહેતા પ્રીવિયસના વિદ્યાર્થીઓની રૂમોમાં પણ ઘોર અંધારૂં હતું. જાળવીને અમે નીચે ઉતર્યા.

દાદર નજીકની ઓરડી પાસે ઊભેલા એક છોકરાનો મંજુલ અવાજ સાંભળી અમે બન્ને પગથીયા પર થંભી ગયા. પેલો છોકરો રસથી, લાડથી, ધીમેથી બોલતો હતો.

'કહોને'

ઓરડીમાંથી કશોયે જવાબ ન મળ્યો.

'તમે તે કેવાં છો ! આટલી મસ્તી હોય ?'

મધુનો હાથ મેં જરા વધુ દબાવ્યો. અંદર કોઇ તોફાની દોસ્તો બગાડતા હશે. અને આને હેરાન કરતા હશે, એમ મારૂં માનવું હતું. પરંતુ તેનાં શબ્દના ઉચ્ચારમાં રહેલા માધુર્યે મને ચમકાવ્યો. ત્યાં તો 'મારે ક્યાં ક્યારે ઉતાવળ છે તે. કંઇ નહિ તો' કહી પેલા છોકરાએ પોતાને હાથે બારણું હડસેલી ઉઘાડ્યું, અને અંદર પ્રવેશ કર્યો.

'હં ! ત્યારે અંદર કોઇ ન હતું. આ તો બાબાસાહેબ પોતે જ કોઇ કલ્પનાસુંદરી સાથે વાત કરતા હતા કે શું !'

મધુએ માથું હલાવ્યું, 'આ તે કઇ જાતની રમૂજ !'

'હું જાણું. તને એ વધારે ખબર પડે. કંઇ વ્હેમ છે !'

મધુએ હળવે પગલે રૂમ નંબર જોઇ આવી કહ્યું, 'રૂમ નંબર વીસ. મી. દિલીપ મહેતા.'

'રસિક છોકરો છે.'

'dramatic temper (નાટકી સ્વભાવ) લાગે છે.'

'આંખ રાખવી પડશે બાઇ ઉપર.'

મધુને મારી આ ટેવ બિલકુલ ગમતી નહિ. અણગમો દર્શાવી એ બોલ્યો, 'તારે બીજો ધંધો ક્યાં છે.'

મધુ મારી બધી વિચિત્રતાઓ ઉદાર ભાવે સહન કરવા તૈયાર રહેતો, પણ એક વાત સામે અચૂક રોષ દર્શાવતો. કોઇના પ્રણયપ્રસંગ ઉપર હું સખત ટીકા કરૂં, કે કોઇની પ્રિયાનો પત્ર તફડાવી આણી, મશ્કરી કરતો વાંચવા માંડું, ત્યારે મધુના કપાળમાં ક્રોધની રેખાઓ ફુટતી.

Most inhuman, most brutal (અમાનુષી, ઘાતકી) વગેરે, એ બરાડતો. હું હસીને બચાવ કરતો, 'જો તો મધુ, આ કોલેજીયનોનો taste તો જો. કેવા Sentimentalist (રોતલ) હોય છે. આવાં કાલાંવેલાં જાહેરમાં કાઢે, તો વેવલા લાગે ને? ને આ એમની ગામડાની ગોરીઓના પત્રો. મારા બાપ...'

મધુની સહનશક્તિ ખુટતી. એ રાતોપીળો થઇ સંભળાવતો, 'મીસ્તર, તમારા કાગળો ભેગા કરીને વાંચતા હો! હસવાનું ઘણું મળી રહેશે એમાંથી.'

'અહીં ક્યાં કોઇને કાગળ લખવાના હતા?'

'એ જ કારણ છે ને. આપ આપની ભૂખ બીજાના કાગળો વાંચી સંતોષવા પ્રયત્ન કરો છો એ ભૂલી ન જતા. મારૂં માનીને ફ્રોઇડ ઓઇડ વાંચી જાવ!

મગજની ગરમીને લીધે મધુ સાવ વિસરી જતો, કે ફ્રોઇડ વાંચવાની ભલામણ મેં જ એને કરી હતી, અને પુસ્તક પણ લાવી આપ્યું હતું. એની આવી આકરી વાણીનો ભોગ થતો ત્યારે મને થતું, કે બુદ્ધિશાળીઓએ અમુક વર્ગને અજ્ઞાનમાં જ રાખવાની જરૂર હતી. નહિતર અન્ય વર્ગને સ્વતંત્ર અને બુદ્ધિપ્રધાન મનાવવા જેવા ક્ષુદ્રપ્રદેશ ઉપર આવા હુમલા થવાનો ભય હતો. જવાબ આપવાની જરૂરીઆત હાસ્યથી ઉડાડી મૂકી હું કાગળ આગળ વાંચવા લાગતો.

આવા મારા મધુ મિત્રને, મી. દિલીપ મહેતા ઉપર નજર રાખવાની મારી વાતથી રોષ થાય એ સ્વાભાવિક હતું. અત્યારે એની સાથે લમણાઝીક કરવાની મારી તૈયારી ન હતી. એટલે અમે સાઇકલો શહેર તરફ મારી મૂકવામાં ધ્યાન આપ્યું.

× × ×

દિલીપ મને દિવસે દિવસે વધુ ને વધુ આકર્ષતો ગયો. એનાં પહોળાં પોપચાં પાછળ કૈંક સ્વપ્નકણિકાઓ વેરાયલી પડી છે, એવું મને હમેશ લાગ્યા કરતું. કશુંક બોલી વાતાવરણની શાંતિનો ભંગ કરતાં ડરતો હોય, એમ એના બીડાયલા હોઠ કદી ખૂલતા. માતાપિતાની વાત્સલ્ય ઝરતી દૃષ્ટિથી દૂર થઈ, હોસ્ટેલમાં પ્રવેશ કરતા આ શરમાળ યુવાનની શાંત રીતભાત પાછળ અજબ રસવૃત્તિનો પ્રદેશ ઢંકાયલો પડ્યો છે એ હું જાણી શક્યો હતો; એટલે એનામાં મને વધારે ને વધારે રસ પડતો ગયો.

સમાચાર મળ્યા કે, દિલીપનું ઘર ગામમાં જ હતું. માત્ર વાંચવાની સગવડ ખાતર એ માટે હોસ્ટેલમાં રહેતો હતો. એની સાથે નિકટનો પરિચય સાધવો એ અઘરું હતું. ટેનીસ-કોર્ટ કે વ્યાયામખાનામાં ભાગ્યેજ દેખા દેતો દિલીપ, એકલવાયો રહેવા માગતો હોય એવું વર્તન કરતો. કૉલેજમાં જમવા બધાની પછીથી જતો. રસ્તે સામો મળે તો નમણાં નયન નીચે ઢાળી બાજુએથી સરકી જતો. જરૂર પડ્યે એકાદ શબ્દ બોલી શરમાઈ જતો. કૉલેજ, એની સાથેના વિદ્યાર્થીઓએ એને ' છોકરી ' ના વર્ગમાં મૂકી દીધો હતો. આવા છોકરા સાથે મૈત્રીબંધ લગભગ અશક્ય કહેવાય. છતાં હું હિંમત હાર્યો નહિ.

સ્મિત મૈત્રીનાં અંકુર વાવે છે; કેમકે એ મહાનુભૂતિનું સૂચક છે. દિલીપ સામો મળતો, ત્યારે હું એના સામે જોઈ સ્મિત કર્યા વિના રહેતો નહિ. એ શરમાતો, ને ટેવ મુજબ નેત્રો નીચાં નમાવી ચાલ્યો જતો. થોડા દિવસના સ્મિતપ્રયોગે એની સાથે વાર્તાલાપ કરવાનો પ્રસંગ આવ્યો.

સાંજ હતી. રજાઓની સાંજ આવી હતી. સહુ આજે ગામમાં કન્યાશાળાના વાર્ષિકોત્સવ પ્રસંગે ભજવાતા નાટકપ્રયોગો જોવા ઉપડ્યા હતા. મારે આગળથી જઈને જગ્યા રોકવાની જરૂર ન હતી. એટલે નિરાંતે નીકળવાનો હતો. કૉલેજમાં જમીને પાછો વળતો હતો ત્યાં પગથીયા પર દિલીપ સામો મળ્યો.

મેં હસીને પૂછ્યું, ' કેમ દિલીપ, તમે નથી ગયા ! '

બોલ્યા વિના દિલીપે એના પ્રભાતુર નેત્રો મારા પ્રતિ વાળ્યાં.

' આજે વાર્ષિકોત્સવ છે. ખબર નથી ? ' મેં કહ્યું.

' ખબર તો હતી,' એણે મધુર અવાજે કહ્યું, ' પણ જવાયું નહિ.'

' જવા જેવું હતું. કેટલાક સરસ પ્રયોગો છે.'

હું એને બોલાવવા મથતો હતો, ત્યારે દિલીપ હોઠ બીડી મૂંગો ઊભો હતો.

" કોઈ બહેનનું નૃત્ય છે ને ? શું નામ ! તમને યાદ છે ! '

દિલીપના હોઠેથી શબ્દો સરી પડ્યા, ' સુકુબહેનનું.'

' સુકુબહેન ! એ કોણ ! ' હું જાણતો હતો છતાં જૂઠું બોલ્યો, મારે એ નામે ત્યારમાં રસની મીઠી ફૂરી અનુભવરી હતી.

'તમે નથી ઓળખતા ? સુલોચનાબ્હેન.'

'અરે હાં!' મેં શિર હલાવી પીછાન દર્શાવી, 'પેલાં સુંદર જેમનાં લોચન છે એ, સુલોચના બ્હેન.'

દિલીપ શરમાયો. મને એ ધારીલા વદન પર પથરાતા કોમલ ભાવ નિહાળવાની મઝા આવી.

'તમે એમને ઓળખતા લાગો છો, દિલીપભાઇ.' મેં પૂછવાની ધૃષ્ટતા કરી. કૉલેજમાં ચાર વર્ષો ગાળી રીઢા થઇ ગયેલા યુવકને, નવા આવેલા યુવકો સાથે આવું મ્હોટપણ સૂચવતું વર્તન કરતાં વાંધો આવતો નથી.

દિલીપની આંખો મારા પ્રતિ ઝડપથી વળી, પાછી નીચે ઢળી. એની શરમનો પાર ન રહ્યો. નાસી જવા મન થતું હોય, પણ અચકાતો હોય એમ એના પગ ઉપરથી લાગ્યું.

'હું તો અમસ્તો પૂછું છું, હોં દિલીપભાઇ......' હું આગળ બોલું એ પહેલાં, કોઇ ભયંકર વિપત્તિમાંથી નાસી છૂટતો હોય, એમ એ પગથીયા પાછા ચ્હડી એની ઓરડી તરફ ચાલ્યો ગયો. સ્હમજી ન શકાય એવા પ્રેમને વશ થઇ, હું આ ગંભર યુવકને જતો જોઇ રહ્યો.

પરંતુ મારા માટે હવે દિલીપ અગમ્ય ન રહ્યો. સુલોચના માટેના એના ભાવને કળી જતાં મને વાર લાગે એમ ન હતું. સુલોચના સાથે મને સરસ પરિચય હતો. એને અને અન્ય વિદ્યાર્થિનીઓને નાટય પ્રયોગો માટે ગીતો અને અભિનય શિખવવા પાછળ મેં મારા ઘણા સમયનો ભોગ આપ્યો હતો. એને જઇ દિલીપ વિશે પૂછું એટલી જ વાર હતી. ક્યારે ત્યાં જઇને પૂછું એવી હૃદયમાં ઉતાવળ થઇ આવી.

કપડાં પહેરવા ઓરડી પર ગયો. ત્યાં અજબ દશ્ય નજરે પડ્યું. સીગારેટનો ધૂમાડો આવતાં નાક પર રૂમાલ દાબે એવો મધુકર, આંખો અડધી મીંચી, આરામખુરશીમાં પડયો પડયો સીગારેટ ફૂંકતો હતો. મોં પર લાપરવાહીના ભાવ હતા. ખાદીના પરન ભકતે કપાળ પર ગુલાબના ગોટા ભરેલો રેશમી રૂમાલ બાંધ્યો હતો. એની આ મસ્ત મનોદશાએ મને ચમકાવ્યો.

'મધુ' મેં એને બોલાવ્યો, એટલે એ ચમકીને સફાળો ઊભો થઇ ગયો. મોંમાંથી સીગારેટ પડી ગઇ અને કપાળ ઉપરથી રૂમાલ ખસી ગયો.

'તું...તું ઉત્સવમાં હજી નથી ગયો ?' એણે પૂછ્યું.

'જવાય છે. શી ઉતાવળ છે ?' મેં હસીને જવાબ આપ્યો, 'તેં સીગરેટ પીવી શરૂ કરી એ જોઇ મને બહુ આનંદ થયો. મારે તારા જેવા સાથીની જરૂર હતી.'

મધુકર શબ્દ પણ બોલ્યો નહિ.

'અને બોલતું, આવા રેશમી રૂમાલો તને નથી શોભતા. કોઈની નજરે ચડશે તો કારણ વિના સંદેહ ઉત્પન્ન કરીશ.'

મંજુએ ગેલથી ભમ્મર સંકોચી.

હું કપડાં પહેરી તૈયાર થઇ ગયો, 'ત્યારે નથી આવવું ?' મંજુને મેં પૂછ્યું.

એણે માથું હલાવી ના પાડી

ટેબલ ઉપરથી 'કલાપીનો કેકારવ' લઇ, મંજુના હાથમાં પકડાવી, હું હસતો હસતો બહાર નીકળી ગયો.

હું પહોંચ્યો ત્યારે નાટ્યપ્રયોગો સંપૂર્ણ થઇ ગયા હતા. ઉપરે શાળાનાં અધિષ્ઠાત્રી રિપોર્ટ વાંચી સંભળાવતાં હતાં એટલે હું સીધો રંગભૂમિના પાછળના ભાગમાં ચાલ્યો ગયો. અંદર સદ્ભાગ્યે સુલોચના એકલી હતી. મને જોઈ વિજયી નયને અને પ્રફુલ્લ વદને એ નજીક આવી.

'કેમ કુમારભાઈ, તમે તો અંતે ન જ આવ્યા ને ?'

'શું કરું બહેન, જરા શરીર ઠીક ન હતું.'

'તે અત્યારે સારું થઇ ગયું ? એટલી વારમાં ?'

હું શા માટે આવ્યો હતો એ સુલોચનાને કહેવા તલપી રહ્યો હતો, પણ જરા થંભ્યો, 'પ્રયોગ સફળ થયો ને સુલુબહેન ?' સુલોચનાના વદન પર ચમક આવી. હરખાતી એ બોલી, 'અરે ! એવો સરસને. બધા ખુશ ખુશ થઇ ગયા. તમારો પેલો રાસ મારે બે વાર ગાવો પડ્યો.'

રાસ હતો જ મધુર.

ઝગમગતી જ્યોત જેની દીપાવે રોજ
એવા આભ તારલા સોણલાં ક્યાં ?
રૂપેરી રાત ભાત સોણલાં ક્યાં ?

અંધારી રાત્રીને દેખે ઝૂમતા સોણલા સમા તારલા, રૂપેરી રાત્રિ પાસે માગતી ભાવભરી કુમારિકાની રસભરી મંઝવણ વ્યક્ત કરતી રમણ પંક્તિઓ સુલોચનાને કંઠે અને વદનભાવમાં પ્રગટ થઇ, સફળ થાય એમાં કશી નવાઇ ન હતી. મને આનંદ થયો.

'ચાલો ત્યારે મારી મહેનત સફળ થઇ.'

'પણ તમે શરીર સારું ન હતું ને અત્યારે ક્યાંથી આવ્યા !'

'મારે તમને થોડુંક પૂછવું હતું.'

દરેક ગુજરાતી ગૃહમાં હોવું જોઈએ

# "GUJARAT and its LITERATURE"

# (ગુજરાત અને તેનું સાહિત્ય)

લેખક: **શ્રી કનૈયાલાલ મા. મુનશી**

"શ્રી. મુનશીએ કરેલું ગુજરાતી સાહિત્યનું સમાલોચન મારે માટે મોહક વચન થઇ પડ્યું છે. × × ×"

—મહાત્મા ગાંધીજી

"ગુજરાત અને તેનું સાહિત્ય" પ્રકાશ અને ચેતનથી ભરેલો અને કર્તાના વ્યક્તિત્વનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતો ઉત્તમ ગ્રંથ છે. શ્રીયુત મુનશીનો ગુજરાત ઉપરનો ઉત્કટ પ્રેમ, અને જે વસ્તુને તેઓ સ્પર્શે તેને સજીવન બનાવતી તેમની કલ્પના બન્ને સ્પષ્ટ સ્વરૂપમાં આ ગ્રંથમાં છે. કર્તાને ઓળખનાર–મારા જેવા માટે નહીં પણ–બીજા ઘણાંને આશ્ચર્ય પમાડે એવી બાબત એ છે કે આટલો અથાગ પરિશ્રમ તેમણે લીધો છે, અને તે પણ જેલની દીવાલો પાછળ અને અસ્વસ્થ શારીરિક પ્રકૃતિના સમયમાં.

પરંતુ આ ગ્રંથનું આદ્ય લક્ષણ તો એ છે કે ગુજરાતના સાહિત્યનો અભ્યાસ ગુજરાતના ઇતિહાસ તેમ જ હિન્દના ઇતિહાસ ઉપર સંલગ્ન દૃષ્ટિ રાખીને કરવામાં આવ્યો છે. આ કાર્ય કર્તાએ વિસ્તારથી અને ગુણપૂર્વક કર્યું છે. × × ×

—આચાર્ય શ્રી. આનન્દશંકર ધ્રુવ

પ્રો. વાઇસ ચાન્સેલર, બનારસ હિન્દુ વિદ્યાપીઠ

"આ ગ્રંથ સાહિત્યઇતિહાસના માત્ર પ્રારંભિક ગ્રંથ જેવો નથી. એનું ક્ષેત્ર વિશાળ છે. અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન તેમ જ અર્વાચીન ગુજરાતી, એ બધી ભાષાઓના સાહિત્યનું વિવેચન કરવા માટે જે તલસ્પર્શી વિદ્વત્તાની જરૂર છે તેની પાત્રતા કર્તામાં છે; કારણ કે તેમણે જીવનનો ઘણો સમય સેવામાં ગાળ્યો છે. પોતે એક ઉત્તમ સાહિત્યકાર છે. × × ×

શ્રી. મુનશીના ગ્રંથના અપૂર્વ ગુણ એ છે કે એમણે યૂરોપના સમર્થ સાહિત્યકારોનો અને તેમની કલા–મીમાંસાનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને તેથી જ તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારોનું ખરું મૂલ્યાંકન કરી શક્યા છે. એમના દર્શનના સત્યાસત્યની હું જ્યાં પરીક્ષા કરી શકું એમ છું ત્યાં તે મને રુચિકર અને સર્વાંશપૂર્ણ જણાયું છે. અને સાહિત્યસમૃદ્ધિનું દર્શન કરાવતાં પ્રામાણિકતા અને સત્યપ્રેમથી તેની અપૂર્ણતાઓ પણ ન સંતાડવામાં કર્તાએ જે વૃત્તિ દર્શાવી છે, તે માટે ગુજરાત કર્તાનું બહુ જ ઋણી છે.

—ડા. એ. બેરીડેલ કીથ, ડી. સી. એલ.,

યુનીવર્સીટી ઓફ એડીનબરો

સુલોચના થોડી વાર 'કહું, ન કહું' એવી ગડમથલમાં પડી. પણ છેવટે એનું સુકુમાર અંતર વાત છૂપાવી ન શક્યું.

'જુઓ કુમારભાઈ, કોઇને કહેશો નહિ હોં.'

'નહિ કહું.' મેં ખાત્રી આપી.

'દિલીપ તમે કહો છો એવો ડાચોડમરો નથી, સમજ્યા? ભાઇસાહેબ જેટલા બહાર છે એટલા અંદર છે.'

મને હસવું આવ્યું.

સુલોચના લોચનમાં ઠપકો ભરી બોલી, 'તમે ભલે હસો ને. પણ હું જાણું છું. મારૂં એવું અપમાન કર્યું હતું ? મારૂં ધ્યાન ચોપડીમાં હતું, ને બાઇશ્રીએ છાનામાના આવી મારી વેણીમાં ફુલ પરોવી દીધું. મેં પૂછ્યું ત્યારે કહે, હું તો કંઇ જાણતો નથી!' સુલોચના જરા ધીમી પડી, 'એણે માન્યું હોત તો તો કંઈ નહતું. પણ મને ચ્હીડવવામાં એને મઝા આવે છે.'

'એમાં એના ઉપર આટલો ક્રોધ, સુલુબ્હેન?' શોકાતુર સુલોચના પ્રતિ ભાવભરી નજર નાખી મેં કહ્યું, 'આમ ન્હાનપણથી સાથે ઉછરેલો, રમેલો દિલીપ આવી મસ્તી કરે એમાં અપમાન કહેવાય? તમે પાછળથી તો એને દુ:ખી કર્યો ને?'

સુલોચનાની આંખો ભીની થઇ, 'તે મને રીસ ન ચડે? હું મારે સીધી ઓરડામાં ચાલી ગઇ. એણે ઘણી યે બુમો મારી પણ શાની જવાબ આપું? ગયો ઘેર થાકીને.'

'અરર! એક નજીવા વાંક માટે આટલું હોય?'

'તે પણ...' સુલોચના કંઇક બોલવા ગઇ, પણ અટકી ગઇ.

'શું બોલો ને?'

'મેં ધાર્યું ય ધાર્યું હતું કે બોલશી પણ એ બોલે નહિ, પછી હું શાની બોલું?'

એક વડિલને છાજે એટલા સદ્ભાવથી અને વાત્સલ્યથી આ ગભરૂ હૃદયની લીલા વિશે હું વિચાર કરી રહ્યો. દિલીપ અને સુલોચના બાલ્યાવસ્થાથી જ સાથે ઊછરેલાં, સાથે રમેલાં અને સાથે ભણેલાં. એકબીજા માટે અંતરમાં કૂમળી લાગણીઓ પણ ખરી જ. ઓછાબોલાં દિલીપે કોઇ અજબ રસિકતાને વશ થઇ સુલોચનાની વેણીમાં ફુલ ગુંથી દીધું. પણ પછી શરમને લઇને કબુલ કરી ન શક્યો.

'સુલુબ્હેન, તમને કેટલાં વર્ષ થયાં?' મેં પૂછ્યું.

સુલોચનાએ શરમાઇને નીચું જોઈ કહ્યું, 'સોળ.'

હં! પછી નાયિકા રીસાણી પણ શરમાળ નાયક મનાવવા ન ગયો. ગાડું અટક્યું. ફરી ચીલે ક્યારે પડશે તે પ્રભુ જાણે.

મારી ઓરડીમાં આવ્યાં. થોડીવાર આડાંઅવળાં ગપ્પાં માર્યાં. ગઈ કાલના ઉત્સવ વિશે ઘણી વાતો કરી નાંખી, મેં ચહા તૈયાર કરી બંનેને પાઈ. મોટાભાઈ ઊડવાની તૈયારી કરવા લાગ્યા.

અચાનક સુલોચના મારા તરફ જોઈને બોલી, 'અરે હાં. કુમારભાઈ, દિલીપની રૂમ કઈ? મારે એને મળવું છે. ચાલો ને જરા મારી સાથે. તમે અહીં બેસજો મોટાભાઈ હું આ આવી.'

મોટાભાઈને વધુ બોલવાની તક આપ્યા વિના સુલોચના મારી સાથે બહાર આવી અમે બને નીચે દિલીપની રૂમ પાસે આવ્યાં. રૂમને તાળું વાસેલું ન હતું એટલે ઉઘાડ નાખી અમે અંદર પ્રવેશ કર્યો. પાછું બારણું હતું એમ વાસી દીધું.

દિલીપની ઓરડીમાં મેં આ પહેલો જ પ્રવેશ કર્યો હતો. એની સુરુચિની સાક્ષ આપતાં સુંદર કલામય ચિત્રાંકનો ભીંતે લટકતાં હતાં. ટેબલ ઉપર એક સરસ ભરેલો રૂમાલ પાથરેલો હતો. પુસ્તકોનાં પુંઠા ઉપર ચોકખા મરોડદાર અક્ષરે નામ લખ્યાં હતાં.

'આ મારો ગૂંથેલો રૂમાલ, હોં કે કુમારભાઈ.'

'સારો ગૂંથ્યો છે.' છોકરીએ ગૂંથેલો એટલે વખાણ કરવા માટે નહિ, પણ સુંદ હતો તેથી કહ્યું.

'દિલીપ ચિત્રો દોરે છે એ જોયાં?'

ભીંતે લટકતાં ચિત્રો જોતાં મને દિલીપ માટે માન થયું, 'આ બધાં એણે દોરેલાં સારું કામ કરે છે.'

સુલોચના મૂળ વાત પર આવી, 'ક્યારે આવશે એ?'

'વખત થયો છે. આવવો જોઈએ.'

'પણ એ કશું ય નહિ બોલે તો?'

'ચોક્કસ બોલવાનો.'

'બોલે તો સારું, નહિ તો...'

'નહિ તો શું?'

'હું પહેલી આવી, તે એને ચ્હીડવવાનું મળે ને?'

'અરે જુઓ તો ખરાં, હમણાં ભાઈ બોલતા આવશે. પછી એને ચ્હીડવવાનું તમને મળશે એવું શું?'

સુલોચના ખુશ થઈ, 'તો તો મજા પડે કુમારભાઈ.'

બહાર કોઈનો પગરવ સંભળાયો. અમે બને શાંત બની ઊભાં રહ્યાં. ત્યાં દિલીપનો મંજુલ સ્વર સંભળાયો.

'ઊઘાડોને.'

સુલોચનાએ પ્રસન્ન વદને મારા તરફ જોયું, અને મશ્કરીખોર આંખો નચાવી.

મારે કહો ક્યારે ઊઘાડો છો તે ! 'કંઈ નહિ તો' બોલતાં દિલીપે ધક્કો મારી બારણું ઊઘાડ્યું, અમને જોઈ એ સ્થિર થઈ ઊભો. સુલોચના અને દિલીપ સામસામું જોઈ રહ્યાં.

'દિલીપ'

'સુલુ'

એ નામોચ્ચારમાં ભરેલી મીઠાશ અનુભવતો હું બંનેને સ્નેહથી નિહાળી રહ્યો.

'આહ સુલુ, હવે તને ચીડવવાનું મળી ગયું ને ?'

સુલોચના ખુશ થતી બોલી, 'બાઈ મહિનાથી મારા વિના રહેવાય તો ને ! કેવા છાનામાના 'ઊઘાડો' કરતા આવ્યા !'

દિલીપના હોઠ ફફડ્યા, 'પણ - એ તો મને.'

સુલોચના ચમકી 'શું ?'

'એ તો મને કુમારભાઈએ એમ બોલતા કર્યું હતું સવારે.'

સુલોચના મારા તરફ ફરી, પણ એની દૃષ્ટિમાં અમૃતપૂર્ણ રોષ હતો. સ્મિત કરી હું ત્યાંથી બહાર નીકળી ગયો. મારા અંતરમાં સંપૂર્ણ સંતોષની લહરી વહી રહી.

ને રાતે મધુના બંને હાથ ચુમી હું મારી બુદ્ધિને નડતો એવો ગડભડાટ કરી રહ્યો.

'બધું કરવાની તને છૂટ, મધુ. પણ મારી એક સલાહ માનીશ !

મધુ આ લાગણીની છોળનું ઉદ્ભવસ્થાન વિચારતો મારા સામે બોલ્યા વિના જોતો ઊભો.

'કદી તારી પ્રિયાની વેણીમાં ફૂલ ગૂંથતો નહિ મધુ. નહિ તો મરો સમજજે.'

મધુના વદન પર દુઃખના ભાવ પથરાયા, એને મારી વાત ગમી નહિ, એ હું જોઈ શક્યો.

'મારી એક સલાહ તું માનીશ, કુમાર?'

'બોલ.'

'કદી કોઈને આવું કહી એની લાગણી દુભવવા જેટલો ક્રૂર થતો નહિ.'

અને ધીમે પગલે મારા મધુ મિત્રે ટેબલ નજીક જઈ, ખાનામાંથી એક પુસ્તક ખેંચી કાઢ્યું, અને મારી આંખો સામે લાવી ઊઘાડ્યું, દબાણમાં રાખેલું એક સુંદર ગુલાબ મારી નજરે પડ્યું.

મધુના ભાવ નીતરતા નેત્રોમાં ભાવથી જોઈ, મેં એની સલાહ માનવાની ખાત્રી આપવા એનો હાથ જરા વધુ દબાવ્યો.


## શ્રી શંકરપ્રસાદ છગનલાલ રાવલનાં પુસ્તકો

- ભક્તકવિશ્રી દયારામનું જીવનચરિત
- માંડણકૃત રૂખાણા અથવા પ્રબોધબત્રીસી અને શ્રીધર રાવણમંદોદરીસંવાદ (જુની ગુજરાતી)
- નરપતિકૃત પંચદંડની વાર્તા (જુની ગુજરાતી)
- મધુસૂદનકૃત હંસાવતીવિક્રમચરિત્રવિવાહ (જુની ગુજરાતી)
- ક્રમિકપાઠ્ય પુસ્તક ૧–૨ (અંગ્રેજી ચોથા, પાંચમા ધોરણ માટે)
- ગદ્યસમુચ્ચય ભા. ૧ (અંગ્રેજી પાંચમા છઠ્ઠા ધોરણ માટે)
- ગુજરાતનો નાથ: અવલોકન અને ટીકા: (નવલત્રિવેણી નામક વિસ્તૃત વિવેચનલેખ સાથે)
- ગુજરાતી સાહિત્યના વાનાગુઓ ભાગ ૧ અને સાહિત્યપ્રકાશિની (૧૯૩૬ ની મેટ્રિકની ગુજરાતીની પરીક્ષા માટે અપૂર્વ સહમિત્ર)

**સર્વ જાણીતા બુકસેલરો પાસેથી મળશે.**

## આસરનું બ્રાહ્મી તેલ

**સ્વચ્છ, સુંદર અને સુવાસિત મગજની શક્તિ વધારનાર તેલ**

અમારા બ્રાહ્મી તેલથી માથાનો દુખાવો, ટાલ, શોર્ટસાઈટ, આંખની લાલાશ અને સોજો આંખમાંથી વારંવાર પાણી પડતું, વગેરે દૂર થાય છે. અને આંખનું તેજ વધે છે તેમ જ મગજને ઠંડક વળે છે. વાળને માટે તેમજ શરીરે ચોળી ન્હાવા માટે બન્ને રીતે વાપરી શકાય છે. એમાં સુગંધિત દ્રવ્યો છે, સઘળા વાપરીને સંતોષ પામે છે.

**ધી આસર કેમીકલ વર્ક્સ,** ૩૩૦, કાળબાદેવી રોડ?, મુંબઈ ૨.

# મહાજન

યશવંત પંડ્યા

## ( ૧ )

( ફક્કડ ફર્નીચરથી ભભકતા ખંડમાં સુરસાગર અને નિખિલ વાતોએ વળગેલા માલૂમ પડે છે એકને બોલવા વારો આવે ત્યારે બીજાને સિગરેટના ધુમાડાની સેવા મળે છે.)

સુરસાગર : ( રાખ ખંખેરતાં ) ડૉક્ટર, આમ બાબત છે.

નિખિલ : ના, ના, સાહેબ, તો તો આજ સુધી ગાડું ગબડે છે શી રીતે ?

સુરસાગર : (પગ પહોળા કરી) કારણ કે એ ગાડું છે, કારણ કે એનો એકાધાર પૈસા છે.

( નિખિલને સુરસાગરનો ખુલાસો માન્ય ન હોય તેમ એ નીચું જોવા લાગે છે )

સુરસાગર : ઉપરાંત એક બીજું પણ કારણ છે. દુનિયામાં કોઈ એક યુવતી, એક સતીની, એક દરજ્જાની નિસ્બત નથી હોતા. કોઈક કાળે આ જૂની સનાતની ઘણું મહત્ત્વ હશે એ કબુલ કરવા જેવી હકીકત છે બાકી સ્વાર્થત્યાગીઓ-નિસ્પૃહીઓની કલ્પનાની તો હું કોડી ના પાડું છું. (જિગરી હાસ્યથી) એવા તો એક જૂનો કે બે જન્મ્યા જાણ્યા.

નિખિલ : (આશ્ચર્યપૂર્વક) સાહેબ, તમારા શબ્દો તો મારી વાઢકાપની છરીથી પણ વધારે ધારદાર છે !

સુરસાગર : (છાતી ફુલાવી) મારા શબ્દો પાણીદાર છે. કારણ તમારી છરી જેવો જ પવિત્ર હેતુ એના ઉપયોગ પાછળ લપાયો છે. લોકોની અજ્ઞાનનો લાભ લઈ, જે પાંચ-પંદર અમે, મારા જેવા મંગળદાસોએ એમના અંગમાં પરુ પેદા કર્યું હોય એને પાછું ચૂસી લેવા વાસ્તે બીજો એકે ઇલાજ નથી.

નિખિલ : (મુંઝાઈ, મનમાં) હું વાત કઢાવવા માગું છું ત્યારે આ સાહેબ......

સુરસાગર : (હસતાં) તમે સમજ્યા ને, ડૉક્ટર ! એવાના દર્દની ચિકિત્સા કરવી અતિશય વિકટ છે. એમના મગજમાં, હૃદયમાં, ફેફસામાં કંઈ અવનવા રોગોના અંકુર હોય છે ! તમારા થર્મોમિટરથી એની ગરમી નહિ મપાય. તમારા સ્ટેથોસ્કોપથી એનાં ધબકારા નહિ પમાય.

નિખિલ : (ધીમે અવાજે) પણ આંગળી વડે નાડ તો પરખાશે ને ?

સુરસાગર : (સખ્તાઇથી) ના, નાક જેવું કશું હોતું જ નથી.

નિખિલ : (કંટાળી) તો જવા દો એમનાં નામ. આજના અવસરે કયાં સંભારવા બેઠા ?

સુરસાગર : (રાઝ થઇ) હા. નહિતર વળી સુધરેલો દિવસ આપોઆપ બગડશે.

(પટાવાળો, સુરસાગરને એક વિઝિટિંગ કાર્ડ આપી, હુકમની વાટ જોતો ઊભો રહે છે.)

લ્યો ! ડોક્ટર નિખિલ, તમે નામ લેવાની ના પાડો છો ત્યાં મૂર્તિ સ્વયમેવ પ્રકટ થાય છે ! (પટાવાળાને) જા; કહે કે હું એમની રાહ જોતો બેઠો છું.

(પટાવાળો જાય છે)

(ખાનગી જેમ) મહેરબાન નક્કર નંગ છે. સુંઘાંચતાં આબાદ આવડે છે. અરે ! બગલો છે. આજ લગીમાં કેટલી માછલીઓ હજમ કરી હશે; એની પ્રભુને પણ ખબર નહિ હોય.

નિખિલ : (મનમાં) પ્રભુ વળી માછલીઓનો હિસાબ ક્યારથી રાખવા લાગ્યો ?

સુરસાગર : (ખુંખારો ખાઇ) અને તો ય લોક આંધળાંભીંત બનીને એનામાં શ્રદ્ધા મૂકે છે અને છંદગીને ધૂળધાટની કરે છે. મને ધાસ્તી છે કે કોઇ મૂરખ મ્યુનિસિપાલિટી એનું બાવલું સુદ્ધાં બનાવરાવશે.

નિખિલ : (રસ વગર) બનવાજોગ છે. આ ધણી વિ[illegible]નાં દે૨ જેવા જમાનામાં જેટલું ન થાય એટલું ઓછું.

સુરસાગર : (તદ્દન ધીરેથી) પણ તો એ મૂર્તિ ત્રાંબાની ટીપાવે તો ડહાપણ. (બાર દઇ) એ[illegible] નક્કર છે.

[યત્ન છતાં હસવું ન ખાળી શકતા હોય એટલા હસમુખા નંદનંદન દાખલ થાય છે. સુરસાગર અને નિખિલને વારાફરતી ઉપરાછાપરી પ્રણામ કર્યે જ જાય છે. બદલામાં બન્ને ઉતાવળે ઊભા થઈ આરતેથી પાછા બેસે છે.]

(આનંદ દેખાડી) પધારો, મુરબ્બી, દીર્ઘાયુષી લાગો છો. અમે આપના જ ગુણ ગાતા હતા. ડોક્ટર નિખિલ : આ આપણા સુપ્રસિદ્ધ શેઠ નંદનંદનજી: નામ જરા અટપટું હોઇ બજારમાં સૌ એમને નંદુ શેઠ તરીકે ઓળખે છે. અમે તો એક નિશાળના ગોઠિયા.

નિખિલ : (આશ્ચર્ય બતાવી) એમ કે ? આનંદ થયો.

સુરસાગર : અને નંદનજી ! આ અમારા ફેમિલી ડોક્ટર. વિલાયતથી તાજા પાછા ફર્યા છે.

નંદનંદન : (પ્રપુખપદે હોય તેમ) ના...રે, આપણા જુવાનો ઈંગ્લંડ જઇ ઉદ્ધત થઇ આવે છે એમ જે કહેવાય છે તે સામે નિખિલરાયની નમ્રતા અજબ ઉદાહરણરૂપે મૂકી શકાય. મારાં અભિનંદન.

(નિખિલમાં તરત તિરસ્કાર જન્મે છે. પણ તો વળી વાતાવરણની મન નંહરી એમ ધારી સંયમ આપવે છે.)

એઓ તો ખૂબખૂબ ઇચ્છે કે સ્વદેશી સિગારેટ ફૂંકવી; પરંતુ મારે ત્યાં માત્ર આ એક જ ડબ્બી હોય ત્યારે બીજું શું કરવું ?

નંદનંદન : હંઅ.

નિખિલ : મોહ મોકુફ રાખવો.

સુરસાગર : (શાન્તિ સ્થાપતાં) હવે દાખલા તરીકે હમણાં આપણે ચાલિસિંકિ લઇએ એમાં ખાંડબાંડ કર્યાંનાં છે; એ જાણવા એમને તો મન સાથે કેટલું મથામણ થાય. પણ એથી કાંઇ આપણને, કે કોઇને પણ, પૂછી જોવું હશે ? આપણી અમુક ધૂન સાચવવા કાંઇ બધાં ઓછાં બંધાયાં હોય છે ?

(નંદનંદનને નિરાંત વળે છે, સુરસાગર પાસે પડેલા ટેબલ પર આંગળીઓથી સારીગમ જેવી ચીજની સ્મૃતિ આપે છે.)

નંદનંદન : (ત્યાં ધ્યાન જતાં) ઓહો ! આટલા બધા તાર ?

સુરસાગર : હાજી. હજુ પંદર જ પડ્યા છે. રાત લગીમાં બીજા પચાસેક ધારું છું.

નંદનંદન : ત્યારે તો તારે જ તમારી ટપાલ જણાય છે !

નિખિલ : (ગંભીરતાથી) પણ એમાં તમે આશ્ચર્ય શું સમજીને પામો છો ?

સુરસાગર : (રમત માફક) નિખિલ, કદાચ એમની જાણબહાર વાત હશે.

નંદનંદન : (ફાંફાં મારતાં) મને માફ કરજો. દિવાનબહાદૂર.

(સુરસાગર અને નિખિલ ખડખડાટ હસી પડે છે. નંદનંદનનું મોં ઊતરી જાય છે.)

(હિંમત રાખી) મારી અજ્ઞાન અવસ્થામાંથી તમને હાસ્ય મળી રહેતું હો તો તે પરિસ્થિતિ મને મુબારક છે.

(બેઉ જણ મલકાતા બંધ પડે છે)

મને મોટો વહેમ એક જ છે. દાક્તર સાહેબ, કોઇએ તે બારે માંદગી તો નથી ઝડપાયું ને ?

નિખિલ : હસી પડી) મહોકાણના સમાચાર સિવાય તમે કશું કલ્પી પણ ન શકયે અગને તે તમે લોક ખાંધિયાબાંધિયા ધારો છો કે શું ?

નંદનંદન : (લાચારીથી) મને તો તાર શબ્દ જ ભયંકર મહોકાણ સમો ભાસે છે.

સુરસાગર : (વહારે ધાઇ) ડૉક્ટર, એ તો આજે ઠીક છે. આઠ દિવસોએ તો મને ય ઘરને ઠેકાણે આવતા તાર કાળ સરખા વિકરાળ લાગે છે. દૂર દેશાવર તમે ચાલ્યા આવો છો એટલે તમે ત્યાંનાં સાહસ, સામગ્રી, સંપત્તિનાં સેવ્યા સેવના હશો. બાકી અહીંની રહેણીકરેણી તો જોશો એટલે જાણશો.

નિખિલ : (ન સાંભળ્યું કરી.) 'રજા સિવાય અંદર આવવું નહિ' નાં થોડાંક પાટીયાં ચીતરાવો ને ?

સુરસાગર : (ધંધાદારી હાસ્યથી) તો ય આવનારાં આવવાનાં. પાટિયું એમની આંખ ખેંચે: પગ કાંઈ પકડી શકે ?

નિખિલ : તો પછી એવાં અણઘડ અંદર આવે એટલે આપણે બંગલાની બહાર નીકળવું—એમને જાપ્તીદારો જાણીને.

(નંદનંદન સડક બનીને સાંભળ્યે જાય છે. એમના પર આવો આટકતરો જુલમ કદિ નહિ વરસ્યો હોય એટલું એમના ચહેરા પરની ચિંતાથી ચોખ્ખું સમજાય છે.)

સુરસાગર : (એ જોતાંઇ જતાં) મુરબ્બી, આ સર્વ તો સામાન્ય ચર્ચા છે. કશું તમારે ઓઢવાનું નથી તમારે માટે તો મને પુષ્કળ માન છે; એ તમે ક્યાં નથી જાણતા ?

નિખિલ : અરે ! આટલા ઓછા, અને આછા પરિચયમાં મારામાં સુદ્ધાં લાગણીના ઉછાળા આવે છે !

(મતભેદના મુખારવિંદે નંદનંદન નિખિલ સામે નિહાળે છે. નિખિલને ખાત્રી થઈ હોય છે કે નંદનંદન સાધારણ સજ્જન નથી. સુરસાગર વળી સુલેહની શોધમાં પરોવાય છે. થોડાઘણા બલિદાનથી એમ થતું હોય તો તેમ પણ એ તૈયાર છે.)

સુરસાગર : (ગંભીર બની) મુરબ્બી ! તમને નિરાશ નહિ કરૂં.

નંદનંદન : (હોંશથી) ક્યાં કોઈ દિવસ કર્યો છે ?

(નિખિલના હોઠ ફફડે છે.)

સુરસાગર : હા, અત્યાર લગી મેં પાંચ, પંદર, પચીસ, પચાસ આપ્યા કર્યા છે. આજના અનેરા આનંદમાં આખરના સો ખુશીથી લઈ જાઓ.

નિખિલ : (ઉકળી) પણ કોના લાભાર્થે ?

સુરસાગર : જવા દો. મારે એ જાણવું નથી.

(ધર્મસંકટનો ભાર સહન કરતા હોય તેમ નંદનંદન સોની નોટ સ્વીકારે છે ને ગજવામાં સરકાવે છે.)

નિખિલ : આની પહોંચ ?

સુરસાગર : (નિખિલને જ) ઈશ્વરને દરબાર.

(પટાવાળો ચા, દૂધ, ખાંડ, બિસ્કિટ વગેરેની ટ્રે સાથે પ્રવેશે છે. નવેની ડાળ એ કેર વળે છે.)

નંદનંદન : (સુક્ષ્મ ગાંભીર્યથી) તમને આમાં પણ આકરું લાગ્યું ? તો એ પ્રશ્ન પડતો મુકીએ. (જરા વિચાર પછી) તમે પેલા પત્રનું શું કહેતા હતા ?

નિખિલ : (ચીડમાં પગ પછાડી) વળી એને સંભાર્યો ?

નંદનંદન : (શબ્દો પાછા ખેંચતા હોય તેમ) તો તો તમે જ નવો વિષય છેડો

(ઘડીભર મૌન ચાલે છે, દરમિયાન બન્ને એકમેક સામું છાનુંછૂપું જોયા કરે છે પછી—)

નિખિલ : મુરબ્બી, બીજું બધું જહન્નમમાં જાય. જેને માટે તમે મને બોલાવ્યો હતો તે પહેલું પતાવીએ. બોલો; તમારે શરીરે શું વરતાય છે ?

નંદનંદન : (મોં બગાડી) એક તો સાજા નહિ: એમાં વળી તબિયત નરમ.

નિખિલ : ખાસ કશું ?

નંદનંદન : ખાસ કશું નહિ: બાકી અશક્તિ બહુ.

નિખિલ : (કંટાળી) તો તો દ્રાક્ષાસવ લેજો ને ? સ્વદેશીનો શોખ સંતોષાશે.

નંદનંદન : (મનમાં કદાચ આમાંથી જોઇતી વાત ઉપર આવશે. (પ્રકાશ) સાહેબ, દ્રાક્ષાસવની મારી ના નથી. પ...ણ, (પાસેનું કબાટ ઉઘાડી, એક બાટલી ચીંધી) આ વધારે ગુણકારી નહિ ?

નિખિલ : (જરા ચમકી) અરે ! ઉત્તમ. એકસો એ દ્રાક્ષાસવનું જ અંગ્રેજી રૂપ છે ને ? મને એમ કે તમને તેનો બાધ હશે. બાકી મનમાં એ જ રમતું હતું.

નંદનંદન : (મનમાં) ગીધું ઉતરવાનો સંપૂર્ણ સંભવ છે. (પ્રકાશ) દાકતરસાહેબ, શરીર પહેલું. એ હશે તો વેદ થશે.

નિખિલ : (એકમત માફક) ખોટું નથી.

નંદનંદન : (મનમાં) લાગ ચુકવા જેવો નથી. (પ્રકાશ) નિખિલરાય દાકતરસાહેબ, મારે પ્રવૃત્તિઓ પારાવાર રહે છે. દેશદેશની લડાઇઓના રંગ, વેપાર રોજગારની ચડઉતર, એકાદ પ્રાંતમાં વરસાદ ન પડવાને અંગે તો બીજા પ્રાંતમાં વરસાદ બહુ પડવાને અંગે દુકાળ, ધરતીકંપના આંચકા, હિન્દુ મહાસભા, હિન્દી કોંગ્રેસ, લાલ-લીલાં-ભૂરાં-કાળાં ખમીસવાળાઓ, વસ્ત્ર વિનાનાં શ્રમજીવીઓ. એક ઉપાધિ પૂરી થાય એ અગાઉ તો બીજી આવી પડે ! આ બધું કહી બતાવવું એ તો ખોટું........

નિખિલ : ના, ના. એમાં તમે શું ખોટું બોલ્યા ? સઘળું સાચું વર્ણન છે. (ટાળથી) આખા ગામની એ ફરિયાદ છે.

નંદનંદન : (જરૂર જેવું હસી) એટલે ઘણી વાર એવું બને છે કે મુસાફરી કરતાં કરતાં હું થાકીને લોથ થઇ જાઉં છું. તેવે ટાણે આનાં પાંચથી માંડીને પાંચસો ટીપાં મને અજબ સ્ફુર્તિમાં આણી દે છે.

નિખિલ : (ઉકળી જઇ) એ વાત નથીઃ વિતક છે.

નંદનંદન : તો જરા કરુણ રસની છાંટ સહિત કહો.

નિખિલ : (હાથ પછાડી) શું બોલ્યું, નંદુશેઠજી? મારામાં તો રૌદ્ર રસ ભભૂકે છે. (મુઠ્ઠી પીસી) એ જો અત્યારે હાથમાં આવે તો એની સુસ્તી બગાડી નાખું.

નંદનંદન : (ખડખડ હસી) પણ કોની?

નિખિલ : (શાંત થઇ) એ જ કહેવું રહી ગયું, કેમ? (ગળે હાથ લઇ જઇ) સાંભળો.

(નંદનંદનને સાંભળવાની તૈયારી દેખાડવી પડે છે.)

એક જુવાન છે.

નંદનંદન : (હોંકારા જેમ) હંઅ,

નિખિલ : એને માબાપ છે, સ્ત્રી છે, છૈયાંછોકરાં છે.

નંદનંદન : (મનમાં) ઘણાખરાને હોય છે.

નિખિલ : ભણવું છોડી દીધું છે; રળવું શરૂ નથી કર્યું.

નંદનંદન : (મનમાં) એવા ય અનેક રખડે છે.

નિખિલ : પત્ની, કુટુંબ, જ્ઞાતિ, ગામ વગેરે બધું ભૂલીને, સર્વસ્વ તરછોડીને બાહ્ય ભમતા ફરે છે.

નંદનંદન : (અશ્રદ્ધાથી) શું સાચું કહો છો, દાકતરસાહેબ?

નિખિલ : (સખ્તાઇથી) ત્યારે શું કલ્પનાબોમમાં ઘોડદોડ રમું છું?

નંદનંદન : (નમ્ર રહી) પણ એવું તે હોય કોણ?

નિખિલ : (કડક રહી) ઢોંગ જવા દેજો, મારા મહેરબાન.

નંદનંદન : (ઊંચા થઇ) એટલે?

નિખિલ : કાલે જ અને પત્ર મારફત વર્તમાન મળ્યા કે એ શાહુકાર તો તમારી સાથે, આપ નામદારની સેવામાં ઘૂમે છે!

નંદનંદન : (છાતી પર આંગળાં મુકી) આ મારી?

નિખિલ : બીજા કોઇની નહિ. કોઇ અવિનાશને તમે ઓળખો છો?

નંદનંદન : (નીખી, નીચી નજરે) હા. મારો મંત્રી.

નિખિલ : ત્યારે એ જ છે. પત્રમાં આગળ જતાં જણાવ્યું છે કે એ બંદા બે-પાંચ હજાર ઘરમાંથી ઓછા કરીને નીકળી પડેલા. પાછળથી એનુ અને એ રકમનું જે થયું હશે તે તમે સાચી રીતે જાણતા હશો.

નંદનંદન : (સ્વસ્થ થઇ) ન બને. એ તો આવ્યા ત્યારે કહેતા હતા કે પોતે ભણે છે, પરણ્યા નથી, રજાઓ પડી છે એટલે કોઇક કામ શીખવા ચાહે છે.

નિખિલ : હું તો મને લાગશે એવું સર્ટિફિકેટ જરૂર જ આપીશ. તમે જાઓ એમાં પણ મારી ના નથી, પણ પરદેશમાં એકલાં અનાથાશ્રમો નથી હોતાં એટલું લક્ષમાં રાખજો. પૈસાનું.........

નંદનંદન : એટલી પ્રભુકૃપા છે, પુણ્ય પરવાર્યું નથી.

નિખિલ : તો ક્યાં કોઈની મંજૂરી માગવાની રહે છે? કરો તૈયારી.

નંદનંદન : (ઉમળકાથી, મનમાં) ફાવ્યો. (ઉત્સાહથી, પ્રકાશ) ત્યારે લખી આપો, મારા મહેરબાન. આપનો સદા ઋણી રહીશ.

(નંદનંદન કાગળ વગેરે એકઠું કરવા માંડ છે.)

નિખિલ ; (અદબ વાળી) પણ મને નાક તો બનાવશો કે નહિ?

(જાણે વજ્રપાત થયો હોય તેમ નંદનંદન સુમસામ બને છે. નિખિલ એ નીરખ્યા કરે છે.)

૩

( અવિનાશ ગીત ગાતો નજરે પડે છે. )

અવિનાશ :

પ્રિયતમ ભારત માત
અમારી પ્રિયતમ ભારત માત;
જુગજુગની વિખ્યાત,
અમારી પ્રિયતમ ભારત માત.

( કોઈક પ્રવેશવાનો વહેમ પડતાં એ ગાવું અધુરૂં મૂકે છે. જૂએ છે તો હસતા-મલકતા નંદનંદન જરી આવે છે. )

( પ્રણામ કરી ) પધારો, હું તમારૂં બનાવેલું ગીત ગાતો હતો.

નંદનંદન : તું મારા વિચારોનું ગુંજન કરે છે. કાલે એક એવો મળ્યો હતો કે મારી પ્રતિભા પર પાણી ફેરવતો હતો.

અવિનાશ : કોઈક કમઅક્કલ હશે.

નંદનંદન : અથવા તો એની આગળ આપણી અક્કલનું એમ હશે.

અવિનાશ : ( અતિશય આશ્ચર્યથી ) તમે આટઆટલા નિરભિમાની ક્યારથી થઇ ગયા?

નંદનંદન : કાલે એક એવો ગુરુ મળ્યો કે જેના સમાગમે જીંદગીનું અભિમાન ઓગળી ગયું.

( અવિનાશને પ્રશ્ન નથી સુઝતો )

આજકાલમાં તારે ય તેને ઓળખવો પડશે. ત્યારે તને શું થશે; ને શું નહિ થાય; તે હું હમણાંથી નથી કહી શકતો—કે નથી કલ્પી શકતો.

મહાન ધાર્મિક કથાઓમાંથી હાસ્ય ઉપજાવવાનો સૌથી પહેલો મહાન પ્રયત્ન કરવાનું માન દુનીયાની સર્વ ભાષાઓમાં ગુજરાતી ભાષાને ફાળે છે.

## “રવિવાર” અઠવાડીકમાં

આ ચાલુ વાર્તા આશરે દોઢ વર્ષ સુધી ચાલી હતી અને તેને વાંચક જનતા રસપુર્વક વાંચતી હતી. એ વાર્તાની પહેલી આવૃત્તિ બે ભાગમાં થોડી જ સંખ્યામાં પ્રગટ થઈ હતી અને તે હવે મળતી પણ નથી. એટલા માટે અમે બીજી આવૃત્તિ ખાસ સ્વરૂપમાં “રવિવાર” ના ગ્રાહકોના ખાસ લાભો રાખીને પ્રગટ કરવાનો પ્રબંધ કર્યો છે ‘રવિવાર’ ના ગ્રાહકો અને વાંચકો નીચેનું લખાણ જરૂર વાંચે.

ધાર્મિક કથાઓમાંથી હાસ્ય સાહિત્ય ગુજરાતી ભાષામાં ઉપજાવવા માટે સૌથી પહેલો અને અપૂર્વ પ્રયત્ન શ્રી. જહુરાય ડી. ખંધડીયાએ કર્યો છે.

**સંખ્યાબંધ ચિત્રો**

**સુશોભિત જેકેટ**

**૪૫૦ પાનાં**

**ઉંચા એન્ટીક કાગળ**

### ગુજરાતના હાસ્યરસિક સાહિત્યમાં સૌથી પહેલી લખાયેલી સળંગ નવલકથા

# સવણિક રામાયણ

આ પુસ્તકની બીજી આવૃત્તિ તા. ૧-૧-૧૯૩૭ને રોજ બહાર પાડશે. અને તે પહેલાં જ ઓર્ડરો અગાઉથી નાણાં સાથે ‘સૂચના’માં જણાવેલી શરતોએ મળશે તેને જ ખાસ સસ્તી કીંમતે અપાશે. પુસ્તક પ્રગટ થયા પછી તેને રૂ. ૩ ની કીંમતે જ વેચવું એવો અમારો નિશ્ચય છે માટે દરેક વાંચકને વિનંતિ છે કે પોતાના ઓર્ડર વખતસર નાણાં મોકલીને નોંધાવી દેવા.

ઓર્ડર નોંધવાનું ઠેકાણું:
‘રવિવાર’
ઓફીસ
લેમિંગ્ટન રોડ (વિરટ)
એન્ટસીનેમા કંપાઉંડ
મુંબઈ ૪.

### “રવિવાર”ના ગ્રાહકોને

આ અતિ રમુજી હાસ્યરસિક નવલકથાની એક નકલ વસાવી લેવા માટે નીચેની હકીકત નોંધી રાખો.

૧) રવિવારના ગ્રાહકો માટે દરેક નકલની કીંમત અગાઉથી રૂ. ૨ પોસ્ટેજ જુદું.
૨) બીજા વાંચકો માટે કીંમત અગાઉથી રૂ. ૨॥ પોસ્ટેજ જુદું.
૩) પુસ્તક પ્રગટ થયા પછી તેની છુટક કીંમત રૂ. ૩ પોસ્ટેજ જુદું.
૪) એજન્ટોએ પોતાના ગ્રાહકોનાં નામ સાથે નાણાં અગાઉથી મોકલી નકલો રીઝર્વ કરાવી લેવી.
૫) બુકસેલરો તરફથી અગાઉથી ઓર્ડરો નોંધવામાં આવશે નહિ.

### સૂચના

૧) ગ્રાહકોએ તેમજ એજન્ટોએ ગ્રાહક નંબર લખવા.
૨) અન્ય વાંચકોએ આ પાનું ફાડીને તે સાથે ઓર્ડર મોકલવો.
૩) પુસ્તક પ્રગટ થયા પછી જેને પોસ્ટેજ બચાવવું હોય તેણે મુંબઈની અમારી ઓફીસમાંથી પુસ્તક મંગાવી લેવું. જેને ટપાલમાં મંગાવવું હોય તેણે રૂ. ૧।= અથવા ૧॥=નાં મનીઓર્ડર કરવા.
૪) આફ્રીકાના ગ્રાહકોએ દરેક નકલ દીઠ ૪ શીલીંગના પોસ્ટલ ઓર્ડર મોકલવા.

નંદુશેઠજી, તમારું કાલનું વચન ક્યાં ગયું? તમારો વિચાર, વાણી અને વર્તન વચ્ચેનો વિરોધ તમને કેવા ભયંકર ખરાબે અફાળશે તેનું સ્વપ્નું સુદ્ધાં નથી આવતું?

(અવિનાશમાં ગભરાટ ફેલાય છે.)

નંદનંદન : (લાચારીથી) અવિનાશ આવતો જ હતો.

અવિનાશ : (જેમતેમ) હિસાબ સોંપી હું નીકળતો જ હતો.

સુરસાગર : (ગરમીથી) નિખિલરાય! મોટી મહોંકાણે જડબું ફાડ્યું છે ત્યારે નાની, નજીવીને મહત્વ કાં આપો છો?

(નંદનંદન અને અવિનાશને ફાળ પડે છે.)

અવિનાશ, જરા હિસાબી હશો એ કબુલ રાખું છું; પણ અત્યારે જરા બહાર જશો? નંદનંદનનો મારે ખાનગી ખપ છે.

નંદનંદન : સાહેબ, એ ભલે રહ્યા. એનાથી અંગત મારે કંઇ નથી.

નિખિલ : (કરડી છઝો) કાં તો રહસ્યમંત્રી હશે!

સુરસાગર : (નંદનંદનનો ખભા પકડી) બાપુ! ક્યાં સુધીના ગોટાળા? લોકનાં નાણાંને હજમ કરતાં પહેલાં હિમાલય ન સાંભર્યો? બરતરામની ચળવળ અંગે તમારા પાછળ વારંટ નીકળ્યું છે! ફોનથી મને ખબર મળી કે મોટર દોડાવતો આવ્યો. માર્ગમાં આ નિખિલ મળ્યા તો એમની યે અજબ ફરિયાદ! જવું માંડ્યું છે શું?

અવિનાશ : (અડધું ફફડતાં) સાહેબ, શું થશે?

સુરસાગર : કાયદો કરશે એ.

(બહારથી કોલાહલ સંભળાય છે.)

અવિનાશ : (ત્રાસથી થરથરતાં) આવ્યા.

નિખિલ : (તીરસ્કારથી) ભલે પધાર્યા.

(બે ચાર અમલદારનું અને ચાર-આઠ છોકરાંઓનું ધાડું દાખલ થાય છે, સુરસાગરને દેખતાં અમલદાર વર્ગ ઢીલો પડે છે; છતાં એક સીપાઈથી બેડીનો ખખડાટ થઈ જાય છે)

સુરસાગર : (ઉપરી અમલદારને) શેખસાહેબ, બેડીની જરૂર નથી. આપણે સાથે છીએ.

શેખસાહેબ : (સુરસાગરને) જી, નામદાર. (સિપાઈ સામે ડોળા તાણી) રહેને દો, મિયાં.

(બધાં ચુપચાપ ચાલે છે એટલે નંદનંદન આગળ પગલાં ભરે છે. પાછળ સુરસાગર, નિખિલ અને અવિનાશ ચાલે છે. બાકીનાં બધાં એમને અનુસરે છે.)

# ગુજરાતી રંગભૂમિ

પર

# નવો તારો

મામા વરેરકર

ગુજરાતી રંગભૂમિ ભાંગી જ પાછળ પડી ગયેલી છે, એવી માન્યતા અત્યાર સુધી પ્રચલિત થઈ રહેલી હતી અને તે સાર્થક હતી. ધંધાદારી ગુજરાતી નાટક મંડળીઓએ પોતાની જૂની પરંપરા હજી પણ છોડી નથી. પણ નવીન પેઢીના તરુણો ગુજરાતી રંગભૂમિની અધોગત સ્થિતિ જોઈને પોતાની રીતે રંગભૂમિની સુધારણા કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આ રંગભૂમિની આ પુનર્ઘટનાનો પાયો સૌથી પ્રથમ સેન્ટ ઝેવીઅર્સ કૉલેજની રંગભૂમિપર નાખવામાં આવ્યો અને તે શ્રી. ચન્દ્રવદન મહેતાને હાથે જ નખાયેલ હતો એમ કહેવું અતિશયોક્તિભરેલું નથી. આ નવીન યુગમાં શ્રી. ચન્દ્રવદન મહેતાએ લખેલું 'અખો' નાટક [illegible] ઉપર સેન્ટ ઝેવીઅર્સ કૉલેજની રંગભૂમિ પર ભજવવામાં આવ્યું હતું. ને પછીના પ્રયત્નો શ્રી કનૈયાલાલ મુનશી તરફથી થએલા છે અને તે નાટકના પ્રયોગો પણ એમેચ્યોર્સ નટોદ્વારા જ થએલા છે. નર્મદશતાબ્દી વેળા જે ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો તે નિમિત્તે રૉયલ ઑપેરા હાઉસમાં આવા જ નાના મોટા નાટ્યપ્રયોગો ફરી ભજવવામાં આવ્યા હતા. અને તેમાં ભાગ લેનારો નટવર્ગ માત્ર એમેચ્યોર્સ હતો એટલું જ નહિ પણ મુખ્યે લેખકવર્ગ પૈકીનો હતો. એ પ્રયોગની યોજના પણ શ્રી. ચન્દ્રવદન મહેતાએ જ કરી હતી. એ વાત લક્ષમાં રાખવી જોઈએ

ગુજરાતી રંગભૂમિની આ પુનર્ઘટના શ્રી. ચન્દ્રવદન મહેતાને હાથે જ થાય એવો કોઈ યોગાયોગ હોય એમ લાગે છે. પરિણામકારકતાની દૃષ્ટિએ શ્રી. કનૈયાલાલ મુનશીનાં નાટકો મારી મરાઠી નજરે આકર્ષક નીવડ્યાં નથી. શ્રી. ચન્દ્રવદન મહેતાની લેખિનીમાં જે એક વ્યાપક દૃષ્ટિ છે તે કનૈયાલાલ મુનશીની નાટ્યરચનામાં નથી. સુખાસીન જીવનનાં ચિત્રો કનૈયાલાલ મુનશી સારી રીતે આલેખી શકે છે. કિન્તુના મધ્યમ વર્ગનાં ચિત્રો પણ આલેખન કરવા જેટલી દૃષ્ટિ તેમનામાં છે. પણ, સમાજમાં સહેલાઈથી બહુજન સમાજની નજરમાં ન આવે એવી પરિસ્થિતિ છે તે જોવાની દૃષ્ટિ શ્રી. ચન્દ્રવદન મહેતામાં જ અત્યારે લાગે છે.

'આગગાડી' એ નામના શ્રી. ચન્દ્રવદન મહેતાના નાટકે મારા આ સિદ્ધાંતને બરાબર પુરવાર કરી આપ્યો છે. મરાઠી હોય કે ગુજરાતી હોય, કોઈ પણ સાહિત્યમાં,

હજી સુધી રેલ્વેનું વાતાવરણ કોઈએ આલેખ્યું નથી. રેલ્વેનો વ્યવહાર, અને રેલ્વે ખાતામાં કામ કરનારી વ્યક્તિ એ પ્રત્યેકના ઓળખીતાં છે. મનુષ્યના જીવન સાથે અત્યંત સંબંધમાં આવનારી જો કોઈ પણ વ્યક્તિ હોય તો તે રેલ્વે નોકર જ છે. પણ અતિ પરિચયને કારણે આપણી નજરમાં જ તે વસ્યાં નથી એમ લાગે છે. શ્રી. ચન્દ્રવદન મહેતાનું અને જો વૈશિષ્ટ્ય લાગ્યું તે એ જ કે પ્રતિભાશાળી સમજવામાં આવતા ગુજરાતી સાહિત્યકારોની નજરમાં જે આવ્યું નથી તે તેણે સફળતાથી આલેખ્યું છે. બંગાળી સાહિત્યનો અને જેટલો પરિચય છે તે ઉપરથી હું કહી શકું એમ છું કે તે સાહિત્યમાં પણ હજી રેલ્વેનું વાતાવરણ આવી શક્યું નથી, અને તેથી જ 'આગગાડી' એ નાટકમાં તે વિશિષ્ટ પ્રકારનું અંગત જેવું વાતાવરણ નિર્માણ કરીને શ્રી. ચન્દ્રવદન મહેતાએ આજના વિદ્યમાન સાહિત્યમાં અગ્રસ્થાન મેળવેલું છે.

શ્રી. ચન્દ્રવદન મહેતા એ માત્ર લેખક જ હોત તો પણ તેની યોગ્યતા ઘણી મોટી છે. પણ તે પોતે નટ છે. અને વિશેષત 'પ્રોડ્યુસર' છે. ભિન્ન ભિન્ન સમાજમાંની ભિન્ન ભિન્ન મનોભૂમિના ભિન્ન ભિન્ન પ્રકારના શ્રીમંતથી માંડીને તે ગરીબ સુધીની, સાહ્કારથી માંડીને તે હમાલ સુધીની જુદી જુદી ભૂમિકા યશસ્વી રીતે ભજવી બતાવવામાં તેઓ નિષ્ણાત છે. એ નર્મદશતાબ્દી વેળા અને અને 'આગગાડી'ના પ્રયોગ વેળા તેમણે સિદ્ધ કરી બતાવ્યું છે એ જ પ્રમાણે. આ જુદા જુદા નાટ્યપ્રયોગ માટે, તેમણે જે જે માણસોની યોજના કરી તે કાસ્ટીંગ ડીરેક્ટર સંબંધે એટલી અપૂર્વ હતી કે તેમની કોટિના પ્રોડ્યુસર આજે શોધેલા જડશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે.

આકર્ષક કથાનક શોધવા જવાની જેની ઇચ્છા હોય તે આ નાટક જોતાં નિરાશ થશે. રંગભૂમિ રૂપી આરસીમાં પડેલી પરિસ્થિતિનું આ પ્રતિબિંબ છે. વાસ્તવતા એ કાંઈ હમેશાં આકર્ષક હોતી નથી. પણ પ્રક્ષોભક ( Provoking ) હોય છે. એ પ્રક્ષોભનનું કામ જે કથાનક દ્વારા થાય તે જ કથાનક રંગભૂમિ ઉપર પરિણામકારક નીવડે છે.

રેલ્વેના નોકરોનો પરિચય બધાયને છે છતાં તેમનાં સુખદુઃખની કોઈને જ ખબર હોતી નથી. સાહિત્યકાર હો કે રાજકીય ક્ષેત્રમાં વિહરનારી વ્યક્તિ હો, રેલ્વેના કમ્પાઉન્ડમાં પ્રવેશીને તેમનાં સુખદુઃખ જાણવાનો પ્રયત્ન ક્વચિત જ થયો હશે. રેલ્વેના નોકરોને સુદ્ધાં હાલ ઉપેક્ષા ભોગવવી પડે છે. પ્રભુથી હૃદયભગ્ન થએલા ગજરાજની જેમ જ રેલ્વે-નોકરોના પ્રણયહીન જીવનમાંથી હૃદયભગ્ન પ્રસંગો બનવા પામે છે. એની પીછાન 'આગગાડી' નાટકે ઉત્તમ રીતે કરાવી છે.

આ નાટકમાં સ્ત્રીભૂમિકા એક જ છે. અને તે કોલસાવાળાની પત્ની. એક નાનો સરખો છોકરો પણ છે અને તે પણ એ કોલસાવાળાનો જ. એક સજ્જન સ્ટેશન માસ્તર છે. એક દુર્જન ડ્રાઇવર છે. કુળી અને કરણુસજો એક ગુમ બન્યો છે. પ્રવાસના ઉત્સુક જે ઉતારુઓ છે તેમાં કોઈ ગાયનના શોખીન કે કોઈ વાનોડીયા લહેરીલાલાઓ પણ છે. એમાં આવેલો પ્રસંગ સમજી લેનારા ગરીબ ઉતારુઓ ભેગા સફર પ્રવાસ કરનાર તુંડ-મીજાજી પણ છે. કામના બળવાને કારણે કઢાયેલા ડેપ્યુટી સ્ટેશન માસ્તર પણ છે. તેમ જ તેમની સાથે વગમાડી કેરેજમેન પણ છે. આટલા ભિન્ન ભિન્ન પ્રકારની ભિન્ન ભિન્ન વ્યક્તિનો સમાવેશ એક નાના બે અંકના નાટકમાં કરી બતાવીને ચન્દ્રવદન મહેતાએ સાહિત્ય ક્ષેત્રમાં એક અજબ ચમત્કાર કરી બતાવ્યો છે.

મરાઠી રંગભૂમિ માટે મને અભિમાન છે. ગુજરાતી ધંધાદારી રંગભૂમિ સાથે તુલના કરતાં તે અભિમાન હું હરખી ધારણ કરી શકું એમ છે. પણ જે પ્રકારનો પ્રયોગ 'આગગાડી' નાટક દ્વારા શ્રી. ચન્દ્રવદન મહેતાએ કર્યો છે તે પ્રકારનો પ્રયોગ હજી સુધી મરાઠી રંગભૂમિ પર પણ થયો નથી એટલું જ નહિ પણ આજના સમયમાં આપણે રંગભૂમિનો ઉદ્ધાર કર્યો એમ માનનારા પદવીધર મરાઠી નાટકકારોને પણ ચંદ્રવદન મહેતાએ કરેલા પ્રયત્નની હજી સ્વપ્નમાં કલ્પના સુદ્ધાં આવી નથી.

એ નાટક જેવું ભજવાય છે તેવું જ જો વાંચીએ તો સર્વસાધારણ બુદ્ધિના વાચક ઉપર તે પરિણામ કરી શકે એમ નથી. આ નાટકનું વૈશિષ્ટ્ય છે તે એ કે, પ્રયોગાવસ્થામાં જ તેની કસોટી થાય છે. અને તે કસોટી કરાવે એવો કુશળ નટવર્ગ આ નાટક માટે મળ્યો એ ચન્દ્રવદન મહેતાનું ભાગ્ય જ છે.

કોંકણ પ્રાંતમાં વરસાદ એ ગામના એક વિશિષ્ટ પ્રકારનું વાતાવરણ આ નાટકમાં બતાવવામાં આવેલું હોવાને કારણે મારું મન આ નાટક તરફ ઘણું જ વળ્યું છે ગુજરાતી

બોલનાર હો કે મરાઠી બોલનાર હો, કોકણી ( ઘાટી નહિ ) માણસ, અહીં કે ત્યાં બન્ને સરખો જ છે. અંતઃકરણનો સ્નેહ જે મહારાષ્ટ્રીય કોકણીમાં જણાય છે તે જ ગુજરાતી કોકણી માણસમાં પણ છે એ આ નાટકદ્વારા જોઇ શકાયું એનો જ મને ઘણો આનંદ થાય છે. ભૂમિનો પોકાર ભાષાથી ભ્રષ્ટ થતો નથી એનો પ્રત્યક્ષ પૂરાવો આ નાટકે મને કરી બતાવ્યો છે.

તા. ૧૧-૧૨-૧૪ ડીસેમ્બરને રોજ આ નાટકના જે પ્રયોગો થયા તેથી ગુજરાતી ભાષા જાણનારાઓને કૌતુક થયું હશે પણ મહારાષ્ટ્રીય એ સંબંધે મને એ નાટક માટે જે અભિમાન લાગે છે તે ગુજરાતી ભાષા જાણનારા પ્રેક્ષકો અને સાહિત્યકારો કરતાં વધારે વ્યાપક સ્વરૂપનું છે. મરાઠી રંગભૂમિએ જે સાધ્યું નથી તે ચન્દ્રવદન મહેતાએ–કોકણી ગુજરાતીએ કરી બતાવ્યું. એનું એક કોકણી મહારાષ્ટ્રીયને લાગનારૂં આ અભિમાન છે.

દૃષ્ટિ તો બધાને જ હોય છે. પણ અવલોકનશક્તિ થોડાને હોય છે. અને તે અવલોકનનો ઉપયોગ કરવાની શક્તિ તો ઘણા જ થોડા લોકોમાં હોય છે. અસામાન્ય અંતઃકરણવાળી અવલોકન શક્તિએ રંગભૂમિની આલમમાં આ ખ્યાલ રજુ કરતાં ચન્દ્રવદન મહેતાએ જે કુશળતા દાખવી છે તે મહારાષ્ટ્રી કિંવા ગુજરાતી સાહિત્યમાં અદ્વિતીય છે. તેમને હાથે આવા જ પ્રકારના ગરીબોનાં જીવનનાં ચિત્રો રંગભૂમિ પર રજુ થયા કરો અને સુખાસીન જીવનનાં એશઆરામ ભોગવના માત્ર આનંદને ખાતર ગરીબો પ્રત્યે કૃપાકટાક્ષ ફેંકનારા સાહિત્યકારોની આંખ ઉઘાડો એવી મારી અંતઃકરણપૂર્વકની ઇચ્છા છે.

---



સૌંદર્યનો સહાયક
ચામડીનો સંરક્ષક
લીમડા
ન્હાવાનો સાબુ
બનાવનાર:
વેજીટેબલ સોપ વર્કસ
કલીકટ, મુંબઈ
મદ્રાસ
સઘળે ઠેકાણે મળે છે

થઇ ગઇ છે. જે બનાવો બન્યા તેમાંથી બે બાબતો આપણને સ્પષ્ટ થાય છે. એક તો એ કે બ્રિટિશ રાજ્યતંત્રમાં રાજાનું સ્થાન વસ્તુતઃ કેવું છે તે; અને બીજું એ કે સમસ્ત અંગ્રેજ પ્રજાનું માનસ કેટલા પ્રમાણમાં પ્રણાલિકાપૂજક છે તે.

જુદા જુદા દૃષ્ટિબિન્દુવાળા લોકોએ જુદી જુદી રીતે આ પ્રસંગની ચર્ચા અને ટીકા કરી છે. અને સૌ પોતપોતાના મન્તવ્યો અનુસાર આવા પ્રસંગને અવલોકે એ સ્વાભાવિક છે. કેટલાકે રાજાના આવા વર્તનની શાસ્ત્રના આધારે પણ ચર્ચા કરી છે. કેટલાક અનધિકારી મહાજનોએ પણ પોતાના અભિપ્રાય વ્યક્ત કર્યા છે.

આ બધા બનાવોની પાછળ કાંઇ રાજકીય હેતુ હોય કે ન હોય પણ એટલું તો સ્પષ્ટ સમઝાય એવું છે કે અંગ્રેજ પ્રજા પોતાની પ્રણાલિકાપૂજામાંથી સહેજ પણ દૂર જવા તૈયાર નથી. માનવતાના ભેદ પાડતા જે વર્ગો માનવી પોતે જ ઊભા કરે છે તેની ચૂડમાં એ પોતે જ કેવો જકડાય છે એ આવા બનાવોથી સહેજે સમઝી જવાય છે. પરન્તુ આવા મહાબનાવમાં પણ જે વ્યવસ્થાશક્તિ એ પ્રજાએ બતાવી તે ખરેખર અભિનંદનને પાત્ર છે. અને આટમા એડવર્ડે પણ પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખવા રાજ્યગાદીનો પરિત્યાગ કરવાની જે હિંમત દર્શાવી તે પણ ખરેખર પ્રશંસાપાત્ર છે. આથી વધારે આ પ્રસંગના ગુણદોષની ચર્ચા કે ટીકા આપણે માટે અનાવશ્યક છે.

## મુંબાઇમાં કોમી હુલ્લડ

થોડાઘણા સમયને આંતરે પણ મુંબાઇ શહેર કોમી હુલ્લડનો ભોગ બને એ એનું કમભાગ્ય છે. વિશેષ દુઃખદ તો એ છે કે અમુક આચારોને ધર્મના અપરિહાર્ય અંગ તરીકે માની લેવામાં આવે છે અને તેમાંથી આવાં તોફાન પ્રગટ થાય છે. બને કોમના નેતાઓ સુલેહ સ્થાપવા, પોતપોતાની કોમના માણસોને બચાવવા, મદદ કરવા પ્રયત્ન કરે છે; પોલીસ પોતાની શક્તિ પ્રમાણે બને તેટલું વહેલું એ હુલ્લડને શમાવી દેવા પ્રયત્ન કરે છે. છતાં જાનમાલનું અમુક નુકશાન તો અદૃશ્ય થાય છે જ.

ઘણા યે સમજુ માણસોને પ્રશ્ન ઊઠે છે કે આનો કાંઇ ઉપાય જ નથી ? માનવીમાં પાશવ અંશ તો અવશ્ય રહેલો છે ! એ અંશની સાથે જ માનવતાનો અંશ પણ છે. પણ આ માનવતાના અંશને સદા જાગ્રત રાખે પાશવી અંશ કરતાં પ્રબળ બનાવે એવું શિક્ષણ, એવા સંસ્કારો જ્યાં સુધી વ્યાપક રૂપે ન સ્થપાય ત્યાં સુધી આવા કલહો કેમ શમે ? ધર્મને નામે એક મનુષ્ય બીજા મનુષ્યના જાન લેવા પ્રેરાય એથી હલકું બીજું શું ગણાય ? આવા કલહોથી ધર્મ અને ધર્મના સ્થાનોનું મહત્ત્વ વધે કે ઘટે એ પણ વિચારવાની ધર્મના સંરક્ષકોને જરૂર છે. અસ્તુ. પણ હવે તો અશાંતિમાંથી મુંબાઇ શાંતિ અનુભવે છે અને એ શાંતિ ચિરસ્થાયી બને એમ અમે ઇચ્છીએ છીએ.

## ફૈઝપુરમાં મહાસભા

આ અંક પ્રસિદ્ધ થશે ત્યારે ફૈઝપુરની મહાસભાનું સત્ર સંપૂર્ણ થયું હશે. આ

# વર્તમાનસાર

## : રોજનોંધ :

### નવેમ્બર ૧૯૩૬

તા. ૧ : અમદાવાદમાં મહાત્મા ગાંધીજીને પ્રમુખપદે ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનની પહેલા દિવસની બેઠક. મુંબાઇની સ્વદેશી માર્કેટ કમીટી બંધ પડી.

તા. ૨ : સાહિત્ય પરિષદ સંમેલનની ત્રીજા દિવસની બેઠક અમદાવાદ. આર. સી. હાઇસ્કુલમાં ઉત્તર વિભાગ તથા કાઠીઆવાડની માધ્યમિક શાળાઓના શિક્ષકો માટેના રિફ્રેશર કોર્સની ઉદ્ઘાટનક્રિયા આચાર્ય આનંદશંકર ધ્રુવને હાથે થઇ હતી.

તા. ૩ : અમદાવાદમાં પ્રાર્થનાસમાજ હૉલમાં શ્રી. રમણલાલ દેસાઇને પ્રમુખપદે પ્રગતિશીલ સાહિત્યમંડળ સમિતિ તરફથી પ્રગતિશીલ એટલે શું એ વિષે વિવિધ દૃષ્ટિકોણોથી જુદા જુદા સાહિત્યકારોએ પોતપોતાનું દૃષ્ટિબિન્દુ રજુ કર્યું હતું.

તા. ૪ : લંડનના જાણીતા લેખક કવિ અને વિવેચક ગેરાલ્ડ ગોલ્ડનું અવસાન થયું.

તા. ૭ : મદ્રાસ યુનિવર્સિટિની સેનેટે રાષ્ટ્રીય સંસ્કૃતિના વિકાસાર્થે હિન્દી ભાષાઓમાં પુસ્તક પ્રગટ કરાવવા વિચારણા કરી.

તા. ૮ : સુરતે કરવા ધારેલા નર્મદસ્મારક સંબંધે સમિતિમાં મતભેદ પડ્યો છે જેમાં યોગ્ય થવું જોઇએ એમ એક ચર્ચાપત્રી જણાવે છે. આ વર્ષે મહાસભાના દેશભરમાં ૯ લાખ કરતાં વધુ સભ્યો નોંધાયા છે.

તા. ૯ : લંડનમાં ઇરાન સોસાયટી સમક્ષ ના. આગાખાને હાફીઝ વિષે ભાષણ આપતાં પૂર્વની સંસ્કૃતિનો અભ્યાસ કરવાની જરૂરીઆત દર્શાવી હતી.
તુર્કસ્તાનમાં સ્ત્રીઓ માટે પણ ફરજીઆત લશ્કરી નોકરીની વિચારણા ચાલી.

તા. ૧૧ : મોસ્કોના પૌરસ્ત્ય સંસ્કૃતિના સંગ્રહસ્થાનમાં હિન્દી સંસ્કૃતિ વિભાગ ખોલવામાં આવ્યો છે. આ વિભાગમાં ૧૬મી અને ૧૮મી સદીના સમયની નાની તસ્વીરો તેમજ ઇતર સુંદર કલાચિત્રો અને સિક્કાઓ સંગ્રહાયા છે.

તા. ૧૫ : વિ. સં. ૧૯૯૩ના નૂતન વર્ષના માંગલિક પ્રસંગે મુંબાઇ માધવબાગમાં હિન્દુઓનું પરસ્પર મીલન કરવા સંમેલન થયું હતું. લંડનમાં વસતા હિન્દીઓએ શ્રી. મરઘાભાઇ આર્યભવનમાં દીપોત્સવીપર્વ ઊજવી સંગીતનૃત્યગરબા વગેરેનો કાર્યક્રમ રાખ્યો હતો.

તા. ૧૭ : શ્રી. હરિલાલ ગાંધી પુનઃ શુદ્ધિક્રિયાથી હિન્દુ બન્યા.

ન્યુમિસ્મેટિક સોસાઇટી ઑફ ઇન્ડિયાના પ્રમુખ ડૉ. કે. પી. જયસ્વાલે હાલ ઉપલબ્ધ પ્રાચીન સિક્કાઓ ઉપરથી પ્રાચીન ભારતમાં એક વખતે 'સંયુક્ત લોકશાહી' રાજ્યતંત્ર હતું એમ પ્રમાણ સાથે સિદ્ધ કર્યું.

અમદાવાદમાં શ્રી. હેમચંદ્રાચાર્યની આચાર્ય ધ્રુવને પ્રમુખપદે, શ્રી. લોંકાશાહની શ્રી. કાલિદાસ ઝવેરી અને શ્રીમદ રાજચંદ્રની શ્રી રસિકલાલ પરીખને પ્રમુખપદે ત્રણ જયંતીઓ ગઇ કાર્તિકી પૂર્ણિમાએ ઉજવાઇ હતી.

તા. ૭ : ડૉ. કઝીન્સનું અમદાવાદ પ્રેમાભાઇ સભાગૃહમાં ભારત કલામંડળ તરફથી 'ચારિત્ર્યના ઘડતર માટે સર્જક શકિત' એ વિષય ઉપર આચાર્ય આનંદશંકર ધ્રુવને પ્રમુખપદે ભાષણ.

તા. ૧૨ : સમ્રાટ આઠમા એડવર્ડનો રાજ્યત્યાગ અને તેમના ભાઇ પ્રિન્સ આલ્બર્ટની છઠ્ઠા જ્યોર્જ તરીકે રાજ્યપ્રાપ્તિ.

ચિદાંબરમની અન્નામલાઇ યુનિવર્સિટિની સિન્ડિકેટે યુનિવર્સિટિ હસ્તકની ખેતીવાડીને અનુકૂલ જમીનનો ઉપયોગ યુનિ. ના એકાર વિદ્યાર્થીઓને ખેતીવાડીનું જ્ઞાન ને તાલીમ આપવા માટેની શકયતાઓ તપાસવા એક સમિતિ નીમી છે.

જાહેરમાં આવ્યું છે કે ફિલીપ ફ્રોકસના એક અંગ્રેજી નાટકમાં ઝાંસીની મહારાણી વીરાંગના લક્ષ્મીબાઇની બદનક્ષી કરવામાં આવી છે.

પૂના મ્યુનિસિપલ સ્કુલના આશરે ૬૦ સ્ત્રીપુરુષ શિક્ષકોને કરકસર કરવા નોકરીમાંથી અંગ્રેજી નવા વર્ષથી મુકત કર્યા છે.

તા. ૧૨ : વડોદરા રાજ્યના હિંદુઓને દાયભાગના ધોરણ અનુસાર પિતાની મીલ્કતમાંથી પુત્રીને ભાગે મુકરર થયેલા હિસ્સાની એ સ્વતંત્ર માલીક થાય એમ વકીલ મંડળ તથા સર ન્યાયાધીશે અનુમોદન આપ્યું.

મ્હૈસુર રાજ્યે દેવદાસીની પ્રથા બંધ કરવા પ્રબંધ કર્યો છે.

તા. ૧૩ : વિયાગીરી નીલકંઠના મણિમહોત્સવના સ્મરણ નિમિત્તે ગરબા હરીફાઇ—અમદાવાદ

તા. ૧૪ : નવીન સમ્રાટ જ્યોર્જ છઠ્ઠાના રાજ્યરોહણનો હિન્દમાં ઢંઢેરો.

તા. ૧૫ : મહાન ઇટાલિયન નાટ્યકાર લુઇગી પિરાન્ડેલોનું અવસાન થયું.

તા. ૧૭ : ફૈઝપુર મહાસભામાં જ્યોત લઇ જવા મશાલ સરઘસનું પ્રયાણ મુંબાઇ.

ગીસાન માસિક
વાર્ષિક લવાજમ રૂ.૨॥
પુસ્તકો (હિંદી, ગુજરાતી અને મરાઠી)
મુંબઇ ૪

તા. ૧૮ : તા. ૧૮થી ૨૦ કાશીમાં નિખિલ ભારતવૈદ્ય સંમેલન પ્રાણાચાર્ય ડૉ. પોપટ પ્રભુરામના પ્રમુખપદે મળ્યું હતું.

તા. ૧૯ : સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાની બેઠક મુંબાઈમાં મળી.

તા. ૧૫ : મુંબાઈમાં ચતુરંગી ક્રિકેટ મેચની શરૂઆત થઈ.

તા. ૨૦ : હિન્દી સાહિત્યકાર સ્વ. પ્રેમચંદજીની યાદમાં આખા હિન્દમાં 'પ્રેમચંદજી દિન'ની ઉજવણી.

તા. ૨૨ : અમદાવાદમાં અખિલ હિંદ મહિલા પરિષદને અંગેનું પ્રદર્શન રાણી લક્ષ્મીબાઈ રાજવાડેએ ખુલ્લું મૂક્યું.

તા. ૨૩ : મુંબાઈમાં યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષાનું પરિણામ જાહેર થયું.

તા. ૨૩ : એ જ પરિષદમાં શ્રી. આ. બા. ધ્રુવનું પ્રારંભિક વ્યાખ્યાન.

તા. ૨૪–૨૫–૨૬—એ જ પરિષદની બેઠકો.

તા. ૨૭–૨૮–૨૯ : હિંદી મહાસભાની ફૈઝપુરમાં ખુલ્લી બેઠક.

તા. ૨૯ : અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સામાન્ય સભા મળી.

'ધૂમકેતુ'નું નવું પુસ્તક

તણખા : મંડળ–ચોથું.

: બહાર પડી ચૂક્યું છે :

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ.

SAVING CLOCK

હયાતીપર

નેપચ્યુન એસ્યુઅરન્સ કું. લી.

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## મધ્યસ્થ સભાની બેઠકનો અહેવાલ

સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાની બેઠક તા. ૧૯મી ડીસેમ્બર ૧૯૩૯ને શનિવારે સાંજે ૪-૩૦ સાડાચાર વાગે પરિષદના ઉપપ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીને પ્રમુખપદે એમના ચેમ્બરમાં (૧૧૧, એસપ્લેનેડ રોડ, કોટ, મુંબાઈમાં) મળી હતી. શ્રી. મુનશી ઉપરાંત નીચેના અન્ય સભ્યો સભામાં હાજર હતાઃ—

| | |
|---|---|
| દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી | શ્રી. પોપટલાલ શાહ |
| શ્રી. મનહરરામ મહેતા | ,, રામનારાયણ પાઠક |
| ,, મણિલાલ નાણાવટી | ,, નરહરિ પરીખ |
| ,, મોતીચંદ કાપડીઆ | ,, નવલરામ ત્રિવેદી |
| ,, જન્મશંકર બુચ | ,, હરિલાલ ભરૂચા |
| ,, દુર્ગાશંકર શાસ્ત્રી | ,, ભાનુશંકર વ્યાસ |
| ,, અંબાલાલ જાની | ,, સાદીક |

ગઈ સભાનો અહેવાલ મંત્રી શ્રી. મનહરરામ મહેતાએ વાંચી સંભળાવ્યો હતો. તે મંજુર થયા બાદ ગત પરિષદ સંમેલનના ઠરાવો વિષે વિચાર કરી સભાએ નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કર્યાં હતાઃ—

૧. ગુજરાતમાં અને ગુજરાત બહારના ભાગોમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ મોટી સંખ્યામાં વસતા હોય ત્યાં ત્યાંની ગુજરાતીઓની સંસ્થાઓને પરિષદના સંસ્થા સભાસદ થવાની વિનંતિ કરવી; અને જ્યાં એવી સંસ્થાઓ ન હોય ત્યાં સંસ્થાઓ ઉભી કરાવી પરિષદ સાથે જોડવા તજવીજ કરવી.

૨. હિન્દના જુદા જુદા પ્રાન્તોના ભાષાસાહિત્યમાંથી ઉત્તમ કૃતિઓના તરજુમા ગુજરાતીમાં પદ્ધતિસર કરાવવાના હેતુસર એવાં પુસ્તકોની એક માર્ગદર્શક યાદી તૈયાર કરી આપવા શ્રી. કાકાસાહેબ કાલેલકરને વિનંતિ કરવી.

૩. ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર જ્યાં જ્યાં ગુજરાતી ભાષાનું રીતસર

અધ્યયન થાય છે ત્યાં ત્યાં ગુજરાતીનો અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો કેવાં છે એ તપાસી એને વિશે અહેવાલ રજુ કરવા નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવે છે:—

| | |
|---|---|
| દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી (પ્રમુખ) | શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી |
| શ્રી. આનંદશંકર ધ્રુવ | ,, ડોલરરાય માંકડ |
| ,, પ્રાણલાલ દેસાઈ | ,, નગિનદાસ પરીખ |
| ,, રામનારાયણ પાઠક | ,, નવલરામ ત્રિવેદી |
| ,, નૃસિંહપ્રસાદ ભટ્ટ | ,, લાલભાઈ દેસાઈ |
| ,, સાકરલાલ દવે | ,, જ્યોતીન્દ્ર દવે |
| ,, કિશોરલાલ મશરૂવાળા | ,, ભાનુશંકર વ્યાસ (મંત્રી) |

૪. ઉપર કલમ ૩માં જણાવેલી સમિતિનો અહેવાલ તૈયાર થાય ત્યાં સુધી પરિષદની ક્રમિક પાઠ્યપુસ્તકમાળાની યોજના વિશે વિચાર કરવાનું મુલતવી રાખવામાં આવે છે.

૫. ગુજરાત વિદ્યાપીઠે તૈયાર કરેલા જોડણીકોશની જોડણી સર્વમાન્ય થાય એને માટે યોગ્ય પગલાં લેવા નીચેની સમિતિ નીમવામાં આવે છે—

શ્રી મનહરરામ મહેતા
,, ચૈતન્યપ્રસાદ દીવાનજી

"સામયિકોમાં, સીનેમા અને નાટકોમાં અને પુસ્તકો દ્વારા ક્ષુદ્ર વિકારોને ઉત્તેજિત કરે એ જાતનું અશ્લીલ સાહિત્ય કેટલાક સમયથી પ્રસિદ્ધ થએ જાય છે તે જનસમૂહને કુમાર્ગે દોરનારૂં અને વાંધા પડતું જણાયું છે તેનો આ સમેલન તીવ્ર વિરોધ જાહેર કરે છે અને એ સામે લોકમત કેળવવા યોગ્ય વ્યવસ્થા કરવા આ સમેલન સાહિત્યપરિષદને સૂચના કરે છે."

૯. પરિષદનું બંધારણ તપાસવા બાબત ગત સમેલને જે ઠરાવ કર્યો છે તેને વિષે મધ્યસ્થ સભા સમક્ષ અહેવાલ રજુ કરવા નીચેની સમિતિ નીમવામાં આવે છેઃ—

મહાત્મા ગાંધીજી
શ્રી. કનૈયાલાલ મુનશી
,, ચીમનલાલ શાહ
,, ઝીણાભાઇ દેસાઇ
,, ઉમાશંકર જોષી

૧૦. આવતુ પરિષદ સમેલન કરાંચીમાં ભરવાનું ઠરાવવામાં આવે છે.

૧૧. ડૉ. રમણલાલ યાજ્ઞિકે કરેલી માગણી પરિષદ સ્વીકારી શકતી નથી.

ત્યાર બાદ પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

—: હાસ્યરસના જાણીતા લેખક :—
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતારચિત
હાસ્યરસિક ચોવીસ વાર્તાઓ
આકર્ષક ચિત્રો સાથે—સુંદર રૂપરંગમાં
સાસુજી
નિર્દોષ આનંદ આપતું ભેટ આપવા લાયક પુસ્તક
મૂલ્ય : રૂ. ૧–૮–૦ : પોસ્ટેજ : ૦–૩–૩
(રજીસ્ટ્રેશન–વી. પી. ખર્ચ જુદું : ૦–૩–૦)
"ધનસુખલાલની મર્માળી કલમ ગુજરાતને જાણીતી છે. કેટલીક નાની વાર્તાઓમાં ખપે તેમ જ કેટલાંક વિનોદાત્મક શબ્દચિત્રો લેખાઇ શકાય, એવાં ચોવીસ હળવાં ફુલ જેવાં અને ટુંકાં લખાણોનો આ સંગ્રહ એમની લેખિનીમાં રહેલી મર્મપટુતાને દીપાવે છે."
—"જન્મભૂમિ"
મળવાનાં ઠેકાણાં "ગુણસુંદરી કાર્યાલય" ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪
અને જાણીતા બુકસેલરો પાસેથી.





# નવી ઉત્તમ રેકર્ડો ન વસાવી હોય તો આજે
## નીચેની રેકર્ડો વસાવો

અલીદાદન એન્ડ પાર્ટી

B. ૩૦૪૧ { જુની આંખે નવું—ભાગ-૧ / ,, ,, ,, ભાગ-૨ } (કોમિક)

માસ્ટર વસંત-અમૃત

B. ૩૦૪૩ { ન્યાય ન એ સમજાય. / કંચન સમી આ કાયા.

માસ્ટર કાશીનાથ ("સંસારલીલા" ફીલ્મનો સુળદાસ.)

B. ૩૦૩૯ { એક દીન એવો આવશે. / કોઈ નથી સ્વાધીન.

## ધી મ્યુઝીકલ પ્રોડક્ટ્સ લી૦
૧૬, રામપાર્ટ રો, મુંબઈ.

બીજી બ્રાંચો:- મદ્રાસ — કલકત્તા — કોલંબો

---

ચાલુ છે — **આ છે** — ચાલુ છે

ડાયરેકટર
મા. વિનાયક
—
સાઉન્ડ
મી. સુરેશ
—
પાત્રો
રત્નપ્રભા
ઇન્દીરા વાડકર
—
ભાષામાં)

## વેલીંગ્ટન
સીનેમા

હરીશ્ચંદ્રથી વધુ સત્યવાદી
કર્ણથી વધુ દાનેશ્વરી
ધર્મરાજથી વધુ ધર્મનિષ્ઠ
૧૯૩૭
નો અપ-ટુ-ડેટ

## ધર્મવીર
યાને
ભગલા ભગત

'હંસ'
નું સુંદર સર્જન
(ટાઇમ પા-૮ ૧૦ાા
શની, રવી ૨ા વાગે)

લેખક :—
પી. પી. કે. અત્રે
—
ફોટોગ્રાફી:-
પાંડુરંગ નાયક
—
પાત્રો
બાબુરાવપેંઢારકર
મા. વિનાયક
—
મરાઠી ભાષામાં)

## મેજેસ્ટીક
સીનેમા

ગુજરાત

નવું પુસ્તક ૩ : : અંક : ૬

ફેબ્રુઆરી '૩૯



## (૪) વાણી

આપણે સત્ય વાણીની હમેશા વાત કરીએ છીએ. એનો અર્થ કરવા જતાં મને આ વસ્તુ સ્પષ્ટ સમજાઈ. યુગપૂર્વેથી સત્ય બોલવું એ વાત બહુ મોટી ગણાય છે અને સત્યવક્તાઓ સદાય પૂજ્ય લેખાતા આવ્યા છે.

'સત્ય' શબ્દમાં ઘણા ભાવો રહ્યા છે. મનુષ્ય માત્ર વાણીનું ઉત્તરોત્તર શુદ્ધ થતું સ્વરૂપ શોધ્યા કરે છે. કોઈક બીજાને સમજાવવા, કોઈક બીજાને છેતરવા કે કોઈક બીજાને ભમાવવા; તો કોઈક સુખી કરવા આનંદ પમાડવા. અને તેમાં જે વિશુદ્ધ વાણી બોલે છે તે સર્વોપરિ ગણાય છે.

બીજી વાત એ છે કે સત્યવક્તા જે બોલે છે તે માને છે. કોઈ માણસ પૃથ્વીને ગોળ છે એમ કહે અને સપાટ છે એમ માને તો તે સત્ય બોલ્યો એમ કોઈ ન કહે.

ત્રીજી વાત એ પણ છે કે બોલનાર સત્ય બોલ્યો ક્યારે કહેવાય કે બોલે તેવું કરે ત્યારે. નહી તો નહીં. આ વસ્તુ કહેવી સહેલ પણ કરવી એટલી કઠણ છે કે આ પ્રકારનું સત્ય બોલનાર સદાય સર્વોપરિ મનાય છે. હરિશ્ચંદ્રનું આખ્યાન સૈકાઓ થયાં લોકપ્રિય થયું છે એનું આ જ કારણ. અને ગાંધીજી સન્માનને પાત્ર થયા છે અને નમ્ર લોકને છે તેનું પણ એ જ કારણ.

આ કઠિનતાની કરુણકથા તો દરેક જીવનમાં છે. ઘણા તો પોતાનો શબ્દ સત્ય કયો તે સમજી શકતા નથી. કોઈક સમજે છે પણ બોલી શકતો નથી અને ઘણી વાર ભાન થાય છે કે બોલેલો શબ્દ જોઈએ તેવો વિશુદ્ધ નથી, છતા ફરી ફરી ભાન રહેતું નથી. અને ભાન રહે છે તો વિશુદ્ધ શબ્દ ઉચ્ચારતો નથી—કારણ કે જીવનની તાને તાન અસત્ય પર રચાઈ છે સત્ય બોલવા જાઉં તો ઘણી વાર આભ તૂટતું લાગે છે જ્યારે દુનિયાને વાણી ને કર્મે પડકાર કર્યો છે ત્યારે જ ખરી વિશુદ્ધ વાણી ઉચ્ચારી શક્યો છું

વાણી ક્યારે સત્ય કહેવાય કે—

(૧) એને વિશુદ્ધ કરવાના ને રાખવાના પ્રયાસ થતા હોય,

(૨) બોલ્યા પ્રમાણે બોલનાર માનતો હોય.

(૩) અને તે પ્રમાણે જ આચાર ઘડતો હોય ત્યારે.

પણ અહીંયા પણ ખાટી મુશ્કેલી તો આગળ જ ઊભી રહે છે.

વિશુદ્ધ વાણી એટલે શું ! વિશુદ્ધતાનો ખ્યાલ દરેકનો જુદો હોય છે. તેનો આધાર બોલનારની મનોદશા પર તેમજ બોલવાના પ્રસંગ પર રહે છે. એટલે બોલનારની મનોદશા અને બોલવાના પ્રસંગ, બંનેના સંબંધો માપી માપી અસરકારક થતી વાણી એ જ વિશુદ્ધ કહેવાય.

કનૈયાલાલ મુનશી

# જય સોમનાથ!

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ના પુરઃસંધાનરૂપ
ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

[ પૃષ્ઠ ૩૧૦થી ચાલુ ]

[ પ્રબોધિની એકાદશીને દિવસે સોમનાથના શિવાલયમાં અધિષ્ઠાત્રી ગંગાના હાથ નીચે ત્રણસો ચારસો નર્તકીનાં નૃત્ય. ગંગાની પુત્રી ચૌલાનો નૃત્યનો પ્રથમ દિન હોવાથી તે નૃત્યમાં તદાકાર થઈ જાય છે. સોમનાથ સિવાય બધા માટે બેપરવાહ છે. ગુર્જરનરેશ ભીમદેવનાં આગમનની ખબર. ]

આરતિને વખતે ગંગસર્વજ્ઞ ભીમદેવની સાથે મંદિરમાં પ્રવેશ કરે છે. ગંગાના કીર્તન પછી ચૌલાનું નૃત્ય શરૂ થાય છે. તે પોતાનો આત્મા નૃત્યમાં રેડે છે અને 'ધરણી પર ઢળે છે, તેવામાં દામોદર મહેતાના આવવાના ખબર મળે છે. તે ગરજનાધિપના આક્રમણની ખબર આપે છે. ભીમદેવ રક્ષણની તૈયારી કરવા જાય છે. ચૌલાની પાછળ એક કાપાલી પડે છે. ભીમદેવ તેને બચાવે છે. બન્નેનું મીલન. ભીમદેવનું હૃદય ચૌલા તરફ દોડે છે અને પગ પાટણ તરફ જાય છે. પનિહારીઓ કંકયોગેશ્વરના મુડદાથી ચમકે છે. બધાં ગભરાય છે. શિવરાશિ ગંગ સર્વજ્ઞને કહેવડાવી તેડાવે છે. તે શાંતિ ફેલાવે છે. ચૌલા ભીમના પ્રેમનાં સ્વપ્નાં જુએ છે. કંકના મરણના ખબરથી ચકિત થાય છે. કાપાલીના મુડદાથી હાહાકાર ફેલાય છે. સર્વજ્ઞ સજ્જનને ઘોઘારાણાને ચેતાવવા મોકલે છે. સજ્જનની સાંઢણીનો વિષમ રણપ્રવાસ. યવનોનો ભેટો. બીજે રસ્તેથી સજ્જનનો પુત્ર સામંત આવે છે. સામંતનો વિમળ સાથે ભેટો. વાક્પતિરાજ સાથે મળવું. તેની મદદ આપવાની ના. સામંત ઉશ્કેરાઈ જાય છે. પણ વિમળમંત્રી ઠંડો પાડે છે. અને રાત્રે સાંથી વિદાય લઈ મુખીની પાછળ પડે છે પણ તેને ઝાલોરની હદ કુદાવવા દે છે. ઝપાઝપી મુખીનું મરણ. વિમળ મારવાડ તરફ. સામન્ત ઘોઘાગઢ તરફ. રસ્તામાં સામંતને મ્લેચ્છને શોધતા બીજા યોદ્ધાઓ મળે છે જે પોતાની સાથે આવવા તેને વીનવે છે. સામંત સાંઢણી હંકારી ભમ્મરીયા જાય છે. ગઢની, મંદિરની અને બાણની ખંડિત અવસ્થા જોઈ ખિન્ન થાય છે. રાજગુરુ મળે છે અને કથા શરુ કરે છે.

ગંભીરતાથી અને મમત્વથી ગુરુ ઘોઘાબાપાની જશગાથા કહી સંભળાવે છે. મુલતાનનું કલંક, હમ્મીરના દુતોનું આગમન, ઘોઘારાણાનો યવનસેનાને માર્ગ આપવાનો નકાર, રણભૂમિનું તાંડવ, ઘોઘાબાપાનો અદ્દભુત યુદ્ધખેલ, વીરાંગનાઓનું જૌહર વગેરે પ્રસંગો રાજગુરુ વિગત સાથે વર્ણવે છે. સામંત બધું સાંભળી સ્તબ્ધ બની જાય છે. સોમનાથને ચરણે સ્વાર્પણ કરવાનો નિર્ણય કરી એ પિતાની શોધમાં જવા તત્પર થાય છે. રાજગુરુ પણ એની સાથે જવા તૈયાર થાય છે. બન્ને રણથંભી માતાના મંદિરને રસ્તે જવા નિર્ણય કરે છે. હવે આગળ વાંચો.

# પ્રકરણ આઠમું

## જેમાં પિતા અને પુત્ર સંકલ્પસિદ્ધિમાં ભેગા મળે છે.

( ૧ )

હમ્મીર મહમુદની સેના સજ્જન ચોહાણની પાછળ પાછળ પશ્ચિમાભિમુખે ચાલવા લાગી. એક દહાડો ચાલી, બીજે દહાડે ચાલી, ત્રીજે દહાડે ચાલી. ચોથે દહાડે સેનાના રસાલીઓએ તોફાન મચાવ્યું. આ પ્રભાસની દિશા ન હોય. આ રસ્તે તો ઘોર રણ આવે, જ્યાં કોઇ ગયું જાણ્યું નહોતું. વાત ઉડતી સાલાર મસુદ પાસે ગઇ એટલે તેણે સજ્જનને દમ દીધો. સજ્જન એકનો બે થયો નહીં ચાલ્યા કરતો હતો. જવું હોય તો ચાલો નહીં તો તમારે રસ્તે જાઓ. એની અડગતાથી મસુદને પાછો વિશ્વાસ બેઠો.

પાંચમે દહાડે સૂર્ય તપવા માંડ્યો ઘોડા મરણતોલ થયાં, માણસો ત્રાહ્ય ત્રાહ્ય કરવા બેઠા. અસંતોષ સર્વત્ર વ્યાપ્યો, ને સુલતાનના કાન સુધી પહોંચ્યો. સજ્જનને તેની આગળ ખડો કરવામાં આવ્યો, પણ તે એકનો બે ન થયો. હોશીયાર ભોમીયાઓને એની પાસે બોલાવ્યા. તેમણે અનેક વાટોની વાત કરી એની પરીક્ષા લીધી, પણ તેમને કબુલ કરવું પડ્યું કે જેટલી સજ્જનને રસ્તાની માહીતી હતી એટલી તેમને પણ ન હતી.

પણ છઠ્ઠે દિવસે બધાની શ્રદ્ધા ઘટી ગઇ. સાંઢણીઓએ આગળ જવા ના પાડી. સેનાના ભોમીયાઓનું ચઢી વાગ્યું. એ નહોતા કહેતા કે આગળ તો આંધિનો પ્રદેશ આવશે? સેનામાં ખળભળાટ શરૂ થયો. રબારીઓની વાત ચારે તરફ પ્રસરી. ઉત્તરના સૈનિકોએ આગળ વધવા ના પાડી. બળવો થવાની તૈયારી થઇ.

પણ મક્કમ પ્રકૃતિ સજ્જન સ્વસ્થ ને અડગ ઉભો હતો—આ જ રસ્તે અણહીલવાડ છે. પણ એનામાં બધાને શ્રદ્ધા ઉઠી જવા લાગી. સાલાર મસુદ એકલો શ્રદ્ધાવાન રહ્યો. સાંજના પવન નીકળ્યો, ને રેતી ઉડવા લાગી. હાથીઓ બેસી જઇ હાંફવા લાગ્યા. તેજ ઘોડાઓ તરફડવા લાગ્યા. સાંઢણીઓ પાણી ફરી માગવા લાગી માણસો પાણી પાણી કરી રહ્યાં.

સુલતાને સેના થંભાવી મસુદને હુકમ કર્યો કે સજ્જનને અને થોડા ભોમીયાને લઇ ને એક દિવસની મજલ આગળ જાવ. બાકીનું સૈન્ય ત્રણ કોશે થોડું થોડું અંતર રાખી આગળ વધે અને નિર્બલ હોય તે ઘોડા ને હાથીઓ સાથે છેલ્લા કાફલામાં સહુથી પાછળ આવે. આ હુકમ સજ્જનને ન રુચ્યો, પણ માન્યે છુટકો નહોતો. તે પશ્ચિમ તરફ પ્રભાસ પાટણ તરફ ફેરી પ્રાર્થના કરવા લાગ્યો, "ભગવાન્! રુદ્ર! તમારી આંધિઓ ક્યાં ગઇ? કેમ વિલંબ કરો છો?"

( ૨ )

સાલાર મસુદ જોડે સજ્જન જવા નીકળ્યો, પણ એ ઘડી બેઘડી આગળ ન ગયો ને રેતીની ડમરીઓ ઉડવા માંડી. એક બે વખત તો કેમતેમ સાંઢણી ચલાવી એ

ત્યાં આજ્ઞા સાંભળવાની કોઈને સ્વસ્થતા નહોતી. પશ્ચિમ ક્ષિતિજ પરથી રેતીના ચમકતા ગોટાઓ ભયંકર વેગે આગળ ધસી આવતા હતા. સુલતાને આવતી આંધિ જોઈ, અને વ્યવસ્થા લાવવાની અશક્યતાનું ભાન તેને થવાથી તે બીજા વિભાગ તરફ પાછો વળ્યો. પહેલો વિભાગ હવે સેના નહોતો રહ્યો પણ નાસતાં, પડતાં, હાંફતાં, જન ને જાનવરનો શંભુમેળો થઈ રહ્યો હતો. ગરમ વાયુઓ વાવા લાગ્યા હતા. ઠેકઠેકાણે ભમ્મરીઓ થતી હતી. અને પાછું જોતાં–

બધાં જીવ બચાવવા છોડી એકાગ્ર નયને પશ્ચિમ તરફ જોઈ રહ્યાં.... . .

તેજોમય રજકણોના આંજતા પ્રકાશમાં, સોનેરશી સાંઢણી પર, જાજ્વલ્યમાન ને ઉગ્ર સૂર્યનારાયણ પ્રલય પ્રસારવા ધસી આવતા દેખાયા. ભ્રમતા અંગારતણખાની ધસતી નિઃસીમ સ્તંભાવલિઓની આગળ, જાણે તેમને લઈ આવતી હોય તેમ, આંધિવેગી સાંઢણી પર, લાંબા છુટ્ટા કેશ ને ચમકતી તલવારમાં ભયંકર, તે ચઢી આવતા હતા. એમની આંખોમાંથી અગ્નિની જ્વાળા નીકળતી; એમના મુખ પર રમી રહેલું ભયંકર હાસ્ય યવનસેનાની શક્તિની વિડંબના કરતું હતું.

ભાગી જતા સૈનિકોએ આ ભયંકર વિનાશકતાની પ્રતાપી મૂર્તિ જોઈ, અને હીંદુઓ હતા તેમના મુખમાંથી એક જ અવાજ નીકળ્યો: 'સૂરજબાપા!" મુસ્લીમ હતા તેના કંઠમાંથી એક જ અવાજ નીકળ્યો "શયતાન!" અને બધા નાસવાની હીંમત છોડી ઉંધે માથે ભોંયે પડ્યા–હીંદુઓ ક્ષમા પ્રાર્થતા, મુસ્લીમો અલ્લાહનો આશ્રય શોધતા. આંધિના અધિષ્ઠાતા દેવ, વિજયી હાસ્યથી આ ગભરાટ નીહાળતા આગળ ને આગળ આવ્યા.

પદમડી વધુ કદી દોડી નહોતી એમ દોડી આવતી હતી. એના પગમાં વિદ્યુતની ગતિ હતી. ને પણ જાણતી હતી કે આજે તે પાર્થિવ નહોતી પણ દૈવી હતી.

આમ સૂર્યદેવતા સાંઢણીએ ચઢી આગળ ને આગળ આવતા હતા; પાછળથી દબાતી રેતીકણોના ગોટા ભયંકર સુસવાટ કરતા આગળ વધતા હતા; નેપથ્યે ઘોષણા સંભળાતી હતી: "જય સોમનાથ."

તે આગળ વધ્યા–જ્યાં હજારો સૈનિકો ઉંધું ઘાલી પડ્યા હતા ત્યાં. પંખાળી પદમડીનું ચામુંડાના બળથી પણ વિકરાલ તે દેવવિનાશિની સેના પર ધસતી આવી, તેની ખરીઓથી ખોપરીઓની કચ્ચરો કરતી. તે આગળ ચાલી જતી અને પાછળ આવતી રેતીઓના ગોટા તેમને દબાવતા, ગુંગળાવતા, ચીંટાઈ વળતા, દાટી દેતા. અને આંધિના સુસવાટથી પણ વધારે પ્રચંડ સ્વરની ગર્જના સંભળાતી. "જય સોમનાથ". •

એક રેતીની ટેકરી પર ઉભા ઉભાં સુલતાન મહમદે આંધિ પર ચઢીને આવતો આ રજપૂત જોયો.

" આ કોણ ? શયતાન !" સુલતાન મહમદે પૂછ્યું.

"ના, એ તો પેલા ઘોઘાબાપાનો દીકરો."

"શું!" કહી વીરોમાં એક એવો ગઝનીનો હમ્મીર મુગ્ધ બની રહ્યો. કાંપતી કાયે ને અવ્યવસ્થ હૈયે તેણે પોતાની સેનાના એક વિભાગને આંધિમાં અદૃશ્ય થતો જોયો. તેણે એક નીસાસો નાખ્યો. "અલ્લાહની મહેર કે ત્રણ વિભાગો કર્યા. એ તો બચી ગયા," કહી તેણે સાંઢણી પરથી ઊતરી, પશ્ચિમાભિમુખે ઘુંટણીએ પડી અલ્લાહનો અને પયગંબરનો આભાર માન્યો.

આંધિ એક ઘડીમાં સેનાના એક વિભાગને વીંટળાઈ વળી, નિષ્પ્રાણ કરી, રેતીની તળેટી અગણ્ય શમી ગઈ. શમી ગઈ ત્યારે બધા ઉપર ચાર ચાર હાથ રેતીનો ઢગ પડ્યો હતો, અને તેમાં સજ્જન ને પદમડીવડુ એકબીજાની ડોકે વળગી અનંત શાંતિ પામ્યાં હતાં.

( ૩ )

સુલતાનની અદ્‌ભુત પ્રતિભા વડે જેમ તેમ કરતાં બાકીનું સૈન્ય થોડુંઘણું વ્યવસ્થિત રહ્યું. દિવસમાં થોડાં જ ભોજન ચાવવું, પાણી ને ખાવાની કસર કરી, આખો દિવસ પ્રાર્થનાઓ કરી, સુલતાનના ભયંકર ખોરાસાની સ્વારોની મદદથી અન્તે તોળીને ફગાવતા આવતા આવતા ઉપદ્રવોથી સૈન્ય છિન્નભિન્ન થતાં અટક્યું. આવી મુશ્કેલીના વખતે સુલતાનનું ખરું અજિતપણું દીપી નીકળ્યું. કોઈ પણ વસ્તુથી તે હતાશ થતો નહીં, ગમે તેવા નિરુત્સાહથી તેની આત્મશ્રદ્ધા ડગતી નહીં: ગમે તેવી મુસીબતથી એમનું લક્ષ્ય બદલાતું નહીં. દિવસ ને રાત ઊંટ પર, ઘોડા પર કે પગે તે આખા સૈન્યમાં ફરતો. તે કોઈને મશ્કરીથી, કોઈને ઠપકાથી, કોઈને ઉત્સાહથી તો કોઈને ધાર્મિક પ્રેરણાથી ને ઉત્તેજતો. જ્યાં તે જતો ત્યાં નબળીયાનાં બળીયાઓ થઈ જતા અને શિથિલોમાં શક્તિ આવતી. માત્ર હીંદુ સૈનિકોમાં ઉત્સાહ નહોતો.

'જ્યાં સૂર્યનારાયણ રુઠે ચડે ત્યાં મનુષ્ય શું કરી શકે!' એ પ્રશ્ન તે આંધિમાંથી ઊગરેલા બધી નિરાશાથી પૂછતા. કેટલાક લૂંટના લોભમાં, કેટલાક પોતાના નરેશ ગજનીઓની આજ્ઞાથી આ સ્વારીમાં શામીલ થયા હતા. પણ આજે એમને ભાન આવ્યું કે તેઓ મનુષ્ય જોડે લડતા નહોતા પણ તેમના દેવની સામે ઝઝૂમવા તૈયાર થયા હતા. તેમને સ્વધર્મનું ભાન થવા લાગ્યું. તેમનો અસંતોષ વધી ગયો, ને તેમના બબડાટનો પાર ન રહ્યો.

બીજે દહાડે સવારે સુલતાનના તંબુમાં મુખ્ય સરદારો મળ્યા. દરેકને કં ને કં ફરિયાદ કરવાની હતી. હાથીઓ ચાલી શકતા નથી, ઘોડાઓ મરણતોલ થયા છે, પાણી ને ચારો ખૂટવા માંડ્યા છે. હીંદુઓએ હારી ખાધું છે, તુર્કીઓ નિરુત્સાહ બન્યા છે, ભોમીયાઓને રસ્તો નથી સૂઝતો, પાછળ રજપૂત સેના વાઘ જેમ બેઠી છે. એવી એવી અનેક

ફરીયાદો સુલતાને તકીયા પર પડી, મોઢાં ભરવાં નીચેથી તીક્ષ્ણ દૃષ્ટિ વડે બધાનું માપ કાઢતાં, સાંભળી. મસુદ એકલો જ ઉત્સાહથી ઉછળતો બેઠો હતો, અને દરેક સૂચનાનો કુરાનમાંથી એક દૃષ્ટાન્ત આપી જવાબ વાળતો. એટલામાં બહારથી ખબર આવી કે મુલતાનના મુખીનો સંદેશો લઈ બે માણસ આવ્યા છે. એ ખબર સાંભળી બધાના મુખ પર જુદા જુદા ભાવ છવાયા. જે આશાવાન હતા તે હરખાયા, ને હતાશ હતા તેમણે નીસાસો મુક્યો. સુલતાને બેઠા થઈ આજ્ઞા કરી, "એમને અંદર લાવો." મસુદ ઉત્સાહઘેલો થઇ ઉઠ્યો ને નવા આવનારને તેડવા ગયો. બધા મુંગે મોઢે નવી ખબરની વાટ જોતા બારણાં તરફ જોઈ રહ્યા.

થોડી વારે મસુદ સામંતને અને નન્દિદત્તને લઇ આવ્યો. એ બે જણ રણમાર્ગે ગુજરાતનો ટુંકો રસ્તો શોધતા, ને સુલતાનની ભાળ કાઢતા આ રસ્તે આવી ચઢયા અને એમણે યવનસેનાનો પડાવ જોયો. નન્દિદત્તે સામંતને નાસી છુટવા સુચવ્યું. પણ તેણે ભયંકર અડગતાથી એ સલાહની અવગણના કરી, અને સીધા પડાવ તરફ આવી તેણે સુલતાનને જાતે મળવાની માંગણી કરી. ચોકીદારો પહેલાં તો ચમકયા. રઝળતા હીન્દુ વટેમાર્ગુઓને સુલતાનને મળવાની માંગણી કરતા તેમણે સાંભળ્યા નહોતા. આખરે સામંતે કહ્યું કે પોતે ઝાલોરથી મુલતાનના મુખીનો સંદેશો લઇ આવે છે. આ વાત ચોકીદારોએ નાયકને કરી, નાયકે પોતાના ઉપરી અમલદારને કહી, અને એમ અધિકારીઓની પરંપરાદ્વારા તે અત્યારે અહીંઆ આવ્યો હતો.

એકવીશ વર્ષનો સામંત અત્યારે ભયંકર દેખાતો હતો. તેની આંખો સ્થિર ને ઝનુની થઇ ગઇ. તેના મુખની સુકુમારતા અદૃષ્ટ થઇ તેના પર દુઃખની અનાકર્ષક રેખાઓ પડી હતી. થોડા દહાડામાં એણે હૃદયમંથન કરી જે વિષ કાઢયું હતું તે એની દૃષ્ટિમાં, એના મુખ પર, એના અવાજમાં પ્રસરી રહ્યું હતું. એની જીભ ભાગ્યેજ ઉઘડતી, ને તે પણ ભયંકર વાગ્બાણ છોડવા માટે જ. એની પાછળ વૃદ્ધ નન્દિદત્ત આરતેથી શિવકવચ ભણતો, નીચી દૃષ્ટિ રાખી ચાલી આવતો હતો. સામંતથી છુટા ન પડવાનો એણે સંકલ્પ કર્યો હતો.

તે આવ્યો એટલે બધા ધ્યાનથી ખબર સાંભળવા તૈયાર બની બેઠા. સુલતાને મોટે અવાજે આજ્ઞા કરી. "મસુદ, એને અહીંઆં લાવ. તિલક એને સવાલ પુછ. કયાંથી આવ્યો છે?" તિલક ઉઠીને આગળ આવ્યો અને મસુદ સામંતને અને નન્દિદત્તને પાસે લઇ આવ્યો. પછી સુલતાને પુછેલા સવાલોના અને સામંતે આપેલા જવાબનો તિલક તરજુમો કરતો ગયો.

"તું કયાંથી આવ્યો?"

"ઝાલોર ને મારવાડના રસ્તા પરથી."

"કોણે મોકલ્યો?"

"મુલતાનના મુખીએ."

"શું સંદેશો લાવ્યો છે?"

"મને એકલા હમ્મીરને જ કહેવાનું કહ્યું છે," એકા ને સ્વસ્થ દૃષ્ટિ સુલતાન પર નાંખી સામતે કહ્યું.

"મુખી ક્યાં છે?" તિલકે પૂછ્યું.

"આ બધા વચ્ચે કહું?"

"હા. જહાંપનાહનું ફરમાન છે."

"મુખી આ લોક છોડી ચાલ્યો ગયો."

"હેં હેં" એક ક્ષણ વધારે સન્નાટાથી મંડપ ઊંડો ઊતરી ગયું. સુલતાન થોડુંક આગળ આવ્યા ને તેમણે ક્રુદ્ધ અવાજે પૂછ્યું "ક્યાં? ક્યારે? કોને હાથે?"

"એ મુઓ ઝાલોરને રસ્તે આજે તીસ દિવસ થયા. હીંદુ યોદ્ધાઓને હાથે," સામતે ટૂંકામાં જવાબ આપ્યો.

"ખાત્રી શી કે તું સાચું કહે છે?"

સામતે ભેટમાંથી મુખીની હીરાજડીત કટાર કાઢીને પાસે ઊભેલા મસુદને ધરી. "આ એની કટાર, તે મારી ખાત્રી" તેણે કહ્યું.

મસુદ નીચે વળ્યો ને તિલક પાસે આવ્યો, ને બંને કટાર તપાસવા બેઠા. બંનેએ સાથે જ તે ઓળખી "જહાંપનાહ: એ એનું જ ખંજર, આપે બક્ષીસ આપેલું તે." સુલતાન સ્તબ્ધ બની ગયો. બીજા બધા તો ચિત્રવત્ બની, સ્વસ્થ ને નિડર સામતનું મુખ જોઈ રહ્યા. ક્યાં સુધી કોઈ બોલ્યું નહીં.

"તું કોણ જાતનો છે?" સુલતાનની સૂચનાથી તિલકે પૂછ્યું.

"રજપૂત."

"મુખીએ કટાર આપી ત્યારે શો સંદેશો કહ્યો હતો?"

"કહું? હમણાં? આ બધા વચ્ચે?"

"હા, હા, હા," સુલતાને આકળા થઈ કહ્યું "બોલ."

સામતે નિશ્ચલ આંખો સુલતાન પર ઠેરવી ને ધીમે, ધારદાર અવાજે તેણે કહ્યું. "ઝાલોર ને મારવાડને લાગ આપવા તમે મુખીને મોકલ્યો હતો."

બધા બેઠેલા આ ધૂર્ત યુવકની વાણી સાંભળી સુલતાન પર તેની શું અસર થાય છે તે પારખવા મથી રહ્યા. સામંત તો હિંમતથી ભય ને લોભને પેલે પાર—જ્યાં મૃત્યુનો ડર નથી ત્યાં—પહોંચી ગયો હતો.

"પાણી?"

૬

"ઝાલોર ને મારવાડે લાંચ લેવા ના પાડી, એટલું જ નહીં પણ એ એની સેના ગુજરાતની સેના સાથે તમને યુદ્ધ આપવા તૈયાર ઊભી છે," ધીમી સ્પષ્ટતાથી સામંત બોલ્યો, અને તેનો શબ્દેશબ્દ જાણે તરવારનો ઘા હોય તેમ બધાનાં હૃદય ભેદી રહ્યો.

સુલતાન એક ડગલું અધીરાઇથી પાસે આવ્યા. ચારે તરફ પ્રસરેલા ભયની રેખાઓ તેણે દરેક મુખ પર જોઇ, અને તેણે આંખો મીંચી.

સામંતે સ્થિર અવાજે આગળ ચલાવ્યું, "ને મરતાં મુખીએ મને કહેવા ફરમાવ્યું છે કે જો જાન ને કીર્તિ વહાલી હોય તો જ્યાંથી આવ્યા ત્યાં પાછા જાઓ."

અભંગ શાન્તિ થોડી વાર પ્રસરી. ઝઝુમતો મહા ભય બધાને અવાચક બનાવી રહ્યો. આ સ્થિતિમાંથી પહેલા સુલતાન જાગ્યા, ને આંખે હાથ દઇને તેનાથી બોલાઇ ગયું "યા, અલ્લાહ!' દરેક જણ મૂઢ થયું હતું–સામંત સિવાય. તેણે વ્યાપક દૃષ્ટિએ બધાનો ક્ષોભ જોયો, અને આંખપલકમાં તેણે હાથમાં રાખેલું ખંજર મ્યાનમાંથી કાઢ્યું, અને કોઇને કૈં પણ ખ્યાલ આવે તે પહેલાં તેણે કુદકો માર્યો. દિઙ્મૂઢ મસુદ અને તિલકને વટાવી તે સુલતાન પર કુદ્યો. ખંજર ચમક્યું–સુલતાનને ગળે લાગ્યું–ને હાહાકાર કરતા બધા ઊભા થઈ ગયા!

સુલતાન ઊભો થઇ ગયો. એમના જમણા હાથ વડે સામંતના જમણા કાંડાને તેણે એવું પકડ્યું હતું કે ખંજરની અણી એમની ડોકને અડકી હતી છતાં અંદર પેસવા પામી નહોતી. અને નાના બાળકને કોઇ ઉપાડી લે તેમ તેણે પોતાની ડાબી ભુજાના બલથી સામંતને ઉંચકી લીધો, ને તેને વાળી ચગદી નાંખ્યો. તેમનું પ્રચંડ કદ ચગદેલા સામંત પર, હાહાકાર કરતા સરદારો પર, તરવાર લઇ પાસે આવતા મિત્રો પર ઊંચુ ને વિશાળ ઝઝુમતું બધાનું ધ્યાન વશ કરી રહ્યું. એના ચહેરા પર લાલાશ આવી ગઇ, અને તેના મુખમાંથી અટ્ટહાસ્ય સાથે શબ્દો નીકળ્યાઃ "મહમ્મદને મારવો સહેલ નથી. અલ્લાહો અકબર!" અને તેણે બન્ને હાથના અનહદ બળથી સામંતને એવો ચગદ્યો કે તેનો હાથ વળી ગયો ને તેમાંથી ખંજર પડી ગયું. પછી બે હાથે સામંતને ઉંચકીને સુલતાને તેને હસતાં હસતાં દૂર ફેંક્યો. એક પલમાં સુલતાને પોતાની સર્વોપરિતા સિદ્ધ કરી હતી, અને તે પહેલાં બબ્બારા થએલાં હૈયા શ્રદ્ધાશીલતા અનુભવવા માંડ્યાં.

સામંત પડ્યો તેવો ઉભો થવા ગયો, પણ અનેક ખુનતરસી તલવારો તેના પર ઝઝુમી.

"ખબરદાર," સુલતાને આજ્ઞા કરી. "તલવાર મ્યાન કરો." આજ્ઞાનો તરત અમલ થયો, અને સામંત ઉભો થયો–જરા ડર્યા વિનાનો, આખી સભાને પોતાની સ્વસ્થતાથી પ્રશંસામુગ્ધ કરતો. એણે સુલતાનની સામે એકાગ્ર ઝનૂનથી અનિમિષ નેત્રે જોયું; સુલતાન પણ એની સામે પ્રશંસામુગ્ધ બની અનિમિષ નેત્રે જોઇ રહ્યા.

"કોઈ એને મારશે નહીં. અલ્લાહ પોતાના બંદાને હમેશાં સાચવે છે," સુલતાને કહ્યું.

"જહાંપનાહ," તિલકે કપાળ ઠોકી કહ્યું. "મને હમણાં ભાન આવ્યું. આ પેલો બાળક તો ઘોઘારાણાનો સજ્જરૂ. હું ક્યારનો વિચાર કરતો હતો કે એને મેં ક્યાં જોએલો. ઘોઘાગઢમાં પહેલી વાર ગયો ત્યારે મેં એને જોયો હતો."

નન્દિદત્તે ઉંચું જોયું. તિલકને એણે ક્યારનો ઓળખ્યો હતો "ઘોઘારાણા !" મસુદે ફિર ફરી પુછ્યું, "એના એક છોકરાએ પરમ દહાડે આપણાં હજારો માણસો માર્યાં."

આ પરભાષામાં ચાલતી વાત સામંત ન સમજ્યો, પણ ઘોઘારાણાનું નામ, અને તિલકે નન્દિદત્ત વિષે કરેલી વાત સાંભળી એને કંઈક સમજ પડી. "ઘોઘાબાપા !" તેણે ગર્વભર્યા અવાજે કહ્યું, "હા. હું તેનો પ્રપૌત્ર. મારા વંશનું નિકંદન કાઢ્યું—હવે હું એકલો રહ્યો છું. મ્લેચ્છ ! તારી તલવાર ચલાવ—મારા પિતૃઓમાં મને ભળી જવા દે." જે સામંતની ભાષા સમજતા હતા તે આ ગર્વભર્યાં વચનો સાંભળી અને તેનું નિશ્ચય, સ્વરૂપવાન ને ઝનૂન-ભર્યું સ્વરૂપ જોઈ મુગ્ધ બની ઉભા. મસુદે હોઠ પર હોઠ ભીડી, તલવારની મુઠ પર હાથ રાખી સામંતને કતલ કરવાની આજ્ઞા સુલતાનની પાસે માંગી રહ્યો. તિલકે સામંતના શબ્દો સુલતાનને સમજાવ્યા.

સુલતાને જન્મથી વીરતાની રંગભૂમિ પર નાટક એમ ને એમ નહોતું ખેલ્યું. અણીના સમય પારખવાની, હૃદયો વશ કરવાની, ને મહાપ્રસંગે મહાન થવાની કળા એને હસ્તામલકવત્ હતી. હસતે મુખે ને પ્રશંસાભીના નયને તે આગળ આવ્યો. એક હાથે મસુદ અને તિલકને આઘા ખસવા ફરમાવ્યું. અને જમણો હાથ સામંતને ખભે મુકી તેની સામે જોઈ રહ્યો.

બધાં ફરીથી અવાક બની જોઈ રહ્યા.

"તિલક, કહે એ ઘોઘારાણાના દીકરાને-કે ઘોઘારાણાના કુળે પોતાના શૌર્યે અજેય ગાઝી મહમૂદની કીર્તિ પણ ઝાંખી કરી છે. ઘોઘારાણાએ—મેં મૈત્રી માગી તોય—મારાં હજારો માણસ કાપી નાખ્યાં. પરમ દહાડે ઘોઘારાણાના છોકરાએ આંધિએ ચઢી મારું આખું સૈન્ય અસ્તવ્યસ્ત કરી મુક્યું ને આજે તે અદ્ભુત હીંમતથી મારો જીવ લેવાનું આવી ઝુમ્યું."

તિલકે આનો તરજુમો કર્યો ને સામંતે ઉત્સુકતાથી પૂછ્યું "ઘોઘારાણાનો છોકરો ! ક્યાં છે ? ક્યાં છે ? એ તો મારા પિતા" અને જે અત્યાર સુધી સ્વસ્થ રહ્યો હતો તેના કંઠમાંથી સ્નેહ ને વેદનાથી ફાટતો સ્વર નીકળ્યો. "તિલક, એને કહે" સુલતાને જવાબ વાળ્યો "કે આવો યોદ્ધા સુલતાન મહમુદે ઉમર ભરમાં જોયો નથી. એકલે હાથે એ અમને રણમાં ભરમાવી લઇ ગયો ને આજે મારા દશ હજાર મરેલા યોદ્ધાઓની વચમાં ઇન્તેકામના ઝેરમાં જેવો હાર્દ ખડ્યો છે."

"ધન્ય છે. ધન્ય છે." નન્દિદત્ત બબડ્યો ને તેની આંખમાંથી એક હર્ષ ને ગર્વનું બિંદુ પડ્યું.

"મારા દાદા માર્યા, મારું કુલ માર્યું, મારા પિતા માર્યા. સામંતે સ્વસ્થતાથી પુછ્યું "મને ક્યારે મારે છે?"

"મહમદ જેમ શુરો છે તેમ શુરાની કદર પણ કરે છે. જા, તને હું છુટો મુકું છું. પણ, છોકરા! અલ્લાહ તો મારી પડખે છે."

આ શબ્દોનો અનુવાદ સાંભળતાં ઘોઘાબાપાના વંશજની આંખમાં ઝનૂન પ્રગટયું. તેણે ઉગ્રતાથી કહ્યું, "હમ્મીર! મારો દેવાધિદેવ, જગતનો વિનાશનહાર બેઠો છે જીવતો જાગતો ત્યાં સુધી તારી બડાશ શા ખપની?"

જવાબમાં સુલતાન હસ્યા. "મસુદ. લઇ જા આ છોકરાને અને આ બુઢ્ઢાને. એમને સારામાં સારી સાંઢણી આપ ને દશ દિવસનું ખાવાનું, ચારો ને પાણી દે. ને એને છુટો મુકી દે.-જવું હોય ત્યાં જાય." અને સરદારો તરફ ફરીને એણે ઉમેર્યું, "જ્યાં સુધી મારો અલ્લાહ મારી સાથે છે ત્યાં સુધી આવા બહાદુર દુશ્મનોની તો હું રોજ ઝંખના કર્યા કરું છું."

અને એક ભવ્ય અભિનયથી પોતાનું દુર્જેય ગૌરવ સિદ્ધ કરી તેણે મસુદને સખતાઈથી કહ્યું, "મસુદ, આનો એક વાળ વાંકો કરનારનું માથું ધડથી જુદું કરજે."

મસુદ સામંત અને નન્દિદત્તને બહાર લઈ ગયો, અને સુલતાન સરદારો તરફ ફર્યો. આવો સુંદર પ્રસંગ શુભાવે એવો એ કાચો નહોતો "મારા મિત્રો," તેણે હેતથી બધાને કહ્યું, "અલ્લાહે મને આજે ફરીથી જીંદગી બક્ષી એ જ બતાવે છે કે ફતેહ હમેશા મારીજ છે. આપણી પાછળ રાવ લખ્ખણ ને તેની સેના છે. આ છોકરો કહેતો હતો એ ખરું હોય તો સામુ ઝાલોર, મારવાડ ને ગુજરાતનાં લશ્કર છે. તમને ગમે તે સેના સાથે લઢી લો. હું તો આગળ જવાનોજ-ધાર્યું છે ત્યાં, બુતપરસ્તીઓના દેવને તોડવા. તમે કોઈ પણ નહીં આવો તો હું એકલો. જેણે તો મારી સાથે આવો, જેણે તો બીજે રસ્તે જાઓ. બોલો શી ઇચ્છા છે?"

છેલ્લી ઘડીમાં તો વાતાવરણ બદલાઈ ગયું હતું. આ પ્રશ્નનો જવાબ તે ચોઘડીએ એક જ હોય શકે-અને ઉત્સાહનાં પૂરમાં આવી સરદારોએ સુલતાનની કદમબોસી કરી તે જવાબ આપ્યો.

અને આ ભવ્ય પરિવર્તન જોઈ સુલતાનના મુખ પર હાસ્ય આવ્યું.

[ ચાલુ ]

# ઓગણત્રીશમે—

મહાબ્ધિ વિરાટ ઓ! લહરિ એક આજે વળી
સમર્પી મુજ હું રહું તવ પદે અને ન્હાળતો
અતીવ થઇ દીન હું તુજ ભણીઃ તુ સ્વીકારશે?

નથી ખબર તાત! કે સ્વપ્નદેશ કેરી પરી
સમાન ફૂલકોમળી પળની રેખ આંકી જશે
અનન્ત ઘટનાલીકા ઉપર ફહેર એ? વા થશે
તરંગ પર ઊડતા ક્ષણિક બુદ્બુદોના સમી
નિમેષ મહીં શૂન્યશેષ? નહિ કાંઇ હું જાણતો

હું તો તુજ પદે ધરું લહરિ આજ મારી, પ્રભો!

અને પ્રગટની અહીં લહરિ ત્રીશમી આજ આ
ગરીબ મુજ જીવને—પ્રગટતી હજી મુગ્ધ શી;
ન જાણું ધરશે કઈ સુરખિ એક રંગો તણી?
અનન્ત નભલક્ષ્મીને શુચિ લલાટ સૌભાગ્યના
ત્રિપુંડ્ર સમ ઇન્દ્રચાપ ઉર એહને નાચશે?
ઘટા ઘનદળો તણી જ અથવા ઉરે એહને
અગાધ નિજ કાલિમા વિતરશે? ન જાણું કિંવા
કિયા જ નવરંગ તેં લહરિ કાજ એ સાચવ્યા?

ન જાણું અનુકૂલ કો અનિલરાશિથી એહના
ક્રિમતે સલિલમૌક્તિકો વરસશે? વ ઝંઝાતણા
પ્રચંડતમ ઝાપટે વમળ ઘોર એના થશે?

કિયા તટ પછાડથી લહરિ તે ય ના જાણું હું.

સ્ફુરે લહરિ આજ તે વિરમી કાલ જાશે, અને
નવીન વળી લ્હેર કો પ્રગટશે, શમી યે જશે;
ઊઠી ઊઠી શમી જશે લહરિ આમ કૈં જીવને,
અને નિધિ વિરાટને ઉર ભળી જતાં આખરે,
મટી જ લઘુ વ્યક્તિ એ વપુ વિરાટથી શોભશે.

વિનમ્ર હૃદયે ધરૂં લહરિ આજ મરી તને;
અને સહુ ધર્યા કરું લહરિ ભાવિની યે પદે
પિતા! તુજ, વિનમ્રતા ઉરની એવી યાચી રહું.

**મનસુખલાલ ઝવેરી**

## સરજી દઈશ ?

કલાધર! સર્જે છે તું પ્રભુની મૂર્તિ પાષાણથી,
સરજી દઈશ મૂર્તિ તો પ્રભુતણી મને આ થકી?
ગયો હૃદય શોધવા તવ મળી મને વસ્તુ આ.

**મનસુખલાલ ઝવેરી**

અમારો માર્ચ માસનો અંક
**સ્વ. નરસિંહરાવ સ્મારક અંક**
તરીકે પ્રસિદ્ધ થશે
સ્વર્ગસ્થના જીવન અને સાહિત્ય વિશે પોતાના લેખો મોકલી આપવાની ગુજરાતના લેખકોને અમારી નમ્ર વિનંતિ છે.

## શાને ?

જવા જ્યાં સર્જ્યાં, જરૂર તમ લેશે નહીં તહીં;
શકો પ્હોંચી ક્યારે ય તમ સાચી જરૂર ત્યાં,
નકામા તો શાને કવન! મુજ મૌનેથી ઉઠતાં?

**મનસુખલાલ ઝવેરી**

# ભાલણ

ગજેન્દ્રશંકર પંડ્યા

[ અનુસંધાન પૃ. ૧૨૭ ]

તથા પ્રબોધ પ્રકાશમાંથી:—

વિરુ વિરુ હો વિનડઈ મામકા! અમ્હ મરિસ મ બોલીસિ આમલા.
તમ્હિ અચ્છઉ છઇલિ આગલા પુણ વીરચરિત્રહ વેગલા.
અમ્હિ રુડી અનિ વિકસિત પુણ નુડી છઉં સુકુમાર
તૂં કાલી નાથણકાર ગોરી સિઉ મ વઢીસિ ભાર.
આવઈ આવઈ હો માધવા! દીઠઉ કિમ જાઈસિ જાદવા-ધ્રુવ.
અમ્હિ ધૂંબડિ ગોડ ગોવાલિણી કંડુકાડ તણી પરજાલણી
અમ્હિ ભેદરી સડ જિમ ચાલણી વડું કરી ઊછાલણી-અમ્હિ.
તુંઝ ઉપરિ વનિતા આ પડી એ જાણું વાહુર આપડી.
ભાગ્યવલિ મ વઢીસિ બાપડી. તૂં જિણુતાં એક જિ વાપડી-અમ્હિ.
તૂં કાચઉ, અમ્હિ આકુડી તૂં ભોલઉ, અમ્હિ પુણ વાંકુડી,
તૂં આવિડ મૂકિ અહ્મારડી તૂં મૂકી ઉમાડી તાહરડી-અમ્હિ.

[૧૮]આ મૈકાની ભાષા જોતાં ભાલણના સમયની ભાષા કરતાં કંઇક વિશેષ પ્રાચીનતા દેખાય છે, શ્રીધરની ભાષામાં ફારસી શબ્દોનું પ્રમાણ વિશેષ છે. 'આન,' 'સુલતાન' (સુરત્રાણ) 'ફુરમાણ,' 'મીર,' 'મુકરદ,' વગેરે ફારસી શબ્દોની સાથે **લક્ષ્યાદીનાં છાહ્વાદયઃ** તથા પ્રાકૃત વ્યાકરણના **દ્વિત્તોવાથી** શરૂ થતાં તે સુત્રોને આધારે 'ચચ્ચપ,' 'કડક્કિ,' 'ચમક્કિ,' 'ધમક્કિ,' 'ઠમક્ક,' 'ઠમક્કય' ઇત્યાદિ રૂપાંતરો, **અનન્ત્યસ્ય: તૈલાદૌ (દ્વિત્વમ્ અનન્ત્યસ્ય)**

---

૧૮ જુ સા. પ. ત્રૈ. પત્રિકા પુસ્તક ૨. અંક ૧ લો. પૃ. ૪૫૮.

સંવત ચૌદ છેહોતરા મઝારિ આસુ માસ તૃતીયા રવિવાર,
કૃષ્ણપક્ષ વલી પુરવમાંહિ કથા કહી તેણિ ત્યાંહિ;
મહમદ્દશાહ મહિમુદ સુલતાન જામ સારસા નિં પટેલ રાણ,
કથા કહી મધુસૂદન વ્યાસ સાંભળતાં હોઈ બુદ્ધિપ્રકાશ.

આ ભાષા સંબંધી શંકા ઉઠાવવામાં આવી છે પણ પ્રતીકનો સંવત જાણવો જોઈએ એટલે એ ભાષા કેટલી જુની છે તેની ખબર પડે.

વગેરે નિયમોને યથાતથા ઘટાવીને પક્કડન્ત, 'ધગ્ગડા, 'તુરક્ક,' 'મલિક્ક,' 'ઇક્ક,' વગેરે તેમ જ સંયુક્તાક્ષરો વિષેના પ્રાકૃત નિયમોને પણ યથાતથા ઘટાવી મુગ્ગર, દુગ્ગ, ભગ્ગ વગેરે; તથા (મદ) ભીંભલ', 'સીંગણિ', 'દીદ્ધઉ', 'સાહગુ', 'બુલિઉ,' 'પણ્ડર', 'ધાયઉ,' 'હવઇ', અહિઠાણુ, વગેરે અપભ્રંશના શબ્દો તથા રૂપો; યથાતથા ઘટાવાતા અપભ્રંશના નિયમોને આધારે 'કુણિહિ' 'કહિંઈ', 'વસિવા', 'તેતઇ', 'ભુવનહતણી'. 'કિદ્ધિય', 'મહરિખિ', 'કિસિઉં', 'સિઉં', 'હાઉ' ઇત્યાદિનો વપરાશ પ્રચલિત દેખાય છે. પ્રબોધ ચિંતામણિમાં ફારસી શબ્દોનો વપરાશ નહિ જેવો છે. સંસ્કૃત શબ્દોનું કંઇક પ્રમાણ વિશેષ છે. દેશ્યશબ્દો પણ પ્રમાણમાં થોડા નથી. રણમલ્લછંદની ભાષા વીરરસને અનુકૂળ થડકતી અને વેગવતી છે, પ્રબોધચિંતામણિમાં ભાષાનું પોત લથડતું નથી. તેમ તે અતિસરળ પણ નથી, તેમ તે અતિકઠિન પણ નથી. કેટલાક 'હાદ્દસી', 'ધૂંબડિ', 'સંદોહય', 'વિદણુ', 'રેહડ', 'નિઝણુ', 'શણિમ', 'ધડધલ', ઇત્યાદિ તરત સમજી ન શકાય એવા શબ્દો તથા કેટલાક તિરિયાગતિ, (**स्त्रीगति**); ણીસેસ (**निःशेष**); વેસાનર (**वैश्वानर**); દીરઘ (**दीर्घ**) જેવા શબ્દોનો અતિ અપભ્રષ્ટ પ્રયોગ, તથા લોક પ્રચલિત રૂઢ વાક્યો **वानरहउनइ वीछीइ खाधु; चडिउ सींचाणउ चरडह हाथि; जुडउ मिलिउ जूआरी साथि**; તથા

> **धरटीपुर जिम थि धरणी कणह सवीखउ कन्तु,**
> **कहउ आलु' किम उगरइ? भरडी आणइ अन्त.**

જેવાં સરળ ભાષામાં દૃષ્ટાંતો મળી આવે છે. એકંદરે આ શતકની ભાષામાં સંસ્કૃત શબ્દોને અને વાક્યરચનાને પ્રાધાન્ય નથી. અપભ્રષ્ટ શબ્દો વિશેષ પ્રમાણમાં છે, અને કેટલાક તો એવા છે કે જે આગળ જતાં વપરાતા બંધ પડ્યા છે.[૧૯] અથવા તો આગળ જતાં તેઓ પાછા મૂળ રૂપમાં વપરાવા લાગ્યા છે.

---

૧૯ અન્તેઉરી. ઉવટ, ઠવઈ, ત્રિહુયણ, ખલકાય, રૂદ, મહુવાય, ટોટર, અરિહન્ત, દિણયર સઉકિ, રણવાઉલ. ભીંભલ, મહરિખિ, પસાઉ, વાજિયડાં, ઇત્યાદિ.

વસંતવિલાસને પણ આ શતકમાં મૂકીને ભાષાપરત્વે વિચાર કરીએ તો પણ રણમલ્લછંદ વગેરેની ભાષાથી આ ભાષા ભિન્ન નથી જણાતી, પ્રબોધપ્રકાશની પેઠે આ કાવ્યમાં પણ રણમલ્લછંદ કરતાં સંસ્કૃત શબ્દોનું પ્રાધાન્ય વિશેષ છે. તેમ **सोवन, आइस. दाहिण, मयण, कुहरिआ, दीहर, धणह, संपइ, सइरि, वालम्भ** વગેરે અપભ્રંશના શબ્દો તથા **अलविहिं, मरिहिं, कपूरहिं, जास, अभङ्गिगहि मोहरचु, तींचु, मेरइ, छोइ, मयणची, रतिह**, વગેરે શબ્દોમાં દેખાતા અપભ્રંશ પ્રત્યયો સ્પષ્ટ દેખાય છે. **भुजदण्ड, तिलकुसुमोपम, हिमशिखर, जंगममदनकृपाण** જેવા સમાસો અને **सहकार, मलयसमीर, अभिराम. केतकीदल, पथिक, अशा, वायस. भुजाङ्गम, कृपाण** જેવા સંસ્કૃત શબ્દોનો પ્રયોગ પણ પ્રચલિત છે. વખતે આ લેખક તથા કવિની ભાષા હોય તેથી આ શબ્દો દેખાય છે. પરન્તુ લોકમુખે બોલાતી ભાષામાં સંસ્કૃત શબ્દો અતિ ગૌણ ભાવે નહિ જેવા બોલાતા હશે.

સોળમા શતકની ભાષા.

સોળમા શતકની ભાષાના ઉદાહરણ તરીકે પ્રસિદ્ધ થયેલાં કાવ્યોમાં કાન્હડદે પ્રબંધ (સં. ૧૫૧૨); કાદમ્બરી, નળાખ્યાન (પ્રથમ), સીતાહરણ (સં. ૧૫૧૬) ભીમકૃત હરિલીલા (સં. ૧૫૪૧); ઉષાહરણ (સં. ૧૫૫૦); વિમલ પ્રબંધ (સં. ૧૫૬૮) વિગેરે મુખ્ય ગણી તેની ભાષા જોઈએ.

કાન્હડદે પ્રબંધની ભાષા રણમલ્લ છંદ જેવી વેગભરી થઈ શકી નથી. છતાં વીરરસને અનુકૂળ પોત નથી. એવું નથી સરળ છે કિલષ્ટ નથી. પ્રસાદ અને ઓજસ એ બે મુખ્ય છે.

વિરૂઈ વાત વરતેવા લાગી કલિ જગ કરઈ વિલાસ;
પ્રથવીતણું પીઠ મહેલી નઇ દેવ ગયા કૈલાસ.—૯૭
અલૂખાનિ એહવું ફરમાવ્યું મઠ રહાવુ સૂનઉ,
ડીલી ભણી ભૂત ચલાવઉ તિહાં કરેસિઉં ચૂનઉ—૯૮
લોહડતણી ફલક અણાવી વલી અણાવુ ગાડાં,
સોમનાથનું લિંગ ચડાવઉ આણી ઓઢાં આડાં.—૯૯
કાલા ભૂંછ તેડિઆ ભોઈ ગાડે લિંગ ચડાવિઉ,
આગલી ઘણી બોનરી ત્રિયલ ડીલી ભણી ચલાવિઉ.—૧૦૦
આગઈ રુદ્ર! ઘણઈ કોપાનલિ દૈત્ય સવે તિઈં બાલ્યા,
તિઈ પ્રથવીમાહિ પુણ્ય વરતાવીઉ દેવલોકિ ભય ટાલ્યા.—૧૦૧

— પ્રથમ ખંડ

સીતાહરણની ભાષા સરળ છે. કેટલીક વાર મિતાક્ષરી થઈ જાય છે.

રામ ભણઈ તું મોટું ભીંછ તનખિણુ મિલિયા વાનર રીછ,
સમુદ્ર ઊલંઘી, આ પેલાડિ, નહીં પુરુષ તું કેહનઈ પાડિ?—૪૨૪

સમુદ્રતણું તઈં બાંધિઉ નીર, તઈં ઉગાર્યા લક્ષ્મણ વીર,
તઈં જગતમાં કીધું કામ માગિ ન એક અનુપ ઈનામ;—૪૨૫

ભણઈ હનમન્ત 'તુહ્મ રામ, પૂર્ણ પુરુષોત્તમ હિ અહ્મ નામ,'
દીધું નામ, ચડિઉ અહંકાર, એક પુરુષ છઈ વન મઝારિ;—૪૨૬

તે પૂછી નઈ આવુ તુહ્મે કઈ ઈનામ તુ દેસ્યું અહ્મે,
વેગિ કરી હનમન્ત ગયુ કરજોડી નઈ ઊભુ રહ્યુ.—૪૨૭

(ધરશે) उत्सव નું उच्छव (ઓચ્છવ); प्रथम નું पहिलुं; प्रविशति નું पइसइ (પેસે); उपविशति નું वइसइ (બેસે), अभिज्ञान નું अहिनाण (એંધાણ) વગેરે સંક્રાંતિ કાળનાં રૂપો મળે છે.

સંસ્કૃત ભાષાની વાક્યરચનાને મળતી વાક્યરચનાઓ સમયમાં વિશેષ પ્રમાણમાં દેખાય છે. तुठउ दशरथ राउ (दशरथः राजा तुष्टः) જેવી રચના અદ્યાપિ પણ પ્રવર્તમાન છે પરન્તુ મૂળ ભેદમાં વપરાતાં ભૂતકૃદન્તોનો વપરાશ સહભેદ ભૂતકૃદન્ત જેવો દેખાય છે. दीठा रिखि जपतवि वइठा એ વાક્યમાં સંસ્કૃતમાં दीठातु दृष्टः અને दृष्टवान् સમરૂપ છે* ત્યારે આ સમયમાં અને ત્યાર પછી दृष्टः ને બદલે 'દેખાયો' અને दृष्टवान् ને સ્થળે दीठो વપરાતાં થયાં. અને મૂળ दृष्टः નો કર્તા તે કર્મ તરીકે બીજી વિભક્તિમાં વપરાતો થયો. "હું વંચ્યું ગોવિંદ" એ अहं गोविंदेन वंचितः ને અનુસરીને વાક્ય રચના છે. આધુનિક રીતિએ 'ગોવિંદે મને વંચ્યો' એમ 'હું' દ્વિતીયામાં મૂકાય.સતીસપ્તમી ને અનુસરતી रामचंद्रने लक्ष्मण ऊभां भरथराज सिऊं दीधुः रामरोक्रन्तां रोयुं वन વગેરે વાક્ય રચનાઓ મળે છે. राक्षस जइ जणाव्या (गत्वा राक्षसाः ज्ञापिताः) એ વાક્ય રચના આ સમયમાં છે. જ્યારે આધુનિક એટલે એ સમય પછીની વાક્યરચના પ્રમાણે રાક્ષસ ને જઈને जणाव्युं એમ ભાવે પ્રયોગ સંભવે છે.

વિશેષણને નામની પેઠે પ્રત્યયો કેટલીકવાર આ સૈકામાં લગાડવામાં આવે છે तेणइ काजि. पणिवरि. केणीवरि. વગેરે પણ આ પ્રથા પ્રચલિત નથી (ભાલણે 'કાચિ ઘટિ,' 'અસંખ્યાતાં પત્ર' એવા કાદમ્બરીમાં વપરાશ કરી કેટલીક વાર વિશેષણોને પણ વિભક્તિ લગાડી દીધી છે. પરન્તુ એ અસર મૂળ સંસ્કૃત ભાષાને લીધે આવી ગઈ હશે. આ રીતિ હમણાં તેમ જ સોળમા અને સત્તરમા અને પછીના શતકોમાં અતિ વિરલ છે.) ×

---

* जपतपसी-उपविष्टः ऋषयः दृष्टा. અથવા जपतपसी उपविष्टान् ऋषीन् दृष्टवान्।

× નરસિંહ મહેતાની ભાષાનો નમુનો લઈએ તો પણ તેમાં સરળતા, શબ્દમાધુર્ય, શબ્દલાલિત્ય અને કેટલીક વાર સંસ્કૃત શબ્દપ્રાચુર્ય દેખાય છે. નરસિંહની ભાલણ પર અસર નથી એટલે નરસિંહે જે ભાષાનું પોત સુધાર્યું છે તેનું માન નરસિંહને છે અને ભાલણે જે ભાષાસમૃદ્ધિ કરી છે તેનું માન ભાલણને જ મળવું જોઈએ એ કાદમ્બરી તથા નળાખ્યાન વગેરે ગ્રંથો જોતાં જણાશે. નરસિંહની ભાષા આધુનિક સ્વરૂપ પામી છે છતાં તેનું પોત કેવું છે તે સમજવું કઠિન નથી. "જસોદા તારા કાનુડાને સાદ કરીને વારજે" "પ્રભાત જાણી પંખીડાં ઉડયાં" ઈત્યાદિમાં દેખાતી સરળતા અને માધુર્ય; અઓરસો બાહોડલી સાહડું, ભામણલડાં, કાંચલડી, આંગણડે, લહેકતો, બહેકતો જેવા શબ્દો તથા 'નેણ લોભાણું'; 'કેસરભીના', જેવા વિરલ પણ મધુર સમાસો દેખાય છે. સંસ્કૃત શબ્દોથી પ્રૌઢતા આણી છે

સરોજ સલોમલ સુંદરી માલતીની પેરે મુકુંદ
ભ્રમર થઈ પિયુ સેજને સુધારસ ગોકુલચંદ.

**ભાલણની ભાષા.**

આ પ્રકારની ભાલણપૂર્વેની અને સમકાલીન ભાષાની સ્થિતિ છે. ભાલણે એ સ્થિતિમાં કેટલું નવું ઉમેર્યું, વિકૃત કેટલું સુધાર્યું અને કેટલું પડતું મૂક્યું તે વિચારી જોવાનું રહે છે.

ભાષા સમૃદ્ધિ કરવામાં નવીન પણ સરળતાથી સમજી શકાય એવા શબ્દો; નવી વાક્યરચનાઓ; રસ અને ભાવાનુકૂળ શબ્દસંયોજન અને વાક્યસંગઠન ખાસ આવશ્યક છે. શ્રીધરના રણમલ્લ છંદમાં તથા પદ્મનાભના કાન્હડદે પ્રબંધમાં ફારસી શબ્દોનો પ્રવેશ થવા માંડ્યો છે પણ ભાલણે એ પ્રતિ દુર્લક્ષ કરી સંસ્કૃત શબ્દો અને સંસ્કૃત સમાસોનું પૂર વધારી દીધું છે અને ભાષાને સંસ્કારી કરી દીધી. વૈભવ, શણગાર, ભાષણ, દૃષ્ટાંત, નયન, ધૂર્ત, તપ, શિશુ, સાગર, આખ્યાન, અંક, શિર, શશી, સ્નાન વગેરે અનેક પ્રચલિત શબ્દો ઉપરાંત દીર્ઘિકા, વિકચ, મૃણાલ, કુંદન, ગલિત, દ્વિજપતિ, ચરણત્રાણ, પ્રાકૃત, (સામાન્ય જન), અભિધાન, સંનિધાન વગેરે નવા સંસ્કૃત ભાષાના શબ્દો અનનારી [20]પ્રકાર (ઉપાય); માન (પ્રમાણ), સમય (સંકેત); સભા (સ્થળ), સુધ (ખબર; પચાવ્યું (સાંધ્યું); વગેરે અપ્રચલિત અર્થમાં શબ્દો પ્રયોજ્યા છે. 'ઓછાયું', 'ભોડ' થાકવું, ભૂકવું, વગેરે શબ્દો દેશ્ય શબ્દો ઉપરથી પણ ભાલણે પ્રયોજ્યા છે

ભાલણના સમયના અપર કાવ્યોમાં સમાસો છૂટથી વપરાયલા દેખાતા નથી. **तिहुयणधणी, अमृतकुण्ड, महातनया, चित्रशालि, अमरपुरि, श्वासोच्छ्वास** જેવા નાનકડા સમાસો મળે છે. પરંતુ અર્થ ક્લિષ્ટ ન થાય તેવી રીતે ભાલણે **गुरुपद-पंकज, तालमयसकलअर्थपदबंधे, पुण्यश्लोककथाप्रेम, निजभुजबळ** વગેરે સંસ્કૃત શબ્દોથી યુક્ત સમાસો ઘડી અપભ્રષ્ટ શબ્દોનો તથા તે સાથે સંસ્કૃત શબ્દો યોજીને પણ સમાસો વાપર્યા છે **काचकर्परे, मूरखजनमोह, हंसपीछतळाइ, गुणमो-सीकळ, संदेहकादव, रोळावछोहो, चीरकरडयां, स्वरामृत** વગેરે અપભ્રંશ વપરાતા દેખાય છે. વળી **अणजाणे, अणतेडयो, अणआथमने, अणपीठे, अणबोली** જેવા નઞ્ સમાસો પણ વપરાય છે

---

સુરત સાધના સમયથી ગણિની હવે કોઈ કહાકરી
ઉદિત થઈ ત્યાં ભાનુની કાન્ત પિયુની પરહરી.
મુગ્ધાનયની કરે પરકર્મ મોહિની પિયુ મન હરે,
અતિ નિકટ નાગર નાગરી વિવિધ વનક્રીડા કરે. પદ ૯ ચા. પો

૨૦ નળાખ્યાનમાં:-તે દુઃખ દેવાનો નવ ભેદ કરતાં કોઈ પ્રકાર—કડવું ૩.
હીરા લોકમાં એક રત્ન છે રૂપે શું કહું માન.—કડવું ૫.
ઘરે બે નળગય તે તો ચંદ્રમાનું માન—કડવું ૭,
એવો સમય સુણી નળ વરસે માથી શીખને વેગે પડ્યો—કડવું. ૧૧.
સભા આવી ધરાતળે તત્ર સુતાં દુર્બળ દેહ—કડવું ૧૫; તથા. શોધ્યો સઘળે સભાનો ઠામ—કડવું ૨૧.
જે નળની સુધ લાવે.—કડવું ૨૯.
જે છે તે કહેવા રહ્યો નળનું પચાવ્યું તે ઉત્તર—કડવું ૩૧.

આ પ્રમાણે મૂળ સંસ્કૃત શબ્દોનું પૂર વધવાને લીધે ભાલણનાં કાવ્યોમાં **વલકાક, લીસોટ્ટૂ, નિટોલ** જેવા શબ્દો દેખાતા નથી. પ્રચારમાં આવવાથી વિકૃત થયેલા શબ્દો જેનો ભાષામાં વારેવારે ઉપયોગ કરવો પડે છે તેવા અતિસાધારણ શબ્દો વિયુક્તસ્વરોની સંયુક્ત સ્થિતિમાં ભાલણે વાપર્યા છે. એટલે બીહુ, આવયુ, મેહલ્યું, પિહિર્યું, આગલિ, પાખે, બીશી, પરવર્યું, પાગ; દેઇ, ઊતર્યા, ઘાતું, પૂછે, પીહર, કેયો, ઓધાણુ, ખેવ, ઉપાઈ, નિનાણુ, કુંઅર, સપરાણો, નીરો, વગુતા, એવડી, થોડી વગેરે શબ્દોનો પ્રચાર પગલે પગલે મળે છે.[21]

શબ્દોમાં ભાલણે માધુર્ય અને લલિત્ય જાણે રેડ્યું હોય તેમ એણે વાપરેલા શબ્દોથી જણાય છે અને તેથી ભાલણે ભાષામાં મીઠાશ વધારી દીધી હોય એવું ભાન થાય છેઃ

ઉભી રહેરે આહિરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખડીને મેં ઓળખીરે અવર નહિ કોની તોલ – ઉભી.
મારગે છોડી અંબોડલોરે હીંડતી મોડ મોડ,
સામું જોઇને ચાલીએ પંથ આવડો શાનો શોર! ઉભી.
સતી ન સામું ભાળીએરે નીચું જોઇને ચાલ,
પર પુરુષથી વેગળી રહે તેની આંખડલીમાં નહિ માલ--ઉભી

તેમ જ,

મારા સમ જો માધવ જોજો મુજને હાથ અડાડોરે,
જેવા છો તેવા ઓળખ્યા ફોકટ ભોમે પાડોરે;
વહાલા વેગળા રહો આળ ન કીજે આજ,—વહાલા.

૨૧ જેનાં પૂર્વ રૂપો પંદરમા શતકનાં કાવ્યોમાં તથા સોળમા શતકના પણું કોઇ કોઈ કાવ્યમાં દેખાય છેઃ એટલે બઈહું, આઈઉ, બઈસી, ઘહુઈ, પૂછઈ, પીયહર, કેહ્યઉ, અહિનાણુ, ઈત્યાદિ.

ભીમની હરિલીલા જે કાદમ્બરી પછી રચાઈ તેમાં પણ કેટલાક વચિત્ર શબ્દપ્રયોગો મળે છે. 'ભોસ્યોસ', 'કલોરા' જેવા ભાલણે પ્રયોગો કર્યાં નથી. 'તેહ દેખીનઈ બીહનુ રાજ્ઞ વિરમયમાન'માં વિરમયમાન જેવો પ્રયોગ તથા કર્ણને અરુચિકર થઇ પડે તેવો વિભક્તિપ્રત્યય અને મૂળશબ્દનો વિશ્લેષ "ધ્યાન તણું ગોપાલ, પૂજા રહિતતણી અનાથ, નામ ન જાણઈ તણું મુરારિ, જાણે નગરતણું ગંધર્વ ઈત્યાદિ ભાલણમાં નથી. શુક્તિને બદલે શુક્તિ, આત્માને બદલે આતમા તત્ક્ષણે ને બદલે તતક્ષણિ, વ્યતિરેકને બદલે વિતરેક, હર્ષિતને બદલે હરષિત, ઉત્પત્તિ ને બદલે ઉતપતિ જેવા વિશ્લેષો ભાલણમાં નથી. ભીમ સંસ્કૃત શબ્દો વાપરવા જાય છે પરન્તુ કેટલીક વાર તે ભાષાને કલિષ્ટ કરી નાખે છે. સુખદુઃખ છિન્નભિન્ન મતભ્રમ અંતઃકરણ તણું એ ધર્મ, 'ઘટઘટ પ્રતિ જૂજૂઉ નરેન્દ્ર એક અનેકિ યથા જલિચંદ્ર' જેવાં વાક્યો ભાલણમાં નથી. પૂર્વગત કવિઓ કરતાં ભાલણે કંઈક નવું તેમ, નવું રૂપ, નવું ચૈતન્ય, કંઇક સંસ્કારિતા, નવો શબ્દભંડાર તથા પ્રચલિત શબ્દોના અવનવા સંયોગો તથા સંબંધ બાંધી લાવણ્ય, માધુર્ય અને ભાવાનુકૂળતા વિશેષ આણ્યાં છે.

રસાનુકૂળ ભાષાનું પોત ભાલણે રાખવામાં વિજય મેળવ્યો છે કરુણ, વીર, શૃંગાર વગેરે રસને અનુકૂળ શબ્દ સંકલના અને વાક્યરચના કરી છે તે તે રસનાં પૂર્વે આપેલાં દૃષ્ટાંતો પરથી સ્પષ્ટ થશે. પરન્તુ ભાલણે ભાષામાં વેગ આણવાની નવી રીતિ પ્રયોજી છે. એમાં વાક્યો બબ્બે શબ્દનાં અને પ્રાસાન્ત યોજ્યાં છે તથા શબ્દોની સંકલના પણ એક બીજાના ઉચ્ચાર ને અનુકૂળ કરી છે. એથી શ્રીધરની માફક થડકતા શબ્દો, તથા જોડાક્ષરોનું વિપુલ પ્રમાણ આણવું પડયું નથી.

હંસવાણી, હદે આણી, પ્રાણ પરવશ થયો ઘણું.
ભૂખ ભાગી, પ્રીત લાગી, જાગી તો મન સણમણું.
દુઃખ ધરવું, સહી એ મરવું, કરવું કાંઈ સૂઝે નહિ,
ઇન્દુ બાળે, દેહ ગાળે, ટાળે તે સુકે કહી?

પ્ર૦ નળાખ્યાન કડવું. ૮.

તજી ક્રીડા, કરિ ક્રીડા અપ્સરાનિ અગમ્ય.
નયન તાડિ, પાશિ પાડિ, રમાડિ જે રંગ,
કોકરીતિ, મનપ્રીતિ, કામ છીતિ રંગ.
કટાક્ષ નિરખિ, રાયહરખિ, સરખિ સરખી જોડ;
કંકણ છૂટિ, હાર ત્રૂટિ, ખુટિ નહિ મન કોડ;
હદિ ભીડિ, ઉરજ પીડિ નેહ શું નરનારિ,
દંત મંડિ, અધરખંડિ, સુરત શું નૃતકાર
નયન મીંચિ, અમી સીંચિ, જાણીઇ નહિ સિદ્ધિ.
સુખ જાણી, મોહ આણિ રાંકની શું રિદ્ધિ.
ભરી જાય, એક થાય, વૃક્ષ શું જમ વેલિ,
લાજ ભાગિ, લિપ લાગિ, બંધિ જાણી એલિ.

કાદમ્બરી પૃ. ૩૬. (વધુ માટે પૃ. ૩૩ ૩૮ ઇ.)

અલંકારો યોજી ભાષાને ગૌરવવંતી સુહામણી કરી છે. આમ કરવામાં કેટલીક વાર મૂળના અને કેટલીકવાર સ્વયંરચિત અલંકારો ભાલણે ભાષામાં ઉતાર્યા છે. મૂળના અલંકારો ઉતારવામાં ભાષાની સ્વાભાવિકતા ન ખોતાં ગૌરવ વધાર્યું છે. આ અલંકારિકતા પુરોગામી કે સમકાલીન કવિઓમાં નહિ જેવી છે.

અગસ્ત જ્યારાં ઉદધિ પીધો તાંહાં શશી શે ન વર્જ્યો?
મંદાચલ પડ્યો, તવારાં પૂરણ કાં ભાઇ! નવે કર્યો?
પૂછિ, સખી! જાઇ ઇન્દુને એ વિદ્યા તેં કોથી ભણી?
ઉદધિ મહા વડવાનલથી કે શિવગલાના વિષતણી!
હાર અહી કેટે કામિની ગુણવંત છે, તુને નવ ધરે;
પરનારના બે પયોધર શું, સ્પર્શ કરે છે શા મટે?

( અનુસંધાન પૃ. ૫૭૯ )

# મા અને દીકરો

ઉમેદલાલ મણિયાર

જમણ પતી ગયું. જમવામાં બાકી માત્ર પુરુષો જ રહ્યા હતા. બીડી પીતાં પીતાં અમે ગપ્પાં મારતા હતા. અણધાર્યા વારસા અને વિચિત્ર રીતે આવી પડતા પૈસા વિશે વાતો ચાલતી હતી, એવામાં એક વખતનો આદર્શ શિક્ષક અને અત્યારનો આદર્શ વકીલ મ. સુમન્ત બોલ્યો. અત્યંત કરુણાજનક સંજોગો વચ્ચે એક વારસ ગુમ થઈ ગયો છે એનો મારે પત્તો મેળવવાનો છે. જીવનની એક સાદી છતાં ભયંકર વાત જેવી એક વાત છે—જે વસ્તુ બને છે અને બનશે—અને છતાંય એના કરતાં વધારે કરુણાજનક કિસ્સો મારી જાણમાં નથી. આટલી જ વાત

લગભગ છ મહિના પહેલાં મને એક બાઈએ બોલાવ્યો. બાઈ મરવા પડી હતી એને મને કહ્યું, 'સાહેબ મારે તમને એક વાત કરવાની છે વાત બહુ અઘરી અને ખાનગી છે. એ વાત મને ખૂબ પીડી રહી છે. સામે ટેબલ પર મારું વીલ પડ્યું છે એ જુઓ. તમે નીષ્ફળ થાઓ તો પાંચ હજાર અને સફળ થાઓ તો દશ હજારની રકમ એમાં તમારી ફી તરીકે લખી રાખી છે. મારા મૃત્યુ પછી તમે મારો દીકરો શોધી કાઢો એ મારી ઇચ્છા છે.'

એના ગળામાં ઘરર ઘરર અવાજ થવા લાગ્યો. એનો સાદ વારે વારે તૂટી જતો હતો અને હાંફ ચડતી હતી. પોતે સરખી રીતે બોલી શકે એ માટે પથારીમાંથી ઉઠાડવા મને કહ્યું.

હું કોઈ બહુ જ પૈસાદાર માણસના ઘરમાં છુ એમ મને જોતાં લાગ્યું. એ બાઈએ આગળ ચલાવ્યું.

'મારી ભયંકર વાત સાંભળનાર તમે પહેલા જ છો. હું એ પૂરી કહેવા જેટલી શક્તિ ટકાવી રાખવા પ્રયત્ન કરીશ. મારે તમને બધું કહેવું જોઈએ. હું જાણું છુ કે તમે બહુ જ માયાળુ સ્વભાવના છો, બહુ જ કુશળ વ્યવહારુ માણસ છો એટલે મારી વાત સાંભળી તમારાથી બનતું મારા માટે કરશો જ. સાંભળજો ત્યારે.

મારાં લગ્ન પહેલાં હું એક માણસને ચાહતી હતી પણ એ ધનવાન નહોતો. એટલે

મારાં માબાપે લગ્ન કરવા મંજુરી ન આપી. થોડા જ વખત પછી હું એક પૈસાદાર જોડે પરણી—નાની છોકરીઓ જેમ પરણે છે તેમ–આજ્ઞાંકિતપણાથી અજ્ઞાનથી અને વગર વિચાર્યે.

મને એક છોકરું થયું, એક દીકરો. થોડા વરસ પછી મારો ધણી મરી ગયો.

હું જેને ચાહતી હતી એ પણ વખત આવ્યે પરણી ગયો હતો. જ્યારે એને મારા વૈધવ્યની ખબર પડી ત્યારે પોતે મને પરણવા સ્વતંત્ર રહયો નથી એ જાણી દુઃખના ભારે કચડાઇ ગયો. મને મળવા આવ્યો ત્યારે એ પોકે પોકે રોયો. મને તો એ જોઇ કાંઇ કાંઇ થઇ જતું હતું પહેલાં તો એ મિત્રભાવે મને મળવા આવતો, પણ, ખરી રીતે મારે એને મળવું જ જોઇતું નહતું. પણ હું શુ કરું ? હુ એકલી થઇ ગઇ હતી, દુઃખી અને નિરાશ. મને એના માટે પ્રેમ હતો. અમ બૈરાઓને કેટલીકવાર કેવાં કેવાં વેઠવાં પડે છે !

મારાં માબાપ પણ મરી ગયાં હતાં એટલે દુનિયામાં મારે એના સિવાય બીજું કોઇ નહતું. એ વારંવાર મને મળવા આવતો, આખી સાંજ એ મારી સાથે ગાળતો. એ પરણેલો છે એ જોઇ મારે એને એટલી બધી વાર આવવા નહોતો દેવો જોઇતો, પણ એને આવતો બંધ કરવા જેટલું મારામાં સંકલ્પબળ નહતું.

પછી શું થયું એ હું કઇ રીતે કહી શકું ? એ મારો પ્રિયતમ બન્યો. આ કેમ બન્યું ? હું કઇ રીતે સમજાવી શકું ? કોઇએ એવી વાતો સમજાવવાની શકિત ધરાવે છે ? જ્યારે બે હૃદયો પ્રેમના પૂર વેગથી એકમીજા પ્રત્યે ખેંચાતા હોય ત્યારે એ સિવાય બીજું શું બને ? તમે, સાહેબ, એમ માનો છો કે એના સામે થવું એ આપણા હાથની વાત છે ? તમે એમ માનો છો કે સદા માટે આપણે એ લંબાવ્યા રાખીએ અને પ્રાર્થના, વિનંતિ, આંસુ, લાગણીભર્યાં શબ્દો, ઘુંટણ પર પડી કરેલી લાચારીઓ કરતા માણસ સામે થઇ શકીએ ?—કે જે માણસની નાનામાં નાની ઇચ્છા સંતોષવા આપણે તત્પર હોઇએ, જે માણસને આપણે બને એટલું બધું જ સુખ આપવા ઉત્સુક હોઇએ; એ માણસને દુનિયાની ખોટી શરમ રાખી હતાશ કરીએ ? એ માટે કેટલું બળ જોઇએ ? કેટલો સુખત્યાગ, કેટલો આત્મત્યાગ, કેટલો સ્વાર્થ ?

ટુંકામાં હું એની થઇ. હું સુખી હતી અને બાર વરસ સુધી સુખી રહી. હું એની પત્નીની મિત્ર બની આ મારી મોટામાં મોટી નિર્બળતા અને બાયલાપણું.

અમે સાથે મળી મારો દીકરો ઉછેર્યો. એ છોકરામાંથી મોટો થતાં થતાં માણસ થયો, પુરેપુરો, બુદ્ધિમાન, ટેકીલો અને ઉચ્ચ વિચારવાળો એ સત્તર વરસનો થયો.

મારી માફક મારો દીકરો પણ એનો એટલો જ ટેવાયો હતો કારણ કે એ એ છોકરાને 'દોસ્ત' કહેતો અને એની સાથે બહુ જ માનપૂર્વક વર્તતો. મારો દીકરો એને પોતાની માના એક જુના સ્નેહી તરીકે અને તેથી પિતાતુલ્ય ગણતો અને શિક્ષક અને રક્ષક તરીકે માન્ય રાખતો. એ સંબંધ હું શી રીતે વર્ણવું ?

મારો દીકરો કોઈ દિવસ કાંઈ સવાલ ન કરતો એનું કારણ એ હતું કે એ એને પોતાની અને મારી સાથે ઘરમાં જોવાને ઠેઠ નાનપણથી ટેવાઈ ગયો હતો.

એક સાંજે અમે ત્રણ સાથે જમવાનાં હતાં. (ઉત્સવના દિવસો હતા) અને હું બન્નેની રાહ જોતી, કોણ વહેલું આવશે એ વિચારતી ઊભી હતી. ત્યાં દરવાજો ખુલ્યો. એ તો મારો મિત્ર! હું લાંબા હાથ કરી એના તરફ ગઈ અને એણે મને હોઠવતી મારા હોઠ ઉપર એક ચુંબન કર્યું. એકાએક એક અવાજથી, માંડ સાંભળી શકાય એવા પગરવથી અમે તરત પાછું વાળી જોયું તો અમારી સામે તાકીને જોઈ રહેલો મારો દીકરો પૂતળા માફક ઊભો હતો!

દિલ ફાડી નાખતી ગુંચવાડાની એ ક્ષણ હતી. હું પાછી ખમી ગઈ અને જાણે વિનંતિ કરતી હોઉં એમ મારા હાથ એની તરફ મેં લંબાવ્યા. પણ ત્યાર પછી એ દેખાયો જ નહિ.

અમે એકમેક સામે મોં કરી ઊભાં. એક શબ્દ પણ બોલવાની અમારામાં શક્તિ હતી નહિ. હું આરામ ખુરશીમાં પડી અને રાતના અંધારામાં હમેશ માટે અદૃશ્ય થઈ જવાની મને એક અસ્પષ્ટ અને પ્રબળ ઇચ્છા થઈ આવી. ત્યાર પછી મારા ગળાને હચમચાવી નાખે એવાં ડુસકાં મને આવવા માંડયા. હું રડી. મારા હૃદયના કકડેકકડા થઈ જતા હતા. મારા તંતુએ તંતુ આ દુર્દૈવના ભાનથી અને આવા વખતે આવા કૃત્યથી એક માતાને જે ભયંકર શરમ લાગે એના ભાનથી ખેંચાઈ ટુકડા થતા હતા.

એ મારી સામે પવિત્ર ભાવે જોઈ રહ્યો. છોકરો હમણાં પાછો ફરે એ બીકે એણે મારી નજીક આવવા અથવા તો મને અડકવા મન ન કર્યું. અન્તે એ બોલ્યો, 'હું એની પાછળ જાઉં છું. હું એને વાત કરીશ, સમજાવીશ, ટુંકામાં, મારે એને મળવું જોઈએ અને કહેવું જોઈએ કે—'

અને એ પણ દોડી ગયો. હું રાહ જોતી રહી. અપૂર્વ ભયની લાગણીથી મારું હૃદય ભરાઈ આવ્યું એની વેદના શરૂ થઈ કે મોટામાં મોટા ગુનેગારને પણ એવું થાય એમ હું ઇચ્છું નહિ મારો દીકરો ગયો! એ શું કરતો હશે!

લગભગ મધરાતે મારા મિત્ર તરફથી એક ચિઠ્ઠી આવી. એમાં જે લખ્યું હતું એ મને હજી યે મોઢે છે. 'તમારો દીકરો આવ્યો? મને એ મળ્યો નથી. હું અહીં નીચે છું, અત્યારે ઉપર આવીશ નહિ.' મેં એ જ કાગળ પર પેનસીલથી લખ્યું 'એ આવ્યો નથી. તમારે જઈ એને શોધી લાવવો જોઈએ.'

અને હું આખી રાત એની રાહ જોતી આરામખુરશીમાં પડી રહી. મને લાગ્યું કે હું ઘેલી થઈ જતી હતી. જોરથી આમતેમ દોડવા, જમીનપર આળોટવા મને ઇચ્છા આવતી અને છતાં હું ખસતી સરખી પણ નહિ. કલાકોના કલાક સુધી રાહ જોતી બેસી રહી. શું થવા બેઠું હતું! મેં કલ્પના, અટકળ કરવા પ્રયત્ન કર્યા. મારા પ્રયત્ન છતાં, આકરી યાતના છતાં હું કાંઈ વિચારી જ શકી નહિ.

અને હવે મને બીક લાગવા માંડી કે કદાચ એ બેય સામસામા મળે તો શું કરે? તો મારો દીકરો શું કરે? ભયંકર શંકાઓથી, કલ્પનાઓથી મારૂં મન વ્યગ્ર બન્યું.

હું શું કહેવા માગું છું એ આપ સમજો છો, ખરૂં ના?

હું ગાંડી થઇ ગઇ હોઇશ એમ સ્વાભાવિક રીતે માની, કાંઇ સમજ ન પડવાથી મારી કામવાળી વારે વારે આવતી અને જતી. હું એને એકાદ શબ્દ- કે ઇશારાથી બહાર કાઢી મુકતી. એ ડોકટરને બોલાવી લાવી.

મને પથારીમાં સુવાડી. મને મગજમાં ગરમી થઇ આવી. લાંબી માંદગીને અન્તે જ્યારે મને ચેતના આવી ત્યારે મારી પથારી પાસે મેં એકલા મારા મિત્રને બેઠેલો જોયો. હું બોલી ઊઠી, 'મારો દીકરો ક્યાં છે?' એ બોલ્યો, 'હું ખાત્રીથી કહું છું કે એને શોધવામાં મેં બધા પ્રયત્નો કર્યા છે છતાં હું નિષ્ફળ થયો છું.'

ત્યાર પછી એકદમ અત્યંત આવેગમાં આવી જઇ ગુસ્સે થઇ—કારણ કે સ્ત્રીઓ એવા અકારણ અને અવિચારી ગુસ્સાના આવેશમાં આવી જાય છે—મેં કહ્યું, 'તો જ્યાં સુધી એને શોધી ન લાવો ત્યાંસુધી તમને મારી પાસે આવવાની કે મને મળવા આવવાની મનાઇ કરું છું. જાઓ, ચાલ્યા જાઓ!'

એ ચાલ્યો ગયો.

ત્યાર પછી, સાહેબ, મેં એ બેમાંથી એકે યને જોયો નથી અને વીસ વરસ થયાં આમ જીવ્યા કરું છું.

આ બધાનો અર્થ શું એ આપ સમજો છો? આપ આ રાક્ષસી સજા, આ માતૃહૃદયની ધીમી અનન્ત વેદના કલ્પી શકો છો? અનન્તકાળ સુધી રાહ જોવાનો આપ અર્થ સમજો છો? અનન્ત કહ્યું, ખરૂં ના? ના. એનો હવે અન્ત આવશે કારણ કે હવે હું મરવા પડી છું. બેમાંથી એકેયને જોયા વિના હું મરવાની।

એ—જે માણસને હું ચાહું છું એ–મને આજ વીસ વર્ષ થયાં દરરોજ કાગળ લખ્યા કરે છે અને મેં-મેં એને મળવાની કોઈ દિવસ છુટ આપી નથી. એક સેકંડ માટે પણ નહિ કારણ કે મને એક વિચિત્ર વિચાર આવતો કે ધારો કે એ આવે અને એજ વખતે મારો દિકરો આવે તો!, અરે! મારો દીકરો! મારો દીકરો રે! એ મરી ગયો હશે? જીવતો હશે? એ ક્યાં સંતાઇ બેઠો છે? કદાચ ત્યાં દૂરદૂર દરિયાની પેલી પાર અજાણ્યા દેશમાં કે જેનું નામ પણ મેં સાંભળ્યું નહિ હોય ત્યાં બેઠો હશે. એ મને કોઇ વખત સંભારતો હશે? અરેરે! એ બસ આટલું જાણતો હોત તો! છોકરાં કેટલાં ક્રૂર હોય છે! એ મને આમ નાની વયમાં મૂકી ચાલી ગયો ત્યારે મારે આજ સુધીમાં શું શું સહન કરવું પડયું હશે એનો એને ખ્યાલ હશે? હવે તો હું મરવા પડી–હું એની મા, જે એને માના પ્રબળ પ્રેમથી ચાહતી હતી એ મા. અરે! આ ક્રૂર નથી, હેં, ક્રૂર?

સાહેબ, તમે એને આ બધું કહેજો. કહેશો ના? મારા છેલ્લા શબ્દો એને કહેજો, 'દીકરા, મારા લાડકા, સ્ત્રીઓ તરફ ઓછો ક્રૂર થજે. સ્ત્રીઓ માટે જીવન અને દુનિયા ક્રૂર અને જંગલી તો છે જ, મારા દીકરા, એને ક્ષમા કરજે. એને ચાહજે. હવે તો એ મરી ગઈ. સ્ત્રીને ભયંકરમાં ભયંકર યાતનાઓ જે મળ થાય તે એ ભોગવી મરી ગઈ.'

આટલું બોલી એ શ્વાસ માટે તરફડવા લાગી. એના છેલ્લા શબ્દો જાણે એનો દીકરો પાસે જ ઊભો હોય એમ એ બોલી હતી. ત્યાર પછી એ બોલી, 'તમે એને એટલું કહેજો, સાહેબ, કે એ ત્યાર પછી કોઈ દિવસ—એને મળી ન હતી.'

પછી એ બોલતી બંધ થઈ અને ખાંસ્યા ઘૂંટ્યા સાટે ફરી બોલી, 'હવે તમે જાઓ. હું વિનતિ કરું છું. એ બેમાંથી તો કોઈ મારી પાસે છે નહિ એટલે મારે એકલાં જ મરવું છે.'

મિ. બુમન્ડ બોલ્યો, 'હું ઘર છોડી આવતો થયો. હું છોકરાંની માફક જોસથી રડતો હતો, એટલા જોસથી કે મારા ગાડીવાળાએ પાછા વળી મારા સામું જોઈ લીધું.

અને જુઓને, આવા કિસ્સા તો ચોક્કસ દુનિયામાં આપણી આસપાસ દરરોજ બન્યા કરે છે. મને એ છોકરો હજી મળ્યો નથી—એ છોકરો, ભલે તમે એને ગમે તે નામે બોલાવો પણ હું તો એને ગુનેગાર છોકરો કહીશ.' *

* મૂળ લેખક મોપાસાં

## યૌવન

( શાર્દૂલવિક્રીડિત )

કૂલે યૌવનરેલથી મદતણા ભેલા તરંગે નદી,
ને તોડે અવિવેકથી તટમથી મર્યાદ ઉચ્છૃંખલા;
ના આવું કરતાં વનો ઉપવનો ફૂલે વસંતે છતાં,-
પુષ્પો સુંદર ને સુવાસિત, સ્મિતે કૈં રંગ પાવિત્ર્યના,
આનંદે વિકસાવતાં લહરતાં એ રૂડલા યૌવને.

પૂજાલાલ

# ચાર ચિતાની વચ્ચે

ધનસુખલાલ મહેતા

પાત્રો

વિપિન : બી. એ. કલાસમાં ભણતો યુવાન.
મંગળા : તેની મા.
સેવકલાલ : તેના નાના.
વેણીગવરી : તેની નાની.
ડાહીકાકી : તેના મોસાળ પક્ષની એક વિધવા.
નરહરરામ : તેના કાકા.
પ્રેમકોર : તેની કાકી.
નિર્મળા : તેની મોટી બહેન.
તરલા : તેની નાની બહેન.
વીરેન્દ્ર : તેનો નાનો ભાઈ.
અનુભાઈ : વૃદ્ધ નહિ છતાં બધાના વડીલ.
રામશંકર : મંજુબહેનની છોકરી તનુ તરફના ગોર.
ત્રિપુરાશંકર: દિનમણીશંકરની છોકરી પુષ્પા તરફના ગોર.
બલવંત : મનસુખરામની પ્રિયંવદા અને શોભારામની લીલી બંને તરફના ગોર.

(એક ખંડ: જાજમ અને ત્રણેક તકીયા: બેત્રણ તાડછાના પંખા: દરેક મંડળમાં દાદા થઇ પડે તેવા, નહિ વૃદ્ધ—નહિ જુવાન એવા અનુભાઈ એક તકીએ અઢેલી બેઠા છે. સહેજ છેટે મંગળા બેઠી છે. બીજી બાજુ વિપિન, નિર્મળા વીરેન્દ્ર અને તરલા બેઠાં છે.)

અનુભાઇ : મંગળા! હજી કોઇ આવ્યું કેમ નહિ? બારણે દસ વાગવા આવ્યા.

મંગળા : હવે આવતાં હશે. ઘરના કામકાજમાંથી પરવારીને આવે કેની!

અનુભાઇ : હા, એ પણ ખરું. પણ એટલામાં પાનની તાસક તો લાવ. તરલા, જા, લઇ આવતો. (તરલા ઉઠતી નથી) કેમ? સાંભળતી નથી કે? હાડકાંભાંગી છે કે શું? જા, લઇ આવ.

(તરલા રોફમાં જઈને લઈ આવે છે. અનુભાઈ તબીયતથી પાન બનાવે છે.)

મંગળા ! તંબાકુ નથી જણાતો. તું જાણે છે ની કે તંબાકુ વગર પાન જામે નહિ. જાઓ વીરૂ! અંદરથી તંબાકુ લાવ તો.

(વીરૂ જઈને તંબાકુની ડબ્બી લાવે છે.)

(સેવકલાલ, વેણીગવરી અને ડાહીકાકી આવી પહોંચે છે.)

અનુભાઈ : લ્યો! સવારી આવવા માંડી; પહેલી ટુકડી આવી પહોંચી. આવો, સેવકલાલજી, વેણીબહેન, અને ઓહો! ડાહીકાકી પણ આવ્યાં ને શું !

સેવકલાલ : (તકીએ અઢેલતા અને પાનની તાસક પાસે ખેંચતા) નહિ આવે તે કાંઇ ચાલે, ઘરડાં વગર ગાડાં વળે નહિ! શું સમજ્યાં, મહેરબાન! હાહાહા!

ડાહીકાકી : (તપખીરની દાબડી કાઢી સડૂકો લેતાં) પણ હજુ કાકા-કાકી કેમ જણાતા નથી?

વેણીગવરી: માન જોઇતાં હોશે.

ડાહીકાકી : આવે વખતે માન નહિ જણાવે તો ક્યારે જણાવે!

મંગળા : ના રે, એવું કાંઇ નથી. અત્યાર સુધીમાં ભાભીજી બે વેળ તો આવી ગયાં હતાં.

વેણીગવરી: ડાહીકાકી, તમે મંગળાને એવું ના કહો, એને તો માનવીઓનું બહુ લાગે છે. બાકી આપણે તો જાણીએ જ કે એ બધાં કેવા છે!

(નરહરરામ અને પ્રેમકોરકાકી આવે છે.)

અનુભાઈ : આવો નરહરરામજી, કેમ પ્રેમકોર, આમ ઘોળાના ઘોળાતાં આવો તેમાં ભત્રીજાના વિવાહ નહિ થાય.

પ્રેમકોર : મોસાળીયા વહેલાં આવ્યા છે કેની, પછી કાકા-કાકી જરા મોડાં આવે તો ચિંતા નહિ. મોસાળીયાં કાંઇ ઓછા સબળાં છે!

વેણીબહેન: (પ્રેમકોરનો હાથ પકડીને પાસે બેસાડતાં) એમ છટકી જાઓ તે થોડું ચાલવાનું છે! લગન-વિવાહમાં તો કાકા-કાકી પહેલાં. અમને તો તમે કહેવડાવ્યો એટલે મોભાગુ લઇને હાજર થઇએ એટલું જ. કેમ, ડાહીકાકી! હીહીહી!

ડાહીકાકી : હાસ્તો વળી. પણ પ્રેમકોર, તું કેમ હમણાંની દેખાતી જ નથી? કોઇ દહાડો તો મો બતાવીએ.

અનુભાઈ : હવે સામસામા આવકાર અપાઇ રહ્યા હોય તો આપણે મૂળ મુદ્દા ઉપર આવીએ.

સેવકલાલ : હવે એમાં કંઈ મોટી ધાડ મારવાની હતી જો; કેમ મંગળા તારી માએ અને મેં નક્કી કરેલી છોકરી બધાને પસંદ પડી કેની?

વેણીગવરી: પસંદ પડે એવી જ આપણે શોધી છે ને, પછી વળી એમાં પૂછવાનું જ ક્યાં રહ્યું?

ડાહીકાકી : વેણીભાભી છોકરી શોધે એમાં વાંધો હોય જ નહિ, હા આ; છોકરી છે તો જાણે મીણની પુતળી !

મંગળા : પણ–પણ તમે કઇ છોકરીની વાત કરો છો ?

સેવકલાલ : વળી, હાહાહા ! પાછી અજાણ થઇને પુછે છે !

મંગળા : પણ નામ તો કહો, તો સમજણ પડેને.

વેણીગવરી : (કાંઇક રોષ દર્શાવીને) કેમ વળી ? તે તું જાણતી ? પેલી મંજુબહેનની છોકરી તનુ.

સેવકલાલ : કેમ નરહરરામજી ! તનુ કેવી નંબર વન કેની ?

નરહરરામ : (મોટી ગુંચવણમાં પડ્યા હોય તેમ) હાઆઆ–સારી છે વાહ !

સેવકલાલ : (નવો પક્ષ સાધવા ઝનુભાઇ તરફ ફરીને) સાથિયા દોરવામાં આજે સુરતમાં એની જોડી નથી, કેમ ઝનુભાઇ ?

ઝનુભાઇ : (મુછે આમળા દેતા) સાથિયા પુરવામાં એક્કો હશે લાલ બદામનો એમાં ના નહિ, સેવકલાલજી, પણ–પણ–માફ કરજો. સાહેબ, જરા આંખે બાડી છે.

(વીરેન્દ્ર, તરલા અને નિર્મળા હસી પડે છે)

વીરેન્દ્ર : ત્યારે ઝનુકાકા, અમારે બાડીભાભી કહેવાના કે કાણીભાભી ?

વેણીગવરી : (મિજાસ ખોઇને) શું વીરૂ ? કાંઇ બહુ ફાટ્યું ફાટ્યું બોલે છે ને !

નિર્મળા : (હિંમત એકઠી કરીને) મોટાં બા ચીડવાતાં નહિ, પણ એ તનુ બાડી તો છે જ.

વેણીગવરી : બાડી હોય કે કાણી હોય, મેં તો એની સાથે નક્કી કરી નાખ્યું છે અને હમણા ગોર કહેવા પણ આવશે. શું હવે મારૂં નાક કપાવવું છે ?

ડાહીકાકી : આવડી નાની છોકરી પડ પડ બોલતાં શરમાતી નથી !

પ્રેમકોર : (લાગ જોઇને ઝુકાવે છે) એ તો ખરૂં પણ હાલના જમાનામાં કાંઇ છોકરાને અને એના માબાપને પૂછ્યા વગર નક્કી થોડું કરાય, વારૂ ! અને–છોકરી બાડી તો ખરી.

સેવકલાલ : (ભમરડો ઘુમાવી દે છે) હાઆ, જરા લાંછન તો ખરૂં.

વેણીગવરી : (ત્રાડ પાડીને) તો જખ મારવા નક્કી કરી આવ્યા હતા ?

નરહરરામ : (પ્રેમકોરકાકી જોડે આંખના સંદેશાઓ ચલાવ્યાં પછી): સાચું પૂછો તો, સેવકલાલજી, આમાં કાંઇક ગેરસમજુતી થઇ હોય એમ લાગે છે. છનમુખરામનો મારા ઉપર કાગળ છે એમાં છોકરી શોધીને નક્કી કરવાનું મને જ સોંપ્યું હતું; અને તે પ્રમાણે મેં શોધી પણ રાખી છે, સાંથી પણ હમણા જ ગોર આવશે.

ઝનુભાઇ, : (ડાહીકાકી, વીરૂ વગેરે) હેં ! શું કહો છો ? આ તો ગોટાળો થયો !

મંગળા : પણ ભાભીજી, એ છોકરી કોની ?

પ્રેમકોર : પેલા શોભારામને તમે ઓળખોને! એની છોકરી લીલી! ખાસી કાવલા બાવાની છે અને આવડી નાની છે છતાં ઘરના કામકાજમાં પાવરધી છે.

તરલા : ખૂબ મજા પડી! વીરુ! આપણે તો બેઠાં બેઠાં પાણી જ માગ્યા કરશું, કેમ, કાકા! એ લાવી આપશોને?

જનુભાઈ : (ભવાં ચડાવીને) કેમરે, તરલા ને વીરુએ બહાર જવું છે? આ કાંઈ નાટક-ચેટક લાગે છે? છનમુખભાઈ નથી એમાં જીભ ખોલી છે!

મંગળા : છોકરી સારી તો ખરી; પણ તમને એમણે કાગળ લખ્યો તે વખતે મને કેમ કહ્યું નહિ?

વેણીગૌરી: અરે સારી શેની? લટકાંમટકાં ને ચટક છે! હા, ગોરી ખરી; પણ ગોરાં તો ગધેડાં પણ હોય છે.

અદીકાકી : અને સાથે સાથે કહી દોની કે ગરીબની છોકરી એટલે સાસરે આવવાની તે પણ ઉઘાડી જ આવવાની.

પ્રેમકોર : (ગરમ થઈને) કાંઈ એટલા ગરીબ નથી અને ગરીબની છે કે ગમે તેમ છે પણ ખોડખાંપણવાળી તો નથીને!

અદીકાકી : (ઉશ્કેરાઈને) શું? તારી આ જીવલીનું મોં તોડી લેતાં શરમાતી નથી!

નરહરરામ: હું જ્યારે નાલાસોપારા ઉપર ડીપોટીમાં હતો ત્યારે લગભગ આમ જ બન્યું હતું. અને અમારા ડી. ટી. એસ—

સેવકલાલ: તમે રેલ્વેનું શું કહો છો! આ અમારે છાપરીયા શેઠના જીવણીને ત્યાં હું બેઠો હતો ત્યાં—

જનુભાઈ : હવે અત્યારે રેલ્વેનો ડી. ટી. એસ. કામ નહિ લાગે અને છાપરીયાનો જીવણી પણ કામ નહિ લાગે વેણીબહેન! એમ ફાવે તેમ લાકડે માંકડું વળગાડવાના જમાના ગયા, સમજ્યાં! આ તો ઠીક છે કે તમે અને પ્રેમકોરે બે જુદી જુદી છોકરી સાથે નક્કી કરી નાખ્યું અને વાંધાવચકા ઊભા થયા પણ એક જ છોકરી હોત તોયે છેક છેલ્લી ઘડીએ વિપિનભાઈ પણ ના પાડી શકત! તો તમે શું કરત? હવે તો નક્કી કરવાનું કામ છોકરાને અને એના બાપને જ સોંપવું જોઈએ.

વિપીન : (તત્પર થઈને) હા આ જનુકાકા, તમે સાચું કહો છો.

મંગળા : જનુભાઈ! હું થોડુંક કહું?

જનુભાઈ : (મંગળાના મોંને ભાવ રહ્યા હોય તેમ ડુંગાવીને) હા, કહો મંગળા ગભરાવ છો શાની? સામુચાર છોકરાંની મા થઈ અને છોકરો પરણવવા નીકળી તોયે ડરપોક શાની બનો છો!

મંગળા : એમણે બાહ્યને અને બાબીઓને આ કામ સોંપ્યું તેની મને વાત સુધ્ધાં

કરી નહિ એટલે મેં તો પેલા મનસુખરામ ખરા કેની, તેની છોકરી પ્રિયંવદા જોડે હા પણ કહી દીધી છે. અને એનો ગોર પણ હમણા જ આવવાનો.

(આટલું કહેતાં કહેતાં મંગળ રડવા જેવી થઈ જાય છે.)

વિપિન : ઝનુકાકા ! ત્રણ તો જાણે નકકી થઇ. હવે કોઇને કહેવાનું બાકી રહી ગયું છે? હોય તો બોલી નાખો કે મને સમજણ પડે કે મારે કેટલી બૈરી પરણવાની છે.

નિર્મળા : (હસવું ખાળી રાખતી) ત્યારે હું સાથે સાથે કહી જ નાખું. બાપાજીએ મારા અને એમના ઉપર એક કાગળ લખ્યો હતો જેમાં સાફ લખેલું હતું કે અમને પસંદ આવે તે છોકરી સાથે અમારે નકકી કરી નાખવુ. અને-અને એ પ્રમાણે અમે તો ઠેરવી દીધું છે.

વિપિન : કોની સાથે ?

નિર્મળા : રાવબહાદુર દિવમણિશંકરની પુત્રી જોડે.

ઝનુભાઇ : અને એના તરફથી પણ ગોર આજે જ આવવાનો હશે !

નિર્મળા : (રડવું કે હસવું એ વચ્ચે અનિશ્ચિત) હા, ઝનુકાકા, આવવાનો તો છે જ. શું કરું ? ભાઇસાબ, પણ મોટી ક્યુંબર થઈ ગઇ લાગેછ.

વિપિન : બસ, આ વાત આટથી જ અટકે છે ?

ઝનુભાઇ : (તદ્દીયે અદૈતિ સ્વસ્થ) કાકી ! ભૂંડી થઇ હોં ! સારું થયું ને મેં એક છોકરીને શોધી કાઢી નહિ !

સેવકલાલ : પણ મહેરબાન, આમ થયું શાથી ?

નરહરરામ : એ તો પલા જેવી વાત થઇ: હું તે વખતે બાઇંદરમાં એસ. એમ. માં અને પેલો ગીરધરલાલ પી. તે ડીપોટીમાં. અમારો તે વખતનો એ. ડી. એસ. તો તમે જાણો છો ને-પેલો જોનસન એટલે —

સેવકલાલ : જ્દેશીઓને પૂછ્યા વગર આવી બાબતોમાં પગલાં લેવાનાં આ પરિણામ ! સમરામપરામાં કરુણાશંકર જોશી—

વિપિન : પણ આમ બન્યું શાથી ?

ઝનુભાઇ : એનો ખુલાસો હવે મને જડી ગયો લાગેછ. મંગળા ! તમારા ધણીસાહેબે મને પણ એવો કાગળ લખ્યો હતો. પણ હુ તો જાણું કેની કે એ તો ડેપ્યુટી કલેકટર સાહેબ રહ્યા ! જેમ પોતાના ડીસ્ટ્રીકટના બધા મામલતદારોને એક સરક્યુલર મોકલાવે તેવો આ એક સરક્યુલર ' વિપિન માટે એક છોકરી શોધી કાઢો " એ મતલબનો એમણે બધાંને ઘસડી માર્યો. છેલ્લે એમ લખવાનું ભૂલી ગયા કે દેવરનો જવાબ આપવાની જવાબદારી સરક્યુલર લખનાર રાખે છે.

(થોડાંક હસે છે. થોડાંક ગંભીર બને છે.)

લડવાનાં બહાનાં શોધશે તો પણ હું લડવાની નથી, મોરાંગાની કાણી ઊડી ગઇ એમ મારી પુષ્પા પીગળી ગઇ.

પ્રેમકોર : અને મંગળા, ખોટું ન લગાડતાં, પણ પ્રિયંવદા પંદર વર્ષની થઇ છે. છતાં પહેલી ગુજરાતી એને આવડતી નથી. અમે તો ભણ્યાં નથી પણ આ જમાનામાં વિપુભાઇને એવી અભણ નહિ ચાલે. કેમ, ખરૂંને, વેણીગવરી ?

વેણીગવરી: (કૃત્રિમ હસીને) હેં હેં હેં ! ભાઈ, હું તો બધું ય જાણું છું પણ કહીએ તો આ અમારી છોકરી-ડીપોટી કલેક્ટરના ધણિયાણીનું અપમાન થઇ જાય ! ઝનુભાઇ ! તમે ય આ જાણતા હશોને ?

ઝનુભાઇ : હા, એ જરા ય ભણી નથી. આ ઘરમાં એ શોભે પણ નહિ. એ લોકો પણ બિચારાં બહુ જ ગરીબ——અરરર, બિચારાંઓને પૂરાં કપડાં પણ પહેરવાનાં મળતાં નથી.

મંગળા : (હિંમત એકઠી કરીને) તે આ એમાં હસો છો શું ? તમારાં જેવાં અનુભવીએ કાણી શોધી તો મેં અભણ શોધી !

વીરેન્દ્ર : (ગોર જેવા ચાળા પાડીને) આઆઆ લો, ત્રીજુ મંગળ પૂરું થયું. હવે એક છેલ્લું રહ્યું છે, ભાઇ.

(સંજોગો અસાધારણ હતા એટલે વડીલો ગુસ્સે થવાને બદલે હસે છે)

પ્રેમકોર : ત્યારે તો શોભારામની લીલી રહી. શું ખુબસુરત છોકરી છે ! ગરબામાં તો એકકો અને લુગડાં તો શું ફક્કડાઇથી પહેરે છે !

નરહરરામ: વિપુભાઇ ! જોડી તો આબાદ થાય જો ! પાર્ટીઓમાં, ચોપાટી ઉપર અને હેંગીંગ ગાર્ડન્સમાં એને લઇ જતાં તુ લાજે નહિ, એટલું જ વહિ પણ લોકોની નજર એના ઉપર ઠરી રહે.

(ઝનુભાઈએ અને વેણીગવરીએ અંદર અંદર વાતો કરી. પછી વેણીગવરી જરા સામાં જઇને બોલ્યાં.)

ઝનુભાઇ : જુઓને નરહરરામજી ! અત્યાર સુધીમાં ત્રણ ત્રણ છોકરીઓ તો નપાસ થઇ ચૂકી છે-પહેલી બાડી નીકળી, બીજી માંદી આવી અને ત્રીજી અભણ જાહેર થઇ. હવે તમારી ઉમેદવારનો વારો આવ્યો. અહિં કોઇ બહારનું નથી અને આપણે તો વિપિનભાઇનો સ્વાર્થ જોવાનો છે. શોભારામની લીલી દેખાવડી નંબર વન અને ભણવામાં પણ એકકો. પણ—પણ તેની આ તેમજ મોટી બહેનનાં ચારિત્ર તો જગજાહેર છે અને આ લીલીનું પણ થોડું થોડું સંભળાય છે ખરૂં. તો પછી આપણે જાણી જોઇને, દીવો લઇને કુવામાં શા માટે પડવું ?

પ્રેમકોર : (હંસાઇથી) જુઓની ઝનુભાઇ ! વિપુભાઇને લાયક એ નહિ લાગતી હોય તો કાંઇ નહિ ! ગોરને ના પાડી દેજો.

વીરેન્દ્ર : આઆઆ ચોથું મંગળ સમાઆપ્ત !

(પરેશા ગોર આવે છે.)

રામશંકર : સઅલાઆમ પહુચે જનુભાઈ શેઠને ! કેમ, વેણીબહેન ! બેઠાં છો કે ? મંજુબહેનને ત્યાંથી જમાદારજીને તેડાવ્યા છે'

(આટલું બોલીને ગોર બેસે અને પાનની બાજક ખેંચીને પાન બનાવવામાં પડયા.)

વેણીબહેન : મંગળા ! જવાબ આપો હવે.

મંગળ : (ગભરાઈ જઈને) હું–હું–

જનુભાઈ : હવે જવાબ આપવામાં શો વાંધો હતો ? હું એવા ચાળીસ ગોરને જવાબ આપનાર બેઠો છું ને ! જુઓને, રામશંકરગોર, જાણે વાત એમ છે કે અમારે હમણાં વિવાહ કરવા નથી. આગળ ઉપર વિચાર થશે ત્યારે જોઈશું.

રામશંકર : (સડક થઈને) હેં ! જનુભાઈ સાહેબ ! શું બોલો છો ? પણ–પણ વેણીબહેને તો બધું નક્કી કરી નાખેલું છે.

જનુભાઈ : એ નક્કી કર્યું હોય તો હું ફોક કરું છું. લ્યો, પાનબાન ઉડાવો અને પછી સનાનના સમાચાર પહોંચાડી આવો.

રામશંકર : વેણીબહેન ! આ શું ? આખી જીંદગીમાં આવું તો આજે સાંભળ્યું.

નરહરરામ : હેહેહે અરે ગોર મહારાજ ! જીવતા રહેશો તો આવું ઘણીયે વાર સાંભળશો. આ જમાનો જુદો છે. હું જ્યારે નવસારીમાં ડેપ્યુટીમાં હતો ત્યારે અમારા હાકેમ સાહેબ––

(બીજા ગોર આવે છે.)

ત્રિપુરાશંકર : મુરબ્બી સાહેબોની સેવામાં ! હિંમતશિવશંકરને ત્યાંથી વિપિનભાઈને તેડાવ્યા છે. ઓહોહો ! કેમ રામશંકરભાઈ, તમારી સવારી આજે અહિં આવી ચડી છે ? લાવો, પાનની તાસક આમ ખસેડો, વ.ર.

જનુભાઈ : ત્રિપુરાશંકર ! વિપિનભાઈના વિવાહ કરવાનો વિચાર હમણાં મોકુફ રાખ્યો છે.

ત્રિપુરાશંકર : હેં ! હેં ! એ શું બોલ્યા, મારા મહેરબાન ! હિંમતભાઈને ત્યાં તો આપ વડીલોને માટે પાનગુલાબ પણ આવી પહોંચ્યાં છે.

નરહરરામ : ગોર, એ બધું નીરાંતે સમજાશે. હમણાં તો પાનગુલાબ અંદર અંદર જ વહેંચી ખાવાનો છે.

સેવકરામ : (દીર્ઘ નિશ્વાસ મૂકીને) ગોરમહારાજ, જોશીઓને પૂછયા વિના આવાં પગલાં ભરાય તેમાં આવા ગોટાળા થાય. આપણે કીકુના વિવાહ થયા તે વખતે મહીધરપરાનો પેલો જોશી—

(ત્રીજા ગોર આવે છે.)

ભગવંત : મંગળાબાઈ ! પૂરી કચેરી ભરીને બેઠાં છો કે ? (એની નજર બે ગોર ઉપર પડી જાય છે એટલે આશ્ચર્યથી મુંગો બની જાય છે અને નીચે બેસી જઈને પાન બનાવવામાં પડી જાય છે.)

જનુભાઇ : કેમ બલવંતરાય! તમે કયાંથી ભુલા પડયા? પેલા દિનકર દાભડાને ત્યાંનાં લગન ઉકલી ગયાં?

બલવંત : અરે નારે સાહેબ, હજુ ચારપાંચ દિવસ ચાલશેસ્તો, પણ એ દરમિયાન કાંઈ બીજાં કામ પડયાં રહેવા દેવાયછ? એ તો 'સુભસ્ય સીઘ્રમ'! હાહાહા! પણ–પણ સાહેબ, કાંઇ ગુંચવાડો ઊભો થયો જણાયછ જે, સમજણ પડતી નથી. મનમુખરામજીએ પોતાની પ્રિયવંદાને માટે અને શોભારામજીએ લીલીને માટે એમ બંનેએ મને જમાઇને તેડવા અહિં મોકલ્યો છે! હું ત્યાં તો કાંઇ બોલ્યો નહિ પણ આમ બને કેમ? કાંઇ સાઠમારીના સોદા તો નથી કેની?

સેવકલાલ: પણ હું એમ પૂછું કે, બલ્લુ, તું બંને તરફનો ગોર થઇને કેમ આઇવો? શોભારામનો ગોર તો પેલો મણીશંકર ખીસકોલી કેની?

બલવંત : હાજી. અસલ તો એ ખીસકોલી જ. પણ એના મરી ગયા પછી એના વાલી વારસ નહિ એટલે મારા હાથમાં એ કામ આયવું. પણ હવે સાહેબ, નીકાલ લાવોની, પ્રિયંવદા લીધી કે લીલી?

જનુભાઇ : બલ્લુગોર! હમણાં પ્રિયંવદાએ નહિ, લીલી બી નહિ અને પીળી કે ગુલાબી બી નહિ. અમારે હમણા વિવાહ કરવા જ નથી.

વીરેન્દ્ર : મોટાભાઇએ તો કેવું પંચકમાં વિવાહનું નક્કી કરવા માંડેલું એટલે એમને ચાર બૈરી સામટી પરણવાની તક મળી. પણ મોટાભાઇને ચારે ચાર નહિ રાખવી હોય તો એકાદ બે મને અપાવોને—મને તો ગમે તેવી હશે તોય ચાલશે.

બળવંત : હા હા હા, વીરૂભાઇ, તમે મોટા થશો કેની ત્યારે તો તમે જાતે જ પસંદ કરીને ઘેર લઇ આવશો.

નરહરરામ: અને પછી કહેશે કે જુઓ, હું બૈરી લઈ આઇવો!

જનુભાઇ : ચાલો ત્યારે, તમે ત્રણ હવે સીધાવી જાઓ અને આ પ્રમાણે કહી દેજો.

ત્રણે ગોર: હાજી, હવે બીજું શું થાય?

(ત્રણે ગોર જાય છે.)

(સેવકલાલ, વેણીબહેન અને કાશીકાકી જવા માંડે છે.)

જનુભાઇ : કેમ, ચાલ્યાં?

વેણીબહેન: ત્યારે હવે કરીએ પણ શું?

જનુભાઇ : ઠીકઈક ત્યારે.

(ત્રણે જાય છે. નરહરરામ અને પ્રેમકોર પણ ઊઠે છે)

જનુભાઇ : નરહરરામજી! આમ ન ચાલે. મંગળાના મોસાળીયાં તો પસાર થઇ ગયાં પણ તમે અને હું જો હવે ચાલ્યાં જઇએ તો મંગળાને તો સાંજસુધીમાં લોકો પીંખી ખાશે. ગોરમહારાજાએ તો પાન ખાઇને શાંતિથી ચાલ્યા ગયા પણ એ

છોકરીઓનાં સગાંવહાલાં એમ શાંતિથી આ હકનો ભૂરકો ઉતારી નહિ જાય. એ તો મંગળાને પીંખી નાખશે પીંખી.

પ્રેમકોર : અનુભાઈ, એ વાત સાચી. એ લોકો ઘેર પહોંચ્યા એટલે એટલી વાર.

નરહરરામ: પણ ત્યારે ?

અનુભાઈ : હજુ અપેરની ફ્રાસ્ટ પકડાય એમ છે એમાં જ બાપાને ધકેલી દઈએ.

નરહરરામ: પહેલા નંબરનું. હું જ્યારે બાઈંડરમાં હતો ત્યારે આબાદ આવું જ બનેલું. તે વખતે હેનસન સાહેબ જી. ટી. એમ. અને હું ડી. ટી. એસ.માં. બન્યું એમ કે——

અનુભાઈ : આમાં ઢીલ કરવા જેવું નથી. અત્યારે આ બધા અહિંથી ઉપડી જાય તો પછી મહિનો વીત્યાં કોઈ હોહા કરવાનું નથી. છનમુખરામના મોતને લઈને બધું દટાઈ જશે અને ભુલાઈ જશે. પણ હમણાં અહિં રહેવામાં સાર નથી. કેમ, પ્રેમકોર ?

પ્રેમકોર : હા, ભાઈ, અત્યારે તો આ પગલું જ ઠીક છે.

મંગળા : પણ-પણ ભાભીજી, તમને અને ભાઈજીને અમે બહુ કફોડી સ્થિતિમાં મૂકી દીધાં !

પ્રેમકોર : હવે વાત જવા દેની. આમાં બધાના જ ભવેડા થયા તેમાં કોણ કોને દોષ દે ? એ તો એમ જ ચાલે વખત વખતનું કામ કર્યે જાય છે.

મંગળા : (રડું રડું થઈને) પણ હવે વિપિનને છોકરી ક્યાંથી મળશે ?

પ્રેમકોર : અરે તું તે ગાંડી થઈ છે ? વિપુભાઈને છોકરી નહિ મળે ! બીજી દસ હાજર કરશું.

નરહરરામ: વિપુભાઈ માટે માગું મોકલીએ તો કોના ભાર છે કે ના પાડે ! એ તો જાણે રેલ્વેમાં ટી. એસ.નો સરક્યુલર છૂટ્યો. એને કોઈથી ના પડાય જ નહિ.

અનુભાઈ : મંગળા, એ તો હમણાં મન આળાઆળા જ જણાય છે અને વળી ઉતાવળમાં વિવાહ કરવામાં માલ પણ નહિ, બાકી અત્યારેને અત્યારે બીજી છોકરી લાવીએ.

નિર્મળા : ભાઈ ! આવ્યો હતો ઘોડે અને જશે વીલે મોઢે !

અનુભાઈ : વિપિન ! જરા દિલગીર થતો નહિ. જે થયું છે તે સારું જ થયું છે. ચાર ચિતાની વચ્ચે હતો, બચ્યા ! છતાં ભગવાનનો પાડ માન કે એ ચારે ચિતાની વચ્ચેથી પણ તું બચી જવા પામ્યો ને ! *

(પડદો પડે છે.)

* 'અમે બધાં'ના એક પ્રકરણ ઉપરથી.

# વાદળીને

: માલિની :

વરસ વરસ વ્હેલી, વાદળી ઓ ભરેલી!
ગગન પર ચડેલી અદ્રિશૃંગે અઢેલી, ૧
વરસ વિષમ કાળે, ઓ બનેલી વરાળે,
જગત સકળ રોતું તાંહરી રાહ જોતું. ૨
વરસ વધી વધીને, ઘેરી સૃષ્ટિ બધીને,
વિચરતી વિખરાતી ધૈર્યનાં ગાન ગાતીઃ ૩
વરસ વરસ રે! હા, સાંવરી ઓ સુદેહા!
વરસ વરસ આલિ જા નહીં વ્યર્થ ચાલી. ૪
કરતી ક્રીડન રૂડા ઘેરી ચોપાસ ચૂડા,
ફર ફર ફર ફેરાં આવવા દે તું ઓરાં. ૫
વરસ વરસ કૂદી આભની મધ્ય ઊડી,
જનતણી શ્રમજીવી ઓથ ઓ ના નજીવી! ૬
પડ પડ પથરાતી પાતળી અંગ થાતી,
સુરધનુથી સુહાતી, નર્તતી—નેહ પાતી; ૭
લઈ સહિત મૃદંગો, મોડતી મુગ્ધ અંગો,
નહિ શું પ્રકૃતિ પોતે ઊભી આશ્ચર્ય ઓથે! ૮
પવન થકી તણાતી, ફાલતી ફેરવાતી,
વિનર વરદ વારિ, આભમાં ઊડનારીઃ ૯
ભીષણ દનુજ સામે જોઈ 'દુર્ભિક્ષ' નામે,
કરી તુજ ભણી દૃષ્ટિ છે રહી સર્વ સૃષ્ટિ. ૧૦
ટર ટર પડકારો કાળ સામે હજારો—
અમ સુખતણી ચાવી રાખતું હસ્ત ભાવિ. ૧૧
સૂચવતી સદુપાયો શ્રેયનો આપ છાયો;
ઉદય ઉપર જાવા કૈંતવે દે ન ધાવા. ૧૨
મયૂર નિરખી નાચે, ચાતકો જોઈ રાચે
પરમ પુનિત એવી ઓ દયાવંતી દેવી! ૧૩
કરતી તુજ અપેક્ષા ચાચતી સ્નેહ-શિક્ષા
વિધ વિધ વિનિપાતે આ પડી છે પ્રજા તે! ૧૪

દ્રશ્યમાં નાટકો ઘણાં લોકપ્રિય હતાં. આ લેખકના "નાટ્યકાર વાઘજીભાઇ ઓઝા"[1] એ લેખમાં, દયાશંકરભાઇની 'ગુજરાતી', વાઘજીભાઇની 'મોરબી', તથા ડાહ્યાભાઇ ધોળશાની 'દેશી' એ ત્રણ મુખ્ય નાટકમંડળીઓનો ઉલ્લેખ તથા વાઘજીભાઇના 'ભર્તૃહરિ' નાટકનો સવિશેષ પરિચય આપ્યો છે. આ ત્રણ સાથે વિકાસ પામેલી એક મુખ્ય નાટકમંડળી તે 'વાંકાનેર' કંપની છે, શ્રી ત્ર્યંબકલાલ દેવશંકર રાવળ ( માલેક, 'વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની')એ ઇ. સ. ૧૯૧૩ સુધી સાત ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગો, રીતસર છપાવી પ્રસિધ્ધ કર્યા તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. એ કંપનીએ નાટકના 'ઓપેરા' કહેવાય છે તેવા તો ઘણા પ્રસિધ્ધ કરેલા છે; પરંતુ નાટકોને ગ્રંથરૂપમાં પ્રસિધ્ધ કરવાની પધ્ધતિ હજી મહારાષ્ટ્ર તથા બંગાળ પાસેથી આપણે શીખવાની છે. આ સાત દૃશ્યરૂપકો તે-(૧) 'નરસિંહ મહેતો'; (૨) 'મીરાંબાઇ'; (૩) 'ગોપીચંદ'; (૪) 'પીપાજી'; (૫) 'ધ્રુવકુમાર'; (૬) 'શ્રી સૂરશ્યામ'; અને (૭) 'શ્રી રાધાપ્રેમભક્તિ' આ સપ્તકમાંથી જે ચાર નાટકો ('ગોપીચંદ', 'પીપાજી', 'સૂરશ્યામ' ને 'રાધાપ્રેમભક્તિ') લેખક પાસે તત્કાળ ઉપસ્થિત છે તે ઉપર સવિશેષ લક્ષ આ લેખમાં આપવામાં આવ્યું છે.

**(૨) નાટકની વસ્તુ અને તેનો વિકાસઃ—**

જો આ ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગોને આપણી પ્રાચીન સંસ્કૃત પદ્ધતિથી, શાસ્ત્રીય દૃષ્ટિથી, તપાસવાનો પ્રયત્ન કરીએ, અથવા અર્વાચીન યુરોપીય નાટ્યકલાની રીતે સૂક્ષ્મતાપૂર્વક વિચારીયે, તો આપણને અત્યંત નિરાશા થાય તેવું છે; પરંતુ સોળમી સદીની શરૂઆતમાં વિલાયતમાં જે ઢબનાં નાટકો થતાં તેમની સાથે સરખાવિયે તો ઘણાં સામાન્ય તત્ત્વો પ્રાપ્ત થયા વિના રહેતાં નથી. કોઇ પણ રીતસર ધોરણથી બંધાયા વિના, સુંદર કે આકર્ષક કોઇ વસ્તુઘટના, પ્રેક્ષકો વધાવી લે તેવી લાગે તો તત્કાળ તેને, હાસ્યસામગ્રી સહિત, વણી દેવી અને જનમનરંજન કરવું એ મૂળ તત્ત્વ. ભક્તોનાં જીવન બાલ્યકાળમાં, યૌવનમાં ને પ્રૌઢઅવસ્થામાં અજબરંગે રંગાયલાં ઘણીવાર હોય છે, અમુક જીવનપલટાનો, કે પ્રભુના સાક્ષાત્કાર, કે અણધારેલી આફતોના પ્રસંગો, દંતકથામાંથી પસાર થતાં, ક્રમેક્રમે, વિરાટ સ્વરૂપ ધરે છે. આપણી ઐતિહાસિક દૃષ્ટિ સંકુચિત ને અસ્પષ્ટ હોય એ પણ સંભવ છે. આપણા અણુએઅણુમાં ધાર્મિક ભાવના ને ભાવો વિલસતા હોવાથી આપણે સત્યશોધનની બહુ દરકાર કર્યા વિના, ઘણીવાર સ્થળ કે સમયનો પૂરો વિચાર કર્યા વિના, બુદ્ધિગમ્ય તત્ત્વોની અવગણના પણ કરીને, અંતરભાવને રુચે તેવું કપોલકલ્પિત કે શ્રદ્ધાસહજ ચિત્ર આલેખી, રૂડા રંગો હૃદયથી પૂરીએ છિયે. ઇસુ ખ્રિસ્તની જીવનલીલા કે તેમના ભક્તમંડળના ચમત્કારભર્યાં આખ્યાનોમાં જે થયું છે તે આપણે ત્યાં પણ થવા પામ્યું છે; છતાં, વિલાયતમાં જેટલાં કલાનાં તત્ત્વો જળવાયાં ને વિકાસ પામ્યાં તે બધાં આપણે ત્યાં ખીલ્યાં લાગતાં નથી. નાભાજીકૃત 'ભક્તમાળ' અથવા 'શ્રી ભક્તચરિત્ર' કે ભક્તિરસામૃત ( મૂળ બંગાળી ઉપરથી )[2]માંથી 'તુલસીદાસ'નું આખ્યાન જો આપણે વિચારીએ તો એ ભક્તની અમુક દશામાં સીતાનો ઉદ્ધાર કરવાની તમન્ના, દૃઢતા, એકાગ્રતા,

૧. "ગુજરાતી" દીપોત્સવી-૧૯૯૦નો અંક (તા. ૪ નવેમ્બર ૧૯૩૪), મુંબાઇ, પૃ. ૪૬.

૨. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી, સંવત ૧૯૮૧, અમદાવાદ-તુલસીદાસ-પૃ. ૩૪૧.

અત્યંત ઉન્માદની પરિસ્થિતિ વગેરે સમજાય; અને તેમને ભક્તિની પરાકાષ્ઠાએ પહોંચતાં પરમાત્માનાં દર્શન પણ, તેમની ઇચ્છા પ્રમાણે, થયાં એમ માનીએ; પરંતુ તેમના સંગી તરીકે જટ્ટ બ્રાહ્મણ વેશધારી શ્રી રામચન્દ્રજી જ હતા; અને શ્રી મંદિરની, શ્રી રાધાકૃષ્ણની યુગલ મૂર્તિ, શ્રી સીતારામની પ્રતિમામાં ફેરવાઈ ગઈ, અને આ ચમત્કાર થતાં નાસ્તિક ભક્તોની ઠઠ જામી—એ ચમત્કાર સરળતાથી સમજાય તેવો નથી જ.

આવી મૂળ કથાઓને અવલંબીને જે નાટ્યપ્રયોગો આપણે ત્યાં રચાયા તે બધા અદ્ભુત વસ્તુ ને ચમત્કારયુક્ત પ્રસંગોની પરંપરાથી ભરેલા છે. જે મુખ્ય વસ્તુ છે તેમાં આવા અદ્ભુત દૃશ્યો સહને કુતૂહલભરી કરી છે. 'ગોપીચંદ'માં બ્રહ્મા, વિષ્ણુ, શંકર વગેરે દેવો ભેગા થઈ છે; ને જાલંધર અને મચ્છેન્દ્રને અવશ્ય એક થપ્પડ મારવાના હેતુથી નાટક શરૂ થાય છે; મેનાવતી ને જાલંધરની કૃપાથી જ્યોતિ સ્વરૂપનાં દર્શન થાય છે; અને એ જ ગુરૂ તરત જ સાત તોલા સોમલવાળી ભાંગ પીએ છે ને ઝહેર ચઢતાં, તેમને અંધારા કૂવામાં છ માસ સુધી નાંખી મૂકવામાં આવે છે! અને શિષ્ય કાનીફનાં યુક્તિથી ગુરૂજી બહાર નીકળે છે ત્યારે શાપમાંથી બચવા, ગોપીચંદ રાજા પોતાની આગળ સાત પૂતળાં, નારાયણની, ઊભાં કરે છે અને બળી જાય છે; અંતમાં દેવોની સભામાં ગોપીચંદનો પ્રવેશ થાય છે; અને શંકરના વરદાનથી વિજયડંકા વાગતાં, દેવગણ 'મહાકાળી'નું સ્તોત્ર ગાય છે. ગૌણ વસ્તુ ચમત્કારિક નથી પણ અવાસ્તવિક છે. વજીર જ્યારે ને ત્યારે એક જ ઉચ્ચારી કરે: 'મય કૌન ? ગૌડ બંગાલકા વજીર.' એક હલકા નોકર અને હલકી બાઈ સાથે મળી, રાજમાતા મેનાવતી ઉપર બલાત્કાર કરવાનો પ્રયત્ન કરે ને પેટીમાં પૂરાય, છેવટે કમોતે મરે. ને તે જ નોકર વજીર બની જાય તો પછી ગૌડ બંગાળની રાજ્ય પ્રતિષ્ઠા વિશે શું ધારવું ! ત્રીજી રંગભૂમિની વસ્તુ તે ચંપાવતી (ગોપીચંદની બહેન)નું કાપાલિકોના વધમાંથી ઉગાર્યા પછી, રાજકુમાર ઉગ્રસેન સાથેનું મિલન ને લગ્નમાંગલ્યનું છે.

આવી વસ્તુનો વિકાસ તપાસીએ તો કશું નોંધવા જેવું જોવામાં આવતું નથી. પડદા પડે ને ઉપડે તથા અમુક રંગેલા પડદા નારાયણની પાટલાના હોવાથી તથા અંક પૂરો થતાં સુધી આગળનો પડદો પાડવાનો નહિ હોવાથી, અમુક જાતના દિવ્ય સૃષ્ટિ ને માનવ-સૃષ્ટિને લગતાં ટૂંકાં ટૂંકાં દૃશ્યો, ને ગાયનમિશ્રિત મનમનારીભરેલો વાર્તાલાપ, આવ્યા જ કરે છે. મુખ્ય નામનું ગોપીચંદનો વૈરાગ્ય જે ગવાય તો એ ગજનિનો ઉત્તેજક (crisis) છેક છેવટે આવે છે ને તે પણ યોગ્ય સ્વરૂપમાં નહિ. બાકી તો વજીર મેનાવતીની આગળ હાસ્યજનક ચેડાં કરે છે; અને નોકર વજીરને કેવા ચાળાઓથી ફસાવે છે ને જ મુખ્ય બની જાય છે; પરિણામે આવી મનહર શક્યતાવાળું નાટ્યવસ્તુ કેવળ પ્રહસન (Farce) જેવું મોટે ભાગે બની જાય છે!

આ જ પ્રમાણે 'ભક્તરાજ પીપાજી'નું પણ થાય છે: મુખ્ય વસ્તુમાં રાજા પીપાજી દેવીભક્તમાંથી શ્રી રામકૃષ્ણના ભક્ત બની, ચમત્કારોની પરંપરા દેખાડી દેવોને પ્રસન્ન કરે છે અને માનવભક્તમંડળમાં વિસ્તાર કરે છે. નાયક દિવાન વિશળસિંહ, ભાવજીના

ઉપાસક તરિકે, અંગત દુશ્મનાવટ રાજા જોડે દાખવી, ન માની શકાય તેટલી હદ સુધી મૂર્ખાઇની પરંપરા ને દુષ્ટતાની પરાકાષ્ઠા દેખાડે છે. ગૌણ વસ્તુમાં એક રંગભૂમીના રસિક-તત્ત્વને યુક્તિથી ખીલવ્યું છે: એ જ દિવાનની પુત્રી, યુવરાજ દીપસિંહ સાથે, પ્રેમથી બંધાય છે ને પિતા સાથે વાગ્યુદ્ધ પણ કરે છે; અને માતા પુત્રીનો પક્ષ લે છે. નિરર્થક ને બેસૂરું જણાય તેવું પ્રહસન રાજગોર વાંસડાશંકર, તેમની વંઠેલ પત્ની સ્વચ્છંદી ને તેના પિતા ને ભાઇનું છે; મારામારી, ભૂલપરંપરાથી હસાહસ ને મેથીપાકને અંતે, સ્વચ્છંદી પતિસેવાનું મહાત્મ્ય સમજ્યાં,—ને જાતની પ્રહસનપ્રગતિ. ભક્ત પીપાજી ઉપર અને સતી સીતા ઉપર અનેક મુશ્કેલીઓ પડે છે અને પ્રભુકૃપાથી કે ગુરૂઅનુગ્રહથી દરેક વાર ચમત્કાર થાય છે ને પોતે ભવપાર ઉતરી જાય છે; વારા ફરતી પડદા બદલાતા જાય, ને એક પછી એક, આખ્યાન માફક, અદ્ભુત પ્રસંગો ગોઠવાતા જાય ને અંતે, પાપી વિકાળ-સિંહનો પૂરો પરાજય થાય ને યમરાજા આવી તેને રૌ રૌ નર્કમાં નાંખે!—ને 'ભક્તરાજ પીપાજી મહારાજનો જય" બોલાય ને, દૃશ્ય બદલાતાં, નર્કમાંથી તરત જ સ્વર્ગદર્શન !!

"શ્રી સુરશ્યામ" નાટકમાં પણ આજ રીતની ઘટના જોવામાં આવે છે. આમાં કળીપ્રાબલ્યનો મહિમા હોવાથી, સાક્ષાત્ કળી, પોતાના સુનંદા ખેલાડીઓ મોહ તથા ક્રોધ સાથે હાજર થાય છે; ને નારદ પોતાની નારદી કરે છે. બીલ્વમંગળ જે પછીથી સુરદાસ થયા તે વિલાસપ્રિય બ્રાહ્મણ પાપપ્રવાહમાં ડુબેલો જોવામાં આવે છે. મુખ્ય વસ્તુમાં, આ કુલિન વિપ્ર ચિન્તામણી ગુણિકા સાથે કેવા અમર્યાદિત શૃંગારમાં રસબસ છે ને વિષયાસક્તિ વધતાં, પિતાના શ્રાદ્ધની મધ્યરાત્રે, "સતી જેવી ધર્મપત્નીને મૃત્યુશરણ સ્થિતિમાં મૂકી, શબને હોડી માની; શ્યામ વહેતી યમુનાની પાર ઉતરી, સર્પને રજ્જુ માની, ચિન્તામણીને આલિંગન દેવા જતાં, તત્કાળ સોમગીરી મહાત્માની શિષ્યા બનેલી. પ્રિયતમા ધર્મોપદેશ કરે છે; ને એકદમ પૂનરાવર્તન થાય છે; રાજા ચન્દ્રસિંહ હાજર થાય છે ત્યારે બિલ્વમંગળની મૃતપત્નિ પ્રભાવતીનો સ્થૂળ દેહ આકાશમાંથી ઉતરે છે; પછી, ચમત્કારથી, ગરૂડ ઉપર શ્રી કૃષ્ણદર્શન થતાં શાન્તિ પ્રસરે છે! પછીથી, બિલ્વમંગળને રંજાડવા ક્રોધ, મોહ વગેરે પ્રયાસો કરે છે; વિશ્વમોહિનીથી ના ફસાયા ને મંગળાગૌરી જેવી એક શ્રીમંત કુળવધૂના ઉપર આશક બની જાય છે; અને પોતાના વ્રતમાંથી ચ્યુત થયાનું ભાન પાકું થતાં, આંખમાં સોયા ખોસી દઇ સુરદાસ બની, અનેક ચમત્કારો કરી, કળીને હરાવી, શ્રી શ્યામસુંદર સાથે એકરૂપતા અનુભવી, શ્રી 'સુરશ્યામ'નું બિરૂદ પ્રાપ્ત કરે છે. 'ગોપીચંદ'ના વજીરને 'પીપાજી'ના વિકાળસિંહની જ પુનરાવર્તિ ને આ નાટકના પક્કા પોપટલાલ ('ખવાસમાંથી દિવાન બનેલો ને પાછળથી ઠગ સાધુ'): ને તેમની ચિંતામણીની યારી ને સુરદાસ તરફની દુષ્ટતા—વગેરે પણ એની એ જ ઢબનું. પ્રહસન તરિકે, સતી મંગળાગૌરીનો મૂર્ખ પતિ અક્કલશંકર પોતાની બેવકુફીનું ક્ષણે ક્ષણે—સ્ત્રીવેષ પહેરીને પણ—પ્રદર્શન કરે છે. પક્કા પોપટલાલનો વિશ્વમોહિનીની સરતચુકથી થયેલો પ્રેમ પણ એક બીજું પ્રહસન જ ગણાય. વસ્તુવિકાસ જોતાં તો એમ જ લાગે કે—જે રીતે શેક્સપિયર પહેલાં કેટલાંક ઐતિહાસિક કે પૈરાણિક નાટકો ( Chronicles, ) લખાતાં, ને તેમાં વાર્તા કહેવાની હોય તે પંદર-વિસ પ્રસંગોની પરંપરાથી, સભારંજન 'બેનકેન' પ્રકારેણ કરીને

વિસ્તારતા–તે જ રીતે, વિશેષ ચમત્કારો ને વિશેષ નાચ–ગાન ને દૃશ્યસામગ્રી રજુ કરી, આપણા કેટલાક નાટ્યકારો ભક્તિતત્ત્વ જમાવતા.

ચોથો નાટ્યપ્રયોગ, 'શ્રી રાધા પ્રેમભક્તિ'માં, વધારે ઝીણવટથી શ્રી કૃષ્ણ પરમાત્મા સંબંધી તત્ત્વજ્ઞાન પારખવા ને તેમની જીવનકલામાંથી રહસ્યો તારવી, પ્રેક્ષકોને જ્ઞાન આપવા તથા ભક્તિમાં ઓતપ્રોત કરવાનો પ્રયાસ, શ્રી જયકલાલ દેવશંકર રાવળે, કવિ મહાસુખરામ નરભેરામ ત્રિવેદીની વિદ્વત્તાની મદદ લઈ, શ્રમપૂર્વક સાધ્યો છે. છતાં, જ્યારે નાટ્યવસ્તુ ને વિકાસનો વિચાર કરીએ ત્યારે તો જે ત્રણ પ્રયોગો આપણે જોયા તે જ રીતમાં આપણી આગળ ચોકઠાબંધ શૈલીમાં રજુ થાય છે. મુખ્ય વસ્તુ તત્કાળ મનમાં ઉતરી જાય તેવી છે. શ્રી કૃષ્ણ ગોકુળમાં ઉછર્યા, રાધા જેવી ગોપીઓને પ્રેમપરવશ બનાવી, પરાક્રમો કરી, ગોવર્ધન તોળી, બંસરીથી યમુનાતટ ને વૃન્દાવનને ઘેલું કરી, મથુરા જઈ કંસને મારી, દ્વારકા જઈ રાજ્ય સ્થાપી, રુક્મણી હરણ કરી, સુદામાનું દારિદ્ર્ય કાપી નાખ્યું. પરંતુ રીતસર વિકાસ જેવું કશું નથી; પૂર્વાપર સંબંધ સળંગ જળવાયો નથી. અને શ્રી કૃષ્ણની લીલાના ભાગલા કરી, પડદા આગળ, એક પછી એક, ચમત્કૃત, રજુ કરી કૃષ્ણ મહાત્માનો ઉપદેશ કરવાનો શ્રમ સેવ્યો છે. આ અદ્ભુત લીલા ને ચમત્કારપરંપરામાં જ અપાર કલા ને કલ્પના ને વિવિધ આનંદની શક્યતા ભારોભાર ભરી હોવા છતાં, ગોપી લલિતાના મૂર્ખ ગોવાળ પતિ આયનનું પ્રહસન–કંઈક અશ્લીલ તત્ત્વ સહિત (જુઓ પૃ. ૨૪)–રજુ થાય છે: પતિનાં કપડાં પહેરી પોતાની સહેલી સાથે એ આલિંગન કરે છે! ઉપરાંત, એક દૃશ્ય જે ઇટલીના સ્વયંસ્ફુરિત હાસ્ય નાટકોમાં હતું[1] તે છે: યુવતીઓને નગ્ન દશામાં રંગભૂમિ ઉપર જોવાનો અત્યંત મોહ ઘણાં દેશ–દેશાન્તરનાં પ્રેક્ષાગૃહોમાં હતો અને છે; આ જ લાલસાથી ગોપી વસ્ત્રાહરણનું દૃશ્ય, આ નાટકમાં, રજુ કરવામાં આવ્યું છે; છતાં, ન્યાયની ખાતર એ પણ કહેવું જોઈએ કે ઇટલીમાં રતિમગ્ન સ્ત્રીઓ જે સુંદર લાગે ને હિંદમાં છોકરાઓ, સ્ત્રીના સ્વાંગમાં, અડધાં વસ્ત્રોથી નાગા જ લાગે. ઉપરાંત, કવિએ આખા પ્રસંગ ઉપર નાનું રહસ્યસૂચક કાવ્ય રચીને, ભક્તિને ઉત્તેજવા કરતાં સંકેલી લીધી છે.

એ તદ્દન સત્ય હકીકત છે કે આ ચાર નાટ્યપ્રયોગો કરતાં ઇ. સ. ૧૯૦૦ના અરસામાં "નરસિંહ મહેતો" જે ભક્તિપ્રધાન નાટકના શિખરે ગુજરાતી રંગભૂમિ ઉપર દાખવી ગયો તેવો ચમત્કાર બહુ થોડા નાટકોએ દેખાડ્યો છે. નાનો નાયક જે નરસિંહ મહેતાની ભૂમિકા ભજવી ગયો ને ત્રીસ વર્ષ પછી એ રંગના રસિયા આજે પણ અદ્વિતીય ગણે છે. જે માયા મુંબઈની ગુજરાતી પ્રજાને શ્રી બાપુલાલ ને જયશંકરે "સૌભાગ્ય સુંદરી" વગેરે નાટકોમાં લગાડી તે જ ભાતની અપૂર્વ માયા નાના નાયકે સારા ગુજરાતને લગાડી! અને ભક્તિભાવ ભરી રંગભૂમિ ઉપર ચિરંજીવી કુમ કુમ પગલાં પાડ્યાં! પરંતુ, નાટ્યવસ્તુ કે વિકાસની દૃષ્ટિએ તપાસીએ નો તો ઉપરના ચાર પ્રયોગો જેવાં જ તત્ત્વો જણાશે, કવિ

1. જુઓ આ લેખકની કૃતિ- The Gujarati Comedy of Art, Seventh Oriental Conference 1933. Baroda.

પ્રોપટલાલે આ નાટ્યપ્રયોગ લખેલો; અને નરસિંહ મહેતાના જીવનના લગભગ બધા જ પ્રયોગો—આખ્યાનોથી પ્રચલિત થયેલા—ભારોભાર ભર્યા છે. પ્રથમ અંકમાં, સારંગધર મહેણાં મારી નરસિંહ મહેતા ને મહેતી તથા કુંવરબાઇ ને શામળશાને ઘર બહાર કાઢી મૂકે છે; પરંતુ ગોપનાથજીની ભક્તિ કરવાથી, શંકર પ્રસન્ન થઇ, વિષ્ણુલોકમાં લઇ જઇ, અદ્ભુત રાસલીલા દેખાડે છે. બીજા અંકમાં, શામળશાનો વિવાહ ને ત્રીજામાં કુંવરબાઈનું મોમેરું તે પ્રભુપ્રસાદના ચમત્કારો નિત્ય વ્યાજ ગણતો લોભીલાલ ને તેનો સમજણો પુત્ર લહેરચંદ પ્રહસનમાં ભાગ લે છે; પણ તેમને નિયમ પ્રમાણે, મુખ્ય વસ્તુ સાથે વણી દેવામાં આવ્યા છે: કેદાર રાગ લોભીલાલને ઘેર જ ઘરેણે મૂકયો છે. ત્રીજા અંકમાં, દુઃખ પરંપરાના પૂરમાંથી આત્મવિદ મહેતા ભક્તિનાદથી કેવી રીતે તરે છે તે વિવિધ દૃશ્ય સામગ્રીથી રજુ કરવામાં આવ્યું છે. રા'માંડલિક સાથેના "હાર"નો પ્રસંગ ને વિધવા પૂત્રવધૂ જુઠીબાઇ સાથેના જેલના પ્રસંગો, હૃદયદ્રાવક રીતે રજુ કરી, છેવટ દિવ્યપ્રકાશ નાંખી, વિરાટ સ્વરૂપનાં સહુને દર્શન કરાવ્યાં છે......આ જ પ્રમાણે, "મીરાંબાઇ" નાટકમાં, વિષના પ્યાલાનો પ્રસંગ ને કુંભો રાણો જ્યારે મીરાંને મારવા જાય છે ત્યારે (પંચનળ દેખાય છે તેમ) 'એક મીરાં, બે મીરાં–ચાર મીરાં!'–વગેરે ચમત્કારો શ્રી કૃષ્ણ દેખાડે છે. આમ વસ્તુ ને વિકાસમાં આ બધા જ પ્રયોગો એક જ ધોરણ અનુસરે છે.[1]

(૩) પાત્ર પરિચયઃ—

આ બધાં ભક્તિપ્રધાન નાટકોમાં રીતસર ઉચ્ચકોટિનું પાત્રાલેખન ભાગ્યે જ જોવામાં આવે છે. જ્યારે પ્રભુલીલા ગાવાની હોય, જ્યારે એક પછી એક પ્રસંગો એવા યોજવામાં આવતા હોય કે તેમાં અદ્ભુત રસ કેળવતી, ચમત્કારની જ ઝડી વરસતી હોય, ત્યારે અંતરતત્ત્વને પારખનારી પાત્રપરીક્ષા બહુ સંભવતી નથી. ઉપરાંત, ગુર્જર નાટ્યકલાની શરૂઆત જ જે ગણાય તેવે સમયે, પાત્રાલેખન તત્કાળ વિકાસ ન પામી જાય તે પણ સમજી શકાય તેવું છે. એટલે, મોટે ભાગે તો આપણે જોઇએ છિયે કે જે ભક્ત હોય તે કેવળ પ્રભુના જ તાનમાં ઉન્માદ અનુભવે, દુઃખો સહન કરે ને અણિને પ્રસંગે, શામળિયો વ્હારે ધાય, ને બધું અંતે સાંગોપાંગ ઉતરી જાય ને ભક્ત પોતે તરે. એટલું જ નહિ, પણ ભાવિકો, ને કવચિત દુષ્ટ બુદ્ધિના આશ્રિતો પણ સાથે, ભવસાગર તરી જાય. આ નાયક સામે કાવાદાવા કરનાર દુષ્ટ બુધ્ધિનો, નીતિ–ન્યાય–ધર્મ વિનાનો પ્રતિનાયક તો હોય જ. એટલે ભક્તિમાર્ગ વિરુદ્ધનો એ હોવાથી એનામાં માનુષી તત્ત્વોનો પણ અભાવ જણાતાં, કેવળ નરરાક્ષસ જેવો તેને ચિતરવામાં આવે છે. એવાં પાત્રોના નિરૂપણમાં પછી દૈવી અંશનો લવલેશ પણ હોય જ ક્યાંથી ? આથી પાત્રો અમુક બિબાંમાં જેવાં જ–દેવો ને દાનવો જેવાં–બને છે; બાકી, પ્રહસનનાં પાત્રો તો અમુક પ્રકારની વિચિત્રતા ('humour') ને ક્નળવીને એવાં વિકૃત રૂપમાં, તખ્તા ઉપર ધાંધલ ને ધમાલ કરતાં, તે વારે વારે બધા જ

૧. મારા મિત્ર રા. કપિલરામ ભૂપતરાય મહેતા (જેઓ ભાવનગરના એક અમલદાર છે) ગુર્જર રંગભૂમિના વિશારદ, રસિક અનુભવી છે; તેમણે "નરસિંહ મહેતા" વગેરેને લગતી ઉપયોગી માહિતી, વિષય સાથે તન્મયતા કેળવી, આપી છે તે માટે ને આપણી રંગભૂમિ સંબંધી નિરંતર પ્રોત્સાહન માટે હું તેમનો ઋણી છું.

પ્રયોગોમાં ગીતો ગાતાં, જોવામાં આવે છે કે તેમની કોઈપણ ધોરણસર ચર્ચા થઈ બહુ શક્ય નથી. અને, દિવ્ય વિભૂતિઓ (બ્રહ્મા, વિષ્ણુ, શંકર), સિદ્ધો ઋષિઓ, નારદ જેવા મુનિઓ, ગંધર્વો વગેરે પ્રસિદ્ધોની કંઈ પ્રશસ્તિ કરવાં ? બાકી, દૈવી ને આસુરી સંપત્તિઓનાં સ્વરૂપો (ક્રોધ, મોહ કે વિશ્વમોહિની) વિશે પણ અમુક જ ઢબનું નિરૂપણ નિશ્ચિત હોય છે; ફક્ત તેમના સ્વાંગ, હાવભાવ ને કાર્યપધ્ધતિ માટે અમુક ચર્ચા કદાચ ઉપયોગી નીવડી શકે. એકંદરે જ્યાં માનવ તત્ત્વોની ઉણપ હોય છે ત્યાં ચારિત્ર્યના પ્રશ્નો ગૌણ બને છે.

નરસિંહ ને સારંગધર, મીરાં ને કુંભો, ગોપીચંદ ને વછેર, પીપાજી ને વિકાળસિંહ બીલ્વમંગળ તથા પક્કા પોપટલાલ, શ્રી કૃષ્ણ ને કંસ—આવાં દ્વંદ્વો તો તત્કાળ કળી શકાય તેવાં છે. તેવી રીતિ, પાછી પ્રહસન વિભાગની ઘણીવાર ત્રિપુટીઓ જેવું હોય છે: દાખલા તરીકે, વછેર, બડુવા (નોકર)ને વિષયાસક્ત દાસી નાજુકી; વાંમડાશંકર, સ્વચ્છંદી ને તેનો પિતા, અથવા ભાઈ. પક્કા પોપટલાલ ને વિશ્વમોહિનીની સખી અથવા અક્કલશંકરને તેમનાં સાસુ-સસરા; અને ઋષભ, અરજણ ને લાકુ વગેરે. અલૌકિક સૃષ્ટિના પાત્રોમાં પણ કળી, મોહ ક્રોધ કે શ્રી વિષ્ણુ, લક્ષ્મીજી, ભક્તિ, કે બ્રહ્મા, વિષ્ણુ ને મહાદેવ—જેવી ત્રિપુટિઓ દૃષ્ટિગોચર ઘણીવાર થાય છે. દરેક ભક્તિપ્રધાન નાટકમાં પણ એક નવયુવાન, મનહર પ્રેમીયુગલ-પ્રેમચિકિત્સા કરતું, ને પ્રેમગીતો લલકારતું હોય છે જ. દાખલા તરીકે,-ચંપાવતી ને ઉગ્રસેન, ભાનુમતિ ને દીપસિંહ, શ્રી રુક્મણી ને કૃષ્ણ—વગેરે.

જો આપણે મુખ્ય પાત્રોનો પણ ક્રમશઃ વિકાસ તપાસીએ અથવા કલાના અંશો ધ્યાનમાં રાખી સમગ્ર પાત્રાલેખનનો વિચાર કરીએ તો ઘણીવાર અત્યંત નિરાશા થાય છે. દૃષ્ટાંત તરીકે, મહારાજા ગોપીચંદને આવો તદ્દન મૂર્ખ વછેર હોય અને રાજા પોતાની માતા મિનોની, જાલંધર જેવા યોગી પરત્વે, બે દાસી લવારી કરે તે માને અને પોતાની બુધ્ધિશક્તિનો સહેજ પણ ઉપયોગ ન કરે, અને યોગીને ઝેર આપવી, અંધારા કુવામાં નાંખવાની સંમતિ આપે—આ બધું આપણે માની શકીએ તે રીતે બિલકુલ રજુ થયું નથી. નાટ્યકારની કળાની સાચી કસોટી થાય તેવો મહાપ્રસંગ ત્રીજા અંકના પાંચમા પ્રવેશમાં (પૃ. ૭૩) છે: રૂપ ને યૌવનભરી રાણીઓ જ્યારે રંગીલા યુવાન રાજાને શીતળ જળ ને સુગંધી દ્રવ્યોથી સ્નાન કરાવે છે ત્યારે માતા મેનાવતીના, ઉપરની અટારી પરથી, ઉષ્ણ આંસુ પુત્ર ઉપર પડે છે. આ સુંદર પ્રસંગે જે તીવ્ર વૈરાગ્ય ઉપજે તે બુદ્ધ જેવો અંતરતાપથી ઉદ્ભવતો હોવો જોઈએ: ભર્તૃહરિને ભગવા વસ્ત્રો પહેરવાથી કે કેવળ ઉપદેશથી સંન્યાસ સિદ્ધ થતો નથી, જો ક્ષણવાર સ્મશાનવૈરાગ્ય જેવું લાગે તો, તે મનહર. [illegible] [illegible] હાસ્યમાં ઓસરી પણ તત્કાળ જાય છે. શરૂઆત ઠીક છે:—"માતા, મેરી પ્યારી માતા! તું રુદન ક્યોં કરતી હય?" મેનાવતી અંતરવ્યથા રોકી ઉત્તર આપે છે: "કુચ્છ નહિ બેટા [illegible]" પણ, ત્યાં અયોગ્ય ને રસભંગ કરતું એ છે કે ગોપીચંદ, કાયર બાળક જેવી, નમાલી વાતો કરે છે:—

"માજી, રાજ કરને દે, કૈસી મન ધરેં; મા, મેનાવતી!
છોડી હય અબ ઉમ્મર મેરી, મય ક્યા જાનું જોગ;
આયા ઠરે મુલકકે રાજ, હસે સહેર કે લોગ.—માજી.

પડીથી, મુખાંકથી કહે છે:—"માતા મેં તેરી આજ્ઞા ઉઠાનેકું તૈયાર હું, મગર જોગી હોનેસે મેરી રાનીઓ ઓર રૈયતકો બડા રંજ પૈદા હોગા"—સમજવાનું તો એ છે કે આ પ્રસંગે ગોપીચંદ રાજાને પોતાની ભયંકર ભૂલોનું પૂરું ભાન થઇ ગયેલું છે ને ગુરુ જાલંધરને કુવામાં નાંખવા માટે પસ્તાવો પણ થયો છે! અને તે છતાં, વૈરાગ્ય બહારથી પરાણે દાખલ કરવો પડે છે! ××× આ જ પ્રમાણે, દરેક નાટકમાંથી પાત્રનિરૂપણની ચ્યુતિઓ પુષ્કળ દાખવી શકાય.

સમગ્ર પાત્રનિરૂપણમાં મૂળભૂત ક્ષતિ તો એ છે કે દુષ્ટ માણસમાં કોઇ પણ સારું તત્ત્વ જાણે સંભવતું જ નથી; અને સત્પુરુષ કે સંતસાધુમાં જાણે કોઇ દૂષણ દેખાતું નથી; વઝીર કે પાકા પોપટલાલ એટલે કેવળ સેતાન; બિલ્વમંગળની ધર્મપત્ની પ્રભાવતી એટલે સતીનો નમુનો–પુતળાની માફક મૃત્યુ સુધી સહન કરી, નમન કર્યા જ કરે! વગેરે. દિલગીરી તો એ થાય છે કે પાત્રોનો પસારો લાંબો હોવા છતાં (વસ્તુ–વ્યાપાર ઘણાં સ્થળોમાં ને લાંબા સમય સુધી થતો હોવાથી), તેમનો યથોચિત વિકાસ થતો જોવામાં આવતો નથી.

ગાજી ઉઠે. દુષ્ટ બુદ્ધિના એક દારૂણ યોધ્ધાના ધડાકા તો જોઇએ જ: જૂઓ–વટ્ટર, વિકાળ-સિંહ, પદ્મ પોપટલાલ ને કંસ કે શિશુપાળ કે સારંગધર. તેની સાથે, બધે વિવિધ રીતની હસાહસ માટે બાણુ–ચેષ્ટા–ગીતોમાં હોશિયાર, વિદૂષક જેવી વ્યક્તિઓ માટે અમુક પ્રવેશો તો દાખલ કરવા જ જોઇએ; જો મુખ્ય લેખક તે ના કરી શકે તો "ફારસ" લખવામાં ચકોર ગણાતા બીજા લેખક એ ન્યુનતા પૂરે, જરૂર હોય તો ગીતોની ન્યુનતા ત્રીજા પૂરે—કે શંભુમેળો થાય—આવું વિલાયતમા શેક્સપિયરના સમયમાં પણ થતું જ હતું. આ ભક્તિપ્રધાન નાટકોમાં આપણે વધાવી લઇયે તેવું નાટ્યકલાનું તત્ત્વ એ છે કે "ફારસ"નાં પાત્રો, કેવળ અર્થ કે મેળ વિનાનાં નથી પણ મુખ્ય વસ્તુ સાથે યુક્તિથી ઠીક વણી દેવામાં આવ્યાં છે.

(૪) આ નાટકોની આલેખન શૈલી:—

આપણે જોયું કે ઉચ્ચત પાત્રાલેખનનો અભાવ હોવાથી વસ્તુવિકાસ પણ કલાયુક્ત બની શકતો નથી. પાત્રોનાં માનવતત્ત્વો, અને સ્વાભાવિક વિકાસ ક્રમશઃ વાર્તાનો વ્યાપાર નહિ હોવાથી, દૈવનાઈ ચમત્કારોથી પ્રસંગોની ગુંથણી કરેલી જોવામા આવે છે.

(ક) દૈવનાઈ ચમત્કાર (Deus ex Machina) ની રીતિ:—

આ રીતિ સર્વત્ર આવા ભક્તિપ્રધાન નાટકોમાં આપણે જોયા જ કરીએ અને "વાહ, પ્રભુજી, વાહ!" બોલ્યા જ કરીએ, ભાવિક શ્રોતાજનો હરિલીલા ગાયા જ કરે! કોઈપણ મુંઝવણનો ગમે તે પ્રશ્ન ઊભો થયો કે તરત ગરૂડે ચઢીને ગિરિધારી સાક્ષાત પ્રકટ થાય અને મુંઝવણ દૂર થાય, મરેલા જીવતા થાય! અને ભક્તને મનવાંછિત ફળ તત્કાળ મળી જાય!! અને જરૂર પડે તો આંખના પલકારામા દુષ્ટોનું નિકંદન પણ નિકળી જાય!!! કેવી અજબ સરળતા આવા નાટ્યકારને પ્રાપ્ત થાય છે! જે અત્યારના શિક્ષિત ને સંસ્કારી લેખકને ફૂલગુંથણીમા સ્વાભાવિકતા લાવવાની અતિશય મુંઝવણ ઘણીવાર થાય છે તે, આપણાં ભક્તિપ્રધાન નાટકોમાં, કદાપિ હોતી જ નથી. જલધર અંધારા કુવામાંથી છ માસ પછી બહાર નીકળે છે! "ભક્તરાજ પીપાજી"નો ત્રીજો અંક કેવળ ચમત્કાર પરંપરાથી જ ભરેલો છે: વિષ્ણુભગવાન પોતે કે પાર્ષદો પધારે, ઘડામા ઘડિકમાં વિંછી ને ઘડિકમાં મહોરો થાય, નગ્ન રાણી સીતા કોઠીમાંથી વસ્ત્રાભુષણ સજીને બહાર પડે, મહંતના સીતા ઉપર મુગ્ધ થાય ત્યારે સતી મૂર્છા આવે ને ત્યાં જ સિંહણ પ્રકટ થાય; બોરા ગોપકા કોળા બની જાય ને તેમાં પાણું નામુ વચાય; વિકાળસિંહને પકડવા યમદૂતો આવી નર્કમાં લઇ જાય; ને સિન પલટાતાં, સ્વર્ગમાં વિષ્ણુદર્શન થાય! આ જ પ્રમાણે, ત્રિકમગળની પત્ની સજીવન થાય ને ગાંડા આસરાકર ડાહ્યા બની જાય; ને સુરસાજી છેવટ દેખાતા થાય, પ્રભુગુણ ગાય ને શ્રી કૃષ્ણની અજન્મ લીલાની તો વાત કરવાનો આપણને અધિકાર જ નહિ ને?

(ખ) અદ્‌ભુત સૃષ્ટિ (Supernatural) ના પ્રકારો—

ભક્તિપ્રધાન નાટકોની સૃષ્ટિ જ આવાં અદ્‌ભુત તત્ત્વો કે દિવ્ય-ચમત્કારોથી ભરેલી હોવાથી, ઉપર જણાવ્યા પ્રમાણે, દરેક નાટકમાંથી સંખ્યાબંધ દૃષ્ટાંતો આપી શકાય. બીજુંં

મુળશંકરભાઇ મુલાણીએ મુંબાઇ ગુજરાતી નાટક મંડળી માટે અત્યંત લોકપ્રિય ખેલો ('જુગલ જુગારી' ને 'સૌભાગ્ય સુંદરી') જેવા રચ્યા છે; અને સાથે "દેવકન્યા" જેવો નાટ્યપ્રયોગ પણ લખ્યો છે: તેમાં વિક્રમને ઉર્વશી માફક, કિશોર ને દેવકન્યાનો પ્રેમ થાય છે અને તાંત્રિક પોતાની મલિન વિદ્યાના પ્રયોગો કરી દેવકન્યાને યક્ષિણી તરિકે પસાર કરે છે; પ્રભાવતીનો ઝેરનો પ્યાલો કોઇ દૈવી શક્તિ ઉપાડી જાય છે; અને છેવટે ભરસભામાં, અવાજ સાથે, દેવકન્યા આકાશમાંથી ઉતરે છે. આ રીત એટલી બધી પ્રચલિત છે ને અદ્દભૂત રસપ્રવાહ (Ultra Romanticism) આપણા પ્રેક્ષકોને એટલો બધો ભાવે છે કે તે વિષે આ સ્થાને વિશેષ ઉહાપોહ કરવો ઉચિત નથી. ભૂતો-પિશાચો વગેરે ઘણીવાર દૃષ્ટિગોચર થાય છે; અને વધારે અસરકારક નિવડે તેવી સૂક્ષ્મશૈલી તો સ્વપ્નો વગેરેથી મંગળ તથા અમંગળ સુચનો દ્વારા, ભાવિ ઘટનાના ઓળા પાડવામાં દેખાય છે. આ સુક્ષ્મ ને શુદ્ધ તત્વમાં કલાના અંશો છે; ને તે આ નાટકોમાં જોવામાં આવે છે; પરંતુ સ્થૂળ, આંખને આંજતા, અદ્દભૂત ચમત્કારો સાથે એવા ઓતપ્રોત થઇ ગયા છે કે તેમનું તેજ ઝાંખું પડી જાય છે.

(ग) વેષપલટાની પદ્ધતિ (Disguise):—

જ્યારે નાટક મંડળીમાં ધાટિલા છોકરાઓ છોકરીઓના પાઠ કરતા હોય ત્યારે, તેમનો વેષપલટો કરવો સહેલો થઇ પડે છે; આથી પ્રેક્ષકોનું આકર્ષણ વધે છે. જો નટીઓ આ સ્ત્રીપાત્રો ભજવતી હોય તો એમને યુવકો તરિકે રંગભૂમિ ઉપર પસાર થવું કેવું મુસ્કેલ છે તે તરત સમજી શકાય તેવું છે; આથી જ અત્યારે યુરોપીય નાટકોમાં આ વેષપલટો એવા રૂપમાં દૃષ્ટિગોચર થતો નથી, ને શેક્સપિઅરનાં - તે સમયનાં ઘણાંખરાં નાટકોમાં આવો વેષપલટો જોવામાં આવે છે; તેનું કારણ પણ બાળનટો સ્ત્રીપાત્રો તરિકે ઉતરતા તે જ છે. પ્રસ્તુત નાટકોમાં, જો ફરી "દેવકન્યા"નો વિચાર કરીએ તો, એ કન્યા, પોતાના કહેવાતા મૃત્યુ પછી, મનહર યુવાનનો પાઠ ભજવી, કિશોરને પ્રભાવતી સાથે પોતે જ પરણાવી આપે છે-છેવટે ભેદ ખુલ્લો થતાં, કિશોરને એકને બદલે બે પ્રિયતમાનો સુયોગ જામે છે! આપણી રંગભૂમિની આ ને બીજી મુળભૂત વિશિષ્ટતાઓ આ લેખકે પોતાના ઈંગ્રેજી ગ્રંથમાં[1] સ્પષ્ટ કરી છે. આ વેષપલટો મુખ્ય વસ્તુમાં કે પ્રહસનમાં ઘણી વાર અગત્યનો ભાગ ભજવે છે. વજીરનો નોકર મૈનાવતીનો સ્વાંગ ધારણ કરી, વજીરને પેટીમાં પૂરી ફજેતી કરે છે. તે જ પ્રમાણે, પાકા પોપટલાલ બિલ્વમંગળના હાડમાં વિશ્વમોહિની સાથે મોજ માણે છે; અને આકાશશંકર પોતાની બૈરી મંગળાગવરીનું રૂપ ધારણ કરી બનાઈ કરે છે; અને આ જ રીતે સરખ પોતાની પત્નિ લલિતાનો સ્વાંગ ધારણ કરી, બાળકને ધવરાવાનો ડોળ કરે છે!

(घ) (Dramatic Irony)—

આ વેષપલટાના ગંભિર ને હાસ્યજનક વિવિધ રસથી ભરેલા પ્રસંગોમાંથી નાટ્ય-કલાનું એક નવિન તત્ત્વ મનહર રીતે વિકાસ પામે છે. આ વેષપલટા વિષે મોટે ભાગે

1 જુઓ The Indian Theatre, Allen & Unwin, London, 1933 પ્રકરણ પહેલું.

શ્રોતાજનો સાચી હકીકત જાણતા હોવાથી, તથા કટાક્ષ સુભગ ભાષાપ્રયોગ થતો હોવાથી, જે અત્યંત માર્મિક આનંદ ઉત્પન્ન થાય છે તે નાટકના રસિયા ક્યાં નથી જાણતા ? જે પાત્ર વેશપલટો કરે છે તેનું ભાનમ, સત્ય જાણનાર પાત્રોનું ભાનમ, અંધારામાં હોવાથી તત્ત્વ નહિ પારખનાર, પ્રસ્તુત પાત્રોનું ભાનમ ને શ્રોતાજનોને આ વિચિત્ર ઘટનાથી ઉપજતો વિચિત્ર આનંદ—આ સહુ વિગતમાં ઉતર્યા વિના પણ, ઉપરના પ્રસંગોનો આ દૃષ્ટિથી, ફરીથી વિચાર કરતાં સ્પષ્ટ થશે. નાટ્યકલાનું આ ગૂઢ તત્ત્વ નાટકની ઉત્પત્તિથી જ અમુક રૂપમાં સમાયલું જણાશે. અંતરનો આનંદ—આ પરિસ્થિતિનો—કેટલીક વાર અવર્ણનીય હોય છે.

ङ) કવિની ન્યાયબુદ્ધિ ( Poetic Justice ):—

આ નાટ્યપ્રયોગોનો સાંગોપાંગ વિચાર કરતાં, એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે નાટ્યકાર પોતાની આલેખનશૈલીમાં પાત્રોને અંતિમ કેવો ન્યાય આપે છે ? કવિએ પોતાના નાટકમાં રામચન્દ્રજીનું અનુકરણ કેટલે અંશે કર્યું ને ના કર્યું ? —

' રામ ઝરૂખે બૈઠકર સબકા મુજરા લેત;
જૈસી જીસકી ચાકરી ઉસકુ ઉતના દેત '"

—તે ન્યાયે, સારાં પાત્રોને અંતમાં સુખ, યશ, આનંદ ને દુષ્ટ પાત્રોને દુઃખ, અપયશ ને કમોતે મરણ કે નકદાર–રંગભૂમિ ઉપર દાખવવાં ઇષ્ટ છે કે નહિ ! પ્રસ્તુત નાટ્યપ્રયોગોમાં તો દેવ ને દાનવો જેવા બે જ પક્ષનાં પાત્રો મોટે ભાગે હોવાથી, આપણે તરત જ કલ્પી શકીએ તેમ—" પાપીનાં મોઢાં કાળાં " થાય છે; અને " સતીઓની બોલ બાલા " હોય છે. ઘણી વાર કવિની ન્યાયવૃત્તિ એવું તીવ્ર સ્વરૂપ લે છે કે કાળમુખો વજીર ને લંપટ ભમ્રૂકી ગોપીચંદ પાસે સ્પષ્ટ ઉઘાડાં પડતાં જ, તેમને ભૂખ્યા સિંહના પાંજરામાં હોમી દેવામાં આવે છે ! (આવે પ્રસંગે, એ પણ વિચારવાનું છે કે circus નાં કેટલાક અંશો આપણી રંગભૂમિ ઉપર,—વિવિધ પ્રાણીઓ, અંગકુસ્તિઓ—વગેરે દ્વારા,—કેવાં લોકપ્રિય કરી, અમુક જાતનો આનંદ શ્રોતાજનોમાં ઉત્પન્ન કરવાનો પ્રયાસ કેટલીક વાર થયો છે) અને જે બેવકૂફ નોકર—ભડુવા— વજીરને હોમે છે તેને વજીરના પદે સ્થાપવામાં તત્કાળ આવે છે !!! આ તો શેક્સપિયર " વિન્ટર્સ ટેલ "માં એન્ટિગોનસને વરૂ પાસે ફાડી નખાવે છે તેના કરતાં પણ વિશેષ ! આ ન્યાયે, રિપુજિતસિંહને યમદૂતો રૈ રૈ નર્કમાં નાખે ને પીપાજીને વિષ્ણુનાં દર્શન સ્વર્ગમાં થાય તે સમજાય એવું છે. પરંતુ, એવું પણ બને છે કે પુણ્યશાળી જીવો પાપીઓનો પણ ઉદ્ધાર થાય છે: દાખલા તરીકે, વિક્રમશાહ ને સોમગિરિ સાથે પણ પોપટલાલ પણ ' રાજમુખ 'માંથી ઉગરી જાય છે ! આથી વિશેષ અનુમોદ શ્રીયુત સુધાકરે પોતાની " દેવ કન્યા "માં દાખવ્યો છે: તાત્રિક જેવા પાપીને સત્ય ને ન્યાયના માર્ગે દોરી, દેવકન્યાની જ ભટ્ટેન સાથે તેનાં લગ્ન કરે છે !! ×× આવી ન્યાયબુદ્ધિ નાટ્યકારે દાખવવી ઇષ્ટ છે કે નહિ—અને નાટક એ જીવનનાટકનું પ્રતિબિંબ હોય તો વાસ્તવિક છે કે નહિ—એ પ્રશ્ન ગહન હોવાથી અહિં પ્રસ્તુત ગણ્યો નથી.

(च) ગાયન વિભાગઃ—

ગુજરાતી-ઉર્દૂ નાટકની આલેખનશૈલીમાં ગાયનો કેવો અગત્યનો ભાગ ભજવે છે તે વિષે માત્ર ઉલ્લેખ કરવાનું અત્રે ઉચિત ધાર્યું છે; તેની કેટલીક ચર્ચા આ લેખકે પોતાના "નાટ્યકાર વાઘજીભાઇ ઓઝા"ના લેખમાં કરી છે. ઔચિત્ય બુદ્ધિનો ક્ષણે ક્ષણે ભંગ થાય તે વિલાયતની સંગીતપ્રધાન શુભ પર્યવસાયી નાટિકાઓ Musical Comedies માફક, પ્રસંગ હોય કે ના હોય, પણ ગીતો લલકારવાની ધગશ આપણી અજબ છે; અને આ આપણી કરુણકથા બાજુ ઉપર રાખીએ તો પણ એ ગાયનોમાં ક્વચિત જ સાચી કવિત્વશક્તિ જોવામાં આવે. અલબત્ત, શ્રી મુળશંકર, સ્વ. પ્રભાભાઈ ધોળશા, સ્વ. વિભાકર, કવિ ચિત્રકાર શ્રી ફુલચંદ શાહ તથા શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટે કેટલાંક સુંદર ગાયનો રચ્યાં છે; અને આમાંની "છૂટક પંક્તિઓ ઉપર રસમીમાંસા"[1] આ લેખકે, એક પ્રસંગે, કરી પણ છે. છતાં, એટલું તો સ્વીકારવાનું પ્રાપ્ત થાય છે કે પ્રસ્તુત નાટકોમાં બહુ રીતે તપાસતાં, નાટ્યગીતોમાં સાર ક્વચિત જ લાગે છેઃ કેટલાંક તો પ્રચલિત ગીતો છે ('જગતની જીવો રે ગોપીચંદની'-વગેરે) અને કેટલાંક ઠીક ગીતો "ભર્તૃહરિ" જેવાંના અનુકરણરૂપે લાગે છે (સરખાવો ગોપીચંદનો પોતાની રાણી તથા ન્હાની બ્હેન સાથેના ભિક્ષા પ્રસંગો). પ્રહસન પૂરતા પ્રત્યેક પ્રવેશની અંતે ગમે તેવા ગાયનની રમઝટ જામે તે તો ઠીક; નાયક ને નાયિકા વગેરે ગમે તે સંયોગોમાં ગાયા જ કરે તે અયોગ્ય તો છે જ; છતાં જ્યારે વિષ્ણુભગવાન પોતે દેવો ને ગંધર્વો વગેરે બહુતાં જ પાત્રો સાથે સંગીતમય વાર્તાલાપ કરે છે ત્યારે હાસ્ય કરતાં કરુણા કે ક્રમકમાં ઉપજે છે!

(छ) રસ-સંભારઃ—

શરૂઆતમાં જણાવ્યું તેમ, શૃંગાર, કરુણ ને વીરરસના પ્રસંગો આ દરેક નાટકમાં ભરેલા છે; અને પ્રહસનનો, જેવી જાતનો હાસ્યરસ આપણે ગણીએ તેવો તો, પડદા બદલાતા જાય તેમ જામતો જ જાય. સંસ્કૃત નાટ્યકલાની દૃષ્ટિથી મુખ્ય ને ગૌણ રસોના સૂક્ષ્મ ભેદો દૃષ્ટિગોચર થતા નથી. આવાં ભક્તિપ્રધાન નાટકોમાં ભક્તોને અનેક સંકટ સહન કરવાં પડતાં હોવાથી જે કરુણરસ જામવો જોઇએ તે તીવ્ર વૈરાગ્યને અંતે જે શાંત રસમાં ને પરિણમવો જોઇએ તે કળાદૃષ્ટિ નહિ હોવાથી, બધા રસોની જાણે 'અહમહમિકા' (Tug-of-war) હોય તેવો ભાસ થાય છે. શૃંગારરસની એક પ્રવેશમાળા તો હોય જ; વીરરસના પ્રસંગો, પ્રતિનાયક તરફથી, ઉભા થાય જ; ભયાનક, બિભત્સ ને અદ્ભુત રસના પ્રસંગો તો આપણે જોયા તેમ વારે વારે રંગભૂમિ ઉપર યોજાય જ છે; કલિ, ક્રોધ, મોહ, રાક્ષસો, ભૂતો પિશાચો તથા દેવો ને ગંધર્વો વગેરે સામાન્ય જમાવે ત્યારે આવા રસો ઉત્પન્ન થયા વિના રહે જ નહિ. આપણી કરુણકથા એ છે કે આ આઠ કે નવે રસનો ખિચડો આપણને પીરસવામાં આવે છે; અને અમુક પ્રકારના શ્રોતાજનો 'વાહ, વાહ!' પોકારી "પૈસા વસુલ" થયા માને છે!!

---

1 જુઓ-"ગુજરાત મિત્ર"નો હિરકમહોત્સવ અંક, ૧૯૨૪, સુરત.

**(ज) દૃશ્ય સામગ્રીની યોજના:—**

આપણા રંગભૂમિના રસિયા જેને 'ફમાસ' (કે મરાઠીમાં, 'કળશ') કહે છે તે પ્રમાણે ગુજરાતી-ઉર્દૂ રંગશાળામાં દૃશ્યસામગ્રી, મોટે ભાગે, ખર્ચાળ ને ભભકભરી હોય છે. ઓગણીસમી સદીની વિલાયતની ઝળહળતી નાટ્યસામગ્રી, ઇંગ્રેજો, પોતાનાં શેક્સપિયરના નાટ્યપ્રયોગોમાં, હિંદમાં લાવ્યા. તેમાંથી આપણા સાહસિક બંગાળી જમીનદારો ને પારસીભાઈઓ વગેરેએ શીખવા પ્રયાસ કર્યો; અને પૈસો, બુધ્ધિશક્તિ ખર્ચી તથા વિલાયતની મદદ કરીને પણ આપણી રંગભૂમિ ઉપર એ સામગ્રી આકર્ષક રીતે રજુ કરી: બદલાતા રંગીન પડદાઓ; અમુક પ્રકારના લાકડા ને કપડાંની મદદથી, ચોકઠામાં ઊભી થતી કૃત્રિમ નવી સૃષ્ટિ, કિટસન અને ગેસના પ્રકાશમાં ચિતરેલાં મનહર ચિત્રો તથા રાળ વગેરે બાળવાથી થતી ઇંદ્રજાળ જેવી માયા—આ સહુ દૃશ્યસામગ્રી ઉપર, રસિક સમાજ 'આફરીન' થઈ ગઈ અને વિસમી સદીમાં વિજળી દાખલ થયા પછી તો આ સૌન્દર્યાભાસની લીલાનું પૂછવું જ શું!! ઉપરાંત, એક પ્રાચીન તત્ત્વ તે રોશનીમાં આપણને આંજી નાખે તેવું વસ્ત્રાભૂષણની મોહિનીનું હતું. ઝીકનો સામાન, સહાર્દિક વિલાયતી કાપડ ઉપર, અને તે પણ ઘાટિલા નાજુક છોકરાઓ ઉપર, 'પદ્માકૃતિકરલિપરિટક' કર્યા પછી, યુવતીના સ્વાંગમાં, અપ્સરાઓએ કેવાં મન-મુગ્ધ કરી શકે તે કલ્પી શકાય તેવું છે. આથી જ સ્વર્ગનાં દૃશ્યોમાં પ્રાસાદો, ઉદ્યાનો, અપ્સરાઓ, આવા પ્રયોગોમાં, વિશેષ જોવામાં આવે છે. રંગભૂમિનો થોડો જ ભાગ ખુલે છે ને પ્રહસન કે ગૌણપાત્રોની વાર્તાલાપ થાય છે ત્યારે "ઘર" કે "રસ્તા"ના પડદા પાછળ રાજદરબાર કે મંદિરભુવન રચાઈ તૈયાર થાય છે! વારે વારે 'સિન ટ્રાન્સફર' થાય છે ને પૃથ્વી ઉપરથી ક્ષણમાં નર્ક ને ક્ષણમાં સ્વર્ગ રજુ થાય છે. પ્રશ્ન એ પુછવા જેવો છે કે શું નથી થઈ શકતું? ઉપરાંત, દૃશ્યસામગ્રી પર આ 'અપ્સરાઓ' કે વારાંગનાઓનો મૂક નાચ (pantomime) કે નૃત્યગીત આગ્રહનો ભાગ ભજવે છે. આ નાચ-ગીતનો જલસો જોવાથી જ કેટલાક પોતાને ધન્યભાગ્ય માને છે!

**(झ) ભાષા ને શૈલી:—**

આ બધી સામગ્રીની ભભકમાં નયનો અંજાઈ જાય ત્યારે કર્ણોને વધારે તીવ્ર બનાવી, પંચેન્દ્રિયોની સ્પર્ધામાં તેઓ હારી ના જાય માટે જોસદાર ભાષા (ઔચિત્યનો પ્રશ્ન જ બાજુ ઉપર રાખી) લગભગ બધા જ પ્રયોગોમાં વપરાય છે. આપણી રંગભૂમિ ઉપર અત્યાર સાજવીજ નિત્ય ચાલી રહી હોય તેવો ખ્યાલ કોઈ પરદેશી અજાણ્યો નાટ્યશાળામાં પધારે તો તેને આવે તેવું છે! પ્રણયપ્રસંગ હોય કે કરુણ પ્રસંગ હોય તો પણ જબરા શબ્દો આખા નાટ્યગૃહમાં અવાજ પાડ્યા કરે તેમ કેવામાં, ઘણીવાર આવે છે. પાત્રોને અનુકૂળ, પ્રસંગોને અનુરૂપ રસનિષ્પત્તિને ઉપકારક તેવી બાની કે ઉચ્ચાર કે અભિનય આવા પ્રયોગોમાં વિરલ જ હોય છે. 'ગીત'માં બોલવાની પ્રથા ઉર્દૂ નાટકની—તથા વારે વારે શબ્દો ઉપર જોર (Punch) કરવાની પ્રથાનિ—શેક્સપિયરના સમય જેવી—આપણું વારે વારે ધ્યાન, ગાયનોના રાગડા સાથે, ખેંચ્યાં જ કરે છે.. ...પારસી નાટકોમાં ઉર્દૂ કે પારસી ગુજરાતીની વાત અત્યારે એક બાજુ રાખીએ તોપણ. ગુજરાતી કોઈ આપણી માન્યતા ને સાહિત્ય રૂપ પોતાની નાટક મંડળીઓ જ્યારે જ્યાં અર્થલાભ હોય ત્યાં જુએ

ત્યારે ભાવોમાં ગમે તે છાંટ વધારી, તે મુલકને અનુકૂળ થઈ જાય છે. 'ગોપીચંદ' નાટક હિંદના બીજા ભાગમાં મશહૂર થાય તે માટે આખું નાટક હિંદીમાં ઉતારવામાં આવ્યું છે. ઘણીવાર પચરંગી પ્રજા માટે હોવાથી, 'જે નાટકના વ્યાપારઉદ્યોગને પોષે તે કલાત્મક ને શુધ્ધ–'એ ન્યાયે જ કાર્ય થયું છે. દૈવી પાત્રો વધારે પ્રસાદયુક્ત ભાષા બોલતાં હોય કે ગામડિયાંઓ હંમેશ ગ્રામ્ય વાતાવરણ ઉત્પન્ન કરતાં હોય તેવું આલેખનશૈલીનું ચોકકસ તત્વ ફલિત થતું નથી. × × ×

(૫) ઉપસંહાર—

આ દૃષ્ટિબિંદુથી, પ્રસ્તુત ને બીજા નાટ્યપ્રયોગો ઉપર વિચાર કરતાં એ તો સ્પષ્ટ જ છે કે આપણા નાટ્યકારો ઉપર જાણે કે અજાણે પુષ્કળ " પાશ્ચાત્ય સંસ્કારો " પડ્યા છે. [1] આ બધા વિદેશી સંસ્કારોમાંથી કેટલાક ઇષ્ટ સ્વરૂપમાં ને કેટલાક અનિષ્ટ રૂપમાં આપણી રંગભૂમિ ઉપર પ્રવેશ પામ્યા છે. આ સ્થળે તે પ્રશ્ન વિચારવાનો નથી. પ્રસ્તુત ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગોનો વિશેષ વિચાર કરવાથી જણાશે કે પાશ્ચાત્ય સંસ્કારો કરતાં પણ ઘણા વધારે આપણા મધ્યકાલીન ગ્રામ્ય રૂપકોની કે 'ભવાઈ'ની અસર ઉતરી છે. નવરાત્રિમાં આખી રાત નિકળતા 'વેશો' તથા માતાજીની કૃપાથી થતા 'ચમત્કારો' તથા કેટલાક ભક્તોની પહેલી મુંઝવણ ને પછી સાક્ષાત્કાર–વગેરે અંશો. આવા પ્રયોગોમાં આપણું ધ્યાન ખેંચે છે; તેથી પણ વધારે પ્રહસન વિભાગમાં ઊભી થતી પરિસ્થિતિ ને 'ફારસ'ના પ્રસંગોને, કેટલીક અશ્લીલ ક્રિયા તથા વાર્તાલાપને તો આપણે કદાચ 'ચોકખી ભવાઈ' કહી શકીએ. પ્રોફેસર ડોલરરાય માંકડે સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં ઝીણવટથી વર્ણવેલાં કેટલાંક ઉપરૂપકોની વિગતો [2] વાંચવાથી આ ભવાઈનાં તત્ત્વો વિષે આપણને શાસ્ત્રીય ચર્ચા કરવાનો પ્રસંગ મળે તેવું છે; પણ વિષયાન્તર થાય માટે એ વાત બાજુએ રાખવી યોગ્ય છે.

આપણી આગળ આ પ્રસ્તુત ભક્તિપ્રધાન નાટ્યપ્રયોગો પરત્વે સમગ્ર સમાલોચના કરતાં, મુખ્ય પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ નાટકોએ આપણી રંગભૂમિના ઇતિહાસમાં કેવો ભાગ ભજવ્યો છે? હકિકત એ છે કે 'નરસિંહ મહેતો,' 'મીરાંબાઇ,' 'ગોપીચંદ,' 'સુરશ્યામ' વગેરે પ્રયોગો ઉપર ગુજરાતના જ નહિ પણ હિંદના બીજા પ્રદેશોના શ્રોતાજનો પણ હર્ષાશ્રુ સારતા. ચાલુ સદીની શરૂઆતમાં ભક્તિરસના પ્રયોગોનો વિશેષ મહિમા હતો; અને આપણે કલા ને સાહિત્ય કે કવિતાની દૃષ્ટિથી ગમે તેવા દોષોની સવિસ્તર ચર્ચા કરીએ પણ ભક્તિભાવભરેલું રસિક મંડળ અત્યંત ધ્યાન ને પ્રેમથી આ ભક્તમંડળને રંગભૂમિ ઉપર નિરખતું અને જાણે, ભક્તને થયાં તેવાં, પોતાને પણ પ્રભુનાં દર્શન થયાં હોય તેમ માની, વિવિધ જ્ઞાનગમ્મત સાથે, પોતાને કૃતકૃત્ય માનતું! શુધ્ધ વેદાંતજ્ઞાન કે ઉત્કટ વૈરાગ્યની ભાવના પૂરાં ઝિલાતાં નથી; પણ ભક્તોની ભાવનાને ઉરના ભાવો સાથે

1. જુઓ આ લેખકનો લેખ—આપણા નાટ્યકારો ને પાશ્ચાત્ય સંસ્કારો 'કૌમુદી' જાન્યુ૦ ૧૯૩૫—પૃષ્ઠ ૧૦૫–૧૧૨

૨. જુઓ The Types of Sanskrit Drama, Karachi, 1936, પ્રકરણ ૬ઠ્ઠું.

દેવદર્શનની ઝાંખી માટે ઝંખતા ભાવિકોને–રસિકોને આવાં નાટકોમાં અપૂર્વ આનંદ આવે છે. "ભર્તૃહરિ" જેવો પ્રયોગ આટલો બધો લોકપ્રિય થઈ શક્યો તે તેના કરુણરસિક પ્રસંગોને લીધે, અને દરબારમાંથી સાથે સંગીત ને અભિનયની ખૂબીને લઈને ધ્યાન કરતાં ભક્તિ વિશેષ લોકપ્રિય હમેશ હોય છે; ઉત્તમ ભાવોને કહેવાનું સુંદર સ્થાન રંગભૂમિ છે. શુષ્ક માનસિક કે આધ્યાત્મિક તત્ત્વ નાટ્યશાળામાં આકર્ષક ભાગ્યે જ બને છે. 'શ્રી રાધાપ્રેમભક્તિ' નાટકમાં ગમે તેવો આધ્યાત્મિક સમાર–ભાવયોગ લેખકે ભર્યો છે છતાં, રાધા ને કૃષ્ણ, લલિતા ને કૃષ્ણ, રુક્મણી ને કૃષ્ણ, ને કૃષ્ણ ને સુદામા તેમનાં ભાવભીનાં મિલનોમાં જ રસિયાઓ આનંદ કરે છે ને?

કલાત્મક તત્ત્વચર્ચા કર્યા પછી જ્યારે આપણે આવા પ્રભુભક્તિના પ્રયોગો જોવા ને રસમગ્ન થતા, ઉત્સુક સંખ્યાબંધ પ્રેક્ષકોનો, નાટ્યશાળાના દ્વાર આગળ ઊભેલાનો વિચાર કરીએ છીએ ત્યારે, એમ પણ થાય છે કે અસંખ્ય મૈત્રેયો, શેક્સપિયરના સમયમાં, લંડનની રંગભૂમિ ઉપર વારી જતા ત્યારે તેમનું શિક્ષણ કંઈ જ નહતું; તેમને ધ્યાન કરતાં ક્રિયાસિદ્ધિનો રસ હતો, અને તરવરાટ કરતા, બે આંખ, બે કાન ને બે હાથ–આ સાથે ભાવભીનું હૃદય–એ જ હતું ને? નયનને આંજી નાખે, કલ્પનાશક્તિને ઘોડે ચડાવે, ગાન, વાદ્ય, નૃત્યથી મોહ ઉપજાવે ને કર્ણને રુચિકર બને એવા (Melodrama) મેલોડ્રામેટિક નાટ્યપ્રયોગો નિર્બળ ભીરુ શું હતું? ચેતન, સનસનાટી, પલટાતી સૃષ્ટિ, અદ્ભુત પ્રસંગાવલિ, ભભકદાર ભાષણો, સુંદર ઉપાંગોનાં ગીતો, નૃત્યો ને હૃદયસ્પર્શક ચેષ્ટા–વગેરે તત્ત્વો અત્યંત આકર્ષણ જમાવતાં હતાં ને આજ આપણી દૃષ્ટિ ભક્તિ-શ્રદ્ધા વિહીન કેળવણીથી બની છે, જેમના શિક્ષણના પાયા આપણને નવી કલાસૃષ્ટિમાં વિહરવા પ્રોત્સાહન આપે છે, અને એ નવીન દૃષ્ટિથી આપણને આવા ભક્તિપ્રધાન કે બીજા પ્રયોગો શુષ્ક પણ લાગે છે; કવચિત "ઝાકળના મોતી" જેવા નિર્માલ્ય પણ જણાય; છતાં એ વિસરવું ના જોઈએ કે એ એક વખતના ભાગ્યવાનોને ભાવેલા, ખરેખર "મોતી જ" હતાં; અને એમને તિરસ્કારથી સ્પર્શી તેમને ભાંગી નાખવાનો આપણે શો અધિકાર પ્રાપ્ત કર્યો છે? કેટલા કેટલા ભાવભીના રસિક પ્રેક્ષકો અનન્ય આનંદ પામી, પ્રભુની ને ભક્તિની સુંદર લીલા ગાતા ગાતા નાટ્યશાળામાંથી વર્ષો સુધી બહાર નીકળ્યા હશે! અને નાટક તો વિવિધ સ્વભાવ કુતૂહલ જેવું, દરેક પ્રકારના પ્રેક્ષકનું હૃદયંગમ છે ને આપણે ક્યાં નથી જાણતા?–"नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम् " ॥*

* નાટ્ય સાહિત્ય સંમેલન વખતે સુવર્ણચંદ્રક મેળવનાર નિબંધ

# સૌદામિની

પ્રહ્લાદ પાઠક

### દૃશ્ય ત્રીજું

[ પૃષ્ઠ ૧૦૬ થી ચાલુ ]

સૌદામિની: કારણ?

પ્રકાશ : કોઇ પણ મરદ એવું કરે જ નહિ!

સૌદામિની: ખૂબ મરચાં લાગ્યાં છે, નહિ? એકવાર છોકરી કહ્યું એમાં તો મરદાનગીની મીમાંસામાં ઉતરી પડ્યા છો! છોકરી! એકવાર નહિ પણ દસવાર છોકરો! સો વાર, હજાર વાર કહું છું કે છોકરી જેવા જ છો. બીચારા, કેટલા ભલા છે! તમે ગમે તેટલું ચડભડ્યા તો ય જાણે કાંઇ નહિ! બીજે જ દિવસે આવી માફી માગી ગયા. અરે સાંજના જ કેટલો પસ્તાવો કરતા હતા કે મેં નકામું પ્રકાશને એટલું બધું કહ્યું, કાલે જાતે જઇને જ માફી માગી આવું! મેં કેટકેટલું કહ્યું તો ય એકના બે ન થયા તે ન જ થયા; અને સવારના પ્હોરમાં આવીને ઉભરો કાલવી ગયા!

પ્રકાશ : પણ મને મારી મંગાવવાનો શોખ જ નથી!

સૌદામિની: તમને ક્યાં કોઇની પડી છે?

પ્રકાશ : અને મારીય કોને પડી છે? મારે જ માટે બધાં છવી રહ્યાં છે એમ?

સૌદામિની: પણ તમારે માટે કોઇ મરી રહ્યું હોય તોય તમારે શું? એમજ ના? [રંગનો પરદો ઉપડતાં શાંતિ પ્રસરે છે અને સંવાદ શરૂ થાય છે.]

પ્રકાશ: : બરાબર છે. એકાદ ગાર્બો પાછળ કે સવિતાદેવી પાછળ જગત મરી પડે તેમાં તે શું કરે?

સૌદામિની: પણ કોઇ ગાર્બો કે સવિતાદેવી આપણી ખાતર ઝુરી મરતી હોય તોય આપણે શું? એમ જ ના!

પ્રકાશ : ગાર્બોને ય એવું કરવું પડે એમ હું નથી માનતો. અને કરવું પડે તો એના કરતાં તો બહેતર છે કે પોતાને ચહાનાર વ્યક્તિઓમાંની એકાદને સુખી કરવી!

સૌદામિની: એટલે મારે તમને મળી સાદનલાલને ચહાવા! કેમ?

પ્રકાશ : તમે તમારી જાતને ગાર્બો કે સવિતાદેવીની હરિફ માનતાં હશો! હા ..હા...હા...હા...હા...!

**સૌદામિની:** વૈરવૃત્તિથી એમ હું ક્યાં કહું છું ! માત્ર એમનો સબંધ આડો આવતો મટી ગયો એટલે ?

**પ્રકાશ** : એટલે મારે તમને ચહાવાં !

**સૌદામિની:** ચોક્કસ વળી ! તમારા કહેવા ઉપરથી તો એ જ નિષ્પન્ન થતું હતું ને !

**પ્રકાશ** ચહાવું એ એટલું સહેલું લાગે છે !

**સૌદામિની:** ઇચ્છા હોય તો કશું ય અઘરું નથી લાગતું !

**પ્રકાશ** : પણ પ્રેમમાં ય ઇચ્છા કામ આવી શકે છે ?

**સૌદામિની:** ત્યારે ?

**પ્રકાશ** : હૃદયની એકતાનતા જોઇએ !

**સૌદામિની** : આપણે આત્માનાં ઐક્ય ન સાધી શકીએ ?

**પ્રકાશ** : મને શંકા છે !

**સૌદામિની:** શાની ?

**પ્રકાશ** : આપણી જાતની !

**સૌદામિની** : આપણી જાતની ?

**પ્રકાશ** : હા ! આપણી જાતની ! આપણે બન્ને પરસ્પર વિરોધી સત્ત્વોથી ભરેલી વ્યક્તિઓ છીએ.

**સૌદામિની:** એથી રૂડું શું ? unlike poles attract each other.

**પ્રકાશ** : એ ભૌતિક શાસ્ત્રનું સૂત્ર અહીં લાગુ નથી પાડવાનું ! અહીં તો વિરોધી elements એટલે તમે ઉત્તરમાં જાવ તો હું દક્ષિણ જ પસંદ કરું અને...

**સૌદામિની:** તમે પૂર્વમાં જાવ તો હું પશ્ચિમમાં જ જાઉં.

**પ્રકાશ** : તમે અને હું ! આપણે કદી આસાનીથી જીવનનાવ ન ચલાવી શકીએ!

**સૌદામિની** : શા ઉપરથી કહો છો ?

**પ્રકાશ** : આપણા સ્વભાવ, રુચિઓ અને વૃત્તિઓ વચ્ચે કાયમ ઘર્ષણ ચાલ્યા જ કરવાનું !

**સૌદામિની:** અને ઘર્ષણ વગરના જીવનને તમે જીવન કહો છો ?

**પ્રકાશ** : તમને કદાચ ઘર્ષણ પ્રિય હશે !

**સૌદામિની:** જીવનમાં અંધકાર અને પ્રકાશ, આનંદ અને ખેદ, સુખ અને દુઃખ વગેરે જોડકાં ન હોય તો જીવનમાં ને મૃત્યુમાં ફેર જ ક્યાં રહ્યો !

**પ્રકાશ** : પણ એ ઘર્ષણ—એ વિભિન્નતા અત્યંત ન હોવાં જોઇએ, આપણે તો બધી રીતે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલે દૂર ઉભાં છીએ, એટલે આપણે એક થઇએ, નજીક આવી શકીએ તે પહેલાં આખી પૃથ્વી કોઈ રાક્ષસી પર્વત નીચે ભીંસાઇ ચાંદીના વરખ જેવી થઇ જવી જોઇએ.

સૌદામિની: ત્યારે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ નજીક આવી શકે એમ જ ના? પણ હું સ્વભાવ બદલીશ. બધી રીતે તમને અનુકૂલ થવા પ્રયત્ન કરીશ. પછી?

પ્રકાશ : એટલો જ પ્રયત્ન અત્યારે કરો તો એક મહાન વિશ્વયુદ્ધ થતું અટકે! એક પૃથ્વીનો પ્રલય થતો રહી જાય! એક જ્વાળામુખી ફાટતાં જ ઠરી થઈ જાય!

સૌદામિની: કેવી રીતે?

પ્રકાશ : મોહનની આ જીવન પત્ની બની રહી ને!

સૌદામિની: પણ મારું હૃદય ભાંગી જાય છે હું તને કેમ કરીને બતાવું? મારી રાતો રડવામાં જાય છે. દિવસ જેમ તેમ કરીને ઘરકામમાં અને હમણાંથી કોલેજના કલાકોમાં વીતે છે. મારે તને શું કહેવું છે. કે મને તારા વિના કેમ ગમતું નથી! પણ હું શું કરું? કેમ કરીને તને સમજાવું? અને તક આપ! હું જો છું ને. અત્યારના સંજોગોમાં જ તારી મીઠી ગોદમાં મારું દામિનીત્વ પ્રેયમ અને શ્રેયમ્ બન્ને સાધશે. આસમાનની સૌદામિની જો! કાજળ કાળી રાતમાં મેઘના ઘરઘરાટ સાથે કોક વાર ઝબકે છે ત્યારે સુખ અને મોહ બન્ને પમાડે છે. છતાં ય એ મોહક આંજી નાખતા ઝબકાર સાથે રહેતું વિનાશક સત્ત્વ પણ તેટલું જ ડરાવે છે. જ્યારે માનવનિયંત્રિત વિદ્યુત જો! એના બળે, એની શક્તિએ વિશ્વોનાં સુખ, સાધન, અને સંપત્તિ નિર્માયાં છે. માનવીની શક્તિ બહારના કાર્યો તેણે કર્યાં છે. કારણ? એનું નિયમન થયું છે.

પ્રકાશ : તમારી મુગ્ધતા આ બધું બોલાવે છે. પણ એ માનવ-નિયંત્રિત વીજળીના તાર તૂટતાં તેના નિયામકની શક્તિ છે કે એ વિનાશકસત્ત્વથી ઉગરે? એ જ દામિની વિફરે ત્યારે પ્રકાશનો અંધકાર જ થાય કે બીજું કાંઈ? અને જો હું અને મારા સંસ્કાર તમને તમારી નિરંકુશ વૃત્તિઓને તાબે થતા અટકાવે, અટકાવવા પ્રયત્ને ય કરે એમ તમે માની શકો છો, મારા આટલા પરિચયે? અત્યારે તો મોહનભાઈ ગમે તેમ તેમ કરી તમને નિભાવી લે છે. તમારી 'હા' સાથે 'હા' મેળવે છે. તમારા પડતા બોલે આકાશના તારા લાવવા તૈયાર થઈ જાય છે. જ્યારે પછી?—ત્યારે આપણે અદ્વૈત સાધીશું પછી? મારો વિચિત્ર અસહિષ્ણુ સ્વભાવ તમારી નિરંકુશતાને એક પળ માટે પણ નિભાવી લેશે એમ તમે માની શકો છો? કદાચ તમને તમારી રીઝાવવાની કળામાં વિશ્વાસ હશે; પણ મને મારી ચંચળતા અને અસહિષ્ણુતામાં તેટલો જ બલ્કે તેથી ય વધુ વિશ્વાસ છે. અને તમે પરણેલાં છો એ ય પ્રશ્ન ઓછું મુંઝવનારો છે?

સૌદામિની: આપણે પરણીશું નહિ!

પ્રકાશ : અને આપણી સમાજ વ્યવસ્થા? આપણું રાજ્યતંત્ર? એ મને કેમ મૂકશે? તમને તો સ્ત્રી તરીકે મદદ આપશે કે abduction અગર adultery

માટે કાયદાના નિર્માતાઓએ સ્ત્રીને ગુનેગાર કે સજાપાત્ર નથી ગણી, માત્ર પુરુષ જ એમને મન અનિષ્ટનું મૂળ લાગ્યો છે. આવા બધાય ગુન્હાઓમાં પુરુષનો જ વાંક હોય છે એમ કાયદો માને છે. માટે પુરુષને જ સજા થવી જોઇએ. મને લાગે છે કે ફોજદારી કાયદાના સ્રષ્ટાઓ sex Psychologists નહિ હોય, નહિ તો એવી ભૂલ ન કરત! કારણ કે અત્યારે તમે જ જોઇ શકો છો કે સમાજ અને કાયદાના બંધારણનો ભંગ કરવા કોણ કોને પ્રેરી રહ્યું છે, સ્ત્રી પુરુષને કે પુરુષ સ્ત્રીને! કદાચ તમે કહેશો કે આ તો honourable exception છે. પણ સાથે સાથે એ ય કબૂલ કરશો જ કે જાતીય આકર્ષણ સાપેક્ષ છે! પુરુષનામાં ઉદ્દામતા કે તેજ વિશેષ હોય ત્યાં સ્ત્રી begin કરે છે; સ્ત્રીમાં સ્ત્રીત્વ વિશેષ હોય છે ત્યાં પુરુષ શરૂઆત કરે છે. એટલે આવા કહેવાતા ગુન્હાહિત કૃત્ય માટે સ્ત્રીને નિર્દોષ ગણી માત્ર પુરુષને જ દોષિત ઠરાવી સજા કરવી એ કેટલું એકતરફી, પક્ષપાતી, અન્યાયી અને અવિચાર્ય કૃત્ય છે તે તમે સમજી શકશો.

**સૌદામિની:** આ બધું પીંજણ કરવાનું તને કોણ કહે છે?

**પ્રકાશ** : તમે દામિની નહોત તો હું ન કરત!

**સૌદામિની:** પણ આપણે કાયદાના બંધનમાં ન આવીએ એવા દૂર દૂરના અગોચર મુલકમાં જઇશું કે જ્યાં આપણી એકતાનતા ભંગ કરવાની કોઇ ધૃષ્ટતા ન કરે!

**પ્રકાશ** : શબ્દોમાં કેટલું સરલ લાગે છે? પણ કાર્યમાં ઘણું જ દુષ્કર છે. અને સાથે સાથે એમ કહી દઉં કે સોહનભાઇનો મારે માટેનો સદ્ભાવ ઓછો થયો કે નાબૂદ થયો અને મારી કૃતજ્ઞતાને એમણે કૃતઘ્નતાથી નવાજી એટલા ખાતર એમના તરફની વૈરવૃત્તિથી મારે મારા સિદ્ધાંતોનું લિલામ કરવું?

**સૌદામિની:** તારા સિદ્ધાંતો? શાના સિદ્ધાંતો? કયા સિદ્ધાંતો?

**પ્રકાશ** : વિના કારણ કોઇના આત્માને ન દુભવવો તે.

**સૌદામિની:** મારું હૃદય સળગી જાય છે તે વિના કારણ? મારો આત્મા નારકી યાતના સહી રહ્યો છે તે વિના કારણ? મારું જીવન નષ્ટપ્રાય બની રહ્યું છે તે વિના કારણ? અને તે ય એક તારે મન મોટરકારના buffer (બફર) જેવા લાગતા તારા કહેવાતા સોહનભાઇની ખાતર? જેને તારી રજ માત્રે ય પડી નથી, જે તારા સંસ્કાર, ચારિત્ર્ય કે બુદ્ધિ સમજી શકતા નથી અને જેણે તને આજ પહેલાં અનેક અપમાનોથી નવાજ્યો છે તેને ખાતર?

**પ્રકાશ** : તેમના મૂલ્યાંકન સાથે મારા સિદ્ધાંતોને કાંઇ સંબંધ નથી. અત્યારે એ નથી જાણતા કે તમે મને ચાહો છો. કાલ સવારે એ જાણશે કે તમે મને ચાહો છો. કાલ સવારે એ જાણશે કે તમે મને ચહાતાં હતાં અને એમની ખાતર, એમની દુન્યવી આબરૂ ખાતર મેં તમારા ઉજ્જ્વળ પ્રણયને ઠોકર

મારી છે ત્યારે એમનું હૃદય, એમનો આત્મા, મને કેટકેટલાં આશીર્વચનોથી નવાજશે એ સુખની કલ્પનામાં જ અત્યારની નિરામ, અસહ્ય પળોનો ભાર ભૂલી રહે છે.

**સૌદામિની:** એ તારો સિદ્ધાંત? મોહનલાલના એ મૂર્ખ પ્રશંસાશબ્દ ખાતર એક ભોળા નિર્દોષ હૈયાને તરછોડવું એ તમારો સિદ્ધાંત? એમના હાથના દૂધના પ્યાલા ખાતર મારી કુમળી, હરિત પ્રેમવેલીને કેરોસીને સીંચી રહ્યા છો એ તને નથી સાલતું? ન જ સાલે! તને મારે માટે જરા ય પ્રેમ હોત, જરા ય લાગણી હોત, સહાનુભૂતિનો અંશે ય હોત તો મારાં આટઆટલાં રુદને, કલ્પાંતે અને અવિરત હૃદયસ્ફોટને તને મારો થવા પ્રેર્યો હોત! પણ તને હૃદય જ નથી ત્યાં શું!

**પ્રકાશ** : જરાં ધીરાં પડો! પળ વાર એમ માનો કે હું મોહનલાલની મમતાને અભરાઈ પર ચડાવું! પણ........

**સૌદામિની:** શું પણ? પ્રેમમાં એવાં 'પણો' આડે આવવાની ધૃષ્ટતા જ ન કરી શકે! 'પણ' એટલે જ કાયરતા!

**પ્રકાશ** : જરાં ધીરાં ન પડો? મોહનલાલને બાજુએ મૂકું પણ વિલાસનું શું!

**સૌદામિની:** વિલાસ? હા..હા..હા..હા! બીજું બહાનું! વિલાસ! જેને તમે એકાદ વાર જોઈ હશે, જે તમને ચાહે છે કે કેમ તે પણ તમે નથી જાણતા, જેના સંસ્કાર, હૃદય કે બુદ્ધિની તમને ખબરે ય નથી તેને વચ્ચે buffer તરીકે લાવો છો? વાહ! પ્રોફેસર સાહેબ! હું કાંઈ ઢીંગલી નથી કે તમારાં બાલિશ બહાનાંથી છેતરાઈ જાઉં. તમને sentimental fool ન કહેવા તો બીજું કહેવું શું? ફરી કહું છું કે તમે દામિનીને નહિ સમજી શકો. સમજવા માટે ય બીજો અવતાર લેવો પડશે અને સમજશો એટલે લાગશે જ કે એક દામિનીના ધગધગતા પ્રણય આગળ એકસો, અરે એક હજાર વિવાહિત વિલાસોનાં વ્યાવહારિક બંધનોનો હિસાબ ન હોવો જોઈએ. પણ હું અમસ્તું જ આટલું કહું છું! તમને લાગણી જ ક્યાં છે મારે માટે! ફરી કહું છું કે મારો પ્રેમ ક્ષણજીવી કે ચંચળ નથી. સ્ત્રીનો પ્રેમ સમજતાં પહેલાં કેંક અવતાર લેવા પડશે, આ જન્મે તો નહિ જ સમજાય! અને સમજશો તો તમારી કાયરતાથી છેતરાશે નહિ. bye! bye!

**પ્રકાશ** : એમ કાંઈ થોડું જ શહીદ થવાય છે!

**સૌદામિની:** શહીદ તો તમે બનતા મટી રહ્યા છો ને વિલાસની ખાતર! bye! bye! idiotic! છોકરી!

(સૌદામિની બબડતી બબડતી ઉતાવળે ચાલવા માંડે છે.)

**પ્રકાશ** : (પળ વિચાર કરી પાછળ દોડી) પણ દામિની! અરે—

(સૌદામિની ચાલી જાય છે. પડદો પડે છે) (સમાપ્ત)

# તિમિરને

ઘેરાયાં આજે કાળાં વાદળાં
ગાઢા રજની અંધાર
તરુ તૃણુ પવને ન કંપતાં
છાયા સમસમકાર
બારને ઉંબર આવી એ ઊભી.
મૌનભરી નભ ઉર વેદના
ધરતી હૃદય નિઃશ્વાસ
સુણી એ રહી ગાઢ મૌનમાં
અસ્ફુટ રુદન આભાસ
ફરીને વાસી દીધાં બારણાં.
ખૂણામાં જળે છે પીળી દીપિકા
પાસે ગોદડી બે ચાર
જઈને પડી રોતી એકલી
આંસુ ભીંજવે છે ગાર
હૃદય ! ઓ, ક્યાં ઓ ! મારા દેવતા !
નહીં મૃત, જીવત ન, અંતરે
ઉભરે શૂન્ય વિષાદ
દિવસ રજની તારા મંદિરે
રમતા દિવ્ય એ નાદ
સુરભિ સમય જલ ધોય છે !
ક્ષણુ ઊગી, ક્ષણુમય જીંદગી
થાતી ક્ષણુમાં વિલીન
પ્રભુ તવ ચુંબન માધુરી
રહી હૃદયમાં ક્ષીણુ
પડછાયા ! ઓ, દૂર દેશના !
ઝરમર ઝરમર ઝરતો મેહુલો
ધરતી હૃદય સુગંધ
મેળેથી બુઝાતી મૃદુ દીપિકા
ઊગે આગિયાનું વૃંદ
તિમિર ! હૃદય ઝૂરે કેટલાં ?

સ્વપ્નસ્થ

# 'લૉકેટનું "રહસ્ય"'

હીરાલાલ સી. નાણાવટી

આખા દિવસમાં એકે ઘરાક આવ્યું ન હોવાથી ઝવેરી દુકાનમાં નિરાશ બની આંટા મારી રહ્યો હતો, અને સાંજ થઇ ગયેલી હોવાથી, 'શૉ કેસ'માંની લાઇટ કરી નાહક ખર્ચ શું કરવા વધારવો એ ખ્યાલમાં હતો ત્યાં અચાનક એક માલદાર જેવો જણાતો ઘરાક 'શૉ કેસ'માં ગોઠવેલી ચીજો ધ્યાન દઇને જોતો જણાયો.

'અરે છોકરા! હજુ લાઇટ નથી કરી? ક્યાં ગયો?' કહેતો ઝવેરી દુકાનની અંદરના ભાગમાં ગયો અને તરત સ્વીચ દબાવી. 'શૉ કેસ'માંની વસ્તુઓ ઝળકવા લાગી

'કેમ સાહેબ! અંદર આવો ને!' ઘરાકને ઉદ્દેશી, પોતાના સ્વભાવતઃ લટકાવેલા અછોડાના લટકતા લોકેટ સાથે રમત કરતા ઝવેરીએ કહ્યું. અંદર બીજા ઘણાં સરસ અને સુંદર લોકેટ છે! જોવામાં શું જાય છે? હેં' હેં!'

પેલો ઘરાક અંતે અંદર આવ્યો એટલે ઝવેરીએ બીજા લોકેટ કાઢી બતાવ્યાં અને ઘરાકની નજર ખેંચાય તેમ પુનઃ પોતાના લોકેટ સાથે રમત કરતાં પૂછ્યું, 'કહો સાહેબ! કયું પસંદ આવે છે?'

ઘરાકને એકે ય લોકેટ પસંદ આવ્યું હોય એમ એની મુખમુદ્રા પરથી લાગતું નહતું. અંતે ઝવેરીના લોકેટ તરફ મીટ માંડી પૂછ્યું, 'આ જાતનું નથી?'

'કેવું? મ્હારું છે એવું?' અજાણપણાનો ડોળ કરતા ઝવેરી બોલ્યો 'સાહેબ! વાત એમ છે કે આપને જોવું હોય તો જોઈ શકો છો! બાકી એ લોકેટ મ્હને કોઇ બમણી કીમત આપે તોયે ન આપું!' કહેતાં એણે લોકેટ કાઢી આપ્યું.

ઘરાકે લોકેટ ધ્યાન દઇને જોયું અને અંતે ચાપ દબાવી ઉઘાડતાં એમાં એક સુંદર રેશમ જેવો સુંવાળો કાળો વાળ જણાયો.

'આમાં આ વાળ કેવો?' ઘરાકથી પૂછ્યા વિના ન રહેવાયું.

'એ વાળ પાછળ ઇતિહાસ સમાયેલો હોવાથી જ, આ લોકેટ હું આપી શકું એમ નથી!'-ઝવેરીએ ઘરાકને વધુ લોભાવવા પ્રયત્ન કરતાં કહ્યું.

'એવો તે કેવો ય ઇતિહાસ સમાયેલો છે?'

'ઇતિહાસ ખાસ મોટો નથી અને આપને સાંભળવાની જ ઇન્તેજારી હોય તો મ્હને એ કહેવામાં જરાયે હરકત નથી! શું સમજ્યા સાહેબ? બેસશો?'

ઘરાકને વાતમાં રસ પડતો જણાયો એટલે તરત બેઠો.

'વાત એમ છે, સાહેબ! કે મ્હારે ઝવેરાતના ધંધાના અંગે, ઘણીવાર દેશપરદેશ ફરવું પડે છે. એમ એક વખત હું એક અજાણ્યા શહેરમાં જઇ ચડ્યો. ત્યાં એક ઘર વિષે મ્હેં એક અદ્ભુત વાત સાંભળી. એ ઘરની માલિક એક વિધવા ડોશી હતી. ગરીબ હોવાથી, ઘરનો ઉપલો ભાગ, એ મુસાફરોને ભાડે રહેવા આપતી. એની એક જુવાન પુત્રી અચાનક ગુમ થઇ ગએલી હોવાથી, ત્યારથી એને સંસાર પર વૈરાગ્ય ઉપજ્યો હતો. છતાં કહે છે ને કે આશા અમર છે, તેમ કોઇ દિવસ "મ્હારી દીકરી પાછી આવશે" એ આશામાં જીવન કાઢી રહી હતી. લોકોક્તિમાં મ્હને રસ પડવાથી, હું એ જ ઘરમાં જઇને ઉતર્યો. રાત્રે જમી, પૂર્ણિમા હોવાથી, અગાશીમાં ચાંદનીમાં આંટા મારી, મોડી રાત્રે ઉંઘવા માટે, અગાશીના બારણા પાસે જ રાખેલા કોચમાં હું પડ્યો, ચાંદનીના પ્રકાશમાં અને ઠંડા પવનની લ્હેરમાં હું ક્યારે ઉંઘી ગયો હોઇશ એ યાદ નથી, પણ મ્હારા હોઠને કોઇના સુંવાળા હોઠનો સ્પર્શ થતો મ્હને લાગ્યો. જાણે સ્વપ્નમાંથી જાગૃત થતો હોઉં, તેમ આંખો ઉઘાડી અને અચાનક અગાશી તરફ નજર ન ગઈ હોત તો હું જરૂર એ વાતને સ્વપ્ન ગણી ભુલી ગયો હોત! અગાસીમાંથી કોઇ યુવતીનો ઓળો અદૃશ્ય થતો મ્હેં જોયો, તરત હું ઉઠ્યો પણ કોઇ નહતું! અન્તે નિરાશ બની સુતો પણ ઉંઘ ન આવી. પેલી અદૃશ્ય યુવતીના સ્વપ્નમાં જ મ્હેં આખી રાત્રિ વિતાવી. આપને કંટાળો તો નથી આવતો ને?' અચાનક ઘરાક તરફ દૃષ્ટિ કરતાં ઝવેરીએ, ઘરાકની કુતુહલવૃત્તિ વધુ સતેજ કરવાના ઇરાદાથી પૂછ્યું.

'ના રે ના! ઉલટો રસ પડે છે! ચાલવા દો!'

'સ્હવારે,' ખોંખારો ખાતાં ઝવેરીએ વાત આગળ ચલાવી, 'પેલી ડોશીને મ્હેં એ વાત કહી ત્યારે ડોશીએ હસીને કહ્યું, ભાઇ, તમને પણ બીજા મુસાફરોની જેમ સ્વપ્નું આવ્યું તો નથીને? બાકી દર પૂર્ણિમાની રાત્રે જે જે મુસાફર આવી ચડે છે, તે એવી જ વાત કરે છે! મ્હને પણ ડોશીની વાત માની ભુલી જવા મન થયું પણ તરત પેલો અદૃશ્ય થતો આકાર મ્હારી નજર આગળ ખડો થતો જણાયો એટલે ફરી એકવાર એનો અનુભવ કરવાની ઇચ્છા થઇ, બીજી પૂર્ણિમાએ ત્યાં આવવાનો વાયદો કરી, હું પાછો આવ્યો.'

'પછી ત્હમે ફરી ત્યાં ગયા હતા?' ઘરાકે પુછ્યું.

'એ જ વાત હવે કહું છું!' ઘરાકને પડતા રસથી. ઝવેરીએ મનમાં હર્ષિત થતાં, વાત આગળ ચલાવી. 'કહે છેને કે વખત વીતતાં વાર લાગતી નથી. પણ જ્યારે કોઇ આશામ આપણે હોઇએ ત્યારે એ ન્યૂનત કાળ જેટલો લાંબો જણાય છે. મ્હને પણ એ મહિનો વ્યતીત કરતાં એક વર્ષ જેવડો લાંબો જણાયો હતો. પૂર્ણિમાના ત્રણચાર દિવસ

અગાઉ હું ત્યાં જઈ પહોંચ્યો, ડોશીએ મ્હને સાથે જ ફરી આવેલો જોઈ, કદાચ મ્હને તરંગી ધાર્યો હશે, આ વખતે તો મ્હેં જાગ્રત જ રહેવાનો ઇરાદો કર્યો હતો કે જેથી ગફલતમાં વાત ન જાય. અને વાત સત્ય હતી કે સ્વપ્નું એ કોયડાનો પણ ઉકેલ થાય !'

જરાવાર થોભી, પેલા લોકેટ સાથે ફરી રમત કરતાં ઝવેરીએ વાત આગળ ચલાવી, 'અન્તે પૂર્ણિમાની રાત્રિ ઉગી. તે જ દિવસની માફક મોડી રાત સુધી અગાશીમાં આંટા મારી હું ઓરડામાં પડ્યો, બારણાં ઉઘાડાં રાખ્યાં હતાં અને જેમ જેમ રાત્રિ વધતી જતી હતી, તેમ તેમ ચાંદનીનો પ્રકાશ વધતો જતો હતો. કદાચ મુસાફર ઉંઘી જાય પછી જ પેલી યુવતીનો આવવાનો નિયમ હશે એમ કલ્પી, જાણે ઉંઘતો હોઉં તેમ, આંખો બંધ કરી હું પડી રહ્યો અને માનશો ? એ યુક્તિ સફળ નિવડી, કેમકે થોડી વારમાં જ મ્હારા હોઠને, તે જ દિવસ જેવો, કોઇ સુંવાળા હોઠનો સ્પર્શ થતો મ્હેં અનુભવ્યો. આ વખતે તો હું જાગ્રત જ હતો એટલે મ્હેં તરત ધીમે રહીને આંખ ઉઘાડી, અને જોયું તો એક શ્વેતવસ્ત્રધારી યુવતી જણાઇ. એના વાળ છુટા હોવાથી હવામાં ઉડતા હતા. મ્હને જાગ્રત થતો જોઇ, પેલી યુવતી ચમકી અને તરત દોડવા ગઇ. હું પણ એના સૌંદર્યમાં ભાન ભૂલ્યો બની, એની પાછળ દોડ્યો. પણ એ મ્હારા કરતાં ચાલાક નિવડી. એના વાળ છુટા હોવાથી મ્હારા હાથમાં એમાંથી એક વાળ સપડાયો, એ ખેંચતાણમાં એના ગળામાં લટકતું લોકેટ પડી ગયું, અને અન્તે એ અદૃશ્ય થઇ ગઇ. મ્હેં ઘણી શોધ કરી, પણ વ્યર્થ, અન્તે પેલું લોકેટ અને એનો વાળ. જે મ્હારા હાથમાં આવ્યો હતો તે વાળ, લોકેટમાં સ્મરણ તરિકે મ્હેં રાખ્યો છે.' ઝવેરીએ વાત સંપૂર્ણ કરતાં નિરાંતનો દમ મૂક્યો.

'આ જ પેલું લોકેટ અને એમાંનો વાળ તે પેલી યુવતિનો એમ જ ને ? ઘણી અદ્‌ભુત વાત ! કેટ પણ કિંમતે ત્હમે એ આપતા હો.........'

'પણ આમાંથી ત્હમને એકે ય લોકેટ પસંદ નથી ? આનાં કરતાં વધુ સુંદર...' ઝવેરીએ ખેંચતાણનો ડોળ કર્યો.

'ભલેને આ લોકેટ સુંદર નથી પણ એની કિંમત, એમાં સમાયેલા ઇતિહાસની છે ! લ્યો હવે ! ના ન કહેશો ! ત્હમે બમણી કિંમત કહેતા હતા, પણ હું ત્રણગણી આપું છું !' એમ કહેતાં લગભગ ઝુંટવતો હોય તેમ લોકેટ લઇ, ઝવેરીના હાથમાં પૈસા મુકી ઘરાક ચાલતો થયો.

× × ×

'સુશીલા !' ઝવેરીએ ઘરમાં પ્રવેશ કરી, પોતાની પુત્રીને ઉદ્દેશીને કહ્યું, 'ત્હારી યુક્તિ છે તો સરસ ! આજ વળી બીજું લોકેટ ખપ્યું !'

'મ્હને લાગે છે કે ચાલતે દિવસે મ્હારા બધા જ ભાગ એમ ખરાબ થઈ જશે. ખરું ને પિતાજી?' સુશીલાએ કહ્યું.

'ત્રણ મેં ચારગણી કિંમત ઉપજતી હોય તો બન્નેને લાગ બધા ભાગ ખલાસ થઇ જાય! બનાવટી ભાગની તૈયાર 'ચાગ' ત્હેને પહેરાવીશ! પછી કાંઈ!'

કહેતાં, પિતા-પુત્રી હસતાં હસતાં ઘરમાં ગયા. *

---

*અંગ્રેજીના આધારે.


# સર્વોત્તમ મીરા નોવા ટૂથ બ્રશ




દાંતને દરેકખુણામાંથી સાફ કરે છે. એના વાળ ઉત્તમ જાતના હોવાથી મજબુત અને સફાઈબંધ રહે છે. આપનું બ્રશ 'મીરા' જ હોવું જોઈએ.

મી ... મી




રા ... રા

## મીરા ડેન્ટલ-ક્રીમ

તમારા અમૂલ્ય દાંતના રક્ષણ માટે વાપરો.
સઘળે ઠેકાણે મળે છે. આજે જ ખરીદો.

# હીલ ઈલીયોટ ઍન્ડ કું. લી.

મોનાર્ક હાઉસ, મેહામ રોડ, મુંબઈ.

# નવોઢા

ડૂબે હેત, નિસઝોહ્યું [illegible]માં ને મુગ્ધભાવો મુખે,
ઊછાળા ઉરના રમે, વિકટ થૈ હસ્તો ફરે ને સરે;
ના કૈં ચેન પડે ફરે ચરણ કાં અસ્વસ્થતા સેવતા?
લાગે મસ્ત મનોદશા પણ ન કાં આનંદદાયી જરા?

વિશાળ ગૂઢાં ગૃહખંડ ચાલી
અગાશીમાં યૌવન-ભાર-ધીમી;
પદે પદે પાયલ નાચી ઊઠયાં
રીઝાવવાને ન થતાં નગૂણાં.

મોંઘાં મંથન મન્મથે હૃદયમાં લાવી લાવી મુકી,
નૈયા નેહની હેલતી સરકતી શંકા-સમીરે ફરી;
ગાજ્યો મેઘ છવાઈ વાદળ ગયાં ને વીજ ઝાંખું લસી,
હૈયાનાથ નથી બિચારી નિકટે, શું મશ્કરીમાં હસી?

વહી રહ્યો સૌમ્ય સમીર શીળો
બાલા ઉરે પણ જ્વલે કંઈ દાહ ઊનો,

અનિલ! સહુ વૃથા આ યત્ન ચાળા જવા દે,
રમે પ્રેમે હૈયાં પર જગતના રૂઢ નિયમે.

પત્રે પડી કમળનાં જલબિન્દુ જાએ
ધીમે સરી નહીં રહે ઘડીએક ત્યાં એ,
રમી ઝૂલી નેનનમાં ધીરેથી
તેવું સર્યું આંસુ કુંળા કપોલે.
અન્ધારમાં દીપક-તેજ-રેખા,
પડે જલે અસ્થિર કાંપતી રહે;
તેની લસે આંસુ ભરેલ લોચને,
[illegible] દીસી [illegible]બાલિકાની.

દિશામાં શોધતી ઘેલી, [illegible] મુગ્ધ આંખડી
સન્દેશા પાઠવે મોંઘા સ્વપ્નભારે લળી લળી.

ઊંચી કરી ડોક વિલોકી બારને
થાકી ગઈ ના પણ નાથ આવે;
નિરાશભાવે ગૃહમાં સીધાવે,
સામી ભીંતે લટકી દીપના દર્પણે દેહ જુએ.

અંગે અંગે કિરણ પ્રગટે સ્નેહનાં તે જુએ છે?
આશાઘેલાં નયન ઉછળે, એકને તે નિહાળે?
નાચી ઊઠે હૃદય રમણે નાથને, તે વિલોકે?
જેની આશા પ્રતિદિન છતાં દેખતી શું નવું કૈં?
પાસુ સ્પર્શે શિથિલ થઈને સ્વાર્થ ઘેલી બનીને,
મૂકી તેનાં સ્વજન સઘળાં એકલી શાન્ત ભાવે,
ચૂમે તેના કુસુમકુમળા ગાલને બ્હાર લાવી,
અંકોરી તે અધર લઈને ચુમ્બી એ ધીરેથી.

સ્મિતને વેરતી કોની દર્પણ તરતી છબી?
સુન્દરી ચમકી, શાને કંપને કાય ધ્રૂજતી?

ભીરુ જાગી મન મુઝવણે, ભાલમાં સ્વેદબિન્દુ
વેગે વાધ્યા હૃદય ધબકા, આંખમાં શૂન્ય છાયું.
ઢાંકે નીચે વદન, ચરણો ના ફરે કાં નવોઢા?
પાસે આવ્યો પ્રિયતમ નાંખો તોય બોલી શકે ના?

નન્દકુમાર પાઠક

LIMDA
સૌંદર્યનો સહાયક
ચામડીનો સંરક્ષક
લીમડા
બનાવનાર:
વેજીટેબલ સોપ વર્કર્સ
લીમીટેડ, મુંબઈ
સઘળે ઠેકાણે મળે છે

# પરિષદ વ્યાખ્યાનમાળા

( ૩ )

## પદ્ય : ૧૮૫૨–૧૯૦૪ (એક વિહંગાવલોકન)

જ્યોતીન્દ્ર દવે

૧૮૫૨ માં દયારામ અવસાને પામ્યા ને ગુજરાતી કાવ્યસાહિત્યનો એક યુગ પૂરો થયો. મુખ્યત્વે ભક્તિ ને જ્ઞાનના ક્ષેત્રમાં રમતી કવિતા માટે નવાં નવાં ક્ષેત્રો ઊઘડવા માંડયાં.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પાશ્ચાત્ય સંસ્કૃતિ, પાશ્ચાત્ય સાહિત્ય ને પાશ્ચાત્ય શિક્ષણને પરિણામે કંઇ કંઇ નવીન બળોએ આપણા જીવનમાં સંચાર કરવા માંડયો.

એ યુગ સંક્રાન્તિનો હતો. પ્રાતઃકાલના પવનની પેઠે આંગ્લ વિચારો ગુજરાતના જીવનમાં ધીમો પણ સ્પષ્ટ સંચાર કરવા માંડયો હતો. 'આપણી સામાજિક, ધાર્મિક, સાહિત્યવિષયક તેમજ રાજકીય સ્થિતિ છેક અધમ થઇ ગઇ છે, તે સુધારવી જોઇએ.' એવા વિચાર દેશજનને તેમની ધારી લીધેલી કર્તવ્યદિશામાં પ્રેરી રહ્યા હતા. મુસલમાન રાજ્યના ભારે કોલાહલમાં આપણી પુરાતન સંસ્કૃતિના પડઘાઓ કેટલેક અંશે દબાઇ ગયા હતા, અને તેમાં નવી સંસ્કૃતિ, નવું સાહિત્ય ને નવા રાજ્યના પ્રથમ જ દર્શન થયાં એટલે લોકો સ્વાભાવિક રીતે તેના મોહભર્યા ચમકારાથી અંજાઇ ગયા. ઠેરઠેર સંસાર-સુધારકો પશ્ચિમના રંગે રંગાઇ સારા ભારતવર્ષને એ રંગથી રંગી દેવા કટિબદ્ધ થયા. અનેક સભાઓ સ્થપાઇ, પત્રો પ્રગટ થવા માંડયાં; પુનર્વિવાહ ને અન્ય સુધારાના વાદના પગરણો મંડાયાં. સામાજિક વિષયો પર નિબંધો લખાવા માંડયા ને સુધારાના ગદ્યપદ્યમય ભાષણોની પરંપરા ચાલી રહી.

આ કાળબળે બે સમર્થ સાહિત્યકારો એ યુગમાં નીપજાવ્યા: દલપત અને નર્મદ.

વઢવાણના શ્રીમાળી બ્રાહ્મણ કવિ દલપતરામ ડાહ્યાભાઇ (૧૮૨૦–૧૮૯૮) અંગ્રેજી સાહિત્યના સીધા સંપર્કમાં આવ્યા નહોતા. ૧૮૫૫માં સરકારી નોકરીનો ત્યાગ કરી ફાર્બસના બોલાવ્યા એ 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'ના ઉપમન્ત્રી તરીકે અમદાવાદ ગયા અને કંઇક અંશે ફાર્બસની મૈત્રીને લીધે ને કંઇક અંશે દેશભરમાં પ્રબળ બનેલી પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરને લીધે એમણે નવીન સમયબળ પારખ્યાં ને સ્વામિનારાયણ સંપ્રદાય તથા 'ભાટ'કવિઓ પાસેથી પ્રેરણા લઇ એમણે આપણા પ્રાચીન કવિઓ કરતાં જુદી જ શૈલીનાં ગીતો રચવા માંડયાં.

દલપતરામમાં કવિત્વ કરતાં ચાતુર્ય વધારે હતું અને એમણે જમાનાને રુચે એ રીતે એ ચાતુર્યનો બહુ જ ઉચિત રીતે ઉપયોગ કર્યો. હળવા કટાક્ષો વડે, બાળકને રમાડતાં રમાડતાં શિખવતા હોય એ રીતે એમણે 'ધીમે ધીમે સુધારાનો માર' આપ્યો. બાળલગ્ન, વિધવાવિવાહ, ભૂત, જ્ઞાતિસંસ્થાના ગેરફાયદા ઇત્યાદિ ઉપરાંત માંકડ ને માખી ને તંબાકુ જેવા વિષયો પર પણ એમણે કાવ્યો રચ્યાં છે.

પણ દલપત પાસે કવિત્વની કોઈ નવીન ભાવના હતી નહિ. ખીજવાયા અકળાયા વગર મોઢું તાણ્યે ગંભીર રીતે કે કોઈક વાર હળવા કટાક્ષો વડે વિદ્યાર્થીને ઉપદેશ આપે એ રીતે એમણે ગુજરાતને નીતિનો ને સુધારાનો ઉપદેશ કર્યો છે. 'ભાટ'કવિઓની પેઠે શબ્દચમત્કૃતિ તરફ એમને ખાસ પક્ષપાત હતો. અનેકાર્થક શ્લોકો કે ચિત્રબંધો રચી શ્રોતાને કે વાંચકને ચકિત કરી નાંખવા એને કવિતાનું એ ધ્યેય માનતા. એમણે આપણી કવિતામાં વૈવિધ્ય આણ્યું તે ઉપરાંત સંસ્કૃત વૃત્તોનો પ્રચાર પણ કર્યો. પ્રાચીન કવિઓએ સંસ્કૃતવૃત્તનો ઉપયોગ ક્વચિત જ અપવાદ તરીકે કર્યો છે. લોકોને સંસ્કૃતવૃત્તો વિશે કોઈ પણ જાતનું જ્ઞાન હતું નહિ. દલપત અને નર્મદે એ સંસ્કૃતવૃત્તોને પ્રચારપૂત બનાવ્યાં.

આપણી અર્વાચીન કવિતાનું દ્વાર ઉઘાડ્યું નર્મદે. સમયબળની અસર સૌથી વધારે પ્રમાણમાં એના પર થઈ હતી. પાશ્ચાત્ય સંસ્કૃતિને પરિણામે આવેલા નવીન સંસ્કારોનો એ અગ્રણીમાં સબળ ઉદ્બોધક બન્યો. શેલી, વર્ડ્ઝવર્થ, બાયરન, સ્કૉટ આદિનાં કાવ્યો વાંચી એ પ્રકારનાં કાવ્યો ગુજરાતીમાં ઉતારવાની એને અભિલાષા થઈ અને આત્મલક્ષી કાવ્યો લખવાની શરૂઆત એણે કરી.

પ્રાચીન કવિઓની અસરથી નર્મદ ઠીક મુક્ત હતો એમ નહોતું. કવિ થવાની પ્રેરણા જ એને પ્રાચીન કવિના વૈરાગ્યપ્રધાન કાવ્ય પરથી મળી હતી. એણે આખ્યાન લખ્યાં છે. શામળશૈલીની વાર્તા લખી છે. બ્રહ્મજ્ઞાનનાં, નીતિનાં ને ભક્તિનાં પદો લખ્યાં છે. ચિત્રકાવ્યો રચવાનો પ્રયાસ પણ કર્યો છે. પરંતુ અંગ્રેજી શૈલીના સંપર્કને પરિણામે એણે આપણા કાવ્યસાહિત્યમાં જે નવીન શૈલી દાખલ કરી છે તેના આગળ એ સર્વ ઠીક ગૌણ બની જાય છે.

ભક્તિ ને જ્ઞાનના વિષયમાં ભ્રમણ કરનારી આકાશમાં રમતી કાવ્યગંગાને એણે અવનિ પર ઉતારી. પ્રાચીન કવિઓ પ્રકૃતિનાં વર્ણન ક્વચિત કરતા પણ તે મુખ્ય વસ્તુ તરીકે નહિ. અમુક રસની ભાવના સહચારી કે ઉદ્દીપક વિભાવ તરીકે પ્રકૃતિને એ સ્થાન આપતા. પ્રકૃતિના અમુક દૃશ્યને મુખ્ય વિષય તરીકે વર્ણવવું, તેમાં અમુક ભાવ અનુભવવો, તેની માનવહૃદય પર થતી અસરનું નિરૂપણ કરવું, પોતાના ભાવ સાથે તેના સામ્ય કે વૈષમ્યનું આલેખન કરવું એ પ્રથા આપણા પ્રાચીન સાહિત્યને અજાણી હતી. એ પ્રથા નર્મદે દાખલ કરી. વર્ડ્ઝવર્થની શૈલીનાં પ્રકૃતિકાવ્યોનો ગુજરાતને રસાસ્વાદ ચખાડવાનો પહેલો પ્રયત્ન એણે કર્યો.

દરેક ગુજરાતી ગૃહમાં હોવું જોઈએ

# "GUJARAT and its LITERATURE"

# (ગુજરાત અને તેનું સાહિત્ય)

લેખકઃ શ્રી કનૈયાલાલ મા. મુનશી

"શ્રી. મુનશીએ કરેલું ગુજરાતી સાહિત્યનું સમથાલોકન મારે માટે બોધક થઇ પડ્યું છે. × × ×"

—મહાત્મા ગાંધીજી

"ગુજરાત અને તેનું સાહિત્ય" પ્રકાશ અને ચેતનથી ભરેલો અને કર્તાના વ્યક્તિત્વનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતો ઉત્તમ ગ્રંથ છે. શ્રીયુત મુનશીનો ગુજરાત ઉપરનો ઉત્કટ પ્રેમ, અને જે વસ્તુને તેઓ સ્પર્શે તેને સજીવન બનાવતી તેમની કલ્પના બન્ને સ્પષ્ટ સ્વરૂપમાં આ ગ્રંથમાં છે. કર્તાને ઓળખનાર-મારા જેવા માટે નહીં પણ-બીજાને ઘણાંને આશ્ચર્ય પમાડે એવી બાબત એ છે કે આટલો અથાગ પરિશ્રમ તેમણે લીધો છે, અને તે પણ જેલની દીવાલો પાછળ અને અસ્વસ્થ શારીરિક પ્રકૃતિના સમયમાં.

પરંતુ આ ગ્રંથનું આદ્ય લક્ષણ તો એ છે કે ગુજરાતના સાહિત્યનો અભ્યાસ ગુજરાતના ઇતિહાસ તેમ જ હિન્દના ઇતિહાસ ઉપર સંલગ્ન દૃષ્ટિ રાખીને કરવામાં આવ્યો છે. આ કાર્ય કર્તાએ વિસ્તારથી અને ગુણપૂર્વક કર્યું છે. × × ×

—આચાર્ય શ્રી. આનન્દશંકર ધ્રુવ

પ્રો. વાઇસ ચાન્સેલર, બનારસ હિન્દુ વિદ્યાપીઠ

"આ ગ્રંથ સાહિત્યઇતિહાસના માત્ર પ્રારંભિક ગ્રંથ જેવો નથી. એનું ક્ષેત્ર વિશાળ છે. અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન, તેમ જ અર્વાચીન ગુજરાતી, એ બધી ભાષાઓના સાહિત્યનું વિવેચન કરવા માટે જે તલસ્પર્શી વિદ્વત્તાની જરૂર છે તેની પાત્રતા કર્તામાં છે; કારણ કે તેમણે જીવનનો ઘણો સમય સેવામાં ગાળ્યો છે. પોતે એક ઉત્તમ સાહિત્યકાર છે. × × ×

શ્રી. મુનશીના ગ્રંથના અપૂર્વ ગુણ એ છે કે એમણે યૂરોપના સમર્થ સાહિત્યકારોનો અને તેમની કલા-મીમાંસાનો ઊંડો અભ્યાસ કર્યો છે, અને તેથી જ તેઓ ગુજરાતના અનેક સાહિત્યકારોનું ખરું મૂલ્યાંકન કરી શક્યા છે. એમના દર્શનના સત્યાસત્યની હું જ્યાં પરીક્ષા કરી શકું એમ છું ત્યાં તે મને રુચિકર અને સર્વાંશપૂર્ણ જણાયું છે. અને સાહિત્યસમૃદ્ધિનું દર્શન કરાવતાં પ્રામાણિકતા અને સત્યપ્રેમથી તેની અપૂર્ણતાઓ પણ ન સંતાડવામાં કર્તાએ જે વૃત્તિ દર્શાવી છે, તે માટે ગુજરાત કર્તાનું બહુ જ ઋણી છે.

—ડા. એ. બેરીડેલ કીથ, ડી. સી. એલ.,

યુનીવર્સીટી ઓફ એડીનબરો

શૃંગારનાં કાવ્યો સંસ્કૃતયુગનો, ખુરશી ઓઢીને જ સાહિત્યની સીમામાં પ્રવેશ કરી શકે એ પ્રાચીન સંકેતનો ત્યાગ કરી પ્રેમના આત્મલક્ષી કાવ્યો એણે પહેલવહેલાં આલેખ્યાં. વીરતા જેવી રોચક વસ્તુ છે ને સાહિત્યમાં વીરરસને પણ સ્થાન છે તેનું પ્રથમ ભાન એણે ગુજરાતને કરાવ્યું. દેશભક્તિની ભાવના ને પ્રાંતીય અસ્મિતાનાં એણે કાવ્ય દ્વારા ગુજરાતને નવીન દર્શન કરાવ્યાં. આપણી રાજ્યઅધોગતિ અને સામાજિક અત્યાચાર પરત્વે એણે ધ્યાન ખેંચ્યું.

આમ કવિતા એ નર્મદના હાથમાં સંસારસુધારણ ને જાગૃતિનું સબળ શસ્ત્ર બન્યું. નરસિંહ મહેતાથી તે દયારામ સુધીનાં ચારસો વર્ષ સુધીના ગાળામાં જેટલું વૈવિધ્ય દેખાય છે તેથી અનેકગણું વધારે વૈવિધ્ય પચ્ચીસીની અંદર નર્મદદલપતે ગુજરાતી કાવ્યમાં આણ્યું.

નર્મદે નવીન કાવ્યભાવના ગુજરાતને આપી. ગુજરાતી કવિતાને વરેવા માટે અનેક નવાં ક્ષેત્રો ઉઘાડી આપ્યાં. ઉપર કહ્યું તેમ કાવ્યગંગાને આકાશમાંથી અવનિ પર ઉતારી. પણ એમ કરવા જતાં એ ગંગાનાં પાણી ડહોળાએલાં બની ગયાં. એના નીરમાંથી પ્રસન્નતા જતી રહી. નર્મદે લાગણીના 'જોસ્સા' કવિતામાં ઠાલવ્યા પણ એ ઊભરાને લીધે સુકુમાર કાવ્યકલા ઘણે અંશે દાઝી ગઈ. શિથિલ પદબંધ, ક્લિષ્ટ શબ્દપ્રયોગ, અસુઘડ રચના, નિબંધને શોભે ને ગદ્ય માટે અનુકૂળ પડે એવી કાવ્યરીતિ, શિષ્ટતા તેમ જ સુરુચિનો વારંવાર થતો ભંગ ઇત્યાદિ અનેક દોષોને લીધે એની કવિતશૈલી સ્થળે સ્થળે દૂષિત થઇ છે. દલપતરામે એમના કહેવા મુજબ '૨૩ છંદ' રચ્યા છે. પણ માત્ર છંદોરચનાની દૃષ્ટિએ જ એમાં રૂડાપણું છે–કવિત્વની દૃષ્ટિએ નહિ. પદરચનાની દૃષ્ટિએ નર્મદનાં કાવ્યો જેટલાં શિથિલ ને ક્લિષ્ટ છે તેટલી જ સુભગ ને પ્રસાદયુક્ત રચના દલપતની છે. નર્મદની કાવ્યકળા લાગણીના ઊભરાઓ વડે દાઝી જાય છે, તો દલપતની કાવ્યકલા લાગણીને અભાવે હિમાલય પરના બરફ જેવી ઠરી પડી જાય છે. અને તે કાળની વાચનમાળાના પૃષ્ઠો પર તેમ જ લોકહૃદયમાં જેનું કવિપદ અંકિત થઈ રહ્યું હતું એવા યુગના એ બન્ને મહાકવિઓનાં કાવ્યોમાં કવિત્વ શોધવું આજના વિવેચકોને જરા મુશ્કેલ થઇ પડ્યું છે.

નર્મદ કરતાં દલપતને શિષ્યો વધારે સાંપડ્યા હતા. ગણપતરામ ભટ્ટ, ભુલાભાઈ(?)ગામ, વલ્લભદાસ પોપટ, શિવલાલ ધનેશ્વર, મહુલાલ, સવિતાનારાયણ, વિજયાશંકર, મથુરદાસ(?)ભેમ, લલિતાશંકર, ઇન્દિરાનન્દ આદિ દલપતનર્મદના શિષ્યોએ એમનો સંપ્રદાય થોડો સમય ચાલુ રાખ્યો. પણ નર્મદદલપતની પ્રતિભા એકેમાં ન હોવાથી આજે એમાંના કેટલાકનાં તો નામ પણ લોકોની જાણ બહાર ચાલી ગયાં છે. પ્રારંભમાં નર્મદના કરતાં દલપતના શિષ્યો વધારે લોકપ્રિય થઇ શક્યા હતા. પરંતુ કવિતા એ શબ્દખેલ નથી એ સત્ય જેમ જેમ વધારે સચોટ રીતે સમજાતું ગયું તેમતેમ દલપતસંપ્રદાયનો પ્રભાવ ઓછો થતો ગયો અને આજે તો દલપતશૈલીના પગઠારો શોધીએ તો જડવા મુશ્કેલ છે. નર્મદનો સંપ્રદાય પણ અવિચ્છિન્ન ચાલ્યો નથી. પરંતુ એણે ગુજરાત સમક્ષ રજૂ કરેલી કાવ્યભાવના જ અંતે વિજય પામી છે. અને ગુર્જર કવિતાનો વિકાસ ઉત્તરોત્તર એ જ માર્ગે થતો રહ્યો છે.

નર્મદે ગુજરાત સમક્ષ ધરેલી નવીન કાવ્યભાવના એ અંગ્રેજી સાહિત્યના સંપર્કનું પરિણામ એમ ઉપર કહ્યું છે. પરંતુ કેવળ આંગ્લ સાહિત્યનો સંપર્ક એ જ એનું પ્રેરક બળ નહોતું. સંસ્કૃતની પ્રેરણા પણ એ સર્વ પાછળ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કાર્ય કરી રહી હતી. નર્મદે કવિ થવાનો નિશ્ચય કર્યો ત્યાર પછી એણે કવિ થવાની યોગ્યતા સંપાદન કરવા સંસ્કૃતસાહિત્ય ને ખાસ કરીને રસશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. 'ઋતુવર્ણન' જેવાં કાવ્યોમાં તથા વૃત્તોની પસંદગીમાં એ સંસ્કૃત સાહિત્યના સંસ્કાર જોઇ શકાય છે.

નર્મદયુગના પછીના સાહિત્યકારોએ પાશ્ચાત્ય તેમ જ સંસ્કૃત કાવ્યભાવનાનો સમન્વય કરવાના પ્રયાસ કર્યા. અંગ્રેજી સાહિત્યની સાથે સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ પણ થવા માંડયો. પાશ્ચાત્ય સાહિત્યસ્વામીઓ સાથે સંસ્કૃતના સાહિત્યસ્વામીઓનાં અધ્યયન થવા માંડ્યાં. પશ્ચિમની સંસ્કૃતિનાં ઉત્તમોત્તમ તત્ત્વો સાથે આપણી ભૂતકાલીન સંસ્કૃતિનાં શ્રેષ્ઠ તત્ત્વોનો સમન્વય કરવાનો પ્રયત્ન એ કાળના સમાજસુધારકોએ કર્યો છે, તે જ રીતે સાહિત્યમાં પણ પશ્ચિમના સમુદ્ર સાથે પૂર્વની સરસ્વતીનો સંયોગ સાધવા સાહિત્યકારોએ પ્રયાસ કરવા માંડયા.

હરિલાલ હર્ષદરાય ધ્રુવે નર્મદનાં વીરરસ તથા દેશભક્તિનાં કાવ્યોનો સંપ્રદાય અવિચ્છિન્ન રાખ્યો. એ સિવાયનાં એમનાં અન્ય કાવ્યો બહુધા ક્લિષ્ટ હોવાથી જાણીતાં થયાં નથી.

'પ્રાર્થના સમાજ' માટે ભોળાનાથ સારાભાઇએ ઇશ્વરપ્રાર્થનામાળા' રચી પ્રાચીન કવિઓ કરતાં નવીન પ્રકારનાં ભક્તિકાવ્યોનું દર્શન ગુજરાતને કરાવ્યું. શૃંગાર ને ભક્તિ એ બેનો એમણે વિયોગ કરાવ્યો. પોતે ગોપી બની ઇશ્વિરને પ્રિયતમરૂપે ન પૂજતાં એમણે ઇશ્વર ને ભક્ત વચ્ચે પિતાપુત્રભાવ સ્થાપી ભક્તિ સાથે જોડાએલ શૃંગાર તેમ જ વિલાસભાવના દૂર કરી. અમૂર્તની ઉપાસના કરવા ભજનો રચ્યાં. આપણા સાહિત્યના છેક પ્રારંભકાળથી જોડાએલાં ભક્તિ ને શૃંગાર નવીન યુગમાં વિભક્ત થઈ જાય છે અને અલૌકિક રાધાકૃષ્ણ માનવહૃદયનાં પ્રણય તેમજ ભક્તિ બંનેના અધિકારી બન્યાં હતાં તે મટી જઇ ભક્તિનો અધિકારી ઇશ્વર, પ્રણયનાં અધિકારી હાડચામનાં બનેલાં સ્ત્રીપુરુષ જ બને છે. નર્મદે સામાન્ય સ્ત્રીને પુરુષહૃદયના પ્રણયની અધિકારિણી બનાવી. ભોળાનાથે ઇશ્વરને માનવહૃદયના વિજાતીય ભાવથી તદ્દન મુક્ત એવા પૂજ્યભાવનો અધિકારી બનાવ્યો. ભાષા, વિચાર, શૈલીની સંસ્કારિતા તથા શિષ્ટતા એ ભોળાનાથનાં કાવ્યોની વિશિષ્ટતા છે.

નર્મદના પછીના યુગમાં જે મુખ્ય નામો તરી આવે છે તે ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઇ, મણિશંકર, નરસિંહરાવ ને કલાપી.

'સરસ્વતીચન્દ્ર'ના અપૂર્વ વિધાયક ને ગુજરાતી ગદ્યને નવો જ મરોડ આપનાર ગોવર્ધનરામના કાવ્યસાહિત્યમાં ફાળો નહિ જેવો જ છે. 'સરસ્વતીચન્દ્ર'માં આવતાં કેટલાંક હૃદયસ્પર્શી કાવ્યો તથા સુન્દર ભાષાન્તરો પર ગોવર્ધનરામનો કવિયશ અવલંબે છે.

સ્નેહમુદ્રા'માં એમણે પ્રેમભાવનાની વ્યાપકતા, સૂક્ષ્મતા, તથા ઉચ્ચતા દર્શાવી છે, પણ ક્લિષ્ટ ભાષા, ભાવની દુર્બોધતા તથા ચિંતન અને કવિત્વનો અરસિકર સંકર ઇત્યાદિને લીધે એ કાવ્યસંગ્રહ લોકમાં બહુ આદરપાત્ર નીવડ્યો નથી.

મણિલાલ, બાલાશંકર તથા કલાપીએ ફારસીશૈલીની ગઝલો લખી નવીન પ્રકારની કાવ્યશૈલી ગુજરાતીમાં દાખલ કરી. મણિલાલ તથા કલાપી કરતાં બાલાશંકરની ગઝલો, ફારસી કાવ્યના અભ્યાસીઓને મતે વધારે વિશુદ્ધ પ્રકારની છે. મણિલાલે વેદાન્તના અભેદવાદને કાવ્યમાં ને ગઝલમાં સૂફીવાદની પરિભાષામાં ઉતાર્યો છે. પદ્યકાર કરતાં ગદ્યકાર તરીકે મણિલાલનું સ્થાન આપણા સાહિત્યમાં બહુ મોટું છે.

બાલાશંકરે હાફિઝ ને સાદીનો રસાસ્વાદ ગુજરાતને ચખાડવા યત્ન કર્યો છે. પરદેશથી આણેલા એ ગઝલના રોપાને આપણી ભૂમિ બહુ અનુકૂળ આવી હોય એમ લાગતું નથી. ગઝલ લખવાનો યુગ આજે અસ્ત પામી ગયો હોય એમ લાગે છે. પરંતુ તે કાળે તો મણિલાલ, બાલાશંકર ને કલાપીની ગઝલો લોકોમાં અત્યંત આદર પામતી.

હૃદયના મૃદુ ભાવોનું આલેખન કરવામાં પ્રણયીના ઉદ્વેગ, ચિન્તા, વિષાદ ને ઉન્માદને સાથ, ઘણીવાર કલાત્મકતાની પરવા કર્યા વિના દર્શાવવામાં અને વિપ્રલંભ શૃંગારનું વિસ્તારપૂર્વક નિરૂપણ કરવામાં કલાપી જેટલો વિજય બીજા થોડા કવિઓને મળ્યો છે. ભાગ્યે જ કોઈ તરુણ વાચક કે કવિ કલાપીની અસરથી મુક્ત રહી શકે છે કલા ને કવિત્વની દૃષ્ટિએ કલાપીએ વિરલસિદ્ધિ મેળવી છે એમ ભાગ્યે જ કહી શકાય. પરંતુ ભાવની પારદર્શકતા, હૃદયની સુકુમારતા અને એક પ્રકારની વિવશ વિષાદમયતા વડે કલાપીનાં કાવ્યો સહૃદય અથવા સમાનભાવ અનુભવી શકે એવા વાચકના હૃદયપર સચોટ અસર કરે છે. આથી, કલાપીની કવિતા બહુ જ સંકુચિત ક્ષેત્રમાં વિહાર કરે છે કોઈક કોઈક વાર પોતાના સ્થાનને યોગ્ય એવા ગૌરવનો ત્યાગ કરી સામાન્યતાને ધારણ કરે છે. કલાદૃષ્ટિની ઊણપ દર્શાવે છે છતાં પણ 'કેકારવ' જેટલી લોકપ્રિયતા બીજા બહુ જ ઓછા કાવ્યસંગ્રહને વરી હશે.

મણિશંકર ભટ્ટ (કાન્ત) કાવ્યો સંખ્યામાં ઘણાં ઓછાં લખ્યાં છે. તેમાં સારાં કહી શકાય એવાં કાવ્યો તો આંગળીને વેઢે ગણી શકાય તેટલાં જ છે. પણ જે છે તે એટલાં ઉત્કૃષ્ટ પ્રકારનાં છે કે આપણા કાવ્યસાહિત્યમાં તેને પ્રથમ કક્ષામાં નિસંકોચ મૂકી શકાય. ભાવ, ભાષા ને રસ એ ત્રણેનો સુભગ સંયોગ એમણે 'વસન્ત વિજય', 'ચક્રવાક મિથુન' આદિ કાવ્યોમાં કરી બતાવ્યો તે આપણા સાહિત્યમાં અપૂર્વ ને અત્યંત વિરલ છે. બદલાતા ભાવ પ્રમાણે છંદોમાં વૈવિધ્ય લાવવાની એમણે પ્રથા દાખલ કરી. તત્સમ સંસ્કૃત શબ્દોનો પ્રયોગ બીજા કવિઓ કરતાં ઘણા વધારે પ્રમાણમાં હોવા છતાં એમનાં કાવ્યો જરાયે ક્લિષ્ટ લાગતાં નથી, વીર અને કરુણનું મિશ્રણ કરી એમણે ગુજરાતને 'ટ્રેજિક'નું સાચા અર્થમાં ભાન કરાવ્યું. કલાપીની પેઠે કાન્તના કાવ્યનો પ્રધાન સૂર વિષાદનો છે પણ 'કલાપી જેવી દીનતા કાન્તમાં નથી. વિષાદ અને ગૌરવ, કરુણ ને વીર એ બેનો સુયોગ

સાથે એમણે ઉદાત્તતા ને ભવ્યતા કાવ્યમાં આણ્યાં છે. સંસ્કૃતશૈલીની શિષ્ટતા, પાશ્ચાત્ય રીતિનું ભાવસંકલન ને શબ્દરચના ને પદબંધ પર અપૂર્વ પ્રભુત્વ એ કાન્તશૈલીના મુખ્ય ગુણો છે, ખંડકાવ્યોમાં કાન્તે વિરલ સિદ્ધિ મેળવી છે. એમનું અનુકરણ ઝાઝું થઈ શક્યું નથી. એ શૈલી માટે જોઇતી ગુણસંપત્તિ બહુ સુસાધ્ય ન હોવાથી કાન્તની શૈલી આપણા સાહિત્યમાં એકલ ને અજોડ રહી છે.

ઇ. સ. ૧૮૮૭માં નરસિંહરાવની 'કુસુમમાળા' પ્રગટ થઇ તે સાથે આપણા કાવ્યસાહિત્યને નવો જ વેગ મળ્યો. નર્મદે કંઇક અપૂર્ણ રીતે દર્શાવેલી પાશ્ચાત્ય કાવ્ય-ભાવના નવે જ રૂપે નરસિંહરાવે વ્યક્ત કરી સંસ્કૃત સાહિત્યના ઊંડા અવગાહન અને વર્ડ્ઝવર્થ, શૈલી, કીટ્સ આદિ પાશ્ચાત્ય કવિઓના પરિશીલનને પરિણામે નરસિંહરાવે ભાષા વૃત્તરચના આદિ પરત્વે સંસ્કૃતમાંથી અને વિચાર, ભાવનિરૂપણ રીતિની બાબતમાં પશ્ચાત્ય સાહિત્યમાંથી પ્રેરણા લઇ ગુર્જરકાવ્ય માટે નવો પ્રદેશ ઉઘાડયો. 'કુસુમમાળા', 'હૃદયવીણા', 'નૂપુરઝંકાર', 'સ્મરણસંહિતા' આદિ કાવ્યસંગ્રહોમાં નરસિંહરાવે કાવ્યના અનેકવિધ પ્રદેશ ખેડયા છે. પરંતુ એમણે આપણા સાહિત્યની જે મોટામાં મોટી સેવા કરી છે તે એમનાં પ્રકૃતિકાવ્યો વડે. 'સ્મરણસંહિતા' એમનું ઉત્તમોત્તમ કાવ્ય છે અને એ પ્રકારની કરુણ પ્રશસ્તિ આપણા સાહિત્યમાં હજી બીજી લખાઇ નથી. પરંતુ નરસિંહરાવનાં 'કુસુમમાળા'નાં પ્રકૃતિકાવ્યોની અસર એ પ્રગટ થઇ ત્યારે આપણા નવીન લેખકો ને વાંચકો પર જેટલી થઇ હતી એટલી અસર બીજા કશાની ભાગ્યે જ થઇ હશે.

સંસ્કૃત અને અંગ્રેજી બંને સાહિત્યની શિષ્ટતા ને રસિકતાનો એમણે ગુજરાતીમાં સમન્વય સાધ્યો છે. ભાષા તથા છંદ પરત્વે ચોકસાઇ; ભાવનિરૂપણમાં સંયમશાલિતા કૃત્રિમતા કે આડંબરનો પરિત્યાગ એ એમની શૈલીનાં વિશિષ્ટ લક્ષણો છે. ભાષાની મીઠાશ કરતાં પણ ભાષાની શુદ્ધિ એમને વિશેષ ગ્રાહ્ય હોય એમ લાગે છે. ગ્રામ્યતા કે સામાન્યતામાં સરી ન જવાય તેની એ અત્યંત કાળજી રાખે છે ને તેથી કોક વાર એમની શૈલી વધારે પડતી સંસ્કૃતમય પણ થઇ જાય છે. વર્ડ્ઝવર્થની પેઠે પ્રકૃતિને એ જીવન્ત તત્ત્વ માને છે ને પ્રાકૃતિક દૃશ્યો એમને માટે અપૂર્વ આનન્દના વિષય બની રહે છે. પ્રકૃતિના અંગોપાંગ માટે ન ભુલાડી શકાય એવો ભાવ એમના સર્વ કાવ્યોમાં તરી આવે છે. નર્મદે જે રસાસ્વાદનો અનુભવ કરાવવા પ્રયત્ન કર્યો હતો તે રસાસ્વાદ ને અનુભવ નરસિંહરાવ સંપૂર્ણ રીતે કરાવી શકે છે. નર્મદનાં પ્રકૃતિકાવ્યોમાં જે કેટલીક વાર બહિર્મુખતા દેખાય છે તે દૂર કરી નરસિંહરાવે તેને અન્તર્મુખ બનાવ્યાં છે; પરંતુ આ એમના કાવ્યગુણો સીમારૂપ પણ બન્યાં છે. કેવળ પ્રકૃતિને જ માટે આવો ભાવ બધા વાચક અનુભવી ન શકે, તેમ જ કલ્પની શબ્દરચનામાં ચોકસાઈ કે શુદ્ધિ કરતાં માધુર્ય ને કોમળતા ઘણાને વધુ આકર્ષક થઇ પડે એ દેખીતું છે. 'કુસુમમાળા'નાં કાવ્યોની નવીનતા જૂની થઇ જતાં એ કાવ્યો પહેલાં જેટલાં આજે આકર્ષક નથી લાગતાં એ સુવિદિત છે. પરંતુ આપણા કાવ્યસાહિત્યમાં સુરુચિ, નાગરિકતા, શિષ્ટતા, વિશુદ્ધિ, સંયમશાલિતા ઇત્યાદિ બહુમૂલ્ય ગુણો, તથા સંસ્કૃતશૈલીની રસિકતા સાથે પાશ્ચાત્યશૈલીની વિશિષ્ટતા નરસિંહરાવે દાખલ કરી જે નવીન દિશા ઉઘાડી આપી છે તે અવિસ્મરણીય છે.

નાનાલાલ, ખબરદાર, લલિત, બળવંતરાય આદિનાં છૂટક છૂટક કાવ્યો આ ગાળા દરમ્યાન પ્રસિદ્ધ થયાં છે. ખબરદારના બે કાવ્યસંગ્રહો પણ પ્રગટ થઈ ચૂક્યા હતા. પરંતુ એ સર્વની મુખ્ય કાવ્યપ્રવૃત્તિ તથા અસર ૧૯૦૪ પછીના સમયમાં જોવામાં આવે છે એટલે એમનો વિચાર અહીં કરવો ઉચિત ધાર્યો નથી.

એકંદરે જોતાં નર્મદથી નરસિંહરાવ સુધીના આ સમયમાં ગુજરાતી કાવ્યસાહિત્યે જે પ્રગતિ કરી છે તે સ્હેજે સમજાય એમ છે. વિષયોમાં વૈવિધ્ય આવ્યું છે. હૃદયના નાજુકમાં નાજુક ભાવોથી માંડી સમાજજીવનની વિષમતાઓ, પ્રકૃતિનાં દૃશ્યો ને સ્વદેશ ને સ્વસંસ્કૃતિનું ગૌરવ ઇત્યાદિ ભિન્ન ભિન્ન વિષયો આપણા કાવ્યસાહિત્યે ખેડ્યા છે. વૈવિધ્ય વિષયો પૂરતું જ આવ્યું છે એમ નથી. વૃત્તો ને છંદોના પણ જાતજાતના પ્રયોગો થયા છે. નર્મદે વીરરસના લાંબા કાવ્યને અનુકૂળ થઈ પડે એવા છંદ શોધવા પ્રયોગો કર્યા. તોટક, હરિગીત, શિખરિણી આદિમાં વૈચિત્ર્ય આણવાના પ્રયાસો થયા છે. પ્રાસરચનાનો ત્યાગ કરવામાં આવ્યો અથવા એમાં વિવિધતા દાખલ કરવામાં આવી. ભાવપરિવર્તન સાથે વૃત્તો બદલવાની પ્રથા દાખલ થઈ. કાવ્યને અનુકૂળ થઈ પડે એવા નવા નવા શબ્દો પણ આ જ અરસામાં પ્રયોજાયા છે. ફારસી શૈલીનાં, પંડિત શૈલીનાં, પાશ્ચાત્ય શૈલીનાં તેમ જ પ્રાચીન ગુજરાતી અથવા હિંદી કવિઓની શૈલીનાં, કાવ્યો રચવાના પ્રયોગો આ કાળમાં થયા છે ને એ સમગ્ર કાવ્યસાહિત્ય જોઈએ છીએ ત્યારે, ચારસો વર્ષ સુધી મુખ્યત્વે એકવિધતામાં પડી રહેલા આપણા કાવ્યસાહિત્ય સાથે આ અર્ધશતાબ્દીમાં સર્જાએલા કાવ્યસાહિત્યને સરખાવતાં આપણે અપૂર્વ પ્રગતિ સાધી છે એ વિષે કોઈ પ્રકારનો સંશય રહેતો નથી. અને આજે પણ એ જ પ્રયોગ ને પ્રગતિને માર્ગે આપણું સાહિત્ય ગતિ કરી રહ્યું છે એ નિર્વિવાદ છે.

## ગ્રંથો


નર્મદ . નર્મકોષ
દલપત : દલપત કાવ્ય, ભાગ ૧-૨
ભોળાનાથ સારાભાઈ : ઈશ્વરપ્રાર્થનામાળા, ભા. ૧-૨
મણિલાલ નભુભાઈ : આત્મનિમજ્જન
મણિશંકર ભટ્ટ : પૂર્વાલાપ
કલાપી : કલાપીનો કેકારવ
નરસિંહરાવ : કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર, સ્મરણસંહિતા
Munshi : Gujrat and its literature
D. B. K. M Jhaveri Futher Milestones in Gujrati Literature

# સ્વાધીન માનવ

મિશ્રોપજાતિ

પ્રચંડ ઝંઝાનિલ આવતામાં
મહાન ઉત્પાત મચ્યો ધરાએ;
અભ્રો છવાયાં નભમાંહિ કાળાં;
દીસે ન એકે ય દિશા જનોને.
ત્યાં વીજ કેરા પલકારમાં સૌ
જરી જરી માર્ગ નિહાળતા જનો
ધ્રુજે બધા નિર્બળ સાંભળીને
કે ગર્જના મેઘ તણી દિગંતે.

ઉત્પાતમાંથી નવ છૂટશું હવે;
હમેશ ઉત્પાત મહીં રહેવું
કશે ? વિચારો જનને મુંઝાવતા.

અને નભેથી જળધાર જોસમાં
પડી; તણાયું પથમાં પડેલું
સર્વસ્વ; ના મેઘ વિચારવાને
થંભ્યો; થયો નાશ પડેલ સર્વનો;
પડ્યાં ઘરો કૈંક વિનાશમાં આ,
અને બળ્યા વીજ વડે મહેલો.
અગણ્ય જીવો પણ નાશ પામ્યા.
પ્રચંડ મેઘે પ્રસરાવી રેલો;
ગામો તણાયાં જલરેલમાં કે
મુંઝી ધરાએ અવશેષ પાડયાં
ને ભૂમિ જ્યાં દૃશ્ય હતી બનાવી
અદૃશ્ય ને ભૂમિ અદૃશ્ય દૃશ્ય.

કાદવમાં સર્વ થઈ ડૂબ્યું ને
વેરાન મેદાન બધું થયું જ્યાં
મનુષ્યથી અર્જિત સૃષ્ટિ ઊભી
હતી; થયા યત્ન બધા નકામા
જે સૃષ્ટિ માટે બલિદાન માનવે
આપ્યાં; નહીં જીવનની સહેજે
જે માટ કોદી દરકાર કીધી;
જે સૃષ્ટિના સર્જન માટ વર્ષો
કૈંએ તણી મ્હેનત હોંસથી કરી;
તેનો નિહાળે મનુજો બચેલા
થએલ જે ધ્વંસ ક્ષણેકમાં જગે;
હતાશ ઊભા ખડકે વિચારતા
થએલ આ નિષ્ફળતા જનોની.

ના હામ હૈયે લડવા ફરીથી
પ્રચંડ સત્ત્વો; વદને છવાઈ
વિષાદ ઘેરી પરતંત્રતા તણી
છાયા.

પરાધીન હવે રહેવું ?
ના યત્ન એકે લડવા હવે શું ?
ત્યાં પ્રશ્ન ગાજ્યા ઉરમાં જગાડતા
સ્વતંત્રતાભક્ત મનુષ્યનું અહં.

ભલે થતો નાશ પ્રચંડ સત્ત્વથી
કરેલ સર્વે મનુકાર્યનો મહા;
પ્રચંડ યત્નો કરશું હરાવવા
સત્ત્વો મહા. બીતિ ન લેશ અંતરે.
ફરી ફરી જંગ લડી હરાવશું.
ને સત્ત્વ સૌને પડકાર નાખી
શરૂ કર્યું કાર્ય ફરી જનોએ

યુગો વહ્યા, સંસ્કૃતિ એક જતાં
નવીન આવી; પણ કાર્ય વિશ્વનાં
જે જીતવાના સહુ સત્ત્વ તે તો
આગે વધ્યું જાય ન થંભશે કદી.

પરિવ્રાજક

# મહાગુજરાતનાં સંસ્થાનો

ડુંગરશી સંપટ

સિંધ—

કોઇ અતિ પ્રાચીન સંસ્કૃતિ ધરાવનાર સિંધુ દેશ એ મહાગુજરાતનો પાડોશી પ્રદેશ છે. આથી આ દેશો વચ્ચે ઘણા સમયનો પ્રાચીન સંબંધ છે. કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતની વસ્તીનો મોટો ભાગ સિંધી અથવા પંજાબી મૂળ ધરાવે છે એટલું જ નહિ પરંતુ કચ્છ અને કાઠિયાવાડના મુખ્ય રાજ્યકર્તાઓ—જાડેજાઓ—પણ સિંધના થરપારકર વિભાગના સમા રાજપુતોના સીધા વંશજો છે. પંજાબના ગુર્જરોએ સિંધમાં પ્રવેશ કર્યો તે પછી તેમણે ગુજરાત આબાદ કર્યું લાગે છે. લોહાણા, ભાટીઆ, ઓશવાળ વાણીઆ, ખોજાઓ, હિન્દુઓ અને મુસલમાનો, તથા બ્રાહ્મણો એ સર્વે અને બીજી અનેક જ્ઞાતિઓ સિંધમાંથી ગુજરાત, કચ્છ, કાઠિયાવાડમાં વસી છે. એ રીતે સિંધની સાથેનો બૃહદ્ ગુજરાતનો નિકટનો સંબંધ છે. ભૂતકાળમાં સિંધુ જ્યારે ખંભાતનાં અખાતમાં ખાલી થતી હતી, ત્યારે કોઇ મોટો અને જાણીતો સાગરમાર્ગ સિંધ અને કાઠિયાવાડ વચ્ચે હોવાની માન્યતા છે.

કચ્છકાઠિયાવાડ લગભગ મરૂભૂમિમાં છે. એમાં વરસાદની ન્યૂનતા ઘણા જુના વખતોથી ચાલી આવે છે. દરેક વરસોના ગાળામાં એકાદ દુકાળ પડી જાય છે ત્યારે દુકાળપીડિત મનુષ્યો અને જાનવરોને સિંધ આશ્રય આપે છે. સિંધમાં ઉત્તરદક્ષિણ ૫૪૧ માઇલોમાં સીધી વહેતી સિંધુ નદીના કિનારા ઉપર ઘાસ તથા અનાજ પુષ્કળ નીપજે છે. દુકાળમાં મધ્યયુગમાં આજુબાજુનાં પ્રદેશોના જાનવરો અને મનુષ્યો ઘણા જુના સમયથી ટોળાં પલાયિત આ પ્રદેશનો આશ્રય શોધે છે. કચ્છ તથા કાઠિયાવાડ અને અમુક અંશે ગુજરાત સાધારણ ઠીક વરસોમાં પણ પોતાની પ્રજાનાં ઉદરનિર્વાહ જેટલું અનાજ પેદા કરતા નથી. તેઓ અનાજની બાબતમાં સંપૂર્ણ આત્મનિર્ભર નથી. બાજરો, જુવાર, ઘઉં ચોખા વગેરે અનાજ મોટી રકમમાં સિંધમાંથી એ પ્રદેશોમાં દર વરસે વહાણો અને રેલ્વે મારફતે નિકાસ થાય છે. સિંધ સિવાય બીજો કયો પ્રદેશ આપણી આ મોટી અને અગત્યની જરૂરિયાત પુરી પાડી શકે?

મહાગુજરાતનાં બંદરો પોરબંદર, સલાયા, ખંભાત, ભાવનગર, ઘોઘા, જાફરાબાદ, વવાણીઆ, માંડવી એ સર્વેમાં ઘણા જુના કાળથી વહાણવટું વિકાસ પામેલી હાલતમાં છે.

ઈરાની અખાત, આફ્રિકા, રાતો સમુદ્ર, મલબાર કાંઠો એ સર્વે દેશોનાં બંદરો તરફ મહાગુજરાતના સાહસિક નાવિકો પોતાનાં ખોયા જેવાં નાના વહાણો લઇ જતા હતા. એ સર્વે વહાણોનું પ્રથમ સંગમસ્થાન (જંકશન) સિંધનાં બંદરો હતાં. પ્રથમ ખરક બંદર અને ભરાઈ ગયા પછી કરાંચી વસ્યું. એ બંદરોમાં મહાગુજરાતનું વહાણવટું પોતાના લંગરો નાંખતું. અહીંથી એમને દેશ પરદેશનાં નુરો મળતાં. આથી મહાગુજરાતના ઘણા વેપારીઓ જુના વખતથી ધામા નાંખી સિંધના બંદરોમાં રહેતા, એમની પેઢીઓ સિંધમાંથી માલ ખરીદી મહાગુજરાતમાં મોકલતી હતી. તે સિવાય વહાણવટાંની વ્યવસ્થા અને નુર પણ બાંધતી હતી.

એ રીતે સિંધ સાથેનો મહાગુજરાતનો સંબંધ જૂનો છે. એના કારીગરો એટલે સુથાર, લુહાર, મીસ્ત્રી, કંસારા, સોની અને મોચીઓ વગેરે ઘણાં લાંબા વખતથી સિંધમાં આવી વસ્યા છે. કોઇ કોઈ કારીગરની તો દશથી બાર પેઢીઓ સિંધમાં થઈ ગઈ છે. અનેક બ્રાહ્મણ, લોહાણા અને ભાટીઆ તથા બ્રાહ્મણ કુટુંબોનો વસવાટ સિંધમાં જૂનો થઇ ગયો છે. તેઓ પોતાનાં વડીલો મહાગુજરાતનાં વતનીઓ હતાં એટલું જ માત્ર જાણે છે. પરંતુ હવે તે વરણીપરણી સિંધ દેશના વાસીઓ સાથે કરે છે. તેમના ઉપર સિંધ દેશની ભાષા અને રીતરીવાજનાં ઘાટાં થર ફરી વળ્યાં છે. આવાં સેંકડો કુટુંબો સિંધમાં છે. તેઓનો પહેરવેશ અને બોલીચાલી પણ સિંધી પ્રમાણે છે. આથી સિંધમાં મહાગુજરાતવાસીઓની સંખ્યા બીજાં કોઈપણ હિંદના પ્રાંતો કરતાં વધારે મોટી છે.

સિંધમાં મહાગુજરાતના લોકો દરેક ગામડાં અને શહેરોમાં પ્રસરેલાં છે. પરંતુ એમની મોટી વસ્તી કરાંચીમાં છે. કરાંચીમાં ત્રણ લાખની કુલ વસ્તી ગણાય છે. તેમાં પોણો લાખ મહાગુજરાતીઓ હોવાનો અડસટો છે. એમણે સિંધમાં આવી સ્થાવર મિલ્કતો ખરીદી છે. જમીનો લીધી છે. ઘરો બાંધ્યાં છે. બંગલાઓ બનાવ્યા છે. બગીચાઓ તૈયાર કર્યા છે. ખેતી માટે જમીન પણ લીધી છે. બીજા હિંદના પ્રદેશોમાં માત્ર વેપારીઓ, કન્ટ્રાકટરો, મહેતાજીઓ, કલાર્કો, અથવા સરકારી નોકરો જ મહાગુજરાતવાસીઓ દેખાય છે. પરંતુ મધ્ય પ્રાંત અને મહારાષ્ટ્રનાં મહાગુજરાતવાસીઓની પેઠે અહીં બીજા ઘણા ધંધાદારીઓ સિંધમાં વસે છે. કદાચ ઉપલા બે પ્રાંતો કરતાં પણ સિંધમાં વધારે ધંધાદારીની જાતો વસે છે. મજુરો, કારીગરો, હરિજનોની બહુ મોટી સંખ્યા સિંધ દેશમાં વસે છે.

સિંધમાં મહાગુજરાતીઓની બીજી વિલક્ષણતાઓ પણ છે. બીજા પ્રાંતોમાં એકાદ અપવાદ સિવાય મહાગુજરાતીઓ હંમેશ માટે એ પ્રાંતોમાં ધામો નાંખી તેની અસ્મિતા ઉપાડતા નથી. વિવાહાદિક પ્રસંગો પોતાના સ્વદેશમાં જ કરે છે. બીજા પ્રાંતોમાં ધન કમાઈ પોતાના વતનમાં વાનપ્રસ્થાવસ્થા ગાળે છે. પરંતુ સિંધમાં-તેમાં પણ કરાંચીમાં તો ઘણાં મહાગુજરાતવાસીઓ ત્યાં જ હંમેશના વતની થઈ વસ્યાં છે. કયારેક દશપંદર વરસે દેશમાં જાય છે. પરંતુ વરણીપરણી, વિવાહ, માતપિતાની પાછળ જ્ઞાતિભોજન વગેરે કરાંચીમાં કરે છે; ધીમે ધીમે દેશ તરફનું આકર્ષણ ઘટતું જાય છે. બબ્બે હજાર ઘરોનો જ્ઞાતિસમૂહ

કરાંચીમાં ઘણી ગુજરાતવાસી પ્રજાઓનો થઈ ગયો છે. નાણાં પણ અહિં જ વાપરે છે. શુભકાર્યો પણ અહિં જ કરે છે, એમની જ્ઞાતિહિતની સંસ્થાઓ પણ કરાંચીમાં છે. કરાંચીને જ દેશ બનાવી બેઠા છે. એઓ બેત્રણ દાયકા પછી દેશ તરફ જવાનું બીલકુલ બંધ કરશે. એમની લાગણી અર્ધ સિંધ જેવી બની રહી છે.

લોહાણાઓની કરાંચીમાં દશ હજારની વસતી છે. મોટા વેપારીઓ, દુકાનદારો, પરચુરણ ફેરીઆઓ, મહેતાજીઓ, દલાલો, મુકાદમો અને મજુરીનો ધંધો એઓ કરે છે. એમની જ્ઞાતિહિતની સંસ્થાઓ એટલે ઓર્ફનેજો, હુન્નરઉદ્યોગશાળા, પ્રાથમિકશાળા, કન્યાશાળા, લાયબ્રેરીઓ વિગેરેની સંખ્યા પંદર ઉપરની હશે. એઓની મોટી સંખ્યાને લીધે મ્યુનીસીપાલીટીમાં ત્રણેક પ્રતિનિધિ મેમ્બરો મુકી શકે છે. ઉચ્ચ શિક્ષણ ધરાવનારા એમાં ગણ્યા ગાંઠ્યા છે. સિંધી લોહાણા ઘણુંખરા વનસ્પતિ આહારી નથી, એટલે એમની સાથે રોટી બેટીનો વ્યવહાર નથી. શિક્ષણમાં બહુ મધ્યમ સ્થિતિમાં એ જ્ઞાતિ છે. હાલાઇ, કચ્છી અને ઘોઘારી એવા એના ત્રણ વિભાગો છે

વાણીઆઓ દશેક હજાર હશે દશા, વીશા, પોરવાળ એવા એવા અનેક વિભાગો એમનામાં છે. સ્થાનકવાસી, દેરાવાસી, વૈષ્ણવ એમ ત્રણ ધર્મો એમાં પ્રવર્તે છે. શિક્ષણની બાબતમાં બહુ પ્રગતિશીલ નથી. ઉચ્ચ શિક્ષણ લેનારા જુજ છે. વેપારી, દુકાનદારો, મહેતાજીઓ, દલાલો વગેરે ધંધા કરે છે. એમના પોતાનાં મંદિરો અને મહાજનવાડીઓ બંધાવેલાં છે. જ્ઞાતિહિતની સંસ્થાઓ પ્રમાણમાં ઓછી છે. વાણીઆઓ ખેતી અને મજુરીનો ધંધો કરતા નથી.

બ્રાહ્મણો પણ જુદી જુદી જાતના મળી આશરે દશ હજાર કુલ હશે. ધંધાઓમાં સ્કુલના માસ્તરો, ભિક્ષુકો, જ્યોતિષીઓ, કર્મકાંડીઓ, મહેતાજીઓ વગેરે છે. આર્થિક સ્થિતિ સામાન્યપણે બીજી જ્ઞાતિઓના પ્રમાણમાં ઉતરતી ગણાય. બ્રાહ્મણોમાં પણ ઘણી પેટા જ્ઞાતિઓ સિંધમાં વસી છે. જ્ઞાતિહિતની સંસ્થાઓ આર્થિક અવનતિને લીધે નથી. શિક્ષણમાં સામાન્ય રીતે રસ લે છે. ઉચ્ચ શિક્ષણ લેનારા પણ વિશેષ પ્રમાણમાં બ્રાહ્મણોની ઘણી જ્ઞાતિઓમાં જોવામાં આવે છે. વાણિજ્યમાં બહુ થોડા પ્રવેશ કરે છે. નોકરી અને ભિક્ષાવૃત્તિને વધારે પોષે છે. ખેતી કે મજુરીને સ્પર્શતા નથી. કરાંચીના એંશી હજાર ગુજરાતીઓની ધાર્મિક લાગણીઓને પોષનાર ભિક્ષુક બ્રાહ્મણ વર્ગ મોટો છે.

સોની, મિસ્ત્રી, સુથાર, દરજી વગેરે જ્ઞાતિઓનાં પણ દશ હજાર માણસો હશે. એ વર્ગ શ્રમજીવી છે. જુદી જુદી જાતનાં પોતાની જ્ઞાતિએ સીવેલા અને સ્વીકારેલા ધંધાઓ કરે છે. કરાંચીની બધી જાતની પ્રજા એમને કામ આપે છે. કરાંચીમાં જે હજારો નવાં ઘરો બંધાય છે તેમાં એમને કામ મળી રહે છે બીજી જ્ઞાતિઓમાં બેકારી અને બીન-રોજગારી છે. પરંતુ આ વર્ગમાં નથી. શિક્ષણની બાબતમાં બહુ પછાત છે. છતાં નિરક્ષર વૃદ્ધો ઘણા મળે છે, પરંતુ નિરક્ષર જુવાનીઆ મળતા નથી. એટલે જમાનાને લીધે ફેર પડી ગયો છે. એ જ્ઞાતિઓમાંથી થોડા યુવકો હવે એન્જીનીયરીંગના ધંધાના શિક્ષણ લે છે. બાકી ઘણાખરા યુવકો નાનપણથી જ પોતાની જ્ઞાતિના સ્વીકૃત ધંધામાં પડ્યા છે.

ખોજાઓ આશરે આઠ હજાર હશે. તેમાં અર્ધો ભાગ ગુજરાતી અને અર્ધો ભાગ સિંધી છે. બંને પ્રદેશોના ખોજાઓ એકમેક થઇ ગયા છે. એમાં આગાખાની લગભગ દશ આના ને ઇસ્લામી છ આના હશે. વેપાર, ખેતી, ચામડાહાડકાની પ્રવૃત્તિમાં ઘણા ખરા રોકાયલા છે. હવે સિંધી તરીકે ગણાવવા માંગે છે. ગુજરાતી ભાષાને બદલે સિંધી ભાષા પોતાની કોમી સ્કુલોમાં શીખવવાની ગોઠવણ કરે છે. જ્ઞાતિહિતની સંસ્થાઓ પ્રમાણમાં ઠીક છે. ગરીબ વર્ગ લગભગ બધો ભાગ ખેતી કરે છે.

વોરાઓ ત્રણથી ચાર હજાર હશે. એમાં પણ બહુ નાનો વર્ગ સુધારાવાળો ગણાય છે. લાકડાં, લોઢાં, રંગનો વેપાર, કોંટ્રાકટ અને થોડે અંશે નોકરી વોરાઓએ સ્વીકારી છે. મોટો વર્ગ નાની નાની દુકાનો કાઢી ઉદરનિર્વાહ ચલાવે છે. જ્ઞાતિમાં સંગઠ્ઠન સારૂં છે. યુવકો આગળ વધવાની તમન્નાવાળા છે. કોમની આર્થિક સ્થિતિ સાધારણ રીતે ઠીક છે. એ જ્ઞાતિ વેપારી ગણાય છે, એટલે શિક્ષણ પણ તે લાઇનની આવશ્યકતા પુરતું લે છે. જ્ઞાતિહિતની સંસ્થાઓ ઘણી છે. પણ ઉચ્ચ શિક્ષણ લેનારા થોડા છે. છતાં સામાન્ય રીતે જ્ઞાતિ પ્રગતિશીલ ગણાય છે. એમની કરાંચીમાં સ્થાવરજંગમ મીલકતો સારા પ્રમાણમાં છે.

કંસારા, સોની, લોહાર વગેરેની સંખ્યા ત્રણથી ચારેક હજારની હશે. એઓ પોતાની જ્ઞાતિના ધંધા કરે છે. એમને કરાચીમાં પુરતું કામ મળી રહે છે. ઘણા સાધારણ ઠીક સ્થિતિમાં છે. આ વર્ગમાં બધા કારીગરો છે. પોતાની દુકાનોમાં સ્વતંત્ર જીવન ગુજારે છે. ઘણા સરકારી મીકેનીકોની નોકરી કરે છે. શિક્ષણ ધંધા પુરતું જ લે છે. લોકહિતની સંસ્થાઓ થોડી છે.

મેમણોની સંખ્યા ત્રણથી ચાર હજારની છે. થોડાક સારા વેપારીઓ છે. બાકીના આર્થિક સ્થિતિમાં બહુ નબળાં છે. શિક્ષણમાં ખુબ પછાત છે. ગાડાખેડુ, ફેરીઆ-કારો, મુકાદમો વગેરેનું કામ કરે છે. ધર્મે સુની મુસલમાન છે. લોકહિતની સંસ્થાઓ બહુ થોડી છે. પ્રજા પ્રગતિશીલ નથી ઉચ્ચ કેળવણી કોઈક વિરલ જ લે છે.

મજુર વર્ગનાં દશેક હજાર માણસો જુદી જુદી પરચુરણ જ્ઞાતિઓ જેવી કે કણબી, મોરબીઆ આયર, ભણશાલી, મુસલમાન વગેરે વર્ણોનાં છે. એઓ મજુરીનો ધંધો કરે છે. પોર્ટટ્રસ્ટ, મ્યુનીસીપાલીટી, પબ્લીક વર્ક અને બીજાં ખાતાઓમાં મજુરી કરે છે. એમને દરરોજ રૂ. ૧ થી રૂ. ૧। નો રોજ મળે છે. મોટો ભાગ નિરક્ષર છે. પરંતુ મોટો ભાગ પોતાનાં છોકરાંઓને સ્કુલમાં મુકે છે. સંસ્કૃતિમાં ઉતરતાં છે. કરાંચીની આસપાસ સાધારણ ઘરો અને ઝુપડાઓમાં વસે છે. એમનાં બૈરાંઓ પણ મજુરી કરે છે.

હરિજનોની સંખ્યા પાંચેક હજારની છે. એઓ ચામડાં, હાડકાં વેચવા, મજુરી કરવી, ખોદકામ કરવું, વણકર વગેરે અનેક કામો કરે છે. એઓની આર્થિક હાલત મંદ છે. સિંધમાં સિંધી પ્રજા સ્પર્શાસ્પર્શનો ભેદ રાખતી નથી. એટલે છુટછાટ નથી. કરાંચીમાં

હરિજનોના ઉદય માટે સંસ્થા ઠીક કામ કરે છે. એક છેલ્લામાં છેલ્લી ઢબની ઉદ્યોગશાળામાં જાતજાતના ઉદ્યોગો, તેમાં પણ છુરી બનાવવાનો ઉદ્યોગ શીખવવામાં આવે છે

હિંદુમુસલમાનની નાની નાની જ્ઞાતિઓ જેવી કે ભાટીઆ, પાટીદારો, નાગરો સઈયા, વગેરેની પણ મળીને સારી સંખ્યા છે. વેપારથી શરૂ કરીને મહેતાજી સુધીના ધંધાઓ એઓ કરે છે.

પારસીઓની સંખ્યા ત્રણ હજાર લગભગની છે. એ હિંદીઓમાં સૌથી ધનવાન કોમ છે. શિક્ષણમાં પ્રગતિશીલ છે, વેપારમાં પણ આગળ વધેલ છે. એ કોમમાં સૌથી ધનવાન હિંદીઓ છે. સરકારી નોકરી, હુન્નર, ઉદ્યોગ શિક્ષણ અને લલિતકળાઓ સૌમાં એમનો દરજ્જો આગળ છે. એમની જ્ઞાતિહિતની સંસ્થાઓ ઘણી અને સારી હાલતમાં છે. એ કોમમાં જમશેદ મહેતા જેવા પરદુઃખભંજનો ઉત્પન્ન થયા છે.

આ પોણા લાખની ગુજરાતી પ્રજાએ પોતાની સંસ્કૃતિને ઠીક પ્રમાણમાં કેળવી છે. જેમ મજુર, કારીગર અને ઉદ્યોગી વર્ગ છે તેમ સંસ્કૃત વર્ગ પણ છે. સિંધી ભાઈઓ સાથે ગુજરાતી વર્ગ બહુ જ હળીમળીને રહે છે. સિંધી ભાઈઓને તેનો દ્વેષ કરવા જેવું કારણ આપતા નથી. પરસ્પર હળીમળીને રહે છે. અનેક મેળાવડા, યોજનાઓ સંયુક્ત થઈ સફળ કરે છે. અનેક વેપારીમંડળો અને બીજા સરકારી અને અર્ધસરકારી મંડળોમાં સંયુક્ત સંગઠન સાધે છે. એક બીજાની ભાષા સમજી શકે છે. સિંધી ભાષા જો કે અરબી લિપિમાં છપાય છે. છતાં શુધ્ધ આર્ય ભાષા છે. એમાં શબ્દોનો મોટો સમુહ સંસ્કૃતનો છે. કચ્છી ભાષા અને સિંધી ભાષામાં બોલવામાં અને ઉચ્ચારણમાં નજીવો ફરક છે.

કરાંચીમાં ઉચ્ચ શિક્ષણ માટે ત્રણ સરકારી શાળાઓ છે. એન્જીનીઅરીંગની નાદીરશાહ એદલજી દીનશાહ કૉલેજ, આર્ટસની દયારામ જેઠમલ કૉલેજ અને લૉ કૉલેજ એ ત્રણેયમાં ગુજરાતી વિદ્યાર્થીઓનું પ્રમાણસર પ્રતિનિધિત્વ છે. પ્રોફેસરોમાં પણ ગુજરાતીઓ થોડા થોડા રહે છે. સરકારી હાઈસ્કુલમાં પણ ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા સારી છે. દર વર્ષે પાસ થતા એન્જીનીઅરો, સ્નાતકો અને વકીલોમાં ગુજરાતીઓની સંખ્યા પ્રમાણ પ્રમાણે છે. કરાંચીની ગુજરાતી ગ્રેજ્યુએટ એસોસીએશન સારા પ્રમાણમાં સભ્યોની સંખ્યા ધરાવવાનો દાવો કરે છે. ને જીવતી સંસ્થા છે.

કરાંચીમાં ગુજરાતીઓને માટે ખાસ ચલાવેલી ચાર હાઈસ્કુલો છે. એમાં લગભગ ૧૮૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. આ શાળાઓનાં પોતાના સ્વતંત્ર, નવા, વિશાળ, સુંદર મકાનો છે. એમાંથી ત્રણ શાળાઓને સરકારી ગ્રાંટ મળે છે. ચારેને મ્યુનીસીપાલીટી તરફથી ગ્રાંટ મળે છે. લોકોની ફી ઉપરાંત આપેલો ઘણો ગુજરાતી પ્રજાનું ઔદાર્ય પુરું પાડે છે. આ હાઈસ્કુલો ઉપરાંત એક બાળાઓ માટે પણ હાઈસ્કુલ ચાલે છે. વધતી જતી ગુજરાતી પ્રજાને માટે આ હાઈસ્કુલો ઠીક શિક્ષણનો વિકાસ કરી રહી છે. આ સિવાય પારસી બાળકો માટે એક હાઈસ્કુલ જુદી જ છે. શારદા મંદિર એ મેટ્રીક સુધી શીખવતી સંસ્થા છતાં,

સ્વદેશી, સ્વદેશ અને કોંગ્રેસપ્રેમ જગાડનારા વાતાવરણથી યુક્ત સંસ્થા છે. હાઈસ્કુલોમાં છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો પ્રાપ્ત છે.

કરાંચીમાં ગુજરાતીઓની લગભગ પચીસ કોમી પ્રાથમિક સ્કુલો છે. એમાં સૌ જ્ઞાતિઓએ પોતાનાં બાળકો માટે શિક્ષણનો પ્રબંધ કરેલો હોય છે.

આ સિવાય લગભગ દોઢસો મ્યુનીસીપાલીટીની પ્રાઇમરી સ્કુલો કરાંચીમાં સ્થાપવામાં આવી છે, તેમાં લગભગ ચાર હજાર ગુજરાતી વિદ્યાર્થીઓ પ્રાથમિક શિક્ષણ લે છે. એ રીતે ગુજરાતીઓનાં બાળકોને માટે પ્રાથમિક મધ્યમ અને ઉચ્ચ કેળવણીની ગોઠવણ થયેલ છે. તે ગુજરાતી પ્રજાની જરૂરિયાત પુરતી છે. આ સિવાય ચારેક વેપારી જ્ઞાન આપનારી સંસ્થાઓ છે. તેમાં બે સંસ્થાઓ ગુજરાતી માલેકીની છે. આ સંસ્થાઓમાં ગુજરાતી યુવકો બીજી કોમના યુવકો સાથે સારી સંખ્યામાં વેપારી વિષયો શીખે છે. ચિત્ર કાઢનારી શાળા અને મોટર ચલાવવાનું શીખવનારી શાળામાં પણ ગુજરાતી યુવકો શીખે છે. વિમાનઉડ્ડયન શીખનારાઓમાં પણ ગુજરાતી યુવકોની સંખ્યા પ્રમાણસર છે.

કન્યાઓ માટે મ્યુનીસિપાલીટીએ સ્થાપેલી પ્રાથમિક શાળાઓમાં કન્યાઓ શીખે છે. ખાનગી કન્યાશાળાઓ પણ પંદરેક હશે. તે સિવાય સ્ત્રીઓની હુન્નરઉદ્યોગશાળા છે. પારસી બાનુઓને શીવણ, વેતરણ. ભરત અને સંગીત શીખવનારી જુદી કોમી શાળા છે. ગુજરાતી કન્યાઓ માટે એક હાઇસ્કુલ છે. એક પારસી બહેનો માટે છે. છેલ્લા અસહકારના જમાના પછી ગુજરાતી સ્ત્રીઓમાં સારી જાગૃતિ આવી છે. અસહકારની ચળવળમાં ગુજરાતી બહેનોએ મુખ્ય ભાગ લીધો હતો. એક ગુજરાતી સ્ત્રીમંડળ પણ ઠીક ઠીક હાલતમાં છે. કરાંચીમાં ગુજરાતીઓ તરફથી હુન્નરકળાનાં પ્રદર્શન થાય છે, તેમાં ગુજરાતી બહેનોનો ફાળો મોટો હોય છે. ગુજરાતી બહેનોની મોટી સંખ્યા હંમેશાં સ્ત્રીઓની સભાઓમાં હાજરી આપે છે.

કરાંચીમાં બે દૈનિકો, એક સાપ્તાહિક, બેત્રણ માસિકો નીકળે છે. ઘણા સારા લેખકો, કવિઓ અને ગ્રંથકર્તાઓ હોવાનું ગુજરાતી પ્રજા અભિમાન લઇ શકે છે. મહાગુજરાત સભા, ગ્રેડ્યુએટ્સ એસોસીએશન વગેરે સંસ્થાઓદ્વારા ગુજરાતી સંસ્કૃતિ જીવંત રહે છે. અનેક મુંબઈ અને ગુજરાતના માનવંતા પરોણાઓને કરાંચીની ગુજરાતી પ્રજા અતિશય સત્કારથી સન્માને છે. લગભગ પંદરેક પુસ્તકશાળા ગુજરાતીઓ માટે સામાન્ય રીતે કરાંચીમાં આવેલી છે. ગુજરાતી પ્રજાનો આ દિશાનો શોખ દિનપ્રતિદિન ખીલતો જાય છે. રાજકીય, ધાર્મિક, હુન્નરઉદ્યોગ, સાંસારિક એવા અનેક મેળાવડા થયા કરે છે. કોંગ્રેસના કામમાં પણ ગુજરાતીઓની સંખ્યા અને સેવા અગ્રગણ્ય ગણાય.

સિંધની મ્યુનીસિપાલીટી જીવતી જાગતી સંસ્થા છે. તેની પેદાશ અને ખર્ચ લગભગ આડત્રીસ લાખ રૂપિયાનાં ગણાય છે. કરાંચી શહેર બહુ મોટા અને સ્વચ્છ રસ્તા ધરાવવાનો દાવો કરી શકે છે. આ સુંદર શહેરને આવી સરસ હાલતમાં લાવવાનો મોટો યશ ભૂતપૂર્વ મેયર શ્રી જમશેદ મહેતાને ફાળે જાય છે. એમણે બાર વરસ સુધી

પ્રમુખ રહી કરાંચીને એક શહેર બનાવવા માટે મહેનત કરી છે. હમણાં પણ પ્રમુખ અને ઉપપ્રમુખ બન્ને ગુજરાતી છે તે સિવાય ચીફ ઓફીસર, ચીફ એન્જીનીઅર, બગીચા ખાતાના અધિકારીઓ સર્વે ગુજરાતીઓ છે મ્યુનીસિપાલીટીના સભ્યોમાં ગુજરાતીઓ કુ હશે. એ ખાતામાં ગુજરાતીઓએ ઠીક પાણી બતાવ્યુ છે.

વેપારીઓ તરીકે કરાંચીમાં જુના સમયથી જ ગુજરાતીઓનુ જોર છે. એઓ સિંધમાં દરેક વેપારમાં ભાગ લઇ રહ્યાં છે. કપાસ, ઘઉં, ચોખા, ખાંડ વગેરે દરેક પદાર્થનો તેઓ વેપાર કરે છે. વિલાયતથી માલ મગાવનારા પણ અનેક ગુજરાતી વેપારીઓ છે. વહાણવટીઓ પણ ઘણા છે. સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપની અને મુંબાઇની બે બીજી કંપનીઓની સ્ટીમરો આંતરપ્રાંતીય બંદરોમાં ફરે છે. આટલી ત્રણ મીલોમાંથી બે મોટો પારસી મેનેજમેંટની છે. સીનેમા પણ ઘણાખરા ગુજરાતી માલેકીનાં છે. ગુજરાતીઓની એક નાની બેંક ચાલે છે. બીજી લોકલ બેંકોમાં પણ ગુજરાતી પ્રતિનિધિત્વ સારું છે. મોટી બેંકોમાં સેન્ટ્રલ બેંક એ મુંબાઇની સંસ્થા છે. વીમા કંપનીઓમાં મુંબાઇની દરેક વીમા કંપનીની શાખા છે. નવા સ્થપાયેલા પરામાં ગુજરાતીઓએ પોતાની હાઉસીંગ સોસાયટી જુદી કાઢી છે.

ગુજરાતી વકીલો દરેક છે. પરંતુ હજી તેઓ વકીલાતના ધંધામાં અગ્રગણ્ય દરજ્જો મેળવી શક્યા નથી. ખાસ કરીને સિંધી વકીલોની ધીકતી પ્રેકટીસમાં તેઓ જાણવા-જોગ ભાગ મેળવી શક્યા નથી. તેમ જ એ ધંધો હવે ખૂબ ધીમો થઇ ગયો છે. એટલે વધારે ગુજરાતી વકીલોને ભાગે ભજે તેવી વકી નથી. ડોકટરો તરીકે પચ્ચીસેક ગુજરાતી ડોકટરો ધંધો કરે છે. તેઓની ઘરાકી ઠીક ઠીક છે. કેટલાક એન્જીનીઅરો છે. કેટલાક સરવેયરો છે. કેટલાક ઇલેકટ્રીશીઅનો છે. કેટલાક ગુજરાતીઓ સારા ચિત્રકારો છે. કેટલાક બીલ્ડીંગ એંજીનીઅરો છે. સરકારી નોકરીમાં સિંધીઓને પસંદગી મળતી હોવાથી ગુજરાતી તત્ત્વ નબળું છે.

મુંબાઇની ધારાસભામાં સિંધના બે ગુજરાતીઓ હતા હવે સિંધ પ્રાંતને મુંબાઇ ઇલાકાથી જુદું કરવાથી જુદી ધારાસભા થશે. એમાં ઓછામાંઓછા પાંચ ગુજરાતીઓને જગ્યા મળશે. કરાંચીની બે વેપારી એસોસીએશનો પ્રથમ ગુજરાતીઓના પુરૂષાર્થથી સ્થપાયલી છે. એમાં ચાલુ અને શીઘ્ર ચેરમેનમાં હજી ગુજરાતી મેજોરીટી છે. બન્ને સંસ્થાઓના પાંચસો સભ્યોમાંથી બસો ઉપર ગુજરાતી વેપારીઓ છે. એ સંસ્થાઓને પોર્ટ ટ્રસ્ટના સભ્યો, રેલ્વે એડવાઇઝરી કમીટીના સભ્યો, કોરપોરેશનમાં સભ્યો વગેરે ચુંટવાનો અધિકાર મળ્યો છે. તેમાં ગુજરાતીઓનો પ્રમાણસર ફાળો છે. તે સિવાય મીઠું બનાવવાના મોટાં ચાર કારખાનાં છે. તેમાં બે ગુજરાતી માલેકીનાં છે.

સિંધનાં બીજાં શહેરોમાં ગુજરાતી ભાઇઓની સંખ્યા ઠીક છે. હૈદરાબાદમાં ત્રણથી ચાર હજાર ગુજરાતીઓ છે. બીજાં ભાગોમાં પણ તેમની છુટીછવાઇ વસતી છે. થરપારકરમાં નમક કારખાનેની વસતીનો મોટો ભાગ ગુજરાતીઓનો છે.

આખા હિંદના સો ભાગોમાં સિંધનું સંસ્થાન મોટું છે.

# નવું સાહિત્ય

**કંકાવટી:**—(મંડળ બીજું): શ્રી. ઝવેરચંદ મેઘાણી: પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તા, અમદાવાદ: પૃષ્ઠ: ૧૫૫+૪૧: કિં: રૂા. ૧-૪-૦.

લોકવ્રતોનો આ એક લોકભોગ્ય સંગ્રહ છે. આગળ શ્રી. મેઘાણીએ પોતે લખેલ પ્રવેશક અને શ્રી. ઇન્દુપ્રસાદ ભટ્ટે લખેલ નૈસર્ગિક સુન્દરતા અને મહત્વ, કાંઇક વધુ પડતી ઊર્મિપ્રધાન શૈલીમાં સમજાવવામાં આવેલ છે. લોકવ્રતો, શાસ્ત્રવ્રતો, વગેરે તેમ જ અનેક રીતરિવાજો આજે કાલને બળે અને અમુક સંજોગોને લઇને કચાઇમાં પડ્યાં છે એટલે એમાંથી કેટલાં કેવાં રૂપમાં છવી જશે અને કેટલાં અમૂલ્ય થઇ જશે તે હમણાં કહેવું મુશ્કેલ છે. છતાં, આવા લોકસાહિત્યનું ઐતિહાસિક મૂલ્ય તો છે જ અને રહેવાનું જ, તે ઉપરાંત હજી નાનાં ગામો અને ગામડાંઓ જે કાળના વણસ્પર્શ્યાં રહ્યાં છે ત્યાં તો હજી એ જનતાના હૈયામાં અપૂર્વ સ્થાન ભોગવે છે. આ સંગ્રહને આવકાર આપતાં અમને આનંદ થાય છે. કિંમતની બાબતમાં લાગે છે કે એ સંગ્રહ જે વર્ગમાં ખાસ આવકાર પાત્ર ગણાશે તે વર્ગની ગુંજાસના પ્રમાણમાં સવા રૂપિયો કિંમત વધારે છે.

"મ"

**મહેન્દ્રકુમાર:** લેખક અને પ્રકાશક: વૈદ્યશાસ્ત્રી મનરૂપગીરી જીવણગીરીજી ગેંડી ગેટ રોડ, વડોદરા: પૃષ્ઠ: ૬૭૮: રૂા. ૩-૦-૦.

આ લાંબી નવલકથા હમણા આપણે 'નવલકથા'નો જે અર્થ કરીએ છીએ તે વર્ગની નથી પણ જૂના જમાનાની વાર્તાઓને મળતી છે. સનાતનીઓના મતાનુસાર ગણાતા સદ્ગુણો, રીતરિવાજો અને ભાવનાઓનું સમર્થન એમાં જણાય છે એટલે નવા વિચાર ધરાવનારાઓને આમાં બહુ રસ નહિ પડે. પણ વાર્તા તરીકે ઠીક છે અને ભાષા સરળ છે એટલે અમુક પ્રકારના વાંચક વર્ગને જરૂર આકર્ષણીય થઇ પડશે. ત્રણ રૂપિયા કિંમત ઘણી વધારે છે. લાયબ્રેરીઓ માટે એની કિંમત માત્ર પોણાબે છે તો વાંચક વર્ગ, જેમની શક્તિ ઘણી લાયબ્રેરીઓ કરતાં ઓછી છે તેમની પાસે પણ તેટલી જ કિંમત રાખી હોત તો સારું થાત. ચિત્રો નહિ મૂકવામાં આવ્યાં હોત તો પુસ્તકની શોભા વધત.

"મ."

વખતેવખતે સંભાઈ તે ગાળાનો સદુપયોગ કરી આ બન્ને ઉપયોગી પુસ્તિકાઓ લખાવી સંમેલનની બેઠક વખતે જ પ્રસિદ્ધ કરી હતી.

'અમદાવાદનો પરિચય' 'ગુજરાતનું પાટનગર અમદાવાદ'ના સુપ્રસિદ્ધ ઇતિહાસકાર શ્રી. રત્નમણિરાવ જ સંક્ષેપમાં કરાવ્યો છે. પુસ્તિકાને પોતાના મોટા પુસ્તકના રસિક દોહનરૂપે લેખકે તૈયાર કરી છે અને તેને રસિકતાથી ચિત્રાંકિત પણ કરી છે. અમદાવાદે પરિષદસંમેલન કાળે આવું પ્રેરક કાર્ય કરીને ઇષ્ટ આરંભ કર્યો છે એ કહેવું જ જોઇએ. જ્યાં જ્યાં સમેલન ભરાય ત્યાં ત્યાંના કાર્યકરો તેમનામાંથી યોગ્ય લેખક શોધીને આવું સરસ કાર્ય કરાવે એમ અમે ઇચ્છીશું. ગુજરાતના ઇતિહાસ જેવા વ્યાપક કાર્ય માટે ગુજરાત શ્રી. રત્ન મણિરાવ ઉપર હવે નજર નાંખી રહ્યું છે તે કરવા તેઓ શક્તિમાન થાવ એમ અમે ઇચ્છીએ છીએ.

બીજી પુસ્તિકા બંગાળી, મરાઠી અને હિન્દી સાહિત્યના અત્યાર સુધીમાં થયેલા વિકાસની અને તેનાં અંગોનાં વિકાસની વિસ્તારથી નોંધ લે છે. બાવન પૃષ્ઠોમાં બંગાળીના, સડસઠ પૃષ્ઠોમાં મરાઠીના અને ત્રીસ પૃષ્ઠોમાં હિન્દીના આ વિગતભર્યા વિહંગાવલોકનમાં ગુજરાતના સાહિત્યરસિકો માટે કેટલાંક નવીન તેમ જ પ્રેરક તત્ત્વો છે. સંચાલકોએ આ કાર્યથી પણ આપણી ભગિની ભાષાઓનાં સાહિત્યોના વિકાસ તપાસવાની આપણને તક આપી છે. પ્રત્યેક બે વર્ષે મળતું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન આવાં પ્રકાશનો કરાવવાની યોજના રાખે તો એનું રચનાત્મક કાર્ય ઘણું સંગીન કહેવાય.

**ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ : કાર્યવાહી સને ૧૯૩૫**—પ્રકાશક પ્રાણલાલ કીરપારામ દેસાઈ, ચૈતન્યપ્રસાદ મો. દીવાન; માધવજી બી. મચ્છર, માનદ મંત્રીઓ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ; મૂલ્ય બાર આના.

**યૌવનના તરંગ**—લેખક અને પ્રકાશક મહાવીરપ્રસાદ દાધીચ, સાંતાક્રૂઝ, મુંબઇ; મૂલ્ય રૂપીઓ એક.

**પ્રાયશ્ચિત્ત**—લેખક : સોપાન; પ્રકાશક : ઇશ્વરલાલ મોહનલાલ દવે; અંજલી ગ્રંથમાળા ટેન્સોહોલ કરાંચી; મૂલ્ય કાચું પૂઠું : ત્રણ રૂપિયા; પાકું પૂઠું : ચાર રૂપિયા.

ભારતી ૧: દેસાઇ વાલજી ગોવિંદજી: નવજીવન કાર્યાલય, મુલ્ય ૪ આના.

---




**શિલ્પસમૃદ્ધિ (બે નિબંધ)**—લેખક : વીરેન્દ્રરાય ચન્દ્રશંકર મહેતા, ભાવનગર.

ગત સાહિત્ય પરિષદ સંમેલનમાં રજુ કરેલા આ નિબંધો છે. નિબંધકારે બહુ જ શ્રમ લઈ આપણા 'હિન્દી નગરવિધાન' અને 'પ્રાચીન સ્તંભસ્થાપત્ય' સંબંધમાં પ્રમાણભૂત અને ઉપયોગી ખુબ જ માહીતી આપી છે.

**પ્રિયા-આગમ**—લેખક : કેશવ; પ્રકાશક : મી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨ મુલ્ય બે આનાં.

આ કેશવ નવીન કવિ છે. તેમની કવિતાઓ કોઈ કોઈ સ્થળે પ્રસિદ્ધ થએલી જણાઈ છે. એમની કવિતાની આ પુસ્તિકા પહેલી પ્રસિદ્ધ થાય છે. શ્રી. જ્યોતીન્દ્ર દવેએ એનો પરિચય કરાવતાં ટુંકું 'પ્રાસ્તાવિક' લખ્યું છે તે ઉપરથી અને કાવ્યના વાચનથી નવીન કવિતા કાવ્યકાવ્યોમાં વિહાર કરવાના અભિલાષ વ્યક્ત થતા લાગે છે. કવિની વાણી હજી અવ્યક્ત દશામાં છે. સુગંધહીણ કળીઓ જેવાં આ કાવ્યોમાંથી પુષ્પો ક્યારે ખીલશે એ તો ભાવિની અને કવિતાદેવી જેવી બહુ જ એકનિષ્ઠ અને દીર્ઘ સમયની ઉપાસનાથી રંજિત થાય તેની કલ્પનાની વાત છે. એ ઉપાસના માટે આ કવિ ઉમેદવાર તૈયાર રહે એટલું અમે જરૂર ઈચ્છીશું.

**લાલ પડછાયા**—લેખક : મુગ્ધો; પ્રકાશક : રણછોડ નાગરદાસ પટેલ, નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; મુલ્ય : કાચું પુંઠું બાર આના, પાકું પુંઠું : એક રૂપીઓ.

**લગ્નસુખ**—ટૉલસ્ટૉય સન્યાસિના અનુવાદક : વિશ્વનાથ મગનલાલ ભટ્ટ; પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય; મુલ્ય રૂ. ૧-૪-૦.

**કબીરદાસ તથા મહાત્મા તુલસીદાસની સાખી** પ્રકાશક : મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અમદાવાદ, મુલ્ય : ૭ આના.

**સુખમની**—(શીખગુરૂ અર્જુનદેવકૃત)—અનુવાદક : મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રસ્તા અમદાવાદ; મુલ્ય : બાર આના.

**જીવન પ્રકાશ**—લેખક : ગોવિન્દ હ. પટેલ, ધર્મજ; પ્રકાશક : મોરારભાઈ કિશોરભાઈ પટેલ, અલકાપુરી, વડોદરા; મુલ્ય એક રૂપિયો.

**એક જ પત્ની**—લેખક : છોટુભાઈ ના. જોષી; પ્રકાશક : અંબાલાલ ના. જોષી; કાળી રોડ, મુંબાઈ; મુલ્ય : રૂ. ૧-૮-૦.

કલ્પવૃક્ષ—લેખક : ઉમિયાશંકર ઠાકર, આણંદ; પ્રકાશક : ગીત મંજરી ગ્રંથાવલિ કાર્યાલય, આણંદ, મૂલ્ય રૂપીઆ એક અને સવા.

## ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનાં પ્રકાશનો

૧. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો સન ૧૯૩૫ની સાલનો અહેવાલ, ૨ ગ્રંથ અને ગ્રંથકાર—પુસ્તક : ૭ : સંપાદક : હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, મૂલ્ય : એક રૂપિઓ ૩ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન : ઉદ્ભવ અને વિકાસ : ખંડ ૨ : લેખક : હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, મૂલ્ય : એક રૂપિયો; ૪ **મિરાતે અહમદી** (વો. ૨, ખંડ : ૪)–અનુવાદક : દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મૂલ્ય : રૂપિયો એક; ૫ **મનોમુકુર**—ગ્રંથ બીજો–લેખક : નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા; મૂલ્ય : એક રૂપિયો; ૬ **મનુષ્ય સ્વભાવ અને સામાજિક ક્રમ**–લેખિકા : વિનોદિની નીલકંઠ; મૂલ્ય : રૂપિયો એક; ૭ **પ્રબોધ પ્રકાશ**–સંશોધક અને સંપાદક : કેશવરામ કાશીરામ શાસ્ત્રી; મૂલ્ય : આઠ આના; ૮ **મુણ્ડકોપનિષદ**–મરાઠીના અનુવાદક : મણિલાલ છબારામ ભટ્ટ; મૂલ્ય : આઠ આના; ૯ **શાળાઓમાં** સુતારી કલાનું શિક્ષણ–લેખક : આઇ. ડબલ્યુ. સુમા, પ્રિન્સિપાલ, વોકેશનલ ટ્રેઇનીંગ સ્કૂલ, અંકલેશ્વર; મૂલ્ય : આઠ આના; ૧૦ સ્ત્રીઓ અને સ્વાશ્રય–લેખક : ઊમેદભાઇ રણછોડભાઇ પટેલ; મૂલ્ય : ચાર આના.

## દક્ષિણામુર્તિ પ્રકાશન મંદિરનાં નવાં પ્રકાશનો

(૧) **પ્રવાસ વાર્તા**—લેખકો: શંકર શાહ, અને નરેન્દ્ર બધેકા; મૂલ્ય: પાંચ આના.
(૨) **બુધાકાકા**—લેખક: રમણલાલ પી. સોની; મૂલ્ય: ઉપર મુજબ.
(૩) **ભુતેર ગલ્પ**—ભાષાંતર કરનાર: મોંઘીબેન; મૂલ્ય; ઉપર મુજબ.
(૪) **ગધેડાના પરાક્રમો**—રજુ કરનાર: ગીજુભાઇ; મૂલ્ય: ઉપર મુજબ.
(૫) **આપણી લોકકથાઓ**—લેખક: સ્વ. કમળાબેન; મૂલ્ય ઉપર મુજબ.
(૬) **દેકરીની વનસ્પતિ**—લેખક: ગીજુભાઈ: મૂલ્ય ઉપર મુજબ.
(૭) **ટારઝન ભાગ ૧લો**—અનુવાદક: શંકર શાહ; મૂલ્ય ઉપર મુજબ.
(૮) **૭ મુર્ખાઓ**—લેખક: મોંઘીબેન; મૂલ્ય ઉપર મુજબ.
(૯) **કેકયી-મંદોદરી** - લેખક: નાનાભાઇ; મૂલ્ય ચાર આના.

**ગુજરાતી સાહિત્ય**—એનું મનન અને વિવેચન–લેખક ને પ્રકાશક: રામચંદ્ર દામોદર શુક્લ, દાહોદ; મૂલ્ય: રૂપીઆ બે.

## ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇનાં નવાં પ્રકાશનો

(૧) **શૈવધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ**—લેખક: દુર્ગાશંકર શાસ્ત્રી; પ્રકાશક: અંબા

શ્રી. નાનાલાલ મહેતા કલાની જે સંગીન સેવા કરે છે તે તો દેશભરમાં જાણીતી છે. કર્તા ચિત્રકલાના અંગ અભ્યાસી છે, અને હીંદની એ પુરાણી કલાના સંશોધક ને ઉધ્ધારક છે. આ સુંદર પુસ્તક ને તેમાં આપેલાં તેથીય સુંદર ચિત્રો એ સેવાની વિશિષ્ટતા નજર આગળ લાવે છે. આ પુસ્તક એક ગુજરાતીએ હીંદીમાં લખ્યું છે એ પણ ગર્વપ્રદ વાત છે.

આ પુસ્તકમાં કર્તાએ ઐતિહાસિક દ્રષ્ટિએ ચિત્રકલાનો વિકાસ નોંધ્યો છે. મારી જાણમાં તો આ પ્રયત્ન પહેલો જ છે. કંઇક અંશે એ કલાના અભ્યાસના ઉપોદ્‌ઘાત રૂપ છે, અને વાંચનારને વધારે જાણવા ઉત્સુક કરે છે.

કર્તાએ જુદી જુદી શૈલીનાં ૪૨ ચિત્રો આપ્યાં છે તે એવાં આકર્ષક છે કે કલાથી અજ્ઞાન જોનારને પણ હીંદી કલાની મહત્તાનો ખ્યાલ આવે. તેમાં પહેલું ચિત્ર 'ચોરપ્રિયા'નું છે. આ વિષયમાં હું નિષ્ણાત નથી; દરેક કલાકૃતિની છાપ શી પડે, એ મારી કલ્પના કેવી રીતે ઉત્તેજે છે તેથી જ હું તેની કદર કરું છું. અને એ કસોટી પર ચઢાવી કહી શકુ છું કે આવું મનોહર ચિત્ર, આવું રેખાસૌંદર્ય, આવી શરીરની છટા ને મયૂર પંખીની છટાંતતા, આવું વિવિધ રંગોનું માર્દવ થોડા જ ચિત્રોમાં મેં જોયું છે. આ કલા આજે અદ્દષ્ટ થઇ છે એ આ દેશના હીણભાગની અનેક નિશાનીઓ માંની એક છે. કર્તા પોતે કહે છે.

> "ભારતીય ચિત્રકલાકા અધ્યયન અભી કિશોરાવસ્થામેં હી હૈ. વિશેષતયા હમારે દેશમેં તો ઉસકા જૈસા ચાહિએ વૈસા અધ્યયન શુરુ હી નહીં હુઆ, યહ કહને મેં તનિકભી અતિશયોકિત નહી હૈ. ઈસ વિષય મેં જો રુચિ ઔર રસ હોના ચાહિએ ઉસકા લોગોં મેં પ્રાયઃ અભાવ હૈ. શિક્ષિતજન ભી ઉસસે ઉદાસીન હૈં. હમારે યહાંકા શિક્ષિત સમાજ દેશ કી એક જટિલ સમસ્યા હૈ, કયોંકિ જન્મસે ભારતીય હોતે હુએ ભી ઉસકા માનસ વિદેશી રંગોંસે રંગા હુઆ હૈ. સ્વાનુભવસે મુઝે જ્ઞાન હૈ કિ ઈસ સમાજમેં અપની પ્રાચીન કલાઓં કે સંબંધમેં રસજાગૃતિ કરના સબસે કઠિન કાર્ય હૈ."

આ પુસ્તકની અગત્ય જોતાં નીચે પ્રગટ કરેલો શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લે કરેલો એનો સારાંશ રસથી વંચાશે.

"**ભારતીય ચિત્રકલા**—આ પુસ્તકનાં છ પ્રકરણો છે. પહેલા પ્રકરણ ઉપર 'ચિત્રમીમાંસા'માં વિષ્ણુધર્મોત્તર પુરાણના અધ્યાય 'ચિત્રસુત્ર', ૧૨મા સૈકામાં લખાયેલા ગ્રંથ 'માનસોલ્લાસ', 'શિલ્પરત્ન' વગેરે ગ્રંથોમાંથી વિસ્તૃત ઉતારા આપીને પ્રાચીન કલાકરોના વિચાર પ્રમાણે ચિત્રોના ભેદ, ચિત્રો ચીતરવાની રીત, સાધનોના ભેદ ને તેનાં વર્ણન, રંગો બનાવવાની રીત, ચિત્રકલાનો નૃત્યકલા અને શિલ્પ સાથેનો સંબંધ, ભારતીય અને પાશ્ચાત્ય ચિત્રકલાનો મુખ્ય ભેદ, વગેરેનું ટુંકામાં વિવરણ કર્યું છે.

(૨) બીજું પ્રકરણ છે 'પ્રાચીન ચિત્રપરંપરા.' "ભારતીય ઈતિહાસ મેં અનેક જાતિયોં કા, અનેક સભ્યતાઓ સંમિલન હુઆ હૈ. ઇસી કારણ ભારતી કી કલામેં કરીબ કરીબ દુનિયાકી સબ કલાઓંકે નમૂને મિલતે હૈં."

જૂનામાં જૂનાં ચિત્રો-પ્રાગ ઐતિહાસિક કાળનાં-સરગુજાની રિયાસતની જોગીમારા ગુફામાં ને મિરજાપુર જિલ્લાની ગુફાઓમાં દીવાલો પર મળે છે. એનો વિષય મોટે ભાગે જંગલી જાનવરો ને શિકાર છે. 'વેગ ને ઉદ્દામ એ ચિત્રોના પ્રધાન ગુણ.' જગતમાં બધી જગાઓનાં પ્રાગ્ ઐતિહાસિક ચિત્રો એક જ પ્રકારનાં છે.

ઐતિહાસિક કાળનાં ચિત્રો કાપડ પર કે તાડપત્રપર ચિતરેલાં ૧૦ મી સદી પહેલાંનાં મળતાં નથી. 'ભિત્તિચિત્રો'-મધ્ય કાળના-કયાં કયાં મળે છે એ સ્થળોના નામો આપ્યાં છે. અકબરની જમાનામાં કળાનો ઉત્કર્ષ થયો, પણ તે પહેલાના ચિત્રો પણ હોવા જોઈએ, જો કે તે મળતાં નથી. મધ્યકાલીન જૈન સંપ્રદાયના ચિત્રો: એને લેખકે પાશ્ચાત્ય શૈલી કે ગુજરાત શૈલી, નામ આપ્યું છે. રજપૂતાનામાં એ શૈલીનો પ્રભાવ મોગલોના આક્રમણ સુધી રહ્યો. "આકારૂપ યા લાવણ્ય મેં અથવા કેવલ હસ્તનૈપુણ્ય યા વિચિત્ર રંગવિધાન સે ઇસ શૈલી કા બહુત થોડા સમ્બન્ધ થા..... આધુનિક દર્શકોં કે લિએ-ખાસ કરકે જૈનેતર જનતા કે લિએ, ઇન ચિત્રોં કી રસિકતા સ્વયંસિદ્ધ નહીં હૈ.' છતાં એનો એક પ્રકારની નિર્મળતા, સ્ફુર્તિ ને અભિવેગ છે. આ શૈલીનો સંબંધ આમ જનતા સાથે હતો તેથી તે રાજદરબારી શૈલીથી જુદી રહી. એ ચિત્રશૈલી હિંદુસ્તાનની લોકશૈલી હતી. એનો ઉપયોગ ધાર્મિક ગ્રંથોને અને લોકપ્રિય ભક્તિ અને શૃંગારના ગ્રંથોમા થતો. "જનમંડળી યહ શૈલી પ્રાકૃત થી ઔર ઇસકે સુનહરે પૃષ્ઠોપર મધ્યમ બોલી કે ગ્રંથોકી ધર્મવૃત્તિકી ગહરી છાપ હૈ. રસિકતા કે અંશ બહુત માત્રાજન્ય નહીં હૈ."

(૩) ત્રીજું પ્રકરણ "ઇસ્લામી સલ્તનત ઔર ચિત્રલેખન" આ અને પછીનાં પ્રકરણોમાં જુદે જુદે સમયે ચિત્રકળાનો પ્રવાહ કઈ દિશામાં વહ્યો ને રાજાઓએ એને કેવું ને કેટલું ઉત્તેજન આપ્યું એનું વર્ણન છે. ચિત્રકળાની સામે ઇસ્લામી સલ્તનતનો અણગમો. હદીસ પ્રમાણે ચિત્રકારોને માટે કયામતને દિવસે ઘોર નરક. ઈશ્વરની કૃતિનું અનુકરણ કરીને કંઈ પણ ચીજ બનાવવામાં પાપ નિર્જીવ ચીજો વિશે નિષેધ નહોતો. મુસ્લીમ જનતા ચિત્ર અને પ્રતિમા વિશે હમેશાં ઉદાસીન. બાદશાહી જમાનાની હજારો તસ્વીરોનો મુસલમાનોએ નાશ કર્યો. એ જાતના ચિત્રોનો નાશ કર્યાના કે બગાડયાના અનેક દાખલા ઇતિહાસમાંથી ટાંક્યા છે. બાદશાહોના સંગ્રહસ્થાનોનાં ચિત્રોનો જંગીઝ અને નાદીરશાહે વિનાશ કર્યો. એમાંથી જે બચી ગયાં એટલાં જ રહ્યાં છે. મસ્જીદોમાં તસ્વીરોને માટે સ્થાન નથી.

ચિત્રવિધાન એક સાધારણ વસ્તુ હતી.' મોગલ જમાનામાં પણ શાહી ચિત્રકારોએ મોટે ભાગે હિન્દુ ગ્રંથોને માટે જ ચિત્રો બનાવ્યાં. મોગલ દરબારી ચિત્રકળામાં કેવળ વૈભવ વિલાસનું પ્રદર્શન. કૌશલ. વર્ણવૈભવ, ઐતિહાસિક પ્રસંગોની પ્રચુરતા. એ જમાનામાં હિન્દુ ગ્રંથોને લીધે ચિત્રકારોને અન્તર્ગત ભાવો ને ચિત્તવૃત્તિઓ પ્રદર્શિત કરવાની તક મળી. પુસ્તકોનાં આલેખનનો આરંભ અકબરથી થયો. જહાંગીરના જમાનામાં પશુપક્ષીઓનાં ને ફૂલોનાં અનેક ચિત્રો બન્યાં. શાહજહાંના જમાનામાં પણ એવાં ચિત્ર બન્યાં. પણ ૧૭મી સદીના મધ્યકાળ પછી મોગલકળાના વિનિપાતનો આરંભ થયો. પછી હિન્દુ પ્રણાલીનાં જ ચિત્રો બન્યાં.

(૪) મુગલકાલ. બાબરને ચિત્રોનો શોખ. અકબરના શાસનના આરંભકાળમાં ભારતીય અને ઇરાની કળાનો અજબ ને અનુપમ સમન્વય. મોગલોના શોખથી ચિત્રકારોનું રાજદરબારમાં માન વધ્યું. એ સમયના કેટલાક ચિત્રકારોનાં નામ ને તેમની વિશેષતાઓનું વર્ણન આપ્યું છે. તસવીરો પણ ઘણી બની. હિન્દુ [ચિત્રકારોને ખુશનવીસી (સુલેખન) અપરિચિત હતી, કેમકે નાગરીની વર્ણમાલા એને માટે અનુકુળ નહોતી. સુંદર ચિત્રો પર ભૂંડા અક્ષરો લખી ચિત્રો બગાડ્યાં છે. અકબરની ચિત્રશાળામાં કાશ્મીર, લાહોર ને ગુજરાતથી ચિત્રકારો બોલાવેલા. "ઇસ જમાને મેં ચિત્ર એવં સંગીતકલાકા કેન્દ્ર ગુજરાતમેં હોના સંભવ હૈ, ક્યોંકિ અકબરકે દરબારકે સભી ગુજરાતી ચિત્રકાર અપને નામકે પીછે 'ગુજરાતી' અવસ્ય લગાતે હૈં. ૬ ગુજરાતી ચિત્રકારો કે નામ અકબરનામા મેં મિલતે હૈં." બાદશાહી પુસ્તકાલયમાં ૨૮ હજાર ઉપરાંત વિવિધ હસ્તલિખિત પુસ્તકો. એ બધા સંગ્રહો છિન્નભિન્ન થઈ ગયા, ને આજે પરદેશોમાં વેરાયેલા પડ્યા છે. અકબરના કાળના અનેક ગ્રંથો હજુ છે એમાં ઘણાં ચિત્રો છે.

જહાંગીરને ચિત્રકળાનો ઘણો શોખ. સાથે ચિત્રકારો લઇને ફરતો. યુરોપીય કળાથી પણ પરિચિત હતો.

શાહજહાંના સમયમાં મુગલકળા સંપૂર્ણ પ્રકાશમાં ખીલી ઊઠી. પણ સાથેઃ "ચિત્રકારો કે સાથ જૈસા બર્તાવ હોતા થા વૈસી દશા મેં કલા કી ઉદ્દભવ હી અસંભવ થા. માલૂમ હોતા હૈ કે કલાકાર ભી ઉમરાવોં ઔર મનસબદારોં કી બેગાર મેં પકડે જાતે થે. વેતન કે સ્થાન પર કભી કભી કોડે કી માર ભી ઉન્હેં પ્રદાન કી જાતી થી."

શાહજહાંના શાસનકાલની સમાપ્તિ સાથે મુગલકલાનું પણ ગૌરવ ઘટતું ગયું. છતાં ઔરંગઝેબના સમયમાં બાદશાહી આશ્રય વિના પણ કલા જીવતી રહી. સામ્રાજ્યના વિનાશ સાથે મુગલકલા ક્ષીણ થઈ ગઈ. પછી કલાનું કેન્દ્ર દિલ્હી મટીને અનેક કેન્દ્રો પ્રાંતીય રાજધાનીઓમાં થયા. 'જો કલા દિલ્લી કે કિલ્લે કી ચહારદીવારી મેં બંધી હુઈથી વહ અપને સુનહરી પિંજડે સે છૂટતે હી વિપન્નાવસ્થા મેં ભી એક નવીન સજીવતા સે પલ્લવિત હો ઊઠી."

(૫) હિન્દુ ચિત્રકલા. લોકજીવનથી શાહીકલા ભિન્ન. શાહી ચિત્રકારો દિલ્હીથી છૂટયા તેમણે હિંદુ કલા સર્જન કરી. અનેક ધાર્મિક અને લોકપ્રિય પ્રયોગો એમણે ચિત્રિત અનુસાર કર્યાં. એ કલામાં લોકજીવનનું સાચું પ્રતિબિંબ હતું. એ કલા આડંબરથી મુક્ત હતી. હિંદુ ચિત્રકલાનો પૂર્ણ વિકાસ ૧૮ મી સદીના મધ્યથી ૧૯મી સદીના આરંભ લગી થયો. એને પહેલાં 'રાજપૂત કલા' નામ અપાયેલું, પણ એને 'હિંદુ કલા' કહેવી જોઈએ. મુગલકલા વિદેશી નહોતી, ભારતીય ચિત્રકલાનું જ એક અંગ હતી. મોગલકાળના ચિત્રકારોમાં ઘણા ભાગના હિંદુ હતા. છતાં મોગલકલા ને હિંદુકળામાં કંઈક ફરક રહે છે. "એના આદર્શો ને ઉદ્દેશોમાં ભેદ નથી. ફક્ત મુગલ બાદશાહોનું વલણ સાંસારિક વિલાસ નમુનાઓ અને આમોદપ્રમોદનાં સાધનો તરફ વધારે હતું. હિંદુ રાજાઓનો દૃષ્ટિકોણ જુદો હતો. સમકાલીન સાહિત્ય સાથે એમના જીવનનો ગાઢ સંબંધ હતો. એટલે હિંદુકલાના વિષય પ્રાચીન સભ્યતાના રંગમાં રંગાયેલ છે. અનેક રંગવિધાન એની વિશેષતા નથી. એનો પ્રધાન ગુણ તો એની બહુ જ અનોખી, ભાવવાહી રેખાઓમાં છે. એ ચિત્રોમાં એક જાતની અજબ કોમળતા ને સુકુમારતા છે. એમાં એક જાતની સચ્ચાઇ ને સાત્વિકતા દેખાય છે એની ખાસ ખૂબી એના અત્યન્ત અર્થમાં, ઊંડી ભાવવ્યંજનામાં ને એના વ્યંગમાં છે." હિંદુકલાના રાગમાલા ને ઋતુચિત્રોની ઠીક ઠીક ચર્ચા લેખકે કરેલી છે.

(૬) હિંદુચિત્રકલા કા વિકાસ ઔર વિસ્તાર. જયપુર અને અલવર રાજ્યના ભંડારોમાં કેવાં ચિત્રો છે એને વિશે બે પાનાં. કાંગડા કે પહાડી કલમ, ને બસોલી શૈલીની થોડીક ચર્ચા. અને મોલારામ અને માણકૂ નામના ચિત્રકારો વિશે થોડીક માહિતી આપીને, ગૌડ, બુંદેલખંડ, શીખ રાજ્યો વિ.માં પડેલાં ચિત્રો લેખકે જોયેલાં તેનો ઉલ્લેખ છે, ને હવે કલાનું પુનરુજ્જીવન થવા લાગ્યું છે કહીને આ ચોપડી પૂરી કરી છે."

કનૈયાલાલ મુનશી

નવું પુસ્તક નવું પુસ્તક

ઇલાકાવ્યો આગગાડી ચાંદરણાંના

ના
કર્તા
ચન્દ્રવદન મહેતાનો

અખો વરવહુ અને બીજાં નાટકો

સાત નાટકોનો સંગ્રહ

લખો —

આર. આર. શેઠની કંપની

# તંત્રીસ્થાનેથી

## સ્વર્ગસ્થ નરસિંહરાવ

દીર્ઘ જીવન અને દીર્ઘ સાહિત્યસેવા જેના નામે નોંધાયાં છે એવા નરસિંહરાવભાઈનો સ્વર્ગવાસ થયો છે. નર્મદ–દલપત પછીના નવા કવિતપ્રકાશને ઝીલનાર પ્રથમ સ્વ. નરસિંહરાવ એ તો ઇતિહાસનું સત્ય છે. નવલરામ પછીના વિવેચકોમાં સ્વ. નરસિંહરાવનું સ્થાન મહત્ત્વનું છે એ પણ ઇતિહાસનું સત્ય છે. આપણા પ્રસિદ્ધ અને સિદ્ધ ગદ્ય લેખકોમાંના એક સ્વ. નરસિંહરાવ એ પણ ઇતિહાસનું સત્ય છે. પરંતુ ભાષાશાસ્ત્રના વિષયમાં આજ સુધીમાં ખરું પાંડિત્ય દાખવનાર તો સ્વ. નરસિંહરાવ એકલા જ એ કોઈ પણ ગુજરાતી ભાષાના ઇતિહાસકારને કહ્યા વગર ચાલે તેવું નથી.

સરકારી નોકરીના વ્યવસાયમાં પણ વિદ્યાપ્રેમ અને સરસ્વતીસેવા સતત ચાલુ રાખવાં એ કેવું વિકટ કામ છે એ અનુભવીઓ કહેશે. સમર્થ સાહિત્યકાર થવાની શક્તિવાળા લોકો એ ક્ષેત્રમાં ડૂબી ગયા છે એમ આપણે સ્પષ્ટ જોઈ શકીએ તેવું છે. છતાં સ્વ. નરસિંહરાવભાઈ જે તત્ત્વોના બનેલા હતા તેમાં સાહિત્યકારનું તત્ત્વ એટલું પ્રબળ હતું કે નોકરી અનેક વ્યવસાયો દરમ્યાન પણ એમણે સાહિત્યસેવાને અખંડિત રાખી છે. એમની એ અખંડ ભક્તિ જ ગુજરાતના અનેક સાહિત્યકારોને પ્રેરણા આપવાને સમર્થ છે.

એમના જીવનમાં જે કરુણતા પ્રવર્તમાન અને વ્યાપક બની હતી અને એ કરુણતા જે એમનું જે મમત્વ હતું તે એમના જીવનમાં એમને સહેવા પડેલા આઘાતો જોતાં સમજાય એવું છે. છતાં એમના હૃદયમાં જે અચલ શ્રદ્ધા હતી તે એ આઘાતોથી વધારે સતેજ બની હતી અને ઈશ્વરકૃત યોજનાને વશ થઈને વર્તવામાં એ જીવનની સાર્થકતા માનતા. પાર્થિવ જીવનમાં ગમે તેટલાં દુઃખ આવી પડે છતાં પરજીવનમાં આપણી ભાવનાઓ દ્વારા આપણે શાશ્વત આનંદના ભોક્તા બની શકીએ છીએ એ માન્યતામાં તેમની શ્રદ્ધા અડગ હતી. એટલે આ જીવનનાં દુઃખોને એ હસી શકતા.

'ગુજરાત' માસિક વરસો પહેલાં ચાલતું તે વખતે એમનું શારીરિક સ્વાસ્થ્ય સારું એટલે સક્રિય સહકાર એમના તરફથી ગુજરાતને મળતો એ સર્વવિદિત બાબત છે. 'સ્મરણમુકુર'ની લેખમાળા ગુજરાતનાં પાનાં ઉપર જ અંકિત થયેલી છે. તે ઉપરાંત 'પ્રેરણા' બીજા અનેક એમનાં લખાણો 'ગુજરાત'ના અંકોમાં મોજુદ છે નવેસરથી ગુજરાત

શરુ થયું તે વખતે એમનું સ્વાસ્થ્ય એવું નહતું કે અમે એમના પાસે કોઇ લખાણની માગણી પણ કરી શકીએ અને વસ્તુતઃ કંઇપણ લેખનવ્યવસાય થઇ શકે એટલું કામ એમનું શરીર કરી શકતું નહિં.

આવા વિરલ નરને ગુજરાતે ગુમાવ્યો છે. ગુજરાતને તો એમણે પોતાના જીવનભરની સાહિત્ય સેવા અર્પી સમૃદ્ધ બનાવ્યું છે ગુજરાત એમના સ્મરણને શી રીતે સમૃદ્ધ કરશે? એમના અવસાનથી ગુજરાતી સાહિત્યને અને ગુજરાતને જે ખોટ પડી છે તે ખરે જ ન પૂરી શકાય તેવી છે એમ કહેવામાં માત્ર સત્ય જ છે. અમે 'ગુજરાત'નો માર્ચ માસનો અંક સ્વ નરસિંહરાવભાઇના સ્મારક તરીકે પ્રગટ કરી એમને અમારી નમ્ર અંજલિ આપવા નિર્ણય કર્યો છે. એ અમારા કાર્યમાં ગુજરાતના ઘણાયે લેખકો અને સદ્‌ગતના સંબંધમાં આવેલાં બીજાં બંધુઓ અને બ્હેનો પણ અમને સહકાર આપશે એમ અમને શ્રદ્ધા છે. પરમ પ્રભુના સાન્નિધ્યમાં એમનો આત્મા શાશ્વત આનન્દ અને મુક્તિ અનુભવે એવી એમના માટે અમારી પ્રાર્થના છે.

## નવી ધારાસભાઓ.

નવું બંધારણ આ વરસથી અમલમાં આવે છે બંધારણની દૃષ્ટિએ આજ સુધીમાં તે વિશે અનેક ચર્ચાઓ અને ટીકાઓ થઇ છે. એમાં રહેલી અપૂર્ણતાઓ અને ત્રુટિઓ બતાવવાનો પ્રયાસ પણ અનેકે કર્યો છે. જુદા જુદા પક્ષના નેતાઓએ જુદી જુદી દૃષ્ટિથી એનું દર્શન કરાવ્યું છે. આ વખતે હિન્દી મહાસભાએ પણ બંધારણને અંગે નવી ચુંટણી થવાની છે તે દ્વારા ધારાસભાઓમાં પ્રવેશ કરવાનો નિર્ણય કર્યો છે. અને મહાસભાએ ચુંટેલા પ્રતિનિધિઓને લોકો મત આપે તે માટે ક્યારનો પ્રચાર શરુ કરી દીધો છે. બંધારણીય રાજ્યતંત્રમાં ધારાસભાઓ લોકમતને માપવાનાં યંત્ર છે. તેમાં પણ પ્રજાનો મોટો ભાગ શિક્ષિત અને પોતાનું હિત સમજી શકે તેવો હોય તો ધારાસભાની ચુંટણી પરથી ઘણા સારા પ્રમાણમાં લોકમતનું માપ કાઢી શકાય.

ચુંટણીને આનુષંગિક બીજો પ્રશ્ન પ્રધાનપદના સ્વીકારનો છે. આ પ્રશ્નનો નિર્ણય હજુ કોંગ્રેસે કર્યો નથી. પણ વાતાવરણ જોતાં પ્રધાનપદ સ્વીકારવાનો જ નિર્ણય કોંગ્રેસ કરે એ સ્વાભાવિક અને સંભવિત લાગે છે. પ્રજાના મોટા ભાગમાં કોંગ્રેસે રાષ્ટ્રીયતાનું જે ભાન જાગ્રત કર્યું છે તે જોતાં આ ચુંટણીમાં કોંગ્રેસને મોટી ફતેહ મળે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ જ નથી જો કે કમનસીબે આપણે ત્યાં બીજા ન્હાના ન્હાના પક્ષોનું પણ અસ્તિત્વ છે અને તેઓ કોઇક અંશે પોતાનાં હિતોનો કોંગ્રેસમાં સમાવેશ થઇ શકે તેને અંશે કોંગ્રેસને સહકાર આપવાની મનોદશા ધરાવે છે.

પરંતુ હિન્દ જેવા વિવિધ ભાષાભેદવાળા અને સ્પષ્ટ પ્રાન્તીય તફાવતવાળા વિશાળ દેશમાં કોંગ્રેસે જે રાષ્ટ્રીયતાનું ભાન કર્યું છે તે ખરેખર અદ્ભુત છે અને તે કારણે જ બધા પ્રાન્તોમાં કોંગ્રેસ પોતાનો અધિકાર-પોતાની સત્તા વ્યક્ત કરવામાં સફળ થશે. એમ

એ શક્તિ થોડી ઘણી છે પણ હજી એને એમાં વિકાસ સાધવાની જરૂર છે. બાકી વીકેટ-કીપર તરીકે અત્યારે એનું સ્થાન બેશક ઘણું ઉંચું છે અને ઇંગ્લંડના અમુક કુશળ વિવેચકોના મતાનુસાર આસ્ટ્રેલીઅન ઓલ્ડફીલ્ડ કરતાં એની વીકેટકીપર તરીકેની કક્ષા સહેજ ઉતરતી ગણાય છે. બેટસમેનોમાં મુસ્તાક, અમરનાથ, ઉમર વધતી જાય છે છતાં નાયડુ વગેરે ગણાવી શકાય અને બોલરોમાં અમરસિંહ, નિસાર, બાનરજી એ ત્રિપુટી એ કક્ષામાં આવી શકે.

પણ આપણે ત્યાં હજી બે ઊણપ મોટી જણાય છે; એક ફીલ્ડીંગની અને બીજી કપ્તાનશીપની. ફીલ્ડીંગમાં આપણે જગતક્રીકેટની નજરે ઘણા ઉતરતા છીએ અને એને પરિણામે આપણા ચુનંદા બેટસમેનો અને બોલરોની મહેનત ઘણી વેળા અફળ જાય છે. એ ઊણપ જેમ બને તેમ જલ્દી આપણે દુર કર્યે જ છૂટકો. બીજી ઊણપ કપ્તાનશીપની છે. એમાં વ્યક્તિવાદનાં અનિચ્છનીય અંગોને લઇને આપણે કોઈ પણ એક માણસને કપ્તાન તરીકે નીમી સંતોષકારક કાર્ય કરાવી શકતા નથી. તાલીમ, શિસ્ત, નિયમ, ખેલદીલી એ બધા ગુણોનો દરેક ખેલાડીમાં વિકાસ થાય તો જ એ ખેલાડીઓ કોઈ પણ લાયક કપ્તાનના હાથ નીચે એક સુવ્યવસ્થિત યંત્રની પેઠે રમી શકે; અને તો જ એ ટીમ વિજય પ્રાપ્ત કરી શકે. ટીમની રમતમાં વ્યક્તિગત રમત અને રમનારાઓને સ્થાન નથી. ક્રીકેટના ખેલાડીઓની સન્મુખ હિંદી હોકી ટીમનો ઉજ્જ્વલ દાખલો છે જ. એનું અનુકરણ કરવાથી અહિંના ક્રીકેટરો ઘણું શીખી શકશે.


—: હાસ્યરસના જાણીતા લેખક :—

શ્રી. ધનસુખલાલ કૃ. મહેતારચિત

હાસ્યરસિક ચોવીસ વાર્તાઓ

આકર્ષક ચિત્રો સાથે–સુંદર રૂપરંગમાં

# સાસુજી

નિર્દોષ આનંદ આપતું ભેટ આપવા લાયક પુસ્તક

મૂલ્ય : રૂ. ૧–૮–૦ : પોસ્ટેજ : ૦–૩–૦

( રજીસ્ટ્રેશન–વી. પી. ખર્ચ જુદું : ૦–૩–૦ )

"ધનસુખલાલની મર્માળી કલમ ગુજરાતને જાણીતી છે. કેટલીક નાની વાર્તાઓમાં ખપે તેમ જ કેટલાંક વિનોદાત્મક શબ્દચિત્રો લેખાઇ શકાય, એવાં ચોવીસ હળવાં ફુલ જેવાં અને ટુંકાં લખાણોનો આ સંગ્રહ એમની લેખિનીમાં રહેલી મર્મપટુતાને દીપાવે છે."

—"જન્મભૂમિ"

મળવાનાં ઠેકાણાં } "ગુણસુંદરી કાર્યાલય" ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઈ, ૪

અને જાણીતા બુકસેલરો પાસેથી

# વર્તમાનસાર

## : રોજનોંધ :

### જાન્યુઆરી '૩૭

તા. ૧ : સમ્રાટ્ જ્યોર્જે નવા વર્ષનો શુભેચ્છક સંદેશો પાઠવ્યો. લંડનમાં તા. ૨૯ મી ડિસેમ્બરે થયેલા લેડી હૉસ્ટનના મૃત્યુના ખબર પ્રસિદ્ધ થયા. એ બાઈએ ૧૯૩૩ ના એવરેસ્ટ પરના આક્રમણ માટે સારી મદદ આપી હતી.

તા. ૨ : 'નવ સૌરાષ્ટ્ર' સાપ્તાહિક તંત્રી: કકલભાઈ કોઠારી, અમદાવાદમાં નીકળ્યું. આચાર્ય ધ્રુવે 'ગીતાપ્રવચન' અમદાવાદ ખાતે ચાલુ કર્યું.

તા. ૪ : ગુજરાતમાં ભારે ઠંડી પડવા માંડી.

તા. ૫ : વડોદરા રાજ્યે ૧૦૦૫ ગામડાંમાં હિમસંકટ અને ખેડુતોની નિરાધારીને પહોંચી વળવા રૂપીઆ ૭ લાખ માફી વાળીને તથા બીજી રાહતો આપવામાં એમ-કુલ વીસ લાખની મદદ આપી. વડોદરામાં પત્રકારમંડળનું અમાત્ય સર વી. ટી. કૃષ્ણમાચારીએ ઉદ્ઘાટન કર્યું.

તા. ૬ : ગુજરાતનાં ગામડાંમાં હિમથી ભારે નુકસાન થયું. પ્રો. વાડિયાએ 'ફિડરેશન: એક રેખાદર્શન' એ વિષય ઉપર સુરતમાં ભાષણ આપ્યું.

તા. ૧૦ : શ્રી. રામનારાયણ પાઠકનો સુરત સાહિત્યમંડળે વાર્તાલાપ ગોઠવ્યો. સામયિકો *અને માસિકોમાં જે શબ્દો અને આંકડાના યુદ્ધ આવે છે તે એક જાતનો જુગાર છે એમ ન્યાયમંદિરોએ ચુકાદા આપ્યા છે એ ચર્ચા શરૂ થઈ.

તા. ૧૨ : સાર્વલૌકિક મંદિરપ્રવેશ ઉત્સવમાં ભાગ લેવા મહાત્મા ગાંધીજી ત્રિવેન્દ્રમ ગયા. મુંબાઈ યુનિવર્સિટીએ બી.એ. પરીક્ષા માટે નિયત કરેલાં સિન્ધી પુસ્તકો માટે સિન્ધ કૉલેજના પ્રિન્સિપાલે વાંધો લીધો. મહિન ભાઉદીવજીની ૭૫ મી જન્મતિથિનો ઉત્સવ ઊજવાયો. દિલ્હીમાં ગ્રામવિભાગ માટે રેડિયોની યોજના થઈ. રા. બ. વ્યંકટ રમણને પ્રમુખપદે સિકંદ્રાબાદમાં અખિલ હિન્દ વિજ્ઞાન પરિષદની ૨૪ મી બેઠક થઈ. મુંબાઈમાં એન્થ્રોપોલોજિકલ સોસાઈટીનો સુવર્ણમહોત્સવ ઉજવાયો.

તા. ૧૪ : ગુજરાતના વયોવૃદ્ધ કવિવર, વિવેચક, ચિંતક અને ભાષાશાસ્ત્રી શ્રીયુત નરસિંહરાવ દીવેટિયાનું અવસાન.

તા. ૧૫ : તુર્કસ્તાનમાં શાળાઓમાં બધી બાળાઓને લશ્કરી તાલીમ આપવી એમ જાહેર થયું.

તા. ૧૬ : સ્વ. નરસિંહરાવ માટે શોક દર્શાવવા દી. બ. કૃષ્ણલાલ ઝવેરીના પ્રમુખપદે મુંબઇમાં જાહેર સભા મળી. સ્વર્ગસ્થ સકલાતવાળાની મૃત્યુતિથિ હિન્દમાં ઉજવાઇ. જાહેર થયું કે પ્રખ્યાત આયરિશ કવિ ડૉ. જે. એચ. કઝિન્સે હિન્દુધર્મ સ્વીકાર્યો.

તા. ૧૭ : મુંબાઈ શ્રી ફાર્બસ સાહિત્ય સભામાં બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા અંગે શ્રી. રણછોડલાલ ધ. જ્ઞાનીનું મેજિકલૅન્ટર્નની તખતીઓ સાથે વ્યાખ્યાન થયું. સિંધમાં ચાલુ વસાહત કરી રહેલા ગુજરાતીઓના હક્ક ઉપર કાપ મારવાની શરૂઆત થઈ છે એમ જાહેર થયું.

તા. ૧૮ : ગુજરાતી-બંગાળી લગ્ન: કુમારી શ્રીમતી હઠીસિંગે શ્રી. સૌમ્યેન્દ્ર ટાગોર સાથે લગ્ન કર્યાં.

તા. ૨૦ : ગુજરાત પુસ્તકાલય મંડળના બંધારણનો કાચો ખરડો પ્રસિદ્ધ થયો.

તા. ૨૧ : મુંબાઇ યુનિવર્સિટીના સંસ્કૃત ભાષા વિષેનાં Philological Lectures ડૉ. એરચ તારાપોરવાલાએ શરૂ કર્યાં.

તા. ૨૨ : સરકાર તરફથી સુરત મુકામે ત્રણ દિવસ સુધી ખેતીવાડી પ્રદર્શન ભરાયું. સુરત જીલ્લામાં ગ્રામોદ્ધારની સરકારે રેડિયો, લાઉડસ્પીકર, માઇક્રોફોન તથા સિનેમાની સગવડવાળી મોટરવેનથી કરેલી શરૂઆત.

તા. ૨૩ : મુંબાઇમાં 'પત્રકાર સાહિત્યકાર નથી' એ વિષયની જાહેર ચર્ચા શ્રી. હંસા મહેતાના પ્રમુખપદે પ્રગતિવાદી લેખક મંડળને આશ્રયે થઇ.

તા. ૨૪ : સ્વ. નરસિંહરાવને અંજલિ આપવા એમના મકાને પ્રાર્થના.

તા. ૨૭ : ઓમ્બે પ્રેસીડેન્સી વીમેન્સ કાઉન્સીલની વાર્ષિક સભા મુંબાઇમાં મળી. ડૉ. તારાપોરવાળાનું સંસ્કૃત ભાષા વિશેનું પાંચમું ભાષણ થયું.

તા. ૨૮ : મુંબાઇમાં બ્લેવેટસ્કી લોજમાં ડૉ. ચેનીંગ એચ. ટોબીઅસનું The ideals of Y. M. C. A. વિશે ભાષણ.

**શ્રીમતી સરોજિની નાયડુ શું કહે છે ?:—**

"મહાત્માજીના ઉપવાસ વખતે વાપરવામાં આવેલ 'આસર' યુ-ડી કોલનની બનાવટ પ્રશંસનીય છે તેમજ તેની સુવાસ સુમધુર અને તાજગી આપનારી છે.

**ધી આસર કેમીકલ વર્કસ, મુંબઇ ૯.** પર્ણકુટિ, પૂના, તા. ૨૨ જુન ૧૯૩૩

**વહાલા સાહેબ,** મહાત્માજીના ઉપવાસ દરમ્યાન મોકલવામાં આવેલી આપની માયાળુ અને આવકારદાયક ભેટોની પહોંચ વહેલી ન મોકલી શકવા બદલ દીલગીર છું. આકર્ષક શીશીમાં ભરેલા. યુ-ડી કોલન' (કોલન વૉટર)ની બનાવટ મને પ્રશંસનીય માલમ પડી છે અને આવા મધુર તાજગીભર્યા અને સુવાસિત ટોઈલેટ વૉટરની બનાવટ માટે મારાં અભિનંદન પાઠવું છું. આપના સાહસને સંપૂર્ણ સફળતા મળો:

આપની વિશ્વાસુ, **સરોજિની નાયડુ**

સતી સપ્તમીની વાક્યરચના પણ ભાલણના સમકાલીન અને પૂર્વગત કવિઓમાં મળે છે પરન્તુ તેનો છૂટથી પ્રયોગ તો ભાલણે જ કર્યો છે. ભાલણે વિના ક્રિયાપદે એવી વાક્ય રચના સાથે નાનકડાં વાક્યો પ્રયોજ્યાં છેઃ

'જે રાજા પૃથ્વી અ પાલતિ વર્ણસંકર ચિત્રાભિ,
કાવ્યવિપર્ક દૃઢ બંધ કેશનું ગ્રહણ સુરત સંગ્રામિ.
કનક દંડ તે છત્રશાપતિ, સ્વપ્ન વિષિ વિજોગ.' કા. પૃ. ૩.

કેવળ સંસ્કૃત ભાષાના પરિચયથી નહિ પણ વખતે સ્વતઃ સ્ફુરી હોય એવું પણ કેટલેક સ્થળે દેખાય છે.

નયણે નીર, નિસાસો પહેલી દુઃખ પોતાનું દાખે. નળા૦ પૃ. ૩.
રાજા કેહે, 'કોણ તે નળરા !' — „ પૃ. ૪.
હા! ધિક તેહેનો અવતાર — „ પૃ. ૯.
એ વિધાતા નિર્લજ નીશે — „ „

સતી સપ્તમી અને તેના જેવી વાક્યરચનાનો ભાલણે બીજા કવિઓ કરતાં વિશેષ તેમ જ વિવિધ ઉપયોગ કર્યો છે, અને તેની અસર વર્તમાન સમયમાં પણ છે. ખાસ કરીને 'છતાં' શબ્દનો પ્રયોગ ધ્યાન ખેંચે છે. 'દેવ છતાં તે કયમ વરાયે;' (નળા૦) વખતે આ અસરથી અથવા તો સ્વતઃ કે સંસ્કૃત ઉપરથી સીધી અસર થઇ હોય, ભાલણે "વેલાં" શબ્દને સતીસપ્તમીની રચનામાં વાપર્યો છે. 'પડી વેલાં પાસુ દે તે મિત્ર સાચો સોય'; વર્તમાન કૃદન્તથી પણ આ રચના સાધી છે 'હોમ કરતાં પ્રત્યક્ષદર્શન ગતિ અનુત્તમ દેવસદન.' 'જળપતિ સમરે આવે નીર ઉત્તમ ગંધ ને માળ શરીર'—નળા૦.

"જાણ્યું નથી જાતું" જેવી રચનાઓ તો પૂર્વ કવિઓમાં છે તેમ કાર્યકારણ ભાવદર્શક વાક્યરચના ('પ્રાણી માત્ર નહિ કો દુઃખીયાં જ્યાં ધમિષ્ઠ નરેશ'), તથા સંસ્કૃત **યાવત્ તાવત્**ની વાક્યરચનાને અનુસરતી 'એટલે' 'જેટલે'ના પ્રયોગથી થતી વાક્યરચનાઓ (તૃણમુષ્ટિ ગ્રહી જેટલે હુતાશન આવ્યો તેટલે.)નો ઉપયોગ ભાલણે કર્યો છે.

**ક્રિયાપદના નૂતન પ્રયોગો.**

ભાષાસમૃદ્ધિ કરવા ભાલણે કેટલાંક ક્રિયાપદો સંસ્કૃત ભાષામાં વપરાતાં **કૃ, દા** વગેરે ક્રિયાપદોની રૂઢિ પર નૂતન અર્થમાં વાપર્યાં છે. આ પ્રયોગ અજાણ્યે થયો છે તેમ તે સફળ નીવડ્યો દેખાતો નથી. જેમકે 'દુઃખ કહેવું', 'નિવેદન કરવું' એ પ્રયોગને બદલે 'દુઃખ દાખવવું'; 'ઉચાટ થયો' ને બદલે 'ઉચાટ પામવો'; ધીરજ ધરો, રાખો'ને ઠેકાણે 'ધીરજ આણો'; 'હૃદય પોચું ન કીજે' ને બદલે 'ચિત્ત કાચું ન કીજે' 'પંખીમાં મન લાગ્યું, ચિત્ત ચોંટ્યું' ને બદલે 'મન પંખી માંહિ બળીયું'; તથા 'મન તાણીઉં', 'કીહો વરવાતણો પ્રસંગ' તેમ 'કોણે કીમો થાયે નહિ સુખાઉં તે દુઃખીઉં' 'વેગિ પંથ તે દીધા', 'હાલા પડીશું', 'ટાલ્યાં કિમઇ ટલે નહિ' ઇ૦ જેવી વાક્યરચના તથા ક્રિયાપદના પ્રયોગો ભાલણે કર્યા છે. પરંતુ 'રખે', 'રખે' જેવાં ક્રિયાપદના વર્તમાન સમયમાં થાય છે તેવા પ્રયોગો ભાલણે કર્યા છે. રખે ચતુર કોઇ મુરખ

અવ્યય તરીકે પણ ઉપયોગ ઘણો છે. 'દુઃખે પીડયો ભમતો હીંડે,' 'તે રડખડતો કંહીએ ગયો,' વગેરે.

**ક્રિયાપદના કાળ.**

ક્રિયાપદના કાળમાં ભાલણે ભૂતકાળમાં 'આણું' પ્રત્યયનો ઠીક ઉપયોગ કર્યો છે. કદાચ આનાકી આ પ્રયોગ વખતે ભાલણના સમયથી દાખલ થઇ ગયો હશે. ઘણે ઠેકાણે ભૂતકાળ આ પ્રત્યયાન્ત વાપર્યો છે. શાપથી મૂકાણું રાનડુપ અજગર દેહ,' 'વેલી વીંટાણી ઘણી તે દીસિ એહ પ્રકાર,' 'જિહાં જમિ ધોવાણું આકાશિ,' 'ધૂલિ ભરાણું સર્વ શરીર,' લક્ષ્મી વવરાણી સહી,' તેમાંહાં ગૂંચાણી, નહિ ગત્ય.' ઇત્યાદિ.

**કારક વિભાગ.**

કારક વિભાગમાં ભાલણે ખાસ પ્રગતિ કરી નથી. પૂર્વે કવિઓની માફક ભાલણે પ્રથમા તથા દ્વિતીયા વિભક્તિનો લોપ કર્યો છે. દ્વિતીયામાં 'નિ' 'ને'નું પૂર્વરૂપ વપરાય છે. તૃતીયાનો અપભ્રંશ બહુવચન પ્રત્યય 'હિ' પૂર્વ કવિઓની ભાષામાં દેખાય છે તે ભાલણમાં નથી. 'ઇ,' 'એ પ્રત્યયો' જ દેખા દે છે. એમાં પણ 'ઇ'નો વપરાશ થોડો અને 'એ'નો વિશેષ છે. ચતુર્થીમાં 'નિ' વપરાય છે. પરન્તુ 'માટિ,' 'ઉપર' 'કારણિ' 'કાજે,' એવા શબ્દયોગી અવ્યયો દ્વિતીયાના અર્થસૂચક 'ભણી,' 'પ્રતિ'ની પેઠે વપરાય છે. એ વાપરવામાં પૂર્વગત નામની વિભક્તિ કેટલીક વખત અધ્યાહાર રાખી અને કેટલીક વાર વાપરીને 'પ્રતિહારી રાજા(ની) ભણી આવી.' 'દિનકર માથા(ની). ઉપર આવ્યું; શોભાને કાજે,' 'તરખંડ'(ની), સમી વગેરે પ્રયોગો કર્યા છે. આવા પ્રયોગોમાં ભાલણે જ વિશેષ પ્રગતિ કરી ગુજરાતી ભાષાને બાંધનાર કારક વિભાગ સમૃદ્ધ કર્યો છે. પંચમીના થકી થકીનો પ્રયોગ વધારી દીધો છે, ષષ્ઠીમાં 'ની' 'નું' વગેરે પ્રત્યયોનું પૂર વધ્યું છે તેમ 'કેરુ,' 'તણું' વગેરે વિરલ નથી. સપ્તમી પ્રત્યય 'ઇ' 'એ' કરતાં 'માંહા'નો વપરાશ ભાલણે વિશેષ કરવા માંડયો છે.

સંયુક્ત વિભક્તિનો પ્રયોગ વિશેષ દેખાતો નથી.

**ઉપસંહાર.**

આટલા વિવેચન ઉપરથી સ્પષ્ટ થશે કે પૂર્વ કવિઓ અને સમકાલીન કવિઓ કરતાં ભાષાને વિવિધ રસને અનુકુળ કરીને ગાંભીર્ય લાલિત્ય અને મૃદુતા ભાલણે ભાષામાં આણ્યાં છે. સમકાલીન કવિઓની ભાષામાં સરળતા છે પરન્તુ ઉપલા ગુણો નથી. અને તેથી કંઇક તેમની ભાષામાં છિછરાપણું દેખાય છે. સંસ્કૃત પુસ્તકોનાં વિશાળ વાંચન અને મનન તથા ભાષાંતર કરવાની ટેવને લીધે ભાલણને ગુજરાતી ભાષા સમૃદ્ધ કરવામાં અણધારી સફલતા પ્રાપ્ત થઇ છે. શબ્દભંડોળ વધ્યો. નવીન વાક્ય રચનાઓ થઇ શકી. વિવિધ વિષયોને લીધે ભાવાનુકૂળ અને રસાનુકૂળ ભાષા કરવામાં ઇતર પુસ્તકોનું વાંચન તેમ જ સહજશક્તિ તથા પ્રેરણાને લીધે ભાલણ તેમાં પણ ફાવ્યો છે. ભાષાને સંગઠતી અને સંસ્કારી કરવામાં સફળતા પ્રાપ્ત કરી છે